બનામે ઈઝદ

મહાન શાએર ફિર્દોસી તુસીનું

# શાહનામું

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

બસી રન્જ બોરૂદમ દરીન્ સાલે સી
અજમ ઝેન્દહ્ કરૂદમ બદીન્ પારૂસી
ના ઈન્‌રા દોરૂઘો ફસાનહ્ મદાન્
બયકસાન્ રવેશ દર્ ઝમાનહ્ મદાન્
બદીન્ નામહ્ બર્ ઉમ્રહા બોગ્ઝરહ્
બેખાનહ્ હરાન્ કસ કે દારહ્ ખરહ્

(ફિર્દોસી)

"તીસ વરસ તલક રંજ ખેંચીઓ મોટો
મુવો મુલક ઇરાનનો કીધો જીવતો
તું નો જાંણુતો એહને જુઠી કાંહાંનીઓ
કે **એકજ રીતનો** નહી હતો આ જમાંનો
ગુજરશે વરસ પર વરસ બેશુમાર
પણ વાંચશે આ કેતાબ ઇનસાન અકલદાર"

(મનસુખ)

વૉલ્યુમ ૮ મું.

બનાવનાર

માહીયાર નવરોજી કુટાર.

ફરામર્ઝ નવરોજી કુટાર.

મુંબઈ.

શાહનામા પ્રેસ.

સને ૧૨૮૬ યઝદજર્દી.

સને ૧૯૧૭ ઈસવી.

# THE SHAHNAMAH OF FIRDAUSI.

## ITS FULL TEXT & ITS TRANSLATION (in Gujarati)

BY

*MAHIAR NAVROJI KUTAR*

AND

*FARAMARZ NAVROJI KUTAR*

" Bináhá-i-ábád gardad kharáb
Zi bárán o az tábish-i-áftáb
Pai afgandam az nazm-i-kákh-i-baland
Keh az bád o bárán niyábad gazand. "

( FIRDAUSI. )

" The homes that are the dwellings of to-day
Will sink 'neath shower and sunshine to decay
But storm and rain shall never mar what I
Have built—the palace of my poetry. "

( WARNER. )

## VOL. VIII.

*Bombay.*

SHAHNAMAH PRESS.

*1917*

"No other great poet ever imposed such strict limitations on himself or so sternly adhered to them as did Firdausi. He put himself at the mercy of his authorities and where they fail him, as they do sometimes in this portion of the Shahnama, he makes no attempt TO INVENT INCIDENTS, but leaves a blank and passes on. This is a proceeding for which the poet should be praised rather than blamed."

( WARNER. )

નવસારી જેવો ભરચક ઝરતોશ્તીઓની વસ્તીવાળો જાણીતો કસ્બો

કે જે

**કેળવણી જેવાં અતિ ઉપયોગી સાંધણુ વગર અંધારાંમાં પડી રહયો હતો,**

**જ્યાંનાં લોકો ઊંચી કેળવણીનાં ઉત્તમ ફળ વગર ગરીબાઈમાં સબડયા કરતાં હતાં,**

**જે ગરીબ કસ્બાના લોકોને ઊંચી કેળવણી વગર આગળ પડવાની ટક નહીં મળી હતી,**

તેવા એક અંધારાંમાં રહેલા કસ્બામાં

**કામાજી** જેવાં નેક ખાન્દાને પ્રથમ કેળવણીનાં બી રોપી

ત્યાંના લોકોને જાગૃત કર્યા બાદ

**તે ગરીબ ગામમાં**

**"સર કાવસજી જેહાંગીર નવસારી ઝરતોશ્તી મદરેસા"**

**નામની કીર્ત્તિવંત શાળા**

કે જે શાળાએ

નવસારી નગરીમાંથી ઘણા નામાંકિત અને ચંચળ નરો બાહેર પાડયા છે,

**તે મદરેસા સ્થાપનાર નેકનામ**

# મર્હૂમ સર કાવસજી જેહાંગીર રેડીમની, સી. એસ. આઈ.

કે જેઓ

**પોતાની દઉલતનો સદ ઉપયોગ કરી**

યુનિવર્સીટિનું મકાન, કેળવણીખાતાંઓ, હોસ્પીટલો, દરેમેહરનાં મકાનો વગેરે

બીજી અનેક તરેહની યોગ્ય સખાવતો કરી,

શું પોતાની કઉમમાં કે શું પર-કઉમમાં

**મોટું માન મેળવી ગયા**

તેમજ

**જેના નેક સપૂતે**

**પોતાની લાયકાતે કરી**

**"બેરોનેટ" જેવો માનવંતો ખેતાબ મેળવી**

તે મર્હૂમનું નામ હમેશનું કાયમ કર્યું,

**તેવા એક મર્હૂમ નરનાં અશો રૂહને**

**આ વૉલ્યુમ**

અમો મોટાં માન સાથ

અર્પણ કર્યે છિયે.

# સાંકળિયું.

# સાંકળિયું.

# દીબાચો.

**બનામે ખોદાવન્દે નીકી ફેઝાય**
**કે ઊ હસ્ત બરૂ બન્દગાન્ રહનુમાય**

પાક ખોદાતાલા કે જે સાહેબ કુલ ઈન્સાન જાતને હસ્તીમાં લાવી પોતાની સઘળી પયદાયેશોમાં શ્રેષ્ટાઈ બક્ષનારો અને તેનામાં અકલ જેવું ઉમદા ગઉહર મૂકનારો છે, જે સાહેબ બંદાઓમાં નેકી-નોજ વધારો કરનારો અને તેઓનો રેહનુમા છે, જે સાહેબ દરેક આફતમાંથી બચાવનો કરનારો છે અને સઘળી મુશ્કેલીઓને આસાનનો કરનારો છે, તે દાદગર દાવરનાં પાક નામની મદદથીજ અમો આ ૮ મું વૉલ્યુમ અમારા દાનેશમંદ વાંચનારા સાહેબોની હુઝૂરમાં ધર્યું છે. આ વૉલ્યુમ બાહેર પાડતાં પણ જો કે આગળી અમારી સઘળી મુશ્કેલીઓ જેવીને તેવીજ પેશ આવી છે, છતાં પણ તે સાહેબ ઉપર સબૂરી એખ્તયાર કરી અમો અમારૂં કામ નિયમિત કરતા જઇયે છિયે. શેવટે આ અમારા અદના કામની પિછાન કરનારા ગ્રહસ્થોએ જે મદદ ચાલુ રાખી છે તેઓનો તેમજ પારસી પંચાયતના માનવંત ત્રસ્ટી સાહેબોનો અને નામદાર મુંબઈની સરકારનો તેઓએ આપેલી મદદ માટે ઉપકાર ઝાહેર કર્યે છિયે.

હવે કયાની વંશની સમાપ્તી બાદ હખામની નામનો બળવાન ટોળો જે ઇરાન ઉપર હકૂમત ભોગવી ગયો હતો અને જે ટોળા માટે ઈરાનના ફારસી તવારીખનવેસો અજાણ હતા, તે ટોળા માટે અમો થોડુંક બોલ્યે છિયે.

## કયાની અને હખામની વંશની ભેળમભેળા.

યૂરોપ ખંડના વિદ્વાન પુરૂષો જ્યારથી અવસ્તા અને વેદના અભ્યાસ પછવાડે મંડયા, ત્યારથી તેઓએ ધર્મ સાથે ઇરાન, હિંદ વગેરે દેશોના ઇતિહાસ, ભૂગોળ, ધર્મ, આચાર વિચાર વગેરેનો અભ્યાસ પણ શુરૂ કર્યો. અને તેઓનીજ રંજ અને મેહનતથી આજે આપણે આપણા પોતા વિષે કાંઇક અગણિત મગરૂર બનાવનાર વાર્તાઓ જાણિયે છિયે. જ્યારથી ઈરાનનું સાહિત્ય અવસ્તા, પહલવી, વૈદિક, સંસ્કૃત, ખીલારોકી, ફારસી વગેરેથી વિદ્વાનોનાં જાણમાં આવ્યું, ત્યારથી તેઓ, અસલ ગ્રીક અને રોમનો, યાહુદીઓ, સીર્યન અને આર્મીન્યનો જે કાંઈ ઈરાન વિષે વર્ણવી ગયા હતા, તે સાથે મુકાબલો કરવા મંડી ગયા. પણ સર્વની અજાયબી વચ્ચે જે વર્ણન અને જે પાદશાહોનાં નામો યૂરોપિયનોને સાધારણ થઇ પડયા હતાં, તે નામો થોડાક અપવાદ સિવાય અવસ્તા, ફારસી વગેરેમાંથી નહીં મળવાથી આ વિદ્વાનોમાં તઅસુબી અને અજાયબી ફેલાઈ હતી. યૂરોપ ખંડને જાણીતી થયલી એસીર્યન, ખાલ્ડયન, બેબીલોન્યન, મીડયન અને હખામની શેહનશાહતનો માત્ર એશારો વટિક ઇરાન દેશને લગતી અવસ્તા કે ફારસી તવારીખમાં ન મળવાથી કેટલાક વિદ્વાનો ફિર્દોસી વગેરે ફારસી શાએરો અને તવારીખનવેસો ઉપર શકની નઝરથી જોવા લાગ્યા અને તે તવારીખને દંતકથાનું રૂપ આપવા લાગ્યા. પણ જ્યારે અવસ્તા, પહલવી, ફારસી અને વેદ ઉપરાંત ખીલારોકી ભાષાઓએ યાહુદી અને ગ્રીક લખાણોને મળતું વર્ણન દુન્યાને ઝાહેર કર્યું, ત્યારે અસ્લી તવારીખ ઉપર બહુજ નવું અજવાળું પડયું. સર માલ્કમ જેવા ઘણાક વિદ્વાનોએ કયાની અને હખામની વંશોને એકજ દેખડાવવાની કોશેશ કરી; પણ ઉમંગી અને ઉત્સાહી અભ્યાસીઓ વધુ અને વધુ શોધખોળમાં મશગૂલ થયા અને જ્યારે અશો ઝરતોશ્તનો ઝમાનો ઠેરવવાની તકરાર ચાલી રહી, ત્યારે

ભૂસ્તર અને ખગોળ વિદ્યાને આધારે આ પૃથ્વીનું પુરાતનપણું હઝારો વર્ષનું ઠર્યું અને Anthoropology પ્રમાણે માણસ જાતની વસ્તી આજથી હઝારો વર્ષ અગાઉની ઝાહેર થઇ; અસ્લી સુમીર્યન, અકાડયન, ઇજીપ્શિયન તેમજ એશિયામાંનાં બલ્ખ નઝદીકનાં ખોદી કઢાયલાં ખંડિયેરોનો ઝમાનો આજથી ઈ. સ. પૂર્વે ૮૦૦૦ થી ઉપર સૂધીનો ઝાહેર થયો, ત્યારેજ ભાષા શાસ્ત્રીઓએ સુમીર્યન અને અકાડયન ભાષાઓનું અવસ્તા સાથ મળતાપણું પારખી લઈ તે ભાષા અને સૂધારા Civilization ને અવસ્તા ઝમાના પછીનું ઠેરવ્યું અને તેથી અવસ્તાનો યાને કયાની ઝમાનો કે જેમાં અશો ઝરતોશ્ત જન્મ્યા હતા તે હખામન્યન યાને શેહનશાહો સાઇરિસ અને દારાયસના ઝમાના કરતાં કાંઇક હઝારો વર્ષ આગમચનો પુરવાર થયો.

હવે આ તો તવારીખી બીના છે કે history repeats itself even after ages and centuries તેમજ કેટલાક તવારીખનવેસોને યૂરોપ ખંડનાં કેટલાંક વર્ણન જાણે એશિયા ખંડના અહવાલોમાંથી ટપકાવેલાં હોય તેમ જણાય છે, પણ વધુ તેહકીકથી તે સદંતર જુદાં ઠરે છે.

સ્કોટલંડના બ્રુસ રાજાને એક કરોળિયાએ જે મેહનતથી પોતીકું દર મેળવ્યું તે જોઇ પોતાનું ખોહોળું રાજ મેળવવાનું સૂજ્યું, તેમજ તૈમૂરલંગને માટે એશિયા ખંડમાં જણાયલું છે. જેમ જુલ્યસ સીઝર નદી તરી જતો હતો, તેમજ એશિયાના બાબર જેવા પાદશાહે પણ કર્યું હતું. જેમ હાલ ઇંગલંડમાં પાર્લામેન્ટ છે, તેમજ પાર્થીયાના અશ્કાન્યન પાદશાહ મેહરદાદ પહેલાના વખતમાં ઈરાનમાં મેગેસ્તાન સ્થાપાઈ હતી. હોમરની ઇલ્યડ અને ઑડીસીનાં વર્ણનો, મહાભારત અને રામાયણનાં હિંદુ વર્ણનો તેમજ મહાન શાએર ફિર્દોસીનાં શાહનામાના ઝાબુલી પેહલવાનોનાં વર્ણનો વચ્ચેનું થોડુંક મળતાપણું જોઇ કેટલાક સાંકડા વિચારના વિદ્વાનો એવું લઈ દોડે છે, કે એ તો અસલ એક વાર્તા ઉપરથી બીજી ટપકાવવામાં આવી છે, પણ બારીક રીતે જોતાં તે અહવાલોમાં મળતાપણું કરતાં જુદાપણું વિશેષ માલૂમ પડે છે.

હવે કયાની અને હખામની વંશની વચ્ચે પણ કાંઇક તેવુંજ થોડું ઘણું મળતાપણું આવે છે, જેથી મરડી મોચડીને તે બંને એકજ છે એમ કહેવું તદ્દન ભૂલ ભરેલું છે. આપણે જાણિયે છિયે કે કયાની વંશનો સિલસિલો પીશદાદિયન વંશના સમાપ્ત થવા પછી કયકોબાદ જેવા અશો નરથી શુરૂ થાય છે, કે જેને ઝાલ અને રૂસ્તમે પોશ્તપનાહી આપી હતી. ત્યારબાદ ઇરાનનો heroic ઝમાનો કયકાઊસથી તે ગુશ્તાસ્પ સૂધી મળે છે, કે જે યૂરોપના Middle ages ના શાર્લીમેનનો કે crusaders ના King Arthur ના ઝમાનાને ઘણોજ મળતો આવે છે. હવે આ કયાની રાજાઓ હિંદુઓના રાજર્ષી, ખ્રીસ્ટીઓના પોપ અથવા Spiritual and Temporal Heads કે યાહુદીઓના Prophet Kings જેવા દીન અને દેશના સામતા વડા ગણાતા હતા. જ્યારે હખામની વંશ તો ઇ. સ. પૂર્વે ૮૦૦ ને શુમારે કોઈ હખામની નામના સરદારે પાર્સના તાયફાઓને ભેગા કરી સ્થાપીત કર્યો હતો અને હખામની ખાન્દાનના તીસ્પીસ નામના વીર પુરૂષે ઈલામ દેશના અન્શાનનાં પરગણાંને જીતી લઇને તેમાં વધારો કર્યો હતો. બારીકીથી જોતાં તીસ્પીસથી તે છેક સાઇરિસ ધી ગ્રેટ સૂધી અને તેઓના મળતા વિશેકો પાર્સ, ઇલામ, કેપેદોશ્યા અને આર્મીન્યામાં થોડેક અંશે સ્વતંત્ર રાજ્ય ચલાવતા હતા. Historian's history of the world સાઇરિસનું આખું વંશ આપે છે, તે વંશનું આખું લીસ્ટ તપાસતાં માલૂમ પડે છે કે તે વંશના સિલસિલા અને કયાની વંશના સિલસિલા સાથ કાંઇ પણ સંબંધ નથી. જ્યારે હખામની વંશના સિલસિલાની શહાદતો ખીલારોકી અને યૂનાની તવારીખથી મળે છે, ત્યારે કયાની સિલસિલાની શહાદતો અવસ્તા, પહલવી, ફારસી અને વેદ વગેરેમાંથી મળે છે. આ બંને ખરી છે અને બંને જુદી છે.

હવે અમોએ આગળ કહ્યું તેમ તવારીખ ઘણીક વેળા પાછીને પાછી વરસો અને સદીઓ પછી રજૂ થાય છે. તેમજ ઘણા બનાવો કયાની વંશનાં રાજ્યોમાં બનેલા તેવા થોડાક બનાવો હખામની

વંશનાં રાજ્યમાં બન્યા હતા, તે ઉપરથી એવું અનુમાન થઇ શકે નહીં કે આ બંને વંશો એકજ હતાં. અમોએ આગળ કહ્યું તેમ ઘણા કયાની પાદશાહોનાં દાસ્તાનોમાં અને હખામની રાજાઓનાં દાસ્તાનોમાં મળતાપણું કરતાં જુદાપણું વિશેષ આવે છે. અત્રે દરેક કયાની પાદશાહો અને હખામની રાજાઓની સરખામણી કરવાની અમો ઝરૂર ધારતા નથી. થોડાક અગત્યના પાદશાહોનાં રાજ્યનું મળતાપણું અને જુદાપણું અત્રે ટુંકમાં દર્શાવીશું, તેથી ઝટ માલૂમ પડશે કે આ બે વંશો તદ્દન જુદાં છે. સર્વથી વધારે મળતાપણું સાઇરસ ધી ગ્રેટ અને કયખુસરૂના બાબમાં છે. કયખુસરૂ લડાયક હતો તેમજ સાઇરિસ પણ હતો. કયખુસરૂ અને સાઇરિસ બંને પવિત્ર હતા. કયખુસરૂએ પોતાના મમાવા અફ્રાસિયાબ સાથ લડાઈ કરી હતી, સાઇરિસે પણ તેવીજ રીતે પોતાના મમાવા એસ્તાયજીસ સાથ કર્યું હતું. આ બંને પાદશાહોને ભરવાડે ઉછેર્યા હતા. અફ્રાસિયાબનો વઝીર પીરાન અને સાઇરિસનો વઝીર હાર્પેગસ બંને બાહોશ વઝીરો હતા. હવે આ મળતાપણું પછી તેઓ વચ્ચેનું જુદાપણું જોઇયે. કયખુસરૂનો બાપ સિયાવક્ષ મરણ પામેલો હતો. સાઇરિસનો બાપ કમ્બાઈસીસ પર્સીસનો પાદશાહ હતો, તે સાઇરિસની લડાઈ વખતે હયાત હતો. અફ્રાસિયાબ તો ફરીદૂનની તોખ્મનો કયાની અઉલાદનો તૂરાનનો પાદશાહ હતો, જ્યારે એસ્તાઈજીસ તો મીડયન જેવા લડાયક ટોળાનો ડીઓસિસના નબીરા કયાકસરિસ ધી ગ્રેટનો છોકરો હતો. કયખુસરૂનો બચાવનાર પીરાન તો અફ્રાસિયાબનો પિત્રાઈ થતો હતો અને અફ્રાસિયાબનો છેલ્લે મરણ સૂધી ઈમાનદાર વઝીર રહયો હતો, પણ સાઇરિસને બચાવનાર હાર્પેગસ જો કે એક પાદશાહી ઉમ્રાઓ હતો, પણ તે તો એસ્તાઈજીસથી ફરી બેસી સાઇરિસની બાંહે ધરી હેઠળ આવ્યો હતો. કયખુસરૂ તો કયકાઊસ પછી બાખ્ત્રીયાની બોહોળી સલ્તનતના કારોબાર ઉપર આવ્યો હતો, જ્યારે સાઇરિસ તો નાના પર્સીસનાં પ્રાંતના રાજાનો બેટો હતો. વળી જ્યારે કયખુસરૂ તો બાપના ખૂનનો કીનો લેવા અફ્રાસિયાબ જેવા બહાદુર પણ આકળા અને ઝનુની પાદશાહ ઉપર લડાઈ ચલાવી ગયો હતો, પણ સાઇરિસને તો જાતી જોખમદારીએ બળવો કરવાની ફર્ઝ પડી હતી. સાઇરિસ તો યાહુદીઓનો તારનાર અને પાળનાર હતો, જ્યારે કયખુસરૂનાં રાજ્યમાં યાહુદી જેવી કઉમ પણ હજી હસ્તી ધરાવતી નહીં હતી. કયખુસરૂ તો પોતાના પિત્રાઈ લોહરાસ્પને ગાદી આપી ગોશેનેશીન થયો હતો, પણ સાઇરિસ તો ઇરાની સલ્તનત વધારવા જતાં સખ્ત ઝખમી થવાથી પાર્સગેર્દના મેહલમાં શાન્તિથી મરણ પામ્યો હતો. પાદશાહ કયખુસરૂ પરણયો નહીં હતો, જ્યારે સાઇરિસને તો બે છોકરા અને બે છોકરી હતી. જેમાંના વડા કમ્બાઇસિસે મિસર અને ઈજીપ્ત તેમજ આફ્રીકાના મોટા મુલકો સર કર્યા હતા.

આ ઉપરથી માલૂમ પડશે કે કયખુસરૂ અને સાઇરસ આ બેમાં મળતાપણાને બદલે જુદાપણું વિશેષ છે, જે ખુલ્લું પુરવાર કરે છે કે આ બે પાદશાહો તદ્દન જુદાજ છે અને આ બે વચ્ચે હઝારો વર્ષનો ગાળો પડેલો છે. એવુંજ કાંઈ મળતાપણું ગુશ્તાસ્પ અને દારાયસ હીસ્તાસ્પિસ વચ્ચે છે. પણ આજની શોધખોળોએ તદ્દન અચુક રીતે પુરવાર કર્યું છે, કે આ બે માણસો પણ તદ્દન જુદાજ છે. એક કયાની વંશનો અને બીજો હખામની વંશનો છે. અને તેની સાબેતીમાં અમો થોડીક દલીલો રજૂ કરીશું, જેથી પુરવાર થઈ શકશે કે માલકમ જેવા તવારીખનવેસે કયાની અને હખામની વંશને એકજ ગણવાની કોશેશ કરી હતી, તે તદ્દન ખોટી હતી.

પહેલું સર્વથી અગત્યનું એજ કે અગરજો પયગમ્બર સાહેબ ઝરતોશ્ત ખુદ દારાયસ હીસ્તાસ્પિસના વખતમાંજ થઈ ગયા હોય, તો તેવા અતિ અગત્યના બનાવ ઉપર દારાયસ જેવો ઠરેલ મગઝનો ડાહયો મહાવીર પુરૂષ કદી પણ પોતાની યાદગારી જાળવનારી તખ્તીઓમાં આંખવીચામણાં અને ચૂપકીદી એખ્તયાર કરે નહીં, કારણકે પોતાના દરેક અગત્યના બનાવોની વાસ્તવિક અને ખરી બારીકે બારીક હકીકતને સાચા એતેકાદથી અને અહુરમઝદને હાઝેર નાઝેર જાણીને લખી જાય, તે

આવા અતિ મહત્વના epoc making change વિષે નહીં બોલે એ તદ્દન બેહુદુ દીસે છે. બીજું જો વ્યાકરણ અને સઇલીના કાયદાથી આપણે ખીલારોકી ભાષા તપાસ્યે, તો માલૂમ પડશે કે તે એક જાતની અવસ્તાની અપભ્રંશ છે, કે જે અપભ્રંશ થવાને ઓછામાં ઓછી સદીઓ પસાર થઈ જવી જોઇયે. વળી અગરજો ઝરતોશ્ત સાહેબ ખુદ દારાયસનાજ વખતમાં જન્મ પામ્યા હતે, તો હુખામની દઉરના સમાગમમાં આવેલા યાહુદી, ગ્રીક વગેરે ઓલ્માઓ તે બનાવથી કેવી રીતે અજાણ રહી શકે અથવા ચૂપકીદી એખ્તયાર કરી બેસે? તેથી ઉલટું ખુદ સાઈરસના વખતનો લીડયાનો ઝન્થસ તો ઝરતોશ્ત સાહેબનો ઝમાનો મહાત્મા સાઈરસથી કાંઇક સદીઓ આગમચ મેલે છે. હિરૉડોટસ તો પયગમ્બર સાહેબનું નામ વટિક પોતાનાં દફતરમાં આપતો નથી, પણ તે જે પાર્સી રાહ રસ્મોનો અહેવાલ આપે છે, તે અસલ અવસ્તા પછીના બગાડા સાથનો પાર્સી ધર્મ દેખડાવે છે. ટીસ્યસ જે ઇરાની દરબારનો હકીમ હતો અને ઈરાનનાં દફતરખાનાનો લાભ મેળવનાર હતો, તે તો અશો ઝરતોશ્તને કોઇ આગળા વખતમાં થઈ ગયલો ધારે છે. પ્લેટો, ઍરીસ્ટોટલ વગેરે તો તે અશો નરને ઈ. સ. પૂ. ૬૦૦૦ તો શું પણ કેટલાક તો ટ્રોયની લડાઈની પણ ૫૦૦૦ વર્ષ આગળ થઇ ગયલો જાહેર કરે છે, કે જે પયગમ્બરનો ઝમાનો તેજ કયાની ઝમાનો છે અને હુખામની, દારાયસ વગેરે ઝમાનાના યૂનાની મહાન પુરૂષોની સેંકડો વર્ષ પૂર્વેના છે. હવે અવસ્તામાં જે દીન કે દેશ દુશ્મનોનાં નામો મળે છે, તેમાં કેથે જરાક પણ ઇશારો એલેકઝાન્ડર ધી ગ્રેટ વિષે મળતો નથી. એટલુંજ નહીં પણ ખુદ પાર્સી કીર્ત્તિનાં સ્થંભ pillars of strength જેવા મહા બળવાન શેહનશાહો સાઇરસ, કમ્બાઇસિસ, દારાયસ હીસ્તાસ્પિસ, ઝર્કસિસ, આર્તાઝર્કસિસ લૉન્ગીમેનસ, દારાયસ નોથસ, આર્તાઝર્કસિસ નીમન, નાનો સાઈરસ, દારાયસ ઓકસ કે દારાયસ કોડોમેનસ વિષે એક પણ હરૂફ મળતો નથી. એથી પણ વધુ અવસ્તામાં હુખામનીઓના વખતની સેંકડો વર્ષ આગમચ થઈ ગયલા આર્યન તાયફાઓ મીડ, ખોરાસ્મી, આર્મીન્યન, પાર્થીયન વગેરે વિષે તેમજ સેમેટિક તાયફાવાળા મહા બળવાન એસીર્યન, બેબિલોન્યન, ખાલ્ડયન, મીસરી, ફીનિશ્યન એવા અગત્યના તાયફાઓનાં નામ કે કામના એશારા બિલ્કુલ મળતા નથી. તેમજ અવસ્તાની ભૂગોળમાં જે અસ્લી નામો મળે છે, તેથી સદંતર જુદાંજ અને અજાયબ કિસમનાં શેહરો આ એસીર્યન, મીડયન, મન્ડા, વગેરે ઝમાનામાં મળે છે, જેવાં કે બેબિલોન, નિનિવેહ, અકબેતાના, પર્સીપોલીસ દેમાસ્કસ, આર્બેલા વગેરે. તેમજ અવસ્તામાં નાઇલ, ટાઈગ્રીસ, વગેરે નદીઓનાં નામો બિલ્કુલ મળતાં નથી, કે જે નામો આજે લગભગ ઈ. સ. પૂ. ૫૦૦૦ વર્ષથી પણ વધુ પૂરાણા છે. આ ઉપરથી માલૂમ પડે છે કે અવસ્તા લખાણુ જે કયાની ઝમાનામાં અશો ઝરતોશ્તથી શુરૂ થયું, તે હુખામની શેહનશાહતની પણ કાંઇક સદીઓ આગમચ લગભગ સદંતર સમ્પૂર્ણ થયલું હોવું જોઇયે. વળી અશો ઝરતોશ્તના જે નામચીન ચેલાઓનાં નામો જેવાં કે જામાસ્પ, ફ્રશોસ્ત્ર, હુતઓસિ વગેરે ફ્રવર્દીન યશ્તમાં છે તેમાંના કોઈનું પણ નામ ખીલારોકી તખ્તીઓમાં કે ગ્રીક નવીસંદાઓનાં લખાણમાં જોવામાં આવતું નથી. જે ઉપરથી એમ માલૂમ પડે છે કે યૂરોપિયનોને જણાયલી so called dawn of history ની પણ પૂર્વે સેંકડો વર્ષ ઉપર અશો ઝરતોશ્ત સાહેબ જન્મ પામ્યા હતા, કે જે કયાની ઝમાનો હતો.

ત્યારે ઉપલી થોડીક દલીલો ઉપરથી માલૂમ પડશે કે કયાની અને હુખામની વંશો બંને તદ્દન જુદાં છે. અને એકેક પછી તેઓ હઝારો વર્ષને અંતરે થઈ ગયા છે. કયાની અને હુખામની ટોળો એકજ હતો, એવું બતલાવવા જાણિતો તવારીખનવેસ માલ્કમ કેટલીક Analogy દેખડાવે છે, જેમ કે હુખામનીશ પાદશાહને એક ગરૂડ પક્ષીએ પાળી મોટો કર્યો હતો, તેજ પ્રમાણે ઝાલેઝરને સીમુર્ગે ઉછેર્યો હતો. પણ એવી દંતકથાઓ તો બીજી તવારીખોમાં પણ મળે છે જેમ કે સેમીરામીસને એક કબુતરે ઉધારી હતી અને સાઈરસને એક કુતરીએ ધવાડયો હતો. એવી એવી દંતકથાઓની સરખામણી તો જગેજગ મળે છે. પણ આવી રીતે બે તવારીખોને થોડાક મળતા આવતા

પણ ઘણી અગત્યની બાબતમાં જુદા પડતા તવારીખી અહવાલોને ઠોકી ઠાકીને એકસાન કરવાથી Confusion worse confounded જેવી હાલત થઈ પડે છે. પણ હવે આજના વિદ્વાનો કબૂલ કરે છે કે કયકોબાદથી ગુશ્તાસ્પ સૂધીના પાદશાહો કયાની હતા અને તેઓને હખામની પાદશાહો જેવા કે સાઈરસ કે દારાયસ હીસ્તાસ્પિસ સાથ કાંઈજ લાગતું વળગતું નથી. તેઓ એકમેક પછી સેંકડો વર્ષને અંતરે થઇ ગયા છે. પણ તેઓ ફિર્દોસીએ આપેલાં ગુશ્તાસ્પ વેરનાંજ રાજ્ય માટે આ બાબતમાં એકમત છે. પણ હવે ખરો ગૂચવાડો તો ગુશ્તાસ્પ પછીનાં રાજ્યોમાં આવે છે. ફિર્દોસી પ્રમાણે ગુશ્તાસ્પ પછી બહમન, હોમા, દારાબ અને દારા એ ચાર પાદશાહો થઈ ગયા. અને છેલ્લા દારાના વખતમાં સિંકદર કયાની વંશની આખેરી લાવ્યો. હવે આજના વિદ્વાનો આજની શોધખોળ ઉપરથી એવું ઝાહેર કરે છે કે ગુશ્તાસ્પ પછીના જે રાજ્યો ફિર્દોસીએ આપ્યાં છે, તે કયાની નહીં પણ હખામની પાદશાહો છે. અર્દશીરે દરાઝદસ્ત, દારાબ, દારા વગેરે પાદશાહો કયાની છેજ નહીં, પણ હખામની છે, અને તે ફિર્દોસીએ પોતાની વાર્તાનો સિલસિલો લાવવા ગુશ્તાસ્પ પછી હખામની વંશના છેલ્લા પાદશાહોને મૂકી દઈ કયાની અને હખામની પાદશાહોની ગૂચવણ કરી મૂકી. તેઓ એવું ઝાહેર કરે છે કે ગુશ્તાસ્પ પછીનો બહમન જેને અર્દશીરે દરાઝદસ્ત તરીકે પણ ઓળખતા હતા અને જે હખામનીનો આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ છે, તે ગુશ્તાસ્પ પછી હઝારો વર્ષ પછી થઈ ગયો હતો. અર્દશીરે દરાઝદસ્તને બરોબર મળતું ગ્રીક નામ આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ છે. અને તે તો ઈ. સ. પૂ. ૪૦૦ વર્ષ ઉપર થઇ ગયો હતો. ત્યારે તે અને ગુશ્તાસ્પ (યાને અશો ઝરતોશ્તનો ઝમાનો જે ઈ. સ. પૂ. ૫૦૦૦ વર્ષ ઉપરનો પુરવાર થયો છે તે)ની પછીનો બહમન યાને અર્દશીરે દરાઝદસ્ત એકજ કેમ હોઈ શકે? તેજ પ્રમાણે દારાબ અને દારા તેજ દારાયસ ઓકસ અને દારાયસ કોડોમેનસ નામના હખામની શેહનશાહો છે અને એ છેલ્લા દારાયસ કોડોમેનસનેજ સિંકદરે હરાવ્યો હતો, કે જેમ ફિર્દોસી દારા માટે લખે છે. આ સઘળાં એકસરખાં નામો અને થોડાક બનાવોનાં મળતાપણાંને લીધે આજના વિદ્વાનો એવું ખુલ્લું ઝાહેર કરે છે કે કયાની વંશ તો ગુશ્તાસ્પ વેરજ જાણીતો છે. પછી તે વંશની શી હાલત થઇ તે આપણે જાણતા નથી. અને બહમનથી તે દારા સૂધીના પાદશાહો તો હખામનીજ છે, જેઓને ભૂલથી અત્રે કયાનીમાં ગોઠવી દેવામાં આવ્યા છે. પણ અમો કહેવાને દિલગીર છિયે કે આ અનુમાન સાથ અમો મળતા થઇ શકતા નથી. અમો એમ કહયે છિયે કે ગુશ્તાસ્પ પછી ખરેખર બહમન, હોમા, દારાબ અને દારા જેવા કયાની પાદશાહો, જેમ ફિર્દોસી લખે છે તેમ થઇ ગયા હતા. તેઓ કયાનીજ હતા, હખામની નહીં. જેઓ આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ, દારાયસ ઓકસ અને દારાયસ કોડોમેનસ તરીકે જાણીતા થઈ ગયા છે, તેઓ ખરેખર હખામની વંશનાજ હતા. આ શાહનામાના બહમન, દારાબ અને દારા, તેજ હખામનીના આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ, દારાયસ ઓકસ અને દારાયસ કોડોમેનસ છે, એમ અમો કહી શકતા નથી. તેઓ બંને જુદા છે અને બંને દુન્યામાં રાજ્ય કરી ગયા છે. પણ ત્યારે આ સઘળા ગડબડ ઘોંટાળાનું કારણ શું? કારણ ફકત એકસરખાં નામો છે. અને તેની સાથ થોડીક હખામની વંશની વાર્તાઓ અત્રે ઘુસી ગઇ છે તે છે. મળતાં નામોની મોહકાણુને લીધે ફાર્સી શાએરો અને ખાસ કરીને ફિર્દોસીએ ઘણીક હકીકતો અને બીનાઓ જે હખામની વંશના દારાયસ ઓકસ અને દારાયસ કોડોમેનસની હતી, તે કયાની દારાબ અને દારાને લાગુ પાડી દીધી. અને તેથીજ આ મોટો ગૂચવાડો ઉપન્ન થયો. જો આપણે બારીકીથી કયાની બહમન, દારાબ અને દારાનાં રાજ્યો અને હખામની આર્તાઝર્કસિસ, દારાયસ ઓકસ અને દારાયસ કોડોમેનસનાં રાજ્યો તપાસીશું, તો માલૂમ પડશે કે મળતાં નામો અને કાંઈક થોડીક વાર્તાઓ સિવાય ઘણી બાબતો એકેકથી જુદી છે. આર્તાઝર્કસિસથી તે દારાયસ કોડોમેનસનાં રાજ્ય સૂધીનો જે અહવાલ આપણુને ગ્રીક લખનારાઓ ઉપરથી મળે છે, તેમાં અને ફિર્દોસીના બહમનથી દારા સૂધીનાં રાજ્યના બનાવોમાં આસ્માન અને ઝમીનનો ફર્ક છે. એક ફકત એલેકઝાન્ડરની વાર્તા

બરોબર મળતી આવે છે. પણ અહીં ખરી રીતે ફિર્દોસીએ મોટું ઘોટું ખાધું છે. અને તેણે થોડાક બનાવો હુખામની દારાના કયાની દારામાં ભેળી નાખ્યા છે, બાકી બીજી તવારીખમાં તો ઘણોજ મોટો ફેર છે. શાહનામાના દારાબની વાર્તામાં પણ ફિર્દોસી ભૂલથી થોડુંક દારાયસ ઓકસનું વર્ણન આપી જાય છે, જેવું કે શોઇબ નામે અરબ સરદારની ઈરાન ઉપરની ચઢાઇ તેમજ ફિલિપ સાથની લડાઈ પણ બાકીના બનાવો જુદા છે. બહમનનું સેફાતી નામ કદાચ ફિર્દોસી પ્રમાણે અર્દ-શીરે દરાઝદસ્ત હોય, કે જે તેના લામ્બા હાથોને લીધે આપવામાં આવ્યું હોય; પણ તેથી કાંઈ તે હુખામની આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ ઠરતો નથી, કારણકે તેઓનાં કામોમાં ઘણોજ મોટો ફર્ક છે. આર્તાઝર્કસિસ કાંઈ લડાયક નહીં, પણ સુલેહ શાન્તિ ચાહનાર પાદશાહ હતો. અર્દવાન જેણે ઝર્કસિસનું તેમજ તેના વડા છોકરા દારાયસનું ખૂન કર્યું હતું, તેનું ભોપાળું બાહેર પડતાંજ આર્તાઝર્કસિસે તેને ઘટટે ફયઝે પહોંચાડયો હતો; પણ પોતાના વડિલ ભાઈ વીશ્તાસ્પ તે બેક્ટ્રિયાના હાકેમનો હક્ક તેણે ખૂંચવી લઈ તેને ગયર ઈન્સાફ કર્યો હતો. એના વખતમાં ઇજીપ્ટ વગેરેના છૂટા છવાયા બળવા સિવાય ઝાઝું થયું નહીં હતું. કહે છે કે સાઈરસ અને દારાયસ માફક એની માયા મેહરબાની યાહુદી કઉમ ઉપર વિશેષ હતી અને એથન્સ સ્પાર્ટાના યૂનાની રાજ્યો વચ્ચેનાં પેલોપોનિસ્યન યુદ્ધ વખતે તે બંને રાજ્યો એને પોતા તરફ ખેંચવા આતુર હતાં. એનાં મરણ બાદ એના છોકરા ઝર્કસિસનું ખૂન તેના એક ભાઈને હાથ થયું હતું; પણ તે પણ થોડુંકમાંજ પોતાના એક બીજા ભાઈ ઓકસના હાથ ઉપર માર્યો ગયો. આ ઓકસને તે એક બેબિલોન્યન રાંડ concubine ને પેટનો હતો, એમ કહી ગ્રીક લખનારાઓ Nothus કહી ગયા છે. આ પાદશાહ ગાદી ઉપર આવ્યા પછી દારાયસ બીજો એવાં નામથી ઝાહેર થયો. એનું રાજ્ય ભીસરનું હુલ્લડ, કુટુંબી કજિયા વગેરેથી ભરપુર હતું. તેની રાણીનું નામ પરીઝાદ Parisatis હતું, જેણી બાહોશ, ચંચળ અને ખટપટી હતી. એ પાદશાહને બે છોકરા અર્શીશ અને સાઈરિસ હતા, કે જે તવારી-ખમાં આર્તાઝર્કસિસ નીમન અને સાઈરિસ the younger ને નામે વખણાઇ ગયા છે. જવાન સાઇરસ માબાપનો લાડકો તેમજ બાહોશ, ખટપટી અને લોભી હોવાથી ફકત તેર વર્ષની નાઝુક વયથીજ રાજકારોબારમાં જોડાયો હતો; અને આસરે ચૌદ પંદર વર્ષે તો તે એથન્સ સામે લશ્કરનો સરદાર નેમાયો હતો. યૂનાની લખનારાઓ એ શાહઝાદાની જાબજા તારીફ કરી ગયા છે; અને અગરજો તેનાં બખ્તે તેને યારી આપી હતે, તો તે કદાચ એલેકઝાન્ડર ધી ગ્રેટ કરતાં કાંઇક વધુ કરી બતાવતે; પણ તે અતિ લોભી અને આકળો હોવાથી જ્યારે તેનો પિતા દારાયસ મરણ પામ્યો ત્યારે પોતાના વડિલ ભાઈનું ખૂન કરવાની તજવીઝ કરી હતી. અને જો કે અર્શીશ જેણે રાજ્ય ઉપર આવતાં ઝર્કસિસ બીજો નામ ધારણ કર્યું હતું અને જેની સરસ મગઝશક્તિને લીધે તેને "નીમન" કહેતા હતા, તેણે પોતાની માતાની સમજાવટથી આ સરકશ શાહઝાદાને માફી બક્ષી, તોપણ પાછળથી તેણે ગ્રીક અને ઈરાની લશ્કર લઈ આર્તાઝર્કસિસ ઉપર હુમ્લો કર્યો; પણ તે શાહઝાદાને નસીબે યારી નહીં આપી તેથી તે પોતાના ભાઇનાજ હાથ ઉપર માર્યા ગયો. આ પછી થોડાજ વખતમાં એથન્સ, સ્પાર્ટા વગેરે લડતાં રાજ્યોએ ઈરાનના પાદશાહનું વડપણ કબૂલ્યું, અને ગ્રીકનું સ્વતંત્રપણાંનું ઝોર નર્મ પડી ગયું. પણ પાછળથી માંહોમાંહેના કુટુંબી કજિયા અને મિસર, એશિયા માઈનર વગેરેના બળવાથી આ નામચીન પાદશાહને પરેશાની અને હયરાનગતિ થઈ. અને એના પછી એનો બહાદુર પણ ઘાટકી બેટો ઓકસ ગાદી ઉપર આવ્યો, જેને દારાયસ ઓકસ કરીને કહે છે. એણે બળવાઓ લગાર કરડી રીતે બેસાડી દીધા. ઈરાની લખનારાઓ મૂજબ મેસિડોનના રાજા ફિલિપે ધારા મૂજબ એને ખંડણી નહીં આપવાથી તેની ઉપર એ ચઢાઇ લઈ ગયો અને તેને હરાવી ખંડણી આપવાની ફર્ઝે પાડી. ઓકસના વખતમાં ઈરાન પાછું ઘણી ઊંચી ટોચે પુગી ગયું હતું. પણ થોડાક વર્ષમાં તે નામચીન પાદશાહનું તેમજ તેના બેટા અર્શીશનું ખૂન તેના નિમકહરામ વઝીર બગવાસે કર્યું. હવે આ વઝીરે ઈરાનની ગાદી ઉપર દારાયસ નોથસના બેટાના નબીરા દારાયસ

કોડોમેનસને ગાદી ઉપર બેસાડી, પોતે રાજ્ય ચલાવવાની પયરવી કરી. પણ જ્યારે તે પાદશાહ તેને તાબે નહીં થયો ત્યારે તેણે તે પાદશાહને ઝેહર આપી મારી નાખવાનું કાવતરૂં રચ્યું. પણ દારાયસ તેનું કાવતરૂં ચેતી ગયો અને તેનેજ તે ઝેહર પીવાની ફર્ઝ પાડી, જેથી તે વઝીર માર્યો ગયો. પણ બહાદુર, ભલા અને શૂરા દારાયસનું નસીબ બુલંદ નહીં હોવાથી તુરતજ તેને સિકંદર સાથ લડાઇ શુરૂ થઈ, જેમાં શેવટે દારાયસ હાર્યો અને કાંઇ પણ તે વધુ કરે તે પહેલાં તે પોતાના ગોઠિયા બિસસ અને બીજાઓથી ઠાર થયો. આ હખામની આર્તાઝર્કસિસ લોન્ગીમેનસથી કે દારાયસ કોડોમેનસ વેરની તવારીખ છે. પણ શું તે કોઈ પણ રીતે ફિર્દોસીએ આપેલાં બહમનથી કે દારા સૂધીનાં રાજ્યોને મોટે ભાગે મળતાં આવે છે? અમો હિમ્મતથી કહીશું કે બિલ્કુલજ નહીં. બહમનથી દારા સૂધીનો ફિર્દોસીનાં શાહનામાનો અમારો ગુજરાતી તર્જુમો વાંચવામાં આવશે અને તેને અમોએ ઉપર આપેલા હખામની વંશના પાદશાહોના અહવાલ સાથ સરખામણી કરવામાં આવશે, તો તુરત જણાઇ આવશે કે ફિર્દોસીના કયાની બહમન, હોમા, દારાબ અને દારાનાં રાજ્યોના બનાવો અને હખામની આર્તાઝર્કસિસ લોન્ગીમેનસથી તે દારાયસ કોડોમેનસ સૂધીના રાજ્યોના બનાવોમાં ઘણોજ મોટો ફર્ક છે. અત્રે તે બાબત અમો ટુંકમાં દર્શાવીશું. ફિર્દોસી મૂજબ કયાની ગુશ્તાસ્પ પછી તેના ફતેહમંદ છોકરા રૂઇનતન અસ્ફંદિયારના બેટા બહમનને ગાદી મળી, જ્યારે દારાયસ પછી તો તેનો બેટો મહાન ઝર્કસિસ ગાદીએ આવ્યો, અને તેણે પંદર વર્ષ રાજ્ય કર્યું. અસ્ફંદિયારની લડાઈ ધર્મને લગતી હતી, જ્યારે ઝર્કસિસની લડાઈ Political રાજદ્વારી હતી. અસ્ફંદિયાર એક શાહઝાદો અને સરદાર હતો, જ્યારે ઝર્કસિસ તો પાદશાહ થયો હતો, અસ્ફંદિયાર તો અશો ઝરતોશ્ત તરફની તેમજ પોતાના પિતા ગુશ્તાસ્પ તરફની તાબેદારીથી અને પોતાની બેહેનોને અર્જાસ્પના હાથમાંથી છોડવવાની પૂર્વ એશિયા મધ્યેની લડાઈથી જાણિતો થયો હતો, જ્યારે ઝર્કસિસ તો મિસર ગ્રીકની ચઢાઈ તેમજ પર્સીપોલીસના મેહલોથી જાણિતો થયો હતો. અસ્ફંદિયારનું મોત લાવનાર રૂસ્તમ તો પોતાના ભાઇ શગાદનાં કાવતરાંનો ભોગ થઈ મરણ પામ્યો, જ્યારે ઝર્કસિસનું ખૂન કરનાર અર્દવાન તો પોતે રાજ્ય ચલાવવાની કોશેશ કરતાં પોતાને ફયઝે પહોંચ્યો. બહમને પોતાના બાપનાં ખૂનના વેરમાં રૂસ્તમનાં મરણ બાદ, તેના છોકરા ફરામર્ઝ તેમજ આખાં ઝાબુલને તારાજ કર્યું; પણ તેવું કશું પણ અર્દવાનના મળતા વિશેકોના બળવા વખતે આર્તાઝર્કસિસે કરેલું જણાતું નથી. જાણિતો તવારીખનવેસ માલ્કમ તો પોતાની તકરાર અને દલીલોને મઝબૂતી આપવા આર્તાઝર્કસિસ નીમનના રાજ્યને પણ બહમનનાં રાજ્ય સાથ સરખાવે છે, કે જેની ઉપર બૂઢાપામાં પોતાની બેટી સાથ બદકામ કરવાનું ગ્રીક લખનારાઓએ જણાવ્યું છે, કે જેમ બહમન માટે પણ ભૂલમાં તેની હોમા નામની બેટી સાથ કરેલું ફાર્સી શાએરો જણાવે છે. પણ આ બાબત વિષે અમો અમારાં સાતમાં વૉલ્યુમના દીબાચામાં પુરતું બોલ્યા છિયે. પણ જ્યારે આર્તાઝર્કસિસ લોન્ગીમેનસનું રાજ્ય તેના ભાઇ વીશતાસ્પ સાથની લડાઈ પછી લગભગ સુલેહ ભરેલું પસાર થયું હતું, અને શેવટે ઇજીપ્ટ વગેરેના બળવાથી સેહેજ જોખમાયું હતું, અને જે પાદશાહની મદદ એથન્સ અને સ્પાર્ટાનાં રાજ્યોએ માહોમાહેની લડાઈમાં માગી હતી, અને જેમ આર્તાઝર્કસિસ નીમનનું રાજ્ય, પાર્સી સર્વોપણું ગ્રીસે સ્વીકારવા, તેમજ સાઇરિસની ચઢાઈ, ગ્રીકોના બાઝગશ્ત Retreat of Ten Thousand, તેમજ એશિયા માઇનરના બળવાથી જાણિતું થયું હતું, ત્યારે તેવું કશુંબી બહમનનાં રાજ્યમાં બન્યું હતું નહીં. વળી બહમન પછી હોમાય ગાદીએ આવી, જ્યારે આર્તાઝર્કસિસ લોન્ગીમેનસ પછી તેના બેટાઓ ઝર્કસિસ, સોગ્દિયાનસ અને દારાયસ નોથસ ગાદીએ આવ્યા હતા. અને આર્તાઝરકસિસ નીમન પછી દારાયસ ઓકસ ગાદીએ આવ્યો હતો. વળી હોમા તો રાજ્ય કરતી રાણી હતી, જ્યારે આર્તાઝર્કસિસ લોન્ગીમેનસની રાણીઓ કે બેટીઓ તેમજ આર્તાઝર્કસિસ નીમનની રાણી સીતેતિરા કે માદર પેરીઝાતીસ કે બેટીઓએ કાંઇ રાજ કર્યું હતું નહીં. પેરીઝાતિસ તો લગાર આકળા સ્વભાવની અને ઘાટકી હતી, જ્યારે હોમા તો માયાળુ હતી

અને એક માતા માફક રાજ્ય કર્યું હતું, અને પોતાના બેટા દારાબને નદીમાં નખાવી દેવાથી પશ્ચાતાપમાં પડી હતી, અને દારાબની હયાતી જણાતાંજ તેને રાજ્ય સોંપી ખોદાની બંદગીમાં બેઠી હતી. હવે શાહનામાની હોમાની દંતકથા એસીર્યન રાણી સેમિરામિસ સાથ મળતી આવવાથી અગરજો ફિર્દોસીએ તેણીને પોતાના બાપ સાથ આડો વહેવાર હતો એમ દેખાડયું હોય, તો તે સમજી શકાય એવી ચૂક છે. હવે દારાયસ નોથસ અને દારાયસ ઓકસ જરા ઘાટકી વર્તણુંકવાળા હતા અને ભાઇ ભાંડુનાં ખૂન કરી રાજગાદી ઉપર આવ્યા હતા, જ્યારે દારાબ તો એની માદર પછી સુલેહ ભરી રીતે ગાદીએ આવ્યો હતો; જો કે તે કદાચ સખ્તાઇ ભરેલો હોય. દારાબની પયદા થવાની હકીકત દારાયસ નોથસ કે ઓકસમાં નથી. હવે દારાયસ પછી તો તેનો બેટો અર્શીશ ગાદીએ આવ્યો, કે જેને પણ ઓકસના ખૂની બગ્વાસે પુરો કર્યો હતો, અને નોથસના બેટાની અઉલાદના દારાયસ કોડોમેનસને ગાદી આપી હતી, કે જે કોડોમેનસ કાંઈ ઓકસનો બેટો થતો હતો નહીં. દારાયસ કોડોમેનસ તો ઘચુપચુ મનવાળો પણ ખૂબસૂરત, બહાદુર અને સરદારીના ગુણવાળો ભલો, શૂરો પણ કમનસીબ પાદશાહ હતો, જ્યારે દારાબનો બેટો દારા સીગર તો ઠિંગણો, બેડોળ, મનશક્તિનો કાચો, પણ બહાદુર હતો; જો કે તે બંનેનાં રાજ ઉપર આવતાં રાજ્યકારોબાર બગડેલી હાલતમાં હતા. દારાબે ૧૨ અને દારાએ ૧૪ વર્ષ રાજ્ય કર્યું હતું, જ્યારે દારાયસ ઓકસે ૨૧ અને દારાયસ કોડોમેનસે ફકટ ૬ વર્ષ રાજ્ય કર્યું હતું. આવી રીતે આ બંને વંશોના રાજ્યમાં મળતાપણું કરતાં જુદાપણું વિશેષ માલૂમ પડે છે. ખરી વાત છે કે મળતાં નામોની મોહકાણને લીધે કેટલીક હખામની તવારીખ ફાર્સી શાએરોએ આ કયાની પાદશાહોને લગાડી છે; જેમ કે દારાબનાં વર્ણનમાં ભૂલચૂકથી થોડુંક દારાયસ ઓકસનું વર્ણન ફિર્દોસી આપી જાય છે, જેમ કે શોઇબ નામે અરબ સરદારની ચઢાઈ અને ફિલિપ સાથની લડાઇ. પણ આ ફકટ એકસરખાં નામોને લીધેજ ભૂલ થયલી દીસે છે. અને એવીજ રીતે દારાના વખતમાં સિકંદરનું દાસ્તાન ફિર્દોસી આપી જાય છે, કે જે સિકંદરે દારાયસ કોડોમેનસને હરાવ્યો હતો. પણ એ સિવાય મોટે ભાગે ફિર્દોસીના કયાની બહમનથી દારા અને હખામની આર્તાઝર્કસિસ લોન્ગીમેનસથી કે દારાયસ કોડોમેનસ વચ્ચે આસ્માન ઝમીનનો ફેર છે. જ્યારે ફિર્દોસી પ્રમાણે ગુશ્તાસ્પ પછી ચારજ રાજાઓ થઇ ગયા, ત્યારે હખામની દારાયસ પછી તો ચારથી વધુ પાદશાહો રાજ્ય કરી ગયા છે. માટે મળતાં નામો અને થોડીક મળતી આવતી બાબતોને લીધે એમ કહેવું, કે અર્દશીરે દરાઝદસ્તથી તે દારા સૂધીના કયાની પાદશાહો કયાની નહીં પણ હખામની છે, એ ભૂલ ભરેલું છે. થોડાક મળતા દાખલા ઉપરથી હદ બાહેરના જુદાપણાં ઉપર આપણે કદી પણ આંખવીચામણી કરી શકયે નહીં. મળતાપણું તો ઘણી વખતે સદીઓ પછી આવે, પણ તેથી તેઓ એકજ છે એમ કહી શકાય નહીં. History repeats itself તેમ તવારીખી બનાવો જો પાછા સદીઓ પછી રજૂ થાય તો શું તે બનાવને આપણે એકજ ગણીશું? વળી નામો પણ ઘણીક વખતે એકજ આવે છે, જેમ કે હાલમાંજ ઇંગલંડમાં ઘણાક જ્યોર્જો થઈ ગયા છે તેથી શું કોઇ એમ કહેશે, કે જ્યોર્જ પહેલો તેજ જ્યોર્જ ચોથો હતો? વળી ઘણા બનાવો જ્યોર્જ બીજામાં બન્યા તેવાજ બનાવો જ્યોર્જ ત્રીજામાં બન્યા હતા, જેવા કે ફ્રાન્સ સાથની લડાઇ વગેરે, તેથી શું કોઇ પાછળનો તવારીખનવેસ એમ કહેશે, કે જ્યોર્જ બીજો તેજ જ્યોર્જ ત્રીજો હતો? જ્યોર્જ બીજા કે ત્રીજાના વખતમાં જર્મની સાથ લડાઈ થઇ હોય અને તેજ પ્રમાણે હાલમાં આપણા શેહનશાહ જ્યોર્જ પાંચમાંના વખતમાં જર્મની સાથ લડાઇ થઈ છે, તો શું સદીઓ પછી પાછલા તવારીખનવેસો એમ કહેશે, કે જ્યોર્જ ત્રીજો તેજ જ્યોર્જ પાંચમો હોવો જોઇયે? કારણકે થોડાક બનાવો જ્યોર્જ ત્રીજાના વખતમાં બન્યા, તેવાજ થોડાક બનાવો જ્યોર્જ પાંચમાંના વખતમાં બન્યા. વળી યૂરોપમાં ચાર્લસ નામના રાજાઓ એક્કી વખતે ઘણા દેશોમાં થઈ ગયા છે. જેમ કે ઇંગલંડ, જર્મની, ફ્રાન્સ, સ્વિડન વગેરે, પણ તેથી શું મળતાં નામને લીધે પાછલા લખનારાઓ એમ કહેશે, કે જર્મનીનો ચાર્લસ, તેજ ફ્રાન્સનો ચાર્લસ હતો?

ત્યારે આ ઉપલી સઘળી દલીલોથી જોઈ શકાશે કે અગરજો કે તવારીખી બનાવો કેટલીક વખતે અતિઘણું મળતાપણું દેખાડે છે, પણ તેથી કાંઈ એમ સાબેત થતું નથી કે તે બનાવો એકજ ઠેકાણે અને એકજ ઝમાનામાં બન્યા હોય. અને તેથીજ અગરજો કે કયાની અને હખામનીઓ વચ્ચે ચોકસ અંશે મળતાપણું નઝરે આવે છે, પણ જ્યારે આપણે તેઓના જુદાપણા ઉપર નઝર કર્યે છિયે ત્યારે આપણને માલૂમ પડે છે કે તે બંને વંશો વચ્ચેનું જુદાપણું મળતાપણાં કરતાં વિશેષ છે.

હવે ફિર્દોસી તેમજ બીજા ફાર્સી શાએરો પ્રમાણે પયગમ્બર ઝરતોશ્ત પછી આસરે ત્રણસો વર્ષે સિકંદર નામના દીન દુશ્મને કયાની વંશની સમાપ્તી આણી અને દીનને નુકસાન પહોંચાડયું. પણ અમોએ અમારાં છઠ્ઠાં વૉલ્યુમના દીબાચામાં "અશો ઝરતોશ્તનો સને"વાળી બાબતમાં અવસ્તા, વેદ, ઈજીપ્ટ અને બેબિલોન વગેરેની તવારીખ, તેમજ રોમન, ગ્રીક અને મોહમ્મદન લખનારાઓની શહાદત આપી પુરવાર કર્યું છે, કે કયાની ઝમાનો યાને અશો ઝરતોશ્તનો ઝમાનો તો લગભગ ઈ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષ ઉપરનો છે; તો પછી સિકંદર કે જેણે અશો ઝરતોશ્ત પછી લગભગ ૩૦૦ વષ ઈ. સ. પૂર્વે ૩૨૩ માં ઈરાનનું રાજ્ય જીતી લીધું એમ કેમ બની શકે? ત્યારે એટલી તો સિદ્ધ થયલી બીના છે અને હાલમાં તે ઘણા વિદ્વાનો કબૂલ કરે છે, કે સિકંદર કાંઈ અશો ઝરતોશ્ત પછી ત્રણસો વર્ષ ઉપર થઇ ગયો હતોજ નહીં, બલ્કે તે તો અશો ઝરતોશ્ત પછી કાંઇક સદીઓ પછી થઈ ગયો હતો.

પણ ફિર્દોસી અને બીજા ફાર્સી શાએરોને મળતોજ વિચાર બીજા અસ્લી લખાણોમાં પણ મળે છે; જ્યાં એવું કહેવામાં આવ્યું છે, કે આપણી દીન બાખ્ત્રીયાની સરઝમીન ખાતે બરોબર ત્રણસો વર્ષ સૂધી સાબેત કદમ રહી શકી હતી. ત્યાર બાદ તેમાં બગાડો શુરૂ થયો હતો. વળી દીનકર્દમાં પણ અશો ઝરતોશ્ત અને દાદાર અહુરમઝદ સાથની વાતચિત્તનો નીચલો ફક્રો મળે છે, જ્યાં અહુરમઝદ કહે છે, કે "જ્યારે તારી આ માઝદયસ્ની દીનને ચારસો વર્ષ થશે ત્યારે તેમાં બૂરી દીનવાળાઓથી ખરાબી થશે........તે વખતમાં પેલા દુઃખ દેનારા 'રશ્નેરીસ આશમોગ'થી જેઓ ઘણા સાચા હશે........તેઓ દુઃખી થશે." હવે આ દીન દુશ્મન "રશ્નેરીસ"ની સૂરતને કરીસાક જેવા દીન દુશ્મન હાકેમના અકવાન જેવા ધર્મગુરૂના જેવી દીનકર્દે* જણાવી છે.

હવે આ ફક્રા ઉપરથી માલૂમ પડે છે કે "રશ્નેરીસ" નામનો દીન દુશ્મન જે અશો ઝરતોશ્ત પછી ૪૦૦ વર્ષે થઈ ગયો હતો, તેની પણ આગમચ "કરીસાક" નામનો એક દીન દુશ્મન પાદશાહ થઈ ગયો હતો. આ કરીસાક અશો ઝરતોશ્ત પછી ત્રણસો વર્ષે થઈ ગયો હોય અને એજ કરીસાકે કયાની દારાને હરાવી ઝરતોશ્તી દીનને પહેલો ફટકો ત્રણસે વર્ષે માર્યો હોય, એ તદ્દન બનવા જોગ છે. અને પાછલા લખનારાઓએ એવું ઝાહેર કર્યું છે કે "આપણી દીન ત્રણસો વર્ષ સૂધી સૂધી આબાદ હાલતમાં રહી," તેને આ દલીલથી ટેકો મળે છે.

ત્યારે અમો એવાં અનુમાન ઉપર આવ્યે છિયે કે દીનકર્દમાં જે કરીસાક નામના દીન દુશ્મન વિષે ઈશારો આવેલો છે, તેજ દીન દુશ્મન પાદશાહે કયાની દારાને હરાવી બાખ્ત્રીયાની ગાદી લઈ લીધી હતી અને ત્યાર બાદ લગભગ સેંકડો વર્ષ પછી દારાયસ કોડોમેનસ નામના હખામની પાદશાહને સિકંદરે રૂમીએ ઈ. સ. પૂર્વે ૩૩૧ માં હરાવી ઈરાનની ગાદી લઇ લીધી હતી.

પણ ત્યારે હવે સવાલ એ ઉભો થાય છે, કે પાછલા પહલવી અને ફાર્સી લખનારાઓએ સિકંદર અને કરીસાકને ભેળી કેમ નાખ્યા? તેનો સબબ પણ સેહલ છે. સૌથી પહેલું કારણ એજ કે આ બેહુ પાદશાહોનાં કામો તદન એકસરખાં હતાં. બંને દીન દુશ્મનો હતા. વળી કેટલાક

* જુઓ દ૦ પે. બે. સંજાણાવાળું દીનકર્દ વા. ૫ મું પાનું ૨૯૧ મું.

પાછલા લખનારાઓએ કરીસાકને રૂમી તરીકે ઓળખાવ્યો છે અને સિકંદર પણ રૂમીજ હતો. આ બેમાં ઘણો અગત્યનો અને મહાન દીન દુશ્મન લડવૈયો તો સિકંદરજ હતો. સિકંદરનાં કામોની કીર્ત્તિ કરીસાક કરતાં ઘણી ચઢિયાતી હતી. અને તેનાં કામોનો છાપ તમામ દેશોમાં પંથરાઈ ગયો હતો. વળી સિકંદર પાછલા પહલવી અને ફાર્સી લખનારાઓની ઘણા નઝદીકના ઝમાનામાં થઈ ગયલો હોવાના સબબે તે લખનારાઓનાં મન ઉપર સિકંદર જેવા મહાન માણસનોજ છાપ પડી રહયો હતો. અને તેથીજ પાછલા લખનારાઓએ કરીસાકને બદલે સિકંદરનું નામ ભૂલથી દાખેલ કીધેલું દીસે છે.

હવે પાછલા લખનારાઓએ કરીસાકને રૂમી તરીકે ઓળખાવ્યો છે તે ઉપરથી આપણા જાણિતા તવારીખનવેસ મર્હૂમ મી૦ જમશેદજી પાલનજી કાપડિયા એક અનુમાન કરે છે, કે આ કરીસાક એક હિંદી હોવો જોઇયે, અને પાછલા લખનારાઓએ ભૂલથી તેને રૂમી કહયો છે; કારણકે ગ્રીસ અને રોમન શેહનશાહ તો કયાની વંશની સેંકડો વર્ષ પછી હયાતીમાં આવ્યાં હતાં. પણ આપણે યાદ રાખવું કે રૂમ નામ કાંઇ ફાર્સી નવીસન્દાઓ Roman Empire ને માટેજ વાપરતા નહીં હતા, પણ એશિયા માઇનરમાંથી આવતા લોકોને માટે પણ વાપરતા હતા. આ મુલકનું અસલ નામ શું હોય તે ફાર્સી નવીસન્દાઓ જાણતા ન હોવાથી પોતાના વખતમાં જે મુલક જે નામે ઓળખાયો હોય, તે નામ તે મુલકને આપી જાય તેમાં નવાઈ નથી. જેમ કે ઇંગ્લંડને અસલમાં Albion, સ્કોટલંડને Caledonia, ફ્રાન્સને Gaul, સ્પેનને Iberia કહેવામાં આવતા હતા. તો પણ હાલના તવારીખનવેસો તે દેશોની અસલ તવારીખ લખતાં પણ તે દેશોને હાલનાંજ નામોથી ઓળખે છે અને કવચીતજ reference તરીકે અસલ નામ વાપરે છે. ફાર્સી શાએરો એશિયા માઇનરને રૂમ, સીર્યાને શામ, એસીર્યાને હામાવરાન, બેબિલોનને બાબુલ વગેરે નામથી ઓળખી ગયા છે. અને જેણી એશિયા માઈનર તરફથી ઈરાન ઉપર હુમ્લા લાવતા તેને રૂમી કરીને ઓળખતા હતા. અવસ્તા ઝમાનામાં તે મુલકો શું નામે જણાયલા હતા અને મિસર અને બારબરીના શું નામો હતાં તે આપણ જાણતા નથી. વળી એકસરખાં નામના ઘણાક મુલકો વિષે આપણે જાણિયે છિયે, જેમ કે અસલના ગ્રીસને આયોના અથવા યૂનાન કહેતા હતા, અને હાલમાં ચીન દેશના એક પ્રાંતને યૂનાનને નામે ઓળખ્યે છિયે. તેથી કાંઈ તેઓને એક બીજા સાથે કાંઈ પણ સંબંધ હોય એવું ઠરતું નથી. વળી હાલમાં પણ બાલકન્સમાં રૂમાન્યા અને રૂમીલ્યા, ઇટલીમાં રોમ વગેરે યૂરોપ ખંડમાં મળે છે; તેમજ એશિયામાં અર્ઝરૂમ યાને રૂમની ઝમીન તેમજ જોસેફસની યાહુદીઓની તવારીખમાં જુડિયા પ્રાંતમાં રોમ નામનું પરગણું મળે છે. તે ઉપરથી માલૂમ પડે છે કે જુદે જુદે વખતે જુદા જુદા મુલકો લગભગ મળતાં નામોથી જાણિતા થયા હતા. તેથીજ કરીસાકને રૂમી તરીકે ઓળખાવ્યો હોય, તો તેમાં કાંઈ ખોટું નથી.

## ગુશ્તાસ્પ પછીના પાદશાહોને "કય"નો એલકાબ કાં નહીં લાગુ પાડવામાં આવ્યો?

જે કેટલાક વિદ્વાનો એવું માને છે, કે શાહનામાના ગુશ્તાસ્પ પછીનાં રાજ્યો કયાની નહીં પણ હખામની છે, તેઓ પોતાની દલીલને ટેકો આપવા માટે આપણને એવો સવાલ પૂછે છે, કે "શાહનામાના ગુશ્તાસ્પ અને અસ્ફંદિયાર પછીના કોઈબી પાદશાહને "કય"નો એલકાબ કાં નહીં મળ્યો? શું આ ઉપરથી એવું ઠરતું નથી, કે તેઓ કયાની નહીં પણ હખામની છે અને તેઓને ભૂલચૂકથી કયાની તવારીખમાં ઘુસડી દેવામાં આવ્યા છે?" પણ આ અનુમાનબી ભૂલ ભરેલું છે. કયાની પાદશાહોની આગળ જે "કય" અથવા "કવિ" બોલ વાપરવામાં આવે છે, તે તો એક દસ્તૂરી ખેતાબ છે. અવસ્તામાં આ ખાન્દાન "કવિ" અથવા "કય"ને નામે અને પહલવીમાં "કય"ને નામે આ વંશ જણાયલું છે. "કવિ"નો અર્થ "પર્હીઝગાર ધર્મગુરૂ" એવો થાય છે.

અને આ "કય"નો ખેતાબ ધરાવનારા પાદશાહો તો દીન અને દેશના સામતા વડા ગણાતા હતા. આ "કય" એલ્કાબ ધરાવનારા પાદશાહો તો રોમના પોપ અને અરબ ખલીફ્ માફક રાજર્ષી યાને Heads of Spiritual and Temporal Kingdoms અને યાહુદીઓના Prophet Kings જેવા હતા. કયાની વંશના ગુશ્તાસ્પ સૂધીના પાદશાહો દીન અને દેશના સામતા વડા ગણાતા હતા, પણ ગુશ્તાસ્પના વખતમાં પયગમ્બર અશો ઝરતોશ્ત સાહેબે પોતાની દીન ફેલાવી અને ત્યારથી આ બંને functions જુદા થઈ ગયાં, અને એ વખતથી રાજના વડા અને દીનના વડાનો ઓધ્ધો જુદો પડયો. રાજના વડાનો ઓધ્ધો વાજબી રીતે પાદશાહનાજ હાથમાં રહયો, પણ દીનના વડાનો ઓધ્ધો અશો ઝરતોશ્ત અને તે પછી તેનું કામ ચલાવનારા વડા ધર્મગુરૂઓ, જેવા કે ફ્રશોસ્ત, જામાસ્પ, એસતવાસ્ત્ર વગેરે અશો ઝરતોશ્તના જાયનેશીનો જેઓ "ઝરથુશ્ત્રોતેમો" તરીકે ઓળખાવા લાગ્યા, તેઓના હાથમાં ચાલુ રહયો. આવી રીતે ગુશ્તાસ્પ પછી રાજયના વડા તરીકેનો ઓધ્ધો પાદશાહો ચલાવવા લાગ્યા, ત્યારે દીનના વડા તરીકેનો ઓધ્ધો ઝરથુશ્ત્રોતેમોના હાથમાં ગયો. હવે જેમ જેમ આપણો ધર્મ બીજા દેશોમાં ફેલાતો ગયો, તેમ તેમ એકને બદલે અનેક ધર્મના વડા જુદા જુદા દેશોમાં સ્વીકારવામાં આવ્યા, જેમ કે મીડયામાં, બલ્ખમાં વગેરે મુલકોમાં એકી વખતે જુદા જુદા શખ્સો ધર્મના વડા ગણાતા હતા, કે જેમ મોહમ્મદનોમાં પણ મિસરમાં અને બગદાદમાં જુદા જુદા શખ્સો ખલીફો હતા. અને હાલમાં પણ શીઅહનો ખલીફ્ ઈરાનનો શાહ અને સુન્નીનો ખલીફ્ તર્કીનો સુલ્તાન ગણાય છે. આ ધર્મના વડાઓ કોઇકિ વખત રાજયના માલેક પણ થઈ પડયા હતા, જેમ કે એક ઝરતોશ્તે બેરોસસ મૂજબ બેબિલોન જીતી લઈ તે અને તેના વંશોએ ત્યાં લગભગ ૨૦૦ વર્ષ રાજય ચલાવ્યું હતું. આવી રીતે ગુશ્તાસ્પ પછી રાજયના વડા પાદશાહો દીનના વડા હતા નહીં, એટલે તેઓને "કય" અથવા "કવિ"ના એલ્કાબથી ઓળખાવામાં આવ્યા હતા નહીં.

આ ઉપલા ટુંક ખોલાસા પછી માલૂમ પડશે, કે ગુશ્તાસ્પ પછીના પાદશાહો બહમન, દારાબ વગેરેને **કયાની વંશ**ના પાદશાહો તરીકે, યાને કયાની વંશના મૂળ પુરૂષ કયકોબાદથી ઉતરી આવેલા પાદશાહો તરીકે આપણે ઓળખાવી શકયે, પણ તેઓને "કય" અથવા "કવિ" (વડા ધર્મગુરૂ) તરીકે આપણે કદી પણ ઓળખાવી શકયે નહીં.

## ફાર્સી લખનારાઓ હખામનીને છોડી કાં ગયા?

હવે સવાલ એ છે કે સર્વ ફાર્સી નવીસન્દાઓ હખામની પાદશાહોને છોડી કાં ગયા? આનો જવાબ અમો અત્રે ટુંકમાં આપીશું. કયાની વંશ સૂધી બેકટ્રિયાનું સર્વોપરિપણું હતું અને ત્યાર પછી ઈરાનની તવારીખની dark middle ages શુરૂ થઇ, અર્દશીર બાબકાન સૂધી લમ્બાય છે. હવે બેકટ્રિયા લગભગ સ્વતંત્ર રહ્યાથી ત્યાંની તવારીખ લગભગ in tact બચી રહી, પણ જે ટોળાઓ જેવા કે મીડ, હર્કેન્યન, ખુરાસ્મીયન, પાર્થીયન, પાર્સી, કેપેડોસ્યન, આર્મીન્યન વગેરે ત્યાંથી વીખરાઈ ગયા, તે આ કયાની વંશની આખેરી વખતે હોવા જોઇયે. હવે આ પરેશાની અને scattering ના વખતની તવારીખ ખુલ્લી રીતે ઘણી જુજ મળે, પણ તેમાંથી અસ્લી પાર્થીયન, પાર્સી, મીડ, મંદા, આર્મીન્યન, ઇલામી, સુસ્યન, સુમીર્યન, અકાડયન, મિસર, એમેઝોન્યન, સીડયન, ખાલ્ડયન, બેબિલોન્યન, એસિર્યન વગેરેના લામ્બાં ટુંકાં દાસ્તાનો આપણને વારમ્વાર મળે છે. તે સઘળાં પશ્ચીમના ગ્રીક, યાહુદી, રોમન વગેરેના તવારીખનવેસોની નોંધો ઉપરથી કે ખંડિયેરોનાં ખોદકામોથી અજવાળાંમાં આવે છે. તે સર્વ દાસ્તાનો કાંઇકિ હઝારો વર્ષોનો ગાળો રોકે છે અને તે સર્વ દાસ્તાનોને પશ્ચીમ ઈરાન સાથે ઝાઝું લાગે વળગે છે. ત્યાર બાદ તવારીખી મહાન પુરૂષ સાઇરસ ધી ગ્રેટથી જે મોટી દુન્યાની શેહન્શાહત સ્થાપાઈ તે ઉત્તરે સાઇબિર્યા તથા સીથ્યાથી દક્ષિણે હિંદી મહાસાગર અને સાહરાનાં જંગલો સૂધી અને પૂર્વે ચીનની સરહદ અને મેન્ગોલિયા અને ટિબેટથી

તથા ગોબીના રણુથી પશ્ચીમે ભૂમધ્ય સમુદ્ર, એટલાંટિક મહાસાગર અને યૂરોપનાં હાલનાં સ્વિટ-ઝર્લૅન્ડ સૂધી લમ્બાઈ હતી. આ શેહન્શાહતની રીતભાત અને તવારીખને પશ્ચીમ ઈરાન સાથ ઝાઝું લાગતું વળગતું હોવાથી, સિકંદરે જ્યારે નાતર્સ રીતે પર્સીપોલીસ શેહર બાળી નાખ્યું, તેમજ જ્યારે એલેકઝાન્ડ્રા લાઇબ્રેરી જુલ્યસ સિઝરની તોલેમી સાથની લડાઈમાં બળી ગઈ, ત્યારે સર્વ તે ઝમાનાનું સાહિત્ય અને તવારીખી નોધો ગુમ થઈ ગઈ. ત્યાર બાદ પાર્થયન, અશ્કાન્યન અને મુલ્કોલ તવાયફના બાહોશ પણ બેદરકાર દઉરમાં ઝરતોશ્તી ધર્મ અને સાહિત્યએ ઘણું ખમ્યું અને આખેરે સાસાની પાદશાહોએ સર્વ નોધ ભેગી કરવાનું માથે ઉઠાવ્યું. પણ જ્યારે ઝમાનાના ઝાલેમ દઉરથી ઈરાનની જાહોજલાલી અને સાહિત્ય ઝાલેમ અરબ ખલીફ ઉમરના હોકમથી ઈસ્તખ્ર અને એલેકઝાન્ડ્રાની લાઇબ્રેરી બાળી નાખવાથી લગભગ નાશ પામ્યાં, ત્યારે બલ્ખ બામી, બોખારા, સમર્કન્દ વગેરે અસલ આર્ય ભૂમિઓ તો સ્વચ્છ હાલતમાં પોતાનો ધર્મ અને રીતી રેવાજ જાળવી શકયાં હતાં અને તેથીજ એ dark ages ની અંદર પણ તેઓ પોતીકી તવારીખ જાળવી શકયાં હતાં. અને તેથીજ કયાની વંશની તવારીખ લગભગ સમ્પૂર્ણ હાલતમાં મળે છે અને સાસાની તવારીખ લગભગ હાલના ઝમા-નાની ઘણી નઝદીકની હોવાથી મળી શકે છે. પણ હખામની અને તેની આગમચની તવારીખ છૂટા છવાયા અહવાલ સિવાય લગભગ સદાબરી ભૂસાઇ ગઇ, સિવાય કે યૂરોપિયન, ગ્રીક, રોમન અને યાહુદી કઉમે જે સેહજસાજ પોતાના સમાગમમાં આવતી નોધ રાખી હતી; અને તેજ ઉપર આપણુને માત્ર સંતોષ પકડવો પડે છે, કે જેમાં દીન અને દુશ્મનોના અભાવ અને આપમતલબ prepossessions and prejudices થી ભરપુર લખાણો ઉપર આપણુને આધાર રાખવો પડે છે. ખુદ દીનકર્દમાં પણ હખામનિયન વંશ વિષે જરાપણુ એશારો માલૂમ પડતો નથી, સિવાય કે સિકંદરનું નામ, કારણુકે જે શહાદતો દીનકર્દના લખનારે મેળવી હોય તે પૂર્વ કે ઉત્તર પૂર્વ તરફના ઈરાની મુલકોમાંથીજ મેળવી હોય; કેમકે ઝમાનાની ગર્દેશથી ઉત્તર પશ્ચીમ અને દક્ષિણ પશ્ચીમ ઈરાન તો અનેકવાર દીન અને દેશ દુસ્મનો, જેવા કે એસીર્યન, મેસીડોન્યન, રોમન, ગ્રીક, ઈજીપ્શીયન, અરબ, તુર્કી વગેરેના શિકાર થઈ પડી તારાજ થતું ચાલ્યું હતું અને તેથી ત્યાંથી કાંઇ પણ તવા-રીખી દંતકથા કે શહાદતો મેળવી શકવી એ મુશ્કેલ થઈ પડયું હતું.

## શું સિકંદર ઈરાની અઉલાદનો હતો?

યૂરોપ ખંડના ગ્રીક, રોમન, અંગ્રેજ વગેરે દરેક લખનાર પ્રમાણે એલેકઝાન્ડર ફિલિપનો છોકરો હતો. પણ યૂરોપિયન તવારીખનવેસો ફિલિપ ઈરાનને ખંડણી આપતો હતો, તે વાત તદ્દન અખાડા કરી જાય છે. નિઝામી નામનો ફાર્સી શાએર ગ્રીક લખનારાઓને આધારે સિકંદરને ફિલિપનો બેટો કહે છે. પણ તે તેમજ બીજા સર્વ પૂર્વ તરફના તવારીખનવેસો એકે આવાઝે ઝાહેર કરે છે, કે ફિલિપ ઉપર પાદશાહ દારાબે યાને દારાયસ ઓકસે ચઢાઇ લઈ જઇ તેને ખંડણી આપવાની ફર્ઝ પાડી હતી. વળી ફિર્દોસી તેમજ બીજા ફાર્સી લખનારાઓ કહે છે કે, દારાબે ફિલિપની છોકરી સાથ શાદી કરી હતી, પણ તેની ઉમર તેમજ બીજી સઘળી બાબતો લેતાં દારાબે જેની સાથ શાદી કરી હતી તે કાંઈ ફિલિપની બેટી નહીં પણ તેના ઝનાનખાનામાંની એક ખૂબસૂરત કન્યા નામે નાહીદ (Olympia) સાથ શાદી કરી હતી. પણ પાછળથી તેણીનાં મોમાંથી ખરાબ બદબો નીકળ-વાથી તેણીને ફિલિપ નઝદીક પાછી મોકલી આપી હતી. કહે છે કે જ્યારે નાહીદને પાછી મેસિડોન મોકલી ત્યારે તેણી દારાબથી હમેલદાર હતી, પણ તે વાત દારાયસ ઓકસ જાણતો હતો નહીં. તેણી જ્યારે મેસિડોન પાછી ફરી ત્યારે તેણીને પેટે સિકંદર પયદા થયો અને ફિલિપે તેને પોતાના બેટા દાખેલ બા પોકાર ઝાહેર કર્યો. પાછળથી ફિલિપ કલિયોપેત્રા સાથ પરણયા બાદ ઓલિમ્પિયા (નાહીદ)ને ફિલિપે તલાક આપી અને તેથી સિકંદર અને ફિલિપ વચ્ચે બોલાચાલી થતાં ફિલિપે

તેને પોતાનો બેટો હોવાનું સાફ ના પાડયું. સિકંદર એક ઈરાની શાહઝાદો હતો, તે દલીલને દસાતીરમાંથી ટેકો મળે છે, જેમાં જણાવ્યા પ્રમાણે સિકંદર એક ઈરાની શેહનશાહનો બેટો હતો પણ તેની ખરી અઉલાદ રાજદ્વારી સંબંધને લીધે છૂપી રહી અને તે એક રૂમી તરીકે જણાયો. પણ જ્યારે તે પર્સીસ આવ્યો, ત્યારે કેટલાક દસ્તૂરોએ તેને તેની ખરી બુન્યાદથી વાકેફ કર્યો. ઈ. સ. ૧૮૧૮ના એશિયાટિક જર્નલમાં "ગુલશન"ના તખલ્લુસ હેઠળ એક લખનાર Persian Anthology નાં માથળાં હેઠળ લખે છે, કે સિકંદરે ઈરાન સેહલથી જીત્યું તે કદાચ ઈરાની લોકો કહે છે તેમ તે ઇરાની પાદશાહનો બેટો હોવાથીજ હોય, કારણકે તેની સામેની વિરૂદ્ધત્તા ઈરાની સરદારોએ જેવી જોઇયે તેવી બતાવી હતી નહીં. વળી તેની દારા સાથની વર્તણુક, તેના કુટુંબ સાથની સાલેસાઇ, એ સર્વ દેખાડે છે કે સિકંદર કદાચ પોતાની ખરી અઉલાદથી વાકેફગાર હોય. પણ તેને મેસિડોન્યન Phalanx લડાઈના ઉપયોગને માટે વધુ બંદ બેસતી હોવાથી stato policy ને ખાતેર પોતાની ઈરાની અઉલાદ જાહેર કરવાનું તેણે થોડોક વખત મોકૂફ કર્યું હોય. ગ્રીક ડીમો-સ્થનીસ વગેરેના ભાષણો પુરવાર કરે છે, કે તે ઝમાનામાં ઇરાનનો પાદશાહ દારાયસ ઓકસ ફિલિપ ઉપર ચઢાઇ લાવે છે, એવી ધાસ્તી સર્વ ગ્રીક લોકોને હતી અને ફિલિપે ગ્રીક લોકોને સાથે કરી ઇરાન ઉપર વેર લેવાની તજવીઝ કરી હતી અને સિકંદરે તે બહાનું પોતાના સ્વાર્થ માટે ઉપયોગમાં લીધું હતું. ઇરાનની નબળી હાલત જોઈનેજ ફિલિપે ઇરાનની સામે થવાનું તેમજ ખંડણી આપ-વાની બંધ કરવાની હિમ્મત કરી હતી.

હવે ઑત નામના તવારીખનવેસ પ્રમાણે દારાયસ, કોડોમેનસનાં મરણ બાદ સિકંદરે ઈરાનની રાહ રીતી, પોશાક પેહેરવેશ, આચાર વિચાર વગેરે એખ્તયાર કર્યા હતા અને તેણે દારાયસના વારેસ દાખલ પોતાને ગણાવી great King નો એલ્કાબ ધારણ કર્યો અને ઈરાની રાજાઓના જેવો દમામ રાખવા માડયો. તેણે અસ્લી ગ્રીક અને મેસિડોયન રાહરીતિ તજી દઈ ઇરાની ઢપછપ એખ્તયાર કર્યાથી તેણે મેસિડોન્યન સરદારોની ખફગી ખેંચી લીધી હતી. તેણે પોતાની શાદી ત્રણથી ચાર ઇરાની શાહઝાદીઓ સાથ કરી હતી અને ઈરાની ઢપછપ એખ્તયાર કરવા પોતાના અંગત મેસિડોન્યન મિત્રો અને સરદારોને મઝબૂત ભલામણ કરતો હતો. વળી એ ઈરાની કન્યાઓ સાથ શાદી કરવાને તેમજ ઈરાની સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપતો હતો. વળી એણે ઇરાની ઉમ્રાઓ અને ઈરાની લશ્કરને મેસિડોન્યન પંક્તિ ઉપર એકસરખા હક્ક આપતા કર્યા હતા અને હિંદની સવારીમાં તેના ઈરાની લશ્કરે તેને મદદ કરી હતી. વળી કેટલાકો પ્રમાણે ઈરાન સેહલથી જીતી લેવાનો ભરમ તે એક ઈરાની શાહઝાદો હોવાનું તેમજ દારાયસ કોડોમેનસનાં કરતાં તખ્તનો વધારે નઝદીકનો હકદાર વારેસ હોવાથીજ હોવું જોઇયે. પણ તે હક્ક અમલમાં મેલવા આગમચ પોતાની અઉલાદ જાહેર કરવાની એક ચાવી તરીકે તેણે ઈજીપ્ટના જુપિટર એમોનનો બેટો હોવાનું અને ફિલિપને બાપ તરીકે ના કબૂલ કરવાનું શુરૂ કર્યું હોય, એ બનવા જોગ છે. કહે છે કે ફિલિપનાં ખૂન વખતે સિકંદર ખરે-ખર દિલગીર થયો હતો નહીં. પણ કેટલાક ફિલિપના દુશ્મનોને તેણે ઉલટા નવાઝયા હતા. અને પાછળથી પણ ફિલિપની વિરૂદ્ધ પોતાનું ચઢિયાતાપણું બતાવાને લીધેજ તેને પોતાના કલીટસ જેવા મિત્રો સાથ પંચાત થઈ હતી. તેણે વળી ઈરાની લશ્કર અને body guards ને વધુ અગત્યતા આપવાથી મેસિડોન્યન સેપાહો અને સરદારો એની વિરૂદ્ધ થયા હતા. વળી સિકંદરનો વિચાર મેસિડોન પાછો ફરવાનો હતો નહીં, પણ ઇરાન મધ્યે બેબિલોનમાં રાજગાદી સ્થાપી ઇરાનની પાદ-શાહી હખામનીઓના વારેસ તરીકે ચલાવવાનો તેનો વિચાર હતો. વળી તેના કેટલાક મહાન કાર્યો સાઈરસ અને દારાયસ હીસ્તાસ્પિસની નકલ જેવાં હતાં, અને ઈરાની શાહઝાદાઓને તેણે પ્રાંતોની હાકેમી અને લશ્કરની સરદારી આપીને અનેક માનપાનથી તેઓને નવાઝયા અને પોતાના ખાનગી સલાહકાર બનાવ્યા હતા. વળી રીતભાત, તેનો દેખાવ, physiognomy રંગરૂપ, ખાસીયત, જોમ અને સાહાસિકપણું એક ઈરાનીને મળતું આવતું હતું. કહે છે કે સિકંદરે મેસિડોન્યનો કરતાં

ઇરાનીઓને ભરોસેદાર followers જોયા હતા. વળી જ્યારે એન્ટીપેટરના બેટા યોલસ ઉપર તેને ધીમું ઝેહર આપી મારી નાખવાનો આરોપ મેલવામાં આવ્યો તેમજ મેસિડોન્યન સરદારોએ સિકંદરની અઉલાદનો કાંટો કાઢી નાખ્યો ત્યારે ઇરાની સરદારો સિકંદર અને તેના વારેસોની હમેશ તરફદારી કરતા હતા. વળી દારાયસ કોડોમેનસનાં ખૂનીઓને તેણે ઘટતે ફયઝે પહોંચાડયા ઉતા, તેમજ તેનાં મરણ ઉપર એક ભાઇ માફકનો વિલાપ કર્યો હતો, તેમજ મહાન સાઈરસનાં અસ્તોદાનને તેણે અતિઘણું માન આપ્યું હતું, તેમજ તેની બિનમરામતને માટે તેના રખેવાળોને શિક્ષા કરી હતી.

આ સઘળા વિચારો ઉપરથી અમો એવાં અનુમાન ઉપર આવ્યે છિયે કે સિકંદર એક મેસિ-ડોન્યન નહીં, પણ ખરેખરો એક ઇરાની અઉલાદનો શાહઝાદો હતો.

મુંબઈ રોજ ૧ લો માહ ૫ મો સને ૧૨૮૬ યઝદજેર્દી.

માહીયાર નવરોજી કુટાર.
ફરામર્ઝ નવરોજી કુટાર.

# શાહનામએ ફિર્દોસી.

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

વૉલ્યુમ ૮ મું.

### અર્દશીર*

પાદ્શાહીએ અર્દ્શીર્ બેરાદરે શાપૂર્ દહ્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશાસ્તને અર્દ્શીર્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

——:o:——

ચુ બેન્શસ્ત બર્ ગાહ્ શાહ્ અર્દશીર્
બેયારાસ્ત આન્ તખ્તે શાપૂરે પીર્
કમર્ બસ્તો ઈરાનેયાન્રા બેખાન્દ્
બરે પાયએ તખ્તે ઝરીન્ નેશાન્દ્
ચુનીન્ ગોફ્ત કઝ્ દઉરે ચર્ખે બલન્દ્
નખાહમ કે બાશદ્ કસીરા ગઝન્દ્
જહાન્ ગર્ શવદ્ રાસ્ત બા કામે મન્
ન બીનન્દ્ ચીઝી જોઝ્ આરામે મન્

શાપૂરના ભાઈ અર્દશીરની પાદશાહી દશ વર્ષ હતી. અર્દશીરનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

——:o:——

જ્યારે પાદશાહ અર્દશીર તખ્ત ઉપર બેઠો-અને બુઢ્ઢા શાપૂરનું તે નામીચું તખ્ત શોભાવ્યું,

ત્યારે તેણે કમર ઉપર કમરબંદ બાંધીને ઇરાનીઓને બોલાવ્યા-અને સોનેરી તખ્તના પાયા આગળ તેઓને બેસાડયા.

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "બુલંદ આસ્માનના દઉરથી કોઇને કાંઇ નુકસાન પુગે એવું હું ચાહતો નથી.

અગરજો સઘળો દેશ મારી ખાહેશ પ્રમાણે મારો તાબેદાર બનશે-તો મારા આરામ સિવાય તેઓ બીજી કોઈ ચીઝ જોશે નહીં.

---

* ફિર્દોસી પ્રમાણે એ હોરમઝદ બીજાનો છોકરો. યૂરોપિયન લખનારા એને શાપૂરનો ભાઈ નહીં પણ તેનો છોકરોજ જણાવે છે. આ પાદશાહ અર્દશીર બીજાને નામે ઓળખાવા લાગ્યો. આ પાદશાહ શાપૂર જેવો લડાયક અને બહાદુર નીવડિયો નહીં, પણ ગરીબ અને ભલો નીકળ્યો. પોતાની ભલાઇએ કરી વખણાઈ ગયો. એનાં નેક અને ભલાં કામોથી એને "નીકૂકાર" (યાને ભલાં કામ કરનાર)નો એલ્કાબ મળ્યો હતો. એની ભલાઈ માટે કહે છે કે તેણે કોઈ પણ ખંડિયાં રાજા પાસેથી ખંડણી માગી હતી નહીં. એણે પોતાની રૈયતનો કર પણ માફ કર્યો હતો. ફિર્દોસી મૂજબ શાપૂરે પોતાનો છોકરો નાનો હોવાથી એને ઈરાનની ગાદી સોંપી આપી હતી, કે જ્યારે નાનો શાપૂર ઉમરમાં આવે ત્યારે તેને તે આપવી તેજ પ્રમાણે અર્દશીરે શાપૂર ત્રીજાને ગાદી સોંપી આપી હતી. ફિર્દોસી મૂજબ એણે ૧૦ વર્ષ રાજ્ય કર્યું હતું. જ્યારે યૂરોપિયન લખનારા એની પાદશાહીનાં ૪ વર્ષ ઈ. સ. ૩૭૯ થી ૩૮૩ સુધી જણાવે છે

વઝ્ર અયદૂન્ કે બા મા નસાઝદ્ જહાન્
બેસાઝીમ બા બા જહાને જહાન્
બેરાદર્ જહાન્ વીઝહુ મારા સેપોરદ્
અઝીરા કે ફર્ઝન્દે ઊ બૂદ્ ખોરદ્
ફેરેસ્તીમ્ જાને વરા આફ્રીન્
કે અઝ્ બદ્સેગાલાન્ બેશોસ્ત ઊ ઝમીન્
ચુ શાપૂરે શાપૂર્ ગર્દદ્ બલન્દ્
શવદ્ નઝ્દે ઊ તાજો તખ્ત્ અરૂજ્મન્દ્
સેપારમ્ બઊ તાજો ગાહો સેપાહ્
કે પયમાન્ ચુનીન્ બસ્ત શાપૂર્ શાહ્
૧ મન્ ઈન્ તખ્તરા પાયકારે વયમ્
હમાન્ અઝ્ પેદર્ યાદ્ગારે વયમ્
ચુનાન્ દાન્ કે ખુર્દીમો અઝ્ મા ગુઝશ્ત
ચુ મુર્દી હમહ્ રન્જે તન્ બાદ્ ગશ્ત
ચુ દહ્ સાલ્ ગીતી હમહ્ દાશ્ત રાસ્ત
બેખુર્દો બેબખ્શીદ્ ચન્દાન્ કે ખાસ્ત
નજોસ્ત અઝ્ કસી બાજો સાવો ખરાજ્
હમી શયગાન્ દાશ્ત ઈન્ ગાહો તાજ્
મર્ ઊરા નેકૂ કાર્ અઝૂ ખાન્દન્દ્
કે હર્ કસ તન્ આસાન્ અઝૂ માન્દન્દ્

પણ જો ફરતો ઝમાનો આપણી સાથ સલાહ સંપજથી નહીં ચાલશે તો આપણે તેને લઇ ચલાવીશું.

મારા ભાઇએ ખસૂસ કરીને આ દેશનો વહિવટ મને સોંપ્યો છે-કારણ તેનો પોતાનો બેટો હજી નાનો છે.

તેનાં રૂહ ઉપર આપણે દોઆ કર્યે-કારણ તેણે બૂરા લોકોથી આ મુલક પાક કીધો.

જ્યારે પાદશાહ શાપૂરનો બેટો શાપૂર મોટો થશે-અને તાજ અને તખ્તની કીમત પિછાનશે,

ત્યારે હું તેને આ તાજ, તખ્ત અને લશ્કર સોંપી દઇશ-કારણકે પાદશાહ શાપૂરે એવોજ કોલકરાર કરેલો છે.

આ રાજપાટનો હું તો તેની તરફથી કારોબાર ચલાવનાર છું-તેની પછી મારા બાપનો હું યાદગાર રહેલો છું.

એમજ સમજજો કે આપણે તે ભોગવ્યું અને તે સઘળું વીટી ગયું-જ્યારે મરી ગયા એટલે આ ઝિંદગીની સઘળી મેહનત ફોકટમાં ગઇ."

તેણે દશ વર્ષ સૂધી દેશને આબાદ હાલતમાં રાખ્યો-પોતાને ગમ્યું તેમ પોતે ભોગવ્યું અને બીજાઓને પણ બખશ્યું.

તેણે કોઇની પણ પારેથી મેહસૂલ, વેરો કે કર કાંઈ લીધું નહીં-પણ આ તખ્ત અને તાજ ફોકટમાંજ રાખવા લાગ્યો.

સઘળાં લોકોએ તેને "નેકોકાર" (પરોપકારી)નો એલ્કાબ આપ્યો-કારણકે તે પાદશાહથી દરેક જણ સુખી હાલતમાં હતો.

## શાપૂર ૩ જો§

### પાદ્શાહીએ શાપૂર્ બેને શાપૂર્ પન્જ્ સાલ્ વ ચહાર્ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને શાપૂર્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

ચુ શાપૂર્ ગશ્ત અઝ્ દરે તાજો ગાહ્
મફ્રા સેપોરદ્ આન્ ખુજસ્તહ્ કોલાહ્
નગશ્ત આન્ દેલાવર્ ઝે પયમાને ખીશ
બમર્દી નેગહ્દાશ્ત સામાને ખીશ
ચુ શાપૂર્ બેન્શસ્ત બર્ જાએ અમ
અઝ્ ઈરાન્ બસી શાદો બહુરી દેઝમ
ચુનીન્ ગોફ્ત બા નામવર્ બેખ્રદાન્
જહાનદીદહો રાયઝન્ મૂબદાન્

### શાપૂરના છોકરા શાપૂરની પાદશાહી પાંચ વર્ષ અને ચાર મહિના હતી. શાપૂરનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

જ્યારે શાપૂર તાજ અને તખ્તને લાયકનો થયો-ત્યારે અર્દશીરે તેને તે મુબારક તાજ સોંપી આપ્યું.

તે બહાદુર શખ્સ પોતાનાં વચનથી ફર્યો નહીં-અને મર્દાનગી સાથ પોતાને સોંપેલો સામાન સાચવી રાખ્યો.

જ્યારે શાપૂર કાકાની જગ્યા ઉપર બેઠો-ત્યારે ઈરાનીઓમાંથી ઘણાક જણ ખુશ થયા અને થોડાક ગમગીન બન્યા.

તેણે નામીચા દાનેશમંદો, અનુભવી શખ્સો અને સલાહ આપનારા મોબેદોને એ પ્રમાણે કહ્યું,

§ શાપૂર બીજાનો છોકરો. આ પાદશાહ શાપૂર ત્રીજાને નામે ઓળખાવા લાગ્યો. આ પાદશાહ પણ નબળોજ નીવડિયો. એની ઉમર પણ ટુંકીજ હતી. ફકટ પાંચ વર્ષ ઈ. સ. ૩૮૩ થી ૩૮૮ સુધી રાજઅમલ ચલાવી મરણ પામ્યો હતો.

બેખોફ્ત આન્ શબો બામ્દાદે પગાહ્
અઝ્ આવાઝે ઊ ચશમ્ બુકુશાદ્ શાહ્
ચુનીન્ ગોફ્ત લમ્બક્ બબહ્રામ ગૂર્
કે શબ્ બીનવા બુદ્ હમાના સોતૂર્
યક્ એમરૂઝ્ મેહ્માને મન્ બાશો બસ્
અગર્ યાર્ ખાહી બેખાનીમ કસ્
બેયારીમ ચીઝી કે બાયદ્ બજાય
યક્ એમરૂઝ્ બા મન્ બશાદી ગેરાય
ચુનીન્ ગોફ્ત બા આબ્કશ્ શહ્રયાર્
કે એમરૂઝ્ ચન્દાન્ નદારીમ કાર્
બેશુદ્ લમ્બકી મશ્કે આબી કશીદ્
ખરીદારે આબશ્ નેયામદ્ પદીદ્
ધમી ગશ્તો પીરાહનશ્ બર્કશીદ્
યકી આબ્કશ્રા બબર્ દર્કશીદ્
યકી બૂદ્ દસ્તાર્ દર્ ઝીરે મશ્ક્
બબાઝાર્ શુદ્ ગોશ્ત આવર્દો કશ્ક્
બઅન્દામ કાલૂશઈ બર્ નેહાદ્
વઝાન્ રન્જ મેહ્માન્ હમી કર્દ યાદ્
બેપુખ્તો બેખુર્દન્દો મય ખાસ્તન્દ્
યકી મજલેસે દીગર્ આરાસ્તન્દ્
બેબુદ્ આન્ શબે તીરહ્ બા મય બદસ્ત
હમાન્ લમ્બકે આબ્કશ્ મય પરસ્ત
ચુ શબ્ રૂઝ્ શુદ્ તીઝ્ લમ્બક્ બેરફ્ત
બેયામદ્ બનઝદીકે બહ્રામ તફ્ત
બદૂ ગોફ્ત રૂઝો શબાન્ શાદ્ બાશ્
ઝે રન્જો ધમો ફ્રૂશેશ્ આઝાદ્ બાશ્
બેઝન્ દસ્ત બા મન્ યક્ એમરૂઝ્ નીઝ્
ચુનાન્ દાન્ કે બખ્શન્દએ જાનો ચીઝ્
બદૂ ગોફ્ત બહ્રામ કીન્ બુદ્ મબાદ્
કે રૂઝે સે દીગર્ નબાશીમ્ શાદ્
બર્ ઊ આબ્કશ્ આફ્રીન્ કર્દ ગોફ્ત
કે બીદાર્ દેલ્ બાશો બા બખ્ત જોફ્ત
બબાઝાર્ શુદ્ મશ્કો આલત્ બેબોર્દ
ગેરઉગાન્ બપુરમાયહ્ મર્દી સેપોર્દ
ખરીદ્ આન્ચે બાયેસ્તો આમદ્ દમાન્
બનઝદીકે બહ્રામ શુદ્ શાદમાન્
બદૂ ગોફ્ત યારી દેહ્ અન્દર્ ખરેશ્
કે મર્દ અઝ્ ખુરેશહા કુનદ્ પર્વરેશ્
અઝૂ બેસ્તદ્ આન્ ગોશ્ત બહ્રામ ઝૂદ્
બુરીદો બર્ આતેશ્ ખુરેશરા ફઝૂદ્
ચુ નાન્ ખુર્દહ્ શુદ્ મય ગેરેફ્તન્દ્ જામ્
નુખોસ્ત અઝ્ શહનશાહ્ બોર્દન્દ્ નામ્
ચુ મય ખુર્દ શુદ્ ખાબ્રા જાય કર્દ
બબાલીને વય શમ્અ બર્પાય કર્દ
બરૂઝે ચહારોમ ચુ બેફ્રૂખ્ત હૂર્
શુદ્ અઝ્ ખાબ્ બીદાર્ બહ્રામ ગૂર્
બેશુદ્ મીઝ્બાન્ ગોફ્ત કય નામદાર્
બેબૂદી દરીન્ ખાનઈ તન્ગો તાર્
દરીન્ ખાનહ્ બીશક્ તન્આસાન્ નઈ
ગર્ અઝ્ શાહે ઈરાન્ હેરાસાન્ નઈ

તે રાતે સૂતો અને સવારે બામદાદે-લમ્બકના સાદથી પાદશાહ જાગી ઉઠયો.

લમ્બકે બેહરામ ગૂરને કહ્યું-કે "તારો ઘોડો આખી રાત ભૂખો રહ્યો છે.

માટે એક આજનોજ દહાડો મારો મેહમાન રહે-અને જો તને કોઈ તારો સાથી જોઇતો હોય તો હું લઇ આઉં.

તેમજ જે કાંઇ ચીઝની ઝરૂર હોય તો તે પણ લઇ આઉં-એક આજનોજ દહાડો મારી સાથે ખુશી કર"

૯૪ પાદશાહે તે પખાલીને કહ્યું-કે "આજે મને કાંઇ એટલું બધું કામ નથી."

લમ્બક ગયો અને સાથે પાણીની ભરેલી પખાલ લેતો ગયો-પણ તેનાં પાણીનો કોઈ ખરીદદાર આવ્યો નહી.

આથી તે ગમગીન થયો અને પોતાનું પેહેરણ કાઢયું-અને એક ડોલ બગલમાં મારીને

તેની પખાલની નીચે એક પાઘડી હતી-તે લઈ બાઝારે ગયો અને તે આપીને ગોશ્ત અને જવનો આટો લીધો.

ગોશ્તની તપેલી તૈયાર કરીને ચૂલે ચઢાવી-તે પોતાના મેહમાનને અગવડ નહીં પડે તેની ઘણી કાળજી રાખતો હતો.

તેણે ખાણું પકાવ્યું અને તેઓ બન્નેએ ખાધું ત્યાર બાદ મય મંગાવી-તેઓએ એક બીજી મજલેસ ભરી.

બેહરામ તે મોડી રાત સૂધી હાથમાં મયની જામ લઇ બેઠો-તેમજ પેલો લમ્બક પખાલી પણ મયનો પૂજારી બન્યો.

જ્યારે રાત પસાર થઇ અને દહાડો નીકળ્યો ત્યારે લમ્બક તુરત પાછો બેહરામની આગળ આવ્યો.

અને બોલ્યો કે "તું રાત દહાડો ખુશહાલ રહેજે-અને રંજ, ગમ અને મેહનતથી તું મોકળો રહેજે!

એક આજનો દહાડો પણ મારી સાથે રહેવાનું વચન આપ-અને તેથી તું એમજ જાણ કે મારા જાનનો અને બીજી ચીઝોનો બક્ષેશનો કરનારો થયો છે."

૯૫ બેહરામ બોલ્યો કે "એમ કદી ના બનતું-કે આપણે ત્રીજે દહાડે પણ આવી મઝાહ નહીં ભોગવ્યે."

આથી પેલા ભિસ્તીએ તેની ઉપર દુઆ કીધી અને બોલ્યો-કે "તું ચાલાક મનનો અને ભાગ્યશાળી બનજે!"

પછી તે બાઝારમાં ગયો અને પોતાની પખાલ તેમજ બીજો બાકીનો સામાન લેતો ગયો-અને એક પૈસાવાળા માણસને ત્યાં ગિરવી મૂકયો.

અને તે પૈસામાંથી જે કાંઈ તેને જોઇતું હતું તે ખરીદયું અને દોડતો કે પાછો આવ્યો-તે ખુશી થતો બેહરામની નઝદીક ગયો.

અને બોલ્યો કે "ચાલ, ખાણું પકાવવામાં મને મદદ લાગ-કારણકે માણસ ખાણું ખાધાથીજ પર્વરેશ થાય છે."

આથી બેહરામે શેતાબ તેની પાસેથી તે ગોશ્ત લીધું-તેને કાપ્યું અને આતશ ઉપર ખાણું પકાવવા મેલ્યું.

પછી તેઓ ખાણું ખાઇ રહ્યા કે મયની જામો હાથમાં ધરી-અને પહેલાં શેહનશાહની સલામતી લીધી.

જ્યારે શરાબ પી રહ્યા ત્યારે બેહરામ માટે સૂવાની જગ્યા તૈયાર કીધી-અને તેના ઢોલિયા આગળ એક બત્તિ મૂકી.

ચોથે દહાડે જ્યારે આફતાબ નીકળ્યો-અને બેહરામ ગૂર ખાબથી બેદાર થયો,

ત્યારે પેલો મેઝબાન પખાલી તેની આગળ જઇ બોલ્યો કે "ઓ નામદાર!-તને આ સાંકડાં અને અંધારાં ઘરમાં રહેવું પડયું છે.

૯૬ અને બેશક કે તું સુખથી તો અહીં રહ્યોજ નથી-પણ જો તને ઇરાનના શાહનો ડર ન હોય,

દો હફ્તહ્ દરીન્ ખાનએ બી નવા
બેબાશી ગરૂ આયદ્ દેલતરા હવા
બરૂ ઊ આફ્રીન્ કરૂદ્ બહ્‌રામ શાહ્
કે શાદાનો ખુરૂરમ બેઝી સાલો માહ્
સે રૂઝ અન્દરીન્ ખાનહ્ બૂદીમ શાદ્
ઝે શાહાને ગીતી ગેરેફ્તીમ યાદ્
બજાઈ બેગૂયમ સુખુનહાએ તૂ
કે રઉશન્ શવદ્ ઝૂ દેલો રાએ તૂ
કે ઈન્ મીઝબાની તોરા બરૂ દેહદ્
ચુ અફ્ઝૂન કુની તખ્તો અફસરૂ દેહદ્
બેયામદ્ ચુ ગરૂદ્ અસ્પરા ઝીન્ નેહાદ્
બનખ્ચીરૂગહ્ રફ્ત અઝ આન્ ખાનહ્ શાદ્
સેપહ્ રફ્તો બોર્દન્દ્ પીશશ્ નમાઝ
ફેરાવાન્ બેખન્દીદો નુગ્શાદ્ રાઝ
હમી કરૂદ્ નખ્ચીરૂ તા શબ્ ઝે કૂહ્
બરૂ આમદ્ સખુફ બાઝ ગશ્ત અઝ ગોરૂહ્

અને જો તારાં દિલની ખાહેશ હોય, તો–આ ગરીબનાં ઘરમાં બે અથવાડિયાં વધુ થોભ."

ત્યારે પાદશાહ બેહરામે તેની ઉપર દુઆ કીધી-કે "તું વર્ષો અને મહિનાઓ સૂધી ખુશ ખુશહાલ જીવતો રહેજે!

આપણે આ ઘરમાં ત્રણ દહાડા મોજમઝાહ કીધી છે–અને દેશના પાદશાહોની સલામતી લીધી છે.

હવે આ તારી મેહમાનદારીની વાતો એવે ઠેકાણે કરીશ કે જેથી તું ઘણોજ ખુશ ખુશહાલ થશે.

કારણકે આ તારી આપેલી મેઝબાનીનું તને ફળ મળશે-અને જો તું એમાં વધારો કરશે તો તખ્ત અને તાજ મળશે."

પછી બેહરામે ઝડપથી આવીને ઘોડા ઉપર ઝીન બાંધ્યું–અને તે પેલા પખાલીનાં ઘર આગળથી ખુશહાલ થતો શિકારગાહ તરફ ગયો.

સઘળા સેપાહો તેની આગળ ગયા અને તેને નમન કીધું-પાદશાહ ઘણુંક હસ્યો પણ પોતાનો ભેદ ખોલીને કોઇને કહ્યું નહીં.

પહાડ ઉપર રાત ઝાહેર આવી ત્યાં સૂધી તેણે શેકાર કર્યાં કીધો પછી તે પોતાની શિકારી ટોળીમાં પાછો ફર્યો

## રપ્તને બહ્‌રામ્ બસરાએ બરાહામે જોહૂદ્ વ તન્ગદેલી કર્દને ઊ બા બહ્‌રામ્.

—:०:—

નેહાન્ અઝ સેપહ્ બાઝ બહ્‌રામ તફ્ત
સુએ ખાને બીબરૂ બરાહામ રફ્ત
૯૭ બેઝદ્ દરૂ બદ્ ગોફ્ત કઝ શાહ્‌રૂયારૂ
બેમાન્દમ ચુ બાઝ આમદ્ ઊ અઝ શેકારૂ
શબ્ આમદ્ નદાનમ હમી રાહ્‌રા
નેયાબમ હમી લશકરો શાહ્‌રા
ગરૂ એમશબ્ દરીન્ ખાનહ્ યાબમ સેપન્જ
નબાશદ્ કસીરા ઝે મન્ હીચ રન્જ
બપીશે બરાહામ શુદ્ પીશકારૂ
બેગોફ્ત આનચે બેશનીદ્ અઝાન્ નામદારૂ
બરાહામ ગોફ્ત ઈચ અઝીન્ દરૂ મરન્જ
બેગૂયશ કે ઈદરૂ નેયાબી સેપન્જ
બેયામદ્ ફેરેસ્તાદહ્ બા ઊ બેગોફ્ત
કે ઈદરૂ તોરા નીસ્ત જાએ નેહોફ્ત
બદ્ ગોફ્ત બહ્‌રામ બા ઊ બેગૂય
કઝ ઈદરૂ ગુઝશતન્ મરા નીસ્ત રૂય
હમી ખાહમ અઝ તૂ મન્ એમશબ્ સેપન્જ
નેયારમ બચીઝત અઝાન્ પસ બરન્જ
ચુ બેશનીદ્ પૂયાન્ બેશુદ્ પીશકારૂ
બનઝદે બરાહામ શુદ્ કીન્ સવારૂ
હમી ઝીદરૂ એમશબ્ નખાહદ્ ગુઝશ્ત
સખુન ગોફ્તનો રાય બેસ્યારૂ ગશ્ત
૯૮ બરાહામ ગોફ્તશ કે રવ બીદેરન્ગ
બેગૂયશ કે ઈન્ જાયગાહસ્ત તન્ગ

## બેહરામનું બરાહામ યાહુદીનાં મકાનમાં જવું અને તેણે બેહરામ સાથે કંજુસાઈ કરવી.

—:०:—

હવે બેહરામ પોતાના લશકરીઓ આગળથી ગુપચુપ પાછો ફર્યો-તેવોજ તે પેલા અભાગિયા બરાહામનાં ઘર તરફ ગયો.

તેણે દરવાઝા થોકયો અને બોલ્યો કે "જ્યારે પાદશાહ શેકારથી પાછો ફર્યો ત્યારે હું તેઓથી છૂટો પડી રહી ગયો છું.

રાત પડી ગઇ છે અને હું રસ્તો જાણતો નથી–તેમજ લશકર અને પાદશાહને શોધી કાઢી શકતો નથી.

માટે જો આજની રાત આ ઘરમાં મને ઉતારો મળે-તો મારા તરફથી કોઇને કશી અડચણ થવાની નથી."

એવું સાંભળી નોકર બરાહામની આગળ ગયો-તેણે તે નામદારથી જે કાંઇ સાંભળ્યું હતું તે તેને કહ્યું.

બરાહામે જવાબ દીધો કે "તું જઇને તેને કહે કે અહીં તને ઉતારો મળી શકશે નહીં માટે આ દરવાઝા ઉપર ઉભું રહેવાની મેહનત ના લે."

પેલો નોકર પાછો આવ્યો અને તેને કહ્યું-કે "અહીં તારે માટે ઉતારાની જગ્યા નથી."

બેહરામે તેને કહ્યું કે "તું તેને કહે-કે અહીંથી હું પાછો જઈ શકતો નથી.

માટે આજ રાતનોજ ફકત ઉતારો માગું છું–અને ત્યાર બાદ તને કશી પાંતીની તકલીફ આપીશ નહીં."

જ્યારે નોકરે એવું સાંભળ્યું ત્યારે બરાહામની નઝદીક દોડતો ગયો અને બોલ્યો કે "આ સવાર,

આજની રાત અહીંથી જવા માગતોજ નથી-તેની સાથ તકરાર પણ ઘણીજ થઈ"

બરાહામે તેને કહ્યું કે "તું શેતાબ જા-અને તેને કહે કે આ ઘર ઘણું નાનું છે.

જુહુદીસ્ત દર્વીશો શબ્ ગુર્સનહુ
બેખોસ્પદ હમી બરૂ ઝમીન્ બરૂહનહુ
બેગોફ્તન્દો બહ્રામ ગોફ્ત અરૂ સેપન્જ
નેયાબમ બદીન્ ખાનહુ કાયદ્દત રન્જ
બદીન્ દરૂ બેખોસ્પમ નખાહમ સરાય
નદારમ બચીઝી દેગરૂ હીચ્ રાય
બરાહામ ગોફ્ત અય નબર્દહુ સવારૂ
હમી રન્જ દારી મરા ખારૂ ખારૂ
બેખોસ્પીઓ ચીઝત બેદોઝ્દદ કસી
અઝીન્ દરૂ મરા રન્જહુ દારી બસી
બખાનહુ દરૂ આય અરૂ જહાન્ તન્ગ્ શુદ
હમહુ કારૂ બીબર્ગો બીરન્ગ્ શુદ
બપયમાન કે ચીઝી નખાહી ઝે મન્
નદારમ બમરૂગ્ આબ્ચીનો કફન્
બદૂ ગોફ્ત બહ્રામ કે અય નીકૂ મરૂદ
નદારમ તોરા હીચગૂનહુ બદરૂદ
ઝે તૂ બસ કુનમ ઇન્ દરે ખાનહુ જાય
કુનમ પાસે તૂ બીખોરૂશો દરાય
બરાહામ ઝાન્ પસ પુરૂ અન્દીશહુ શુદ
વઝ્ અન્દીશહુ જાનશ ચકી બીશહુ શુદ
કે ઈન્ શૂખ મરૂદ અઝ્ દરમ નુગ્ઝરદ
કે દારમ કે તીમારે અસ્પશ ખરદ
દેગરૂ બારહુ ગોફ્ત અય સરફ્રાઝ્ મરૂદ
બસી ગોફ્તને તૂ મરા ખસ્તહુ કરૂદ
ગરૂ ઈન્ અસ્પ્ સર્ગીનો આબ્ અફ્ગનદ
દેગરૂ ખેશ્તે ઈન્ ખાનહુરા બેશ્કનદ
બશબ્ગીરૂ સર્ગીન્શ બીરૂન્ બરી
બેરૂબીઓ ખાકશ બહામૂન્ બરી
હમાન્ ખેશ્તરા નીઝ તાવાન્ દેહી
ચુ બીદારૂ ગર્દી ઝે ખાબ્ આન્ દેહી
બદૂ ગોફ્ત બહ્રામ પયમાન્ કુનમ
બદીન્ રન્જહા સરૂ ગેરઉગાન્ કુનમ
ફેરૂદ આમદો અસ્પરા બા લગામ
બેબોસ્તો બરૂ આહીખ્ત તીઘ અઝ્ નેયામ
નમદ ઝીન્શ ગુસ્તર્દો બાલીન્શ ઝીન્
બેખોફ્તો દો પાયશ કશાન્ બરૂ ઝમીન્
જુહુદ આન્ દરે ખાનહુ અઝ્ પસ બેબસ્ત
બેયાવરૂદ ખાનો બખુર્દન્ નેશસ્ત
વઝાન્ પસ બબહ્રામ ગોફ્ત અય સવારૂ
ચુ ઈન્ દાસ્તાન્ બેશ્નવી યાદ દારૂ
બગીતી હરાન્ કસ કે દારદ ખરદ
ચુ ખુર્દશ નબાશદ હમી બેન્ગરદ
બદૂ ગોફ્ત બહ્રામ કીન્ દાસ્તાન્
શનીદસ્તમ અઝ્ ગોફ્તએ બાસ્તાન્
શનીદહુ પદીદારૂ દીદમ કુનૂન્
કે બરૂ ખાન્દી અઝ્ ગોફ્તએ રહ્નમૂન્
મય આવરૂદ ચૂન ખુર્દહુ શુદ નાન્ જુહુદ
બઝાન્ મય વરા શાદમાની ફેઝૂદ
ખોરૂશીદ કય રન્જ દીદહુ સવારૂ
બદીન્ દાસ્તાને કોહન્ ગૂશ દારૂ

એ યાહુદી ઘણોજ ગરીબ છે અને રાતે ભૂખ્યો અને નાગો ઝમીન ઉપર પડી રહે છે."

નોકરે તેને એ વાત કહી ત્યારે બેહરામ બોલ્યો કે "અગરજો હું આ ઘરમાં ઉતારો નહીં લઇશ કે જેથી તને તકલીફ પડતી હોય,

તો હું આ બારણામાંજ પડી રહીશ ઘરમાં નહીં આવીશ-બસ મને બીજું કશું જોઇતું નથી."

હવે બરાહામ આવી બોલ્યો કે "ઓ લડાયક સવાર!-તું મને ફોકટનો અમથો દુઃખ દે છે.

તું સૂઇ જશે અને કોઇ તારૂં કશું ચોરી ગયું-તો તેથી કરીને તું મને બહુ આફતમાં નાખશે.

અગરજો તારી ઉપર જેહાન તંગ બની હોય અને તારૂં કામ મુશ્કેલીમાં આવી પડ્યું હોય તો આવ, મારાં ઘરમાં આવ.

પણ એવી બોલીએ કે તું મારી પાસ કાંઈ પણ ચીઝ માગશે નહીં-મારી પાસ મૂવેલાંને નહવાડી તેનું આંગ લૂછવાનો કે તેનાં કફનનો કકડો પણ નથી."

બેહરામે તેને જવાબ દીધો કે "ઓ ભલાં માણસ-હું તને કશી પણ તકલીફ આપવાનો નથી.

આ તારાં ઘરના દરવાઝા ઉપરના ઉતારાથીજ હું સંતોષ પામીશ-અને કશા પણ ઘોઘાટ કે ઘંટના આવાઝ વગર તારી ચોકીદારી કરીશ."

એ સાંભળી બરાહામ વિચારમાં પડયો-અને વિચારમાંનો વિચારમાં ૯૯ તેનો જીવ જંગલની ઝાડી માફક ગૂચવણમાં પડયો.

કે "આ નફ્ત માણસ મારાં બારણાં ઉપરથી ખસવાનો નથી-વળી ઘરમાં એવો કોણ છે કે એના ઘોડાની દેખરેખ રાખશે?"

પછી ફરીથી બોલ્યો કે "ઓ સરફ્રાઝ મર્દ!-તારા ઘણા બકબકારાએ મને દુઃખી કીધો છે.

જો આ તારો ઘોડો અહીં લીડ નાખશે અથવા પિશાબ કરશે-તેમજ તે પોતાની લાતે કરી આ ઘરમાં જડેલી ઇંટનું એક રોડું પણ ઉખેડશે,

તો સવાર પડતાં તારે તેની લીડ બાહેર કાઢવી પડશે-અને તે જગ્યા વારી સાફ કરીને કચરો બાહેર મયદાનમાં નાખી આવવો પડશે.

તેમજ પેલી નીકળેલી ઇંટનો પણ તારે બદલો આપવો પડશે-તે પણ જેવો તું ઊંઘમાંથી ઉઠે તેવોજ આપવો પડશે."

બેહરામે તેને કહ્યું કે "એ માટે હું વચન આપું છું-અને એ સઘળી વેઠ કરવા ઉપર મારૂં સર ગિરવી મૂકું છુ."

એમ કહી ઘોડા ઉપરથી તે નીચે ઉતર્યો અને ઘોડાને લગામ સાથેજ-બાંધ્યો અને મેયાનમાંથી તલવાર ખેંચી કાઢી

તેણે ખોગીર પાંથર્યું અને ઝીનનો તકયો કીધો-તે સૂતો પણ તેના બન્ને પગ ઝમીન ઉપરજ ઘસડાતા રહ્યા.

પેલા યાહુદીએ ત્યાર બાદ ઘરનો દરવાઝો બંદ કીધો-અને ખાણું લઇ આવી તે ખાવા બેઠો.

પછી બેહરામને કહ્યું કે "ઓ સવાર!-જયારે તું આ મારી વાત ૧૦૦ સાંભળે ત્યારે તે યાદ રાખજે,

કે જેની પાસે ખાવાનું હોય છે તો તે ખાય છે-પણ જો તેની પાસે ખાવાનું નથી હોતું તો તે જોયા કરે છે."

બેહરામે તેને જવાબ દીધો કે "આ વાત-મેં આગળા દાના લોકોથી સાંભળી છે.

અને તેં જે દાનાઓની વાત કહી તે મેં સાંભળીને હાલ નઝરે નઝર જોઈ છે."

જ્યારે પેલો યાહુદી ખાણું ખાઈ રહ્યો ત્યારે મય લઇ આવ્યો-અને મય પીધાથી તેની ખુશાહાલી વધી

જેથી તે પોકારીને બોલ્યો "ઓ દુઃખી થયલા સવાર!-આ પુરાણી વાત ઉપર તું ધ્યાન આપ.

હશાન્ કસ કે દારદ્દ ખુરદ્દ ગરૂ નેહદ્દ
સેપાસી બરૂ આન્ દાશતન્ બરૂ નેહદ્દ
કે હરૂ કસ કે દારદ્દ દેલશ રઉશનસ્ત
દેરમ પીશે ઊ ચૂન્ યકી જઉશનસ્ત
કસી કૂ નદારદ્દ ખુવદ્દ ખુશ્કુ લબ્
ચુનાન્ ચૂન્ તોઇ ગોર્સનહુ નીમ શબ્
બદ્દ ગોફ્તુ બહુરામ કીન્ બસ શેગેફ્ત
બેદીદમ હમી યાદ્દ બાયદ્દ ગેરેફ્ત
૧૦૧ ગરૂ અઝ્ જામ યાબી સરન્જામે નીકુ
ખુનુકુ મયગુસારો મયો જામે નીકુ
ચુ અઝ્ કૂહ ખન્જરૂ બરૂ આવરૂદ્દ હૂરૂ
ગુરીઝાન્ શુદ્દ અઝ્ ખાબ્ બહુરામ ગૂરૂ
બરૂ આન્ ચર્મએ તીઝ્રવ ઝીન્ નેહાદ્દ
ચે ઝીન્ અઝ્ બરશ ખુશ્કુ બાલીન્ નેહાદ્દ

બેયામદ્દ બરાહામ ગોફ્ત અય સવારૂ
બગોફ્તારે ખુદ્દ બરૂ નઈ પાયદારૂ
બેગોફ્તી કે સરૂગીને ઇન્ બારગી
બજારૂબ્ રૂબમ બયકુબારગી
કુનૂન્ આન્ચે ગોફ્તી બેરૂબો બબરૂ
બેરન્જમ ઝે મેહુમાને બીદાદ્દગરૂ
બદ્દ ગોફ્ત બહુરામ શવ પાયકારૂ
બેયાવરૂ કે સરૂગીન્ કશદ્દ બરૂ કનારૂ
દેહમ ઝરૂ કે તા ખાકૂ બીરૂન્ બરદ્દ
વઝીન્ ખાનએ તૂ બહામૂન્ બરદ્દ
બદ્દ ગોફ્ત મન્ કસ નદારમ કે ખાકૂ
બેરૂબદ્દ બરદ્દ રીઝદ્દ અન્દરૂ મઘાકૂ
તો પયમાન્ કે કર્દી બકઝ્ઝી મબરૂ
નબાયદ્દ કે ખાનમત બીદાદ્દગરૂ
૧૦૨ ચુ બેશ્નીદ્દ બહુરામ અઝ્ ઈન્ સખુન
યકી તાઝહુ અન્દીશહુ અફ્ગન્દ્દ બુન
યકી ખૂબ્ દસ્તારૂ બૂદશ હરીરૂ
બમૂઝહુ દરૂ આન્ પુરૂ ઝે મુશ્કો અબીરૂ
બેરૂન્ કર્દો સરૂગીન્ બદ્દ કરૂદ્દ પાકૂ
બેયન્દાખ્ત બા ખાકૂ અન્દરૂ મઘાકૂ
બરાહામ રફ્તો સખુનુ બરૂ ગેરેફ્ત
અઝાન્ માન્દહુ બહુરામ શાહુ દરૂ શેગેફ્ત
બરાહામરા ગોફ્ત અયા પારૂસા
ગરૂ આઝાદીઅત બેશ્નવદ્દ પાદ્દશા
તોરા ઝીન્ જેહાન્ બીનેયાઝી દેહદ્દ
બરીન્ મેહુતરાન્ સરૂફરાઝી દેહદ્દ
બેરફ્તો બેયામદ્દ બઅયવાને ખીશ
હમહુ શબ્ હમી સાખ્ત દર્માને ખીશ
બઅન્દીશહુ આન્ શબ્ બઅયવાન્ નખોફ્ત
બેખન્દીદો આન્ રાઝ્ બા કસ નગોફ્ત

જે કોઇ પાસે દઉલત હોય તે ખાય અને બાકીની એકઠી કરે-અને તે એકઠી કરેલી દઉલતના શુક્રાના કરે.

કારણ જેની પાસે પૈસા હોય છે તેનું દિલ ખુશહાલ રહે છે-તેના પૈસા તેનાં બદનનું બખ્તર (બચાવ) બને છે.

પણ જેની પાસે કશું હોતું નથી તે જેમ તું મધરાતે ભૂખ્યો સૂતો છે, તેમ તે ખાધા પીધા વગરનો રહે છે"

બેહરામ બોલ્યો કે "આ ઘણું અજાયબ જેવું-મેં જોયું જે યાદ રાખવું જોઇયે છે

જો આ મયની જામથી તારૂં શેવટ સારૂં આવે તો પછી મય પીનાર તેમજ મય અને મયની મુબારક જામ ભાગ્યશાળી કહેવાય."

જયારે પહાડ ઉપરથી આફ્તાબે પોતાની શમ્શીર બાહેર ખેંચી-ત્યારે બેહરામ ગૂરની ઊંઘ ઉડી ગઇ.

તે તેઝ ચાલના ઘોડા ઉપર ઝીન નાખ્યું-પણ કયું ઝીન નાખ્યું ? ફક્ત તેજ ઝીન કે જેનો તેણે પોતાનાં માથાં નીચે તકીયો કીધો હતો (યાને નમદો પડતો નાખ્યો હતો).

તેવોજ બરાહામ યાહુદી આવ્યો અને બોલ્યો કે "ઓ સવાર! તું વચન પાળતો નથી.

તેં કહ્યું હતું કે 'આ ઘોડાની લીડ હું તુરતજ ઝાડુથી વારી કાઢીશ.'

તું જે કાંઈ બોલ્યો છે તે પ્રમાણે હવે વારી લે અને અહીંથી બાહેર લઈ જા-હું આ ઝુલ્મગાર મેહમાનથી બહુ કંટાળી ગયો છું."

બેહરામે તેને કહ્યું કે "તું જા કોઈ નોકરને લઇ આવ કે તે લીડ ઊંચકી લીયે.

અને તે વારવા ઊંચકવા અને તારે ઘરથી મયદાનમાં લઈ જવાના હું તેને પૈસા આપીશ."

પેલો બોલ્યો કે "મારે ત્યાં કોઇ માણસ નથી કે તે કચરો-વારી લઈ જઇને ખાડામાં નાખી આવે.

તેં જે કોલ કીધેલો છે તેને જૂઠો ના પાડ-એવું નહીં બનવું જોઇયે કે હું તને ઝુલ્મગાર કહું."

જ્યારે બેહરામે તેના આવા સખુન સાંભળ્યા-ત્યારે તેણે એક નવો વિચાર કીધો.

તેની પાસે મોજાંની અંદરથી પગે લપેટવાની એક ઘણીજ સુંદર રેશમી પટી હતી જે કસ્તુરી અને અબીરથી ભરપુર હતી.

તે તેણે કાઢી અને બધી લીડ તેમાં મૂકી અને કચરા સાથેજ ખાડામાં નાખી દીધી.

પણ પેલો બરાહામ યાહુદી દોડયો અને તુરત તે કાઢી લીધી-એ જોઈ શાહ બેહરામ અજબ થયો.

તેણે બરાહામને કહ્યું કે "ઓ પરહેઝગાર શખ્સ!-જો પાદશાહ તારી આ ઉદારતા માટે સાંભળે,

તો તને આ દુન્યામાં હાજત વગરનો કરે-અને મોટા લોકો ઉપર સરફરાઝી આપે."

એમ કહી ત્યાંથી તે ચાલી ગયો મેહલમાં પાછો આવ્યો-અને હવે એનો શું એલાજ કરવો તે માટે તે આખી રાત વિચાર કરવા લાગ્યો.

વિચારમાંનો વિચારમાં તે રાતે પોતાના મેહલમાં ઊંઘાયો પણ નહીં-પછી તે નક્કી વિચાર ઉપર આવતાં હસી પડયો અને આ ભેદ કોઇને પણ કહ્યો નહીં.

## બખ્શ્ કર્દને બહ્‌રામ્ ખાસ્તએ બરાહામ્ બલમ્બક્.

બશાબ્ગીર્ ચૂન્ તાજ્ બર્ સર્ નેહાદ
સેપહ્‌રા સરાસર્ હમહ્ બાર્ દાદ
બેફ્રમૂદ તા લમ્બકે આબ્કશ
બેશુદ પીશે ઊ દસ્ત કર્દહ્ બકશ
બેઓર્દન્દ પૂયાન્ બરાહામ્‌રા
જુહૂદે બદ્અન્દીશે બદ્નામ્‌રા
ચુ દર્ બાર્ગહ્ રફ્‌ત બેન્શાન્દન્દ
યકી પાક્ દેલ્ મર્દરા ખાન્દન્દ
બદૂ ગોફ્‌ત રવ્ બારગીહા બેબર્
નેગર્ તા નબાશી બજોઝ્ દાદ્ગર્
બખાને બરાહામ શવ્ બી કેયાર્
નેગર્ તા નેહાદહ્ ચે યાબી બેયાર્
બેશુદ પાક્દેલ તા બખાને જુહૂદ
હમહ્ ખાનહ્ દીબાઓ દીનાર્ બૂદ
ઝે પૂશીદની હમ ઝે અફ્ગન્દની
ઝે ગુસ્તર્દની હમ ઝે આગન્દની
યકી કાર્વાન્ ખાનહ્ બુદ દર્ સરાય
નબુદ કાલહ્‌રા બર્ ઝમીન્ નીઝ્ જાય
ઝે ઝર્રો ઝે સીમો ઝે હર્ ગઉહરી
બહર્ બદ્રહી બર્ બલન્દ અફ્સરી
નદાનેસ્ત મૂબેદ મરાન્‌રા શુમાર્
શુતુર્ ખાસ્ત અઝ્ દશ્તે જહ્‌રોમ હઝાર્
હમી બાર્ કર્દન્દો ચીઝી બેમાન્દ
સબુક્ નીક્‌દેલ કાર્વાન્‌રા બેરાન્દ
ચુ બાન્ગે દરાય આમદ અઝ્ બાર્ગાહ્
બેશુદ મર્દે દાના બેગોફ્‌ત આન્ બશાહ્
કે ગઉહર્ ફેઝૂન્ ઝીન્ બગન્જે તો નીસ્ત
હમાન્ માન્દહ્ ખર્વાર્ બાશદ દુવીસ્ત
બેમાન્દ અન્દરાન્ શાહે ઈરાન્ શેગેફ્‌ત
વઝાન્ દર્ દેલ્ અન્દીશહા બર્ ગેરેફ્‌ત
કે ચન્દાન્ બેવર્ઝીદ મર્દે જુહૂદ
ચુ રૂઝી નબૂદશ ઝે વર્ઝેશ ચે સૂદ
અઝાન્ સદ શુતુર્વાર્ ઝર્રો દેરમ
ઝે ગુસ્તર્દનીહાઓ અઝ્ બીશો કમ
જહાન્દાર્ શાહ્ આબ્કશ્‌રા સેપોર્દ
બેશુદ લમ્બક્ અઝ્ રાહો ગન્જી બેબોર્દ
વઝાન્ પસ બરાહામ્‌રા ખાન્દો ગોફ્‌ત
કે અય દર્ કમી ગશ્તહ્ બા ખાક્ જોફ્‌ત
ચે ગૂઈ કે પયઘમ્બરત ચન્દ ઝીસ્ત
ચે બાયેસ્ત ચન્દી ઝે બીશી ગેરીસ્ત
સવાર્ આમદો ગોફ્‌ત બા મન્ સોખન્
અઝાન્ દાસ્તાન્‌હાએ ગશ્તહ્ કોહન્
કે હર્ કસ કે દારદ ફેઝૂની ખોરદ
કસી કૂ નદારદ હમી પેઝ્મોરદ

## બેહરામે બરાહામની દઉલત લમ્બકને આપી દેવી.

સવારના પોહોરમાં જ્યારે તેણે તાજ પોતાનાં સરઉ પર મૂકયું-અને દરબારના દરવાઝા ખુલ્લા કીધા,

ત્યારે તેણે હોકમ કર્યો જેથી પેલો લમ્બક પખાલી-તેની આગળ અદબવાળી હાઝેર થયો.

તેમજ પેલા બૂરાં નામવાળા બદ વિચારના બરાહામ યાહુદીને પણ દોડાવતા લઈ આવ્યા. ૧૦૩

જ્યારે તે દરબારમાં આવ્યો ત્યારે તેઓએ તેને બેસાડયો-અને એક નેકદિલ શખ્સને બોલાવ્યો.

તેને પાદશાહે કહ્યું કે "જા, તું બોજો ઊંચકનારાં જાનવરો લઈ જા-પણ સંભાળજે તું ગયર ઇન્સાફી ના બનતો.

તું કાંઈ પણ સુસ્તી કર્યા વગર બરાહામનાં ઘરમાં જા-અને ત્યાં જે કાંઈ મૂકેલું મેલેલું તને મળે તે તપાસીને અહીં લઇ આવ."

પેલો પરહેઝગાર શખ્સ યાહુદીનાં ઘરમાં ગયો-તેનું તમામ ઘર રેશમી કપડાં અને દીનારથી ભરેલું હતું.

પેહેરવાનાં કપડાં અને પાંથરવાના ગાલીચાઓ હતા-બિછાવવાના બિસ્તરાઓ હતા અને બીજો રાચ રચિલાંનો સામાન હતો.

ઘરમાં માલ ભરવાનું એક ગોડાઉં હતું-સર સામાનને મૂકવાની ઝમીન ઉપર જગ્યા પણ ન હતી.

સોનું, ચાંદી અને જાત જાતનાં ગોહરોની કોઠળી હતી-દરેક કોથળીનાં મોં ઉપર એકકું મોટું તાજ હતું.

તે દાના શખ્સ તેની ગણત્રી પણ કરી શકયો નહીં-તેણે જહરોમનાં જંગલમાંથી એક હઝાર ઊંટ મંગાવ્યાં.

અને તેની ઉપર સઘળું લાદવા માંડયું તો પણ ત્યાં કેટલુંક રહી ગયું-પછી પેલા નેકદિલ શખ્સે તે કાફલો ચલાવ્યો.

જ્યારે દરબારના દરવાઝા ઉપરથી ઘંટનો આવાઝ નીકળ્યો-ત્યારે પેલો દાના મર્દ પાદશાહ પાસે આવ્યો અને બોલ્યો, ૧૦૪

કે "એના કરતાં વધારે ગોહરો તારા ખઝાનામાં પણ નથી-હજુ બસો ખરવાર જેટલો માલ તો ત્યાં રહી ગયો છે."

તે સાંભળી ઈરાનનો પાદશાહ અજબ થયો-અને તે માટે દિલમાં ઘણોક વિચાર કીધો,

કે "તે યાહુદી મર્દ પાસે આટલી મોટી દઉલત હતી-પણ તેનાં નસીબમાં તે વાપરવાની સરજત નહીં હતી એટલે તે દઉલત તેને નકામી હતી."

પછી તે ખઝાનામાંથી સો ઊંટ ભરીને સોનું અને દિરમ-તેમજ ગલીચાઓમાંથી અને બીજી નાની મોટી ચીઝોમાંથી કેટલીક ચીઝો,

દેશના પાદશાહ બેહરામે પેલા પાણી ભરનારાને આપી-જેથી લમ્બક તે ખઝાનો લઈ પાછો ફર્યો.

ત્યાર પછી બરાહામને બોલાવ્યો અને કહ્યું-કે "એ કંગાલિયતમાં સબડી ખાક સાથે મળી ગયલા શખ્સ!

જ્યારે બખીલ માણસ પોતાની મોટી દઉલતનો આટલો બધો હાય અફસોસ કરતો રહે છે-તો બોલ કે તારો પયગમ્બર કેટલાં વર્ષ જીવ્યો હતો?

મારા એક સવારે આવીને મને આગળા દાનાઓની વાતોમાંની એક વાત કહી,

કે જેની પાસે પૈસા હોય છે તે ખૂબ ખાય છે-જેની પાસે કાંઈ નથી હોતું તે ભૂખથી તવાઇ જાય છે.

૧૦૫ કુનૂન્ દસ્તે યાઝાન્ ઝે ખુર્દન્ બકશ
બેબીન્ ઝીન્ સેપસ ખુર્દને આબ્કશ
ઝે સર્ગીનો દસ્તારે ઝરૂબફૂતો ખેશ્ત
બસી ગોફ્ત બા સેફ્લહ્ મર્દ કુનેશ્ત
દેરમ દાદ નાપાકૂદેલરા ચહારૂ
બદૂ ગોફ્ત કીન્રા સરેમાયહ્ દારૂ
સઝા નીસ્ત ઝીન્ બીશતરૂ મરૂ તોરા
દેરમ મર્દ દર્વીશરા સરૂ તોરા
બઅઝાનેયાન્ દાદ ચીઝી કે બૂદ
બોફશાન્ હમી રફ્ત મર્દ જુહૂદ
બતારાજ દાદ આન્ચે દરૂ ખાનહ્ બૂદ
કે આન્રા સઝા મર્દ બીગાનહ્ બૂદ

હવે તારો લોભી હાથ ખાણીપીણી ઉપરથી ઉઠાવ--અને હવે પછીથી પેલા પાણી ભરનારની ખાવાની રીતભાત તું જો.”

પછી ઘોડાની લીડ, કસબી પગે લપેટવાની પટી અને ભોંયમાંની ઇંટ માટે-બેહરામ તે દેવળના હલકા પૂજારી યાહુદીને ઘણું ઘણું કહેવા લાગ્યો.

તે મૂજીને ચાર દિરમ આપીને તેને કહ્યું કે “લે આ તારી ભવિષ્યની પુંજી તરીકે તારી પાસે રાખ.

એ કરતાં વધારે સઝા તને કરતો નથી-તારી દઉલત ગરીબોને આપું છું અને તારૂં માથું તને બખ્શું છું.”

બીજું જે કાંઇ હતું તે તેણે ગરીબોને વહેંચી આપ્યું-પેલો યાહુદી મર્દ રડતો કુટતો ચાલ્યો.

એવી રીતે તેનાં ઘરમાં જે કાંઈ હતું તે લૂટાવી દીધું-કારણકે તે પારકાઓને માટેજ હતું.

---

## કોશ્તને બહ્રામ્ શીરાન્રા વ બાઝ્દાશ્તને મર્દુમ્રા અઝ્ ખુર્દને શરાબ્.

ચુ યૂઝે શેકારી બકારૂ આમદશ
બેજુસ્બીદો રાએ શકારૂ આમદશ
યકી બારએ તીઝ તગ્ બરૂનેશસ્ત
બહામૂન્ ખરામીદ બાઝી બદસ્ત
યકી બીશહ્ પીશ આમદશ પુરૂ દેરખ્ત
નેશસ્તનગહે મરૂદુમે નીકૂબખ્ત
બસાને બેહેશ્તી યકી સબ્ઝ જાય
નદીદ અન્દરૂ મરૂદુમો ચારૂપાય
૧૦૬ ચુનીન્ ગોફ્ત કીન્ જાએ શીરાન્ બવદ
હુશીવારૂ મરૂદ અન્દરૂ નુઘ્નવદ
બબીશહ્ દરૂન્ ગેરૂદ બરૂગશ્ત શાહ્
હમી કરૂદ હરૂ જાય લખ્તી નેગાહ્
બદાન્ બીશહ્ અન્દરૂ યકી શીરૂ દીદ
દરે ચારએ શીરૂ શમ્શીરૂ દીદ
યકી બાન્ગ્ બરૂઝદ બદાન્ નરૂરહ્ શીરૂ
ચુ આહન્ગે ઊ કરૂદ શીરે દેલીરૂ
ઝે બીશહ્ બયકૂ સૂ જહાનીદ અસ્પ
બરૂ અફ્રૂખ્ત બરૂ સાને આઝરૂ ગોશસ્પ
હમ આન્ગાહ્ બીરૂન્ ખરામીદ શીરૂ
કમાન્રા બઝેહ્ કરૂદ મર્દ દેલીરૂ
બેઝદ તીરો પહ્લૂશ બા દેલ બેદૂખ્ત
દેલે શીરૂ માદહ્ બરૂ ઊ બરૂ બેસૂખ્ત
હમાન્ માદહ્ આહન્ગે બહ્રામ કરૂદ
બેધુરૂરીદો ચન્ગશ બઅન્દામ કરૂદ
યકી તીઘ ઝદ બરૂ મેયાનશ સવારૂ
ફેરૂમાન્દ જન્ગી દદ અઝ કાઝારૂ
યકી મર્દ દેહ્કાને યઝ્દાન્ પરસ્ત
બદાન્ બીશહ્ બૂદીશ જાએ નેશસ્ત

## બેહરામનું સિંહોને મારવું અને શરાબ પીવા માટે માણસોને મના કરવું.

તેને શેકારે જવાનું મન થયું અને તેથી બાહેર નીકળ્યો અને શેકારી કુતરાઓ મંગાવ્યા.

તે એક શેતાબ ચાલના ઘોડા ઉપર સવાર થયો-હાથમાં એક શેકારી બાઝ પક્ષી લઇને જંગલ તરફ ચાલ્યો.

ઝાડોની ગટાથી ભરપુર એક જંગલ સામે આવ્યું-કે જે ભાગ્યશાળી શખ્સને બેસવા લાયકનું હતું.

તે બેહેશ્તની મિસાલની લીલોતરીવાળી જગ્યા હતી-પણ તેમાં માણસ અને ઢોર નઝર પડતાં હતાં નહીં.

તે બોલ્યો કે “આ સિંહોનીજ જગ્યા હશે-અહીં ડાહ્યાં માણસો રહી શકે નહીં.”

પછી પાદશાહ તે જંગલની અંદર ગયો અને આસપાસ ફર્યો-દરેક જગ્યાએ સેહજ નઝર રાખવા લાગ્યો.

તે જંગલમાં તેણે એક સિંહ જોયો-અને તે સિંહના એલાજ તરીકે પોતાની શમ્શીરને જોઈ.

તેણે તે નર સિંહ ઉપર એક પોકાર માર્યો-જ્યારે તે બહાદુર સિંહે બેહરામ ઉપર હુમ્લો કરવાનો વિચાર કર્યો,

ત્યારે બેહરામ જંગલમાંથી પોતાનો ઘોડો એક બાજૂએ કૂદાવ્યો-અને આઝર ગોશસ્પની મિસાલ તેઝ બન્યો.

તેજ વખત પેલો સિંહ પણ બાહેર આવ્યો-બહાદુર મર્દ બેહરામે કમાનને ચિલ્લો ચઢાવ્યો.

અને તીર મારી તેની પેહલૂ તેનાં બદન સાથ સીવી લીધી-જે જોઇ તે સિંહની માદા તેની ઉપર બળવા લાગી.

જેથી તે માદા બેહરામ ઉપર ઉછળી-તે પોકાર કરી તેનાં શરીર ઉપર ચુંગાલ મારી.

તે સવારે તેની કમર ઉપર એક તલવારનો ઝર્બ માર્યો-જેથી તે લડાયક જાનવર લડાઈથી લાચાર બની ગયું.

તે જંગલમાં એક યઝદાન પરસ્ત ઝમીનદાર રહેતો હતો.

કુજા નામે ઊ મેહુરૂબીદાદ બૂદ
બદાન્ ઝખ્મે શમ્શીરે ઊ શાદ બૂદ
બેરૂન આમદ અઝ બીશહ મર્દે કોહન
ઝબાનરા કુશાદહ બશીરીન્ સોખન્
ચુ આમદ બરે શાહે ઈરાન્ ફરાઝ
બરૂ ઊ આફ્રીન્ કર્દો બોર્દશ નમાઝ
બદ્દૂ ગોફ્તૂ કય મેહ્તરે નામદારૂ
બકામે તો બાદ અખ્તરે રૂઝગારૂ
યકી મર્દે હેહકાનમ અય પાક રાય
ખોદાવન્દે ઈન્ મર્ઝો કેશ્તો સરાય
ખોદાવન્દે ગાવો ખરો ગૂસ્ફન્દ
ઝે શીરાન્ શુદહ બદ્દહેલો મુસ્તમન્દ
કુનૂન્ ઈઝદ ઈન્ કારૂ બરૂ દસ્તે તૂ
બરૂઆવરૂદ અઝ કબ્ઝએ શસ્તે તૂ
દરીન્ બીશહ અય શાહ ઝમાની નેશીન્
બેયારમત શીરો મયો અન્ગબીન્
બરહ હસ્ત ચન્દાન્ કે બાયદ બકારૂ
દેરખ્તાને બારૂ આવરે સાયહદારૂ
ફેરૂદ આમદ અઝ અસ્પ્ બહરામ શાહ
હમી કરૂદ અઝાન્ બીશહ જાઈ નેગાહ
કે બાશદ ઝમીન્ સબ્ઝો આબે રવાન્
ચુનાન્ ચૂન્ બુવદ જાએ મદ જવાન્
બેશુદ મેહુરબીદાદો રામેશગરાન્
બેયાવરૂદ ચન્દી ઝે દેહ મેહતરાન્
બસી ગૂસ્ફન્દાને ફરૂબહ બેકોશ્ત
બેયામદ યકી જામે ઝરીન્ બમોશ્ત
ચુ નાન્ ખુર્દહ શુદ જામહાએ નબીદ
નેહાદન્દ પીશશ ગુલે શમ્બલીદ
યકી ખુર્દો દીગરૂ બબહરામ દાદ
બેકૂશીદો બરૂ ખાનશ આરામ દાદ
ચુ શુદ મેહુરૂબીદાદ શાદાન્ ઝે મય
બબહરામ ગોફ્ત અય ગવે નીક પય
ચુનાન્ દાન્ કે માનન્દઈ શાહરા
હમાન્ નીમહ શબ્ નીમએ માહરા
બદ્દૂ ગોફ્ત બહરામ કારી રવાસ્ત
નેગારન્દએ ચેહરે મા પાદશાસ્ત
ચુનાન્ આફ્રીનદ કે ખાહદ હમી
ન અફ્ઝૂદ હરૂગેઝ ન કાહદ હમી
અગરૂ મન્ હમી નીક માનમ બશાહ
તોરા દાદમ ઇન્ બીશહો જાયગાહ
બેગોફ્ત ઈન્ વઝાન્ જાયગહ બરૂનેશસ્ત
બઆયવાને ખુરૂરમ ખરામીદ મસ્ત
નખોફ્ત આન્ શબે તીરહ દરૂ બૂસ્તાન્
હમી યાદ કરૂદ અઝ લબે દુસ્તાન્
ચુ બેન્શસ્ત મય ખાસ્ત અઝ બામદાદ
ખુરૂગાંને લશ્કરૂ બેરફ્તન્દ શાદ
બેયામદ હમાન્ગહ યકી મર્દે મેહ
બરશ મીવહ આવરૂદ લખ્તી ઝે દેહ
શુતોરૂવારૂહા નારો સીબો બેહી
ઝે ગુલદસ્તહા કર્દહ શાહનશેહી

૧૦૭ કે જેનું નામ "મેહરબીદાદ" હતું-તે તેની તલવારના આવા ઝખ્મથી ખુશહાલ થયલો હતો.

તે પીર મર્દ જંગલમાંથી બાહેર આવ્યો-તેણે પોતાની ઝબાન શીરીન સખુન બોલવા ઉપર ખોલી.

જ્યારે તે ઈરાનના પાદશાહની નઝદીક આવ્યો-ત્યારે તેના ઉપર દુઆ કરી તેને નમન કીધું.

તે બોલ્યો કે "ઓ નામદાર સરદાર!-તારા ભાગ્યનો સેતારો તારી મુરાદ પ્રમાણે હોજો!

ઓ પાક વિચારના શખ્સ! હું એક ઝમીનદાર મર્દ છુ-આ ઝમીન, ખેતર અને મકાનનો હું માલેક છું.

હું બળદ, ગધેડાં અને ગોસ્પંદો ધરાઉં છું-આ સિંહનાં જોડાંથી હું ગમગીન અને ના ઉમેદ થઈ ગયો હતો.

હવે ખોદાતાલાએ આ કામ તારી તીર કમાન વડે તારે હાથે પાર પાડયું છે.

ઓ પાદશાહ! તું આ જંગલમાં થોડો વખત બેસ-હું તારે માટે દૂધ, શરાબ અને મધ લઇ આઉં.

તને જેટલાં જોઇયે એટલાં હલવાન તૈયાર છે-ફળવંત અને છાયડાં-વાળા ઝાડો પણ છે."

પાદશાહ બેહરામ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-અને તે જંગલમાંથી પોતાને લાયકની એક જગ્યા શોધવા લાગ્યો,

૧૦૮ કે જ્યાં લીલોતરી અને વહેતું પાણી પણ હોય-અને જે જગ્યા તે જવાન મર્દને લાયકની હોય.

મેહરબીદાદ ગયો અને રામેશગરોને-તેમજ તે ગામમાંથી થોડાક મોટા શખ્સોને બોલાવી લાવ્યો.

તેણે ઘણાંક ફરબે ગોસપંદો કપાવ્યાં-અને હાથમાં એક સોનેરી જામ લઇને આવ્યો.

જ્યારે ખાણું ખાઈ રહ્યા ત્યારે શરાબની જામ-તેમજ ગોલાબ અને શમ્બલીદનાં ફૂલો તેની આગળ મેલ્યાં.

એક જામ પોતે પીધી અને બીજી એક જામ બેહરામને આપી-તેણે સઘળી મેહનત કરી ખાણાં ઉપર તેની પરોણાગત કીધી.

જ્યારે મેહરબીદાદ શરાબની ગેલમાં આવ્યો-ત્યારે બેહરામને કહ્યું કે "ઓ નેક કદમના પેહલવાન!

ખરેખર તું પાદશાહને ઘણોજ મળતો આવે છે-તેમજ મધરાતના અડધા માહતાબ જેવો લાગે છે."

બેહરામ બોલ્યો કે "હા, બરાબર છે-મારા ચેહરાનો ચીતારનાર પોતેજ પાદશાહ છે.

જેવો તે ચાહે છે તેવોજ બનાવે છે-તે કદી વધતો ઓછો બનાવતો નથી.

જો હું પાદશાહનેજ બરાબર મળતો આવું છું-તો આ જંગલ અને આ જગ્યા તનેજ આપી દઉં છું"

૧૦૯ એટલું બોલી ત્યાંથી ઘોડેસવાર થઇ-પોતાના ખુશનુમા મેહલ તરફ મસ્ત બની ચાલ્યો.

તે અંધારી રાતે બાગમાં તે સૂતો નહીં-અને પોતાના દોસ્તોની મયનૂશીની વાત મનમાં યાદ કરતો હતો.

જ્યારે બામદાદ થઇ ત્યારે પોતે બેસીને શરાબ મંગાવ્યો-અને લશ્કરના સરદારો ખુશહાલ તેની આગળ ગયા.

તેવામાં એક મોટો માણસ ત્યાં આવી લાગ્યો-જે પાદશાહ માટે પોતાને ગામથી થોડાક મેવો સોગાત તરીકે લાવ્યો.

દાડમ, સેબ અને બેહીફળનાં ઊંટ ભરેલાં હતાં-અને પાદશાહોને લાયકના ફૂલના તોરા બનાવેલા હતા.

**જહાનદાર ચૂન દીદ બેનવાખ્તશ**
**મેયાને યલાન્ જાયગહ સાખ્તશ**
**હમ ઈન્ મેહ કે બા મીબહો બૂય બૂદ**
**વરા પહ્લવી નામ કીરૂય બૂદ**
**ચુ શુદ મરૂદ ખુર્રમ બદીદારે શાહ**
**વઝાન્ નામદારાનો આન્ જશ્નગાહ**
**યકી જામરા દીદ પુર મય બસૂર**
**બહેલશ અન્દર્ ઓફ્તાદ અઝાન્ જામ શૂર**
**ઝે પીશે બુઝોર્ગાન્ બેયાઝીદ દસ્ત**
**બદાન્ જામે મય તાખ્ત બરપાય જસ્ત**
૧૧૦ **બયાદે શહન્શાહ બેગ્રેફ્ત જામ**
**મનમ ગોફ્ત મય ખારહ કીરૂય નામ**
**બરૂએ શહન્શાહ જામે નબીદ**
**ચુ મન્ દર્ કશમ બાઝ ખાહમ ગુઝીદ**
**બેગોફ્ત ઇનો ઝાન્ હફ્ત પય હમ બેખર્દ**
**વઝાન્ મય પરસ્તાન્ બર્ આવર્દ ગર્દ**
**બદસ્તૂરીએ શાહ બીરૂન ગુઝશ્ત**
**કે દાનદ કે મય દર્ તનશ ચૂન ગુઝશ્ત**
**અઝાન્ શહ્રે ખુર્રમ બેયામદ બદશ્ત**
**ચુ દર્ સીનએ મર્દ મય ગર્મ ગશ્ત**
**બર્ અન્ગીખ્ત અસ્પ અઝ મેયાને ગોરૂહ**
**ઝે હામૂન હમી તાખ્ત તા સૂએ કૂહ**
**ફેરૂદ આમદ અઝ અસ્પો જાય નેહોફ્ત**
**નેગહ કર્દ દર્ સાયહદારી બેખોફ્ત**
**ઝે કૂહ અન્દર્ આમદ કુલાઘી સેયાહ**
**દુ ચશ્મશ બેકન્દ અન્દરાન્ ખાબ્ગાહ**
**હમી તાખ્તન્દ અઝ પસે ઊ ગોરૂહ**
**વરા મોર્દહ દીદન્દ દર્ પીશે કૂહ**
**દુ ચશ્મશ ઝે સર્ કન્દહ ઝાઘે સેયાહ**
**બરશ અસ્પે ઊ ઈસ્તાદહ બરાહ**
૧૧૧ **બરૂ કેહતરાનશ ખોરૂશાન્ શુદન્દ**
**વઝાન્ મજ્લેસો જામ જૂશાન શુદન્દ**
**ચુ બહરામ બર્ખાસ્ત અઝ ખાબ્ગાહ**
**બેયામદ બરે ઊ યકી નીક્ખાહ**
**કે કીરૂયરા ચશ્મે રઉશન્ કુલાઘ**
**ઝે મસ્તી બેકન્દીદ દર્ પીશે રાઘ**
**રોખે શહ્રયારે જહાન્ ઝર્દ શુદ**
**ઝે તીમારે કીરૂય પુર દર્દ શુદ**
**હમાનગહ બર્ આમદ ઝે દર્ગહ ખોરૂશ**
**કે અય નામદારાને બા ફર્રો હુશ**
**હરામસ્ત મય બર્ જહાન્ સર્બસર્**
**અગર્ પહ્લવાનસ્ત યા પીશહવર્**
**બદીન્ ગૂનહ બુગ્ઝશ્ત સાલી તમામ**
**હમી દાશ્તી હર્ કસી મય હરામ**
**હમાન્ શાહ ચૂન મજ્લેસ આરાસ્તી**
**હમી નામએ બાસ્તાન્ ખાસ્તી**
**નખુર્દી મયો દૂર માન્દી અઝૂય**
**નબૂદી ઝે મય દર્મેયાન્ રન્ગો બૂય**

પાદશાહે જ્યારે તેને જોયો ત્યારે તેને નવાઝયો-અને પેહલવાનોની વચ્ચે તેની જગ્યા કીધી.

આ મોટું માણસ કે જે મેવો અને ખુશબો લાવ્યો હતો-તેનું પહલવી ભાષાનુ નામ "કીરૂય" હતું.

જ્યારે તે શખ્સ પાદશાહના દીદારથી તેમજ તે નામદારોથી અને તે મજલેસથી ખુશી થયો,

ત્યારે તેની નઝર એક શરાબની ભરેલી બિલૂરી જામ ઉપર પડી-તે જામ જોઇને તેનાં દિલમાં તે પીવા માટે શોર પડયો.

મોટાઓની હુઝૂરમાંજ તેણે હાથ લમ્બાવ્યો-અને તે મયની જામ તરફ જવા ઉઠયો.

તેણે શેહનશાહની યાદમાં તે જામ પીધી-અને બોલ્યો કે "હું કીરૂય નામનો શરાબ પીનાર છું.

જ્યારે હું શાહની સનમુખ આ શરાબની જામ લેવું છું-ત્યારે એની પછી બીજી પણ લઇશ."

એમ કહીને એક એક પછી સાત મરતબે જામ પીધી-અને બીજા શરાબ પીનારાઓને માત કીધા.

પછી પાદશાહની રઝા લઇને તે બાહેર ગયો-કોણ જાણે તેનાં શરીરમાં દારૂએ શું ફેરફાર કીધો?

તે ખુશનુમા શેહરમાંથી મયદાનમાં આવ્યો-જ્યારે પેલો દારૂ તેનાં કલેજામાં ઉકળવા લાગ્યો.

ત્યારે તેણે પોતાના સાથીઓની વચ્ચેથી દૂર જવા માટે ઘોડો હાંકયો-અને પેલાં મયદાનમાંથી પહાડ તરફ જઈ પુગ્યો ત્યાં સૂધી ઘોડો ચલાવ્યો.

તે ઘોડા ઉપરથી નાચે ઉતર્યો અને એક એકાંત જગા શોધીને એક છાયાવાળાં ઝાડની હેઠળ સૂતો.

એવામાં પહાડ ઉપરથી એક કાળો કાગડો આવ્યો-અને પેલા સૂતેલાની બન્ને આંખો ઉખેડી કાઢી

હવે તેની પછાડી તેના સાથીઓ દોડતા આવી લાગ્યા-અને તેને પહાડ આગળ મૂવેલો પડેલો જોયો

કાળા કાગડાએ તેની બન્ને આંખો ખોદી કાઢી હતી-અને તેનો ઘોડો તેની આગળ ઉભો હતો.

તેના નોકરો તેની ઉપર રડવા લાગ્યા-અને પેલી મજલેસ અને શરાબની જામ માટે બખાળવા લાગ્યા.

જ્યારે બેહરામ ખાબગાહમાંથી ઉઠયો-ત્યારે એક નેકખાહ શખ્સ તેની આગળ આવ્યો,

અને બોલ્યો કે "જંગલમાં કીરૂયની બન્ને ઝળકતી આંખો તેની છાકટ હાલતમાં કાગડાએ ટુંપી કાઢી."

એ સાંભળી દેશના પાદશાહનો ચેહરો ફિકકો પડી ગયો-અને કીરૂયના ગમથી દુઃખી થયો.

તેજ વખત દરગાહમાંથી મનાદી નીકળી-કે "ઓ દબદબા અને હોશ અકલ સાથના નામદારો!

હવે પછી તમામ દેશને પછી કોઇ પેહલવાન હોય યા ધંધાદારી શખ્સ હોય તેને દારૂ પીવો હરામ છે."

એવી રીતે એક વર્ષ વીતી ગયું-અને સઘળાઓ દારૂને હરામ ગણવા લાગ્યા.

તેમજ પાદશાહ પણ જ્યારે મજલેસ ભરતો-અને આગળા પાદશાહોની તવારીખનું પુસ્તક વંચાવતો,

ત્યારે તે શરાબ નહીંજ પીતો અને તેનાથી દૂર રહેતો-અને તે મજલેસમાં દારૂથી રંગ રાગ થતા હતા નહીં.

## દાસ્તાને કૂદકે કફ્શગર્ વ બાઝ્ હલાલ્ સાખ્તને બહ્રામ્ શરાબ્રા.

ચુનીન્ તા ચકી કૂદકે કફ્શગરૂ
ઝની ખાસ્ત બા નામો ચીઝો હોનરૂ
ફ્રશઝશ નેયામદ્ બરાન્ કારૂ સખ્ત
હમી ઝારૂ બેગ્રીસ્ત મામશ ઝે બખ્ત
હમાના નેહાન્ દાશ્ત લખ્તી નબીદ્
પેસરૂરા બદાન્ ખાનહુ અન્દરૂ કશીદ્
બપૂરે જવાન્ ગોફ્ત કીન્ હફ્ત જામ
બેખુરૂ તા શવી ઈમનો શાદ્કામ
મગરૂ બેશ્કની એમશબ્ ઈન્ મોહુરે તન્ગ્
કુલુન્ગ્ અઝ્ નમદ્ કય કનદ્ કાને સન્ગ્
બેઝદ્ કફ્શગરૂ ઝાન્ મયે હફ્ત હશ્ત
હમાના પયો પૂસ્તશ સખ્ત ગશ્ત
જવાન્ મરૂહરા જામ ગુસ્તાખ કરૂદ્
બેયામદ્ દરે ખાનહુ સૂરાખ કરૂદ્
વઝાન્ જાયગહુ શુદ્ બરે મામે ખીશ
બેશુદ્ શાદ્ દેલ્ યાકૂતહુ કામે ખીશ
ચુનાન્ બુદ્ કે શીરી ઝે શીરાને શાહુ
ચકી બન્દ્ બુગ્સેસ્તો આમદ્ બરાહુ
હનૂઝ્ આન્ઝમાન કફ્શગરૂ મસ્ત બૂદ્
બદર્યા દહુ અન્ગુશ્તે ઊ શસ્ત બૂદ્
બેશુદ્ તીઝ્ બરૂ શીરે ધુરૂરાન્ નેશસ્ત
બેયાઝીદો બેગ્રેફ્ત ગૂશશ બદસ્ત
બદાન્ગાહુ શીરે ચલહુ સીરૂ બૂદ્
જવાન્ અઝ્ બરો શીરૂ દરૂ ઝીરૂ બૂદ્
હમી શુદ્ દવાન્ શીરૂબાન્ ચૂન નવન્દ્
બયક્ દસ્ત ઝન્જીરો દીગરૂ કમન્દ્
ચકી કફ્શગરૂ દીદ્ બરૂ પોશ્તે શીરૂ
નેશસ્તહુ ચુ બરૂ ખરૂ સવારે દેલીરૂ
બેયામદ્ દમાન્ તા દરે બારૂગાહુ
દેલીરૂ અન્દરૂ આમદ્ બનઝદીકે શાહુ
બેગોફ્ત આન્ શેગેફ્તી કે ખુદ્ દીદહુ બૂદ્
બદીદહુ બેદીદ્ આન્ચે નશ્નીદહુ બૂદ્
જહાન્દારૂ અઝાન્ દરૂ શેગેફ્તી બેમાન્દ્
સરે મૂબેદાનો રદાન્રા બેખાન્દ્
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત કીન્ કફ્શગરૂ
નેગહુ કુન્ કે તા અઝ્ કે દારદ્ ગોહરૂ
અગરૂ પહ્લવાન્ ઝાદહુ બાશદ્ રવાસ્ત
કે બરૂ પહ્લવાનાન્ દેલીરી સઝાસ્ત
બેજોસ્તન્દો ગોફ્તન્દ્ બા માદરશ
ફેઝાયદ્ મગરૂ બરૂ હોનરૂ ગઉહરશ
બરે માદરશ ચૂન સખુન્ શુદ્ દરાઝ્
દવાન્ રફ્ત બરૂ શાહુ બુફ્શાદ્ રાઝ્
નુખોસ્ત આફ્રીન્ કરૂદ્ બરૂ શહ્રૂયારૂ
કે શાદાન્ બેઝી તા બુવદ્ રૂઝ્ગારૂ

## મોચીના છોકરાનું દાસ્તાન અને બેહરામે શરાબને પાછો હલાલ ગણવો.

હવે એવું થયું કે એક મોચીનો છોકરો-એક જાણીતી પૈસાવાળી બાયડી સાથ પરણ્યો.

પણ પોતાની કમ તાકતને લીધે તેણીની આગળ જઈ સંસાર સુખ ભોગવી શકયો નહીં-માટે તેની મા પોતાનાં નસીબને ઘણી રડવા લાગી. ૧૧૨

હવે તું જાણ કે તેણીની પાસે થોડોક છૂપાવી રાખેલો દારૂ હતો-જેથી તેણી પોતાના છોકરાને ઘરમાંની એક એકાંત જગ્યાએ ઘસડી લઈ ગઈ.

અને તે જવાન બેટાને કહ્યું કે "આ દારૂની સાત જામ-પી કે જેથી તું તારી ફિક્ર ચિન્તામાંથી નચિન્ત બની જશે અને ખુશહાલ થશે.

અને કદાચ તું આજ રાતેજ આ અખંડ મોહર તોડી શકશે-બાલનાં ચામડાંની બનાવેલી કુહાડીથી પત્થરની ખાણ ખોદી શકાય નહીં."

આથી પેલા મોચીએ તે મયમાંથી સાત આઠ ગ્લાસ પીધાં-જેથી તેની જનનેંદ્રીની રગ અને ચામડી મઝબૂત બની.

મયની જામે તે જવાન છોકરાને હિમ્મત આપી-અને સંસાર સુખ ભોગવ્યું.

પછી ત્યાંથી તે પોતાની માતા પાસે પોતે મેળવેલી મુરાદની ખુશ-ખબર કહેવા માટે ખુશહાલ થતો આવ્યો.

તેવામાં એવો બનાવ બન્યો કે પાદશાહના સિંહોમાંથી એક સિંહ-પોતાનાં બંદ તોડીને રસ્તા ઉપર નીકળી પડયો.

હજી તો તે મોચીનો છોકરો મયની કેફમાં હતો-તેના બન્ને હાથે જાળ દર્યામાં નાખેલી હતી.

જેથી તે શેતાબ દોડી પહોંચ્યો અને પેલા પોકારતા સિંહની પીઠ ઉપર ચઢી બેઠો-અને હાથ લમ્બાવી તેના બન્ને કાન પકડી લીધા.

તે વખતે પેલો છૂટી ગયલો સિંહ થાકી ગયલો હતો-જેથી પેલો જવાન તેની ઉપર બેસીજ રહ્યો અને સિંહ ગરીબ થઇને તેની નીચે ઉભો રહ્યો. ૧૧૩

પેલો સિંહનો રખેવાળ એક હાથમાં સાંકળ અને બીજા હાથમાં કમંદ લઇને ઘોડાની માફક દોડતો આવ્યો.

તેણે સિંહની પીઠ ઉપર એક મોચીને જોયો-તે જેમ કોઇ બહાદુર સવાર ગધેડાં ઉપર બેસે તેમ બેઠેલો હતો.

તુરતજ તે દોડતો કે દરબારમાં આવ્યો-અને બેધડક પાદશાહની નઝદીક ગયો.

અને જે અજાયબી કે પોતે જોઈ હતી અને જેવી કોઇને મોંઢે સાંભળેલી નહીં તે નઝરે જોયલી વાત પાદશાહને કહી.

તે વાતથી પાદશાહ અજાયબ થયો-તેણે વડા વઝીરને અને સરદારોને બોલાવી મંગાવ્યા.

પછી વઝીરને કહ્યું કે "આ મોચી માટે-તલાશ કર કે તે કોણની અઉલાદથી છે?

અગરજો તે પેહલવાનઝાદો હશે તો તેણે કરેલું કામ વાજબીજ ગણાશે-કારણકે આવી બહાદુરી કરવી એ પેહલવાનોનેજ ઘટારત છે."

તેઓએ તેની માને શોધી કાઢી ખબર કાઢી-કે કદાચ તેના ધંધા કરતાં તેનું ખાન્દાન ઊંચું હોય.

જ્યારે તેની મા આગળ એ વાતની ઘણીક ચર્ચા ચાલી-ત્યારે તેણી દોડતી કે ગઈ અને પાદશાહ આગળ સઘળો ભેદ કહી દીધો.

પહેલાં તેણીએ પાદશાહ ઉપર દુઆ કીધી-કે "જ્યાં સુધી ઝમાનો છે ત્યાં સુધી તું ખુશહાલ જીવતો રહેજે! ૧૧૪

ચુનીન્ કૂદકે નારસીદહ્ બજાય
ચકી જન્ ગુઝીન્ કર્દો શુદ કદખોદાય
બકાન્ અન્દરશ નાઇઝહ્ સોસ્ત બૂદ
ઝનશ ગોફ્ત કાન્ સોસ્ત ખુદ રેસ્ત બૂદ
બેદાદમ સે જામે નબીદશ નેહાન્
નદાનેસ્ત કસ રાઝે ઊ દર્ જેહાન્
હમ અન્દરઝમાન્ લઅલ્ કર્દશ રોખાન્
નમદ સરૂ બરૂઆવર્દો ગશ્ત ઉસ્તોખાન્
નેઝાદશ નખુદ જોઝ સે જામે નબીદ
કે દાનેસ્ત કાન્ શાહ્ ખાહદ શનીદ
નેયા કફ્શગરૂ બૂદો આન્ કફ્શગરૂ
અઝાન્ પીશહ્ બરતરૂ નેયામદ ગોહરૂ
બેખન્દીદ અઝાન્ પીરહ્ ઝન્ શાહો ગોફ્ત
કે ઈન્ દાસ્તાન્રા નશાયદ નેહોફ્ત
બમૂબેદ ચુનીન્ ગોફ્ત કફ્નૂન્ નબીદ
હલાલસ્તો મય ખારહ્ બાયદ ગુઝીદ
કે ચન્દીન્ ખુરદ મય કે બરૂ નરૂરહ્ શીરૂ
નેશીનદ નેયારદ વરા શીરૂ ઝીરૂ
૧૧૫ ન ચન્દાન્ કે ચશમશ કુલાઘે સેયાહ્
ઝે સરૂ બરૂ કનદ મસ્ત ખોફ્તહ્ બરાહ્
ખોરૂશી બરૂ આમદ હમાન્ગહ્ ઝે દરૂ
કે અય પહ્લવાનાને ઝરૂરીન્ કમરૂ
બરૂ અન્દાઝહ્ બરૂ હરૂ કસી મય ખરીદ
ઝે આધાઝ ફર્જામે ખુદ બેન્ગરીદ
ચુ મય તાન્ બશાદી શવદ રહ્નમૂન્
બખોરપીદ તા તન્ નગર્દદ ઝબૂન્

આ કાચી ઉમરના છોકરાએ-એક ઓરત પસંદ કીધી અને ઘર ધણી બન્યો.

પણ સંસારી કામમાં તેનો ભાલો મઝબૂત નહીં હતો-તેની પરણેતરે કહ્યું કે 'એ તો જન્મથી નામર્દ છે.'

મેં તેને છુપાછુપ શરાબની ત્રણ જામ પાઈ-અને એ વાત દુન્યામાં કોઇએ જાણી નહીં.

તેજ વખત તે મયની અસરથી તેનો ચેહરો લાલ બની ગયો-અને તેનામાં મર્દાનગી આવી ગઈ.

એની બુન્યાદ આ શરાબની ત્રણ જામ સિવાય બીજી કાંઇ નથી-કોણ જાણતું હતું કે પાદશાહને એ વાતની ખબર પડી જશે?

તેનો બાપ મોચી હતો અને તે પોતે પણ મોચીજ છે-એના ધંધા કરતાં એની બુન્યાદ ઊંચી નથી."

તે બુઢ્ઢી ઓરતની વાત સાંભળી પાદશાહ હસ્યો અને બોલ્યો-કે "આ વાતને છૂપી રાખવી જોઈતી નથી."

પછી તેણે વડા વઝીરને એ પ્રમાણે કહ્યું કે "હવેથી દારૂ-દરેક જણને હલાલ છે પણ મય પીનારે અંદાઝો એખ્તયાર કરવો જોઇયે.

કે તે એટલોજ મય પીયે કે નર સિંહ ઉપર-સવારી કરી શકે અને સિંહ તેને નીચે નાખી શકે નહીં.

તેણે એટલો બધો નહીં પીવો જોઇયે કે તે છાકટો થઇ રાહમાં ઊંઘાયલો હોય અને કાળો કાગડો આવી તેનાં માથાંમાંથી તેની આંખો કાઢી જાય."

તેજ વખત દરબારમાંથી હુકમ નીકળ્યો-કે "ઓ સોનેરી કમરબંદ બાંધનારા પેહલવાનો!

સર્વ કોઇએ અંદાઝાસર શરાબ પીવો-અને પહેલેથીજ પોતાનું શેવટ જોઈ લેવું.

અને જ્યારે શરાબ તમોને ખુશીનો રસ્તો બતાવે-ત્યારે તમારે આરામ કરવો જેથી શરીરને નુકસાન નહીં થાય."

## વયરાન્ કર્દને રૂઝબેહ્ મૂબેદે બહ્-રામ્ દેહ્રા બચારહ્ વ બાઝ્ આબાદ્ કર્દનશ્.

——:૦:——

બેયામદ સેવુમ રૂઝ શબ્ગીરૂ શાહ્
સુએ દશ્તે નખ્ચીરૂ ખુદ બા સેપાહ્
બદસ્તે ચપશ હોરૂમુઝે કદખોદાય
સુએ રાસ્તશ મૂબેદે પાક્ રાય
બદ્ દાસ્તાન્હા હમી ખાન્દન્દ
ઝે જમ્શો ફરીદૂન્ સખુન્ રાન્દન્દ
સગો યૂઝ દરૂ પીશો શાહીનો બાઝ
હમી કરૂદ ફૂતાહ્ રૂઝી દરાઝ
ચુ ખુરૂશીદે તાબાન્ બગુમ્બદ રસીદ
બજાઈ પયે ગૂરો આહ્ નદીદ
ચુ ખુરૂશીદે તાબાન્ દેઝમ સાઝ ગશ્ત
ઝે નખ્ચીરૂગહ્ તન્ગ્દેલ બાઝ ગશ્ત
૧૧૬ બપીશ અન્દરૂ આમદ ચકી સબ્ઝ જાય
પુરૂ અઝ ખાનહો મરૂદુમો ચારૂપાય

## બેહરામના વઝીર રૂઝબેહે ચારો કરી એક ગામડાંને વયરાન કરવું અને પાછું તેને આબાદ બનાવવું.

——:૦:——

એ પછી ત્રીજે દહાડે બામદાદે પાદશાહ પોતે લશકર સાથ શેકારનાં જંગલમાં ગયો.

તેના ડાબા હાથ ઉપર હોરમુઝ નામનો વડો કારભારી-અને તેના જમણા હાથ તરફ પાક વિચારનો વડો વઝીર હતો.

તેઓ તેની આગળ પાદશાહ જમશીદ અને ફરીદૂનની દાસ્તાનો કહી સંભળાવતા હતા.

કુતરા, શિકારી જાનવર, બાઝ પક્ષી અને શકરા તેઓની આગળ ચાલતા હતા-અને તેનો વખત સોહવાવતા હતા.

બપોર પડી ગઇ ત્યાં સુધી કંઈ પણ ગોરખર કે હરણની નિશાન મળી નહીં.

જ્યારે પ્રકાશતો સૂર્ય પાછો ઝાંખો થવા લાગ્યો-ત્યારે બેહરામ નિરાશ થઈ શેકારગાહમાંથી પાછો ફર્યો.

વચમાં એક લીલોતરીવાળી જગ્યા આવી-જે ઘર, માણસો અને ઢોરોથી ભરેલી હતી.

**અઝાન્ દેહ્ ફેરાવાન્ બરાહ્ આમદન્દ**
**નઝારહ્ બપીશે સેપાહ્ આમદન્દ**
**નકર્દન્દ અઝીશાન્ કસી આફ્રીન્**
**તો ગોફ્તી બેબસ્ત આન્ ખરાન્રા ઝમીન્**
**જહાનદાર્ પુર્ ખેશ્મો પુર્ તાબ્ બૂદ**
**હમી ખાસ્ત કાયદ બરાન્ દેહ્ ફેરૂદ**
**અઝાન્ મર્દુમાન તન્ગ્દેલ્ ગશ્ત શાહ્**
**બખૂબી નકરૂદ અન્દર્ ઈશાન્ નેગાહ્**
**બમૂબેદ ચુનીન્ ગોફ્ત પુર્ ખેશ્મ શાહ્**
**કે ચૂનીન્ બદ્અખ્તર્ યકી જાયગાહ્**
**કુનામે દદો દામે નખ્ચીર્ બાદ**
**બજૂય અન્દરૂન્ આબ્ શાન્ કીર્ બાદ**
**બેદાનેસ્ત મૂબેદ કે ફર્માને શાહ્**
**ચે બૂદ અન્દરૂન સૂએ દેહ્ શુદ ઝે રાહ્**
**બદીશાન્ ચુનીન્ ગોફ્ત કીન્ સબ્ઝ જાય**
**પુર્ અઝ્ મીવહો મર્દુમો ચારૂપાય**
**ખુશ આમદ શહન્શાહ્ બહ્રામરા**
**યકી તાઝહ્ કરૂદ અન્દરાન્ કામરા**
**શુમારા હમહ્ યક્સરહ્ કરૂદ મેહ્**
**બદાન્ તા કુનદ શહ્ર્ અઝીન્ ખૂબ્ દેહ્**
**બદીન્ દેહ્ ઝનો કૂદકાન્ મેહ્તરીદ**
**કસીરા નબાયદ કે ફર્માન્ બરીદ**
**અઝીન્ દેહ્ ચે મુઝ્દૂરો ચે કદખાય**
**બયક્ રાહ્ બાયદ કે દારીદ જાય**
**ઝનો મર્દો કૂદક્ સરાસર્ મેહીદ**
**યકાયક્ હમહ્ કદખોદાએ દેહીદ**
**ખોરૂશી બરૂઆમદ ઝે પુરૂમાયહ્ દેહ્**
**ઝે શાદી કે ગશ્તન્દ હમવારહ્ મેહ્**
**ઝનો મરૂદ અઝાન્પસ યકી શુદ બરાય**
**પરસ્તારો મુઝ્દૂર્ બા કદખોદાય**
**ચુ બીબાક્ શુદ મર્દ બરૂના બદેહ્**
**બુરીદન્દ નાગહ્ સરે મર્દ મેહ્**
**હમહ્ યક્ બદીગર્ બર્ આવીખ્તન્દ**
**બહર્જાય બીરાહ્ ખૂન્ રીખ્તન્દ**
**ચુ બરખાસ્ત ઝાન્ રૂસ્તા રસ્તખીઝ્**
**ગેરેફ્તન્દ નાગહ્ અઝાન્ દેહ્ ગુરીઝ્**
**બેમાન્દન્દ પીરાને બી પાઓ પર્**
**નમાન્દ આલતે વર્ઝેશો સાઝો બર્**
**હમહ્ દેહ્ બવયરાની આવરૂદ રૂય**
**દેરખ્તાન્ શુદહ્ ખુશ્કો બીઆબ્ જૂય**
**શુદહ્ દશ્ત વયરાનો વયરાન્ સરાય**
**રમીદહ્ અઝ્ મર્દુમો ચારૂપાય**
**ચુ યક્ સાલ બુગ્ઝશ્તો આમદ બહાર્**
**અઝાન્સૂ બનખ્ચીર્ શુદ શહ્રૂયાર્**
**બદાન્ જાએ આબાદો ખુર્રમ રસીદ**
**નેગહ્ કરૂદ બર્પાય જાઈ નદીદ**
**દેરખ્તાન્ શુદહ્ ખુશ્કો વયરાન્ સરાય**
**હમહ્ મરૂઝ બી મર્દુમો ચારૂપાય**
**રોખે શાહ્ બહ્રામ્ અઝાન્ ઝરૂદ ગશ્ત**
**ઝે યઝ્દાન્ બેતર્સીદો પુર્ દરૂદ ગશ્ત**

તે ગામડાંમાંથી ઘણાક લોક પેલાં લશ્કરને જોવા માટે રસ્તા ઉપર આવી લાગ્યાં.

પણ તેઓમાંથી કોઇયેબી પાદશાહને આવકાર દીધો નહીં-તું કહે ગોયા ઝમીને તે ગધેડાઓને બાંધી લીધા હોય તેમ ઉભા રહ્યા.

પાદશાહ તડકા તાપથી, ગુસ્સાભર બનેલો અને ચીરડાઈ ગયો હતો-અને તેની ખાહેશ તે ગામડાંમાં ઉતરવાની હતી.

પણ ત્યાંનાં માણસોથી તે નાખુશ થયો-અને તેઓ ઉપર સારી રીતે નઝર પણ નહીં નાખી.

પાદશાહે વઝીરને ગુસ્સાભર એ પ્રમાણે કહ્યું-કે "આવી એક નેહેસ્ત જગ્યા,

ફાડી ખાનારાં જાનવરો અને શેકારનું રેહઠાણ બનજો!-અને તેઓની નદીમાંનાં પાણી ડામર જેવાં કાળાં થજો!"

પેલો વઝીર સમજી ગયો કે "પાદશાહનો હોકમ-તે બાબતમાં શું હતો?" જેથી તે ત્યાંથી પેલાં ગામડાં તરફ ગયો.

અને ત્યાંના લોકોને કહ્યું કે "આ ફળફળાદીથી તેમજ માણસ અને જાનવરોથી ભરેલી લીલોતરીવાળી જગ્યા,

શેહનશાહ બેહરામને પસંદ પડી છે-અને એને માટે તેણે એક નવોજ વિચાર કીધો છે.

તમો સઘળાઓને તેણે વડા બનાવી દીધાં છે-એટલા માટેજ કે તે આ ગામડાંને એક સુંદર શેહર બનાવી દીયે. ૧૧૭

માટે આ ગામનાં બૈરાં કે છોકરાં સઘળાં તમો વડા છો-કોઇયે કોઇનો હોકમ માનવાની ઝરૂર નથી.

આ ગામડાંનો શું એક મજુર કે શું એક માલેક-દરેક જણ એકજ સરખો હક ધરાવે છે.

તમો સ્ત્રી, પુરૂષ અને છોકરાંઓ બધાં મોટાં છો-તમો દરેક જણ આ ગામડાંના માલેક છો."

એવું સાંભળી આબાદ ગામડાંમાંથી ખુશીના પોકાર નીકળ્યા કારણકે તેઓ જાથુકનાં મોટાં માણસ બની ગયાં.

ત્યાર બાદ પુરૂષ કે સ્ત્રી દરેકના વિચાર બરાબરનાજ થઈ પડયા-તેમજ ગોલામો કે મજુરો પોતાના માલેકોની બરાબરી કરવા લાગ્યા.

જ્યારે તે ગામડાંમાં જવાન મર્દો ડર વગરના થઈ ગયા-ત્યારે તેઓએ તુરત પોતાના વડાઓનાં માથાં છટકાવી નાખ્યા.

અને પછી સઘળા એક બીજા સાથ લડવા પડયા-અને જગે જગે વગર કારણે ખૂન રેડાવા લાગ્યાં.

જ્યારે તે ગામડાંમાં એવી રીતે રસ્તાખેઝ ઉઠી-ત્યારે તે ગામડાંમાંથી તુરત લોકોએ નાસવા માડયું.

અને ત્યાં લાચાર બુઢ્ઢાઓ રહી ગયા-ખેતીનાં કે બીજા ઉદ્યોગનાં કાંઈ સાંધણ ત્યાં રહ્યાં હતાં નહીં.

તે તમામ ગામડું વયરાન થઇ ગયું-ઝાડો કરમાઈ ગયાં અને નદીનાં પાણી સૂકાઇ ગયાં. ૧૧૮

ખેતરો અને મકાનો ઉજડ થઇ ગયાં-તેમાંથી માણસ અને જાનવરો નાસી ગયાં.

જ્યારે એ બાબત ઉપર એક વર્ષ પસાર થયું અને બહારની મોસમ આવી-ત્યારે પાદશાહ તે ગામડાં તરફથી શેકાર કરવા માટે ગયો.

અને તે આબાદ અને ખુશનુમા જગ્યાએ આવી પુગ્યો-તેણે સઘળે નેગાહ કીધી તો આગળી એક પણ જગ્યા કાયમ જોઇ નહીં.

ઝાડો સૂકાઈ ગયલાં અને ઘર વયરાન પડેલાં-આખું ગામડું માણસ કે જાનવર વગરનું થયલું જોયું.

તે જોઈ શાહ બેહરામનો ચેહરો ફિકકો પડી ગયો-તે ખોદાતાલાથી બીધો અને દુ:ખી થયો.

બમૂબેદ ચુનીન્ ગોફ્તુ કય ફ્રુઝબેહ્
હેરીઘસ્ત વયરાન્ ચુનીન્ ખૂબ્ દેહ્
બેરવ્ તીઝો આબાદ ગર્દાન્ બગન્જ
ચુનાન્ કુન્ કે ઝીન્ પસ ન બીનન્દ રન્જ
ઝે પીશે શાહનશાહ્ મૂબેદ બેરફ્તુ
બદાન્ જાએ વયરાન્ ખરામીદ તફ્તુ
ઝે બરૂઝન્ હમી સૂએ બરૂઝન્ શેતાફ્તુ
બફર્જામ બીકારૂ પીરી બેયાફ્તુ
૧૧૯ ફ્રેરૂદ આમદ અઝ અસ્પો બેન્વાખ્તશ
બરે ખીશ નઝદીક બેન્શાખ્તશ
બદૂ ગોફ્તુ કય ખાજએ સાલખરૂદ
ચુનીન્ જાએ આબાદ વયરાન્ કે કરૂદ
ચુનીન્ દાદ પાસોખ્ કે યક ફ્રુઝગારૂ
ગુઝરૂ કરૂદ બરૂ બૂમે મા શાહરૂયારૂ
બેયામદ યકી બીખેરદ મૂબદી
અઝાન્ નામદારાને બીબરૂ બદી
બમા ગોફ્તુ યકુસરૂ હમહ્ મેહ્તરીદ
નેગરૂ તા કસીરા બકસ નશ્મરીદ
હમહ્ યકુસરહ્ કદખોદાએ દેહીદ
ઝનો મરૂદ બરૂ મેહ્તરાન્ બરૂ મેહીદ
બેગોફ્તીનો ઈન્ દેહ્ પુરૂ આશૂબ્ ગશ્ત
પુરૂ અઝ ધારતો કોશતનો ચૂબ્ ગશ્ત
કે યઝદાન્ વરા યારૂ બન્દાઝહ્ બાદ
ઘમો મર્ગો સખ્તી બરૂ તાઝહ્ બાદ
હમહ્ કારૂ ઈન્ જાય બરૂ બદતરીસ્ત
ચુનાન્ શુદ કે બરૂ મા બેબાયદ ગરીસ્ત
અઝાન્ પીરૂ પુરૂ દરૂદ શુદ ફ્રુઝબેહ્
બેપુરૂસીદો ગોફ્તુ અઝ શુમા કીસ્ત મેહ્
૧૨૦ ચુનીન્ દાદ પાસોખ્ કે મેહ્તરૂ બુવદ
બજાઈ કે તોખ્મો ગેયા પરૂ બુવદ
બદૂ ફ્રુઝબેહ્ ગોફ્તુ મેહ્તરૂ તો બાશ
બહરૂ કારૂ ચૂન્ બરૂ સરૂ અફ્સરૂ તો બાશ
ઝે ગન્જે જહાન્દારૂ દીનારૂ ખાહ્
હમાન્ તોખ્મો ગાવો ખરો બારૂ ખાહ્
બેકશ હરૂકે બીકારૂ બાશદ બદેહ્
હમહ્ કેહ્તરાનન્દ યકુસરૂ તો મેહ્
બરાન્ મૂબેદે પીરૂ નફ્રીન્ મકુન્
ન બરૂ આરૂઝૂ રાન્દ ઊ ઈન્ સખુન્
અગરૂ યારૂ ખાહી ઝે દરૂગાહે શાહ્
ફ્રેરેસ્તમત ચન્દાન્ કે ખાહી બેખાહ્
ચુ બેશ્નીદ પીરૂ ઈન્ સખુન્ શાદ ગશ્ત
અઝ અન્દૂહે દીરીનહ્ આઝાદ ગશ્ત
હમાન્ગહ્ સુએ ખાનહ્ શુદ મરૂદ પીરૂ
બેયાવરૂદ મરૂદુમ સુએ આબ્ગીરૂ
ઝમીન્રા બઆબાદ કર્દન્ ગેરેફ્તુ
હમહ્ મરૂઝહારા સેપર્દન્ ગેરેફ્તુ
ઝે હમસાયગાન્ ગાવો ખરૂ ખાસ્તન્દ
હમહ્ દશ્ત યકુસરૂ બેયારાસ્તન્દ
૧૨૧ ખુદો મરૂઝદારાન્ બેકૂશીદ સખ્ત
નેશાન્દન્દ હરૂ જાય ચન્દીન્ દેરખ્ત

તેણે વઝીરને કહ્યું કે "ઓ ફ્રુઝબેહ!-આવું સરસ ગામડું ઉજડ થઈ જાય એ ઘણુંજ અફસોસ ભરેલું છે

તું શેતાબ જા અને મારા ખઝાનામાંથી એને પાછું આબાદ કર-એવું કર કે હવે પછીથી આ ગામનાં લોકો દુઃખ જોયજ નહીં."

પેલો વઝીર શેહનશાહ આગળથી ગયો-અને તે ઉજડ જગ્યામાં શેતાબી કરતો આવી લાગ્યો.

તે એક મોહલ્લેથી બીજે મોહલ્લે ફરવા લાગ્યો-શેવટે તેને એક બેકાર બુઢો મળ્યો.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પેલા બુઢ્ઢાને માન એકરામ આપ્યું-અને તેને પોતાની પાસે બેસાડયો.

વઝીરે પેલાને પૂછ્યું કે "ઓ બુઝોર્ગ સાહેબ!-આવી આબાદ જગ્યા કોણે વયરાન કીધી?"

તેણે જવાબ દીધો કે "એક દહાડે-પાદશાહ અમારાં આ ગામડાં આગળથી જતો હતો,

તેવામાં એક બેવુકૂફ વઝીર આવ્યો-જે પાદશાહના વઝીરોમાંનો એક નકામો જેવો માણસ હતો.

અને અમોને કહ્યું કે 'તમો સઘળાઓ મોટા છો-માટે સંભાળજો કોઇયે કોઇને કાંઈ પણ ગણકારવા નહીં.

તમો સઘળા આ ગામડાંના માલેક છો-સ્ત્રીઓ અને પુરૂષો અહીંના મોટા લોકો ઉપર સરદાર જેવાં છો.'

તે એટલું બોલ્યો અને આ અમારૂં ગામડું આફત ભરેલું થયું-લૂટફાટ, ખૂનાં મરકી અને મારામારી ભર્યું બન્યું.

તેનાં કીધેલાં કામને અંદાઝે ખોદા તેનો મદદગાર થજો!-ગમ, મોત અને આફત તેની ઉપર નવેસરથી હોજો!

આ જગ્યાનું સઘળું કામ ઘણુંજ ખરાબ ગઇ ગયું છે-એટલું બૂરૂં કે અમારી એવી હાલત ઉપર તારે રડવું જોઇયે."

ફ્રુઝબેહ તે બુઢ્ઢાની વાત સાંભળી દુઃખી થયો-તેને ધીરજ આપી પૂછ્યું કે "તમારામાંથી વડો કોણ છે?"

તેણે જવાબ આપ્યો કે "તે ગામમાં પટેલ હોય કે જે ગામ અનાજ અને ઘાસચારાથી આબાદ હોય."

ફ્રુઝબેહે તેને કહ્યું કે "તું સરદાર થા-દરેક કામમાં તુંજ સરનું તાજ થા.

પાદશાહી ખઝાનામાંથી ગમે એટલા દીનાર મંગાવ-તેમજ અહીં રોપવા માટે બીયાં, ગાય ઢોર, ગધેડાં વગેરે સરસામાન મંગાવ.

સઘળા બેકાર બનેલા લોકોને ગામડાંમાં લઇ આવ-તે સઘળા તારા તાબેદાર રહેશે અને તુંજ સરદાર બનજે.

તું પેલા બુઢ્ઢા વઝીર ઉપર શ્રાપ ના નાખ-કારણકે તેણે કાંઈ પોતાની મરજીથી એવો હોકમ કર્યો હતો નહીં.

જો તને પાદશાહી દરબારમાંથી કાંઈ મદદની ઝરૂર જોઇતી હોય તો-તે માગ તું જેટલાં માગશે એટલાં માણસો હું મોકલીશ."

જ્યારે પેલા બુઢાએ આ વાત સાંભળી ત્યારે તે ખુશી થયો-અને લામ્બા વખતની ગમગીનીમાંથી મોકળો થયો.

તુરતજ પેલો બુઢો મર્દ પોતાનાં ઘર તરફ ગયો-અને બીજાં માણસોને તળાવ ઉપર લઈ આવ્યો.

અને પડતળ ઝમીનને પાછી આબાદ કરવાનાં કામ ઉપર મંડી ગયો-અને સઘળી ઝમીન કકડે કકડે કિરાયે આપવા માંડી.

તેઓએ પડોશીઓ પાસથી બળદ અને ગધેડાં લીધાં-અને સઘળાં ખેતરો પાછાં તાઝગી ભરેલાં બનાવ્યાં.

પેલા બુઢાએ પોતે તેમજ બીજા ખેડુતોએ ઘણી સખ્ત મેહનત કીધી-અને જગેજગ કેટલાંક ઝાડો રોપી દીધાં.

**ચુ યકૂ મરૂઝ અઝ્ વર્ઝેશ આબાદ કરૂદ
દેલે હરૂકે બૂદ અન્દરાન્ શાદ કરૂદ
અઝીન્ મરૂઝ હરૂ કસ કે બુગ્રીખ્તન્દ
બમેબ્રૂગાન્ હમા ખૂને દેલ્ રીખ્તન્દ
ચુ આગાહી આમદ કે આબાદ જાય
હમ અઝ્ રન્જે ઈન્ પીરહુ સરૂ કદખોદાય
યકાયકૂ સુએ દેહુ નેહાદન્દ રૂય
હમહુ બરૂઝન્ આબાદ કર્દન્દો જૂય
હમાન્ મુર્ઘો ગાવો ખરો ગૂસ્ફન્દ
યકાયકૂ બરૂ અફૂઝૂદ બરૂ કેશ્તમન્દ
દેરખ્તી બહરૂ જાય હરૂ કસ બેકેશ્ત
શુદ આન્જાએ વયરાન્ બસાને બેહેશ્ત
બસાલે સેદીગરૂ બેયારાસ્ત દેહુ
બરૂઆમદ ઝે વર્ઝેશ હમહુ કારે મેહુ
ચુ આમદશ હન્ગામે ખુરૂરમ બહારૂ
સુએ દશ્તે નખ્ચીરૂ શુદ શહુરૂયારૂ
અબા મૂબેદે મૂબેદાન્ રૂઝ્બેહુ
ચુ હરૂદૂ રસીદન્દ નઝ્દીકે દેહુ
નેગહુ કરૂદ નાગાહુ બહુરામ ગૂરૂ
જહાન્ દીદ પુરૂ કેશ્તમન્દો સુતૂરૂ
બરૂઆવર્દેહુ જ્રૂ કાખહાએ બલન્દ
હમહુ દેહુ પુરૂ અઝ્ ગાવો પુરૂ ગૂસ્ફન્દ
હમહુ બાઘ પુરૂ આબો કેશ્તો ખવીદ
હમહુ કૂહુ પુરૂ લાલહો શમ્બલીદ
પરાગન્દહુ બરૂ કૂહુ મીશો બરહુ
બેહેશ્તી શુદહુ બૂમે ઊ યકૂસરહુ
બમૂબેદ ચુનીન્ ગોફ્ત કય રૂઝ્બેહુ
ચે કર્દી કે વયરાન્ શુદ ઈન્ સબ્ઝ દેહુ
પરાગન્દહુ જ્રૂ મરૂદુમો ચારૂપાય
ચે દાદી કે આમદ ફુનૂન્ બાઝ્ જાય
બદૂ ગોફ્ત મૂબેદ કે અઝ્ યકૂ સોખન્
બપાય આમદ ઈન્ શારૂસાને કોહન્
હમ અઝ્ યકૂ સખુન્ દેહુ ખુદ આબાદ ગશ્ત
દેલે શાહે ઈરાન્ અઝૂ શાદ ગશ્ત
મરા શાહુ ફરૂમૂદ કીન્ સબ્ઝ જાય
બદીનારો ગન્જ અન્દરૂ આવરૂ ઝે પાય
બેતર્સીદમ અઝ્ કેર્દેગારે જેહાન્
નફ્રીદને કેહુતરાનો મેહાન્
બેદીદમ ચુ યકૂ દેલ્ દો અન્દીશહુ કરૂદ
ઝે હરૂદૂ બરૂ આવરૂદ નાગાહુ ગરૂદ
ચુનાન્ ચૂન્ બયકૂ શહુરૂ દૂ કદખોદાય
બુવદ બૂમે ઇશાન્ નમાનદ બજાય
બેરફ્તમ બેગોફ્તમ બપીરાને દેહુ
કે અય મરૂદુમાન્ બરૂ શુમા નીસ્ત મેહુ
ઝનાન્ કદખોદાયન્દો ફરૂદ હમાન્
પરસ્તારો મુઝ્દૂરો પાલીઝબાન્
ચુ મેહુતરૂ શુદન્દ આન્ કે બૂદન્દ કેહુ
બપાય અન્દરૂ આમદ સરે મેહે મેહુ
બગોફ્તારૂ વયરાન્ શુદ ઈન્ પાકૂ જાય
નફ્રૂહેશ ઝે મન દૂરો તર્સે ખોદાય**

જ્યારે એક લત્તો તેની મેહનતથી આબાદ થયો–ત્યારે તેમાં જે કોઈ વસ્યા તેઓનાં દિલ ખુશ થયાં.

જે લોકો કે ત્યાંથી નાસી ગયા હતા-અને આંખમાંથી ગમગીનીનાં આંસુ રેડતા હતા,

તેઓને જ્યારે પોતાનું ગામ ફરી આબાદ થવાની-તેમજ પેલા બુઢ્ઢા પટેલની મેહનતની ખબર પડી,

ત્યારે તેઓ દરેક જણ ગામ તરફ પાછા ફર્યા–અને સઘળા મોહલ્લા અને નદીઓ આબાદ બનાવી.

તેમજ વળી મરઘાં બટકાં, ગાય બળદ, ગધેડાં અને બીજાં ગોસ્ફંદો તે ખેતીવાડીવાળા ભાગ ઉપર વધી પડયાં

જગેજગ લોકોએ ઝાડ ઉગાડયાં-અને પેલી ઉજડ જગ્યા બેહેસ્ત જેવી ગુલઝાર બની ગઇ.

બીજાં ત્રણ વર્ષમાં તો તે ગામ પાછું ઝેબાયેશ પામ્યું-અને સઘળી મેહનતથી પેલા વડાનું તમામ કામ પાર પડયું.

જ્યારે બહારની મોસમનો વખત પાછો આવ્યો–ત્યારે પાદશાહ શેકારનાં જંગલ તરફ રવાના થયો.

તેની સાથ વડો વઝીર રૂઝબેહ પણ હતો-જ્યારે બન્ને જણા પેલાં ગામડાંની નઝદીક આવી પુગ્યા,

૧૨૨ ત્યારે એકાએક બેહરામ ગૂરે નઝર કીધી–તેણે તે જગ્યા ખેતીવાડી અને ઢોરોથી ભરેલી જોઈ.

તેમાં મોટી મોટી ઇમારતો બાંધેલી જોઇ-તમામ ગામડુ ગાય ગોસ્પંદોથી ભરેલું હતું.

સઘળા બગીચા પાણીથી ભરપુર હતા તેમજ ખેતરો અને અનાજના પાકો આબાદ હતા-બધા પહાડ લાલા અને શમ્બલીદનાં ફૂલથી ભરેલા હતા.

પહાડ ઉપર મેંઢાં અને બકરાં ચરતાં હતાં-તે વયરાન જગ્યા સઘળી બેહેસ્ત માફક બની.

તેણે વઝીરને પૂછયું કે "ઓ રૂઝબેહ !–તેં એવું તે શું કીધું કે જેથી આ આબાદ ગામ વયરાન બની ગયું ?

ત્યાંથી માણસો અને ઢોરો વીખરાઇ ગયાં–અને તેં એવું શું આપ્યું કે પાછું તે આબાદ હાલતમાં આવી ગયું ?"

વઝીરે તેને જવાબ આપ્યો કે "ફકત એક બોલથી–આ પુરાણું શેહર પાયમાલ થયું.

તેમજ એક બોલથી આ ગામ પોતે પાછું આબાદ બન્યું–અને તેથી તું ઇરાનના શાહનું દિલ ખુશી થયું.

શાહે મને હોકમ કીધો કે 'આ આબાદ જગ્યા-દીનાર અને ખઝાનો ખરચીને પણ વયરાન કરી નાખ.'

ત્યારે હું જેહાનના પયદા કરનાર સાહેબથી તેમજ નાના મોટાઓની લઅનત પડવાથી બીધો.

૧૨૩ મેં જોયું કે મનમાં જ્યારે એક બીજાથી ઉલટા બે તુરંગ ઉભા થાય- ત્યારે તે બન્ને એકાયક નાશ પામે છે.

તેજ પ્રમાણે જ્યારે એક ગામમાં બે હાકેમ હોય છે–ત્યારે તે ગામ ઉજડ થઇ જાય છે.

જેથી હું ત્યાં ગયો અને ગામડાંના બુઢ્ઢાઓને કહ્યું-કે 'ઓ માણસો તમારી ઉપર કોઇ વડો નથી.

હવે પછી શું બૈરાં કે છોકરાં તેમજ શું ગોલામ, મજુર કે ખેડુત બધાંજ માલેક છો.'

એવી રીતે જ્યારે પેલા હલકા લોકો હતા તેઓ વડા થઈ બેઠા-ત્યારે ત્યાંના વડાનું સર ખાકમાં પડયું.

એટલું બોલવાથી આ આબાદ જગા ઉજડ બની ગઇ-મારી ઉપરથી લોકોથી લઆનત અને ખોદાની ખફગી દૂર હોજો !

વઝાનપસ્ બરીશાન્ બેબખ્શૂદ શાહ્
બેરફૂતમ નમૂદમ હેગરૂ ગૂનહ્ રાહ્
યકી બા ખેરદ પીરૂ કર્દેમ બપાય
સખુનગૂયો બા દાનેશો રહ્‌નુમાય
બેફૂરશીદો વયરાની આબાદ કરૂદ
દેલે ઝીરૂદસ્તાન્ અઝાન્ શાદ કરૂદ
ચુ મેહ્‌તરૂ યકી ગશ્ત શુદ રાએ રાસ્ત
બેયફૂઝૂદ ખૂબીઓ ઝેશ્તી બેકાસ્ત
૧૨૪ નેહાની બદીશાન્ નમૂદમ બદી
વઝાનપસ્ કુશાદમ રહે યઝદી
સખુન બેહ્‌તરૂ અઝ ગઉહરે આબ્દારૂ
ચુ બરૂ જાયગહ્ બરૂ બરન્દશ બકારૂ
ખેરદ શાહ્ બાયદ ઝબાન્ પહ્‌લવાન્
ચુ ખાહી કે બીરન્જ બાશદ રવાન્
દેલે શાહ્ તા જાવેદાન્ શાદ બાદ
ઝે કબ્ઝીઓ વયરાની આઝાદ બાદ
ચુ બેશનીદ શાહ્ ઈન્ સખુન ગોફૂત ઝેહ્
સઝાવારે તાજી તો અય રૂઝબેહ્
બેબખ્શીદ યકુ બદરહ્ દીનારે ઝરૂદ
બદાન્ પુરૂ હોનરૂ પીરૂ બીનન્દહ મરૂદ
વરા ખેલઅતે ખુસ્રવી સાખ્તન્દ
સરશરા બઅબ્રૂ અન્દરૂ અફ્રાખ્તન્દ

ત્યાર પછી જ્યારે પાદશાહે એઓ ઉપર કૃપા કીધી-ત્યારે મેં ત્યાં જઈ તેઓને જુદોજ રસ્તો દેખાડયો.

મેં એક અકલમંદ બુઢ્ઢો કે જે સારા સખુન બોલનારો, ડહાપણવાળો અને રેહનુમાઇ કરનારો હતો તેને હાકેમ બનાવ્યો.

તેણે મેહનત કીધી અને આ વયરાન જગ્યા આબાદ કીધી-અને પોતાની રૈયતનાં દિલ તેથી ખુશહાલ કીધાં.

જ્યારે એકજ માણસ સરદાર થયો ત્યારે સઘળું પાછું સમાધાન થયું-ખૂબીનો વધારો થયો અને ખરાબી દૂર થઇ.

છૂપી રીતે મેં તે લોકોને બદીનો માર્ગ દેખાડયો અને ત્યાર બાદ મેં ખોદાઇ માર્ગ ખુલ્લો કીધો.

જ્યારે સખુનને તેની લાયક જગ્યાએ કામમાં લાવે ત્યારે તે એક આબદાર મોતી કરતાં પણ વધુ સારો હોય છે.

જો તું પોતાના જીવને દુઃખ વગરનો રાખવા માગતો હોય તો તારી અકલને પાદશાહ અને તારી ઝબાનને પેહલવાન બનાવવી જોઇયે.

પાદશાહનું દિલ જાવેદાન સૂધી ખુશહાલ રહેજો ?-અને અપ્રમાણિક-પણાથી તેમજ ખરાબીથી મોકળું રહેજો !"

જ્યારે પાદશાહે તેની આ વાત સાંભળી ત્યારે બોલ્યો કે "શાબાશ !-ઓ રૂઝબેહ ! ખરેજ તું તાજને લાયકનો છે."

એટલું બોલી તે હુનર ભરેલા અને દૂરઅંદેશ પીર મર્દ વઝીરને-સોનાના દીનારની એક થેલી બક્ષી.

તેમજ તેને માટે એક પાદશાહી સરપાવ તૈયાર કરી-તેનાં સરને વાદળ સૂધી બુલદ કીધું.

## બઝની ગેરેફ્તને બહ્‌રામ્ દુખ્તરાને દેહ્‌કાન્ આસેયાબાનરા.

—:o:—

હેગરૂ હફ્તહ્ બા મૂબેદાનો મેહાન્
બનખ્ચીરૂ શુદ શાહ્‌રૂયારે જેહાન્
ચુનાન્ શુદ કે માહી બનખ્ચીરૂગાહ્
હમી બાશદો મય ખરદ બા સેપાહ્
ઝે નખ્ચીરે કૂહો ઝે નખ્ચીરે દશ્ત
ગેરેફ્તન્ ઝે અન્દાઝહ્ અન્દરૂ ગુઝશ્ત
૧૨૫ ચુએ શહ્‌રૂ શુદ શાદ દેલ બા સેપાહ્
શબ્ આમદ બરહ્ ગશ્ત ગીતી સેયાહ્
બુઝોર્ગાને લશ્કરૂ હમી રાન્દન્દ
સુખુનહાએ શાહાન્ હમી ખાન્દન્દ
યકી આતેશી દીદ તાબાન્ ઝે દૂરૂ
બદાન્સાન્ કે બહ્‌મન્ કુનદ શાહ્ સૂરૂ
શાહનશાહ્ બદાન્ રઉશની બેન્ગરીદ
બયકૂસૂ દેહી ખુર્રમ આમદ પદીદ
યકી આસેયા દીદ દરૂ પીશે દેહ્
નેશસ્તહ્ પરાગન્દહ્ મહાને મેહ્
બદાન્ કૂય આતેશ હમહ્ દુખ્તરાન્
યકી જશ્નગહ્ સાખ્તહ્ બરૂ કરાન્
ઝે ગુલ હરૂયકી બરૂ સરશ અફૂસરી
નેશસ્તહ્ બહરૂ જાય રામેશગરી

## બેહરામનું આટાની ઘંટીવાળા દેહકાનની છોકરીઓ સાથે પરણવું.

—:o:—

બીજે અઠવાડિયે વઝીરો અને સરદારો સાથે દેશનો પાદશાહ શેકારે ગયો.

એમ નક્કી થયું હતું કે "એક મહિના સૂધી-શેકારગાહમાંજ રહેવું અને લશ્કર સાથ શરાબ પીવો.

અને પહાડી શેકારોમાંથી તેમજ જંગલમાંના શેકારોમાંથી પુષ્કળ શેકારો કરવા."

તે ખુશહાલ દિલે લશ્કર સાથે એક ગામમાં આવી લાગ્યો-રસ્તામાંજ રાત પડી ગઈ અને અંધારૂં થઇ ગયું.

લશ્કરના સરદારો ચાલતા હતા-અને આગળા પાદશાહોની દાસ્તાનો કહેતા હતા.

જેમ બહમન મહિનાનાં જશ્ને સદેહના પાદશાહી જશ્ન વખતે આતશ સળગાવે છે-તેમ એક બળતો આતશ દૂરથી જોયો.

શેહનશાહે તે રોશની તરફ નઝર કીધી-અને એક તરફ એક ખુશનુમા ગામડું જોયું.

ગામડાં નઝદીક એક આટો દળવાની ઘંટી જોઇ-જ્યાં તે ગામડાંના મોટાં માણસો ત્યાં ત્યાં બેઠેલાં હતાં.

પેલા આતશની એક તરફ સઘળી છોકરીઓ-એકઠી થઇ એક ખુશીની મજલેસ બનાવેલી હતી.

તેઓનાં માથાં ઉપર ગોલાબનાં ફૂલનાં તાજ હતાં-જગેજગ રામેશ ગરો બેઠી હતી.

**હમહ્ ચામએ રઝ્મે ખુસ્રવ્ ઝદન્દ્**
**વઝાન્ હર્ યકી હર્ ઝમાન્ નવ્ ઝદન્દ્**
**હમહ્ માહ્રૂયો હમહ્ જઅદ્ મૂય**
**હમહ્ ચર્બ્ ગૂયો હમહ્ મુશ્ક્ બૂય**
**બનઝ્દીકે પીશે દરે આસેયા**
**બરામેશ્ કશીદહ્ નખી બર્ ગેયા**
**વઝાન્ હર્ યકી દસ્તએ ગુલ્ બદસ્ત**
**ઝે શાદીઓ અઝ્ મય શુદહ્ નીમ્ મસ્ત**
**વઝાન્ પસ્ ખોર્રૂશ્ આમદ્ અઝ્ જશ્નગાહ્**
**યકી ગોફ્ત કીન્ યાદે બહ્રામ શાહ્**
**કે બા ફર્રો બોર્ઝસ્તો બા ચેહ્રો મેહ્ર્**
**બદ્‌યસ્ત બર્પાય ગર્દાન્ સેપેહ્ર્**
**હમી મય ચકદ્ ગૂય અઝ્ રૂએ ઊય**
**હમી બૂએ મુશ્ક્ આયદ્ અઝ્ મૂએ ઊય**
**શેકારશ્ નબાશદ્ બજોઝ્ શીરો ગૂર્**
**અઝીરાશ્ ખાનન્દ્ બહ્રામ ગૂર્**
**જહાન્દાર્ કાવાઝે ઈશાન્ શનીદ્**
**એનાન્રા બેપીચીદો ઝાન્ સૂ કશીદ્**
**ચુ આમદ્ બનઝ્દીકીએ દોખ્તરાન્**
**નેગહ્ કર્દ્ જાય અઝ્ કરાન્ તા કરાન્**
**હમહ્ દશ્ત યક્સર્ પુર્ અઝ્ માહ્ દીદ્**
**બશહ્ર્ આમદન્ રાહ્ કૂતાહ્ દીદ્**
**બેફર્મૂદ્ તા મયગુસારાન્ ઝે રાહ્**
**મય આરન્દો મયખારહ્ નઝ્દીકે શાહ્**
**ગોસારન્દહ્ આવર્દ્ જામે બુલૂર્**
**નેહાદશ્ અબર્ દસ્તે બહ્રામ ગૂર્**
**અઝાન્ દુખ્તરાન્ આન્ કે બુદ્ નામદાર્**
**બેરૂન્ આમદન્દ્ અઝ્ મેયાનહ્ ચહાર્**
**યકી મુશ્કનાઝો દેગર્ મુશ્કનક્**
**યકી નાઝ્તાબો દેગર્ સૂસનક્**
**બરે શાહ્ રફ્તન્દ્ બા દસ્તબન્દ્**
**બરોખ્ ચૂન્ બહારો બબાલા બલન્દ્**
**હમી ચામહ્ ગોફ્તન્દ્ બહ્રામરા**
**શહન્શાહે બા દાનેશો કામરા**
**ઝે હર્ ચાર્ પુર્સીદ્ બહ્રામ ગૂર્**
**કઝીશાન્ બદેલશ્ અન્દર્ ઓફ્તાદ્ શૂર્**
**કે અય ગુલ્રોખાન્ દુખ્તરાને કે ઇદ્**
**અઝીન્ આતેશ્ અફ્રૂખ્તન્ બર્ ચે ઈદ્**
**યકી ગોફ્ત કય સર્વ બાલા સવાર્**
**બહર્ ચીઝ્ માનન્દએ શહ્રયાર્**
**પેદર્ માન્ યકી આસેયાબાને પીર્**
**બદીન્ કૂહ્ નખ્ચીર્ ગીરદ્ બતીર્**
**બેયાયદ્ હમ અકૂનૂન્ કે શબ્ તીરહ્ ગશ્ત**
**વરા દીદહ્ અઝ્ તીરગી ખીરહ્ ગશ્ત**
**હમ અન્દર્ ઝમાન્ આસેયાબાન્ ઝે કૂહ્**
**બેયાવર્દ્ નખ્ચીર્ ખુદ્ બા ગોરૂહ્**
**ચુ બહ્રામરા દીદ્ રોખશ્ બખાક્**
**બેમાલીદો શુદ્ પીશ્ બા તર્સો બાક્**
**યકી જામે ઝર્રીન્ બેફર્મૂદ્ શાહ્**
**બદાન્ પીર્ દાદન્દ્ કામદ્ ઝે રાહ્**

તેઓ બધીઓ પાદશાહોની લડાઇની કવિતા ગાતી હતી-તેણીઓમાંની દરેક દર પળે નવી નવી કવિતા ગાતી હતી.

તે સઘળી છોકરીઓ માહતાબ જેવા ચેહરાની અને ભરાવદાર બાલવાળી હતી-તેમજ સઘળી નર્માસથી બોલનારી અને કસ્તુરીની ખુશ્બોવાળી હતી.

પેલી આટાની ગીરણીના દરવાઝા આગળજ-ઘાસ ઉપર તેણીઓ સફ સમારી ખુશીમાં બેઠી હતી.

૧૨૬ અને દરેકના હાથમાં એકેકો ગોલાબનો તોરો હતો-તેણીઓ ખુશહાલીથી તેમજ મયની અસરથી અડધી મસ્ત થયલી હતી.

ત્યાર બાદ તે ખુશહાલીની મજલેસમાંથી પોકાર ઉઠયો-એક જણી બોલી કે "આ સલામતી પાદશાહ બેહરામની યાદમાં લઇયે,

કે જે દબદબા સાથનો, કદાવર બદનનો, ખૂબસૂરત ચેહરાનો અને માયાળુ છે-તેનીથીજ ફરતો આસ્માન પાયદાર રહેલો છે.

તેના ચેહરા ઉપરથી ગોયા મય ટીપાય છે-તેના બાલમાંથી કસ્તુરીની લપટ આવે છે.

તે સિંહ અને ગોરખર સિવાય બીજો શેકારજ નથી કરતો-તેથીજ લોકો તેને 'બેહરામ ગૂર' કરી કહે છે."

પાદશાહ બેહરામે તેણીઓનો આવાઝ સાંભળ્યો-અને પોતાના ઘોડાની લગામ ફેરવી તે તરફ ચાલ્યો.

જ્યારે તે પેલી છોકરીઓની નઝદીક આવ્યો-ત્યારે તેણે એક નાકેથી બીજે નાકે સુધી પોતાની નઝર દોડાવી.

તેણે સઘળું મયદાન તે માહતાબ જેવી નાઝનીનોથી ભરેલું જોયું-તે મયદાનમાંથી શેહરમાં જવાનો રસ્તો ટુંકો જોયો.

તેણે હુકમ કીધો જેથી રસ્તે જતા શરાબ પીનારાઓ આવ્યા-અને શરાબ પીનારા સાથીઓને લાવ્યા.

શરાબ પાનાર બિલોરી જામ લાવ્યો-અને બેહરામ ગૂરના હાથમાં આપી

૧૨૭ પેલી છોકરીઓમાંથી જેઓ કે દરજ્જામાં ચઢતી હતી-તેવી ચાર જણીઓ તે ટોળાં વચ્ચેથી બાહેર આવી.

એકનું નામ મુશ્કનાબ હતું. બીજીનું નામ મશ્કનક-અને ત્રીજીનું નામ નાઝતાબ અને ચોથીનું નામ સૂસનક હતું.

તેઓ ચેહરામાં બહારની મોસમ જેવી અને કદમાં ઊંચા સરોવ્રર જેવી હતી-તેણીઓ અદબ વાળીને પાદશાહની આગળ આવી.

અને તે દાનેશમંદ અને મુરાદમંદ શેહન્શાહ બેહરામને નામની ગઝલ ગાવા લાગી.

બેહરામ ગૂરે તે ચારે જણીઓ સાથ વાતચિત્ત ચલાવી-કારણકે તેણીઓથી તેનાં દિલમાં મોહબતનો શોર પડયો હતો.

તેણે પૂછયું કે "ઓ નાઝનીનો તમો કોણની બેટીઓ છે-અને તમોને આ આતશ સળગાવવાનું શું કારણ છે?"

એક જણ બોલી કે "ઓ સીધાં સરોવર જેવા કદના સવાર!-તું દરેક રીતે પાદશાહના જેવો લાગે છે.

અમારો બાપ એક બુઢ્ઢો ઘંટીવાળો છે-જે આ પહાડ ઉપર તીર કમાન સાથ શિકાર પકડવા ગયો છે.

હવે તે આવતોજ હશે કારણકે રાત અંધારી થઇ છે-અને તેને રાતે અંધારે દેખાતું નથી."

તેવામાં પહાડ ઉપરથી પેલો ઘંટીવાળો-પોતાનાં માણસો સાથે શેકાર લઇને આવી લાગ્યો.

૧૨૮ જ્યારે તેણે બેહરામને જોયો ત્યારે પોતાનું મોં ખાક ઉપર-મસળ્યું અને બીહતો તેની નઝદીક ગયો.

પાદશાહે ફર્માવ્યું જેથી પેલા રાહમાંથી આવેલા પીર મર્દને શરાબથી ભરેલી એક સોનેરી જામ આપી.

બદૂ ગોફ્ત કીન્ ચારૂ ખુરૂશીદ રૂય
ચે દારી ચુનીન્ નીસ્ત હન્ગામે શૂય
બદૂ પીરૂ મરૂદ આફ્રીન્ કર્દો ગોફ્ત
કે ઇન્ દુખ્તરાને મરા નીસ્ત જોફ્ત
રસીદહ્ બદીન્ સાલો દૂશીઝહ્ અન્દ
બદૂશીઝગી નીઝ પાકીઝહ્ અન્દ
વલીકેન્ નદારન્દ ચીઝી કુજૂન્
નગૂયમ અઝીન્ બીશ ચીઝી કુનૂન્
બદૂ ગોફ્ત બહ્રામ કીન્ નીઝ ચારૂ
બમન્ દેહ્ વઝીન્ બીશ દુખ્તરૂ મદારૂ
ચુનીન્ દાદ પાસોખ વરા પીરહ્ મરૂદ
કઝીન્ દરૂ કે ગોફ્તી સવારા બેગરૂદ
ન જામહ્સ્ત મારા ન બૂમો ન બરૂ
ન સીમો સરાયો ન ગાવો ન ખરૂ
બદૂ ગોફ્ત બહ્રામ શાયદ મરા
કે બીચીઝ ઈશાન્ બબાયદ મરા

૧૨૯ બદૂ ગોફ્ત હરૂ ચારૂ જોફ્તે તો અન્દ
પરસ્તારે ખાકે નેહોફ્તે તો અન્દ
બઆયબો હોનરૂ ચશ્મે તૂ દીદ શાન્
બદાન્ સાન્ કે દીદહ્ પસન્દીદ શાન્
બદૂ ગોફ્ત બહ્રામ કીન્ હરૂ ચહારૂ
પઝીરોફ્તમ અઝ પાકૂ પર્વર્દેગારૂ
બેગોફ્તીનો અઝ જાય બરૂપાય ખાસ્ત
બદશ્ત અન્દરૂ આવાઝે બાલાએ ખાસ્ત
બેફરૂમૂદ તા ખાદેમાનો સેપાહ્
બરન્દ આન્ બુતાન્રા બમુશ્કૂએ શાહ્
સેપાહ્ અન્દરૂ આમદ યકાયકૂ બદશ્ત
હમહ્ શબ્ હમી ગેર્દે લશ્કરૂ બેગશ્ત
ફેરૂમાન્દ આન્ આસેયાબાન્ શેગેફ્ત
શબે તીરહ્ અન્દીશહ્ અન્દરૂ ગેરેફ્ત
બઝન્ ગોફ્ત કીન્ નામદારે ચુ માહ્
બરીન્ બોર્ઝો બાલાઓ ઈન્ દસ્તગાહ્
શબે તીરહ્ ઈન્ જાયગહ્ ચૂન્ રસીદ
ઝનશ ગોફ્ત કઝ દૂરૂ આતેશ બેદીદ
બરૂ આવાઝે ઇન્ રામેશે દુખ્તરાન્
હમ અઝ મસ્તીએ રૂદો રામેશગરાન્

૧૩૦ ચુનીન્ ગોફ્ત પસ આસેયાબાન્ બઝન્
કે અય ઝન્ મરા દાસ્તાની બેઝન્
કે નીકસ્ત ફર્જામે ઈન્ યા બદી
ઝનશ ગોફ્ત કારી બુવદ યઝદી
નપુર્સીદ ચૂન્ દીદ મરૂદ અઝ નેઝાદ
ન અઝ ખાસ્તહ્ બરૂ દેલશ બૂદ યાદ
બરૂએ ઝમીન્ બરૂ હમી માહ્ જોસ્ત
ન દીનારો નહ્ દુખ્તરે શાહ્ જોસ્ત
બુતઆરાય બીનદ ચુ ઇશાન્ બચીન્
ગુસેસ્તહ્ શવદ બરૂ બુતાન્ આફ્રીન્
બદીનગૂનહ્ તા શીદ બરૂ પોશ્તે ઝાગ્
બરૂઆમદ જહાન્ શુદ ચુ રઉશન્ ચરાગ્
હમી રફ્ત હરૂ ગૂનઈ દાસ્તાન્
ચે અઝ બદ નેઝાદો ચે અઝ રાસ્તાન્

પછી પાદશાહે તેને કહ્યું કે "આ ખુરશીદના ચેહરાની ચારો છોકરીઓને- એમ શું કામ રાખી મૂકી છે શું એ લોકોનો પરણવાનો વખત નથી આવ્યો?"

પેલા પીર મર્દે તેની ઉપર દુઆ કીધી અને કહ્યું-કે "આ મારી બેટીઓ પરણેલી નથી.

તેઓ આટલી ઉમરે પહોંચેલી છે પણ કુંવારી છે-અને કુંવારા-પણામાંજ પાકીઝેહ રહી છે.

પણ એથી ઝેયાદા કાઇ પણ ચીઝો તેણીઓ ધરાવતી નથી-હાલ એથી વધુ કોઇ પણ ચીઝ હું કહી શકતો નથી."

બેહરામે તેને કહ્યું કે "એ ચારે ચાર છોકરીઓ-તું મને આપી દે અને એથી વધુ વખત છોકરીઓને તારી પાસે રહેવા ના દે."

પીર મર્દે પાદશાહને જવાબ દીધો-કે "ઓ સવાર! તેં જે માગણી કરી છે તેથી પાછો ફર.

અમારી પાસ કાંઇ પણ કપડાં કે ઝમીન, સોનું રૂપું કે ઘરબાર, ગાય ઢોર કે ગધેડાં જેવું કશું નથી."

બેહરામે તેને કહ્યું કે "આ છોકરીઓ મારે લાયકનીજ છે-મને કાંઇ પણ રીત વગર તેણીઓ જોઇયે છે."

ઘંટીવાળો બોલ્યો કે "લઈ જા. એ ચારો તારીજ બઈરીઓ છે- તારાં ઝનાનખાનાનો કચરો વાળનારીઓ છે.

તેં તેણીઓની ખૂબી કે ખામી તારી નઝરે જોઈ છે-અને એવી રીતે તેં તેણીએને જોઇને પસંદ કીધી છે."

બેહરામ બોલ્યો કે "આ ચારો જાણીઓને-મેં પાક પર્વર્દેગારને હાઝેર નાઝેર જાણીને કબૂલ કીધી છે."

તે એટલું બોલ્યો અને ત્યાંથી ઉઠાંગરી કીધી-તે મયદાનમાં ઘોડાનાં પગલાંના આવાઝો થઇ રહ્યા.

તેણે હોકમ કીધો કે "નોકરો અને લશ્કરીઓ-તે પુતલીઓને ઝનાન-ખાનામાં લઈ જાય."

તમામ લશ્કર મયદાનમાં એકઠું થયું-આખી રાત પાદશાહ લશ્કરની આસપાસ ફરતો રહ્યો.

પેલો આસિયાબાન બહુજ અજબ થયો-અને અંધારી રાતે તેણે વિચાર કરવા માંડયો.

તેણે પોતાની બઈરીને કહ્યું કે "આ માહતાબની મિસાલનો, આવા દબદબાનો, આવા કદનો અને આવા મરતબા સાથનો નામદાર,

આવી અંધારી રાતે આ જગ્યાએ કેમ આવી લાગ્યો?"-ત્યારે તેની બાયડી બોલી કે "તેણે દૂરથી આતશ જોયો.

વળી છોકરીઓની ખુશહાલીના પોકારો ઉપર તેનું ધ્યાન ખેંચાયું- તેમજ વાજન્તર અને ગાનારીનાં ખેંચાણથી તે આવ્યો."

પછી ઘંટીવાળાએ તે બાયડીને એમ કહ્યું-કે "ઓ મારી ધણીઆણી! તું મને સલાહ આપ,

કે આ કામનું શેવટ સારૂં આવશે કે માઠું?"-તેની અઉરત બોલી કે "આ બનાવ ખોદાઈ કુદરતનો છે.

જ્યારે તે શખ્સે છોકરીઓને જોઇ ત્યારે તેનાં ખાન્દાન વિષે કાંઈજ તેણે પૂછ્યું નહીં-કે નહીં કાંઇ રીત માગવાનો વિચાર કીધો.

તે કાંઇ પૈસા કે કોઈ પાદશાહની છોકરી શોધતો હતો નહીં-પણ તેની મરજી તો આ ઝમીન ઉપર ફકટ માહતાબ જેવા ચેહરાની છોકરીઓ શોધવાની હતી.

અગરજો ચીનના પૂતળાં બનાવનાર આ છોકરીઓને જોય-તો પોતાનાં બનાવેલાં પૂતળાંની તારીફ કરવાનું છોડી દીયે."

એમ કરતાં કાળા કાગડાની પીઠ ઉપર (યાને રાત ઉપર) આફતાબ- ઝાહેર થયો અને જેહાન રોશન ચેરાગ જેવી બની ત્યાં સુધી એવી રીતની

શું બદઝાદ માણસ માટેની કે શું રાસ્ત લોકો માટેની દરેક રીતની વાતો ચાલવા લાગી.

ચુ શબ્ રૂઝ શુદ મેહ્તરૂ આમદ ઝે દેહ્
બદીન્ પીરૂ ગોફ્ત અય ગવે રૂઝબેહ્
બબાલીનત્ આમદ શબે તીરહ્ બખ્ત
બબારૂ આમદ આન્ સબ્ઝ શાખે દેરખ્ત
શબે તીરહ્ ગૂન્ દુશ બહ્રામ શાહ્
હમી આમદ અઝ્ દશ્તે નખ્ચીરૂગાહ્
નેગહ્ કર્દ આન્ જશ્નો આતેશ બેદીદ
એનાન્રા બેપીચીદો ઝીન્ સૂ કશીદ
કુનૂન્ દોખ્તરાને તો જોફ્તે વયન્દ
બઆરામગહ્ દરૂ નેહોફ્તે વયન્દ
બદાન્ રૂયો આન્ મૂયો આન્ રાસ્તી
હમહ્ શાહ્રા દુખ્તરૂ આરાસ્તી
શહન્શાહ્ બહ્રામ દામાદે તોસ્ત
બહરૂ કેશ્વરી ઝીન્ સેપસ્ યાદે તોસ્ત
તોરા દાદ ઈન્ કેશ્વરો મર્ઝે પાક્
મખુરૂ ગમ્ કે રસ્તી ઝે અન્દૂહો બાક્
બેફર્માય ફર્માન્ કે ફર્માન્ તોરાસ્ત
હમહ્ બન્દગાનીમો પયમાન્ તોરાસ્ત
કુનૂન્ મા હમહ્ કેહ્તરાને તો ઈમ્
ચે કેહ્તરૂ હમહ્ ચાકરાને તો ઈમ્
બદૂ આસેયાબાનો ઝન્ ખીરહ્ માન્દ
હમી હરૂ યકી નામે યઝ્દાન્ બેખાન્દ
ચુનીન્ ગુફ્ત મેહ્તરૂ કે આન્ રૂયો મૂય
ઝે ચર્ખે ચહારેમ્ ખુરૂ આવરૂદ શૂય

જ્યારે રાત ગઈ અને દિવસ ઉગ્યો ત્યારે તે ગામડાંનો પટેલ આવ્યો–અને પેલા બુઢ્ઢા માણસને કહ્યું કે "ઓ બહાદુર રૂઝબેહ!

ગઇ રાતે તારૂં સારૂં નસીબ તારાં માથાં આગળ આવ્યું–અને તારાં ઝાડની લીલી ડાળીઓને ફળ લાગ્યાં.

ગઈ કાલે અંધારી રાતે શેકારગાહનાં જંગલમાંથી પાદશાહ બેહરામ આવતો હતો.

તેણે અહીં નેગાહ કીધી અને તે ખુશીની મજલેસ અને સળગેલો આતશ જોયો–તેણે પોતાના ઘોડાની લગામ ફેરવી અને આ તરફ આવ્યો. ૧૩૧

હવે તારી બેટીઓ તેનીજ બાયડીઓ બની છે–અને તેના ખાનગી આરામગાહમાં ગઈ છે.

આવા ચેહરા, આવા બાલ અને આવા સીધાં કદ સાથની–સઘળી પાદશાહને લાયકનીજ છોકરીઓ તેં તૈયાર કીધી.

શેહનશાહ બેહરામ તારો જમાઈ થયો છે–હવે પછી તું દરેક મુલકમાં વખણાશે.

આ મુલક અને તમામ ઝમીન પાદશાહે તને બક્ષેશ આપી છે–હવે કાંઈ પણ ગમગીની ના રાખ કારણકે તું ગમ અને ધાસ્તીથી છૂટો થયો છે.

હવે તું હોકમ ફર્માવ કારણકે અમો તારા તાબેદાર છિયે અને તારાજ વચન ઉપર બંધાયલા છિયે.

હવે અમો સઘળા તારી રૈયત થયા છિયે–રૈયત શું બલ્કે સઘળા તારા ચાકર બન્યા છિયે."

આ વાત સાંભળી પેલો ઘંટીવાળો અને તેની બૈરી અજબ થયાં–અને તે બન્ને જણ ખોદાતાલાનાં નામની યાદ કરવા લાગ્યાં

પટેલ બોલ્યો કે "તારી છોકરીઓના સુંદર ચેહરા અને બાલ ચોથા આસ્માન ઉપરથી ખુરશીદને પણ પોતાના વર તરીકે લાવી શકે."

---

## યાફ્તને બહ્રામ્ ગન્જે જમ્શીદ્ વ બખ્શ્ કર્દન્ બઅર્ઝાનેયાન્.

દેગરૂ હફ્તહ્ આમદ બનખ્ચીરૂગાહ્
ખુદો મૂબેદો વીઝગાનો સેપાહ્
બેયામદ યકી મર્દે મેહ્તરૂ પરસ્ત
ચુ બાદે દમાનો ગોરાઝી બદસ્ત
ઝે લશ્કરૂ બેપુર્સીદ બહ્રામ શાહ્
કુજા બાશદ અન્દરૂ મેયાને સેપાહ્
બદૂ ગોફ્ત મૂબેદ ચે ખાહી બેગૂય
તો શાહે જહાન્રા નદાની બરૂય
ચુનીન્ દાદ પાસોખ કે તા રૂએ શાહ્
નબીનમ નગૂયમ સખુન્ બા સેપાહ્
બરે શાહ્ બોર્દન્દ જૂયન્દહ્રા
ચુનાન્ દાનેશી મર્દે ગૂયન્દહ્રા
બેયામદ ચુ બહ્રામરા દીદ ગોફ્ત
કે બા તૂ સખુન્ દારમ અન્દરૂ નેહોફ્ત
એનાન્રા બેપીચીદ બહ્રામ ગૂરૂ
ઝે દીદારે લશ્કરૂ બેરૂન્ શુદ દુરૂ
બદૂ ગોફ્ત મર્દ અય જહાન્દારૂ શાહ્
બગોફ્તારે મન્ કરૂદ બાયદ નેગાહ્

## બેહરામે જમશીદનો ખઝાનો મેળવવો અને તે ગરીબોને વહેંચી આપવો.

બીજે અઠવાડિયે પાદશાહ પોતે, તેનો વઝીર અને તેનાં લશ્કરના ખાસ લોકો શેકારગાહમાં ગયા.

ત્યાં એક વફાદાર શખ્સ આવી લાગ્યો–જે પવન વેગે દોડતો અને તેના હાથમાં એક કોદાળી હતી. ૧૩૨

તેણે લશ્કરીઓથી પૂછપરછ કીધી કે "આ લશ્કર વચ્ચે પાદશાહ બેહરામ કયાં છે?"

વઝીરે તેને પૂછયું કે "તું શું માંગે છે તે કહે–શું તું દેશના પાદશાહને ઓળખતો નથી?"

તેણે એવો જવાબ દીધો કે "જ્યાં સુધી હું પાદશાહને જોઇશ નહીં ત્યાં સુધી તેનાં લશ્કરી લોકોને એક સખુન પણ કહેવાનો નથી."

આથી તેઓ પેલા પાદશાહની શોધ કરનારા ઘણા બાહોશ અને છટાદાર બોલનારને પાદશાહની પાસે લઇ ગયા.

તે આવ્યો અને જ્યારે બેહરામને જોયો ત્યારે તે બોલ્યો–કે "મારે તને ખાનગીમાં કાંઇ કહેવું છે."

બેહરામ ગૂરે ઘોડાની લગામ ફેરવી–અને લશ્કરી લોકોની નઝર આગળથી દૂર ગયો.

પેલા શખ્સે તેને કહ્યું કે "ઓ દેશની સંભાળ કરનાર પાદશાહ!–હું કહું છું તે ઉપર ધ્યાન ધરજે.

બરીન્ મરૂઝ્ દેહુકાનમો કદખોદાય
ખોદાવન્દે ઈન્ બૂમો કેશ્તો સરાય
હમી આબ્ બોર્દમ બરીન્ મર્ઝે ખીશ
કે દર્ કાર્ પયદા કુનમ અર્ઝે ખીશ

૧૩૩ ચુ બેસ્યાર્ ગશ્ત આબો ગુસ્તાખ શુદ
મેયાને યકી મરૂઝ સૂરાખ શુદ
શેગેફ્તી ખોરૂશી બગૂશ આમદમ
કઝાન્ સહમ અઝ્ જાન્ ખોરૂશ આમદમ
હમી આયદ અઝ્ આબ્ આવાએ સન્જ
ખોરૂશશ હમી મીનુમાયદ બગન્જ
ચુ બેશ્નીદ બહુરામ અઝાન્ સૂ કશીદ
હમહ દશ્ત પુર્ સબ્ઝહો આબ્ દીદ
બેફર્મૂદ તા કાર્ગર્ બા ગરાઝ્
બેયારન્દ ચન્દી ઝે રાહે દરાઝ્
ફેરૂદ આમદ અઝ્ અસ્પ્ શાહે બલન્દ
શેરાઇ ઝદન્દ અઝ્ બરે કેશ્તમન્દ
શબ્ આમદ ગવાન્ શમ્અ બેફ્રૂખ્તન્દ
બહર્ જાય આતેશ હમી સૂખ્તન્દ
ઝે દર્યા ચુ ખુર્શીદ બર્ઝદ દેરફ્શ
ચુ મસ્ફૂલ ગશ્ત આન્ હવાએ બેનફ્શ
ઝે હર્ સૂ બેરફ્તન્દ કારીગરાન્
શુદન્દ અન્જુમન્ ચૂન્ સેપાહી ગરાન્
ઝમીન્રા બેકન્દન્ ગેરેફ્તન્દ પાક્
શુદ આન્ જાએ હામૂન્ સરાસર્ મુઘાક્

૧૩૪ ઝે કન્દન્ ચુ ગશ્તન્દ મર્દાન્ સોતૂહ
પદીદ આમદ અઝ્ ખાક્ જાઈ ચુ કૂહ
યકી ખાનઈ કર્દહ અઝ્ પોખ્તહ ખેશ્ત
બસારૂજ કર્દહ બસાને બેહેશ્ત
કનન્દહ તબર્ ઝદ હમી અઝ્ બરશ
પદીદ આમદ અઝ્ દૂર્ જાઈ દરશ
ચુ મૂબેદ બેદીદ આન્ દર્ આમદ ઝે દર્
અબા ઊ યકી ઈર્માની દેગર્
યકી ખાનહ દીદન્દ પહનો દરાઝ્
બર્આવર્દહ બાલાએ ઊ ચન્દ યાઝ્
ઝે ઝર્ કર્દહ બર્પાય દુ ગાવમીશ
યકી આખરી કર્દહ ઝરીન્ બપીશ
ઝબર્જદ બઆખર્ દરૂન્ રીખ્તહ
બયાકૂતે સોરૂખ અન્દર્ આમીખ્તહ
ચુ દુ ગાવે ગર્દૂન્ મેયાન્ શાન્ તેહી
શેકમ શાન્ પુર્ અઝ્ નારો સીબો બેહી
મેયાને બેહી દુર્રે ખૂશાબ્ બૂદ
કે હર્ દાનઈ કત્રએ આબ્ બૂદ
હમાન્ ગાવરા ચશ્મે યાકૂત બૂદ
ઝે પીરી સરે ગાવ ફરતૂત બૂદ

૧૩૫ હમહ ગેર્દ બર્ ગેર્દ ઊ શીરો ગૂર્
યકી દીદહ યાકૂતો દીગર્ બુલૂર્
તઝર્વાને ઝરીનો તાઊસે નર્
હમહ સીનહો ચશ્મહા શાન્ ગોહર્
ચુ દસ્તૂર્ દીદ આન્ બરે શાહ શુદ
બરાયે બલન્દ અફ્સરે માહ શુદ

હું આ ઝમીન ઉપર ખેતી કરનારો છું અને તેનો માલેક છું-આ જગ્યા, ખેતી અને મકાનનો હું ધણી છું.

હું પોતાની ઝમીન ઉપર એક પાણીની નેહેર લઈ જતો હતો-કે જેથી મારાં ખેતીનાં કામમાં મને મારો બદલો મળે.

જ્યારે પાણી ઘણું ભરાયું અને ઝોર કરવા લાગ્યું-ત્યારે એક ઝમીનની વચ્ચે સૂરાખ પડયો.

એક અજાયબ જેવો પોકાર મારા કાન ઉપર પડયો-જેની ધાસ્તીથી હું બૂમ પાડવા લાગ્યો.

તે ઝરણમાંથી ઘંટના જેવો સાદ આવવા માંડે છે-તે આવાઝ ખઝાનાનો હોય એવું દેખાય છે."

જ્યારે બેહરામે એ સાંભળ્યું ત્યારે તે તરફ ગયો-તેણે તમામ ઝમીન લીલોતરી ભરેલી અને પાણીવાળી જોઇ.

તેણે ફર્માવ્યું કે "કોદાળી સાથે થોડાક મજુરોને દૂરવેરથી લઇ આવે."

બુલંદ મરતબાનો પાદશાહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-લીલોતરી ભરેલાં ખેતરની પારે એક તમ્બુ ઉભો કીધો.

રાત પડી અને પેહલવાનોએ બત્તિ સળગાવી-બધી જગ્યાએ આતશ રોશન કરવા માંડિયો.

જ્યારે દર્યામાંથી ખુરશીદે પોતાનો ઝુંડો ઉઠાવ્યો અને બહુ રંગની હવા ઝળકતી બની,

ત્યારે ચો તરફથી કારીગરો આવ્યા-તેઓ એક ભારી લશકરની માફક એકઠા થયા.

તેઓએ તમામ ઝમીન ખોદવા માંડી-તે ખેતરની જગ્યા સઘળી ખોદાઈ ગઇ.

જ્યારે માણસો ખોદતાં ખોદતાં થાકી ગયાં ત્યારે તે ખાકમાંથી એક પહાડની મિસાલની જગ્યા દેખાઈ.

એક ઘર પાકી ઇંટથી બાંધેલું-અને તેને ચૂનાથી બેહેશ્તની મિસાલ કીધેલું દેખાયું.

પેલા ખોદનારાઓ તેની ઉપર કોદાળી મારવા લાગ્યા-જેથી દૂરથી એક જગ્યાએ તેનો દરવાઝો દેખાવા લાગ્યો.

જ્યારે વઝીરે તે જોયું ત્યારે તે પેલા દરવાઝામાં દાખેલ થયો-તેની સાથ એક બીજો મેહમાન પણ હતો.

તેઓએ એક પોહોળું અને લામ્બુ મકાન જોયું-જેની ઊંચાઇ કેટલાક હાથની હતી.

સોનાની બનાવેલી બે ભેંસ ત્યાં આગળ ઉભી કીધેલી હતી-અને તેઓ આગળ એક પાણી પીવાનો સોનેરી અભાડો બનાવેલો હતો.

તે અભાડા ઉપર પોખરાજ જડેલાં-અને અંદર રાતાં યાકૂત મઢેલાં હતાં.

વરખ રાશિના આકારની બે ગાયો કે જેઓ પોકળ હતી-અને જેઓનું પેટ દાડમ, સેબ અને બેહી નામનાં ફળના આકારનાં ગોહરોથી ભરેલું હતું.

તે બેહીમાં આબદાર મોતી ભરેલાં હતાં-કે જે દરેક દાણો પાણીનાં ટીપાં જેવો સાફ હતો.

તેમજ તે ગાયોની આંખો યાકૂતની હતી-બૂઢાપાને લીધે ગાયોનાં માથાં નમી પડતાં હતાં.

તેની આસપાસ સોનેરી સિંહ અને ગોરખરો હતાં-કોઇની આંખ માણેકની તો કોઇની બિલોરની હતી.

સોનેરી બનાવટનાં તીતર અને મોર પણ હતા-તે સઘળાંના સીના અને આંખો ગોહરોથી ભરેલી હતી

જ્યારે વઝીરે આ સઘળું જોયું ત્યારે તે પાદશાહ આગળ દોડયો-તે ચાંદનાં તાજ જેવા મહાન નર આગળ ગયો.

બતુન્હી બશાહે જહાન્ ગોફ્ત ખીઝ
કે આમદ હમહુ ગન્જહારા જહીઝ
ચકી ખાનહુ પુર્ ગઉહર્ આમદ પદીદ
કે ચર્ખે ફલક્ દાશ્ત આન્રા કલીદ
બદ્દુ ગોફ્ત મોહુતર્ કે બર્ ગન્જ નામ
નવીસદ કસી કશ બુવદ રાયો કામ
નેગહ કુન બરીન્ ગન્જ તા નામે કીસ્ત
કે આગન્દને આન્ બહન્ગામે કીસ્ત
બેયામદ સરે મૂબેદાન્ ચૂન્ શનીદ
બદાન્ ગાવ બર્ મોહુરે જમ્શીદ દીદ
બશાહે જહાન્ ગોફ્ત કર્દમ નેગાહ
નેવેશતસ્ત બર્ ગાવ જમ્શીદ શાહ
બદ્દુ ગોફ્ત શાહ અય સરે મૂબદાન્
બહર્ કાર્ દાના તર્ અઝ બેખ્રદાન્
ઝે ગન્જી કે જમ્શીદ બેન્હાદ પીશ
ચેરા કરૂદ બાયદ મરા ગન્જે ખીશ
હરાન્ ગન્જ કાન્ જોઝ બશમ્શીરો દાદ
ફ્રાઝ આયદ આન્ ગન્જ હર્ગેઝ મબાદ
બઅઝ્ર્નેયાન્ દેહ હમહ હર્ચે હસ્ત
મબાદા કે આયદ બમા બર્ શેકસ્ત
અગર્ નામ બાયદ કે પયદા કનમ
બદાદો બશમ્શીર્ ગન્જ આગનમ
નબાયદ સેપાહે મરા બહરહ ઝીન્
ન તન્ગસ્ત બર્ મા બમર્દી ઝમીન્
હમહ ખાસ્તહ સર્બસર્ હમચુનાન્
બેબાયદ શુમોર્દન્ બરસ્મે કયાન્
ફ્રુશન્દ ગઉહર્ બઝરૂરો બસીમ
ઝને બીવહો કૂદકાને યતીમ
તેહી દસ્ત મર્દુમ કે દારન્દ નામ
ગુસેસ્તહ દેલ અઝ નામો આરામો કામ

ઝે વયરાનો આબાદ ગેરૂદ આવરીદ
વઝાન્ પસ યકાયક હમહ બેશ્મરીદ
કસીરા કે અન્દૂહે વામસ્ત નીઝ
અઝીન્ ગન્જ બાયદ કે બાશદશ ચીઝ
બેબખ્શીદ દીનારો ગન્જો દેરમ
બમોઝૂદે રવાને જહાન્દાર્ જમ
મરા તા જવાન્ બાશમો તન્દુરોસ્ત
ચેરા બાયદમ ગન્જે જમ્શીદ જોસ્ત
અઝાન્ દહ યક્ આન્રા કે બેન્મૂદ રાહ
હમી શાહ જોસ્ત અઝ મેયાને સેપાહ
કફન્ હર્ કે બેસ્તાનદ અઝ જમ્શીદ
બશાદી મબાદશ ઝે ગીતી ઉમીદ
ચુ બા લશ્કરમ તન્ બરન્જ આવરમ
ઝે રૂમો ઝે ચીન્ નામો ગન્જ આવરમ
મનો અસ્પે શબ્દીઝો શમ્શીરે તીઝ
નગીરમ ફેરીબો નદારમ ગુરીઝ
વઝાન્ જાયગહ શુદ સુએ ગન્જે ખીશ
કે ગેરૂદ આવરીદ અઝ ખયો રન્જે ખીશ

તેણે શેતાબીથી દેશના પાદશાહ બેહરામને કહ્યું કે "ચાલ ઉઠ-તારા તમામ ભંડારો ભરાય એટલો ખઝાનો મળી આવ્યો છે.

એક ગોહરોથી ભરેલું ઘર મળી આવ્યું છે-જેની કૂંચી ફરતું આસ્માન ધરાવતું હતું."

પાદશાહે વઝીરને કહ્યું કે "જે કોઈ ડહાપણવાળો અને મુરાદ પામેલો શખ્સ હોય-છે તે પોતાના ખઝાના ઉપર નામ લખે છે,

માટે જો, કે તે ખઝાના ઉપર કોણનું નામ છે-અને તે કોણના વખતમાં ભરવામાં આવ્યો છે?"

જ્યારે વડા વઝીરે એવું સાંભળ્યું તેવોજ તે પાછો આવ્યો-અને પેલી ગાય ઉપર પાદશાહ જમશીદની મોહર જોઇ.

અને પાછો આવી દેશના પાદશાહને કહ્યું કે "મેં નઝર કીધી-તો તે ગાય ઉપર 'પાદશાહ જમશીદ' કરી લખેલું છે."

પાદશાહે તેને કહ્યું કે "ઓ દાનાઓના સરદાર!-તું દરેક કામમાં બીજા દાનાઓ કરતાં વધારે દાના છે.

જે ખઝાનો કે શાહ જમશીદ આગળા વખતમાં મૂકી ગયો છે-તેને ૧૩૬ મારા ખઝાના તરીકે શા માટે લેવો જોઇયે?

જે ખઝાનો હું મારી તલવારના ઝોરે તેમજ ઈન્સાફ પાંથરીને લીધા વગર-મને મળે તે ખઝાનો કદી પણ મારો હોતો ના.

આ જે કાંઈ છે તે સઘળું હાજતમંદોને બખ્શી દે-એવું કદી ના બનતું કે આ ખઝાનો લીધાથી આપણી ઉપર કશી આફત આવી પડે.

અગરજો મારે કીર્ત્તિજ મેળવવી હોય-તો ઈનસાફ આપીને અને તલવારનાં બળથી ખઝાનો ભેગો કરવો જોઇયે

મારાં લશ્કરે પણ એમાંથી કશો હિસ્સો લેવો જોઇતો નથી-કારણકે મર્દાનગીથી ખઝાનો મેળવવા માટે આપણી આગળ બોહોળી દુન્યા પડેલી છે.

પાદશાહોનો ધારો છે તે પ્રમાણે આ સઘળા ખઝાનાની ગણત્રી થવી જોઇયે.

સઘળાં ગોહરો સોના રૂપાંનાં નાણાંમાં વેચી નાખો-પછી વિધવાઓ અને માબાપ વગરનાં છોકરાંઓ,

તેમજ સારો વખત જોયલા પણ હાલ તંગીમાં આવી પડેલા નામદારો-કે જેઓનાં દિલ તેઓએ ગુમાવેલી કીર્ત્તિ, અયશ આરામ અને મનની મુરાદથી તુટી ગયાં હોય,

તે સઘળાઓને વયરાન કે આબાદ જગ્યામાંથી શોધી કાઢી ભેગાં કરો-અને ત્યાર બાદ તે સઘળા લોકોની ગણત્રી કરો.

વળી જે કોઇને કે પોતાના કરઝની મુશ્કેલી હોય-તેને પણ આ ખઝાનામાંથી થોડુંક આપવું જોઇયે

તમો જે સઘળા દીનાર તેમજ ખઝાનો અને પૈસા પાદશાહ જમ ૧૩૭ શીદનાં રવાનની ખુશ્નૂદી માટે તે સર્વ લોકોને બક્ષેશ આપી દેઓ.

હું જ્યાં સૂધી જવાન અને તંદુરોસ્ત છું-ત્યાં સૂધી મને જમશીદનો ખઝાનો શા માટે લેવો જોઇયે?

તે ખઝાનાનો દશમો હિસ્સો પેલા માણસને કે જેણે આ ખઝાનાનો માર્ગ દેખાડયો-અને લશ્કરની વચ્ચેથી પાદશાહને શોધવા લાગ્યો તે શખ્સને આપો.

શાહ જમશીદનો ખઝાનો તેનાં શબને ઓરાઢેલાં કપડાં સમાન ગણાય માટે શાહ જમશીદનું કફન જે કોઈ લે-તે દુન્યામાં સુખી થવાની આશા નહીં રાખે.

જ્યારે મારાં લશ્કર સાથ હું મારાં શરીરને મેહનત આપીશ-ત્યારે રૂમ અને ચીનથી કીર્ત્તિ અને પુષ્કળ ખઝાનો મેળવીશ.

હું, મારો શબ્દીઝ ઘોડો અને તેઝી તલવાર છે-તો હું કોઇનો ફરેબ ખાઈશ નહીં તેમજ કોઈની સામેથી નાસી પણ જઈશ નહીં."

પછી ત્યાંથી પાદશાહ પોતાના ખઝાના તરફ ગયો-કે જે ખઝાનો પોતે પરસેવો ઉતારી ઘણી મેહનતે એકઠો કીધો હતો.

બેયાવરૂદ ગોર્દાને કેશ્વરૂશરા
દેરમ દાદ યક્ સાલહુ લશ્કરૂશરા
યકી બઝમગહુ સાખ્ત દરૂ નવ બહારૂ
બેયારાસ્ત અયવાને ગઉહરૂ નેગારૂ
મયે લઅલે રખ્શાન્ બજામે બુલૂરૂ
ચુ શુદ ખુરૂરમો શાહ બહ્રામ ગૂરૂ
૧૩૮ બયારાન્ ચુનીન્ ગોફ્ત કય સરૂકશાન્
શનીદહુ ઝે તખ્તે બુઝોર્ગાન્ નશાન્
ઝે હુશન્ગ્ તા નવદરે નામદારૂ
કે અઝ આફ્રીદૂન બુદ ઊ યાદગારૂ
બરીન્ હમ નેશાન્ તા સરે કયકોબાદ
કે તાજે બુઝોર્ગી બસરૂ બરૂ નેહાદ
બેબીનીદ તા ઝીન્ બુઝોર્ગાન્ કે માન્દ
બરીશાન્ બદાદ આફ્રીની કે ખાન્દ
ચુ ફ્તાદ શુદ ગર્દેશે રૂઝગારૂ
સખુન્ માન્દ અઝાન્ મેહ્તરાન્ યાદગારૂ
કે ઈન્રા મનેશ બૂદ આન્રા નબૂદ
યકી શાન્ નેકૂહીદો દીગરૂ સેતૂદ
યકાયક્ બનઉબત હમી બુગ્ઝરીમ
સઝદ ગરૂ જહાન્રા બબદ નસ્પરીમ
ચેરા ગન્જે ઈન્ રફ્તગાન્ બાયદમ
દેગરૂ દેલ ઝે દીનારૂ બુક્શાયદમ
ન બન્દમ દેલ અન્દરૂ સરાએ સેપન્જ
નનાઝમ બતાજો નયાઝમ બગન્જ

ચુ રૂઝી બશાદી હમી બુગ્ઝરદ
ખેરદમન્દ મરૂદુમ ચેરા ઘમ ખરદ
એરદમન્દ મરૂદુમ ચેરા ઘમ ખરદ
૧૩૯ હરાન્ ગહ કે અઝ ઝીરૂદસ્તાને મા
ઝે દેહકાનો વઝ દરૂ પરસ્તાને મા
બેનાલદ યકી કેહતરૂ અઝ રન્જે મા
મબાદા સરો અફ્સરો ગન્જે મા
યકી પીરૂ બુદ નામે ઊ માહયારૂ
શુદહુ સાલે ઊ બરૂ સદો શસ્તો ચારૂ
ચુ આવાઝ બેશ્નીદ બરૂપાય ખાસ્ત
ચુનીન્ ગોફ્ત કય મેહતરે દાદે રાસ્ત
ખબરૂ યાફ્તમ અઝ ફરીદૂનો જમ
વઝાન્ નામદારાન્ બહરૂ બીશો કમ
ચુ તૂ શાહ નશ્નીદ કસ દરૂ જેહાન્
ઉમીદે કેહાનીઓ ફરૂરે મેહાન્
અગરૂ ચૂન્ દેલત પહ્ન દર્યાસ્તી
ઝે દર્યા ગોહરૂ મઉજ બરૂખાસ્તી
કે નૂરે સોરૂશ અઝ રવાને તો ખાસ્ત
ખેરદ દરૂ દેલે મર્દે દાના બેકાસ્ત
તો ગન્જી પરાગન્દી અન્દરૂ જેહાન્
કે કસ આન્ નદીદ અઝ કેહાનો મેહાન્
બહન્ગામે જમ ચૂન સખુન રાન્દન્દ
વઝાન્ ગન્જે ગાવાન્ હમી ખાન્દન્દ
૧૪૦ નદાનેસ્ત કસ દરૂ જહાન્ કાન્ કુજાસ્ત
બખાકસ્ત યા દરૂ દમે અઝ્દહાસ્ત

ત્યાં પોતાના મુલકના પેહલવાનોને એકઠા કીધા-અને એક આખાં
વર્ષનો પગાર લશ્કરને બખ્શેશ આપ્યો.
બહારની મોસમ બેસતાં તેણે એક ખુશીની મજલેસ ભરી-અને પોતાના
ગોહર જડેલા મેહલને સણગાર્યો.
ત્યાં ચળકતો લાલ રંગનો શરાબ બિલોરી જામમાં ફરવા માંડયો-
અને જ્યારે બેહરામ ગૂર ખુશ ખુશહાલ બન્યો,
ત્યારે પોતાના સાથીઓને એ પ્રમાણે કહ્યું કે "ઓ મારા સરદારો!-
તમોએ બુઝોર્ગ પાદશાહોનાં તખ્તની વાતો સાંભળી હશે
પાદશાહ હુશંગથી તે નામદાર નવદર-કે જે ફરીદૂન શાહથી યાદગાર
રહેલો હતો ત્યાં સૂધી,
તેમજ એવી રીતે કયકોબાદ કે જેણે બુઝોર્ગીનું તાજ પોતાનાં સર
ઉપર મૂક્યું હતું ત્યાં સૂધી,
તમો જુઓ કે એ બુઝોર્ગોમાંથી કોણ રહ્યું છે?-અને તે લોકો ઉપર
ઈન્સાફની રાહે કોણે તારીફ કીધી છે?
હવે જ્યારે ઝમાનાની ગર્દેશ તે લોકો ઉપર કોતાહ થઈ-ત્યારે તે પાદ-
શાહોમાંથી ફકટ તેઓની કીર્ત્તિ ભરેલી વાતોજ યાદગાર રહી ગઈ,
કે આ પાદશાહનો ભલો ખવાસ હતો અને પેલાનો નહીં હતો-
તેઓમાંથી એક જણની નિન્દા થઈ તો બીજાની તારીફ ગવાઈ.
આપણુ સઘળા વારા ફરતી ચાલી જઈશું-માટે જો આપણે દુન્યામાં
બદી નહીં કર્યે તો તેજ લાયક છે.
આ ગુઝર પામેલા પાદશાહોનો ખઝાનો મને શા માટે લેવો જોઇયે?-
તેમજ મારે શા માટે પૈસાનો લોભ કરવો જોઇયે?
આ ત્રણપાંચ દિવસની દુન્યા ઉપર હું મારૂં દિલ બાંધીશ નહીં-
અને આ તખ્તો તાજ ઉપર લાડ કરીશ નહીં તેમજ ખઝાનો એકઠો કરવા
ઉપર પણ મારો હાથ લમ્બાવીશ નહીં.
જો દહાડા ખુશીમાં પસાર થતા હોય-તો અકલમંદ માણસે શા માટે
ગમ ખાવો જોઇયે?
જે વખતે મારી રૈયતમાંથી તેમજ મારા ખેડુતો અને દરબારના
નોકરોમાંથી,
કોઈ પણ ઉતરતી પદવીનો શખ્સ મારી તરફથી થયલા ઝુલ્મની ફર્યાદ કરે-
તો તેજ વખત આ મારૂં સર, મારૂં તાજ અને આ મારો ખઝાનો ફના થજો!"
ત્યાં એક માહીયાર નામનો બુઢ્ઢો શખ્સ હતો-જેની ઉમર એકસોને
ચોસઠ વર્ષની થયલી હતી.
જ્યારે તેણે આ વાત સાંભળી ત્યારે તે ઉભો થયો-અને બોલ્યો કે
"ઓ વાજબી ઈન્સાફ કરનારા પાદશાહ!
શાહ ફરીદૂન, જમશીદ તેમજ બીજા કમ ઝેયાદા કીર્ત્તિવંત પાદશાહો
માટે હું ખબર ધરાઉં છું,
પણ તારા જેવો પાદશાહ દુન્યામાં કોઇયે સાંભળ્યો નથી-તું રૈયતનાં
લોકોની ઉમેદ આશા છે અને મોટાઓનો દબદબો છે.
અગરજો દર્યા તારાં દિલ જેવો ઉદાર હતે-તો તે દર્યામાંથી જવા-
હેરનાજ મોજા ઉઠતે.
કારણકે તારા આત્માથી સરોશ ઈઝદનાં જેવું નૂર પ્રકાશે છે-તેથી
દાનેશમંદોનાં દિલમાંથી ડહાપણ ઘટી પડયું છે.
તેં દુન્યામાં એવી રીતે ખઝાનો વેરયો છે-કે તેના જેવો શું નાનાં
કે મોટાઓમાંથી કોઇયે જોયો પણ નથી.
લોકો જ્યારે જમશીદના વખતથી બોલતા હતા-અને આ 'ગંજે
ગાવાન'ની વાતો કરતા હતા,
ત્યારે દુન્યામાં કોઇજ જાણતું નહીં હતું કે તે ક્યાં છે?-જમીનમાં
દટાયલો છે યા અઝદહા ગળી ગયો છે?

તો ચૂન્ યાકૂતી નન્ગરીદી બગન્જ
કે નન્ગ્ આમદત ઝીન્ સરાએ સેપન્જ
બદર્યા હમાના કે ચન્દીન્ ગોહર્
નદીદો ન બીનદ્ સદ્ તાજવર્
બદર્વીશ્ બખ્શીદી આન્ ગઉહરાન્
હમાન્ ગાવો ગૂર્ અઝ્ કરાન્ તા કરાન્
કે તાજો કમર્ બી તો હર્ગેઝ્ મબાદ્
તન્ આબાદો પીરૂઝ્ બખ્ત્ અઝ્ તો શાદ્

બસી દફ્તરે ખુસ્રવાન્ ઝીન્ સખુન્
સેયહ્ ગર્દદો હમ નેયાયદ્ બબુન્
પસ્ અઝ્ રફ્તનત નામે તૂ ઝેન્દહ્ માન્દ્
ચુ ગૂયન્દહ્ તારીખે રૂઝે તો ખાન્દ્

પણ તેં જ્યારે તે મેળવ્યો ત્યારે તે ખઝાના તરફ તેં જોયું પણ નહીં-કારણ તને આ મુસાફર ખાનારૂપી દુન્યા તરફ ધિક્કાર છૂટયો છે.

તું જાણ કે આવાં અને આટલાં બધાં ગોહરો કોઇયે દર્યામાં પણ જોયાં હશે નહીં અને હવે પછીના સો પાદશાહો પણ તેવાં જોશે નહીં.

તેં પેલી ગોહરોથી ભરેલી ગાયો અને ગોરખરો એક નાકેથી બીજે નાકે સૂધી સઘળું ગરીબ હાજતમંદોને બખ્શી દીધું.

માટે હું દોઆ ગુઝારૂં છું કે આ પાદશાહી તાજ અને કમરબંદ તારા વગર હોતોજ ના!-તારૂં તન સુખી રહેજો અને તારૂં ફતેહમંદ નસીબ તારાથી ખુશહાલ રહેજો!

તારી આ વાત ઘણાક પાદશાહી દફતરોમાં-લખાશે અને તેનું શેવટ પણ નહીં આવશે.

જ્યારે તવારીખ લખનાર તારાં રાજઅમલની તવારીખ લખશે-ત્યારે તારાં મોત પછી પણ તારૂં નામ અમર રહી જશે."

---

## રફ્તને બહ્‌રામ્ અઝ્ રાહે નખ્ચીર્ બખાનએ બાઝાર્ગાન્ વ નાખુશ્ બર્ગશતન્ અઝ્.

——:o:——

દેગર્ ઉફ્તાદ્ રૂઝી બનખ્ચીર્ શુદ્
દેઝમ્ બૂદ્ બા તર્કશો તીર્ શુદ્
ઝે ખુર્શીદે તાબન્દહ્ શુદ્ દશ્ત ગર્મ
સેપહ્બુદ્ ઝે નખ્ચીર્ બર્ ગશ્ત નર્મ
સુએ કાખે બાઝાર્ગાની રસીદ્
બહર્સૂ નેગહ્ કર્દ્ કસરા નદીદ્
બબાઝાર્ગાન્ ગોફ્ત મારા સેપન્જ
તવાન્ દાદ્ કઝ્ મા ન બીની તો રન્જ
ચુ બાઝાર્ગાનશ્ ફેરૂદ્ આવરીદ્
મરૂરા યકી ખાબ્ગહ્ બર્ ગુઝીદ્
હમી બૂદ્ નાલાન્ ઝે દર્દે શેકમ
બબાઝાર્ગાન્ દાદ્ ચન્દી દેરમ
બદ્ ગોફ્ત લખ્તી પનીરે કોહુન્
અબા મગ્ઝે બાદામ બેર્યાન્ બેકુન્
નેયાવર્દ્ બાઝાર્ગાન્ આન્ચે ગોફ્ત
નબુદ્ મગ્ઝે બાદામશ્ અન્દર્ નેહોફ્ત
ચુ તારીક્ શુદ્ મીઝ્બાન રફ્ત નર્મ
યકી મુર્ગે બેર્યાન્ બેયાવર્દ્ ગર્મ
બેયારાસ્ત ખાન્ પીશે બહ્‌રામ બોર્દ્
બબાઝાર્ગાન્ ગોફ્ત બહ્‌રામ ગોર્દ્
કે અઝ્ તૂ પનીરે કોહન્ ખાસ્તમ
ઝબાન્રા બખાહેશ્ બેયારાસ્તમ
નેયાવર્દીઓ દાદહ્ બૂદમ્ દેરમ
કે નાલન્દહ્ બૂદમ્ ઝે દર્દે શેકમ
ચુનીન્ દાદ્ પાસોખ કે અય બીખરદ્
નદારી ખેરદ્ કૂ રવાન્ પર્વરદ્
ચુ આવર્દમ ઈન્ મોર્ગ્ બેર્યાને ગર્મ
કેવાન્ ખાસ્તન્ નીસ્ત આઇને શર્મ

## બેહરામનું શેકારગાહમાંથી એક વેપારીનાં ઘરમાં જવું અને તેનાથી નાખુશ બની પાછું ફરવું.

——:o:——

બીજે અઠવાડિયે તે એક દહાડો શેકાર કરવા ગયો-તે કાંઇક દિલગીર હતો જેથી તીરનો ભાથો અને તીર લઇ નીકળી પડયો.

પ્રકાશતા સૂર્યથી સઘળું મયદાન ગર્મ બન્યું-જેથી પાદશાહ તે શિકારનાં જંગલમાંથી ધીમે ધીમે પાછો ફર્યો.

તે એક વેપારીનાં ઘર તરફ આવી લાગ્યો-તેણે સઘળે નઝર કીધી તો પોતાના કોઈ નોકરો દેખાયા નહીં.

જેથી તેણે પેલા વેપારીને કહ્યું કે "તું મને ઉતારો આપી શકશે?- કારણકે મને ઉતારો આપ્યાથી કાંઈ તને ઘણી તકલીફ પડશે નહીં." ૧૪૧

જ્યારે પેલા વેપારીએ તેને ઉતારો આપ્યો-ત્યારે તેને માટે એક સૂવાની જગ્યા તૈયાર કીધી.

હવે પાદશાહ પોતાનાં પેટના દુઃખારાની ફર્યાદ કરવા લાગ્યો-અને પેલા વેપારીને થોડાક પૈસા આપ્યા.

અને તેને કહ્યું કે "થોડુંક વાસી પનીર-અને સાથે બદામનું મગઝ તળીને લાવ."

પેલો વેપારી પાદશાહે કહ્યું તેમ નહીં લાવ્યો-કારણકે તેનાં ઘરમાં બદામનું મગઝ નહીં હતું.

જ્યારે રાત પડી ત્યારે પેલો મેઝબાન ધીમે રહીને જઈ-એક રોસ્ટ કીધેલી ગર્મા ગર્મ મુરઘી લઇ આવ્યો.

અને તે ખાણાંનો ખુમચો તૈયાર કરીને બેહરામની નઝદીક લઇ ગયો-ત્યારે બહાદુર બેહરામે પેલા વેપારીને કહ્યું,

કે "મેં તારી પાસે વાસી પનીર માગ્યુ-અને તે લાવવા તને કહ્યું.

મેં તને પૈસા આપ્યા હતા તો પણ તું તે નહીં લઇ આવ્યો-કારણકે મારા પેટમાં દુઃખવાના સબબથી હું પોકારતો બન્યો છું."

તે વેપારી બોલ્યો કે "ઓ બેવુકૂફ!-જે અકલ કે આપણાં આત્માની પર્વરેશી કરે છે તે તું બિલ્કુલ ધરાવતો નથી.

જ્યારે આ ગર્મા ગર્મ રોસ્ટ મુરઘી હું તારે માટે લાવ્યો-ત્યારે વધુ માગતાં તને શર્મ નથી લાગતી?" ૧૪૨

ચુ બેશનીદ બહુરામ અઝ ઈન્ સોખન્
શુદશ આરૂઝુએ પનીરે કોહન્
પશીમાન શુદ અઝ ગોફતે ખુદ નાન્ બેખરૂદ
બરૂ નીઝ ચાહે ગુઝશતહુ નકરૂદ
ચુ હન્ગામએ ખાબ્ બૂદશ બેખોફત
બબાઝારૂગાન્ ચીઝે દીગરૂ નગોફત
ઝે દર્યાએ જૂશાન્ ચુ ખુરૂ બરૂ દમીદ
શુદ આન્ ચાદરે કીરૂગૂન નાપદીદ
હમી ગોફત પુરૂમાયહુ બાઝારૂગાન્
બશાગેરૂદ કય મર્દે નાકારૂદાન્
ચેરા મુરૂઘ કરૂઝશ નબુદ યકૂ દેરમ
બઅફૂઝૂન્ ખરીદીઓ કર્દી સેતમ
ગરૂ અર્ઝાન્ બુદી મુરૂઘ બા ઈન્ સવારૂ
નબૂદી મરા તીરહુ શબ્ કાર્ઝારૂ
ખરીદી ગરૂ ઊરા બદાન્ગી પનીરૂ
બુદી બા મન્ એમરૂઝ ચૂન્ આબો શીરૂ
ચુનીન્ ગોફત શાગેરૂદ કીન્ યકૂ તનસ્ત
ચુનાન્ દાન્ કે મુરૂઘ અઝ શુમારે મનસ્ત
૧૪૩ તો મેહુમાને મન્ બાશ બા ઈન્ સવારૂ
બદીન્ મુરૂઘ બા મન્ મકુન્ કાર્ઝારૂ
ચુ બહુરામ બરૂખાસ્ત અઝ ખાબે ખશ
બેશુદ પીશે આન્ બારએ દસ્તકશ
કે ઝીન્ બરૂ નેહદ તા બઅયવાન્ શવદ
કોલાહશ ઝે અયવાન્ બકયવાન્ શવદ
ચુ શાગેરૂદ દીદશ બબહુરામ ગોફત
કે એમરૂઝ બા બન્દહુ મીબાશ જોફત
બેશુદ શાહો બેન્શસ્ત બરૂ તખ્તે ઊય
શેગેફતી ફેરૂમાન્દ અઝ બખ્તે ઊય
જવાન્ રફતો આવરૂદ ખાયહુ દુવીસ્ત
બઉસ્તાદ ગોફત અય ગેરામી મઈસ્ત
યકી મગઝે બાદામ બેર્યાનો ગરૂમ
પનીરે કોહન્ સાઝ બા નાને નરૂમ
કે ઈન્ આરૂઝૂહા હમી દય બેખાસ્ત
બેબરૂ નાનો ખાની બેયારાય રાસ્ત
બેશુદ પીશે બહુરામ ગોફત અય સવારૂ
હમીન્ માયહુ કર્દી તો દય ખાસ્તારૂ
કુનૂન આરૂઝૂયત બેયારીમ ગરૂમ
દેગરૂ તાઝહુ હરૂ ખુર્દની નરૂમ નરૂમ
૧૪૪ બેગોફત ઈન્ સખુન્ પસ બબાઝારૂ શુદ
બસાઝે દેગરૂ ગૂન્ ખરીદારૂ શુદ
શકરૂ જુસ્તો બાદામો મુર્ઘો બરહુ
કે આરાયેશે ખાન્ કુનદ યકૂસરહુ
મયો ઝઅફરાન્ બોર્દો મુશ્કો ગોલાબ્
સુએ ખાનહુ શુદ બા દેલી પુરૂ શેતાબ્
બેયાવરૂદ ખાન્ બા ખુરેશહાએ નઘઝ
જવાન્ પુરૂ મનેશ બૂદો પાકીઝહુ મઘઝ
ચુનાન્ ખુર્દહુ શુદ જામે પુરૂ મય બેબારૂદ
નુખોસ્તીન્ બબહુરામે ખુસ્રવ સેપોરૂદ
બદીન્ ગૂનહુ તા શાહો ખુરૂરમ શુદન્દ
ઝે ખુર્દન્ બજામે દમાદમ શુદન્દ

જ્યારે બેહરામે તેના આવા સખુનો સાંભળ્યા—ત્યારે તેને વાસી પનીરની ખાહેશ છોડી દીધી.

અને પોતાની આવી માગણીથી તે પસ્તાવા લાગ્યો અને રોટલી ખાધી—અને તે બનેલા બનાવની યાદ પણ કીધી નહીં.

જ્યારે તેનો સૂવાનો વખત થયો ત્યારે તે સૂઇ ગયો—અને પેલા સઉદાગરને બીજું કશું કહ્યું નહીં.

જ્યારે ઉછળતા દર્યામાંથી ખુરશીદ નીકળ્યો—અને સીઆહ રંગની ચાદર ગુમ થઈ ગઇ,

ત્યારે પેલા શ્રીમન્ત સઉદાગરે પોતાના નોકરને કહ્યું કે "ઓ નાદાન!

એવી મુરઘી કે જેની કીમત એક દિરમ પણ નહીં હતી—તે વધારે પૈસા આપીને શા માટે ખરીદી લાવી આ સિતમ કીધો?

અગરજો આ મુરઘી સસ્તી હતે તો આ સવારની સાથે—અંધારી રાતે મને ઝઘડો નહીં થતે.

જો તું તેને માટે એક દમડીનું પનીર ખરીદી લાવતે—તો તે આજે મારી સાથ મળેલો રહેતે."

પેલા નોકરે જવાબ આપ્યો કે "આ સવાર એકલોજ છે—માટે એમ સમજ કે આ મુરઘી મારે હિસાબેજ છે.

તું અને આ સવાર મારા મેહમાન થાઓ—તું આ મુરઘી માટે મારી સાથ ઝઘડો ના કર."

જ્યારે બેહરામ ખુશ ખાબમાંથી ઉઠયો—ત્યારે તે પોતાના તાબેદાર ઘોડા આગળ ગયો,

કે તેની ઉપર ઝીન બાંધે અને પોતાનાં મકાન ઉપર જાય—અને તે મેહલમાંથી પોતાની કોલાહને શનિશ્ચર સેતારા સૂધી પુગાડે.

જ્યારે પેલા નોકરે તેને જોયો ત્યારે તે બેહરામને કહ્યું કે "આજનો દિવસ મુજ બન્દાની સાથ સાથી થઈ રહે."

શાહ પાછો ફર્યો અને તેની ખુરસી ઉપર બેઠો—અને તેનાં આવાં બુલંદ નસીબથી તાજુબી પોતે ગોયા વિસ્મય પામ્યો.

તે જવાન બાઝારે જઇને બસો ઇંડા લઈ આવ્યો—અને પોતાના શેઠને કહ્યું કે "ઓ પ્યારા સાહેબ! જરા થોભી જાઓ.

બદામનાં મગઝને તળીને—વાસી પનીર અને નર્મ રોટલી સાથે તૈયાર કરો.

કારણકે ગઈ રાતે તે એવાં ખાણાંની ખાહેશ કરતો હતો—માટે રોટલી લઇ જાઓ અને આવી રીતનું ખાણું તેને માટે બરાબર તૈયાર કરો.

પછી તે બેહરામની પાસે ગયો અને બોલ્યો કે "ઓ સવાર!—ગઈ રાતે તેં જે ચીઝોની માગણી કરી હતી,

તે હવે તારી ઈચ્છા અમો પુરી કરીશું—અને વળી સાથે બીજું પણ તાઝું અને નરમ નરમ ખાણું લાવીશું."

તે એટલું બોલ્યો અને પછી બાઝારમાં ગયો—અને ત્યાંથી જુદી જુદી જાતનો સામાન ખરીદ કર્યો.

તેણે શાકર, બદામ, મુરઘી અને હલવાન ખરીદયું—કે બેહરામનાં ખાણા માટેનો સણગાર સંપૂર્ણ કરે.

શરાબ, કેશર, કસ્તુરી અને ગોલાબ લઇ—તે જલ્દીથી ઘર તરફ પાછો ફર્યો.

પછી તે સારી સારી વાણીઓથી ભરેલો ખાણાંનો ખુમચો લઇ આવ્યો—તે જવાન મોટાં મનનો અને સારી બુદ્ધિવાળો હતો.

જ્યારે ખાણું ખાઇ રહ્યા ત્યારે શરાબથી ભરેલી જામ હાઝેર કીધી—તેણે પહેલાં પાદશાહ બેહરામને તે આપી.

એ પ્રમાણે ખાણું ખલાસ થયા પછી તેઓ ખુશ ખુશહાલ બન્યા ત્યાં સૂધી શરાબની જામ દમબદમ પીવા લાગ્યા.

ચુનીન્ ગોફ્તૂ બા મીઝ્બાન્ શહ્રૂયારૂ
કે બહ્રામ મારા ફ્રુનદ્ ખાસ્તારૂ
શુમા મય ગુસારીદો મસ્તાન્ શવીદ્
મજુમ્બીદ્ તા મય પરસ્તાન્ શવીદ્
બેમાલીદ્ શબ્દીઝો ઝીન્ બરૂ નેહાદ્
સુએ ગુલ્શન્ આમદ્ ઝે મય ગશ્તહ્ શાદ્
બબાઝારૂગાન્ ગોફ્ત ચન્દીન્ મકૂશ
બઅફ્ઝૂની અય મર્દે અર્ઝાન્ ફ્રૂશ
બદાન્ગી મરા દૂશ બેફ્રૂખ્તી
હમી ચશ્મે શાગેરૂદ્ બરૂ દૂખ્તી
કે મુર્ઘી ખરીદી ફ્રેઝૂન્ અઝ્ બહા
નેહાદી મરા દરૂ દમે અઝ્દહા
બેગોફ્ત ઈન્ બબાઝારૂગાનો બેરફ્ત
સુએ ગાહે શાહી ગોરાઝીદ્ તફ્ત
ચુ ખુરૂશીદ્ બેન્મૂદ્ બરૂ ચરૂખ તાજ
જહાન્બાન્ નેશસ્ત અઝ્ બરે તખ્તે આજ
બેફરૂમૂદ્ ખુસ્રવ બસાલારે બારૂ
કે બાઝારૂગાન્રા ફ્રુનદ્ ખાસ્તારૂ
બેયાવરૂદ્ શાગેરૂદ્ બા ઊ બહમ
યકી શાદ્ અઝીશાનો દીગરૂ દેઝમ
ચુ શાગેરૂદ્રા દીદ્ બેન્વાખ્તશ
બરે મેહ્તરાન્ શાદ્ બેન્શાખ્તશ
યકી બદ્રહ્ બોર્દન્દ્ નઝ્દીકે ઊય
કે ચૂન માહ્ શુદ્ જાને તારીકે ઊય
બબાઝારૂગાન્ ગોફ્ત તા ઝન્દઈ
ચુનાન્ દાન્ કે શાગેરૂદ્રા બન્દઈ
હમાન્ નીઝ્ હરૂ માહેયાનહ્ દો બારૂ
દેરમ શસ્ત ગન્જી બરૂ બરૂ શુમારૂ
બચીઝે તો ઊ સાઝે મેહ્માન્ ફ્રુનદ્
દેલે મર્દે આઝાદહ્ ખન્દાન્ ફ્રુનદ્
બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત ઝાન્ પસ કે શાહ્
ચુ ફારે જહાન્રા નદારદ્ નેગાહ્
ચે દાનદ્ કે મરૂદુમ ફ્રુદામસ્ત મેહ્
ચેગૂનહ્ શેનાસદ્ બદાન્રા ઝે બેહ્
ફ્રુનૂન્ અય ખેરદ્મન્દ્ દાનેશ પઝીરૂ
મગરૂ બાયદત યક્ સખુન યાદ્ગીરૂ
બખીલી મફ્રુન્ હીચ્ અગરૂ મર્દમી
હમાના કે કમ બાશી અઝ્ આદમી

પછી પાદશાહે પેલા મેઝબાનને કહ્યું-કે "હવે કદાચ શાહ બેહરામ મને બોલાવશે,

માટે તમો લોકો શરાબ પીઓ અને મસ્ત બનો-જ્યાં સુધી તમો મસ્ત બનો નહીં ત્યાં સુધી તમો ઉઠતા ના."

પછી પોતે ઉઠી પોતાના શબ્દીઝ ઘોડાને માલેશ કરી તેની ઉપર ઝીન મૂક્યું-અને પોતે શરાબથી ખુશી થઈને બાગ તરફ આવ્યો.

અને પેલા વેપારીને કહ્યું કે "ઓ ભલા માણસ! ઘણો લોભ ના રાખ અને જે વેચે તે સસ્તા ભાવે વેચ.

એક દાંગને ખાતેર તેં મારી આબરૂ લીધી-અને તારા નોકરને તેં પાણી ઉતાર કીધો. ૧૪૫

કારણ તે મુરઘી મોંઘી કીમતે ખરીદી લાવ્યો-અને તેથી મને અઝદહાનાં મોંમાં આપ્યો (એટલે મારી સાથે તું આટલો બધો ટંટો કરવા લાગ્યો)."

પેલા વેપારીને એટલું કહીને ત્યાંથી ચાલ્યો-અને પોતાના પાદશાહી તખ્ત તરફ ઝડપથી પાછો ફર્યો.

જ્યારે ખુરશીદે આસ્માન ઉપર પોતાનું તાજ દેખાડયું-ત્યારે દેશ રક્ષક પાદશાહ હાથીદાંતનાં તખ્ત ઉપર બિરાજ્યો.

પાદશાહે દરબારના વડા અમલદારને હોકમ કર્યો-કે "પેલા વેપારીને બોલાવી લાવે."

તે તેની સાથે તેના નોકરને પણ લઈ આવ્યો-તેઓમાંનો એક ખુશહાલ અને બીજો ગમગીન હતો.

જ્યારે પાદશાહે પેલા નોકરને જોયો ત્યારે તેને નવાઝયો-અને મોટાં માણસોની નઝદીક તેને ખુશહાલ બેસાડયો.

પછી એક પૈસાની થેલી તેની નઝદીક લઈ જવામાં આવી-કે જેથી તેનો ગમગીન જીવ માહતાબની મિસાલ રોશન બન્યો.

પાદશાહે પેલા વેપારીને કહ્યું કે "જ્યાં સુધી તું જીવતો છે-ત્યાં સુધી એમ સમજજે કે આ તારા નોકરનો તું ગોલામ છે.

તેમજ મહિનામાં બે મરતબે-તારા ખઝાનામાંથી સાઠ દિરમ તું તેને ગણી આપજે.

તે તારેજ પૈસે મેહમાનોની મેહમાનદારી કરશે-અને સદગુણી લોકનાં દિલ ખુશહાલ કરશે." ૧૪૬

ત્યાર બાદ તેણે પોતાના વઝીરને એ પ્રમાણે કહ્યું કે "પાદશાહ-જ્યારે દેશના વહિવટની સંભાળ નહીં રાખે,

ત્યારે તે કેમ જાણે કે મોટાં દિલનો માણસ કોણ છે?-અને સારા માણસોમાંથી બૂરાઓને કેમ પિછાની શકે?"

હવે ઓ અકલમંદ અને અનુભવ મેળવવાનો શોક ધરાવનાર મર્દ!-જો તને ગમે તો આ એક વાત ભૂલતો ના.

જો તું માણસાઈપણાંના ગુણ ધરાવતો હોય તો જરા પણ કંજુસપણું દેખાડતો ના-નહીં તો કે તું માણસમાં ખપશે નહીં.

## કોશતને બહ્રામ્ અઝ્દહારા વ રફ્તને ઊ બખાનએ દેહ્કાન્.

હમી બૂદ્ યક્ચન્દ્ બા મેહ્તરાન્
મયે રઊશનો જામો રામેશગરાન્
બહારૂ આમદો ખાક્ શુદ્ ચૂન બેહેશ્ત
બરૂએ ઝમીન્ બરૂ હવા લાલહ્ કેશ્ત

## બેહરામનું અઝદહાને મારવું અને તેનું એક દેહકાનનાં ઘરમાં જવું.

એ પ્રમાણે બેહરામ થોડોક વખત પોતાના સરદારો સાથ તેમજ લાલ શરાબ, મયની જામ અને રામશગરો સાથ રહેવા લાગ્યો.

હવે બહારની મોસમ આવી અને ઝમીન બેહેશ્તના બાગની મિસાલ બની-અને ઝમીનની સપાટી ઉપર હવાએ ગુલ લાલાનાં ફૂલ ઉગાડયાં.

હમહ્ બૂમહા પુરૂ ઝે નખ્ચીરૂ ગશ્ત
બજૂય આબ્હા ચૂન મયો શીરૂ ગશ્ત
ગોરાઝીહને ગૂરો આહૂ બશાખ
કશીદન્દ બરૂ સબ્ઝ હરૂ જાય નખ
હમહ્ જૂયબારાન્ પુરૂ અઝ સુશ્કદમ
બગેરૂદ આન્ ગુલે નારૂ મી શુદ બખમ
૧૪૭ બેગોફતન્દ બા શાહે બહ્રામ ગૂરૂ
કે શુદ દીરૂ હન્ગામે નખ્ચીરે ગૂરૂ
ચુનીન્ દાદ પાસોખ કે મર્દી હઝારૂ
ગુઝીન્ કરૂદ બાયદ ઝે લશ્કરૂ સવારૂ
બેયાવરૂદ બાયદ હમહ્ યૂઝો બાઝ
હમાન્ ચર્ઘો શાહીને ગર્દનફરાઝ
અઝ ઈદરૂ સુએ તૂરૂ બાયદ શુદન્
બેબાયદ બનખ્ચીરૂ માહી બુદન્
સુએ તૂરૂ શુદ શાહે નખ્ચીરૂ જૂય
જહાન્ દીદ યકૂસરૂ પુરૂ અઝ રન્ગો બૂય
ઝે ગૂરો ઝે ઘોર્મો ઝે આહૂ જેહાન્
બેપર્દાખ્તન્દ આન્ દેલાવરૂ મેહાન્
દો રૂઝ અન્દરાન્ કારૂહા શુદ દેરન્ગ્
હમી બૂદ બહ્રામ બા મય બચન્ગ્
સેદીગરૂ ચુ બેફ્રૂખ્ત ખુરૂશીદ તાજ
ઝમીન્ ઝરૂદ શુદ કૂહો દર્યા ચુ આજ
બનખ્ચીરૂ શુદ શહ્રૂયારે દેલીરૂ
યકી અઝ્દહા દીદ ચૂન નરૂરહ્ શીરૂ
બબાલાએ આન્ મૂય બુદ બરૂ સરશ
દો પેસ્તાન્ બેસાને ઝનાન્ દરૂ બરશ
૧૪૮ કમાનરા બઝેહ્ કર્દો તીરે ખદન્ગ્
બેઝદ બરૂ બરે અઝ્દહા બી દેરન્ગ્
દેગરૂ તીરૂ ઝદ બરૂ મેયાને સરશ
ફેરૂરીખ્ત ખૂનાબો ઝહ્રૂ અઝ બરશ
ફેરૂદ આમદો ખન્જરી બરૂ કશીદ
સરાસરૂ બરે અઝ્દહા બરૂ દરીદ
યકી મરૂદે બરૂના ફેરૂબોર્દહ્ બૂદ
બખૂનો બઝહ્રૂ અન્દરૂ અફ્સોરૂદહ્ બૂદ
બરાન્ મરૂદ બહ્રામ બેગ્રીસ્ત ઝારૂ
વઝાન્ ઝહ્રૂ શુદ ચશ્મે બહ્રામ તારૂ
બેરૂન્ કરૂદ મરૂ મરૂદરા અઝ બરશ
કે હરૂગેઝ મબાદા બરશ બા સરશ
હમી રાન્દ હયરાનો પીચાન્ બરાહ્
બખાબો બઆબ્ આરૂઝૂમન્દ શાહ્
ચુનીન્ તા બઆબાદ જાઈ રસીદ
ઝે હામૂન સુએ દરૂ સરાઈ રસીદ
ઝની દીદ બરૂ કેત્ફે ઊ બરૂ સબૂય
ઝે બહ્રામે ખુસ્રવ બેપૂશીદ રૂય
બદુગોફ્ત બહ્રામ કન્દરૂ સેપન્જ
દેહન્દ મરૂ ગુઝશ્તન્ બેબાયદ બરન્જ
૧૪૯ ચુનીન્ ગોફ્ત ઝન્ કય નબર્દહ્ સવારૂ
તો ઈન્ ખાનહ્ ચૂન ખાનએ ખીશદારૂ
ચુ પાસોખ શનીદ અસ્પ દરૂ ખાનહ્ રાન્દ
ઝને મીઝબાન્ શૂયરા પીશ ખાન્દ

તમામ ઝમીન શેકારથી ભરેલી બની-નદીનાં પાણી મય અને દૂધની માફકનાં મીઠાસ ભરેલાં થયાં.

પહાડી ઝમીન ઉપર ગોરખર અને હરણ લાડ કરવા લાગ્યાં-અને તેઓની હારની હાર લીલોતરી ભરી જગ્યા ઉપર જગે જગે ખેંચાઈ.

તમામ નદી નાળાં જળ કુકડીઓથી ભરેલાં હતાં-તેઓની કિનારી ઉપર દાડમનાં ફૂલો નીચે ઝુલતાં હતાં.

જેથી પેલા મજલેસીઓએ પાદશાહ બેહરામ ગૂરને કહ્યું-કે "આપણને ગોરખરનો શેકાર કીધાને ઘણો લામ્બો વખત થઈ ગયો છે."

ત્યારે પાદશાહે એવો જવાબ દીધો કે "આપણાં લશ્કરના સવારોમાંથી એક હઝાર મર્દો ચુંટી કાઢો.

સઘળા શેકારી કુતરા અને શકરા તેમજ બાઝ પક્ષી અને ગર્દનફરાઝ શાહીન પક્ષી મંગાવો.

આપણે અહીંથી તુરાનના મુલક તરફ જઇયે-અને ત્યાં શેકાર કરવામાં એક મહિનો ગુઝારીયે."

એવી રીતે શેકારનો શોકીન પાદશાહ તુરાન તરફ ગયો-ત્યાંની ઝમીન તેને સઘળી ખુશ્નુમા દેખાઈ,

પેલા બહાદુર સરદારોએ ગોરખર, ગેઢાં અને હરણનો શેકાર કરી તે મુલક સઘળો ખાલી કરી નાખ્યો.

તે શેકાર કરવાના કામમાં તેઓએ બે દિવસ લીધા-સઘળો વખત પાદશાહ બેહરામ પોતાના હાથમાં મયની જામ સાથ પસાર કરવા લાગ્યો.

ત્રીજે દહાડે જ્યારે ખુરશીદે પોતાનું તાજ રોશન કીધું-અને ઝમીન સોનેરી બની તેમજ પહાડ અને દર્યા સફેદ થયા,

ત્યારે દિલાવર પાદશાહ પાછો શેકારે નીકળ્યો-જ્યાં તેણે નરે શેરની મિસાલનો એક અઝદહા જોયો.

જેનાં માથાં ઉપરના બાલ તેની ઊંચાઇ જેટલા લામ્બા-તેમજ તેની છાતી ઉપર સ્ત્રીઓની માફક બે થાન હતાં.

તેણે પોતાની કમાનને ચિલ્લો ચઢાવ્યો અને એક ખદંગી તીર-વગર ઢીલે તે અઝદહાની છાતી ઉપર માર્યો.

બીજો તીર તેનાં માથાંની વચ્ચે માર્યો-જેથી તેની છાતીમાંથી લોહી અને ઝેહર વહેવા લાગ્યું.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એક ખંજર ખેંચ્યું-અને તે અઝદહાની છાતી તેણે ચીરી નાખી.

તે અઝદહા એક જવાન મર્દને ગળી ગયો હતો-તેમજ લોહી અને ઝેહરમાં તે થંડો થઇ ગયો હતો.

તે શખ્સ ઉપર બેહરામ ઘણોક રડયો-તે ઝેહરથી બેહરામની આંખે અંધારાં આવવાં લાગ્યાં.

તે અઝદહાની છાતીમાંથી તે મર્દને બાહેર કાઢયો-અને બોલ્યો કે "તેનાં સર સાથે અઝદહાની છાતી કદી પણ જોડાતી ના."

પછી તે ઊંઘને માટે તેમજ પાણીને માટે ખાહેશમંદ બનેલો પાદશાહ-હયરાન અને સરગર્દાન રાહમાં આગળ ચાલવા લાગ્યો.

એમ કરતાં પાદશાહ પેલા જંગલમાંથી એક વસ્તીવાળી જગ્યામાં એક ઘરના દરવાઝા આગળ આવી પુગ્યો.

ત્યાં તેણે એક બાઇને જોઇ કે જેની ખાંધ ઉપર એક પાણીનો ઘડો હતો-તેણીએ પાદશાહ બેહરામને જોઇને પોતાનું મોં ઢાંકી દીધું.

બેહરામે તેને પૂછયું કે "અહીં ઉતારો-મળશે કે નિરાશ થઇ અત્રેથી ચાલી જવું પડશે?"

પેલી બાઇએ જવાબ દીધો કે "ઓ બહાદુર સવાર!-તું આ ઘરને તારૂં પોતાનુજ ઘર સમજજે."

જ્યારે પાદશાહે એવો જવાબ સાંભળ્યો ત્યારે તે મકાનના કમ્પાઉન્ડમાં ઘોડો ચલાવ્યો-પેલી મેઝબાન અઉરતે પોતાના ધણીને નઝદીક બોલાવ્યો.

બદૂ ગોફૂત કાહૂ આરો અસ્પશ બેમાલ
ચુ વક્તે જવ આયદ બેકુન દરૂ જુવાલ
ખુદ આમદ બજાઈ કે બૂદશ નેહોફૂત
ઝે પીશ અન્દરૂન રફ્તો ખાનહૂ બેરોફૂત
હસીરી બેગુસ્તર્દો બાલેશ નેહાદ
બબહુરામ બરૂ આફ્રીન કરૂદ યાદ
સુએ ખાનએ આબ્ શુદ આબ્ બોરૂદ
હમહૂ દરૂ નેહાન્ શૂયરા બરૂ શુમોરૂદ
કે ઈન્ મરૂદે અબ્લહૂ બેમાનદ બજાય
હરાન્ગહૂ કે બીનદ કસી દરૂ સરાય
નબાશદ ચુનીન્ કારૂ કારે ઝનાન્
મનમ લશ્કરી વારૂ દન્દાન્ કનાન્
બેયાવરૂદ ખાનીઓ બેન્હાદ રાસ્ત
બરૂ તરૂરહો સરૂકહો નાનો માસ્ત
બેશુદ શાહૂ બહુરામો રોખરા બેશોસ્ત
કઝાન્ અઝ્દહા બૂદ નાતન્દુરોસ્ત
બેખોરૂદ અન્દકી નાનો નાલાન્ બેખોફૂત
બદસ્તારે ચીની રોખ અન્દરૂ નેહોફૂત
ચુ અઝ્ ખાબ્ બીદારૂ શુદ ઝન બશૂય
હમી ગોફૂત કય ઝેશ્ત નાશોસ્તહૂ રૂય
બરહૂ કોશ્ત બાયદ તોરા કીન્ સવારૂ
બુઝોર્ગસ્ત વઝ તોખ્મએ શહૂરૂયારૂ
કે બુઝે કયાન્ દારદો ફરૂરે માહૂ
નમાનદ હમી જોઝ બબહુરામ શાહૂ
ચુનીન્ ગોફૂત બા ઝન ફેરૂમાયહૂ શૂય
કે ચન્દીન્ ચેરા બાયદ ઈન્ ગોફૂત ગૂય
નદારી નમકૂ સૂદો હીઝમ ન નાન્
ન શબ્ દૂકૂ રીસી હમી ચૂન્ ઝનાન્
બરહૂ કોશ્તીઓ ખુર્દો રફ્તૂ ઈન્ સવારૂ
તો શવ ખુરૂ બઅઝ્બૂહી અન્દરૂ ગુઝારૂ
ઝમેસ્તાનો સરૂમાઓ બાદે દમાન્
બપીશ આયદત બીગુમાન્ યકૂઝમાન્
હમી ગોફૂત અઝ્બાઝો નશ્નીદ ઝન્
કે હમ નીકૂ ઝન્ બૂદો હમ રાયઝન્
બરહૂ કોશ્ત શઉહરૂ બફર્જામે કારૂ
બગોફૂતારે આન્ ઝન્ ઝે બહરે સવારૂ
ચુ શુદ કોશ્તહૂ દીગી હરીસહૂ બેપોખ્ત
બુરીદ આતેશ અઝ હીઝમે નીમ સોખ્ત
બેયાવરૂદ ખાની બરે શહૂરૂયારૂ
બરૂ ખાયહો તરૂરએ જૂયબારૂ
યકી પાય બેર્યાન્ બેબોરૂદ અઝ બરહૂ
હમાન્ પોખ્તહૂ ચીઝી કે બુદ યકૂસરહૂ
ચુ બહુરામ દસ્ત અઝ ખુરેશહા બેશોસ્ત
હમી બૂદ બીખાબો નાતન્દુરોસ્ત
ચુ શબ્ કરૂદ બરૂ આફૂતાબ્ અન્જુમન
બેયાવરૂદ મય બા યકી રૂદઝન
બદૂ ગોફૂત શાહૂ અય ઝને કમ સોખુન
યકી દાસ્તાન્ ગૂય બા મન કોહુન
બદાન્ તા બગોફૂતારે તૂ મય ખરીમ
બમય દર્દો અન્દૂહરા બેશ્કરીમ

તેને કહ્યું કે "ઘાસ લાવ અને તેના ઘોડાને માલિશ કર-અને જ્યારે દાનાનો વખત થાય ત્યારે તેને તોબરો ચઢાવજે."

પછી પોતે પોતાના ઓરડામાં ગઈ-અને છેકવેરથી તે ઘર વારી કાઢયું.

તેણે સાદડી પાંથરી અને તકયો મૂકયો-અને બેહરામની ઉપર દુઆ કરવા લાગી.

તેણી પાણી ભરવાની જગ્યાએથી પાણી ભરી લાવી-અને પોતાના ધણી માટે મનમાં બડબડવા લાગી,

કે "આ બેવુકૂફ મર્દ જ્યારે કોઈ ઘરમાં પરોણો આવે છે ત્યારે બેસીજ રહે છે.

આવું કામ કાંઇ બૈરાંઓનું નથી-હું તો સીપાઈ મિસાલ દાંત કચ-કચાવતી રહું છું."

પછી તેણી ખાણાનો ખુમચો લઈ આવી ત્યાં મૂકયો-તેની અંદર તરકારી, સરકો, રોટી અને દહી હતું.

પાદશાહ બેહરામે જઈ હાથ મોઢું ધોયું-કારણકે તે અઝદહાને મારવાથી થાકી ગયલો હતો.

તેણે થોડુંક ખાધું અને મોઢાં ઉપર ચીનાઇ બનાવટની પીછોડી ઢાંકી, કાંસ્તો કાંસ્તો સૂઈ ગયો. ૧૫૦

પેલી બૈરી જ્યારે ખાબથી બેદાર થઇ ત્યારે ધણીને કહેવા લાગી કે "ઓ મોં ધોયા વગરના નસૂગ!

તારે એક પણ હલવાન કાપવું જોઇયે કારણ આ સવાર-કોઈ મોટા અને પાદશાહી ખાન્દાનનો લાગે છે.

કેમકે એ પાદશાહી કદ અને માહતાબ જેવો ઝળકાટ ધરાવે છે-તેથી એ પાદશાહ બેહરામ સિવાય કોઇ બીજો હોય નહીં."

તે કમીના ખાવંદે પોતાની બાયડીને કહ્યું-કે "એટલી બધી બકબક શા માટે કરે છે?

નથી તારી પાસે આંથેલું ગોશ્ત કે નથી લાકડાં કે નથી રોટલી-કે નહીં તું બીજી સ્ત્રીઓની પખે રેંટિયો કાંતતી.

તું બકરૂં કાપશે અને આ સવાર ખાઇને ચાલી જશે-માટે ખોરાક હોય તેને તેની વખારમાં રહેવા દે.

કારણકે શિયાળો બેશક આવશે અને થડો પવન ફુંકશે અને રૂતુ ઝર્દ થશે-ત્યારે તે આપણને એક વખત કામ લાગશે."

તેનો માટી એ પ્રમાણે બોલવા લાગ્યો પણ તે અઉરતે કાંઇજ સાંભળ્યું નહીં-કારણકે તે એક ભલી અને સમજુ બાઇ હતી.

આખરે તે બાઈના કહેવાથી પેલા સવારને માટે તે ધણીએ એક હલવાન કાપ્યું.

જ્યારે હલવાન કપાઇ રહ્યું ત્યારે તેણીએ અડધાં બળેલાં લાકડાંથીજ ચૂલો સળગાવી એક તપીલી ભરી હરીસો રાંધ્યો. ૧૫૧

પછી પાદશાહ બેહરામની આગળ એક ખાણાંનો ખુમચો લાવી-જેમાં ઇંડાં અને કિનારે ઉગેલી ભાજી તરકારી હતી.

વળી તેની આગળ હલવાનની એક ભુંજેલી ટાંગ પણ લઇ ગઇ-તેમજ બીજું જે કાંઇ તેણીએ રાંધ્યું હતું તે સઘળું હતું.

જ્યારે બેહરામે ખાણું ખાઇને હાથ ધોયા-ત્યારે તેને ઊંઘ આવતી ન હતી અને હજુ તે માંદો જેવોજ હતો.

જ્યારે સીઆહ રાતે આફતાબ ઉપર પોતાનું લશ્કર ભેગું કર્યું-ત્યારે પેલી બાઈ મય અને એક ગાનારીને લઇ આવી.

પાદશાહે તેને કહ્યું કે "ઓ થોડું બોલનારી ઓરત!-તું મને કાંઈ આગળા વખતની વાત કહી સંભળાવ.

કે જેથી તારી વાત થાય ત્યાં સુધી આપણે મય પીયા કર્યે-અને મય પીધાથી આપણું દુ:ખ અને ગમ દૂર કર્યે.

બતૂ દાસ્તાન્ નીઝ કરૂદમ ચલહુ
અઝીન્ શાહત આઝાદીઅસ્ત અરૂ ગલહુ
ઝને કમ સખુન્ ગોફૂત આરી નેફૂસ્ત
હમ આધાઝો ફર્જામે હરૂ કારૂ અઝૂસ્ત
બદૂ ગોફૂત બહ્‌રામ કે ઇનસ્તો બસ
વઝૂ દાદો ખૂબી ન બીનન્દ કસ
૧૫૨ ઝને પુરૂ મનેશ ગોફૂત કય પાકુરાય
બદીન્ દેહૂ ફેરાવાન્ કસસ્તો સરાય
હમીશહુ ગુઝારે સવારાન્ બુવદ
ઝે દીવાનો અઝ કારૂદારાન્ બુવદ
યકી નામ દોઝદી નેહદ બરૂ કસી
કે ફર્જામ અઝાન્ રન્જ બીનદ બસી
બેફૂશદ ઝે બહુરે દેરમ પન્જ શશ
કે નાખુશ કુનદ બરૂ દેલશ રૂઝે ખશ
ઝને પાકુ તન્‌રા બઆલૂદગી
બરદ નામો યાઝદ બબીહૂદગી
ઝેયાની બુવદ કાન્ નેયામદ બગન્જ
ઝે શાહે જહાન્‌દારૂ ઈનસ્ત રન્જ
પુરૂ અન્દીશહુ શુદ ઝાન્ સખુન શહુરૂયારૂ
કે બદ શુદ વરા નામ અઝાન્ પાયકારૂ
બદેલ ગોફૂત પસ શાહે યઝદાન્ શેનાસ
કે અઝ દાદગરૂ કસ નદારદ સેપાસ
દુરેશતી કુનમ ઝીન્ સેપસ રૂઝ ચન્દ
કે પયદા શવદ મેહુરો દાદ અઝ ગઝન્દ
બદીન્ તીરહુ અન્દીશહુ પીચાન્ નખોફૂત
હમહુ શબ્ દેલશ બા સેતમ બૂદ જોફૂત
૧૫૩ બદાનગહુ કે ખુરૂ ચાદરે મુશ્કબૂય
બેદરૂરીદો બરૂ ચરૂખ બેન્મૂદ રૂય
બેયામદ ઝન્ અઝ ખાનહુ બા શૂય ગોફૂત
કે હરૂકારહો આતેશ આરૂ અઝ નેહોફૂત
ઝે હરૂગૂનહુ તોખ્મ અન્દરૂ અફૂગન્ બઆબ્
નબાયદ કે બીનદ વરા આફૂતાબ્
કુનૂન તા બેદૂશમ મન્ અઝ ગાવ શીરૂ
તો ઈન્ કારે હરૂકારહુ આસાન્ મગીરૂ
બેયાવરૂદ ગાવ અઝ ચરાગાહે ખીશ
ફેરાવાન્ ગેયા બોર્દો બેન્હાદ પીશ
બેપેસ્તાનશ બરૂ દસ્ત માલીદો ગોફૂત
બનામે ખુદાવન્દે બી યારો જોફૂત

તેહી દીદ પેસ્તાને ગાવશ ઝે શીરૂ
દેલે મીઝબાને જવાન્ ગશ્ત પીરૂ
ચુનીન્ ગોફૂત બા શૂય કય કદખોદાય
દેલે શાહે ગીતી દેગરૂ શુદ બરાય
સેતમગારૂ શુદ શહુરૂયારે જેહાન્
દેલશ દુશ પીચાન્ શુદ અન્દરૂ નેહાન્
બદૂ ગોફૂત શૂય અઝ ચે ગૂઈ હમી
બફાલે બદ અન્દરૂ ચે પૂઇ હમી
૧૫૪ ચુનીન્ ગોફૂત ઝન્ કય ગેરાન્‌માયહુ શૂય
મરા બીહુદહૂ નીસ્ત ઈન્ ગોફૂતગૂય

હું તનેજ વાત કરવાનું સોંપું છું-માટે કહે કે પાદશાહથી તમોને છુટાપણું મળે છે કે કાંઈ ફર્યાદ કહેવાની છે?"

તે થોડું બોલનાર સ્ત્રીએ જવાબ આપ્યો કે "હા, તે ઠીક છે-દરેક કામની શુરૂઆત અને સેવટ પણ તેનાથીજ છે."

બેહરામે તેને કહ્યું કે "બસ એટલુંજ?-મેં તો સાંભળ્યું કે કોઈ તેનામાં ઇન્સાફ કે ખૂબી જોતુંજ નથી."

પેલી મોટાં દિલની અઉરત બોલી કે "ઓ પાક વિચારના શખ્સ!-આ ગામડાંમાં ઘણાક શખ્સો રહે છે અને મકાનો પણ છે.

તેમજ હમેશે સવારોની અને કચેરીના બીજા કામદાર માણસોની આવજાવ હોય છે.

કોઈ સવાર એક ગામડિયા ઉપર ચોરીનું તોહમત મૂકે છે-અને તેથી તેને ઘણું દુઃખ વેઠવું પડે છે.

ફકટ પાંચ છ દિરમ મેળવવા માટે તે આવું કામ કરે છે-અને તેમ કરી તે બીચારાનો સુખી દિવસ અભાગિયો કરી મેલે છે.

અથવા તો કોઈ પાકદામન અઉરતને બદનામ કરે છે અને તેણીને ફોકટમાં સતાવે છે.

આ આફત છે કેમકે એથી કાંઇ શાહી ખઝાનો ભરાતો નથી દેશ રક્ષક પાદશાહ તરફથી આ દુઃખ પડે છે."

તેણીની વાત સમજી પાદશાહ અંદેશા ભરેલો થયો-કે "પોતાના તેહસીલદારથીજ તેનું નામ બૂરૂં બન્યું."

પછી તે યઝદાનને પિછાનનાર પાદશાહ પોતાનાં મનમાં બોલવા લાગ્યો-કે "એક દાદગર પાદશાહને કોઇ વખાણતું નથી,

તો હવે પછી થોડાક દહાડા હું રૈયતનાં લોકો ઉપર સખતાઇ વાપરૂં-કે જેથી કરીને તેમની ઉપર પડતી આફતથી મારી માયા અને ઈન્સાફ ઝાહેર થશે."

એવા સીઆહ વિચારોના વમળમાં તેને ઉંઘ પણ આવી નહીં-આખી રાત તેનું દિલ સિતમ ગુઝારવાના વિચાર સાથ જોડાયલું હતું.

જ્યારે ખુરશીદે કાળી કસ્તુરીની ખુશબોવાળી ચાદર-ફાડી કાઢી આસ્માન ઉપર પોતાનો ચેહરો બતાવ્યો,

ત્યારે તે બાઈ પોતાનાં ઘરમાંથી બાહેર આવી અને પોતાના વરને કહેવા લાગી-કે "જા, ઘરમાંથી તપીલી અને આતશ બાહેર લાવ.

બધી જાતનો અનાજ પાણીમાં ભિંજવ-અને સંભાળજે તેમાં સૂર્યનો તડકો પડવા ના દેતો.

હાલ હું ગાયનું દૂધ દોહોતું છું ત્યાં સૂધી-તું આ તપીલીમાંનાં કામને સંભાળજે. બેદરકાર ના રહેતો."

તે પોતાના ખેતરમાંથી ગાય લઇ આવી-ઘણુંક ઘાસ લઇ જઇ તેની આગળ નાખ્યું.

ત્યાર બાદ ખોદાતાલા કે જેનો કોઈ સાથી કે જોડિયો નથી તેનું નામ તેણીએ ઝબાન ઉપર લીધું અને દૂધ દોહવા માટે તે ગાયનાં થાન ઉપર પોતાના હાથ મસળ્યા.

પણ પેલી ગાયનાં થાન દૂધથી બિલકુલ ખાલી જોયાં-જેથી પેલી જવાન મેઝબાન બાઈનું દિલ ઘરડું બની ગયું.

તુરત તેણી પોતાના ધણીને કહેવા લાગી કે "ઓ ખાવંદ!-આપણાં દેશના પાદશાહનું દિલ ફરી ગયું છે.

આ મુલકનો પાદશાહ ઝુલ્મગાર બન્યો છે-ગઇ રાતેજ અંદરખાનેથી તેનું મન ફરી ગયું છે."

તેનો ખાવંદ બોલ્યો કે "તું શા ઉપરથી એમ બોલે છે?-અને એવા અપશુગન શા માટે માગે છે?"

તેની બાયડીએ કહ્યું કે "ઓ મારા વહાલા ધણી!-હું આ વાત કાંઈ અમથીજ નથી બોલતી.

ચુ બીદાદ્દગરૂ શુદ જહાન્દારૂ શાહ્
બગરૂદૂન્ નતાબદ બેબાયેસ્ત માહ્
બપેસ્તાન્હા દરૂ શવદ શીરૂ ખુશ્ક
નબાશદ બનાફેહ્ દરૂન્ બૂએ મુશ્ક
ઝેનાઓ રેયા આશ્કારા શવદ
દેલે નરૂમ ચૂન્ સન્ગે ખારા શવદ
બદશ્ત અન્દરૂન્ ગોરૂગ્ મરદુમ ખરદ
ખેરદમન્દ ખુઈજદ અઝ્ બીખરદ
શવદ ખાયહ્ દરૂ ઝીરે મુર્ઘાન્ તબાહ્
હરાન્ગહ્ કે બીદાદ્દગરૂ ગશ્ત શાહ્
ચરાગાહે ઈન્ ગાવ કમ્તરૂ નબૂદ
હમ આબેશ્ખરશ નીઝ્ બદતરૂ નબૂદ
બપેસ્તાન ચુનીન્ ખુશ્ક શુદ શીરે ઊય
દેગરૂ ગૂનહ્ શુદ રન્ગે આઝીરે ઊય
ચુ શાહે જહાન્ ઈન્ સુખુન્હા શુનૂદ
પશીમાની આમદશ અઝ્ અન્દીશહ્ ઝૂદ
બયઝ્દાન્ ચુનીન્ ગોફૂત કય કેર્દગારૂ
તવાનાઓ દારન્દએ રૂઝ્ગારૂ
અગરૂ તાબ્ ગીરદ દેલે મન્ ઝે દાદ
અઝાન્ પસ મરા તખ્તે શાહી મબાદ
ઝને ફરૂરોખે પાક યઝ્દાન્ પરસ્ત
દેગરૂ બારહ્ બરૂ ગાવ માલીદ દસ્ત
બનામે ખોદાવન્દ ઝદ દસ્તો ગોફૂત
કે બીરૂન ગુઝારી તો શીરૂ અઝ્ નેહોફૂત
ઝે પેસ્તાને ગાવશ બેબારીદ શીરૂ
ઝને મીઝ્બાન્ ગોફૂત કય દસ્તગીરૂ
તો બીદાદ્દગરૂ કર્દઈ દાદ્દગરૂ
વગરૂનહ્ નબૂદી વરા ઇન્ હોનરૂ
વઝાન્પસ ચુનીન્ ગોફૂત બા કદખોદાય
કે બીદાદ્દરા દાદ શુદ બાઝ્ જાય
તો બા ખન્દહો રામેશી બાશ અઝીન્
કે બખ્શૂદ બરૂ મા જહાન્ આફ્રીન્
બહરૂકારહ્ ચૂન્ શીર્બા પોખ્તહ્ શુદ
ઝનો મરૂદ અઝાન્ કારૂ પરૂદાખ્તહ્ શુદ
બનઝ્દીકે મેહ્માન્ શુદ આન્ પાકરાય
હમી બોરૂદ ખાન્ અઝ્ પસશ કદખોદાય
નેહાદ અઝ્ બરશ કાસએ શીરૂબા
ચે નીકૂ બુદી ગરૂ બુદી ઝીરૂબા
અઝાન્ શીર્બા શાહ્ લખ્તી બેખરૂદ
ચુનીન્ ગોફૂત બા આન્ ઝને નીકમરૂદ
કે ઈન્ તાઝેયાનહ્ બદરૂગાહ્ બરૂ
બેયાવીઝ્ જાઈ કે બાશદ ગુઝરૂ
નેગહ્ કુન્ યકી શાખે બરૂતરૂ બલન્દ
નેયાયદ કે અઝ્ બાદ યાબદ ગઝન્દ
વઝાન્પસ બેબીન્ તા કે આયદ ઝે રાહ્
હમી કુન્ બરીન્ તાઝેયાનહ્ નેગાહ્
ખોદાવન્દે ખાનહ્ બેપૂઇદ સખ્ત
બેયાવરૂદ આન્ શીબ્રા બરૂ દેરખ્ત
હમી દાશ્ત આન્રા ઝમાની નેગાહ્
પદીદ આમદ અઝ્ રાહ્ બીમરૂ સેપાહ્

જ્યારે દેશનો રક્ષક પાદશાહજ ઝુલ્મગાર બને છે-ત્યારે આસ્માન ઉપર માહતાબ પણ ઝળકાટ આપતો નથી.

જાનવરોનાં થાનોમાં દૂધ સૂકાઈ જાય છે-અને હરણની કોથળીમાં કસ્તુરીનો વાસ રહેતો નથી.

વ્યભિચાર અને ફનફરેબ ઝાહેર થાય છે-નર્મ રેશમ જેવાં દિલ સખ્ત પત્થરની મિસાલનાં થઈ જાય છે.

જંગલમાં વરૂ માણસને ફાડી ખાય છે-અકલમંદ માણસ બેવુકૂફો આગળથી નાસી જાય છે.

જ્યારે પાદશાહ ઝુલ્મગાર બને છે-ત્યારે પક્ષીઓની હેઠલનાં ઇંડાં પણ કોહી જાય છે.

આ ગાયની ચરવાની જગ્યા કાંઈ થોડી નહીં હતી-તેમજ તેનું પાણી પીવાનું તળાવ પણ કાંઇ ખરાબ નહીં હતું.

છતાં થાનમાં દૂધ સૂકાઇ ગયું છે-અને તેનાં પીવાનાં તળાવમાંનાં પાણીનો રંગ બીજીજ રીતનો થઇ ગયો છે."

જ્યારે દેશના પાદશાહે તેઓની આવી રીતની વાતચિત્ત સાંભળી-ત્યારે પોતાના તે ખરાબ વિચાર માટે જલ્દીથી પશેમાન થયો.

તે ખોદાતાલાને એ પ્રમાણે કહેવા લાગ્યો કે "ઓ જેહાનના પયદા કરનાર-સર્વ શક્તિમાન અને ઝમાનાને પાયદાર રાખનાર સાહેબ!

જો મારૂં દિલ ઈન્સાફથી ફરે-તો હવે પછીથી પાદશાહી તખ્ત મને હોતુંજ ના!" ૧૫૫

હવે પેલી પાક યઝદાનની પરસ્તેશ કરનારી મુબારક અઉરતે-બીજી મરતબે પેલી ગાય ઉપર હાથ ફેરવ્યો.

અને ખોદાનું નામ લઈ ગાયનાં થાન ઉપર હાથ મેલીને બોલી-કે "ઓ ખોદા! તું એની અંદરથી દૂધને પાછું વહેતું કર."

તુરત તેની ગાયનાં થાનમાંથી દૂધની ધાર પડવા લાગી-એ જોઈ તે મેઝબાન અઉરત બોલી કે "ઓ મદદના કરનાર સાહેબ!

તેંજ પેલા ઝુલ્મગાર પાદશાહને પાછો ઇન્સાફી બનાવ્યો છે-નહીં તો તેનામાં આવી ખૂબી પાછી આવતે નહીં."

ત્યાર પછી તેણીએ પોતાના ધણીને એમ કહ્યું-કે "ઝુલ્મની જગ્યાએ પાછો ઇન્સાફ આવ્યો છે.

તું હવે હસતો અને ખુશહાલ બન-કારણકે ખોદાતાલાએ આપણી ઉપર બક્ષેશ કીધી છે.

જ્યારે વાસણમાં ખીર રંધાઇ રહી-અને ઓરત અને મરદ તે કામથી ફારેગ થયાં.

ત્યારે તે પાક વિચારની બાનૂ મેહમાનની નઝદીક ગઇ-તેની પછાડી ઘર ધણી ખાણું લઇ ચાલ્યો.

તેની આગળ ખીરનો કાંસિયો મૂકયો-અગર તેમાં સેરવો હતે તો કેવું સારૂં થતે?

તે ખીરમાંથી પાદશાહે થોડીક ખાધી-અને તે ભલી બાઇને એમ કહ્યું, ૧૫૬

કે "આ ચાબુક પાદશાહની દરગાહ આગળ લઇ જા-અને જે જગ્યાએ કે માણસોની આવજાવ હોય ત્યાં એને ટાંગી મૂક.

કોઈ સારાં જેવાં ઊંચાં ઝાડની એક ડાળી શોધી કાઢી તે ઉપર લટકાવ-એવું નહીં થાય કે તેને પવનથી કશું નુકસાન પુગે.

ત્યાર બાદ તું જોજે કે રસ્તેથી કોણ કોણ આવે છે?-અને તું આ ચાબુક ઉપર પણ ધ્યાન રાખજે."

તે ઘરનો માલેક શેતાબ દોડયો-અને તે ચાબુકને એક ઝાડ ઉપર લટકાવ્યો.

તે થોડોક વખત પેલા ચાબુકની નેગાહ રાખવા લાગ્યો-તેટલામાં તે રસ્તેથી બેહદ લશ્કર આવતું દેખાયું.

હશાન્ કસ કે આન્ તાજ્હેયાનહુ બેદીદ
બબહ્રામ બરૂ આફરીન્ ગુસ્તરીદ
પેયાદહ્ હમી પીશે શીબે દરાઝ
બેરફ્તન્દો બાઈન્દ ચકુસરૂ નમાઝ
બઝન્ ગોફ્ત શૂય ઈન્ જોઝ અઝ શાહ્ નીસ્ત
ચુનીન્ ચેહ્રહ્ જોઝ દરૂખરે ગાહ્ નીસ્ત

પુરૂ અઝ શરૂમ રફ્તન્દ હરૂદ્ ઝે રાહ્
પેયાદહ્ દવાન્ તા બનઝદીકે શાહ્
૧૫૭ કે શાહા બુઝોર્ગા રદા બેપ્રદા
જહાન્દારૂ બરૂ મૂબેદાન્ મૂબદા
દરીન્ ખાનહ્ દરૂવીશ બુદ મીઝબાન્
ઝની બીનવા શૂય પાલીઝબાન્
બરીન્ બન્દગી નીઝ કૂશેશ નબૂદ
હમ અઝ શાહ્ મારા પેઝૂહેશ નબૂદ
કે ચૂન ઊ બરીન્ જાય મેહ્માન્ રસદ
બદીન્ બીનવા મીહને માન્ રસદ
બદૂ ગોફ્ત બહ્રામ્ કય રૂઝ બેહ્
તોરા દાદમ ઈન્ મર્ઝો ઈન્ બૂમો દેહ્
હમીશહ્ જોઝ અઝ મીઝબાની મકુન્
બરીન્ બાશો પાલીઝબાની મકુન્
બેગોફ્તીનો ખન્દાન્ બેશુદ ઝાન્ સરાય
નેશસ્ત અઝ બરે બારએ બાદ્પાય
બેશુદ ઝાન્ દેહી બીનવા શહ્રૂયારૂ
બેયામદ બએયવાને ગઉહરૂ નેગારૂ

તેઓમાંના જે કોઇયે કે પેલો ચાબુક જોયો-તેણે પાદશાહ બેહરામ ઉપર દુઆ કીધી.

તેઓ પેલા લટકતા ચાબુકની આગળ પેયાદા થઇને-ગયા અને સઘળા-ઓએ નમન કીધું.

આ જોઇ તે ધણીએ પોતાની અઉરતને કહ્યું કે "આ શખ્સ પાદશાહ સિવાય બીજો કોઈ નથી-એવી રીતનો તેનો ચેહરો તખ્ત સિવાય બીજાં કશાંને લાયકનો નથી."

પછી બન્ને જણ તે માર્ગમાંથી શર્મિંદગી ભરેલાં દોડતાં દોડતાં પાદશાહની નઝદીક ગયાં,

અને બોલ્યાં કે "ઓ પાદશાહ! ઓ વડા! ઓ સરદાર! ઓ અકલમંદ!-ઓ દેશપતિ! ઓ વઝીરોના વઝીર!

આ ઘરમાં એક ગરીબ માણસ તારો મેઝબાન બન્યો હતો-એક પૈસા વગરની અઉરત અને તેનો માટી બાગબાન હતો.

એટલે તારી ખિદમત કરવા ઉપર પણ તેઓની કોશેશ બરાબર નહીં હતી-વળી પાદશાહ માટેની અમોને ખબર પણ નહીં હતી,

કે તેના જેવો આ ઘરમાં મેહમાન આવશે-અને અમારાં ગરીબડાં ઘરમાં તે ઉતારો લેશે."

બેહરામે તેને કહ્યું કે "ઓ નેકબખ્ત શખ્સ!-આ ઝમીન અને આ ગામડું મેં તને આપી દીધું છે.

હમેશે મેહમાનદારી સિવાય બીજું કાંઇજ કરતો ના-તું એ ઉપરજ ગુઝારો કરજે અને બાગબાની ના કરતો."

એટલું બોલી તે મકાનમાંથી હસતો હસતો ગયો-અને પોતાના તેઝ ચાલના ઘોડા ઉપર સવાર થયો.

પાદશાહ તે મુફલેસ ગામડાંમાંથી ચાલી ગયો-અને પોતાના ગોહર જડિત મેહલમાં આવ્યો.

## રફ્તને બહ્રામ્ બનખ્ચીર્ વ ખાસ્તનશ્ દુખ્તરે દેહ્કાન્ બરૂઝીન્

——:o:——

બફ્રુએ સે દીગરૂ બેફ્રન્ રફ્ત શાહ્
આબા લશકરો સાઝે નખ્ચીરૂગાહ્
બુઝોર્ગાને ઈરાન્ ઝે બહ્રે શેકારૂ
બદરૂગાહ્ રફ્તન્દ સીસદ સવારૂ
૧૫૮ આબા હરૂ સવારી પરસ્તન્દહ્ સી
ઝે તુર્કો ઝે રૂમીઓ અઝ પારૂસી
બદીબા બેયારાસ્તહ્ દહ્ શુતરૂ
રેકાબશ હમહ્ સીમો પાલાનશ ઝરૂ
દહ્ ઉશ્તુરૂ નેશસ્તનગહે શાહ્રા
બદીબા બેયારાસ્તહ્ ગાહ્રા
બપીશ અન્દરૂન્ સાખ્તહ્ હફ્ત પીલ
બરૂ તખ્તે પીરૂઝહ્ હમરન્ગે નીલ
હમહ્ પાયએ તખ્ત ઝરૂરો બુલૂરૂ
નેશસ્તનગહે શાહ્ બહ્રામ ગૂરૂ

## બેહરામનું શિકાર કરવા જવું અને તેણે દેહકાન બર્ઝીનની છોકરીની માગણી કરવી.

——:o:——

ત્રણ દિવસ પછી પાદશાહ લશ્કર અને શિકારગાહના અસ્બાબ સાથ બાહેર પડયો.

બુઝોર્ગી ભરેલા ત્રણસો ઇરાની સવારો શેકારને માટે પાદશાહી દરબારમાં આવ્યા હતા.

દરેક સવાર સાથે તુર્કી, રૂમી અને પાર્સી ત્રીસ ખિદમતગારો હતા.

દશ ઊંટ રેશમી કપડાંથી સણગારેલાં હતાં-તેની રેકાબ તમામ રૂપાની અને બેઠક સોનાની હતી.

દશ ઊંટ પાદશાહની બેઠક માટે હતાં-જેની બેઠકને રેશમી કપડાંમાં સણગારેલી હતી.

હરોલમાં તૈયાર કીધેલા સાત હાથી હતા-જે ઉપર આસ્માની રંગનું પીરોઝાનું તખ્ત હતું.

તે તખ્તના સઘળા પાયા સોનાના અને બિલોરની બનાવટના હતા-તે પાદશાહ બેહરામ ગુરની બેઠક માટે હતું.

અબા હર્ યકી તીગ્રઝન્ સી ઘોલામ
બઝરૂરીન્ કમરૂહાઓ ઝરૂરીન્ સેતામ
સદ્ ઉશ્તુર્ બુદ્ અઝ્ બહ્રે રામેશગરાન્
હમહ્ બર્ સરાન્ અફ્સરાને ગરાન્
અબા બાઝ્દારાન્ સદો શસ્ત બાઝ્
દો સદ્ ચર્ખો શાહીને ગર્દનફરાઝ્
પસ અન્દર્ યકી સુરૂઘ બૂદી સેયાહ્
ગેરામી તર્ આન્ બૂદ્ બર્ ચશ્મે શાહ્
સેયાહશ દુ ચન્ગો બમેન્કાર્ ઝરદ્
ચુ ઝરૂરે દુરોખ્શન્દહ્ બર્ લાજવરદ્
હમી ખાન્દન્દીશ તુઘરોલ બનામ
દો ચશ્મશ ચુનાન્ ચૂન્ પુરઝ ખૂન્ દો જામ
કે ખાકાને ચીનશ ફેરેસ્તાદહ્ બૂદ્
યકી તખ્ત બા તાજે બીજાદહ્ બૂદ્
યકી તઉકે ઝરૂરીન્ ઝબરૂજદ્ નેગાર્
ચેહલ્ યારહો સીઓ શશ ગૂશવાર્
શુતોર્વાર્ સીસદ્ ઝરાયફ્ ઝે ચીન્
ફેરેસ્તાદહ્ યાકૂત સીસદ્ નેગીન્
પસે બાઝ્દારાન્ સદો શસ્ત યૂઝ્
બેઓર્દન્દ્ બા શાહે ગીતી ફેરૂઝ્
બેયારાસ્તહ્ તઉકે યૂઝ્ અઝ્ ગોહર્
બદ્ અન્દર્ અફ્ગન્દહ્ ઝન્જીરે ઝર્
બેયામદ્ શહન્શાહ્ અઝીન્સાન્ બદશ્ત
હમી તાજશ અઝ્ મુશ્તરી બર્ ગુઝશ્ત
હરાન્કસ કે બૂદન્દ્ નખ્ચીર્ જૂય
સુએ આબે દર્યા નેહાદન્દ્ રૂય
જહાનદાર્ બહ્રામ બર્ હફ્ત સાલ
બદાન્ આબ્ રફ્તી બફર્ખોન્દહ્ ફાલ
ચુ લશ્કર્ બનઝ્દીકે દર્યા રસીદ્
શહન્શાહ્ દર્યા પુર્ અઝ્ મુરૂઘ દીદ્
બેઝદ્ તબ્લો તુઘરોલ્ શુદ્ અન્દર્ હવા
શેકીબા નબુદ્ મુર્ગે ફરૂમાન્રવા
ઝબૂન્ બૂદ્ ચન્ગાલે ઊરા કલન્ગ્
શેકારી કે નખ્ચીરે ઊ બુદ્ પલન્ગ્
સરન્જામ શુદ્ દર્ હવા નાપદીદ્
કુલન્ગી બચન્ગ્ આમદશ બર્ દમીદ્
બેપરૂરીદ્ બરૂસાને તીર્ અઝ્ કમાન્
યકી બાઝ્દાર્ અઝ્ પસે ઊ દવાન્
દેલે શાહ્ ગશ્ત અઝ્ પરીદન્શ તન્ગ્
હમી તાખ્ત અઝ્ પસ બર્ આવાએ ઝન્ગ્
યકી બાઘ પીશ અન્દર્ આમદ્ ફરાખ
બર્ આવર્દહ્ અઝ્ ગૂશએ બાઘ કાખ
બેશુદ્ તાઝેયાન્ બા તની ચન્દ્ શાહ્
હમી બૂદ્ લશ્કર્ બનખ્ચીરગાહ્
ચુ બહ્રામ ગૂર્ અન્દર્ આમદ્ બબાઘ
યકી બાઘ દીદ્ અઝ્ ફરાખી ચુ રાઘ
ઝમીનશ બદીબા બેયારાસ્તહ્
હમહ્ બાઘ પુર્ બન્દહો ખાસ્તહ્
મેયાને ગુલેસ્તાન્ યકી આબ્ગીર્
બલબ્ બર્ નેશસ્તહ્ યકી મર્દે પીર્



દરેક હાથી સાથ સોનેરી કમરબંદના અને સોનેરી લગામ સાથના શમ્શેરના મારનાર ત્રીસ ગોલામો ચાલતા હતા.

સો ઊંટો રામેશગરો માટે હતાં જે સઘળાંનાં માથાં ઉપર કીમતી તાજ હતાં.

શિકારી પક્ષીના રખેવાળો સાથ એકસોને સાઠ બાઝ પક્ષી હતાં-વળી બસો મોટાં શાહીન પક્ષી અને શકરા હતા.

તે સઘળાંમાં એક કાળું શિકારી પક્ષી હતું-જે પાદશાહનું ઘણુંજ પ્યારૂં હતું.

તેનાં બન્ને પંજા કાળા હતા અને તેની ચાંચ પીળી હતી-ગોયા રાજાવર્દ ઉપર ચળકતું સોનું હતું.

તે પક્ષીને "તુગરોલ" કરીને કહેતા હતા-તેની બન્ને આંખો ગોયા લોહીથી ભરેલી બે જામો હતી. ૧૫૯

તે પક્ષી ખાકાને ચીને મોકલ્યું હતું-તેની સાથે કેરબાનનું એક તાજ અને તખ્ત હતું.

એક પોખરાજ જડિત સોનેરી સાંકળી-ચાળીસ બાંગડી અને છત્રીસ કાનમાં પેહરવાની બાલી હતી.

ત્રણસો ઊંટ ભરીને ચીનાઇ બનાવટની નામીચી ચીઝો-અને માણેકનાં ત્રણસો નંગ મોકલ્યાં હતાં.

બાઝ પક્ષી રાખનારાઓની પાછળ એકસોને સાઠ કુતરા-દેશને આબાદ કરનારા પાદશાહ બેહરામ સાથ લઈ ચાલ્યા.

તે કુતરાઓનાં ગળાંની હાંસડી મોતીથી સણગારેલી હતી-અને તેમાં સોનેરી સાંકળ નાખેલી હતી.

શેહનશાહ બેહરામ એવી રીતે ઠાઠમાઠથી શિકારનાં મયદાનમાં આવી લાગ્યો-તેનાં તાજનો પ્રકાશ બૃહસ્પતિ સેતારાથી પણ વધુ પસાર થતો હતો.

જે કોઇ કે શેકારના શોકીનો હતા-તેઓ નદી કિનારે ચાલ્યા.

પાદશાહ બેહરામ દર સાત વર્ષે સારો દહાડો જોઇને એજ નદીને કિનારે શિકારે જતો હતો.

જ્યારે લશ્કર પેલી નદીની નઝદીક આવી લાગ્યું-ત્યારે શેહનશાહે તે નદી શિકાર કરવાનાં પક્ષીઓથી ભરેલી જોઇ.

જેવું ઢોલ ઠોકાયું કે તુગરોલ હવામાં ઉડી ગયું-તે પાદશાહી પક્ષી શેકાર પકડવા અધીરૂં બની ગયું. ૧૬૦

સારસનો શિકાર તેના પંજાને અયબ લાગે તેવો હતો-તુગરોલ એવો શકરો હોય છે કે જે ચિત્તા વાઘનો શિકાર કરે છે.

શેવટે તે હવામાં ગુમ થઈ ગયું-કેમકે તેના પંજામાં સપડાયલું એક સારસ છટકી ગયું હતું.

જેથી તે કમાનમાંથી તીર છૂટે તેમ તે ઉડયું-શિકારી પક્ષીઓનો એક રખેવાળ તેની પાછળ દોડવા લાગ્યો.

તેના ઉડી જવાથી પાદશાહનું દિલ દિલગીર થયું-અને તેની પાછળ તેના પગે બાંધેલી ઘુઘરીના આવાઝ ઉપર પોતાનો ઘોડો ડપટાવા લાગ્યો.

એવામાં તેની આગળ એક વિશાળ બાગ આવી લાગ્યો-તે બાગનાં ખૂણામાં એક મેહલ ઉઠાવેલો હતો.

પાદશાહ પોતાનાં થોડાંક માણસો સાથે દોડતો કે ત્યાં ગયો-સઘળું લશ્કર તો શેકારગાહમાંજ રહેલું હતું.

જ્યારે બેહરામ ગૂર પેલા બાગમાં દાખેલ થયો-ત્યારે એક બોહોળાં મયદાનની માફકનો ફરાખ બાગ જોયો.

ત્યાંની ખાલી જગ્યાઓ રેશમી કપડાંથી આરાસ્તા કરેલી હતી-સઘળો બાગ નોકર ચાકરોથી અને માલ અસબાબથી ભરેલો હતો.

બાગની વચ્ચે એક હોઝ હતી-જેની પાળ ઉપર એક બુઢ્ઢો મર્દ બેઠેલો હતો.

૧૬૧ સે દુખ્તરૂ બરે ઊ નેશસ્તહ્ચુ આજ
બસરૂ બરૂ નેહાદહ્ કે પીરૂઝહ્ તાજ
બરોખ ચૂન્ બહારો બબાલા બલન્દ
બઅબ્રૂ કમાનો બગીસૂ કમન્દ
યકી જામ બરૂ દસ્ત હરૂયક્ બુલ્લૂર
બઈશાન્ નેગહ્ કરૂદ બહેરામ ગૂરૂ
કે દીદારૂ શાન્ ચશ્મે ઊ ખીરહ્ શુદ
કે બાઝો કે તુઘરોલ દેલશ તીરહ્ શુદ
ચુ દેહકાને પુરૂમાયહ્ ઊરા બેદીદ
રોખે ઊ શુદ અઝ બીમ ચૂન્ શમ્બલીદ
બેરદમન્દ પીરીઓ બર્ઝીન્ બનામ
દેલે ઊ શુદ અઝ શાહ્ નાશાદકામ
બેરફ્તત અઝ બરે હૂઝ બર્ઝીન્ ચુ બાદ
બરે શાહ્ શુદ ખાકરા બૂસહ્ દાદ
બદ્ ગોફ્ત કય શાહે ખુરૂશીદ ચેહરૂ
બકામે તો ગર્દાદ ગર્દાન્ સેપેહરૂ
નેયારમત ગોફ્તન કે ઈદરૂ બઈસ્ત
બદીન્ મર્ઝે મન્ બા સવારી દુવીસ્ત
સરે નામે બર્ઝીન્ બરૂ આયદ બમાહ્
અગરૂ શાદ ગર્દદ બદીન્ બાઘ શાહ્
૧૬૨ બબરૂઝીન્ ચુનીન્ ગોફ્ત શાહે જેહાન્
કે એમરૂઝ તુઘરોલ શુદ અઝ મા નેહાન્
દેલમ્ ગશ્ત અઝાન્ મુરૂઘ ગીરન્દહ તન્ગ
કે મુર્ઘાન્ ચુ નખ્ચીરૂ બૂદ ઊ પલન્ગ
ચુનીન્ પાસોખ આવરૂદ બર્ઝીન્ બશાહ્
કે અફ્નૂન્ યકી મુરૂઘ દીદમ સેયાહ્
અબા જન્ગે ઝરૂરીન્ તનશ હમચુ કીરૂ
હમાન્ ચન્ગો મેન્કારે ઊ ચૂન્ ઝરીરૂ
બેયામદ બરાન્ ગઉઝબુન બરૂ નેશસ્ત
બબખ્તે તો આયદ હમ અફ્નૂન્ બદસ્ત
હમાનગહ્ યકી બન્દહ્રા ગોફ્ત શાહ્
કે શવ ગઉઝબુન કુન્ સરાસરૂ નેગાહ્
બેશુદ બન્દહ્ ચૂન્ બાદો આવાઝ દાદ
કે હમવારહ્ શાહે જહાન્ શાદ બાદ
કે તુઘરોલ્ બશાખી દરૂ આવીખ્તસ્ત
કુનૂન્ બાઝદારશ બેગીરદ બદસ્ત
ચુ તુઘરોલ પદીદ આમદ આન્ પીરૂ ગોફ્ત
કે અય દરૂ ઝમીન્ શાહે બીયારો જોફ્ત
પય મીઝબાન્ બરૂ તો ફર્ખન્દહ્ બાદ
હમહ્ તાજદારાન્ તોરા બન્દહ્ બાદ
૧૬૩ બરાન્ શાદી અફ્નૂન્ યકી જામ ખાહ્
ચુ આરામે દેલ યાફ્તી કામ ખાહ્
શાહનશાહે ગીતી બરાન્ આબ્ગીરૂ
ફેરૂદ આમદો શાદ બરૂગશ્ત પીરૂ
બેયામદ હમાનગાહ્ દસ્તૂરે ઊય
હમાન્ ખયલદારાનો ગન્જૂરે ઊય
બેયાવરૂદ બરૂઝીન્ યકી ઝરૂદ જામ
નુખોસ્તીન્ ઝે શાહે જહાન્ બોરૂદ નામ
વઝાન્ પસ બેયાવરૂદ જામે બુલ્લૂર
હમી દાશ્ત દરૂ પીશે બહેરામ ગૂરૂ

તેની આગળ હાથીદાંતનાં જેવી સફેદી ધરાવનારી ત્રણ છોકરી બેઠેલી હતી-જેણીઓએ પોતાનાં સર ઉપર પીરોઝાનાં તાજ મૂકેલાં હતાં.

તેણીઓ ચેહરામાં બહારની મિસાલની અને કદમાં ઊંચી સરોવર જેવી હતી-કમાન જેવાં વાંકદાર ભવાં હતાં અને કમંદ જેવાં લામ્બા ઝુલફાં હતાં.

દરેક જણના હાથમાં એકેક બિલોરી જામ હતી-તેણીઓ ઉપર બેહરામ ગૂર નેગાહ કરવા લાગ્યો.

જેમ બાઝ પક્ષી અને તુગરોલથી તેનું દિલ ગમગીન બન્યું હતું-તેમ પેલીઓના જોવાથી તેની આંખ અંજાઈ ગઇ.

જ્યારે પેલા પૈસાદાર દેહકાને પાદશાહને જોયો-ત્યારે ધાસ્તીએ કરી તેનો ચેહરો શમ્બલીદની માફક ઝર્દ બની ગયો.

તે દાનેશમંદ શખ્સ એક પીર મર્દ હતો જેનું નામ "બર્ઝીન" હતું-પાદશાહને જોવાથી તેનું દિલ નાખુશ થયું

તો પણ બર્ઝીન પેલી હોઝ આગળથી શેતાબી કરતો ગયો-અને તે પાદશાહની નઝદીક જઈ ખાકને બોસો દીધો.

અને બોલ્યો કે "ઓ ખુરશીદને ચેહરાના પાદશાહ!-આ ફરતો આસ્માન તારીજ મુરાદ માફક ફરજો!

હું તને એમ કહેવાની હિમ્મત નથી કરી શકતો કે તું તારા બસો સવારો સાથે મારી જગ્યા ઉપર રહે.

પણ જો આ બાગમાં આસાયેશ લેવાથી પાદશાહ ખુશહાલ થાય-તો બર્ઝીનનું નામ માહતાબ સુધી પુગે."

દેશના પાદશાહે બર્ઝીનને કહ્યું-કે "આજે મારૂં તુગરોલ પક્ષી કેથે ગુમ થઈ ગયું છે.

તે શેકારી પક્ષીને લીધે મારૂં દિલ દિલગીર થયું છે-કારણકે જ્યારે બીજાં પક્ષીઓ શેકાર માફક ત્યારે તે તુગરોલ એક ચિત્તા વાઘ જેવું હતું."

બર્ઝીને પાદશાહને એવો જવાબ દીધો કે "મેં હમણા એક કાળું પક્ષી જોયું.

તે સોનેરી ઘુઘરી સાથનું અને કાળાં શરીરવાળું હતું-તેમજ તેના પંજા અને ચાંચ પીળી હતી.

તે આવ્યું અને આ અખરોટનાં ઝાડ ઉપર બેઠું-તારાં બુલંદ બખ્તનાં ઝોરે તે હમણા પાછું હાથમાં આવી જશે."

તેજ વખત પાદશાહે એક નોકરને કહ્યું-કે "જા, આ અખરોટનાં ઝાડ ઉપર સઘળે નઝર કર."

પેલો નોકર શેતાબીથી દોડયો અને પોકાર માર્યો-કે "દેશનો પાદશાહ હમેશે ખુશહાલ હોજો!

કારણકે તુગરોલ પક્ષી એક ડાળી ઉપર લટકેલું છે-હમણાજ બાઝનો રખેવાળ તેને પકડી લેશે."

જ્યારે તુગરોલ મળ્યું ત્યારે પેલા બુઢ્ઢા મર્દે કહ્યું-કે "ઓ આ ઝમીન ઉપરના સર્વથી શ્રેષ્ટ પાદશાહ!

તારા મેઝબાનનું (એટલે મારૂં) પગલું તને મુબારક થજો!-(કે તારો શકરો તને પાછો મળી આવ્યો)-તાજ પેહેરનારા પાદશાહો તારા ગોલામ જેવા હોજો!

હવે આ ખુશહાલીમાં શરાબની જામ મંગાવ-જ્યારે તને મનગમતી ચીઝ પાછી મળી ત્યારે હવે અયશ કર."

દેશનો શેહનશાહ બેહરામ તે હોઝ આગળ-ઉતર્યો અને પેલો બુઢ્ઢો શખ્સ ખુશી થઈ ગયો.

તેજ વખત બેહરામનો વઝીર તેમજ તેનો કારભારી અને તેનો ખઝાન્ચી આવી લાગ્યા.

પેલો બર્ઝીન એક સોનેરી જામ લાવ્યો-અને પહેલાં પોતે દેશના પાદશાહની સલામતી લીધી.

પછી એક બિલોરી જામ લાવ્યો-અને બેહરામ ગૂરની નઝદીક મૂકી.

**જહાનદારૂ ચૂન દીદ બેસ્તદ નબીદ**
**વઝ અન્દાઝએ ખત્ત બરૂ તરૂ કશીદ**
**ચુ બર્ઝીન ચુનાન દીદ બરૂગશ્ત શાદ**
**બેયામદ બહરૂ જાય ખુમ્મી નેહાદ**
**ચુ શુદ મસ્ત બર્ઝીન બઆન દુખ્તરાન**
**ચુનીન ગોફ્ત કય પુરૂ હોનરૂ કેહુતરાન**
**બદીન બાઘ બહુરામ શાહુ આમદસ્ત**
**ન ગર્દનકશી ઝાન સેપાહુ આમદસ્ત**
**હલા ચામહુ પીશ આવરૂ અય ચામહુ ગૂય**
**તો ચન્ગ આવરૂ અય દુખ્તરે માહુ રૂય**
**બેરફૂતન્દ હરૂ સેહુ બનઝદીકે શાહુ**
**નેહાદહુ બસરૂ બરૂ ઝે ગઉહરૂ કોલાહુ**
**યકી પાય કૂબો દેગરૂ ચન્ગ ઝન**
**સેદીગરૂ ખુશ આવાઝો અન્દુહુ શેકન**
**બઆવાઝે ઈશાન શહનશાહુ જામ**
**ઝે બાદહુ તેહી કર્દો શુદ શાદકામ**
**બદ્ગોફ્ત કીન દુખ્તરાને કે અન્દ**
**કે બા તૂ દરીન શાદમાની ઝીઅન્દ**
**ચુનીન ગોફ્ત બર્ઝીન કે અય શહુરૂયારૂ**
**મબીનાદ બી તૂ કસી રૂઝગારૂ**
**ચુનાન દાન કે ઈન દુખ્તરાને મનન્દ**
**પસન્દીદહો દેલબરાને મનન્દ**
**યકી ચામહુ ગૂયો દેગરૂ ચન્ગ ઝન**
**સેવુમ પાય કૂબદ શેકન બરૂ શેકન**
**ઝે ચીઝી મરા નીસ્ત શાહા કમી**
**દેરમ હસ્તો દીનારો બાઘો ઝમી**
**સે દુખ્તરૂ બકેર્દારે ખુરૂરમ બહારૂ**
**બદીનસાન કે બીનદ હમી શહુરૂયારૂ**
**બદાન ચામહુ ઝન ગોફ્ત કય માહુરૂય**
**બેપર્દાઝ દેલ ચામએ શાહુ ગૂય**
**બુતાન ચામહો ચન્ગ બરૂ સાખ્તન્દ**
**યકાયકૂ દેલ અઝ ઘમ બેપર્દાખ્તન્દ**
**નુખોસ્તીન શહનશાહુરા ચામહુગૂય**
**ચુનીન ગોફ્ત કય ખુસ્રવે માહુરૂય**
**નમાની મગરૂ બરૂ ફલકૂ માહુરા**
**નશાઈ મગરૂ ખુસ્રવી ગાહુરા**
**બદીદારે માહો બબાલાએ સાજ**
**બેનાઝદ બતૂ તખ્તે શાહીઓ તાજ**
**ખુનુકૂ આન કે શબ્ગીરૂ બીનદત રૂય**
**ખુનુકૂ આન કે યાબદ ઝે મૂએ તો બૂય**
**મેયાન તન્ગ ચૂન બબ્રો બાઝૂ સેતબ્રૂ**
**હમી ફરૂરે તાજત બરૂ આયદ બઅબ્રૂ**
**બગુલનારૂ માનદ હમી ચેહુરે તૂ**
**ઝે શાદી બેખન્દદ દેલ અઝ મેહુરે તૂ**
**દેલત હમચુ દર્યાઓ દસ્તત ચુ અબ્રૂ**
**શેકારત નબીનમ હમી જોઝ હેઝબ્રૂ**
**હમી મૂય કાફી બપયકાને તીરૂ**
**હમી આબ્ ગર્દદ ઝે દાદે તો શીરૂ**
**સેપાહી કે બીનદ કમન્દે તોરા**
**હમી બાઝૂએ ઝૂરૂમન્દે તોરા**

જ્યારે પાદશાહે તે જોયું ત્યારે દારૂ લીધો-અને પોતાની હદના અંદાઝાથી પણ ઝેયાદા લીધો.

જ્યારે બર્ઝીને એવું જોયું ત્યારે તે ખુશહાલ પાછો આવ્યો અને દરેક જગ્યાએ મયની ગાગર મૂકી.

જ્યારે બર્ઝીન શરાબથી મસ્ત થયો ત્યારે પોતાની બેટીઓને-એ પ્રમાણે કહ્યું કે "ઓ હુનર ભરેલી તાબેદાર બેટીઓ!

આ બાગમાં લશ્કરમાંનો કોઇ સરદાર નથી આવ્યો પણ પાદશાહ બેહરામ પોતે આવેલો છે.

માટે ચાલ, ઓ ગઝલ ગાનારી! તું એક ગઝલ ગા-અને તું ઓ માહતાબને ચેહરેની બેટી! ચન્ગ વાજન્તર લાવી તે વગાડ."

પેલી ત્રણે જણીઓ પોતાનાં સર ઉપર ગોહરનું તાજ મૂકી પાદ- ૧૬૪ શાહની નઝદીક ગઈ.

એક નાચનારી અને બીજી ચન્ગ વગાડનારી હતી-જ્યારે ત્રીજી ખુશ હલકવાળી અને ગમ ભૂલાવનારી હતી.

તેણીઓના ગાવાના આવાઝ સાથેજ પાદશાહે શરાબની જામ ખાલી કીધી અને ખુશહાલ થયો.

પછી બેહરામે પૂછયું કે "આ કોણની દીકરીઓ છે!-કે જેણીઓ તારી સાથ આવી ખુશહાલીમાં ઝિંદગી ગુઝારે છે?"

બર્ઝીને તેને કહ્યુ કે "ઓ પાદશાહ!-કોઈ પણ શખ્સ તારા વગર ઝમાનો જોતુંજ ના!

તું જાણ કે આ બેટીઓ મારીજ છે-મારી પસંદ કીધેલી અને મારી પ્યારીઓ છે.

એક ગઝલ ગાનારી છે અને બીજી ચન્ગ વગાડનારી-તેમજ ત્રીજી સૂર અને તાલ ઉપર નાચ કરે છે.

ઓ પાદશાહ! મને માલ અસ્બાબની કાંઈ કમી નથી-પૈસા, દીનાર, બાગ, ઝમીન વગેરે સઘળું છે.

અને આ ત્રણે ખુશી ભરેલા બહારની મિસાલની બેટીઓ કે જેવી રીતની પાદશાહ જુએ છે તેવી રીતની છે."

પછી તેણે ગઝલ ગાનારી બેટીને કહ્યું કે "ઓ માહતાબને ચેહરેની છોકરી! તું દિલ ખોલીને પાદશાહની ગઝલ ગા."

પેલી નાઝનીનો ગાવા વગાડવામાં મશ્ગૂલ થઈ-સઘળીઓએ પોતાનાં ૧૬૫ દિલ ગમથી ખાલી કીધાં.

શુરૂઆતમાં પેલી ગઝલ ગાનારી શેહનશાહ માટે-એ પ્રમાણે ગાવા લાગી કે "ઓ માહતાબને ચેહરેના પાદશાહ!

તું આસ્માન ઉપરના માહતાબનેજ મળતો આવે છે-પાદશાહી તખ્ત-નેજ તું લાયકનો છે.

તું માહતાબ જેવા ચેહરાનો અને સાગ જેવાં ઊંચાં કદનો છે-તારી ઉપર પાદશાહી તખ્ત અને તાજ લાડ કરે છે.

ભાગ્યશાળી તેજ શખ્સ કે જે સવારના પોહોરમાં તારો ચેહરો જોય-બખ્તાવર તેજ કે જે તારા બાલની ખુશબો લે.

તારી કમર બબ્ર જાનવર જેવી પાતળી અને બાઝૂ મઝબૂત છે-તારાં તાજનો ઝળકાટ છેક વાદળ ઉપર ફરી વળે છે.

તારો ચેહરો દાડમનાં ફૂલ જેવો રાતો રહે છે-તારી મોહબતે કરી સઘળાંનાં દિલ ખુશહાલીથી હસે છે.

સખાવતમાં તારૂં દિલ દર્યા માફક બોહોળું છે અને તારા બન્ને હાથ વાદળ માફક સખી છે-તારો શેકાર સિંહ સિવાય હું કોઇ બીજો જોતી નથી.

તારી તીરના પયકાનથી તું એક બાલને ચીરી નાખે છે-તારા અદલ ઇન્સાફથી પાણી દૂધ જેવાં મીઠાં બને છે.

જે લશ્કર કે તારી કમંદ તેમજ તારી ઝોરાવર બાઝૂ જોય છે,

૧૬૬ બેદરૂરદ હેલો મયકે જન્ગ્આવરાન્
વગરૂ ચન્દ બાશદ સેપાહી ગરાન્
ચુ આન્ ચામહ બેશ્નીદ બહેરામ ગૂર
બેખુર્દદ આન્ ગરાન્ સન્ગ્ જામે બુલૂર
બદ્ શાહ ગોફ્ત અય સરફરાઝ્ મરદ
ચશીદહ્ ઝે ગીતી બસી ગર્મો સરદ
નેયાબી તો દામાદ બેહતરૂ ઝે મન્
ગવે શહરૂયારાન્ સરે અન્જુમન્
બમન્ દેહ તો ઈન્ હરૂસે દુખ્તરૂતરા
બકયવાન્ બરૂ અફ્રાઝમ અફ્સરૂતરા
બદ્ ગોફ્ત બરૂઝીન્ કે અય શહરૂયારૂ
બતૂ શાદ બાદા મયો મયગુસારૂ
કે યારસ્ત ગુફ્તન્ ખુદ અન્દરૂ જેહાન્
કેરા બુદ ચુનીન્ ઝોહરેહ અન્દરૂ નેહાન્
મરા ગરૂ પઝીરી બસાને રહી
કે બેપરસ્તમ આન્ તખ્તે શાહન્શાહી
પરસ્તેશ કુનમ તાજો તખ્તે તોરા
હમાન્ ફરૂરો અવરન્દો બખ્તે તોરા
હમાન્ ઈન્ સે દુખ્તરૂ પરસ્તન્દહ્ અન્દ
બપીશે તો બરૂ પાય ચૂન્ બન્દહ્ અન્દ

૧૬૭ પરસ્તન્દગાન્રા પસન્દીદ શાહ
બદીન્સાન્ કે અઝ્ દૂરૂ દીદ આન્ સે માહ
બબાલાએ સાજન્દો હમરન્ગે આજ
સઝાવારે તખ્ત અન્દો ઝીબાએ તાજ
બેગૂયમ કુનૂન્ આનચે હસ્તમ નેહાન્
બદો નીકુ બા શહરૂયારે જેહાન્
ઝે પૂશીદની હમ ઝે ગુસ્તરૂદની
ઝે અફ્ગન્દની હમ પરાગન્દની
હમાના શુતોરૂ બારૂ બાશદ દુવીસ્ત
બઅયવાને મન્ બન્દહ્ ગરૂ બીશ નીસ્ત
હમાન્ યારહો તઉક્ બા તાજો તખ્ત
કઝાન્ દુખ્તરાન્ શાદ બાશન્દ સખ્ત
ઝે બરૂઝીન્ ચુ બેશ્નીદ બહેરામ ગોફ્ત
કે ચીઝી કે દારી તો અન્દરૂ નેહોફ્ત
બેમાન્ તા બેબાશદ હમ ઈન્ જા બપાય
તો બા જામે મય સૂએ રામેશ ગેરાય
બદ્ ગોફ્ત પીરૂ ઈન્ સે દુખ્તે ચુ માહ
બરાહે કયૂમર્સો હુશન્ગ્ શાહ
તોરા દાદમો ખાકે પાએ તો અન્દ
હમાન્ હરૂસે ઝેન્દહ્ બરાએ તો અન્દ

૧૬૮ મેહીન્ દુખ્તરા નામ માહ્આફ્રીદ
ફરાનક્ દેગરૂ બુદ દેગરૂ શમ્બલીદ
પસન્દીદ શાન્ શાહ ચૂન્ દીદ શાન્
ઝે બાનૂ ઝનાન્ નીઝ બુગ્ઝીદ શાન્
બબર્ઝીન્ ચુનીન્ ગોફ્ત આન્ હરૂ સે માહ
પસન્દીદ ચૂન્ દીદ બહેરામ શાહ
બેફરૂમૂદ તા મહુદે ઝરીન્ ચહારૂ
બેયારદ ઝે લશકરૂ યકી નામદારૂ
ચુ હરૂ સેહ બુત અન્દરૂ અમારી નેશસ્ત
ઝે રૂમી ચેહલ ખાદમે બુતપરસ્ત

ત્યારે તે ગમે એટલું મોટું હોય છે-તો પણ તે લડાયકોનાં દિલ અને મગઝ ચીરાઇ જાય છે.”

જ્યારે બેહરામ ગૂરે તે ગીત સાંભળ્યું-ત્યારે ખુશીમાં આવીને તે મોટાં માપની બિલોરી જામ ભરીને મય પીધો.

પાદશાહે બર્ઝીનને કહ્યું કે “ઓ દુન્યાની લીલી સુકી જોયલા સર ફરાઝ મર્દ!

મારાં કરતાં વધારે સારો જમાઈ તને નહીં મળશે-પાદશાહોના સરદાર અને અંજુમનના વડા જેવો નહીં મળશે.

તું આ તારી ત્રણે બેટીઓ મને આપ-જેથી હું તારાં તાજને શનિશ્ચર સેતારા સૂધી બુલંદ કરીશ.”

બર્ઝીને કહ્યું કે “ઓ પાદશાહ! તારીથી શરાબ અને શરાબ પાનાર ખુશહાલ હોજો!

એમ બોલવાની દુન્યામાં કોણ હિમ્મત કરી શકશે-કે તેનાં ઘરમાં આવો શુક્રનો સેતારો હતો?

અગર તું મને નોકર તરીકે શેહનશાહી તખ્તની સેવા નોકરી કરવામાં કબૂલ કરે,

તો હું તારાં તાજ અને તખ્તની તેમજ તારા દબદબા, ગાદી અને નસીબની સેવા કરીશ

વળી આ મારી ત્રણે બેટીઓ તારીજ નોકર છે-તારી નઝદીક બંદાની માફક ઉભેલી છે.

એ ત્રણે ખિદમત કરનારી માહતાબને ચેહરેનીઓને કે જેમ પાદશાહે દૂરથી જોઇને પસંદ કીધી છે,

તેઓ બુલંદીમાં સાગનાં ઝાડ જેવી સીધી છે અને રંગમાં હાથીદાંત જેવી છે-તેણીઓ તખ્તને લાયકની અને તાજને ઝેબ આપનારી છે.

હવે હું જે કાંઈ મારી પાસ સારૂં માઠું સંગરેલું છે તે માટે દેશના પાદશાહને કહું છું.

પેહેરવાનાં કપડાંનો, બિછાવવાનાં કપડાંનો-ઝમીન ઉપર નાખવાના ગલીચાઓનો અને બીજા પરચુટણ સામાનનો,

મુજ બંદાનાં ઘરમાં જો વધારે નહીં તો બસો ઊંટનો ભાર હશે.

તેમજ બાંગડી, સાંકળી અને તાજો તખ્ત છે કે જેનાથી મારી બેટીઓ ખુશહાલ રહે છે.”

જ્યારે બર્ઝીનને મોંથી એવું સાંભળ્યું ત્યારે બેહરામ બોલ્યો–કે “જે જે ચીઝો કે તારી પાસે છે,

તે અહીંજ રહેવા દે કે જેથી તે આ જગ્યાએજ કાયમ રહે-તું મયની જામ સાથ ખુશહાલી ભોગવ.”

પીર મર્દે પાદશાહને કહ્યું કે “આ માહતાબ મિસાલની મારી ત્રણે બેટીઓ-પાદશાહ કયૂમર્સ અને હુશંગની રીત રેવાજ પ્રમાણે,

મેં તને નેકાહમાં આપી છે અને જેણીઓ તારા પગની ખાક જેવી છે-તેમજ હવે એ ત્રણે તારાજ વિચાર ઉપર જીવતી છે”

તે છોકરીઓમાં વડી બેટીનું નામ “માહ આફ્રીદ”–અને બીજીનું નામ “ફરાનક” તેમજ ત્રીજીનું નામ “શમ્બલીદ” હતું.

પાદશાહે જ્યારે તેણીઓને જોઈ ત્યારે તેણીઓને પસંદ કીધી-પોતાનાં ઝનાનખાનાની બીજી બાનૂઓ કરતાં પણ તેણીઓને વધુ પસંદ કીધી

તે ત્રણે માહતાબને ચેહરેનીએ પોતાના બાપ બર્ઝીનને કહ્યું-કે “બેહરામ પાદશાહ અમોને જોઇને ખુશી થયો છે”

પછી પાદશાહે ફર્માવ્યું કે “એક નામદાર શખ્સ જઇને આપણાં લશ્કરમાંથી ચાર સોનેરી અમારી લાવે.”

જ્યારે પેલી ત્રણે નાઝનીનો અમારીમાં બેઠી-ત્યારે તે નાઝનીનોની ચાળીસ રૂમી બાંદીઓ,

બગેર્દે બુતાન્ બર્ હમી રાન્દન્દ
બરીશાન્ હમી આફ્રીન્ ખાન્દન્દ
બમુશ્કૂએ ઝરૂરીન્ શુદન્દ આન્ સે માહ
હમી મય ગુસારીદ ફર્ખુન્દહ શાહ
યકી બન્દહ તાઝાનએ શાહરા
બેબોર્દો બેયારાસ્ત દર્ગાહરા
સેપહરા કે સાલારો ગર્દનકશાન્
જોઝ આન્ આન્ તાઝેયાનહ નબૂદી નશાન્
ચુ દીદી કસી શાખે શીબે દરાઝ
દવાન્ પીશ રફ્તીઓ બોર્દી નમાઝ
હમી બૂદ બહરામ તા ગશ્ત મસ્ત
ચુ ખુર્રમ શુદ અન્દર્ અમારી નેશસ્ત
બેયામદ બમુશ્કૂએ ઝરૂરીને ખીશ
સુએ ખાનએ અમ્બર્ આગીને ખીશ
ચુ આમદ બયફ્ હફ્તહ આન્જા બેબૂદ
બસી ખુર્દો બખ્શીદો ગોફ્તો શેનૂદ
બહશ્તુમ બેયામદ બદશ્તે શેકાર્
ખુદો રૂઝબેહ બા સવારાન્ હઝાર્
હમહ દશ્ત યક્સર્ પુર્ અઝ ગૂર્ દીદ
ઝે કોર્બાન્ કમાને કઈ બર્ કશીદ
દો ઝાઘે કમાન્રા બઝેહ બર્ નેહાદ
ઝે યઝ્દાને પીરૂઝગર્ કર્દ યાદ
બહારાન્ વ ગૂરાન્ શુદહ જોફ્ત જૂય
ઝે ગીતી બર્ અન્દર્ આવર્દ રૂય
હમી પૂસ્ત કન્દ ઈન અઝાન્ આન્ અઝીન્
ઝે ખૂન શાન્ શુદહ લઅલ્ રૂએ ઝમીન્
હમી બૂદ બહરામ તા ગૂરે નર્
બમસ્તી બર્ આશોફ્ત યફ્ બા દેગર્
ચુ પીરૂઝ શુદ નર્રહ ગૂરે દેલીર્
યકી માદહી અન્દર્ આવર્દ ઝીર્
બઝેહ દાશ્ત બહરામે જન્ગી કમાન્
બેખન્દીદ ચૂન દીદ શુદ શાદમાન્
બેઝદ તીર્ બર્ પોશ્તે આન્ ગૂરે નર્
ગુઝર્ કર્દ બર્ ગૂર્ પયકાનો પર્
નરો માદહરા હર્દુ દર્ હમ બેદૂખ્ત
દેલે લશ્કર્ અઝ ઝખ્મે ઊ બર્ ફેરૂખ્ત
ઝે લશ્કર્ હરાન્ કસ કે આન્ ઝખ્મ દીદ
બરાન્ શહર્યાર્ આફ્રીન્ ગુસ્તરીદ
કે ચશ્મે બદ અઝ ફર્રે તૂ દૂર્ બાદ
હમહ રૂઝગારાને તૂ સૂર્ બાદ
બમર્દી તો અન્દર્ ઝમાનહ નવી
કે હમ શાહો હમ ખુસ્રવો હમ ગવી

તે નાઝનીનોની આસપાસ તેણીઓ ઉપર દુઆ કરતી ચાલવા લાગી.

તે ત્રણે માહતાબ જેવી છોકરીઓ ઝનાનખાનામાં ગઇ-અને મુબારક પાદશાહ પાછો મય પીવા લાગ્યો.

એક નોકર પાદશાહનો ચાબુક-લઇ ગયો અને તેને દરબારના દરવાઝા ઉપર લટકાવ્યો.

કારણકે બહાદુર લોકોના પાદશાહ વિષે લશ્કરને ખબર કરવાની-આ ચાબુક સિવાય બીજી કાંઇ નિશાની હતી નહીં.

જ્યારે કોઇ પણ શખ્સ તે લામ્બી દોરીવાળો ચાબુક જોતો-ત્યારે દોડતો કે પાદશાહ આગળ જઈ તેને નમન કરતો હતો.

બેહરામ મસ્ત થયો ત્યાં સૂધી મય પીયા કીધો-પછી જ્યારે ખુશ ખુશહાલ બન્યો ત્યારે અમારીમાં બેસી, ૧૬૯

પોતાનાં સોનેરી ઝનાનખાનામાં પોતાના અમ્બરથી મઘમઘતા કીધેલા ઓરડામાં ગયો.

ત્યાં તે એક અઠવાડિયું થોભ્યો-તેણે પુષ્કળ ખાધું પીધું, બખ્શેશ કીધી અને વાતચિત્ત ચલાવી.

આઠમે દહાડે પાદશાહ એક હઝાર સવાર સાથ પોતે તેમજ તેનો રૂઝબેહ નામનો વઝીર શેકારનાં જંગલમાં આવ્યા.

તેણે તમામ જંગલ ગોરખરથી ભરેલું જોયું-જેથી પોતાનાં કવરમાંથી પાદશાહી કમાન બાહેર કાઢી.

કમાનના બન્ને છેડાને ચિલ્લો ચઢાવીને-ફતેહ બખ્શનારા યઝદાનનું નામ યાદ કીધું.

વસંત રૂતુનો વખત હતો અને તેથી ગોરખરોના નર માદાનો જોડાવાનો તે વખત હતો-અને તેથી તેઓ ત્યાં એકઠાં થયાં હતાં.

તેઓ લડીને એકમેકની ચામડી કરડતાં હતાં-તેઓનાં લોહીથી ઝમીનની સપાટી લાલ થઈ ગઇ હતી.

જ્યાં સૂધી નર ગોરખર માદા સાથ મસ્તીમાં આવી એક બીજા સાથ વળગ્યાં ત્યાં સૂધી બેહરામ થોભી ગયો.

પણ જ્યારે દેલાવર નર ગોરખર ફતેહમંદ થયું-ત્યારે એક માદાને નીચે નાખી.

લડાયક બેહરામે જ્યારે એવું જોયું ત્યારે ખુશી થઇને હસી પડયો અને જે કમાન કે ચિલ્લો ચઢાવી રાખી હતી, ૧૭૦

તેમાંથી પેલા નર ગોરખરની પીઠ ઉપર એક તીર માર્યો-જે પયકાન અને પર સાથ તે ગોરખરમાંથી પસાર થઇ ગયો.

અને નર અને માદા બન્નેને સાથે સીવી લીધાં-પાદશાહના આવા સરસ ઝખ્મથી લશ્કરનું દિલ રોશન થયું.

લશ્કરમાંથી જે કોઇયે કે તે ઝખ્મ જોયો-તેઓએ પાદશાહ ઉપર આફ્રીન કીધી,

કે "તારાં ખોરેહ ઉપરથી બૂરાઓની નઝર દૂર હોજો!-તારો સઘળો વખત ખુશહાલીમાં પસાર થજો!

આ ઝમાનામાં મર્દાનગી દેખાડવામાં તુંજ નવો છે-કારણકે તુંજ શેહનશાહ છે તુંજ પાદશાહ છે અને તુંજ પેહલવાન પણ છે."

## કોશતને બહ્‌રામ્ શીરાન્‌રા વ રફ્‌તનશ્ બખાનએ ગઉહર્ ફરૂશ્ વ ખાસ્તનશ્ દુખ્તરે ઊરા.

વઝાન્‌જા બરૂઅન્ગીખ્ત શબ્‌રન્ગ્ શાહ
યકી બીશહ પીશ અન્દરૂ આમદ્ બરાહ
દો શીરે એયાન્ પીશે આન્ બીશહ દીદ
કમાન્‌રા બઝેહ કરૂદો અન્દરૂ કશીદ
બેઝદ તીરૂ બરૂ સીનએ શીરે નરૂ
ગુઝરૂ કરૂદ તીરશ બપયકાનો પરૂ
બરે માદહ શુદ તીઝો બુકુશાદ શસ્ત
બરે શીરૂ બા ગેરૂદરાનશ બેબસ્ત
૧૭૧ ચુનીન્ ગોફ્ત કીન તીરે બી પરૂરૂ બુદ
નબુદ તીઝ પયકાને ઊ કરૂરૂ બુદ
સેપાહશ હમહ ખાન્દન્દ આફ્રીન
કે અય નામવરૂ શહરૂયારે ઝમીન
નદીદો ન બીનદ કસ અન્દરૂ જહાન
ચુ તૂ શાહ બરૂ તખ્તે શાહનશાહાન
ચુ બા તીરે બી પરૂ તો શીરૂ અફ્‌ગની
બપરૂ કુહે ખારા ઝે બુન બરૂ કની
બદાન્ મરૂઘઝારૂ અન્દરૂન રાન્દ શાહ
ઝે લશ્કરૂ હરાન્ કસ કે બુદ નીકુખાહ
યકી બીશહી દીદ પુરૂ ગૂસ્ફન્દ
શબાનાન્ ગુરીઝાન ઝે બીમે ગઝન્દ
યકી સરૂશબાન્ દીદ બહુરામરા
નદીદી ઝે બીમે દદ આરામરા
બદૂ ગોફ્ત બહુરામ કીન્ ગૂસ્ફન્દ
કે આરદ બદીન્ જાએ ના સૂદમન્દ
બદૂ સરૂશબાન્ ગોફ્ત કય નામદારૂ
ઝે ગીતી મન આયમ બદીન મરૂઘઝારૂ
હમ ઈન્ ગૂસ્ફન્દાને ગઉહરૂ ફરૂશ
બદશ્ત અન્દરૂ આવર્દમ અઝ કુહ દુશ
૧૭૨ તવન્ગરૂ ખોદાવન્દે ઈન્ ગૂસ્ફન્દ
ન પીચદ હમી અઝ નેહીબો ગઝન્દ
બખરૂવારૂ બા નામવરૂ ગઉહરસ્ત
હમાન્ ઝરૂરો સીમસ્તો હમ ઝીવરસ્ત
નદારદ જોઝ અઝ દુખ્તરી ચન્ગ્ ઝન
સરે જઅદો ઝુલ્ફશ શેકન બરૂ શેકન્
નખાહદ જોઝ અઝ દસ્તે દુખ્તરૂ નબીદ
કસી મર્દુમે પીરૂ અઝાન્‌સાન્ નદીદ
અગરૂ નીસ્તી દાદે બહુરામ શાહ
મરૂ ઊરા કુજા માન્દી ઈન્ દસ્તગાહ
શહન્શાહે ગીતી નફ્‌રશદ બઝરૂ
હમાન્ મૂબેદશ નીસ્ત બીદાદગરૂ
બગૂઈ મરા કીન દદાન્‌રા કે કોશ્ત
કે ઊરા ખોદાએ જહાન બાદ પોશ્ત

## બેહરામનું સિંહોને મારવું અને તેનું જવહેરીનાં ઘરમાં જવું અને તેની બેટીની માગણી કરવી.

પછી તે જગ્યાએથી પોતાના શબરંગ ઘોડાને આગળ હાંકયો-તેની આગળ રસ્તામાં એક જંગલ નઝર આવ્યું.

તે જંગલ આગળ બે વિકરાળ સિંહો જોયા-તેણે કમાનને ચિલ્લો ચઢાવી તેયાર કીધી.

અને નર સિંહની છાતીમાં એક તીર માર્યો-તે તેનો તીર પયકાન અને પર સાથે પસાર થઇ ગયો.

પછી તુરત તે માદા આગળ દોડયો અને તીર ફેંકયો-અને તેની છાતી અને કમર બન્ને વિંધી નાખ્યાં.

તે બોલ્યો કે "આ તીરને પીછું બાંધેલું નહીં હતું-અને તેથી પયકાન છતાં તે ઘણી તેઝ રહેતી નથી."

તેનાં તમામ લશ્કરે તેની ઉપર આફ્રીન કીધી-કે "ઓ દેશના નામવર પાદશાહ!

શેહનશાહોનાં તખ્ત ઉપર તારા જેવો પાદશાહ-દુન્યામાં કોઇયે જોયો નથી અને જોશે પણ નહીં.

જયારે તું પર વગરના તીરથી સિંહને મારે છે-ત્યારે તો તું પર સાથના તીરથી સખ્ત પહાડ બુનબેખથી ઉખેડી નાખે."

પછી પાદશાહ તે લીલોતરી ભરેલાં મયદાનમાં દાખેલ થયો-સાથે તેના વફાદાર લશ્કરીઓ હતા.

તેણે ગોસ્પંદોથી ભરેલું એક જંગલ જોયું-તેના ભરવાડો પોતાને ઇઝા થવાની ધાસ્તીથી નાસ્તા હતા.

તેઓના એક વડા ભરવાડે બેહરામને જોયો-કે જે ફાડીખાનારા જાનવરોના ભયથી જરા પણ આરામ નહીં પામતો હતો.

બેહરામે તેને કહ્યું કે "આ ગોસ્પંદો-આ નુકસાનકારક જગ્યામાં કોણ લાવે છે?"

વડા ભરવાડે કહ્યું કે "ઓ નામદાર! આ દુન્યામાંથી ફકટ હુંજ આ જંગલમાં આવું છું.

આ એક ગોહર વેચનાર જવહેરીનાં ગોસ્પંદો છે-ગઇ રાતેજ તેઓને પહાડ ઉપરથી આ જંગલમાં લાવ્યો છું.

આ ગોસ્પંદોનો તવંગર માલેક-કાંઇ પણ ભયથી કે આફતથી ડરતો નથી.

તે નામવર જવહેરી પાસે એક ખરવાર જેટલાં ગોહરો છે-તેમજ સોનું રૂપું અને ઘરેણાં છે.

તેને ત્યાં સારી રીતે ચન્ગ વગાડનારી એક બેટી સિવાય બીજું કાંઈ ફર્ઝંદ નથી-જેણીનાં માથાં ઉપરના ચોટલા અને ઝુલ્ફાં કરચલી વળેલાં છે.

તે બેટીના હાથ સિવાય કોઇને હાથનો દારૂ તે પીતોજ નથી-એવી રીતનો પીર મર્દ કોઇયે જોયોજ નથી.

અગર પાદશાહ બેહરામનો વાજબી ઇન્સાફ નહીં હતે-તો તેનો આવી રીતનો દબદબો કયાં રહેતે?

આપણા દેશનો શેહનશાહ પૈસાનો લોભ રાખતો નથી-તેમજ તેનો વઝીર પણ ઝુલ્મગાર નથી.

જરા તું મને કહે કે આ ફાડીખાનારાં જાનવરોને કોણે માર્યાં?-હું દોઆ કરૂં છું કે જેહાનનો પયદા કરનાર સાહેબ તેનો મદદગાર બનજો!"

બદૂ ગોફ્તૂત બહુરામ્ કીન્ હરૂદો શીરૂ
તબહુ શુદ ઝે પયકાને મર્દે દેલીરૂ
ચુ શીરાને જન્ગી બેકોશ્ત્ ઊ બેરફ્તૂત
સવારી સરફ્રાઝ્ બા ચારૂ હફ્તૂત
કુજા બાશદ અયવાને ગઉહરૂ ફરૂશ
પદીદારૂ કુન રાહો બરૂ મા મપૂશ
બદૂ સરૂશબાન ગોફ્તૂત અઝ ઈદરૂ બેરવ
દેહી તાઝહુ પીશ અન્દરૂ આયદત નવ
બશાહુરૂ આયદ આન્ મરૂદ અઝાન્ જાયગાહુ
બનઝ્દીકીએ કાખે બહુરામ શાહુ
ચુ ગરૂદૂન બેપૂશદ હરીરે સેયાહુ
બજશન્ આયદ આન્ મરૂદ બા દસ્તગાહુ
ગરૂ અયદૂન કે બાશદૂત લખ્તી દેરન્ગ્
બગૂશ આયદત નૂશો આવાએ ચન્ગ્
ચુ બેશનીદ બહુરામ બાલાય ખાસ્ત
યકી જામએ ખુસ્રવ આરાય ખાસ્ત
જુદા શુદ ઝે દસ્તૂરૂ વઝ લશ્કરશ
હમાના પુરૂ અઝ આરૂઝૂ શુદ સરશ
ચુનીન્ ગોફ્તૂત બા મેહુતરાન રૂઝબેહુ
કે અકૂનૂન શવદ શાહે ઇરાન્ બદેહુ
બેકૂબદ દરે ખાને ગઉહરૂ ફરૂશ
હમહુ સુએ ગોફ્તારૂ દારીદ ગૂશ
બેખાહદ મરાન્ દુખ્તરા અઝ પેદરૂ
નેહદ બી ગુમાન્ બરૂ સરશ તાજે ઝરૂ
વઝાનજા બસુશ્કૂએ ઝરૂરીન્ બરદ
દેગરૂ બરૂ શબેસ્તાને બર્ઝીન્ બરદ
નેયાબદ હમી સીરી અઝ ખોફૂતો ખીઝ
શબે તીરહુ ઝૂ જોફ્તૂત ગીરદ ગુરીઝ
શબેસ્તાન્ મરૂરા ફેઝૂન અઝ સદસ્ત
શહનશાહુ ચુ ઝીન્ ગૂનહુ બાશદ બદસ્ત
કુનૂન નોહુ સદો સી તન અઝ દુખ્તરાન
હમહુ બરૂ સરૂ અઝ અફૂસરાન્ ગઉહરાન્
શુમોરૂદહુસ્ત ખાદેમ બસુશ્કૂએ શાહુ
કઝીશાન્ કસી નીસ્ત બી દસ્તગાહુ
હમી બાઝ્ ખાહદ ઝે હરૂ મર્ઝો બૂમ
બસાલી પરીશાન્ શવદ મર્ઝે રૂમ
દેરીઘ્ આન્ બરો કેત્ફો બાલાએ ઊય
દેરીઘ્ આન્ રોખે મજલેસ આરાએ ઊય
નબીનદ ચુનૂ કસ બબાલાએ ઝૂરૂ
બયકૂ તીરૂ બરૂહમ બેદૂઝદ દો ગૂરૂ
તબહુ ગર્દદ અઝ ખોફૂતો ખીઝે ઝનાન્
બઝૂદી શવદ સુસ્ત ચૂન્ બીતનાન્
કુનદ દીદહુ તારીકો રોખસારહુ ઝરૂદ
બતન્ સુસ્ત ગર્દદ બરોખ લાજવરૂદ
ઝે બૂએ ઝનાન્ મૂય ગર્દદ સફીદ
સફીદી કુનદ ઝીન્ જહાન્ નાઉમીદ
ચુ ચઉગાન્ કુનદ કૂઝ બાલાએ રાસ્ત
ઝે કારે ઝનાન્ અન્દ ચૂનહુ બલાસ્ત
બયકૂ માહુ યકૂ બારૂ અઝ આમીખ્તન્
ગરૂ અફૂઝૂન બુવદ ખૂન બુવદ રીખ્તન્

બેહરામે તેને કહ્યું કે "આ બન્ને સિંહ-એક દિલાવર મર્દના તીરથી માર્યા ગયા છે.

જેવા તેણે તે જંગી સિંહોને મારી નાખ્યા કે તેવોજ તે પોતાના સાત સરફરાઝ સવાર સાથીઓની સાથ અહીંથી ચાલી ગયો છે.

પેલા ગોહર વેચનાર જવહેરીનો મેહલ કયાં આવ્યો છે?-તેનો રસ્તો બતાવ અને મારી નઝદીક કાંઈ પણ છૂપાવતો ના."

વડા ભરવાડે તેને કહ્યું કે "તું અહીંથી આગળ વધ-એટલે તારી નઝદીક એક નવું ખુશનુમા ગામડું આવશે. ૧૭૩

તે જગ્યાએ રહીને તે મર્દ શેહરમાં પાદશાહ બેહરામના મેહલની નઝદીકમાંજ જાય છે.

જ્યારે રાતે આસ્માન સીઆહ લેબાસ પેહેરે છે-ત્યારે તે મસ્તબા-વાળો મર્દ ખુશીની મજલેસ ભરે છે

અગર જો તું ત્યાં જરા થોભશે-તો તારા કાનમાં મયનૂશીનો અને ચંગ વાજન્તરનો આવાઝ આવશે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તેણે એક ઘોડો અને એક સણગારેલો પાદશાહી પોશાક મંગાવ્યો.

તે પોતાના વઝીર અને લશ્કરથી જુદો પડયો-ખચીત કે તેનું સર પેલી છોકરીની ખાહેશથી ભરેલું થયું હતું.

આથી રૂઝબેહ વઝીરે સરદારોને એ પ્રમાણે કહ્યું-કે "હવડાં ઈરાનનો પાદશાહ પેલાં ગામડાંમાં જશે.

તે પેલા જવહેરીનાં ઘરનો દરવાઝો ઠોકશે-તમો સઘળા મારી વાત તરફ ધ્યાન રાખો.

પેલી છોકરીની તેણીના બાપ પાસેથી પાદશાહ માગણી કરશે-અને ઝરૂર તે તેણીનાં સર ઉપર સોનાનું તાજ મેળશે.

અને ત્યાંથી તેણીને સોનેરી ઝનાનખાનામાં લઈ જશે-અને બર્ઝીનની છોકરીઓવાળાં ઝનાનખાનામાં એક બીજીને લઇ જશે.

બૈરીઓ સાથ સૂવા બેસવાથી તે ધરાતોજ નથી-રાતે તેની બૈરીઓ તેની આગળથી કંટાળીને નાસી જાય છે. ૧૭૪

તેનું ઝનાનખાનું સેંકડો કરતાં પણ વધુ સ્ત્રીઓનું બનેલું છે-જ્યારે શેહનશાહજ એવી રીતનો હોય ત્યારે તો તે ઘણુંજ બૂરૂં કહેવાય.

હમણાજ નવસોને ત્રીસ છોકરીઓ કે જે સઘળીઓનાં સર ઉપર ગોહરોનાં તાજ રહે છે,

તેઓની પાદશાહનાં ઝનાનખાનામાં નોકરે ગણત્રી કીધી છે-કે જેઓ-માંની કોઇ પણ સાળિયાણું લીધા વગરની નથી.

તે દરેક પારકા દેશ પાસેથી ખંડણી લીયે છે-જે આવી રીતે ખર્ચાતાં એક વર્ષમાં આખા રૂમ દેશનો ખઝાનો ખર્ચાઇ જઇને વયરાન થઈ જાય.

અફસોસ! તેના ફરાખ સીનાનો, મઝબૂત ખભાંનો અને બુલંદ કદનો-અફસોસ! તેના મજલેસને સણગારનારા ખુશનુમા ચેહરાનો!

કોઈ તેના જેવો કદમાં અને કૌવતમાં જોશે નહીં-કે જે એકજ તીરથી બે ગોરખરો સાથે સીવી લે છે.

પણ અઉરતોની સંગતથી તેની કાયા ખરાબ થઇ જશે-અને રોગિષ્ટ માણસો મિસાલ ઢીલો પડી જશે.

તેની આંખો અંધારી કરશે અને ચેહરો ફિક્કો બનાવશે-તે શરીરમાં દુર્બળ થઇ જશે અને તેના ગાલ કાળા પડી જશે.

ઔરતોની અભિલષથી મર્દના બાલ સફેદ થઇ જાય છે-અને તે સફેદી તેને આ દુન્યાથી નાઉમેદ બનાવી દે છે.

અને તેનાં સીધાં કદને ચઉગાનની લાકડી માફક વાંકું કરી નાખે છે-ઔરતની સંગતનાં કામથી ઘણીક જાતની આફતો છે. ૧૭૫

એક મહિનામાં એક મરતબે અઉરત સાથ મેળાપ કરવા કરતાં-જો તે વધારે મેળાપ કરે તો તે ખૂન રેડવા બરાબર છે.

હમીન્ માયહુ અઝ બહ્રે ફર્ઝન્દરા
બેબાયદ જવાને ખેરદમન્દરા
ચુ અફ્ઝૂન કુની કાહેશ અફ્ઝૂન બુવદ
કે સુસ્તી દેલે મરૂદ પુરૂ ખૂન બુવદ
બેરફ્તન્દ ગૂયાન્ બઅયવાને શાહ
યકી ગોફ્ત ખુરૂશીદ ગુમ કરૂદ રાહ

શબે તીરહ ચૂન રફ્ત બહરામ ગૂરૂ
પરસ્તન્દહ યકતન્ કે બહ્રે સુતૂરૂ
બેશુદ શાહ તા ખાને ગઉહરૂ ફરૂશ
ચુ આવાઝે ચન્ગ્ અન્દરૂ આમદ બગૂશ
હમી તાખ્ત ગૂલગૂન બઆવાએ ચન્ગ્
સુએ ખાને બાઝારૂગાન્ બી દેરન્ગ્
બેઝદ હલકહરા બરૂ દરો બારૂ ખાસ્ત
ખોદાવન્દે ખુરૂશીદરા યારૂ ખાસ્ત
પરસ્તન્દએ મેહરૂબાન્ ગોફ્ત કીસ્ત
ઝદન્ દરૂ શબે તીરહ અઝ બહ્રે ચીસ્ત
૧૭૬ ચુનીન્ દાદ પાસોખ કે શબ્ગીરૂ શાહ
હમી આમદ અઝ દસ્તે નખ્ચીરૂગાહ
બેલન્ગીદ દરૂ ઝીરે મન્ બારગી
અઝૂ બાઝ માન્દમ બબીચારગી
ચુનીન્ અસ્પો ઝરૂરીન્ સેતામમ્ બકૂય
બેદુઝદદ કસી મન્ શવમ ચારહ જૂય
બેયામદ કનીઝક બદેહકાન્ બેગોફ્ત
કે મર્દી હમી ખાહદ અઝ મા નેહોફ્ત
હમી ગૂયદ અસ્પમ બઝરૂરીન્ સેતામ
બેદુઝદન્દ અઝ ઈદરૂ શવદ કારૂ ખામ
ચુનીન્ દાદ પાસોખ કે બુકુશાય દરૂ
તો મેહમાન્ નદીદસ્તી ઈદરૂ મગરૂ
કનીઝક દવાન્ રફ્તો બુકુશાદ દરૂ
બબહરામ ગોફ્ત અન્દરૂ આય અય પેસરૂ
ચુ શાહ અન્દરૂ આમદ ચુનાન્ જાય દીદ
પરસ્તન્દહ હરૂજાય બરૂ પાય દીદ
ચુનીન્ ગોફ્ત કય દાદગરૂ યકુ ખોદાય
બખૂબી તોઈ બન્દહરા રહનુમાય
મબાદા જોઝ અઝ દાદ આઇને મન્
મબાદ આઝો ગર્દનકશી દીને મન્
૧૭૭ હમહ કારો કેર્દારે મન્ દાદ બાદ
દેલે ઝીરૂદસ્તાન્ ઝે મા શાદ બાદ
ગરૂ અફ્ઝૂન શવદ દાનેશો દાદે મન્
પસ અઝ મરૂગ્ રઉશન્ શવદ યાદે મન્
હમહ ઝીરૂદસ્તાન્ ચુ ગઉહરૂ ફરૂશ
બેમાનન્દ બા નાલએ ચન્ગો નૂશ
ચુ આમદ બબાલાએ અયવાન્ રસીદ
ઝે દરૂ દુખ્તરે નામવરૂરા બેદીદ
ચુ દેહકાન્ વરા દીદ બરૂપાય ખાસ્ત
બેયામદ બમ આવરૂદ બાલાય રાસ્ત
બદુ ગોફ્ત શબ્ બરૂ તો ફરૂખન્દહ બાદ
દેલે બદસેગાલાને તૂ કન્દહ બાદ

ડહાપણવાળા જવાન માણસે તો તે પોતાની પુંજી ફર્ઝંદને માટે જાળવી રાખવી જોઇયે.

જેમ જેમ તું આ કામ વધુ કરશે તેમ તેમ તને નુકસાન વધારે છે-અને નબળાઈથી માણુસનું દિલ ઝનુની બને છે."

એમ વાતો કરતા કરતા તેઓ પાદશાહના મેહલ તરફ ગયા-એક જણુ બોલ્યો કે "ખુરશીદ પોતાની રાહ ભૂલી ગયો છે (યાને પાદશાહ આડે માર્ગે ગયો છે)."

પેલી તરફ બેહરામ ગૂર અંધારી રાતે આગળ વધ્યો-પોતાના ઘોડાની સંભાળ માટે તેની સાથ એક માણુસ હતો.

પાદશાહ પેલા ગોહર વેચનારનાં ઘર નઝદીક જઈ લાગ્યો ત્યાં સૂધી ચાલ્યો-જ્યારે તેના કાનમાં ચંગનો આવાઝ સંભળાયો,

ત્યારે તેણે તે ચંગના આવાઝ ઉપર પેલા વેપારીનાં ઘર તરફ વગર ઢીલે ગુલગૂને ઘોડો હાંકવા લાગ્યો.

પછી તેણે આફતાબને પયદા કરનાર સાહેબની મદદ માગી-તેના દરવાઝાનું કડું ઠોકી અંદર જવાની રઝા માગી.

એક માયાળુ દાસીએ પૂછ્યું કે "એ કોણ છે-અને આવી અંધારી રાતે શા માટે બારણું ઠોકે છે?"

બેહરામે એવો જવાબ દીધો કે "આજે સવારે પાદશાહ-શિકારનાં મયદાનમાંથી આવતો હતો,

તે વખતે મારો ઘોડો લંગડાવા લાગ્યો તેથી હું લાચારીએ તેનાથી પાછળ રહી ગયો છું.

મારો ઘોડો અને સોનેરી લગામ મોહલામાં-કોઈ ચોરી જાય તેથી હું મદદ શોધું છું."

પેલી દાસી આવી અને દેહકાનને કહ્યું-કે "એક મર્દ આપણી પાસે આસરો માગે છે.

તે કહે છે કે મારો સોનેરી લગામ સાથનો ઘોડો-અહીંથી જો કોઈ ચોરી જશે તો મારૂં કામ બગડી જશે."

તેણે જવાબ દીધો કે "દરવાઝો ખોલ-તેં શું કદી અહીં મેહમાન આવેલો નથી જોયો?"

પેલી દાસી દોડતી કે ગઈ અને દરવાઝો ખોલ્યો-તેણે બેહરામને કહ્યું કે "ઓ બેટા અંદર આવ."

જ્યારે પાદશાહ અંદર આવ્યો અને એવી રીતની જગ્યા જોઇ અને દરેક જગ્યાએ દાસીઓ ઉભેલી જોઈ,

ત્યારે તે બોલ્યો કે "ઓ દાદગર એકલા એક ખોદા!-તારા બંદાને ભલાઇનો રસ્તો દેખાડનાર તુંજ છે.

ઈન્સાફ સિવાય મારી રીતભાત બીજી હોતીજ ના-લોભ અને મગરૂરી એ મારો ધર્મજ ના હોતો!

મારાં સઘળાં કામો અને ચાલચલણ ઇન્સાફી હોજો!-મારી રૈયતનાં દિલ મારીથી ખુશહાલ થજો!

જો મારૂં ડહાપણ અને ઇન્સાફ ઝેયાદા થશે-તો મારાં મરણ પછી મારી યાદ રોશન રહેશે.

મારી સઘળી રૈયત આ ઝવહેરીની માફક ચન્ગના સુરોદ અને મયનૂશી સાથ સારી હાલતમાં રહેશે."

જ્યારે તે મેહલના માળ ઉપર જઈ પુગ્યો-ત્યારે પેલા નામચીન જવહેરીની છોકરીને બારણાંમાંથી જોઇ.

જ્યારે દેહકાને બેહરામને જોયો ત્યારે તે ઉભો થયો-અને આગળ આવી પોતાનું સીધું કદ નમાવ્યું.

અને બોલ્યો કે "આજની રાત તારી ઉપર મુબારક હોજો!-અને તારા દુશ્મનોનાં દિલ તુટેલાં બનજો!"

નેહાલી બેયફૂગન્દો બાલેશ નેહાદ<br>
કે દીદારે ઊ મીઝબાન્ ગશ્ત શાદ<br>
ગેરાનમાયહ ખાની બેયાવરૂદ મરૂદ<br>
બઝ ખુર્દનીહા કે ગર્મો કે સરૂદ<br>
બેયામદ યકી મર્દે મેહતરૂ પરસ્ત<br>
બેફરૂમૂદ તા અસ્પે ઊરા બેબસ્ત<br>
પરસ્તન્દહરા નીઝ ખાન્ ખાસ્તન્દ<br>
યકી જાએ દીગરૂ બેયારાસ્તન્દ<br>
હમાન્ મીઝબાન્રા યકી ઝીરૂગાહ<br>
નેહાદન્દો બેન્શસ્ત નઝદીકે શાહ<br>
બપૂઝેશ બેયારાસ્ત પસ મીઝબાન્<br>
બબહરામ ગોફ્ત અય ગવે પહલવાન્<br>
તોઈ મીહમાન્ અન્દરીન્ કાખે મન્<br>
બેયારાય બા રાય ગુસ્તાખે મન્<br>
ચુ નાન્ ખુર્દહ શુદ જામ બાયદ ગેરેફ્ત<br>
બખાબે ખુશ આરામ બાયદ ગેરેફ્ત<br>
શબે તીરહો બાદએ ખુસ્રવી<br>
ચુ ગશ્તી કે મય સીરૂ પસ બેઘનવી<br>
ચુ અઝ ખાબ્ બીદારૂ ગર્દી પગાહ<br>
હમી તાખ્ત બાયદ બઆઇને શાહ<br>
બદૂ ગોફ્ત બહરામ તીરહ શબાન્<br>
કે યાબદ ચુ તૂ તાઝહ રોખ મીઝબાન્<br>
બયઝદાન્ નબાયદ બુદન્ નાસેપાસ<br>
દેલે નાસેપાસાન્ બુવદ પુરૂ હેરાસ<br>
કનીઝકૂ બેબોરૂદ આબ્દસ્તાનો તશ્ત<br>
કે દીદારે મેહમાન્ હમી ખીરહ ગશ્ત<br>
ચુ શુદ દસ્ત શુસ્તહ મયો જામ ખાસ્ત<br>
બમય રામેશો કામો આરામ ખાસ્ત<br>
બેયાવરૂદ જામી કનીઝકૂ નબીદ<br>
મયે સોરૂખ હમચુ ગુલે શમ્બલીદ<br>
બેયાઝીદ દેહકાન્ બજામ અઝ નુખોસ્ત<br>
બેખુર્દો બમુશ્કો ગોલાબશ બેશોસ્ત<br>
બબહરામ દાદ આન્ દેલારામ જામ<br>
બદૂ ગોફ્ત મય ખારહરા ચીસ્ત નામ<br>
હમ અકૂનૂન બદીન્ બા તો પયમાન્ કુનમ<br>
બબહરામ શાહત ગેરઊગાન્ કુનમ

ફેરાવાન્ બેખન્દીદ અઝ શહરૂયારૂ<br>
બદૂ ગોફ્ત નામમ ગોશસ્પે સવારૂ<br>
મન્ ઈદરૂ બઆવાઝે ચન્ગ્ આમદમ<br>
ન અઝ બહરે જામો દેરન્ગ્ આમદમ<br>
બદૂ મીઝબાન્ ગોફ્ત કીન્ દુખ્તરમ<br>
હમી બાસ્માન્ અન્દરૂ આરદ સરમ<br>
હમ ઊ મય ગુસારસ્તો હમ ચન્ગ્ ઝન્<br>
હમ ઊ ચામહ ગૂયસ્તો અન્દુહ શેકન્<br>
દેલારામરા આરૂઝૂ નામ બૂદ<br>
હમાન્ મયગુસારો દેલઆરામ બૂદ<br>
બસર્વે સહી ગોફ્ત બરદારૂ ચન્ગ્<br>
બપીશે ગુશસ્પ આય બા બૂયો રન્ગ્

તેણે એક બિછાનું પાંથર્યું અને તકયો મૂકયો-પેલો મેઝબાન બેહરામના દીદારથી ઘણો ખુશહાલ થયો.

એક નોકર એક ઘણાં કીમતી ખાણાંનો ખુમચો લાવી હાઝેર કર્યો-જેમાં મર્માગર્મ તેમજ બીજી થંડી વાણીઓ હતી.

બીજો એક વફાદાર નોકર આવ્યો-તેને પેલા શેઠે હોકમ કીધો જેથી બેહરામના ઘોડાને બાંધ્યો.

બેહરામના નોકર માટે પણ ખાણું મંગાવ્યું-અને તેને માટે પણ બીજી ઉતારાની જગ્યા તૈયાર કરાવી.

તેમજ તે મેઝબાનને માટે પણ એક ખુરસી-મૂકવામાં આવી અને તે પણ પાદશાહની નઝદીક બેઠો. ૧૭૮

પછી તે મેઝબાન ઓઝરખાહી કરવા લાગ્યો-અને બેહરામને કહ્યું કે "ઓ બહાદુર પેહલવાન!

મારા ઘરમાં તું મેહમાન થયો છે-માટે મારા નાકેસ વિચાર મુજબ ચાલવાની કોશેશ કરજે,

જ્યારે ખાણું ખલાસ થશે ત્યારે આપણ મયની જામ લઇશું-અને પછી ખુશ ખાબ કરવા માટે આરામ કરીશું.

રાત અંધારી છે અને આ પાદશાહી શરાબ છે-જ્યારે તું શરાબથી ધરાય ત્યારે ઊંઘાઈ જજે.

સવારે જ્યારે તું ખાબમાંથી બેદાર થાય-ત્યારે તારા પાદશાહની ખિદમત બજાવવા માટે દોડી જજે."

બેહરામ બોલ્યો કે "આ અંધારી રાતે-તારા જેવા ખીલેલા ચેહરાનો મેઝબાન કોણને મળે?

ખોદાતાલાથી નાસેપાસ નહીં થવું જોઇયે-નાસેપાસ થનારાઓનાં દિલ હમેશે ધાસ્તી ભર્યાં રહે છે."

પછી એક છોકરી કળશિયો અને તશ્ત તેની આગળ લઇ ગઇ-અને તે મેહમાનનો ચેહરો જોઈ અજબ થઈ.

જ્યારે હાથ ધોવાઇ રહ્યા ત્યારે મય અને મયની જામ માગી અને તે મય સાથ ખુશહાલી, મુરાદ અને આરામ ચાહ્યો.

જેથી પેલી કુંવારિકા શરાબની એક જામ અને શમ્બલીદનાં ફૂલ જેવો લાલ મય લાવી. ૧૭૯

પહેલાં પેલા દેહકાને તે જામ ઉપર હાથ લમ્બાવ્યો-તે તેણે પીધી અને કસ્તુરી તેમજ ગોલાબનાં પાણીથી તેને ધોઇ કાઢી.

પછી પેલી દેહકાનની કામરૂપ છોકરીએ તે મયની જામ બેહરામને આપી બોલી કે "આ મય પીનારનું નામ શું છે?

આ પળે તારી આગળ સઊગન્દ ખાઉં છું-કે તને ગિરોમાલ તરીકે બેહરામશાહને આપી દઈશ (તું મને મારા જીવ જેવો વહાલો લાગે છે. જેમ મારા જીવને બેહરામશાહને ફિદા કરૂં તેમ તને ફિદા કરીશ)."

એવું સાંભળીને પાદશાહ ઘણું હસ્યો-અને કહ્યું કે "મારૂં નામ 'સવાર ગુશસ્પ' છે.

હું ચન્ગ વાજન્તરનો આવાઝ સાંભળીને અહીં આવ્યો છું-નહીં કે મયની જામ પીવા માટે કે આસાયેશ લેવા માટે આવ્યો છું."

પેલા મેઝબાને તેને કહ્યું કે "આ મારી બેટી છે-કે જેણી મારૂં સર આસ્માન ઉપર લઇ જાય છે.

મારી શરાબ પાનારી પણ એજ છે અને મોરચંગ વજાડનારી પણ એજ છે ગઝલ ગાનારી પણ એજ છે અને મારો ગમ દૂર કરનારી પણ એજ છે."

તે દિલારામનું નામ "આરઝૂય" હતું-તેમજ તેણી મય પાનારી અને દિલને આરામ આપનારી હતી.

બાપે પેલી સીધાં સરોવર જેવી છોકરીને કહ્યું કે "તું ગોશસ્પની નઝદીક ખુશ ખુશહાલ આવ અને મોરચંગ વગાડ."

૧૮૦ બેયામદ બરે પાદ્શા ચન્ગ્ ઝન્
ખરામાન્ બસાને ચકી નારવન્
બબહ્રામ્ ગોફ્ત અય ગુઝીદહ્ સવારૂ
બહરૂ ચીઝ્ માનન્દએ શહ્રૂયારૂ
ચુનાન્ દાન્ કે ઈન્ ખાનએ સૂરે તોસ્ત
પેદરૂ મીઝ્બાનસ્તો ગન્જૂરે તોસ્ત
શબાને સેયહ્ બરૂ તો ફર્ખુન્દહ્ બાદ
સરત્ બરૂ તરૂ અઝ અબ્રે બારન્દહ્ બાદ
બદ્ગ ગોફ્ત બેન્શીનો બરૂદારૂ ચન્ગ્
યકી ચામહ્ બાયદ્ મરા બી દેરન્ગ્
શવદ્ પીરૂ માહ્યારૂ એમ્શબ્ જવાન્
ગેરઉગાન્ કુનદ્ પીશે મેહ્માન્ રવાન્
ઝને ચન્ગ્ ઝન્ ચન્ગ્ દરૂ બરૂ ગેરેફ્ત
નુખોસ્તીન્ ખોરૂશે મુઘાન્ બરૂ ગેરેફ્ત
ચુ રૂદે બરીશમ્ સખુનગૂય ગશ્ત
હમહ્ ખાનહ્ અઝ્ વય સમન્ બૂય ગશ્ત
બેઝદ્ ચામએ બાબે ખુદ માહ્યારૂ
તો ગોફ્તી બેનાલદ્ હમી ચન્ગ્ ઝારૂ
પેદરૂરા ચુનીન્ ગોફ્ત્ કય માહ્યારૂ
ચુ સર્વે સહી બરૂ લબે જૂયબારૂ

૧૮૧ ચુ કાફૂરૂ ગેર્દે ગુલે સોરૂખ મૂય
ઝબાન્ ગરૂમ્ ગૂયો દેલ્ આઝરૂમ્ જૂય

હમીશહ્ બદ્અન્દીશત્ આઝર્દહ્ બાદ
બદાનેશ્ રવાને તો પર્વર્દહ્ બાદ
તોઈ ચૂન્ ફરીદૂને આઝાદહ્ ખૂય
મનમ્ ચૂન્ પરસ્તારૂ નામ આરૂજૂય
ઝે મેહ્માન્ ચુનાન્ શાદ ગશ્તમ્ કે શાહ્
બજન્ગ્ અન્દરૂન્ ચીરહ્ બીનદ્ સેપાહ્
ચુ ઈન્ ગોફ્તહ્ શુદ્ સૂએ મેહ્માન્ ગુઝશ્ત્
અબા ચામહો ચન્ગે નાલાન્ ગુઝશ્ત્
બમેહ્માન્ ચુનીન્ ગોફ્ત્ કય શાહ્ ફશ
બલન્દ્ અખ્તરો યક્દેલો કીનહ્ કશ
કસી કૂ નદીદસ્ત બહ્રામરા
સેતૂદહ્ સવારે દેલારામરા
નેગહ્ કરૂદ્ બાયદ્ બરૂએ તો બસ
જોઝ્ ઊરા નમાની ઝે લશ્કરૂ બકસ
મેયાનત્ ચુ ઘર્વસ્તો બાલા ચુ સરૂવ
ખરામાન્ શુદહ્ સરૂવ હમચૂન્ તઝરૂવ
બદેલ્ નરૂરહ્ શીરી બતન્ ઝન્દહ્ પીલ્
બઆવરૂદ્ ખેશ્ત અફગની બરૂ દો મીલ્

૧૮૨ દોખાનત્ બગુલ્નારૂ માનદ્ દુરોસ્ત
ચે ગૂઇ બમય બર્ગે ગુલ્રા કે શોસ્ત
દો બાઝૂ બકેર્દારે રાને હયૂન્
ઝે પાય અન્દરૂ આરી કોહે બીસતૂન્
બરન્જ આફરીનદ્ ફલક્ ચૂન્ તો મરૂદ
નદીદમ્ બસાને તો અન્દરૂ નબરૂદ
તને આરૂઝૂ ખાક પાએ તો બાદ
હમહ્ સાલહ્ ઝેન્દહ્ બરાએ તો બાદ

તે મોરચંગ વજાડનારી દાડમનાં ઝાડ જેવી ખીલતી કળી નાઝ નખરાં સાથ ચાલતી પાદશાહની નઝદીક આવી.

અને બેહરામને કહ્યું કે "ઓ દરેક બાબતમાં પાદશાહને મળતા આવતા નામીચા સવાર!

તું એમજ સમજ કે આ ખુશી ભોગવવાનું ઘર તારૂં પોતાનુંજ છે-મારો બાપ તારો મેઝબાન અને તારોજ ખઝાન્ચી છે.

આ સીઆહ રાત તારી ઉપર મુબારક થજો!-અને તારૂં સર વરસતાં વાદળ કરતાં પણ ઊંચું હોજો!"

બેહરામે તેને કહ્યું કે "તું મારી આગળ બેસ અને આ મોરચંગ વગાડ-મને વગર ઢીલે એક ગઝલ ગાઇ સંભળાવ.

આજ રાતે આ બુઢ્ઢો માહીયાર ઝરૂર જવાન બની જશે-અને આ મેહમાનની નઝદીક પોતાનો જીવ ગિરવી મૂકશે."

તે મોરચંગ વગાડનારીએ મોરચંગ હાથમાં લઇને-પહેલાં "મુઘાન" નામનો સૂર ખેંચ્યો.

જ્યારે રેશમના તારોમાંથી સુરોદો નીકળવા લાગ્યા-ત્યારે તમામ ઘર તે આવાઝથી મધુર બની ગયું.

પોતાના બાપ માહીયારની જોડેલી ગઝલ ગાઈ-તે કરૂણારસ ભરેલી ગઝલથી ગોયા મોરચંગ પણ રડવા લાગ્યો.

તેણીએ બાપને એ પ્રમાણે કહ્યું કે "ઓ માહીયાર!-નદી કિનારે બેસાડેલાં સરોવરનાં ઝાડ જેવો તું છે.

લાલ બાલવાળો ગોલાબ જેવો તારો ચેહરો હવે કપૂર જેવો સફેદ થઇ ગયો છે-તો પણ તારી ઝબાનમાંથી મીઠા બોલ હજી નીકળે છે-અને તારૂં મન શાન્તિના વિચારોથી ભરપુર છે

તારા દુશ્મનો હમેશ દુઃખી બનજો!-તારો આત્મા ડહાપણમાંજ પર્વરેશ થયલો હોજો!

તું ઉદાર ખસ્લતના પાદશાહ ફરીદૂન જેવો છે-હું તારી દાસી જેવી છું. આરઝૂય મારૂં નામ છે.

હું આ મેહમાનથી એવી ખુશી થઈ છું કે જેમ એક પાદશાહ-પોતાનું લશ્કર લડાઈમાં ફતેહ પામેલું જોઇને ખુશી થાય."

જ્યારે તેણી એટલું બોલી રહી ત્યારે ગઝલ ગાતી અને મોરચન્ગના સુરોદ કરતી મેહમાન તરફ ગઈ.

મેહમાન બેહરામને એ પ્રમાણે કહેવા લાગી કે "ઓ પાદશાહ મિસાલના-બુલંદ સેતારાના, એક મતના અને લડાયક સવાર!

જે કોઇ શખ્સે કે વખાણ પામેલા અને દિલને આરામ આપનાર સવાર બેહરામને જોયો નહીં હોય,

તેણે બસ તારા ચેહરા ઉપર નઝર કરવી જોઇએ-તેનાં લશ્કરમાંથી તું તેના સિવાય બીજા કોઇને મળતો આવતો નથી

તારી કમર બરૂ જેવી પાતળી અને તારૂં કદ સરોવરનાં ઝાડ જેવું સીધું છે-ગોયા સીધું સરોવર તીતરની માફક લાડથી ચાલતું બન્યું છે.

તું હિમ્મતમાં નર સિંહ જેવો છે અને બદનમાં મસ્ત હાથી જેવો છે-લડાઈમાં તું બે માઇલ સૂધી ભાલો દૂર ફેંકી શકે છે.

તારા બન્ને ગાલ દાડમનાં ફૂલને મળતા આવે છે-કહે કે આ ફૂલની પાંદડી જેવા ગાલને લાલ મયથી કોણે ધોયા છે?

તારી બન્ને બાઝૂ ઊંટની રાન મિસાલ ઝબરી છે-બીસ્તુન નામનો પહાડ પણ તું ઉખેડી કાઢે છે.

આસ્માન ઘણી મુશ્કેલીએ તારા જેવા બહાદુર મર્દો પયદા કરે છે-મેં તારા જેવો લડાયક લડાઇનાં મયદાનમાં પણ જોયો નથી.

આરઝૂયનું શરીર તારા પગની ખાક બનજો!-અને તેણી સઘળાં વર્ષ તારેજ માટે ઝિંદગી ગુઝારજો!

જહાન્દારૂ અઝાન્ ચામહો ચન્ગે ઊય
ઝે દીદારો બાલાઓ ફર્હન્ગે ઊય
બરૂ બરૂ બદાન્ગૂનહ્ શુદ્ મુબ્તલા
કે ગોફૂતી હેલશ્ ગશ્ત ગન્જે બલા
ચુ દરૂ પીશે ઊ મસ્ત શુદ્ માહુયારૂ
ચુનીન્ ગોફૂત બા મીઝબાન્ શહુરૂયારૂ
કે દુખ્તરૂ બમન્ દેહ્ બઆઇનો દીન્
ચુ ખાહી કે યાબી બદાદ્ આફરીન્
ચુનીન્ ગોફૂત બા આરૂઝૂ માહુયારૂ
કઝીન્ શીરૂ દેલ્ ચન્દ્ ખાહી નેસારૂ
નેગહ્ કુન્ બદ્ તા પસન્દ્ આયદત્
બરે ઊ શવી સૂદ્મન્દ્ આયદત્
ચુનીન્ ગોફૂત બા માહુયારૂ આરૂઝૂય
કે અય પીરે આઝાદએ નીકુખૂય
મરા ગરૂ હમી દાદ્ ખાહી બકસ
હમાલમ્ ગુશસ્પે સવારસ્તો બસ
કે બાશદ્ કે બીનદ્ બદીનગૂનહ્ મરૂદ્
બેગૂયદ્ બબહુરામ્ કઝ રાહ્ બરૂદ્
બગોફૂતારે દુખ્તરૂ પસન્દહ્ નકરૂદ્
બબહુરામ્ ગોફૂત અય સવારે નબરૂદ્
બઝર્ફી નેગહ્ કુન સરા પાએ ઊય
હમાન્ ફૂરોશો દાનેશો રાએ ઊય
નેગહ્ કુન બદેલ્ તા પસન્દે તો હસ્ત
અઝૂ આગહી બેહતરસ્ત અઝ નેશસ્ત
બદીન્ નીકુઈ નીઝ દર્વીશ નીસ્ત
બગોફૂતન્ મરા રાય કમ્ બીશ નીસ્ત
અગરૂ બેશ્મરી ગઉહરે માહુયારૂ
ફોઝૂન આયદ્ અઝ બદ્રએ શહુરૂયારૂ
મકુન્ સરૂસરી એમશબ્ આરામ ગીરૂ
ગરૂ ઊરા હમી બાયદત્ જામ ગીરૂ
બમસ્તી બુઝોર્ગાન્ ન બન્દન્દ્ બન્દ્
બવીઝહ્ ઝની કૂ બુવદ્ અરૂજમન્દ્
બેમાન્ તા બરૂ આયદ્ બલન્દ્ આફૂતાબ્
સરે નામદારાન્ બરૂ આયદ્ ઝે ખાબ્
બેયારીમ પીરાને દાનન્દહ્ રા
શેકીબા દેલો નીઝ ખાનન્દહ્ રા
શબે તીરહ્ અઝ રસ્મ બીરૂન્ બુવદ્
ન આઇને શાહ્ આફરીદૂન્ બુવદ્
ન ફરૂરોખ બુવદ્ મસ્ત ઝન્ ખાસ્તન્
દેગરૂ નીઝ કારી નવ્ આરાસ્તન્
બદ્ ગોફૂત બહુરામ કીન્ બીહુદસ્ત
ઝદન્ ફાલે બદ્ રાયો રાહે બદસ્ત
પસન્દે મનસ્ત એમશબ્ ઈન્ ચન્ગ્ ઝન્
તો ઈન્ ફાલે બદ્ તા તવાની મઝન્
પેદરૂ ગોફૂત બા દુખ્તરૂ અય આરૂઝૂય
પસન્દી તો ઊરા બદીદારો ખૂય
બદ્ ગોફૂત આરી પસન્દીદમશ્
બચશ્મો સરૂ અઝ દૂરૂ ચૂન્ દીદમશ્
બેકુન્ કારો કર્દહ્ બયઝદાન્ સેપારૂ
ન ગરૂદૂન્ બકીનસ્ત બા માહુયારૂ

પાદશાહ તેણીની ગઝલથી અને તેણીનાં ચન્ગ વાજન્તરથી-તેમજ તેણીના ચેહરા, કદ અને દાનાઇથી,

તેણીની ઉપર એવી રીતનો મોહિત પડયો-કે ગોયા તેનું દિલ એક આફતનો ખઝાનોજ થઇ પડયું.

જ્યારે તેની આગળ માહીયાર મયથી મસ્ત બન્યો-ત્યારે પાદશાહે તે મેઝબાનને એ પ્રમાણે કહ્યું,

કે “જો તું ચાહતો હોય કે ઇન્સાફની રૂએ તું નામના મેળવે-તો તું તારી બેટી રીત, રેવાજ અને દીન ધર્મ પ્રમાણે મને આપ.”

માહીયારે પોતાની દીકરી આરઝૂયને કહ્યું કે “કયાં સુધી આ સિંહનાં દિલ ધરાવનાર શખ્સને પ્યારની આગમાં બાળ્યા કરશે?

તું ધ્યાન પુગાડી જો કે તને એ પસંદ આવે છે કે નહીં-જો તું એની સાથ પરણશે તો તને ફાયદો થશે?”

આરઝૂએ માહીયારને એવો જવાબ દીધો-કે “ઓ નેક ખસ્લતના પ્રતાપી બુઢ્ઢા બાપ! 183

જો તું મને કોઈની સાથે પણ પરણાવવા ચાહતો હોય-તો મારી બરાબરનો જોડિયો બસ આ બહાદુર સવાર ગોશસ્પ છે.

પાદશાહ બેહરામને જઇને કોણ કહેવાનું છે કે આવા મર્દને ફૂસલાવી લઇ ગઇ?”

તેણે પોતાની બેટીના બોલવાને પસંદ કીધું નહીં-અને બેહરામને કહ્યું કે “ઓ લકાયક સવાર!

તું તેણીને પગથી માથાં સૂધી ખૂબ તપાસીને જો-તેમજ તેણીની હિલચાલ, દાનાઇ અને વિચાર ઉપર બારીક નઝર કર.

તું વિચારી જો કે તેણી તારાં દિલને પસંદ પડે છે?-બેસી રહેવા કરતાં તેણીને માટેની ખબર મેળવવી વધારે સારી છે.

આટલી બધી ખૂબીઓ છતાં તેણી કાંઈ ગરીબ હાલતમાં પણ નથી-આ બાબતમાં વધતું આછું બોલવાનો મારો વિચાર નથી.

જો તું માહીયારનાં ગોહરોની ગણત્રી કરવા માગશે-તો તે પાદશાહની થેલીમાંનાં ગોહરો કરતાં પણ વધારે નીકળશે.

અગરજો તને આ છોકરી જોઇતી હોય તો મયની જામ ઉઠાવ-દોડાદોડ ના કર અને આજની રાત અહીંજ આરામ કર.

કારણ મોટાં માણસો શરાબની મસ્તીમાં નેકાહનાં ગાંઠ બાંધતા નથી-તેમાં ખાસ કરીને જે અઉરત કે તેને ઘણીજ વહાલી હોય તેના તો નહીંજ.

માટે સવારે આફતાબ પોતાની બુલંદી ઉપર આવે અને બીજા નામદાર લોકોનાં સર ખાબમાંથી બેદાર થાય ત્યાં સુધી તું થોભી જા. 184

પછી આપણે અનુભવી બુઢ્ઢાઓને, ધીરજવંત શખ્શોને અને નેકાહ પઢનારને લઇ આવીશું.

અંધારી રાતે એવું કરવું કાયદાથી ઉલટું છે-તેમજ પાદશાહ ફરીદૂનની રાહ રસ્મ મૂજબનું પણ નથી.

છાકટ હાલતમાં પરણવું અથવા કશું નવું કામ આરંભવું એ અપશુકન ભર્યું ગણાય છે.”

બેહરામ બોલ્યો કે “આ બેહુદી વાત છે-આવા બૂરા શુકન કાઢવા એ બૂરા વિચાર અને બૂરી રસમ છે.

આ મોરચન્ગ વગાડનારીએ આજ રાતે મને મોહિત કીધો છે-માટે તું બને ત્યાં સૂધી એને માટે અપશુકન ના કાઢ.”

ત્યારે બાપે પોતાની બેટીને પૂછયું કે “ઓ આરઝૂય!-તું એને ચેહરામાં અને એની રાહ રીતીમાં પસંદ કરે છે?”

છોકરીએ તેને કહ્યું કે “હા, જ્યારથી મેં એને દૂરથી જોયો ત્યારથીજ ખરાં દિલથી પસંદ કીધો છે.

તું તારૂં કામ કર અને તે કરીને ખોદાને સોંપ-ફરતો આસ્માન માહીયાર સાથ ઝઘડો કરશે નહીં.”

બદૂ ગોફ્તા કફ્નૂન તો જોફ્તે વઈ
ચુનાન્ દાન્ કે અન્દર્ નેહોફ્તે વઈ
૧૮૫ બદૂ દાદો બહ્રામ ગૂરશ બેખાસ્ત
ચુ શબ્ રૂઝ શુદ્ કારહા ગશ્ત રાસ્ત
પરસ્તન્દહ્ તાઝાનએ શહ્‌રયાર્
બેયાવીખ્ત અઝ્ દર્ગહે માહ્‌યાર્
સુએ હુજ્રએ ખીશ રફ્ત આર્ઝૂય
સરાઇ હમહ્ ખોફ્તહ્ બુદ ચાર્ સૂય
બેયામદ્ બજાઈ દેગર્ માહ્‌યાર્
હમી સાખ્ત કારે ગોશસ્પે સવાર્
પરસ્તન્દહ્‌રા ગોફ્ત દર્હા બેબન્દ
કસીરા બેતાઝ્ અઝ્ પય ગૂસ્ફન્દ
નબાયદ્ કે આરન્દ્ ખાન્ બી બરહ્
બરહ્ નીઝ્ પર્વર્દહ્ બાયદ્ સરહ્
હમી બાશ પીશે ગુશસ્પે સવાર્
ચુ બીદાર્ ગર્દદ્ ફેકાઅ વીખ આર્
યકી જામે કાફૂર્ બર્ પુર્ ગોલાબ્
ચુનાન્ કુન કે બૂયા બુવદ્ જાએ ખાબ્
મન્ અઝ્ જામે મય હમચુનાનમ કે દૂશ
નતાબદ્ બમય પીરે ગઉહર્ ફરૂશ
બેગોફ્ત ઇનો ચાદર્ બસર્ દર્ કશીદ્
તનઆસાનીઓ ખાબ્‌રા બર્ ગુઝીદ્
૧૮૬ ચુ ખુર્શીદે તાબન્દહ્ બેન્મૂદ્ તાજ
ઝમીન્ શુદ્ બકેર્દારે તાબન્દહ્ આજ
બેયામદ્ સેપર્દારો ઝૂબીન્ કશાન્
બેજુસ્તન્દ્ અઝાન્ તાઝેયાનહ્ નશાન્
સેપહ્ અન્જુમન્ શુદ્ બદર્ગાહ્ બર્
ચુનાન્ હમ કુજા બર્ દરે શાહ્ બર્
હરાન્ કસ કે તાઝાનહ્ દાનેસ્ત બાઝ્
બેરફ્તન્દો બોર્દન્દ્ પીશશ નમાઝ્
ચુ દર્બાન્ બેદીદ્ આન્ સેપાહે ગરાન્
સેપહ્‌દાર્ બેસ્યારો ઝૂબીન્ વરાન્
બેયામદ્ સરે ખોફ્તહ્ બીદાર્ કર્દ્
હમાન્ અઝ્ મયે નાબ્ હુશ્યાર્ કર્દ્
બદૂ ગોફ્ત બર્ખીઝો બુક્શાય દસ્ત
ન હન્ગામે ખાબસ્તો જાએ નેશસ્ત
કે શાહે જહાનસ્ત મેહ્‌માને તૂ
બદીન્ બીનવા મીહનો માને તૂ
યકાયક્ દેલે મર્દે ગઉહર્ ફરૂશ
ઝે ગોફ્તારે દર્બાન્ બર્આમદ્ બજૂશ
બદૂ ગોફ્ત કીન અઝ્ ચે ગૂઈ હમી
પયે શહ્‌રયાર્ અઝ્ ચે જૂઈ હમી
૧૮૭ હમાન્ ચૂન ઝે ગૂયન્દહ્ બેશ્નીદ્ રાસ્ત
ખોરૂશાન્ અઝાન્ જામહ્ બર્પાય ખાસ્ત
બદર્બાન્ બર્ આશોફ્તો ગોફ્ત ઈન્ સોખન
નગૂયદ્ ખેરદ્મન્દ્ મર્દે કોહન્
પરસ્તન્દહ્ ગોફ્ત અય જહાન્દીદહ્ મર્દ્
તોરા બર્ ઝમીન્ શાહે ઈરાન્ કે કર્દ્
સેપાહસ્ત ચન્દાન્ બદર્ગાહે તૂ
કે ગર્ બુગ્ઝરી તન્ગ્ શુદ્ રાહે તૂ

બાપ બોલ્યો કે "ત્યારે જા, હવે તું એની બૈરી થઈ-એમ સમજ કે તું એનાં ઝનાનખાનામાંજ બેઠેલી છે."

પછી બેહરામ ગૂરે તેણીના હાથની માગણી કરી અને પેલાએ તેણીને સોંપી આપી-જ્યારે રાત પુરી થઇ અને સવાર પડી ત્યારે સઘળું કામ પાર પડયું.

હવે પેલા નોકરે પાદશાહનો ચાબુક-માહીયારનાં ઘરના દરવાઝા ઉપર લટકાવ્યો.

આરઝૂય પોતાના ઓરડામાં ગઇ-હજુ તો ચારો તરફ ઘરનાં માણસો સૂતેલાં હતાં.

માહીયાર બીજી જગ્યાએ જઈ ગોશસ્પનાં કામો માટેની તૈયારી કરવા લાગ્યો.

એક નોકરને કહ્યું કે "દરવાઝો બંધ કર-અને કોઇને હલવાન લાવવા માટે દોડાવ.

એવું નહીં બનવું જોઇયે કે તેને માટેનું ખાણું હલવાન વગરનું લાવે-તે હલવાન પણ ફર્બેહ અને ખામી વગરનું હોવું જોઇયે.

તું સવાર ગોશસ્પની ખિદમતમાં રહે-જ્યારે ઉઠે ત્યારે શરાબનું પ્યાલું અને આઇસ આપજે.

એક કપૂરની જામ ગોલાબથી ભરેલી ત્યાં લઇ જા-અને એવું કર કે જેનાથી તેનો સુવાનો ઓરડો ખુશબોથી ભરાઈ જાય.

હું તો આટલી બધી મયની જામ પીવા છતાં ગઈ કાલે હતો તેવોજ હાલ પણ છું-આ બુઢ્ઢો જવહેરી મય પીવાથી અચકાતો નથી."

તે એટલું બોલ્યો અને પોતાનાં સર ઉપર ચાદર ઓઢી સૂઈ ગયો-તેણે આરામ લેવાનું અને ઊંઘવાનું પસંદ કીધું.

જ્યારે ઝળકતા ખોરશીદે પોતાનું તાજ બતાવ્યું-અને સઘળી ઝમીન ચળકતાં હાથીદાંતના જેવી સફેદ બની,

ત્યારે પાદશાહના ઢાલ રાખનારા અને નેઝા ઉઠાવનારા સવારો આવી લાગ્યા-અને પેલા ચાબુકની નિશાની ઉપરથી પાદશાહની શોધ કીધી.

અને જેમ કે પાદશાહની દરગાહ ઉપર એકઠા થાય તેમ તે સેપાહો પેલા દરવાઝા ઉપર એકઠા થયા.

જે લોકોએ કે પેલા ચાબુકને ઓળખ્યો-તેઓ ત્યાં ગયા અને તેની નઝદીક નમન કરવા લાગ્યા.

જ્યારે પેલા જવહેરીના દરબાને તે ભારી લશ્કર અને પુષ્કળ ઢાલ રાખનારા તથા નેઝા ધરાવનારા સિપાહોને જોયા,

ત્યારે તેણે આવી પેલા ઊંઘાયલા જવહેરીને જગાડયો-તેમજ મયની ખુમારીમાંથી તેને હુશ્યાર કીધો.

અને તેને કહ્યું કે "ઉઠ, અને તું જવાન મર્દી દેખાડ હવે સૂવાનો વખત નથી કે બેસવાની જગ્યા નથી,

કારણકે તારાં ગરીબ ઘરમાં અને કબીલામાં આપણાં દેશનો પાદશાહ તારો મેહમાન આવ્યો છે."

એકદમ પેલા જવહેરીનું દિલ-તે દરબાનની વાતથી જોશમાં આવી ગયું.

તે બોલ્યો કે "તું એ શા ઉપરથી કહે છે?-પાદશાહનાં પગલાં તેં શા ઉપરથી શોધી કાઢયાં?"

જ્યારે પેલા દરબાનનું બોલવું બરાબર સાંભળ્યું-ત્યારે તે બૂમ પાડતો બિછાનામાંથી ઉઠયો.

અને તે દરબાન ઉપર ગુસ્સે થયો અને બોલ્યો કે "આવી વાત કોઇ પણ અનુભવી ડહાપણવાળો શખ્સ કરતો નથી."

નોકરે કહ્યું કે "ઓ જેહાનના અનુભવી મર્દ!-તને આ દેશમાં ઇરાનનો પાદશાહ કોણે બનાવ્યો?

તારા દરવાઝા ઉપર એટલું બધું લશ્કર ભેગું થયું છે-કે જો તું પસાર થવા માંગે તો પસાર થઈ શકે નહીં.

હરાન્ કસ કે આયદ બદરૂગહ્ ફરાજ
બરન્દ્ આન્ પલાસે કોહન્‌રા નમાજ
બેયામદ પરસ્તન્દહ્ હન્ગામે રૂજ
કે પયદા નબુદ નૂરે ગીતી ફ્રોરૂજ
યકી તાજેયાનહ્ બજરૂ તાફૂતહ્
બહરૂ જાય ગઉહરૂ બરૂ ઊ બાફૂતહ્
બેયાવીખ્ત અજ પીશે દરૂગાહે મા
બદાનસૂ કે બાશદ ગુજરૂગાહે મા
જહાની બરૂ આન્ તાજેયાનહ્ દરાજ
બગેરૂદ આમદન્દ અજ નેશીબો ફરાજ
કુનૂન્ કારૂ બરૂ સાજો સોસ્તી મકુન્
બમય નીજ ના તન્‌દુરોસ્તી મકુન્
ઝે દરૂબાન્ ચુ બેશનીદ યકુસરૂ સોખન્
બેપીચીદ બીદારૂ મર્દે કોહન્
કે મન્ દૂશ પીશે શાહન્‌શાહ્ મસ્ત
ચેરા ગશતમો દુર્ખ્તરમ્ મય પરસ્ત
બેયામદ સુએ હુજરએ આરૂઝૂય
બદૂ ગોફૂત અય માહે આઝાદ ખૂય
શાહન્‌શાહ્ બહુરામ બુદ આન્ કે દૂશ
બેયામદ સુએ ખાને ગઉહરૂ ફરૂશ
હમી આમદ અજ દશ્તે નખ્ચીરૂગાહ્
એનાન્ તાફૂતસ્ત ઊ બદીન્ જાયગાહ્
કુનૂન્ ખીઝો દીબાએ રૂમી બેપૂશ
બેનેહ્ બરૂ સરૂ અફૂસરૂ ચુનાન્ હમચુ દૂશ
નેસારશ કુન્ અજ ગઉહરે શાહ્‌વારૂ
સે યાકૂતે સુરૂખ અજ દરે શાહ્‌રૂયારૂ
ચુ બીની રોખે શાહે ખુરૂશીદ ફશ
બેરવ્ પીશે ઊ દસ્ત કર્દહ્ બકશ
મરૂરા બેબીન્ ચશ્મ દરૂ પીશ દારૂ
વરા ચૂન્ રવાનો તને ખીશ દારૂ
ચુ પુર્સદ્‌હત બા વય સખુન્ નરૂમ ગૂય
સુખુન્‌હા બઆઝર્મો બા શરૂમ ગૂય
મન્ અફૂનૂન્ નેયાયમ મગરૂ ખાનદમ
બજાએ પરસ્તન્દહ્ બેન્શાનદમ
બસાને હમાલાન્ નેશસ્તમ બખાન્
કે અન્દરૂ તને મન્ મબાદ ઉસ્તખાન્
બમય નીજ ગુસ્તાખ ગશતમ્ બશાહ્
બપીરો જવાન્ અજ મય આયદ ગુનાહ્
હમાન્‌ગહ્ યકી બન્દહ્ આમદ દવાન્
કે બીદારૂ શુદ શાહે રઉશન્ રવાન્
ચુ બીદારૂ શુદ ઈમેનો તન્‌દુરોસ્ત
બબાગ્ અન્દરૂ આમદ સરો તન્ બેશોસ્ત
નેયાયેશ કુનાન્ પીશે ખુરૂશીદ શુદ
ઝે યઝદાન્ દેલી પુરૂ ઝે ઉમીદ શુદ
વઝાન્ જા બેયામદ બજાએ નેશસ્ત
યકી જામે મય ખાસ્ત અજ મયપરસ્ત
ચુ અજ કેહ્‌તરાન્ આગહી યાફૂત શાહ્
બેફરૂમૂદ તા બાજ ગર્દદ ઝે શાહ્
બેફરૂમૂદ તા પીશ રફૂત આરૂઝૂય
હમી બૂદશ અજ આરૂઝુ આરૂઝૂય

જે કોઇ તારા દરવાઝા આગળ આવે છે-તે આ જૂની શણની દોરીને (ચાબુકને) નમસ્કાર કરે છે.

દિવસ ઉગવાને વખતે કે જ્યારે આફતાબનું નૂર ઝાહેર થયલું નહીં હતું ત્યારે ગોશસ્પના નોકરે આવી,

એક સોનાથી પ્રકાશતો ચાબુક-કે જેની ઉપર દરેક જગ્યાએ ગોહરો જડેલાં છે,

તે આપણા દરવાઝા ઉપર કે જ્યાં આપણો જવા આવવાનો રસ્તો છે, તે તરફ લટકાવ્યો.

તે લામ્બા ચાબુક આગળ શું પહાડમાંથી કે ખીણમાંથી સઘળું લોક આવીને એકઠું થયું છે.

માટે હવે તું સુસ્તી ના કર અને સઘળાં કામની તૈયારી કર-મય પીનેજ તારી તનદુરોસ્તી ના બગાડ."

૧૮૮ જ્યારે દરબાનથી આ સઘળી હકીકત સાંભળી-ત્યારે બુઢ્ઢો ચાલાક મર્દ ગભરાવા લાગ્યો,

કે "હું ગઇ રાતે શેહનશાહની નઝદીક એવો છાકટ-શા માટે બન્યો અને મારી છોકરી પણ મયની પરસ્તાર કાંય બની?"

તુરત તે આરઝૂયના ઓરડા તરફ આવ્યો-અને તેણીને કહ્યું કે "ઓ અમીરી ખસ્લતના માહતાબ!

ગઈ રાતે આ ગોહર વેચનારનાં ઘરમાં જે શખ્સ આવ્યો હતો તે તો શેહનશાહ બેહરામ પોતે હતો.

તેણે શેકારગાહથી આવતાં આવતાં પોતાના ઘોડાની લગામ આ જગ્યાયેજ ફેરવી.

તું હવે ઉઠ અને રૂમી રેશમી કપડાં પેહેર-અને ગઈ રાતની માફક સર ઉપર તાજ મૂક.

પાદશાહોને લાયકનાં ગોહરોનો તેમજ ત્રણ પાદશાહી લાલ યાકૂતનો તેનાં સર ઉપર નેસાર કર.

જ્યારે તું ખુરશીદની મિસાલના પાદશાહનો ચેહરો જોય-ત્યારે તું તેની આગળ અદબ વાળીને જજે.

જા, તેને મળ અને તારી આંખ તેની સામેજ રાખજે-તેને પોતાના જાન અને તનની માફક સમજજે.

જ્યારે તે કાંઇ તને પૂછે ત્યારે તું તેને ધીરજથી જવાબ દેજે-અને તેની સાથ શર્મીળપણે વાત કરજે.

૧૮૯ તે મને બોલાવી પોતાના નોકરની જગ્યાએ બેસાડે નહીં ત્યાં સૂધી હું હવે તેની આગળ આવીશ નહીં.

હું પાદશાહની સાથ બેસનારાઓની માફક તેની સાથ ખાણા ઉપર બેઠો-જેથી મારા બદનમાં હાડકાંજ ના હોતાં!

વળી મયની જુમમાં મેં પાદશાહ સાથ બેઅદબી પણ કીધી-મયજ બુઢ્ઢા કે જુવાનને ગુનેહગાર કરે છે."

તેવામાં એક નોકર ત્યાં દોડતો આવ્યો-કે "રોશન રવાનનો પાદશાહ જાગૃત થયો છે."

જ્યારે પાદશાહ શાન્ત અને તંદુરોસ્ત ઉઠયો-ત્યારે તે બાગમાં જઇને નાહ્યો.

પછી તે ખુરશીદની નેયાયેશ કરવા ઉભો-અને ખોદાતાલા તરફથી ઉમેદ ભરેલાં દિલનો બન્યો.

ત્યાંથી તે પોતાની બેઠકની જગ્યાએ આવ્યો-અને સાકી પાસેથી મયની જામ માગી.

જ્યારે લશ્કરના આવી પુગવાની ખબર પાદશાહે સાંભળી-ત્યારે તેણે હોકમ કર્યો કે "તે સઘળું લશ્કર પાછું ફરે."

પછી તેણે ફર્માવ્યું જેથી આરઝૂય તેની આગળ ગઈ-કારણકે તેને આરઝૂયનીજ ખાહેશ હતી.

બેરફ્તૂ આરૂઝૂ બા મયો બા નેસારૂ
પરસ્તારૂ બા તઉકો બા ગૂશવારૂ
૧૯૦ દુતાઈ શુદો બરૂ ઝમીન્ બૂસહુ દાદ્
બેખન્દીદ્ અઝૂ શાહો બરૂ ગશ્ત શાદ્
બદૂ ગોફ્તૂ શાહુ ઈન્ કુજા દાશ્તી
મરા મસ્ત કર્દીએ। ખુગ્ઝાશ્તી
હુમાન્ ચામહો ચન્ગ્ મારા બસસ્ત
નેસારે ઝનાન્ બહુરે દીગરૂ કસસ્ત
બેયારૂ આન્ચે ગોફ્તી ઝે નખ્ચીરૂગાહુ
ઝે ઝખ્મે સરે નીઝહો રઝ્મે શાહુ
વઝાન્ પસ બદૂ ગોફ્ત ગઉહરૂ ફ્રૂશ
કુજા શુદ્ કે મા મસ્ત ગશ્તીમ દુશ
ચુ બેશ્નીદ્ દુખ્તરૂ પેદરૂરા બેખાન્દ્
હમી અઝ્ હેલે શાહુ ખીરહુ બેમાન્દ્
બેયામદ્ પેદરૂ દસ્ત કર્દહુ બકશ
બપીશે શહન્શાહે ખુરૂશીદ્ ફશ
બદૂ ગોફ્ત શાહા રદા બેખ્રદા
સુતોર્ગા બુઝોર્ગા ગવા મૂબદા
હમહુ સાલહુ ગીતી બકામે તો બાદ્
બહરૂ જાય બા તાજ નામે તો બાદ્
કસી કૂ ખુરદ્ દારૂએ બીહુશી
નબાયદ્ ગુઝીદન્ જોઝ્ અઝ્ ખામુશી
૧૯૧ ઝે નાદાની આમદ્ ગુનહુગારી અમ્
ગુમાનમ્ કે દીવાનહુ પેન્દારી અમ્
સઝદ્ ગરૂ બેબખ્શી ગુનાહે મરા
દુરોખ્શાન્ કુની રૂયો રાહે મરા
મનમ્ બરૂ દરત્ બન્દએ બીખરદ્
શહન્શાહમ્ અઝ્ મરૂદુમાન્ નશ્મરદ્
ચુનીન્ દાદ્ પાસોખ્ કે અઝ્ મર્દે મસ્ત
ખેરદ્મન્દ્ ચીઝી નગીરદ્ બદસ્ત
કસીરા કે મય અન્દુહુ આરદ્ બરૂય
નખાહદ્ કે બીનદ્ ઝે મય રન્ગો બૂય
બમસ્તી નદીદમ્ ઝે તૂ બદ્ ખવી
હમ અઝ્ આરૂઝૂય ઈન્ સખુન્ બેશનવી
તો પૂઝેશ બદાન્ કુન્ કે તા ચન્ગઝન્
બેગૂયદ્ હમાન્ લાલહૂ અન્દરૂ સમન્
બેગૂયદ્ હમહુ તા બદાન્ મય ખરીમ્
બદૂ રૂઝ્ ના આમદહુ બેશ્મરીમ્
ઝમીન્ બૂસહુ દાદ્ આનઝમાન્ માહુયારૂ
બેયાવરૂદ્ ખાનો બેયારાસ્ત કારૂ
બુઝોર્ગાન્ કે બૂદન્દ્ બરૂ દરૂ સરાય
બેયાવરૂદ્ શાન્ મર્દે પાકીઝહુ રાય
૧૯૨ સુએ હુજરએ ખીશ રફ્ત આરૂઝૂય
ઝે મેહુમાને બીગાનહુ પુરૂ ચીન્ બરૂય
હમી બૂદ્ તા ગશ્ત ગરૂદૂન્ સેયાહુ
સેતારહુ પદીદ્ આમદ્ અઝ્ ગેર્દે માહુ
ચુ નાન્ ખુર્દહુ શુદ્ આરૂઝૂરા બેખાન્દ્
બકુર્સીએ ઝરૂ પયકરશ બરૂ નેશાન્દ્
બેફરૂમૂદ્ તા ચન્ગ્ બરૂદાશ્ત માહુ
બરાન્ ચામહુ કઝ્ પીશ ફરૂમૂદ્ શાહુ

આરઝૂય મયની જામ અને તેને વધાવાનો નેસાર તેમજ ગળાંમાં સાંકળી અને કાનમાં બાલી સાથની દાસી સાથ તેની આગળ ગઈ.

તેણી વાંકી વળીને ઝમીનને બોસો લીધો-તેણીને જોઇ પાદશાહ હસ્યો અને ખુશહાલ થયો.

પાદશાહે તેણીને કહ્યું કે "આ તું કયાંથી લાવી-મને છાકટ કરે અને તું પીવાનું છોડી દે?

મને તો પેલીજ ગઝલ અને મોરચંગ ઘણું ગમે છે-આ તારા હાથમાંના ઐારત લોકોના નેસાર તો કોઈ બીજાને માટે રહેવા દે.

ચાલ, તેં જે કાંઈ શેકારગાહ માટે તેમજ નેઝાના ઝખ્મ અને પાદશાહોની લડાઈ માટે ગાયું હતું તે પાછું ગા"

ત્યાર પછી તેણીને કહ્યું કે "પેલો જવહેરી-કયાં ગયો? કારણકે ગઇ રાતે તો અમો બન્ને મસ્ત થયા હતા."

જ્યારે બેટીએ સાંભળ્યુ ત્યારે પોતાના બાપને બોલાવ્યો-તેણી પાદશાહની આવી ઉદારતાથી અજબ રહેવા લાગી.

તેણીનો બાપ હાથ બકશ કરીને ખુરશીદની મિસાલના શેહનશાહની હુઝૂર આવ્યો.

અને બોલ્યો કે "એ પાદશાહ! એ સરદાર! એ ડહાપણવાળા!-એ ઝોરમંદ! એ બુઝોગ! એ બહાદુર અને એ દાનેશમંદ શાહ!

સઘળાં વર્ષ આ દુન્યા તારી મુરાદ માફક રહેજો!-અને તારૂં નામ તારાં તાજ સાથ દરેક જગ્યાએ કાયમ રહેજો!

જે કોઈ કે બેહોશીની દવા પીએ તેણે તો ખામુશી સિવાય બીજું કાંઇજ એખત્યાર નહીં કરવું જોઇયે.

એવી નાદાનીને લીધે મારીથી ગુનાહ ઝાહેર થયો છે-હું ધારૂં છું કે તું મને દીવાનો સમજતો હશે.

અગરજો તું મારો ગુનાહ માફ કરે-અને મારો ચેહરો અને મારો માર્ગ પાછો ઝળકતો કરે તો તે લાયક છે.

તારા દરવાઝા ઉપર ઉભો રહેતો હું એક નાદાન બંદો છું-શેહનશાહ બેહરામ મને એક માણસ તરીકે પણ નહીં ગણશે"

પાદશાહે એવો જવાબ દીધો કે "ડહાપણવાળો માણસ છાકટ માણસની વાત સાંભળતોજ નથી.

જે કોઇ શખ્સને કે મય ગમગીન બનાવે-તે શખ્સે તો મયને જોવો કે તેનો વાસ પણ લેવો ઘટતો નથી

છાકટપણાંમાં મેં તારી બદ ખસ્લત નથી જોઈ-અને જો તું મારૂં ખરૂં નહીં માનતો હોય તો તારી દીકરી આરઝૂયને પૂછી જો.

તું તારી મોરચંગ વગાડનારી દીકરીને નમ્ર અર્ઝ કર-કે લાલા અને ચંપેલીનું ગીત ગાય.

કહે કે તે ગાય અને તે સાંભળતાં આપણે મયનૂશી કરીશું-અને જાણે દિવસ ઉગ્યોજ નથી એમ ગણીશું."

તેજ વખતે માહીયારે ઝમીનને બોસો દીધો-તે ખાણું લાવ્યો અને સઘળાં કામની તૈયારી કીધી.

જે બુઝોર્ગો કે તેનાં મકાનના દરવાઝા આગળ હતા-તેઓને તે નેક અકલનો મર્દ લઈ આવ્યો.

જેથી આરઝૂય તે પારકા મેહમાનોને જોઇ ગુસ્સે થઇને પોતાના ઓરડા તરફ ચાલી ગઈ.

આસ્માન અંધારો થયો અને માહતાબની આસપાસથી સેતારા નીકળ્યા ત્યાં સૂધી તેણી ત્યાંજ થોભી ગઇ.

જ્યારે ખાણું ખવાઈ રહ્યું ત્યારે આરઝૂયને બોલાવી મંગાવી-તેને સોનેરી ચીતારની ખુરસી ઉપર બેસાડી.

તેણીને ફર્માવ્યું જેથી તે માહતાબને ચેહરેનીએ ચન્ગ હાથમાં લીધું-અને પહેલાં જે કાંઇ પાદશાહે ગાવા ફર્માવ્યું હતું તે ગઝલ ગાવા ઉપર તેણીએ હાથ ચલાવ્યા.

ચુનીન્ ગોફ્તુ કય શાહ્‌રૂયારે દેલીરૂ
કે બુગ્ઝારદ્ અઝ્ નામે તૂ બીશાહ્ શીરૂ
તોઈ શાહે પીરૂઝો લશ્કરૂ શેકન્
તોરા રૂય ચૂન્ લાલહ્ અન્દરૂ સમન્
બબાલાએ તૂ બરૂ ઝમીન્ શાહ્ નીસ્ત
બદીદારે તૂ બરૂ ફલકૂ માહ્ નીસ્ત
સેપાહી કે બીનદ્ કોલાહે તોરા
બજન્ગ્ અન્દરૂ આવરૂદ્‌ગાહે તોરા
બેદરૂરદ્ દેલો મધ્ઝ શાન્ અઝ્ નેહીબ્
બલન્દી નદાનન્દ્ બાઝ અઝ્ નેશીબ્
હમાન્‌ગહ્ ચુ અઝ્ બાદહ્ ખુરૂરમ શુદન્દ્
ઝે ખુર્દન્ બજામે દમાદમ શુદન્દ્
બેયામદ્ બરે પાદ્‌શા રૂઝ્‌બેહ્
ગુઝીદન્દ્ જાઈ મરૂરા બદેહ્
અમારી બેયાવર્દો ખાદેમ ચેહેલ્
હમહ્ માહ્‌રૂયો હમહ્ દેલ્ ગુસેલ્
રોખે રૂમેયાન્ હમચુ દીબાએ રૂમ
વઝીશાન્ હમી તાઝહ્ શુદ્ મર્ઝો બૂમ
બેશુદ્ આરૂઝૂ તા બમશ્કૂએ શાહ્
ઝે ગઉહરૂ નેહાદહ્ બસરૂ બરૂ કોલાહ્

તેણી એ પ્રમાણે ગાવા લાગી કે "ઓ બહાદુર પાદશાહ!-તારૂં નામ સાંભળી સિંહ જાનવર પણ જંગલ છોડી જાય છે.

લશ્કરની સફને તોડનારો અને ફતેહમંદ પાદશાહ તુંજ છે-તારો ચેહરો ચંપેલીની અંદર લાલાનાં ફૂલ જેવો લાલ છે.

તારાં જેવાં કદનો આ ઝમીન ઉપર કોઈ બીજો પાદશાહ નથી-તારાં દીદાર જેવો આસ્માન ઉપર માહતાબ પણ નથી.

લડાઈનાં મયદાનમાં જે લશ્કર કે લડાઇ કરતી વખતે તારી કોલાહ જોય છે,

તેઓનાં દિલ અને મગઝ તારી ધાસ્તીથી ફાટી જાયે છે-અને તેઓ પોતાની પડતી થવા પછીથી પાછા બુલંદી ઉપર આવતા નથી."

જ્યારે તેઓ શરાબ પીવાથી ખુશ બન્યા હતા અને ખાણું ખાધા પછી પય દર પય જામ ઉઠાવતા હતા,

ત્યારે રૂઝબેહ વઝીર પાદશાહની આગળ આવ્યો-જેના ઉતારા માટે તે ગામમાં એક જગ્યા તૈયાર કીધી. ૧૯૩

તે એક અમારી અને ચાળીસ બાંદીઓ લાવ્યો હતો-જે સઘળી માહતાબને ચેહરેની અને દિલજીત હતી.

તે રૂમી દાસીઓના ચેહરા રૂમી રેશમી કપડાં જેવા ચળકતા હતા-તે સઘળાંઓનાં આવવાથી તે આખું ગામડું ખુશી થવા લાગ્યું.

પછી આરઝૂય પોતાનાં સર ઉપર ગોહરનું તાજ મેલીને પાદશાહનાં ઝનાનખાનામાં ગઇ.

---

## રફ્તને બહ્‌રામ્ બનખ્ચીર્‌ગાહ્ વ બખાનએ ફર્શીદ્‌વર્દ્ શબ્ ગુઝ્રાનીદન્.

બેયામદ્ શહન્‌શાહ્ બા રૂઝ્‌બેહ્
કુશાદહ્ દેલો શાદ્ અઝ્ અયવાને મેહ્
બેખોફ્તુ આન્ શબો બામ્‌દાદે પગાહ્
બેયામદ્ સુએ દશ્તે નખ્ચીરૂગાહ્
હમહ્ રાહો બીરાહ્ લશ્કરૂ ગુઝશ્ત
ચુનાન્ શુદ્ કે યકૂ માહ્ માનદ્ બદશ્ત
સરાપર્દહો ખીમહા સાખ્તન્દ્
ઝે નખ્ચીરૂ દશ્તી બેપર્દાખ્તન્દ્
કસીરા નેયામદ્ બરાન્ દશ્ત ખાબ્
મયો ગુશ્ત નખ્ચીરો ચન્ગો રોબાબ્
બેયાબાન્ હમહ્ આતેશ અફ્રૂખ્તન્દ્
તરો ખુશ્કૂ હીઝમ્ હમી સૂખ્તન્દ્
બેરફ્તન્દ્ બેસ્યારૂ મર્દુમ ઝે શાહ્‌રૂ
કસી કશ ઝે દીનારૂ બાયેસ્ત બહ્‌રૂ
હમી બૂદ્ ચન્દી ખરીદો ફરૂખ્ત
બેયાબાન્ ઝે લશ્કરૂ હમી બરૂ ફરૂખ્ત
ખરીદી હમી મર્દ બાઝારૂગાન્
દહ્ આહૂઓ ગૂરી બહા ચારૂગાન્
ઝે નખ્ચીરે દશ્તી ઝે મોર્ઘાને આબ્
હમી યાફ્તુ ખાહન્દહ્ અન્દાન્ કબાબ્

## બેહરામનું શેકારગાહમાં જવું અને ફર્શીદવર્દનાં ઘરમાં રાત ગુઝારવી.

હવે શેહનશાહ રૂઝબેહ વઝીર સાથે પેલા મોટા માણસનાં ઘરમાંથી ઉમંગી બની ખુશી ભરેલો પાછો આવ્યો.

તે રાત પોતાના મેહલનાં ગુઝારી સવારે બામદાદ થતાંજ-શેકારગાહનાં જંગલ તરફ ચાલ્યો.

આડે રસ્તે અને સીધે રસ્તે લશ્કર ચાલી ગયું-એવું લાગ્યું કે બેહરામ શિકારગાહમાં એક મહિનો દહાડો સૂધી રહેશે.

તેઓએ તમ્બુ અને શામિયાના ઠોકયા--અને તે શિકારનું જંગલ શેકારથી ખાલી કરી નાખ્યું.

તે મયદાનમાં કોઇને ઊંઘ આવી નહીં-બસ મય, ગોશ્ત, શેકાર, મોરચંગ અને રોબાબ વાજન્તર ચાલતાં હતાં.

તમામ જંગલ આતશે રોશન કીધું-અને લીલાં તેમજ સૂકાં લાકડાં બાળવા લાગ્યા.

શેહરમાંથી ઘણાંક માણસો કે જેઓ પૈસો મેળવવાની ખાહેશ ધરાવતા હતા તેઓ ત્યાં ગયા. ૧૯૪

ઘણુંક વેચાણ સતાન થવા લાગ્યું-તે શિકારનું મયદાન લશ્કરથી ગાજી રહેવા લાગ્યું.

વેપારીઓ ચાર જાનવરની કીમતે દશ હરણ અને ગોરખર ખરીદતા હતા.

રાની બકરાનાં અને જળકુકડીનાં ભુંજેલાં માસ માગનારાઓને એટલાં તો મળતાં હતાં,

કે ઓર્દી બખરૂવારૂ તા ખાને ખીશ
બરે કૂદકે ખુર્દો મેહ્મ‍ાને ખીશ
ચુ યકૂ મહૂ બરૂ આમદ શેતાબ્ આમદશ
હમી બા ઝનાન્ રાએ ખાબ્ આમદશ
બેયાવરૂદ લશ્કરૂ ઝે નખ્ચીરૂગાહ
ઝે ગર્દે સવારાન્ નદીદન્દ રાહ
હમી રફ્તૂ લશ્કરૂ બકેર્દારે ગરૂદ
હમી તા રોખે રૂઝ શુદ લાજ્વરૂદ
યકી શારૂસાન્ પીશશ આમદ બરાહ
પુરૂ અઝ બર્ઝનો કૂયો બાઝારૂગાહ
બેફરૂમૂદ તા લશ્કરશ બા બનહ
બેરાનદ નમાનદ કસી યકૂ તનહ
૧૯૫ બેપુર્સીદ તા મેહ્તરે દેહ કુજાસ્ત
સરૂ અન્દરૂ નેહાદહ હમી રફ્તૂ રાસ્ત
શેકસ્તહ દરી દીદ પહનો દરાઝ
બેયામદ ખોદાવન્દો બોર્દશ નમાઝ
બેપુર્સીદ કીન્ જાય વયરાન્ કેરાસ્ત
મેયાને દેહ ઈન્ ખાનહ વયરાન્ ચેરાસ્ત
ખોદાવન્દ ગોફ્તૂ ઈન્ સરાએ મનસ્ત
હમીન્ બખ્તે બદ રહનુમાએ મનસ્ત
ન ગાવસ્તમ ઈદરૂ ન પૂશેશ ન ખરૂ
ન મર્દી ન દાનેશ ન પાયો ન પરૂ
મરા દીદી અકૂનૂન્ સરાયમ બેબીન્
બરીન્ ખાનહ નફ્રીન્ બેહ અઝ આફરીન
ઝે અસ્પ અન્દરૂ આમદ બેદીદ આન્ સરાય
જહાન્જૂયરા સુસ્ત શુદ દસ્તો પાય
હમહ ખાનહ સર્ગીન્ બુદ અઝ ગૂસ્ફન્દ
યકી તાકૂ બરૂ પાયો જાએ બલન્દ
બદૂ ગોફ્તૂ ચીઝી કે બહરે નેશસ્ત
ફરાઝ આવરી મર્દે મેહ્માન્ પરસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે બરૂ મીઝબાન્
બખીરહ ચેરા ખન્દી અય મરૂઝબાન્
૧૯૬ ગરૂ અફૂગન્દની હીચ્ બૂદી મરા
મગરૂ મર્દે મેહ્માન્ સેતૂદી મરા
ન અફૂગન્દની હસ્તો ન ખર્દની
ન પૂશીદનીઓ ન ગુસ્તર્દની
બજાએ દેગરૂ ખાનહ જૂઈ સઝાસ્ત
કે ઈદરૂ હમહ કારૂહા બીનવાસ્ત
વરા ગોફ્તૂ બાલેશ નેગહ કુન્ યકી
કે તા બરૂ નેશીનમ બરૂ અન્દકી
વરા ગોફ્તૂ ઈદરૂ ન જાય નેકૂસ્ત
હમાના તોરા શીરે મુરૂઘ આરૂઝૂસ્ત
બદૂ ગોફ્તૂ બહરામ શીરૂ આરૂ ગરૂમ
હમાન્ ગરૂ બેયાબી યકી નાને નરૂમ
ચુનીન્ દાદ પાસોખ કે અયદૂન્ ગમાન્
કે ખુર્દીઓ રફ્તૂી બેઝી શાદમાન્
અગરૂ નાન્ બુદી દરૂ તનમ જાન્ બુદી
અગરૂ ચન્દ જાનમ બેહ અઝ નાન્ બુદી
બદૂ ગોફ્તૂ અગરૂ નીસ્તત ગૂસ્ફન્દ
કે આમદ બખાને તો સરૂગીન્ ફેગન્દ

કે પોતાના પરોણાઓ માટે કે છોકરાંઓને માટે પોતાને ઘર ઢગલે ઢગલે લઇ જતા હતા.

એમ જ્યારે એક મહિનો નીકળી ગયો ત્યારે તેણે જવાની ઉતાવળ કરવા માડી-તેને પોતાની સ્ત્રીઓની સંગતનોજ વિચાર આવવા લાગ્યો.

તેણે શેકારગાહમાંથી લશ્કર પાછું ફેરવ્યું-સવારોની ધૂળથી કોઇને રસ્તો પણ દેખાતો ન હતો.

એવી રીતે જ્યાં સૂધી કે દિવસનો ઉજાસ ઝાંખો પડી ગયો ત્યાં સૂધી લશ્કર ઉતાવળે ચાલવા લાગ્યું.

હવે તેઓને માર્ગમાં મોહલ્લાઓથી, ગલીઓથી અને બાઝારોથી ભરેલું એક શેહર નઝર આવ્યું.

પાદશાહે હોકમ કીધો કે "લશ્કર પોતાના સર્વ અસ્બાબ સાથ ચાલી જાય. કોઈ પણ શખ્સ અહીં ઉભું રહે નહીં."

હવે તેણે પૂછપરછ કીધી કે "આ ગામનો વડો કયાં છે?"-પછી તે સીધોને સીધો આગળ ચાલવા લાગ્યો.

જ્યાં તેણે એક ભાગેલો લામ્બો પોહોળો દરવઝો જોયો-તે ઘરનો માલેક આવ્યો અને તેને નમન કીધું.

પાદશાહે તેને પૂછ્યું કે "આ વયરાન જગ્યા કોણુની છે?-ગામડાંની વચ્ચે આ ઘર શા માટે ઉજડ પડયું છે?"

માલેક બોલ્યો કે "આ મકાન મારૂં છે-તેમજ આ ભૂંડું નસીબ મારૂં રેહનુમા થયું છે.

અહીં મારી પાસ નથી બળદ કે નથી કાંઈ પેહેરવાનું કે ખાવાનું કે નથી મારાંમાં કાંઇ કૌવત કે નથી કાંઈ સમજ તેમજ કાંઇ સરસામન પણ નથી.

તેં મને તો જોયો હવે તું મારૂં ઘર પણ જો-એવાં ઘર ઉપર દુઆ કરવા કરતાં લઅનત નાખવી ભલી છે."

પાદશાહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તે ઘર તપાસી જોયું-આથી તે દેશ જીતનાર શખ્સના હાથ પગ ઢીલા થઇ ગયા.

સઘળું ઘર ગોસ્પંદોનાં છાણથી ભરેલું હતું-એક ઊંચી જગ્યાએ એક મેહરાબ ઉભો કરેલો હતો.

પાદશાહે તેને કહ્યું કે "એ મેહમાનદારી કરનાર શખ્સ! મારે માટે કાંઈ બેસવાની ચીઝ હોય તે લઈ આવ."

પેલાએ એવો જવાબ દીધો કે "એ જાગીરદાર મર્દ! તું શા માટે એમ પોતાના મેઝબાનની મશ્ખેરી કરે છે?

અગરજો મારી પાસ કાંઇ પાંથરવાનું હતે-તો ખરેજ મારો મેહમાન મારી તારીફ કરતે.

પણ મારી પાસે તો કાંઈ પણ પાંથરવાનું કે ખાવાનું પેહેરવાનું કે બિછાવવાનું કાંઈ નથી.

માટે તું કોઇ બીજાં મકાનની જુસ્તજૂ કરશે તો તે લાયક ગણાશે-કારણકે અહીં તો સઘળું મુફલેસીનુંજ કામ છે."

પાદશાહે તેને કહ્યું કે "કોઈ એકુ તકયો હોય તો લાવ-કે હું જરા તેની ઉપર બેસું."

તેણે કહ્યું કે "આ તારે લાયકની જગ્યા નથી-છતાં અહીં તને પક્ષીનું દૂધ ખાવાની ખાહેશ થાય છે."

બેહરામે તેને કહ્યું કે "મારે માટે ગરમ દૂધ લાવ-તેમજ જો તને મળતી હોય તો નરમ રોટલી પણ લાવ."

પેલાએ જવાબ દીધો કે "એમ ધારી લે કે તું જમ્યો. હવે ચાલી જા અને ખુશહાલ જીવતો રહેજે!

અગર મારી પાસે ખાવાનું હતે તો મારાં તનમાં જીવ હતે (પણ તેવું કાંઈ નથી)-ખાવાના કરતાં જીવ વધારે વહાલો હોય છે."

બેહરામ બોલ્યો કે "અગર તારાં ગોસ્પંદો નથી-તો આ તારાં ઘરમાં કોણ આવ્યું અને કોણે આ લીંડી કીધી?"

**ચુનીન્ દાદ પાસોખ્ કે શબ્ તીરહ ગશ્ત**
**મરા સર્ ઝે ગોફતારે તૂ ખીરહ ગશ્ત**
**યકી ખાનહ બુગ્ઝીન્ કે દારદ પલાસ**
**ખોદાવન્દે ઇન્ ખાનહ દારદ સેપાસ**
**ચે બાશી બનઝદીકીએ શૂરબખ્ત**
**કે બેસ્તર કુનદ શબ્ ઝે બર્ગે દેરખ્ત**
**બઝર્ તીઘ હારીઓ ઝરીન્ રેકીબ્**
**નબાયદ કે આયદ ઝે દુઝદત નેહીબ્**
**ચુ ખાનહ બદીન્ગૂનહ વીરાન્ બુવદ**
**ગુઝરગાહે દુઝદાનો શીરાન્ બુવદ**
**બદ્ ગોફ્ત ગર્ દુઝદ શમ્શીરે મન્**
**બેબોર્દી કુનૂન્ નીસ્તી ઝીરે મન્**
**તો એમશબ્ મરા જાય દેહ દર્ સરાય**
**બચીઝી દેગર્ નીઝ્ નારીમ રાય**
**કદીવર્ બદ્ ગોફ્ત અઝ્ ઈદર્ મરન્જ**
**કે દર્ ખાને મા કસ નેયાબદ સેપન્જ**
**બદ્ ગોફ્ત શાહ અય ખેરદમન્દ પીર્**
**ચે બાશી હમી પીશે મન્ ખીરખીર્**
**ચુનાન્ ચૂન્ ગુમાનમ હમાન્ ઝાબે સરદ**
**બેબખ્શાય બર્ મન્ અયા રાદ મરદ**
**કદીવર્ બદ્ ગોફ્ત કીન્ આબ્ગીર્**
**નદીદી ફેઝૂન્ અઝ્ દો પર્તાબે તીર્**
**બેખુર્ ચન્દ ખાહીઓ બરદાર્ નીઝ્**
**ચે જૂઈ બદીન્ બીનવા ખાનહ ચીઝ્**
**હમાના નદીદી તો દરવીશ મરદ**
**ઝે પીરી ફેરૂમાન્દહ અઝ્ કાર્ કરદ**
**ચુનીન્ દાદ પાસોખ્ કે ગર્ મેહતરી**
**બઆબી મકુન્ જન્ગ્ બા લશ્કરી**
**ચે નામી બદ્ ગોફ્ત ફર્શીદવરદ**
**ન બૂમો ન પૂશેશ ન ખાબો ન ખરદ**
**બદ્ ગોફ્ત બહરામ બા કામે ખીશ**
**ચેરા નાન્ નજૂઇઓ આરામે ખીશ**
**કદીવર્ બદ્ ગોફ્ત પર્વર્દેગાર્**
**સર્ આરદ મગર્ બર્ મન્ ઈન્ રૂઝગાર્**
**બેબીનમ અગર્ બી તો વયરાને ખીશ**
**નેયાયેશ કુનમ પીશે યઝદાને ખીશ**
**ચેરા આમદી દર્ સરાએ તેહી**
**કે હરગેઝ્ નદીદી બેહીઓ મેહી**
**બેગોફ્ત ઈનો બેગ્રીસ્ત ચન્દાન્ બઝાર્**
**કે બુગ્રીખ્ત ઝાવાઝે ઊ શહરયાર્**
**બેખન્દીદ અઝાન્ પીરો આમદ બરાહ**
**દમાદમ બેયામદ પસે ઊ સેપાહ**

પેલાએ જવાબ આપ્યો કે "રાત અંધારી થઈ છે-અને મારૂં માથું તારી વાતથી ફરી ગયું છે.

માટે તું એવું ઘર શોધી કાઢ કે જે બિછાનાં ધરાવતું હોય-આ ઘરનો માલેક તો ફકટ શુક ગુઝારીજ ધરાવે છે. ૧૯૭

તું મુજ જેવા કંગાલ શખ્સની નઝદીક કેમ રહી શકશે?-કે જે રાતે ઝાડનાં પાદડાંનું બિછાનું કરે છે.

તારી પાસે સોનાની તલવાર અને સોનેરી રેકાબ છે-તો એવું નહીં બનવું જોઇયે કે તને ચોર લોકોથી ધાસ્તી પેસે.

કારણકે જ્યારે આવી રીતનું એક વયરાન પડેલું મકાન હોય-ત્યારે ત્યાં ચોર લોકોની તેમજ સિંહોની આવજાવ હોય છે."

બેહરામે તેને કહ્યું કે અગર ચોર મારી તલવાર-લઈ જાય તો તેની જોખમદારી તારે માથે નથી.

તું આજની રાત આ મકાનમાં મને ઉતારો આપ-હું બીજું કાંઈ પણ તારી પાસ માગતો નથી."

ઘર ધણીએ તેને કહ્યું કે "તું આ જગ્યાએ રંજીદા ના થા-કારણકે મારા ઘરમાં કોઈ ઉતારો મેળવી શકતું નથી."

પાદશાહે તેને કહ્યું કે "ઓ દાનેશમંદ બુઢ્ઢા!-તું મારી સાથે એવો નફ્ફત શા માટે થાય છે?

વળી હું થંડું પાણી પણ પીવા માગું છું-માટે ઓ ભલા માણસ! તું મારી ઉપર મેહરબાની કર."

ઘર ધણીએ તેને કહ્યું કે "આ તળાવ-જે બે તીરના ફાસલા જેટલું દૂર છે તે શું તું જોતો નહીં?

તેમાંથી તું તારે ગમે એટલું પી અને જોઇયે તો તેમાંથી લઇ પણ જા-તું આ મુફલેસ ઘરમાંથી શું માગે છે? ૧૯૮

ખચીત કે તેં ગરીબ શખ્સને જોયો નથી કે જે બૂઢાપાને લીધે કામ કરવાને અશક્ત બન્યો હોય."

પાદશાહે તેને એવો જવાબ આપ્યો કે "અગરજો તું આ ગામનો પટેલજ છે-તો એક ગોટ પાણીને માટે એક લશ્કરી સિપાહી સાથ ઝગડો ના કર.

તારૂં નામ શું છે?" પેલો બોલ્યો કે "મારૂં નામ ફર્શીદવર્દ છે-મારી પાસે નથી ઝમીન કે કપડાં, નથી સૂવાનું કે નથી ખાવાનું."

બેહરામે તેને કહ્યું કે "તારી ખાહેશ મૂજબની-ખાવા માટેની રોટલી અને તને આરામ મળે તેવી ચીઝો લોકો પાસથી કેમ મેળવતો નથી?"

તે ગામના પટેલે કહ્યું કે "પર્વર્દેગાર-હવે મારી ઝિંદગીનો છેડો લાવે તો સારૂં.

જો હું આ મારી ઉજડ જગ્યામાંથી તને ગયલો જોઇશ-તો હું પોતાના ખોદા આગળ નેયાયેશ કરીશ.

તું આ ખાલી મકાનમાં શા માટે આવ્યો?-તેં ભલાઈ અને મોટાઇ કદી જોઈજ નથી."

તે એટલું બોલીને એટલો બધો ઝાર ઝાર રડવા લાગ્યો-કે તેના એવા પોકારથી પાદશાહ તુરત ચાલી ગયો.

અને પેલા બુઢ્ઢાની વાતથી હસ્તો હસ્તો રસ્તે પડયો-તેની પછાડી એક પછી એક સઘળું લશ્કર આવી લાગ્યું.

## બાઝ્ નમૂદને ખારૂકન્ હાલે ફર્શીદ્વર્દ્ વ બખ્શીદને બહ્રામ્ માલે ઊરા બઅઝાનેયાન્.

———:૦:———

૧૯૯ ચુ બીરૂન શુદ્ અઝ નામવર્ શારૂસાન્
બપીશ અન્દર્ આમદ્ યકી ખારૂસાન્
તબર્ દાશ્ત મર્દી હમી કન્દ્ ખાર્
ઝે લશ્કર્ બેશુદ્ નઝ્દે ઊ શહ્રયાર્
બદૂ ગોફ્ત મેહ્તર્ બદીન્ શારૂસાન્
કેરા દાની અય દુશ્મને ખારૂસાન્
ચુનીન્ દાદ્ પાસોખ કે ફર્શીદ્વર્દ્
યકી આઝ્વર્ મર્દે બી ખાબો ખુર્દ્
મગર્ ગૂસ્ફન્દશ બુવદ્ સદ્ હઝાર્
હમાન્ ઊશ્તુરો અસ્પો ખર્ ઝીન્ શુમાર્
ઝમીન્ પુર્ ઝે આગન્દહ્ દીનારે ઊસ્ત
કે નહ્ મગ્ઝ્ બાદશ બતન્ દર્ ન પૂસ્ત
શેકમ ગુર્સનહ્ કાલ્બુદ્ બરહનહ્
ન ફર્ઝન્દો ખીશો ન યારો બનહ્
ગેરેફ્તાર્ દર્ દસ્તે આઝો નેયાઝ
તન્ અઝ્ ના ચરીદન્ બરન્જો ગુદાઝ
અગર્ કેશ્તમન્દશ ફરૂશદ્ બઝર્
યકી ખાનહ્ પુમશ કુનદ્ પુર્ ગોહર્
શબાનશ હમી ગૂશ્ત નૂશદ્ બશીર્
ખુદ્ ઊ નાને અર્ઝન્ ખુરદ્ બી પનીર્
૨૦૦ દો જામહ્ નદીદસ્ત હર્ગેઝ બહમ
અઝૂયસ્ત હમ બર્ તને ઊ સેતમ
ચુનીન્ ગોફ્ત બા ખારૂકન્ શહ્રયાર્
કે અઝ ગૂસ્ફન્દશ બેદાની શુમાર્
બેદાની કુજા બાશદ્ ઊરા ગલહ્
હમાન્ અસ્પો બા ઉશ્તુરાને યલહ્
બદૂ ખારૂકન્ ગોફ્ત અય મર્દે રાહ્
બસી નીસ્ત ઝીન્ જા બદાન્ જાયગાહ્
કુજા ઉશ્તુરો ગૂસ્ફન્દે વયસ્ત
દેલમ પુર્ ઝે દર્દ અઝ્ ગઝન્દે વયસ્ત
બદાન્ ખારૂકન્ દાદ્ દીનાર્ ચન્દ્
બદૂ ગોફ્ત અકૂનૂન્ શવી અર્જમન્દ્
બેફર્મૂદ્ તા અઝ્ મેયાને સેપાહ્
બેયામદ્ યકી મર્દે દાના બરાહ્
કુજા નામે આન્ મર્દ્ બેહ્રૂઝ બૂદ્
સવારે દેલીરો દેલઅફ્રૂઝ બૂદ્
ફેરેસ્તાદ્ બા નામવર્ સદ્ સવાર્
ગુઝીન્ કરદ્ શાયેસ્તહ્ મર્દાને કાર્
દબીરી નેગહ્ કરદ્ પરહીઝગાર્
બદાન્સાન્ કે દાનેસ્ત કર્દન્ શુમાર્
૨૦૧ બદાન્ ખારૂકન્ ગોફ્ત અઝ ઈદર્ બેરવ્
હમી ખાર્ કન્દી કુનૂન્ ઝર્ દેરવ્

## એક કઠિયારાએ ફર્શીદવર્દની હાલત ખુલ્લી કરવી અને બેહરામે તેનો માલ હાજતમંદોને બક્ષી દેવો.

———:૦:———

જ્યારે તે નામવર શેહરમાંથી બાહેર પડયો-ત્યારે તેની સામે એક કાંટાનું વન આવ્યું.

ત્યાં એક કઠિયારો પોતાની કુહાડીથી કાંટા ખોદતો હતો-પાદશાહ પોતાનાં લશ્કરમાંથી નીકળી તેની નઝદીક ગયો.

અને તેને પૂછ્યું કે "ઓ કાંટાની ઝાડીઓના દુશ્મન! આ શેહરમાંના વડા તરીકે તું કોણને જાણે છે?"

તેણે એવો જવાબ આપ્યો કે "ફર્શીદવર્દ નામનો-કે જે ખાધા પીધા વગરનો લોભી માણસ છે.

જેનાં એક લાખ તો બકરાં છે-તેમજ તેટલીજ ગણત્રીના ઊંટ ઘોડા અને ગધેડાં છે.

તેની ઝમીન તેના એકઠા કીધેલા દીનારથી ભરપુર છે કે તેનાં માથાંમાં ભેજું અને તેનાં શરીર ઉપર ચામડી પણ ના હોતી!

તેનું પેટ ભૂખું છે અને શરીર નાગું છે-નથી તેને કોઇ ફર્ઝંદ કે નથી કોઇ ખેશી કે નથી દોસ્ત આશના કે નથી કાંઇ સરસામાન.

તે લોભ અને હાજતના હાથમાં ફસેલો છે-ખાધા પીધા વગર તેનું તન દુઃખમાં પીલાય છે.

અગરજો તે પોતાનાં ખેતરો પૈસા લઇને વેચે-તો તે તેની જગ્યાજ ગોહરોથી એક આખું ઘર ભરી આપે.

તેના ભરવાડો દૂધ અને ગોશ્તનો ખોરાક ખાય છે-પણ તે પોતે તો પનીર વગરની બાજરીની રોટલીજ ખાય છે.

તેનાં શરીર ઉપર કદી પણ બે કપડાં સાથે તો જોયાંજ નથી-તેની પોતાનીથીજ તેનાં બદન ઉપર સેતમ ગુઝરે છે."

પાદશાહે કઠિયારાને એ પ્રમાણે કહ્યું-કે "તું તેના બકરાં મેઢાંની સંખ્યા તો જાણે છે,

પણ તું જાણે છે કે તેનું બકરાંનું ટોળું તેમજ તેના ઘોડા અને છુટાં ઊંટો કયાં રહે છે?"

કઠિયારાએ તેને કહ્યું કે "ઓ રાહદારી મર્દ!-તે જગ્યા કાંઇ અહીંથી ઘણી દૂર નથી,

કે જ્યાં તેનાં ઊંટ અને મેઢાં બકરાં છે-પણ તે મને ઈઝા પુગાડશે તેથી મારૂં દિલ દુઃખી થાય છે."

પાદશાહે તે કઠિયારાને થોડાક દીનાર આપ્યા-અને તેને કહ્યું કે "હવે તું પૈસાદાર થશે."

તેણે ફર્માવ્યું જેથી લશ્કરમાંથી એક દાના મર્દ આવ્યો.

કે જેનું નામ "બેહરૂઝ" હતું-અને તે એક બહાદુર સવાર હતો તેમજ ઘણે વખણાયલો હતો.

તે નામવરની સાથ લડાઇ કરવાને લાયકના સો સવારો ચુંટી કાઢીને મોકલ્યા.

સાથે વળી હિસાબની ગણત્રી કરી જાણે એવો એક ઇમાનદાર મુન્શી પણ ખોળી કાઢયો.

પછી પેલા કઠિયારાને કહ્યું કે "તું અહીંથી જા-આજ સૂધી તું કાંટા ખોદતો હતો પણ હવે સોનું રૂપું ખોદ.

અઝાન્ ખાસ્તહુ સહ યકી મરૂ તોરાસ્ત
બદીન્ મરૂદુમાન્ રાહુ બુન્માય રાસ્ત
દેલઅફ્રૂઝ બુદ નામે આન્ ખારૂકન્
ગોરાઝન્દહુ મર્દી બનીરૂએ તન્
ગેરાન્માયહુ અસ્પી બદૂ દાદો ગોફૂત
કે બા બાદ બાયદ કે ગર્દી તો જોફૂત
દેલઅફ્રૂઝ બુદ ગીતી અફ્રૂઝ શુદ
ચુ આમદ બદાન્ કારૂ પીરૂઝ શુદ
બેયાવરૂદ લશ્કરૂ બકૂહો બદશ્ત
હમી ગૂરેફન્દ અઝ અદદ બરૂ ગુઝશ્ત
શુતોરૂ બૂદ દરૂ કૂહુ દહુ કારૂવાન્
બહરૂ કારૂવાન્ દરૂ યકી સારૂવાન્
ઝે ગાવાને વર્ઝો ઝે ગાવાને શીરૂ
દહો દુ હઝારશ નેવેશ્ત આન્ દબીરૂ
હમાન્ અસ્પો ઉશ્તુરૂ દો રહુ દહુ હઝારૂ
નવીસન્દહુ બેન્વેશ્ત આન્રા શુમારૂ
બેયાબાન્ સરાસરૂ હમહુ કન્દહુ સુમ
હમાન્ રઉધને ગાવ દરૂ હમ બખુમ
ઝે શીરાઝો અઝ તરૂ ફૂ સીસદ હઝારૂ
શુતોરૂવારૂ બુદ બરૂ લબે જૂયબારૂ
હમહુ દશ્તો કૂહો બેયાબાન્ કુનામ
કસ આન્રા બગીતી નદાનેસ્ત નામ
યકી નામહુ બેન્વેશ્ત બેહુરૂઝે હુરૂ
બનઝૂદે શાહન્શાહુ બહુરામ ગૂરૂ
નુખોસ્ત આફ્રીન્ કરૂદ બરૂ કેર્દેગારૂ
કે ઉયસ્ત પીરૂઝો પર્વર્દેગારૂ
દેગરૂ આફ્રીન્ બરૂ શાહન્શાહુ કરૂદ
કે અઝ રન્જહા દસ્ત કૂતાહુ કરૂદ
ચુનીન્ ગોફૂત કય શહુરૂયારે જેહાન્
ઝે તૂ શાદ યકસરૂ કેહાનો મેહાન્
કઝ અન્દાઝહુ દાદત હમી બુગ્ઝરદ
અઝીન્ ખામોશી ગન્જ કયફરૂ બરદ
હમહુ કારે ગીતી બઅન્દાઝહુ બેહુ
દેલે શાહુ અઝ અન્દાઝહા તાઝહુ બેહુ
યકી ગુમ શુદહુ નામ ફર્શીદવરૂદ
ચે દરૂ બઝમગાહો ચે અન્દરૂ નબરૂદ
નદાનેસ્ત કસ નામે ઉ દરૂ જેહાન્
મેયાને કેહાનો મેયાને મેહાન્
ન ખુસરવ શેનાસો ન યઝદાન્ શેનાસ
નદાનેસ્ત કર્દન્ બચીઝી સેપાસ
ચુનીન્ ખાસ્તહુ ગુસ્તરદ દરૂ જેહાન્
તેહી દસ્તો બા ધમ નેશસ્તહુ નેહાન્
બબીદાદ માનદ હમી દાદે શાહુ
મનેહુ પન્દો ગોફૂતારૂ બરૂ મન ગુનાહુ
બેયફ્ગન્ યકી ગન્જ અઝીન્ ખાસ્તહુ
સેઉમ સાલરા ગર્દદ આરાસ્તહુ
દબીરાને બીગાનહુરા ખાન્દીમ
બદીન્ કૂહે આબાદ બેન્શાન્દીમ
શુમારશ પદીદારૂ નામદ હનૂઝ
નવીસન્દહુરા પોશ્ત બરૂ ગશ્ત કૂઝ

તે સઘળા ખઝાનામાંથી સોમો હિસ્સો તારોજ છે-તું આ મારાં માણસોને સીધો માર્ગ બતાવજે."

તે કઠિયારાનું નામ "દેલઅફ્રુઝ" હતું-તે ઝોરાવર બાંધાનો અને મરોડદાર ચાલનો શખ્સ હતો.

પાદશાહે તેને એક નામીચો ઘોડો આપ્યો અને કહ્યું-કે "હવે તારે પવનનોજ સાથી થવું જોઇયે (યાને જલ્દીથી જવું જોઇયે)."

જ્યારે તે પેલાં કામ ઉપર મંડી ગયો અને તે ફતેહમંદ થયો-ત્યારે તે કઠિયારો "દિલ રોશન કરનારો" હતો તેનો "દેશ રોશન કરનારો" થયો.

તે પેલાં લશ્કરને પહાડ અને મયદાન ઉપર લાવ્યો-જ્યાં ગોસ્પંદ ગણત્રી કરતાં પણ વધારે હતાં.

તે પહાડ ઉપર ઊંટના દશ કાફલા હતા-દરેક કાફલા ઉપર એકેકો સારવાન હતો.

ખેતીના બળદો અને દૂધાળી ગાયોની સંખ્યા-પેલા મુન્શીએ બાર હઝાર લખી.

તેમજ ઘોડા અને ઊંટની સંખ્યા તે લખનારાએ વીસ હઝારની લખી.

તમામ જંગલ ઢોરોની ખડીથી ખોદાઇ ગયલું હતું-તેમજ ગાયનું ઘી માટલાંમાં ભરીભરીને ચોડ ચઢાવેલી હતી.

છાસ અને પનીરથી લાદેલાં ત્રણ લાખ ઊંટ નદી કિનારે શેહરોમાં ૨૦૨ વેચવા લઈ જવા માટે હમેશે તૈયાર ઉભેલાં હતાં.

તે તમામ મયદાન, પહાડ અને જંગલ જાનવરોનું રહેઠાણ હતું-પણ તે જગ્યાનું નામ નિશાન દુન્યામાં કોઈ જાણતું હતું નહીં.

પછી હુરના છોકરા બેહરૂઝે શેહનશાહ બેહરામ ગૂર ઉપર એક નામુ લખ્યું.

તેણે પહેલાં ખોદાતાલાની દુઆ લખી-કે "તેજ સાહેબ ફતેહમંદ અને પર્વરેશીનો કરનારો છે."

પછી શેહનશાહ બેહરામ કે જેણે માણસોને દુઃખથી છોડવ્યાં તેની ઉપર દોઆ કીધી.

પછી લખ્યું કે "ઓ દેશના પાદશાહ!-તારીથી સઘળા નાના અને મોટા ખુશહાલ છે.

કારણકે તારો ઇન્સાફ હદ ઓળંગી ગયો છે-આવી રીતની ખામોશી એખ્તયાર કરવાથી આપણો ખઝાનો ખોટ ખમે છે.

દુન્યાનું દરેક કામ અંદાઝાસર હોય તેજ ભલું-અને તે સઘળા અંદાઝાથી પાદશાહનું દિલ ખુશહાલ રહેલું સારૂં.

પેલો શું ખુશીની મજલેસમાં કે શું લડાઈમાં-ગુમ થયલાં નામવાળો ફર્શીવર્દ,

કે દુન્યામાં શું નાનાં અને મોટાઓ દરમેયાન કોઈ તેનું નામ જાણતું નથી.

તે નથી પાદશાહને પિછાનનારો કે નથી ખોદાતાલાને પિછાનનારો- ૨૦૩ તે કોઇ પણ ચીઝને માટે શુક્ર ગુઝારી કરવાની વાત જાણતોજ નથી.

દુન્યામાં તેણે આટલો બધો ખઝાનો એકઠો કર્યો છે-છતાં તે ખાલી હાથે અને ગમગીની સાથ ખૂણે બેઠો છે.

પાદશાહનો આવો ઈન્સાફ ઝુલ્મને મળતો કહેવાય-આવા સખ્ત બોલો હું વાપરૂં છું તે માટે મને માફ કરજો.

ફર્શીદવર્દની દઉલત દુન્યા એટલી છે કે જો આજે એકઠી કરવા માંડે-તો ત્રીજે વર્ષે તેનું કામ પુરૂં થાય.

બીજા બાહેરના લખનારાઓને મેં બોલાવ્યા છે-અને તેઓને આ આબાદ બનેલા પહાડ ઉપર ગણત્રી કરવા બેસાડયા છે.

તે લખનારાઓની કમર વાંકી થઇ ગઇ છે-તો પણ હજી તેની ગણત્રી ઝાહેર થઇ નથી.

ચુનીન્ ગોફ્ત ગૂયન્દહ્ કન્દર્ ઝમીન્
વરા ઝરૂરો ગઉહર્ ફોઝૂનસ્ત અઝીન્
બરીન્ ફૂહ્સારમ્ દો દીદહ્ બરાહ્
બદાન્ તા ચે ફર્માન્ દેહદ્ પાદ્શાહ્
ઝે મન્ બાદ્ બર્ શાહે ઈરાન્ દોરૂદ્
બેમાનાદ્ તા નામે તારસ્તો પૂદ્

હયૂની બર્ અફૂગન્દ્ પૂયાન્ બરાહ્
બદાન્ તા બરદ્ નામહ્ નઝ્દીકે શાહ્
૨૦૪ ચુ આન્ નામહ્ બર્ ખાન્દ્ બહ્રામ ગૂર્
બદેલશ અન્દર્ ઉફ્તાદ્ અઝાન્ નામહ્ શૂર્
દેઝમ્ ગશ્તો દીદહ્ પુર્ અઝ આબ્ કર્દ્
બરૂહાએ જન્ગી પુર્ અઝ તાબ્ કર્દ્
બેફરૂમૂદ્ તા પીશે ઊ શુદ્ દબીર્
કલમ્ ખાસ્ત ચીનીઓ રૂમી હરીર્
નુખોસ્ત આફ્રીન્ કર્દ્ બર્ દાદ્ગર્
ખોદાવન્દે દાનન્દહો રાહ્બર્
ખોદાવન્દે દાનાઇઓ ફર્રહી
ખોદાવન્દે દીહીમો શાહન્શહી
નેવેશ્ત ઈન્ કે ગર્ દાદ્ગર્ બૂદમી
હમી મર્દરા નીઝ માસૂદમી
નેયાવર્દ્ ગર્દ્ ઇન્ ઝે દોઝ્દીઓ ખૂન્
ન બુદ્ હમ્ કસીરા બબદ્ રહ્નમૂન્
હમાન્ બુદ્ કે ઇન્ મર્દ્ બુદ્ નાસેપાસ
ઝે યઝ્દાન્ નબૂદશ બદેલ દર્ હેરાસ
યકી પાસબાન્ બુદ્ બદીન્ ખાસ્તહ્
દેલો જાન્ અઝ અફૂઝૂન શુદન્ કાસ્તહ્
બદાન્ દશ્ત ચેહ્ ગોર્ગો ચેહ્ ગૂર્ફન્દ્
ચુ બાશન્દ્ બીકારો ના સૂદમન્દ્
૨૦૫ બઝીરે ઝમીન્ દર્ ચે ગઉહર્ ચે સન્ગ્
કઝૂ ખુર્દો પૂશેશ નેયાયદ્ બચન્ગ્
નસાઝીમ અઝાન્ રન્જ ખુન્યાદે ગન્જ
ન બન્દીમ દેલ દર્ સરાએ સેપન્જ
ફરીદૂન ન પયદાસ્ત અન્દર્ જેહાન્
હમાન્ ઇરજો તૂરો સલ્મ અઝ મેહાન્
હમાન્ શાહ્ કાઊસ બા કયકોબાદ્
જોઝ ઈન્ નામદારાન્ કે દારીમ યાદ્
પેદર્મ આન્ કે ઝૂ દેલ પુર્ અઝ દર્દ્ બૂદ્
નબુદ્ દાદ્ગર્ નાજવાન્ મર્દ્ બૂદ્
કસી ઝીન્ બુઝોર્ગાન્ પદીદાર્ નીસ્ત
બદીન્ બા ખોદાવન્દ્ પયકાર્ નીસ્ત
તો આન્ ખાસ્તહ્ ગેર્દ્ કુન હર્ચે હસ્ત
બેબખ્શો મબર્ સૂએ યક્ મૂય દસ્ત
કસીરા કે પૂશીદહ્ દારદ્ નેયાઝ
કે અઝ બદ્ હમી દીર્ યાબદ્ જવાઝ
હમાન્ પીર્ મર્દાં કે બીકાર્ ગશ્ત
બચશ્મે ગેરાનમાયગાન્ ખાર્ ગશ્ત
દેગર્ હર્ કેરા ચીઝ બૂદો બેખર્દ્
કુનૂન માન્દ્ બા દર્દો બા બાદે સર્દ્

કહેનારા કહે છે કે હજુ એના કરતાં વધુ સોનુ અને જવહેરાત એણે ભોંયમાં દાટેલું છે.

હવે તે બાબતમાં પાદશાહ શું હુકમ ફર્માવે છે-તે માટે મારી બન્ને આંખો રાહ ઉપર લગાડી આ પહાડ ઉપર બેઠો છું.

મુજ તરફથી ઈરાનના પાદશાહને ઘણી ઘણી સલામ પહોંચજો-જ્યાં સૂધી દુન્યામાં તાર અને પૂદ (તાણા અને વાણા)નાં નામો ચાલુ રહે ત્યાં સૂધી પાદશાહ જીવજો!"

પછી તેણે એક સાંઢણી સવાર રસ્તા ઉપર દોડાવ્યો-કે જેથી તે પાદશાહની નઝદીક નામુ લઇ જાય.

જ્યારે બેહરામ ગૂરે તે નામુ વાંચ્યું-ત્યારે તે નામુ સમજી તેનાં દિલમાં શોર પડ્યો.

તે ગમગીન બન્યો અને બન્ને આંખો આંસુ ભરેલી કીધી-પછી તેણે લડાયક ભવાં ગુસ્સા ભરેલાં કીધાં.

તેણે ફર્માવ્યું જેથી નવીસંદો તેની આગળ ગયો-જેણે ચીનાઈ કલમ અને રૂમી રેશમી કપડાંની બનાવટનું કાગઝ માગ્યું.

તેણે પહેલાં સર્વ જાણનાર અને નેક હેદાયત કરનાર દાદગર દાવરના શુક્ર કીધા,

કે "તે દાનાઈ અને દબદબાનો સાહેબ છે-તે પાદશાહ તાજનો અને સઘળી શેહન્શાહતનો સાહેબ છે."

પછી એમ લખ્યું કે "અગરજો હું પુરો ઈન્સાફી બન્યો હતે-તો આ મર્દને હાથીના પગ હેઠળ કચડાવી નાખવાનો હોકમ પણ આપતે.

પણ એણે ચોરી કે ખૂન કરી આ ખઝાનો ભેગો કીધો નથી-તેમજ તેણે કોઇને આડે રસ્તે ઉતાર્યો નથી.

પણ એટલું તો ખરૂંજ હતું કે એ શખ્સ નાસેપાસ રહ્યો છે-ખોદાતાલા તરફની એનાં દિલમાં કાંઇ બીહક રહી નથી.

તે તો આ ખઝાનાનો એક ચોકીદાર રહ્યો છે તેના ખઝાનાના વધારાથી તેનાં શરીર અને જીવનો ઘટાડો થયો છે.

જ્યારે આટલાં બધાં જાનવરો વગર ખપનાં અને ફાયદા વગરના રહે-ત્યારે તો તે જંગલમાં શું તે ગોરપંદો કે શું ફાડી ખાનાર વરૂ બન્ને સરખાજ છે.

ભોંયમાં દાટેલું શું જવાહેર કે શું પત્થર બન્ને સરખાંજ છે-કારણકે તેથી ખાવાનું અને પેહેરવાનું હાથ લાગતું નથી.

આ તકલીફ તને આપીને મને કાંઈ ખઝાનાના ભંડાર ભરવા નથી-આ ત્રણપાંચ દિવસની દુન્યા ઉપર મારે આધાર રાખવો નથી.

પાદશાહ ફરીદૂન તેમજ મોટાઓમાંથી ઇરજ, તૂર અને સલ્મ કોઇ પણ આ દુન્યામાં રહ્યા નથી.

તેમજ પાદશાહ કયકોબાદ સાથ શાહ કાઊસ-અને એ સિવાય બીજા નામદારો કે જેઓને આપણે ઓળખિયે છિયે તેઓ,

વળી મારો પોતાનો બાપ કે જેનાથી મારૂં દિલ દુઃખ ભરેલું રહેતું હતું-કારણ તે ઇન્સાફી નહીં હતો તેમજ મોટા દિલનો પણ નહીં હતો,

તે સઘળા બુઝોર્ગોમાંથી કોઇ બાકી રહ્યું નથી-અને આ બાબતમાં આપણને ખોદાતાલા સાથ કાંઈ ઝગડો પણ નથી.

તું તે ખઝાનો જે કાંઈ હોય તે સઘળો એકઠો કર-અને બખ્શેશ કરી દે એક બાલ બરાબરની ચીઝને પણ હાથ લગાડતો ના

પણ તેવાઓને આપજે કે જે કોઈ પોતાની હાજત છૂપી રાખતો હોય-તેમજ જે કોઈ કે આફતથી છૂટી શકતો નહીં હોય,

તેમજ તે બુઢ્ઢા શખ્સોને કે જેઓ અશક્ત થઈ પડયા હોય-અને તવંગરોની આંખમાં નિર્થક બન્યાં હોય,

તેમજ જેઓ પાસે કાંઇ હોય તે ખાઇ ખરચી ચૂકયા હોય-અને હાલ દુઃખ સાથ અને હાય અફસોસ સાથ રહેલા હોય,

કસીરા કે નામસ્તો હીનારૂ નીસ્ત
બબાઝારૂગાની કસશ ચારૂ નીસ્ત
હેગરૂ ફૂદકાની કે બીની યતીમ
પેદરૂ મોર્દહો નીસ્ત શાન્ ઝરૂરો સીમ
ઝનાની કે બી શૂયો બી પૂશેશન્દ
કે કારી નદાનન્દો બી કૂશેશન્દ
બરીશાન્ બેબખ્શ આન્ હમહ્ ખાસ્તહ્
બરૂ અફૂરૂઝ જાનો રવાન્ કાસ્તહ્
ચુ પર્દાખ્તી ઝાન્ સુએ ગન્જ તાઝ
ઝે ગન્જે નેહાદહ્ મશવ બી નેયાઝ
નેહાન્ કર્દહ્ દીનારે ફર્શીદવરૂદ
બદર્વીશ દેહ્ તા નમાનદ બદરૂદ
મરૂરા ચે દીનારો ગઉહરૂ ચે ખાક
કે બાયદશ કર્દન્ હમી દરૂ મઘાક
સેપહ્રે ગુઝારન્દહ્ યારે તો બાદ
હમહ્ દાદો પરૂહીઝ કારે તો બાદ
નેહાદન્દ બરૂ નામહ્ બરૂ મોહ્રે શાહ્
ફેરેસ્તાદહ્ બરૂ ગશ્તો આમદ બરાહ્

(૨૦૬) તેમજ જેઓ ખાન્દાની હોય પણ પૈસા નહીં હોય-તેમજ જે વેપારીઓના કોઇ મદદગાર રહ્યા નહીં હોય.

તેમજ જે બાળકોને કે તું આસરા વગરના જોય-અથવા કોઈના બાપ મરી ગયા હોય અને તેઓ પાસ પૈસો ટકો નહીં હોય,

જે અકરતો કે વિધવા બની હોય અને કપડાં વગરની હોય-જેઓ કોઇ ઉદ્યોગ કરી ન જાણતી હોય અને કામ ધંધા વગર હોય,

તેઓને એ સઘળો ખઝાનો આપી દેજે-અને તેઓના દુઃખી જીવને પાછા રોશન કરજે.

જ્યારે તું આ કામ કરી ચૂકે ત્યારે તેના બીજા ખઝાના તરફ જજે-તેના છુપાવેલા ખઝાનાથી ધરાઇ ના જતો.

ફર્શીદવર્દના છુપાવેલા દીનાર-ગરીબોને આપજે કે જેથી તેઓ દુઃખમાં સબડે નહીં.

તેને મનસે તો શું દીનાર કે શું ગોહરો કે શું ઝમીન ઉપરની ધૂળ સર્વ સરખુંજ છે-કારણકે તેને તો સઘળું દાટીજ રાખવું જોઇયે છે.

ફરતો આસ્માન તારો મદદગાર બનજો!-અને તારૂં સઘળું કામ ઇન્સાફી અને પવિત્ર બનજો!"

તે નામા ઉપર પાદશાહની મોહર કીધી-પેલો કાસેદ ત્યાંથી પાછો ફર્યો અને રસ્તે પડયો.

---

## રફ્તને બહ્રામ્ બશીકારગાહ્ વ કોશતને શીરાન્.

——:o:——

બેફરૂમૂદ તા તખ્તે શાહન્શાહી
બબાઘે બહારૂ અન્દરૂ આરદ રહી
બફર્માન્ બેબોર્દન્દ પીરૂઝહ્ તખ્ત
નેહાદન્દ ઝીરે ગુલ્ અફૂશાન્ દેરખ્ત
મયો જામ બોર્દન્દો રામેશગરાન્
બપાલીઝ રફૂતન્દ બા મેહ્તરાન્
ચુનીન્ ગોફ્ત બા રાયઝન્ શહ્રૂયારૂ
કે ખુરૂરમ બમરૂદુમ બુવદ રૂઝગારૂ
હમહ્ બેસ્તરદ મરૂગ્ દીવાન્હા
બપાય આવરદ કાખો અયવાન્હા
બદખમહ્ દરૂન્ બસ કે તન્હા રવીમ
અગરૂ ચન્દ બા બોઝોર્ગ બાલા રવીમ
ઝે શાહો ઝે દર્વીશ હરૂ કૂ બમોરૂદ
અબા ખીશ ઝેશ્તીઓ નીકી બબોરૂદ
ઝેયાનસ્ત રન્જેશ હમહ્ હરૂચે બોરૂદ
ચુ ઊ મોરૂદ રન્જેશ અબા ઊ બમોરૂદ
બગીતી સેતાયેશ ચુ માનદ બસસ્ત
કે તાજો કમરૂ બહ્રે દીગરૂ કસસ્ત
બીઆઝારીઓ રાસ્તી બાયદત
ચુ ખાહી કે આન્ ખુર્દહ્ નુગ્ઝાયદત
કુનૂન્ સાલે મન્ રફૂતહ્ બરૂ સીઓ હશ્ત
બસી રૂઝ બરૂ શાદમાની ગુઝશ્ત
ચુ સાલે જવાન્ બરૂ કશદ બરૂ ચેહેલ
ઘમે રૂઝે મરૂગ્ અન્દરૂ આયદ બદેલ

## બેહરામનું શેકારગાહમાં જવું અને ત્યાં સિંહોને મારવું.

——:o:——

પછી શાહે હોકમ કીધો કે "નોકરો આ પાદશાહી તખ્ત બહારની મોસમ જેવા ખીલેલા બાગમાં લઈ જાય."

(૨૦૭) તેના હુકમ મૂજબ તેઓ પીરોઝાનું તખ્ત લઇ જઇને ફૂલ વરસાવતાં ઝાડ હેઠળ મૂક્યું.

મય, મયની જામ અને રામેશગરો ત્યાં લઇ ગયા-તે બાગમાં સઘળા સરદારો સાથ ગયા.

પછી પાદશાહ પોતાના વઝીરને કહેવા લાગ્યો કે "ઈન્સાનની ઝિંદગી ખુશી ભરેલી હોવી જોઇયે.

કારણકે જ્યારે મોત આવે છે ત્યારે તે ઘરબાર સર્વ છીનવી લે છે.

એકલા કાંઈ પણ અસ્બાબ વગર દામે જઇયે છિયે-તો જો કે દમામદાર શરીર સાથ જઇયે છિયે.

પાદશાહોમાંથી કે ફકીરોમાંથી જે કોઈ મરણ પામે છે-તે પોતાની સાથે ફકટ નેકી અને બદીજ લઈ જાય છે.

તે ગમે એટલી રંજ ખેંચે છે, તે ફોકટમાં જાય છે-કારણકે જ્યારે તે મરણ પામે છે ત્યારે તે સાથેજ સઘળી રંજનો છેડો આવી જાય છે.

દુન્યામાં માણસની વાખવાખી રહી જાય એજ બસ છે-કારણકે તાજ અને કમરબંદ તો કોઈ બીજાનેજ માટે છે.

જો તારી ખાહેશ એવી હોય કે તારાં મોત પછીની બદગોઈ તને ડંખ નહીં દે-તો ઝિંદગી દરમેયાન તને નિર્દોષ અને અપ્રમાણિક રહેવું જોઇયે.

હવે મારી ઉમર આડત્રીસ વર્ષની થઇ છે-અને મારા ઘણાક દિવસો ખુશહાલીમાં પસાર થઇ ગયા છે.

(૨૦૮) જ્યારે એક જવાન શખ્સનાં વર્ષ ચાળીસ ઉપર આવે છે-ત્યારે તેનાં દિલમાં મોતના દિવસનો ગમ આવી પડે છે.

ચુ યક્ મૂય ગર્દદ્ બસર્ બર્ સફીદ
બેબાયદ્ ગુસેસ્તન્ ઝે શાદી ઉમીદ
ચુ કાફૂર્ શુદ્ મુશ્ક્ મઅયૂબ્ ગશ્ત
બકાફૂર્ બર્ તાજ્ ના ખૂબ્ ગશ્ત
હમી બઝ્મો બાઝી કુનમ તા દો સાલ્
ચુ લખ્તી શેકસ્ત અન્દર્ આયદ્ બયાલ્
શવમ પીશે યઝ્દાન્ બેપૂશમ પલાસ
નબાશમ ઝે કેર્દારે ઊ નાસેપાસ
બશાદી હમી રૂઝ્ ખુગ્ઝાશતમ
ઝે તાજે કઈ બહુરહ્ બર્દાશતમ
કુનૂન્ બર્ ગુલો નારો સીબો બેહી
ઝે મય જામે ઝરીન્ નબાયદ્ તેહી
ચુ બીનમ રોખે સીબ્ બીજાદહ્ રન્ગ્
શવદ્ આસ્માન્ હમચુ પોશ્તે પલન્ગ્
બરૂમન્દ્ બૂયા બહારી બુવદ્
મયે સોરૂખ ચૂન્ મય ગોસારી બુવદ્
હવા રાસ્ત ગર્દદ્ નગર્મો ન સર્દ
ઝમીન્ તાઝહો આબ્હા લાજ્વર્દ
૨૦૯ ચુ મા મેહ્રગાની બેપૂશીમ્ ખઝ્
બનખ્ચીર્ બાયદ્ શુદન્ સૂએ જઝ્
બદાન્ દશ્તે નખ્ચીર્ કારી કુનમ
કે અન્દર્ જહાન્ યાદગારી કુનમ
કુનૂન્ ગર્દને ગૂર્ ગર્દદ્ સેતબ્ર્
દેલે શીરે નર્ ગીરદો ઝૂરે બબ્ર્
સગો યૂઝ્ બા ચર્ગો શાહીનો બાઝ્
બેબાયદ્ કશીદન્ બરાહે દરાઝ્
કે આન્ જાએ ગૂરસ્તો તીરો કમાન્
નેયાસાયમ્ અઝ્ તાખ્તન્ યક્ઝમાન્
બેયાબાન્ કે મન્ દીદહ્ અમ ઝીર્ જઝ્
શુદહ્ ચૂન નયે નીઝહ્ બાલાએ ગઝ્
બદાન્ જાયગહ્ નીઝ્ યાબીમ શીર્
શેકારી બુવદ્ ગર્ બેમાનીમ દીર્
હમી બૂદ્ તા અબ્રે શહ્રીવરી
બર્ આમદ્ જહાન્ શુદ્ પુર્ અઝ્ લશ્કરી
ઝે હર્ કેશ્વરી લશ્કરે જન્ગ્જૂય
સુએ શાહે ઈરાન્ નેહાદન્દ્ રૂય
અઝીશાન્ ગુઝીન્ કર્દ્ ગર્દનકશાન્
કસી રૂ કે નખ્ચીર્ દારદ્ નશાન્
૨૧૦ બેયાવર્દ્ લશ્કર્ બદશ્તે શેકાર્
સવારાને શમ્શીર્ઝન સી હઝાર્
બેબોર્દન્દ્ ખર્ગાહો પર્દહ્સરાય
હમાન્ ખીમહો આખુરો ચારૂપાય
હમહ્ ઝીર્દસ્તાન્ ઝે પીશે સેપાહ્
બેરફ્તન્દો કન્દન્દ્ હર્જાય ચાહ્
બદાન્ તા નેહન્દ્ અઝ્ બરે ચાહ્ ચર્ખ
કશન્દ્ આબ્ અઝ્ ચાહ્ ચન્દી બતર્ખ
પસે લશ્કર્ અન્દર્ હમી રફ્ત શાહ્
ખુદો વીઝગાન્ તા બનખ્ચીર્ગાહ્
બેયાબાન્ સરાસર્ પુર્ અઝ્ ગૂર્ દીદ્
હમહ્ બીશહ્ અઝ્ શીર્ પુર્ શૂર્ દીદ્

જ્યારે માથાંનો એક પણ બાલ સફેદ થાય-ત્યારે આપણને ખુશહાલી ભોગવવાની ઉમેદને છોડી દેવી જોઇયે.

કસ્તુરી જેવા કાળા બાલ જ્યારે કપૂર જેવા સફેદ થઈ જાય છે ત્યારે તે અયબીયાલ લાગે છે-કપૂર જેવા સફેદ બાલ ઉપર તાજ શોભતું નથી.

બીજાં બે વર્ષ સુધી હું ખાણીપીણી અને શેકારબાઝીમાં ગુઝારીશ-પછી જ્યારે વળતાં પાણી થવા લાગશે,

ત્યારે હું ઉનનાં કપડાં પેહેરી યઝદાનની સન્મુખ બંદગી માટે રજૂ થઇશ-તેણે મારી ઉપર કીધેલી મેહરબાની માટે નાસેપાસ થઈશ નહીં.

મેં ખુશહાલીમાં ઘણાક દહાડા પસાર કીધા છે-અને આ પાદશાહી તાજનો મારો હિસ્સો મેં ભોગવ્યો છે.

હાલ જ્યારે દાડમ, સેબ અને બેહી (સફરજન) પાકવાની મોસમ છે-ત્યારે સોનેરી જામ મય વગર ખાલી પડી રહેવી નહીં જોઇયે.

જ્યારે સેબની છાલ કેરબાના જેવી ચયલી હું જોઉં છું-અને આસ્માનનો રંગ ચિત્તાનાં ચામડાં જેવો પચરંગી દેખાય છે,

ત્યારે મોસમ ફળ અને ફૂલની સુગંધથી ભરપુર રહે છે-અને લાલ મયનો રંગ મય નૂશ કરનારના ચેહરાના રંગ સાથ એક સરખો દેખાય છે.

હવા એક સરખી, નહીં ગર્મ કે નહીં થંડી લાગે છે-ઝમીનની સપાટી ખુશનુમા અને નદીનાં પાણી આસ્માની રંગના દેખાય છે.

જ્યારે મેહરંગાનની રૂતુમાં (પાનખર રૂતુમાં) "ખઝ"નાં બાળવાળાં કપડાં પેહેરીશું-ત્યારે "જઝ" તરફ શેકાર કરવા જઇશું.

તે શેકારનાં મયદાનમાં હું એક એવો શેકાર કરીશ-કે દુન્યામાં યાદ રહી જશે.

તેટલામાં ગોરખરની ગર્દન ફરબે થાશે-તેનામાં નર સિંહની હિમ્મત અને બબ્રનાં જેવું ઝોર આવશે.

શિકારી કુતરા અને ચિત્તા તેમજ શકરા, શાહીન અને બાઝ પક્ષી-તે લામ્બી સફર માટે લઈ જવાં પડશે.

કારણકે તે જગ્યા ગોરખરોનીજ છે-અને તીર કમાન વાપરવાનીજ છે-ત્યાં હું શેકાર કરવાથી એક પળ પણ થોભીશ નહીં.

જઝની દક્ષિણે આવેલું જે જંગલ મેં જોયું છે તેમાંનું ઘાસ નેઝાની લાકડીઓ જેવું જાડું અને ગઝનાં ઝાડ જેવું ઊંચું થયું હશે.

વળી ત્યાં આપણને સિંહ પણ મળશે અને જો વધુ થોભીશું તો શેકાર પણ સારો મળશે"

હવે શેહરીવર મહિનાનાં વાદળ દેખાવા માંડયાં ત્યાં સૂધી પાદશાહ થોભ્યો-પછી દેશ લશ્કરથી ભરાઈ ગયો.

દરેક મુલકમાંથી લડાયક લશ્કરે-ઇરાનના પાદશાહ તરફ મોં કીધાં.

તેઓમાંથી જે કોઈ કે વખણાયલા શેકારી હતા તેવા સરદારોને ચુંટી કાઢયા

એમ કરી તલવાર મારનારા ત્રીસ હઝાર સવારોનું એક લશ્કર શેકારનાં મયદાનમાં લઈ ગયો.

તેઓએ તમ્બુ, સરાપરદા, રાવટી, ઘાસદાનો અને જાનવરો પણ લીધાં.

લશ્કરની આગમજ સઘળા નોકરો-ગયા અને જગેજગ કૂવા ખોદયા.

કે જેથી તે કૂવાઓ ઉપર ચર્ખી મૂકે-અને તે કૂવામાંથી પાણી ખેંચીને ટાંકીઓ ભરે.

લશ્કરની પાછળ પાદશાહ પોતે અને તેના ખાસ લોકો તે શિકારગાહ તરફ જઇ પુગ્યા ત્યાં સૂધી ચાલવા લાગ્યા.

ત્યાં સઘળું મયદાન ગોરખરથી ભરેલું જોયું-તેમજ તે આખું જંગલ સિંહોથી ગાજી રહેલું જોયું.

ચુનીન્ ગોફ્તૂ કેમ્શબ્ શેકારે મયસ્ત
કે અઝ શીરૂ બરૂ ખાકૂ ચન્દીન્ પયસ્ત
કે ફર્દા બેબાયદ્ મરા શીરૂ જોસ્ત
બેખોસ્પીદ્ શાદાન્ દેલો તન્દુરોસ્ત
કુનૂન્ મય ગુસારીમ્ તા ચાકે રૂઝ
ચુ રખ્શાન્ શવદ્ હુરે ગીતી ફેરૂઝ
નુખોસ્તીન્ બશમ્શીરૂ શીરૂ અફૂગનીમ
હમાન્ અઝ્દહાએ દેલીરૂ અફૂગનીમ
ચુ ઈન્ બીશહુ અઝ શીરૂ ગર્દદ્ તેહી
ખદન્ગે મરા ગૂરૂ ગર્દદ્ રેહી
બેબૂદ્ આન્ શબો બામદાદે પગાહુ
સુએ બીશહુ રફૂતન્દ્ શાહો સેપાહુ
હમ આન્ ગાહુ બીરૂન્ ખરામીદ્ શીરૂ
દેલાવરૂ શુદહુ ખુર્દહુ અઝ ગૂરૂ સીરૂ
બયારાન્ ચુનીન્ ગોફ્તૂ બહુરામ ગોરૂદ્
કે તીરો કમાન્ દારમો દસ્તબોરૂદ્
વલીકેન્ બશમ્શીરૂ યાઝમ બશીરૂ
બદાન્ તા નખાનદ્ કસમ્ ના દેલીરૂ
બેપુશીદ્ તરૂ કર્દહુ પશ્મીન્ કબાય
બઅસ્પે નબરૂદ્ અન્દરૂ આવરૂદ્ પાય
ચુ શીરૂ અઝ્દહા દીદ્ બરૂ પાય ખાસ્ત
ઝે બાલા દો દસ્ત અન્દરૂ આવરૂદ્ રાસ્ત
હમી ખાસ્ત ઝદ્ બરૂ સરે અસ્પે ઊય
બેઝદ્ પાશનહુ મર્દે પર્ખાશજૂય
બેઝદ્ બરૂ સરે શીરૂ શમ્શીરે તીઝ
સબુકૂ જોફ્તે ઊ જોસ્ત રાહે ગુરીઝ
ઝે સરૂ તા મેયાનશ બદૂ નીમ કરૂદ્
દેલે નરૂરે શીરાન્ પુરૂ અઝ બીમ કરૂદ્
બેયામદ્ દેગરૂ શીરે ધુરૂરાન્ દેલીરૂ
હમી જોફ્તે ઊ બચ્ચહુ પર્વરૂદ્ ઝીરૂ
બેઝદ્ ખન્જરી શાહુ બરૂ ગરૂદનશ
સરે શીરે નરૂ દૂરૂ કરૂદ્ અઝ તનશ
યકી ગોફ્તૂ કય શાહે ખુરૂશીદ્ ચેહુરૂ
નદારી હમી બરૂ તને ખીશ મેહુરૂ
હમહુ બીશહુ શીરન્દ્ બા બચ્ચગાન્
હમહુ બચ્ચગાન્ શીરે માદરૂ મકાન્
કુનૂન્ બાયદ્ આઝીરૂ બૂદન ઝે શીરૂ
કે દરૂ મેહુરગાન્ બચ્ચહુ દારન્દ્ ઝીરૂ
સે ફર્સન્ગ્ બાલાએ ઈન્ બીશહુ હસ્ત
બયકૂ સાલ અગરૂ શીરૂ ગીરી બદસ્ત
ચુનાન્ હમ ઝે શીરાન્ નગરૂદદ્ તેહી
તો ચન્દીન્ ચેરા રન્જ બરૂ તન્ નેહી
ચુ બેન્શસ્ત બરૂ તખ્ત શાહુ અઝ નુખોસ્ત
બપયમાન્ જોઝ અઝ જન્ગે શીરાન્ નજોસ્ત
કુનૂન્ શહુરૂયારીઓ ગયહાન્ તરાસ્ત
બગૂરૂ આમદી જન્ગે શીરાન્ ચરાસ્ત
બદૂ ગોફ્તૂ શાહુ અય ખેરદ્મન્દ્ પીરૂ
બશબ્ગીરૂ ફર્દા મનો ગૂરો તીરૂ
સવારાને ગરૂદનકશાન્ દરૂ ઝમાન્
બેગરૂદન્દ્ બા મન્ બતીરો કમાન્

પાદશાહ બોલ્યો કે "આજ રાતે તો મયનોજ શિકાર કરીશું-કારણકે આ ખાક ઉપર સિંહનાં પગલાં ઘણાં પડેલાં છે.

જેથી આવતી કાલે મને સિંહનો શેકાર કરવો પડશે-તમો સઘળાઓ ખુશહાલ અને તનદરોસ્તી ભરેલા સૂઇ જાઓ.

ચાલો હવે આપણે સવારનું પોહોર ફાટે ત્યાં સુધી મય પીયા કર્યે- જ્યારે દુન્યાને રોશન કરનારો આફતાબ પાછો ઝળકતો થાય,

ત્યારે પહેલવહેલાં આપણે તલવારે કરી સિંહ તેમજ દિલાવર અઝ- દહાને મારીશું.

જ્યારે આ જંગલ સિંહથી ખાલી થશે-ત્યારે મારા ખદંગી તીર ગોર- ખરને તાબેદાર બનાવશે." ૨૧૧

પાદશાહ તે રાત ત્યાંજ થોભ્યો અને સવારે બામદાદને વખતે-પાદ- શાહ અને લશ્કરી સેપાહો જંગલ તરફ ગયા.

તેટલામાં એક સિંહ બાહેર નીકળી આવ્યો-જે ગોરખરથી ધરાઇને દેલાવર બનેલો હતો.

બહાદુર બેહરામે પોતાના સાથીઓને કહ્યું કે "હું તીર કમાન અને તે વાપરવાનો અચ્છો કાબુ ધરાઉં છું,

તો પણ હું તલવારથીજ સિંહ સાથ લડાઈ કરીશ કે જેથી કોઈ શખ્સ મને હીચકારો નહીં કહે."

એટલું કહી તેણે ઉનની બનાવટનું ભિંજવેલું એક પેહેરણ પેહેર્યું- અને લડાયક ઘોડા ઉપર સવાર થયો.

જ્યારે સિંહે તે અઝદહા જેવાને જોયો ત્યારે તે પાછલા પગે ઉભો થયો-અને ઉભો ઉભોજ આગળા બે પંજા મારવા ઊંચકયા.

તે બેહરામના ઘોડા ઉપર તરાપ મારવા ચાહતો હતો-પણ તુરતે તે લડાયક મર્દે ઘોડાને એડ મારી.

અને સિંહનાં સર ઉપર તેઝી તલવારનો એક ફટકો માર્યો-એ જોઇ તે સિંહની માદા તુરત નાસવા લાગી.

પેલા સિંહના માથાથી તે કમર સુધી બે ટૂકડા કરી નાખ્યા-અને બીજા નર સિંહોનાં દિલ ધાસ્તી ભરેલાં બનાવ્યાં.

બીજો એક દિલાવર સિંહ પોતાની હમેલદાર માદા સાથ પોકાર કરતો ત્યાં આવ્યો. ૨૧૨

પાદશાહે તેની ગર્દન ઉપર પણ એક તલવાર મારી-તે નર સિંહનું સર તનથી દૂર કીધું.

એક જણે તેને કહ્યું કે "ઓ ખુરશીદને ચેહરેના પાદશાહ!-તું પોતાનાં તનની દરકાર કરતો નથી.

આ સઘળું જંગલ સિંહ અને સિંહનાં બચ્ચાંઓથી ભરેલું છે-અને સઘળાં બચ્ચાં હજી પોતાની માતાનું દૂધ ધાવે છે.

હાલ સિંહોથી આપણને સાવધ રહેવું જોઇયે કારણકે મેહરંગાનમાં (પાનખર ૠતુમાં) સિંહણો બચ્ચાં જણે છે.

આ જંગલ ત્રણ ફર્સંગ લામ્બુ છે-અને જો તું એક વર્ષ દહાડો સૂધી સિંહ મારશે,

તો પણ આ જંગલ સિંહોથી ખાલી નહીં થશે માટે શું કામ તું એટલી બધી રંજ તારાં તન ઉપર મેલે છે?

પાદશાહ જ્યારે તખ્ત ઉપર બેઠો ત્યારે પહેલેથીજ-કોલકરાર પ્રમાણે સિંહો સાથેજ લડાઈ કીધી છે.

હાલ તું પાદશાહ છે અને સઘળી દુન્યા તારીજ છે-તું તો ગોરખરના શિકાર માટે આવ્યો છે તો પછી સિંહોની સાથ લડાઈ કરવાનું શું કામ છે?"

પાદશાહ બોલ્યો કે "ઓ અકલમંદ બુઢ્ઢા!-કાલે સવાર પડવા દે અને હું છું, ગોરખર છે અને મારા તીર છે.

બહાદુર સવારો પણ તુરતજ મારી સાથ તીર કમાન સાથ આવશે. ૨૧૩

**અગર દાદ મર્દી બખાહીમ દાદ**
**ક્ષે ગૂપાલો શમ્શીરૂ ગીરીમ યાદ**
**બદૂ ગોફ્તૂ મૂબેદ કે ગર દહ સવાર**
**બુદી મર તોરા ચૂન તો દર કાર્ઝાર**
**નબૂદી બરૂમો બચીન તાજો તખ્ત**
**બદર્યા કશીદી ખેરદમન્દ રખ્ત**
**કે ચશ્મે બદ અઝ ફરૂરે તૂ દૂર બાદ**
**નેશસ્તે તો દર ગુલશને સૂર બાદ**
**બપરદહસરાય આમદ અઝ બીશહ શાહ**
**અબા મૂબેદો પહલવાને સેપાહ**
**હમી ખાન્દ લશ્કર બદૂ આફરીન**
**કે બી તો મબાદા કોલાહો નેગીન**
**બખરગાહ શુદ ચૂન સેપહ બાઝ ગશ્ત**
**બેશુસ્ત અઝ ખુય આન પહલવાન હરદો દસ્ત**
**યકી દાશ્તી મેહરબાન પીશકાર**
**બખરગાહે નવ બર પરાગન્દ શાર**
**નેહાદન્દ કાફૂરો મુશ્કો ગોલાબ**
**બેગુસ્તરદ મુશ્ક અઝ બરે જાએ ખાબ**
૨૧૪ **હમહ ખીમહા ખાને ઝરીન નેહાદ**
**બરૂ કાસહ આરાયેશે ચીન નેહાદ**
**બેયારાસ્ત સાલાર ખાન અઝ બરહ**
**હમઝ ખુર્દનીહા કે બુદ યકસરહ**
**ચુ નાન ખુર્દહ શુદ શાહે બહરામ ગૂર**
**બેફરમૂદ જામી બુઝોરગ અઝ બુલૂર**
**કે આરદ પરીચેહરએ મયગુસાર**
**નેહદ બર કફે દાદગર શહરયાર**
**ચુનીન ગોફ્ત કીન પાદશા અરદશીર**
**કે બરના શુદ અઝ બખ્તે ઊ મર્દે પીર**
**સરેમાયહ ઊ બૂદો મા કેહતરીમ**
**અગર કેહતરીરા ખુદ અન્દરખરીમ**
**બબઝ્મો બરઝ્મો બરાયો બખાન**
**જોઝ આનરા જહાનદારે ગીતી મખાન**
**બદાન ગહ કે એસ્કન્દર આમદ ઝે રૂમ**
**બઈરાનો વયરાન શુદ ઈન મર્ઝો બૂમ**
**કે ઊ ના જવાનમરદ બૂદો દુરોશ્ત**
**કે સીઓ શશ અઝ મરઝબાનાન બેકોશ્ત**
**લબે ખુસ્રવાન પુર ઝે નફ્રીને ઊસ્ત**
**હમહ રૂએ ગીતી પુર અઝ કીને ઊસ્ત**
૨૧૫ **ચુ બર આફરીદૂન કુનન્દ આફ્રીન**
**બરૂયસ્ત નફ્રીન ઝે જૂયાએ કીન**
**મબાદા જોઝ અઝ નીકુઈ દર જેહાન**
**ઝે મન દર મેયાને કેહાનો મેહાન**
**બેયારીદ ગોફ્તા મનાદીગરી**
**ખુશઆવાઝ વઝ નામદારાન સરી**
**બેગરદદ સરાસર બગેરદે સેપાહ**
**હમી બર ખેરૂશદ બબીરાહો રાહ**
**બેગૂયદ કે દર શહરો દર કૂહો જઝ**
**ગર અઝ ગઉહરો ઝરો દીબાઓ ખઝ**
**જોઝ ઈન તા બખાશાક નાચીઝો પસ્ત**
**બેયાઝદ કસી ના સઝાવાર દસ્ત**

જ્યારે તીર કમાનથી શેકારમાં પુરી બહાદુરી દેખાડી રહીશું-ત્યારે શમ્શીર અને ગોર્ઝ વાપરવાનું યાદ કરીશું."

વઝીર બોલ્યો કે "જો તારી પાસ તારાજ જેવા લડાયક બીજા દશ સવાર હતે,

તો રૂમ અને ચીનનાં મુલકમાં તાજ અને તખ્ત હયાત રહેતે નહીં-અને ડહાપણવાળા માણસો પોતાનો માલ અસ્બાબ દર્યાપાર ઘસડી જશે.

તારાં ખોદાઇ બેરેહ ઉપરથી બૂરાઓની બૂરી નઝર દૂર થજો!-અને તારી બેઠક ખુશી ખુર્રમીના બાગમાંજ હોજો!"

પછી પાદશાહ વઝીર અને લશ્કરના સરદારો સાથ પેલાં શિકારનાં જંગલમાંથી પોતાની છાવણીમાં આવ્યો.

સઘળું લશ્કર તેની ઉપર દુઆ કરવા લાગ્યું-કે "તારા વગર આ તાજ અને પાદશાહી મોહર હોતીજ ના!"

જ્યારે સઘળું લશ્કર પાછું ફર્યું ત્યારે પાદશાહ તમ્બુમાં આવ્યો-તે બહાદુર મર્દે પોતાના પરસેવાના બન્ને હાથ ધોઇ સાફ કીધા.

તેનો એક રૂડી લાગણીવાળો કારભારી હતો-તેણે તે નવા તમ્બુમાં એક ગાલીચો પાંથર્યો.

ત્યાં કપૂર, કસ્તુરી અને ગોલાબની ખુશબો મૂકી-અને તેની સૂવાની જગ્યાએ પણ કસ્તુરીની સુગંધ પાંથરી

તમામ તમ્બુમાં ખાણાં માટે સોનેરી ખુમચા મૂકયા-તેમાં ચીનાઇ સણગારનાં પ્યાલાં મૂકવામાં આવ્યાં.

વડા બબરચીએ હલવાન તેમજ બીજાં જાત જાતનાં પકવાન પીરસ્યાં.

જ્યારે ખાણું ખાઇ રહ્યા ત્યારે પાદશાહ બેહરામ ગૂરે-ફર્માવ્યું કે "એક બિલોરની મોટી જામ,

શરાબની પાનારી પરીચેહર લઈ આવે-અને દાદગર પાદશાહના હાથમાં મૂકે."

પછી પાદશાહ એ પ્રમાણે બોલ્યો કે "આ જામ પાદશાહ અર્દશીરની યાદમાં લેઉં છું-કે જેનાં નસીબને ઝોરે બુઢ્ઢો શખ્સ પણ જવાન થતો હતો.

તે આપણો વડો છે અને જો તે આપણને નોકર લાયક ગણતો હોય, તો આપણે તેના ચાકર છિયે.

ખુશીની મજલેસમાં કે લડાઈમાં કે શું ડહાપણમાં કે શું ખાણીપીણીમાં-તેના સિવાય બીજા કોઇને તું દુન્યાનો પાદશાહ ગણતો ના.

જે વખતે કે રૂમથી સિકંદર ઈરાનમાં આવ્યો-તે વખતે આ સર ઝમીન વયરાન બની.

કેમકે તે હીચકારો અને ઘાટકી હતો-કે જેણે છત્રીસ હાકેમોને મારી નાખ્યા.

જેથી તે માટેજ પાદશાહોના હોઠ તેની ઉપર લઅનત નાખે છે-તમામ દુન્યા તેના ઉપર કીનો લેવા તલપી રહી છે.

જેમ શાહ ફરીદૂન ઉપર લોકો દુઆ કરે છે-તેમ કીનો શોધનારાઓ તરફથી તેના ઉપર શ્રાપ પડે છે.

મારીથી દુન્યામાં નાનાં અને મોટાઓ વચ્ચે ભલાઇ સિવાય બીજું કાંઇજ બનતું ના."

પછી તે બોલ્યો કે "તમો નામાંકિત સરદારોમાંથી એક ખુશ આવાઝના મનાદી ફેરવનાર શખ્સને અહીં હાઝેર કરો.

કે તે તમામ લશ્કરની આસપાસ ફરે-અને જગેજગ ઢંઢેરો પીટે,

અને કહે કે શેહરોમાં, પહાડોમાં અને ટાપુઓમાં સોનું, રૂપું અને જવાહેરો ઉપર અથવા રેશમી કાપડ કે બાલવાળાં ગર્મ કપડાં ઉપર,

એટલુંજ નહીં પણ નજીવી, હલકી, નજીવી કચરા જેવી ચીઝ ઉપર-જે કોઈ ઝબરીનો હાથ લમ્બાવશે,

બર્ અસ્પશ્ નેશાનમ્ ઝે પસ્ કરૂદહ્ ફૃય
અઝ ઈદર્ કશાન્ બા દો પયકારૂજૂય
દુ પાયશ્ બેબન્દન્દ્ દર્ ઝીરે અસ્પ્
ફેરેસ્તમશ્ તા ખાને આઝર્ ગોશસ્પ્
સેતાયેશ કુનદ્ પીશે યઝ્દાને પાક્
પરસ્તેશ કુનદ્ પીશે આઝર્ બખાક્
બદાન્ કસ્ દેહમ્ ચીઝે ઊરા કે ચીઝ્
અઝૂ બેસ્તદો ચીરગી કરૂદ નીઝ્
અગર્ અસ્પ્ દર્ કેશ્તઝારી કુનદ્
દર્ આહન્ગ્ બર્ મીવહ્ દારી કુનદ્
ઝે ઝેન્દાન્ નેયાબદ્ બસાલી રહા
સવારી સરફ્રાઝ્ યા બી બહા
હમાન્ રન્જે મા બસ્ કઝીન્ દશ્ત બહ્ર્
બેયાબીમ તાઝીમ શાદાન્ બશહ્ર્
બેરફ્તન્દ્ બાઝારગાનાને શહ્ર્
ઝે જઝ્ઓ ઝે બર્ફૂહ્ મર્દુમ દો બહ્ર્
બેયાબાન્ ચુ બાઝારે ચીન્ શુદ ઝે બાર્
બદાન્ સૂ કે બુદ લશ્કરે શહ્રયાર્

તો તેને હું ઊંધે મોઢે ઘોડા ઉપર બેસાડી-બે પેહલવાનોની સાથે અહીં ખેંચાવતો ખેંચાવતો,

ઘોડા હેઠળ તેના બન્ને પગ બાંધીને-આઝર ગોશસ્પનાં મકાન સૂધી તેને મોકલીશ.

કે જ્યાં તે પાક યઝદાનની સેતાયેશ કરે-અને તે આતશના કેબ્લા આગળ ખાક ઉપર પડી પરસ્તેશ કરે.

તેમજ જે કોઈ શખ્સની ચીઝો કે તેણે ઝબરદસ્તીથી લૂટી લીધી હશે તે ચીઝો તેને પાછી અપાવીશ.

જો કોઇનો ઘોડો કોઇની ખેતીને ખરાબ કરશે અથવા મેવાનાં ઝાડને નુકસાન પુગાડશે, ૨૧૬

તો પછી તે ગમે એવો સરફરાઝ સવાર હશે અથવા એક ઉતરતી પદવીનો સવાર હશે-તોયે તેનો એક વર્ષ સૂધી કયદખાનામાંથી છુટકારો થશે નહીં.

મારી મેહનતના બદલામાં મને આટલું બસ કે આ શેકારગાહમાંથી મને મારો શેકારનો હિસ્સો મળ્યો-હવે ખુશી થતો રાજધાની શેહર તરફ રવાના થઇશ."

જઝ અને બરફૂહના વેપારીઓની સંખ્યાના બે ભાગ જેટલા લોકો રાજધાની તરફ ગયા.

જે તરફ કે શાહી લશ્કર હતું તે તરફનો ભાગ જાણે ચીનનું બાઝાર બની ગયો.

## રફ્તને બહ્રામ્ બનખ્ચીરે ગૂરાન્ વ હુનર્ નમૂદન્ પીશે સર્દારાન્ વ બાઝ્ આમદનશ્ બબગ્દાદ્ વ એસ્તખ્ર્.

## બેહરામનું ગોરખરના શેકારે જવું અને તેણે સરદારોની નઝદીક હુનર બતાવવો અને તેનું બગદાદ અને એસ્તખ્રમાં પાછું આવવું.

દેગર્ રૂઝ્ ચૂન તાજ બેન્મૂદ હૂર્
જહાન્દાર્ શુદ સૂએ નખ્ચીરે ગૂર્
કમાન્રા બઝેહ્ બર્ નેહાદન્ સેપાહ્
પસે લશ્કર્ અન્દર્ હમી રાન્દ શાહ્
ચુનીન્ ગોફ્ત કાન્ કૂ કમાન્રા બદસ્ત
બમાલદ કુશાયદ બઅન્દામે શસ્ત
નબાયદ ઝદન્ તીર્ જોઝ્ બર્ સોરૂન
કે અઝ્ સીનહ્ પયકાનશ્ આયદ બેરૂન
યકી પહ્લવાન્ ગોફ્ત કય શહ્રયાર્
નેગહ્ કુન્ બદીન્ લશ્કરે નામદાર્
કે બા કીસ્ત ઝીન્ ગૂનહ્ તીરો કમાન્
બદઅન્દીશ્ યા મેહ્રે નીકી ગમાન્
મગર્ બાશદ ઈન્ અઝ્ કુશાદે બરત
કે જાવીદ બાદા સરો અફ્સરત
ચુ તૂ તીર્ ગીરીઓ શમ્શીરો ગોર્ઝ્
અઝાન્ ખુસ્રવી ફર્રો બાલાઓ બોર્ઝ્
હમી લશ્કરે શાહ્ દારન્દ શર્મ
બતીરો કમાન્ બર્ શવદ દસ્ત નર્મ
ચુનીન્ દાદ પાસોખ કે ઈન્ ઇઝદીસ્ત
ગર્ ઊ બુગ્સેલદ ઝૂર્ બહ્રામ કીસ્ત

બીજે દિવસે જ્યારે આફતાબે પોતાનું તાજ બતાવ્યું-ત્યારે પાદશાહ ગોરખરના શેકાર માટે ગયો.

સઘળાં લશ્કરે કમાનનો ચિલ્લો ચઢાવેલો હતો-અને તે લશ્કરની પૂઠે પાદશાહ ચાલતો હતો.

બેહરામે કહ્યું કે "જે કોઇ કમાનને પોતાના હાથે-સરખી કરે અને પછી તીર ફેંકે,

તેણે તે તીર તેનાં કુલાં સિવાય બીજે કેથે મારવો નહીં-તે એમ કે તેનું પયકાન તેની છાતીમાંથી બાહેર નીકળી આવે."

ત્યારે એક પેહલવાન બોલ્યો કે "ઓ પાદશાહ!-તું આ નામીચાં લશ્કર ઉપર નેગાહ કરી જો,

કે એવી રીતનો તીર કમાન ચલાવનાર શખ્સ કોણ છે?-પછી તે દોસ્ત હોય કે દુશ્મન હોય. ૨૧૭

મગર તું જેવા ફરાખ સીનાવાળાથીજ એવું બને-હમેશે તારૂં સર અને તાજ કાયમ રહેજો!

જ્યારે પણ તું તીર, ગુર્ઝ કે તલવાર હાથ ધરે છે-ત્યારે તારા શાહી દબદબા, કદ અને દેખાવથી,

તમામ લશ્કર શર્મિંદુ બની જાય છે-અને તીર કમાન ઉપર તેનો હાથ નરમ થઈ જાય છે."

પાદશાહે એવો જવાબ દીધો કે "એ તો ખોદાઇ બક્ષેશ છે-અગરજો તે સાહેબ મારૂં કૌવત તોડી નાખે તો પછી બેહરામ શું ચીઝ છે?"

બરૂ અન્ગીખ્ત શબ્દીઝ બહેરામ ગૂરૂ
ચુ નઝદીક્ શુદ બા યકી નરેરહ ગૂરૂ
ચુ આમદશ હન્ગામ બુકુશાદ શસ્ત
બરે ગૂરે નરૂ બા સોફનશ બેબસ્ત
હમાનગહ કે ગૂરૂ અન્દરૂ આમદ બસરૂ
બેરફ્તન્દ ગોર્દાને ઝરીન કમરૂ
શેગેફ્ત અન્દરૂ આન જખ્મે ઊ માન્દન્દ
યકાયક બરૂ ઊ આફ્રીન ખાન્દન્દ
કસી પરે પયકાને તીરશ નદીદ
બબાલાએ આન ગૂરૂ શુદ નાપદીદ
૨૧૮ સવારાને જન્ગીઓ મર્દાને કીન
નેહાદન્દ સરૂ પીશે ઊ બરૂ ઝમીન
બદ્ પહેલવાન ગોફ્ત કય શહરૂયારૂ
મબીનાદ ચશ્મત બદે રૂઝગારૂ
સવારી તુઓ મા હમહ બરૂ ખરીમ
હમ અઝ ખરૂ સવારી બરત કમતરીમ
બદ્ ગોફ્ત શાહ ઈન ન તીરે મનસ્ત
કે પીરૂઝગરૂ દસ્તગીરે મનસ્ત
કેરા પોશ્તો યાવરૂ જહાનદારૂ નીસ્ત
અઝ ખારૂ તરૂ દરૂ જહાન ખારૂ નીસ્ત
બરૂઅન્ગીખ્ત આન બારૂકશરા ઝે જાય
તો ગોફ્તી શુદ આન અસ્પ પરરાન હોમાય
યકી ગૂરૂ પીશ અન્દરૂ આમદ દેલીરૂ
હમાન ગહ બશમ્શીરૂ યાઝીદ શીરૂ
બેઝદ તીઘો કર્દશ બદ્ ગૂનહ રાસ્ત
ન ઈન નીમહ અફ્ઝૂન ન ઈન નીમહ કાસ્ત
રસીદન્દ નઝદીકે ઊ મેહતરાન
સરફ્રાઝો શમ્શીરૂ ઝન કેહતરાન
ચુ આન જખ્મ દીદન્દ બરૂ પોશ્તે ગૂરૂ
બેરહમન્દ ગોફ્ત ઈનત શમ્શીરો ઝૂરૂ
૨૧૯ મબીનાદ ચશ્મે બદ ઈન શાહરા
નમાનદ મગરૂ બરૂ ફલક માહરા
સરે મેહતરાને જહાન ઝીરે ઊસ્ત
ફલક ઝીરે પયકાનો શમ્શીરે ઊસ્ત
સેપાહ અઝ પસે ઊ હમી તાખ્તન્દ
બેયાબાન ઝે ગૂરાન બેપર્દાખ્તન્દ
બેફરમૂદ તા હલ્કએ ઝરૂ કુનીદ
બદાન હલ્કહ બરૂ નામે ઊ બરૂ કશીદ
દરૂ અફ્ગન્દ દરૂ ગૂશે ગૂરે ચલહ
હમાન નીઝ બા દાઘ સીસદ ગલહ
રહા કરદ શાન અઝ પયે નામરા
હમાન અઝ પયે શાદીઓ કામરા
યકી મરદ બરૂ ગેર્દે લશ્કરૂ બેગશ્ત
કે યક તન મબાદ અન્દરીન પહન દશ્ત
કે ગૂરી ફરૂશદ બબાઝારગાન
બદીશાન દેહન્દ ઈન હમહ રાયગાન
ઝે બરફહ વઝ નામદારાને જઝ
બેઓર્દન્દ બેસ્યારૂ દીબાઓ ખઝ
બસી હદયહ બોર્દન્દ નઝદીકે શાહ
બેઓર્દન્દ ઝી સર્વરાને સેપાહ

એટલું કહી બેહરામ ગૂરે શબ્દીઝ ઘોડાને દપટાવ્યો-અને જ્યારે તે એક નર ગોરખરની નઝદીક જઈ પહોંચ્યો,

ત્યારે લાગ જોઇને એવો તો તીર છોડયો-કે તે નર ગોરખરની છાતી અને કુલાં સાથે સીવી નાખ્યાં.

જેવું તે ગોરખર ઊંધે મસ્તક પડયું-કે તુરત સોનેરી કમરબંદવાળા પેહલવાનો ત્યાં ગયા.

તેઓ તેનો આવી રીતનો ઝખ્મ જોઈ અજબ રહ્યા-અને સઘળા તેની ઉપર આફ્રીન કરવા લાગ્યા.

કોઇએ પણ તેના તીરનાં પર અને પયકાન જોયાંજ નહીં-તે તો પેલા ગોરખરનાં શરીરમાં છૂપાઈજ ગયાં હતાં.

લડાયક સવારોએ અને કીનેખાહ શખ્સોએ-પોતાનાં સર તેની નઝદીક ઝમીન ઉપર મૂકયાં.

એક પેહલવાને તેને કહ્યું કે "ઓ પાદશાહ!-તારી આંખ ઝમાનાની બદી જોતી ના!

ખરો ઘોડે સવાર તો તુંજ છે અમો તો સઘળા ગધેડા સવાર છિયે-બલ્કે તારી આગળ ગધેડા સવારો કરતાં પણ ઉતરતા છિયે"

પાદશાહ બોલ્યો કે "આ કાંઈ મારી તરફનો તીર નથી (યાને ખોદા તરફનો છે)-કારણકે તે ફતેહમંદ સાહેબ મારો દસ્તગીર છે.

જે કોઈ શખ્સનો મદદગાર ખોદાતાલા હોતો નથી-તો દુન્યામાં તેનાં કરતાં વધારે ખુવાર બીજો કોઇ નથી."

એમ બોલી તેણે ત્યાંથી ઘોડાને દપટાવ્યો-ગોયા તે ઘોડો ઉડતું હોમા પક્ષીજ બન્યું હતું.

તેવામાં એક ઝોરાવર ગોરખર તેની નઝદીક આવ્યું-કે તેજ વખત તે સિંહ મર્દે તલવાર ખેંચી.

અને એક તલવારનો ફટકો મારીને તેના એવા તો બે સરખા કકડા કીધા-કે નહીં આ ભાગ વધારે કે નહીં પેલો ભાગ ઓછો રહ્યો.

તેની નઝદીક સરદારો, સરફરાઝ લોકો અને તલવાર મારનારા સિપાહ લોકો આવી લાગ્યા.

જ્યારે તેઓએ ગોરખરની પીઠ ઉપરનો તે ફટકો જોયો-ત્યારે એક દાના શખ્સ બોલી ઉઠયો કે "આફ્રીન! આ તારી તલવાર અને તારા કૌવત ઉપર.

કોઇની બૂરી નઝર આ પાદશાહને જોતીજ ના!-આસ્માન ઉપરના માહતાબ સિવાય એ બીજા કોઇને મળતો આવતોજ નથી.

દુન્યાના પાદશાહોનાં સર તેના પગ નીચે છે-આસ્માન પણ તેની તીરનાં પયકાન અને તેની તલવાર હેઠળ છે."

હવે તેની પાછળ સઘળું લશ્કર દોડવા લાગ્યું-અને તે શિકારથી ભરેલું જંગલ ખાલી કરી નાખ્યું.

પછી પાદશાહે હોકમ કીધો કે "તમો થોડીક સોનાની કડીઓ બનાવો-તે કડી ઉપર પાદશાહનું નામ કોતરો."

તે કડીઓ તેણે છૂટાં ચરતાં ગોરખરના કાનમાં નાખી-તેમજ ત્રણસો ગોરખરનાં ટોળાંને પોતાનાં નામના ડામ દીધા.

ત્યાર બાદ પોતાની યાદગારી કાયમ રાખવા માટે તેમજ પોતાની ખુશી અને શોકને માટે તેઓને છોડી મૂકયાં.

પછી એક માણસ લશ્કરની આસપાસ ફર્યો-અને પોકાર કીધો કે "આ બોહોળાં જંગલમાં એક શખ્સ પણ એવો ના હોતો.

કે કોઇ વેપારીને એક પણ ગોરખર વેચે-પણ તે સઘળાં તેઓને મુફતજ આપી દે."

હવે બરફહ અને જઝના નામદાર લોકો-રેશમી કપડાંના તાકા તેમજ બાલનાં ઊંચી બનાવટનાં કપડાં લઈ આવ્યા.

તેઓ પાદશાહની આગળ ઘણેક હદયો લઈ ગયા તેમજ લશ્કરના સરદારો માટે પણ લાવ્યા.

બેપેઝીરેફૂતો ફરૂમૂદ શાહુ બાઝો સાવ
નખાહન્દ અગરૂ ચન્દ શાન્ બૂદ તાવ
વઝાન્ શહરૂહા હરૂ કે દર્વીશ બૂદ
વગરૂ નાનશ અઝ કૂશેશે ખીશ બૂદ
ગ્રે બખ્શીદને ઊ તવાન્ગરૂ શુદન્દ
બસી નીઝ બા તખ્તો અફૂસરૂ શુદન્દ
બશહૂરૂ અન્દરૂ આમદ ગ્રે નખ્ચીરૂગાહુ
બયક હફૂતહુ શુદ શાદમાન્ બા સેપાહુ
બમયદાન્ બુદી બીશતરૂ બારૂગાહુ
પેયાદહુ બેરફૂતી બરે ઊ સેપાહુ
બેરફૂતી ખુશ આવાઝ ગૂયન્દઈ
ખેરદમન્દો દર્વીશો જૂયન્દઈ
બેગોફૂતી કે અય દાદ ખાહન્દગાન્
બયઝદાન્ પનાહીદ અઝ બદ ગુમાન્
કસી કૂ નખોફૂતસ્ત બા રન્જે મા
અગરૂ નીસ્તીશ બહુરહુ અઝ ગન્જે મા
બમયદાન્ ખરામીદ તા શહુરૂયારૂ
મગરૂ બરૂ શુમા નવ કુનદ રૂઝગારૂ
દેગરૂ હરૂકે પીરસ્તો બીકારો સોસ્ત
હમાન્ ગરૂ જવાનસ્ત ના તન્દુરોસ્ત
વગરૂ વામ દારદ કસી ઝીન ગોરૂહુ
શુદહુસ્ત અઝ બદે વામ ખાહાન્ સોતૂહુ
વગરૂ બી પેદરૂ ફૂદકાનન્દ નીઝ
અઝાન્ કસ કે દારદ નખાહન્દ ચીઝ
બુવદ મામે ફૂદક નેહોફૂતહુ નેયાઝ
હમી દારદ આન્ તન્ગીએ ખીશ રાઝ
વગરૂ માયહુ દારી તવાન્ગરૂ બેમોરૂદ
બદીન્ મરૂઝ ઝૂ ફૂદકાન્ માન્દ ખોરૂદ
કુનદ કારૂદારી બદાન્ ચીઝ રાય
નદારદ બદેલ તર્સો શરૂમ અઝ ખોદાય
સખુન ઝીન્ નેશાન્ કસ મદારીદ રાઝ
કે અઝ રાઝદારાન્ મનમ બીનેયાઝ
તવાન્ગરૂ કુનમ મર્દે દર્વીશરા
બદીન્ આવરમ જાને બદકીશરા
બેતૂઝીમ વામે કશી કશ દેરમ
નબાશદ દેલે ખીશ દારદ બધમ
દેગરૂ હરૂકે દારદ નેહોફૂતહુ નેયાઝ
બદૂ બરૂ કુશાયમ દરે ગન્જ બાઝ
ચુ અઝ કારૂદારાન્ બુવદ રન્જ નીઝ
કે ઊ અઝ પેદરૂ મોરૂદઈ ખાસ્ત ચીઝ
કુનમ ઝેન્દહુ બરૂ દારૂ બીદાદરા
કે આઝોરૂદ ઊ મરૂદે આઝાદરા
ગ્રે નખ્ચીરૂગહુ સૂએ બગદાદ રફૂત
ખેરદ યાફૂતહુ બા દેલી શાદ રફૂત
બેરફૂતન્દ ગરૂદનકશાન્ પીશે ઊય
ગ્રે બીગાનગાનો હમ અઝ ખીશે ઊય
બેફરૂમૂદ તા બાઝ ગરૂદદ સેપાહુ
બેયામદ બકાખે દેલારાય શાહુ
શબેસ્તાને બર્ઝીન બેયારાસ્તન્દ
પરસ્તન્દગાન્ રૂશ્કો મય ખાસ્તન્દ

પાદશાહે તે કબૂલ કીધો અને ફર્માવ્યું કે "અગર તે લોકો ગમે એટલો કર અને ખંડણી આપવા શક્તિમાન હોય તો પણ તેઓ પાસે કર નહીં લેવો." ૨૨૦

તે શેહરોમાં જે કોઇ કે ગરીબ હતા-અથવા મેહનત કરી પોતાનું પુરૂં કરતા હતા,

તેઓ પાદશાહની બક્ષેશથી તવંગર બન્યા-તેમજ ઘણાકો તો તખ્ત અને તાજ પણ મેળવવા પામ્યા.

તે શેકારગાહમાંથી પાદશાહ શેહરમાં આવ્યો-એક હફતા સૂધી લશકર સાથ ખુશહાલ રહ્યો.

પાદશાહ ઘણીક મરતબે તે મયદાનમાં કચેરી ભરતો હતો-અને લશકરી લોકો તેની નઝદીક પેયાદા થઈ જતા હતા.

તેમજ છટાદાર બોલનારા, વિદ્વાન શખ્સો, મોહતાજો, ગરીબો પણ જતા હતા.

તે બોલતો હતો કે "ઓ ઈન્સાફ માગનારાઓ !-તમો તમારા દુશ્મનો સામે ખોદાની પનાહ માંગો.

જે કોઇ શખ્સ કે અમારે ખાતેર મેહનત કરતાં સૂતા નથી-અને જો તેને અમારા ખઝાનામાંથી તેની મેહનતનો બદલો મળ્યો નહીં હોય,

તો તમો આ મયદાનમાં આવો કે પાદશાહ-તમારો દહાડો ફેરવશે.

વળી જે કોઇ કે બુઢ્ઢો હોય, બેકાર બનેલો હોય અને નબળો પડેલો હોય-તેમજ કોઇ જવાન દુઃખથી અશક્ત બનેલો હોય,

અગર આ લોકોમાંથી કોઇ કર્ઝદાર હોય અને માગનારની પીડાથી કંટાળી ગયો હોય, ૨૨૧

અગરજો કોઈ બાપ વગરનાં બચ્ચાં હોય-અને કોઇ દઉલતમંદ પાસેથી કાંઇ માગી શકતાં નહીં હોય,

અથવા બચ્ચાંની મા છૂપી રીતે હાજતમંદ હોય-અને તે પોતાની તંગીને છૂપાવી રાખતી હોય,

અથવા જો આ શેહરમાં કોઈ માલ મિલ્કત ધરાવનાર તવંગર મરી ગયો હોય-અને તેનાં નાના બચ્ચાં રહ્યાં હોય,

અને તેનો ટ્રસ્ટી પોતાનાં દિલમાં ખોદાનો ખોફ અને શર્મ રાખ્યા વગર તેના પૈસા પચાવી પાડવાનો વિચાર કરે,

તો એવી વાતની ખબર કોઇયે મારીથી છૂપાવવી નહીં-કારણકે વાત છૂપી રાખનારાઓની પરવા હું રાખવાનો નથી.

હું ગરીબ શખ્સોને તવંગર બનાવીશ-બૂરી દીન પાળનારના આત્માને દીન ઉપર લાવીશ.

જેની પાસે પૈસા નહીં હોય અને પોતાનું દિલ ગમગીન રાખતો હોય તેનું કર્ઝ હું ભરપાઈ કરી આપીશ.

વળી જે કોઈ કે પોતાની હાજત છૂપાવેલી રાખતો હશે-તેને માટે પણ હું ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરીશ.

જો મારા દેશનો કોઇ કારભારી કોશેશ કરે-કે બાપ વગરના ફર્ઝંદ પાસેથી કાંઇ લાલચ લે,

તો તે ઝુલ્મગારને હું જીવતો ફાંસીએ ચઢાવીશ-કારણ તેણે સારાં માણસને દુઃખ દીધું છે." ૨૨૨

હવે ડહાપણ મેળવેલો પાદશાહ બેહરામ તે શિકારગાહમાંથી ખુશહાલ દિલ સાથ બગદાદ શેહર તરફ ગયો.

જ્યાં પેહલવાનો, તેમજ પારકા અને પોતીકા ખેશીઓમાંથી ઘણાકો તેની નઝદીક આવ્યા.

પછી ત્યાંથી પણ તેણે લશકરને પાછું ફરવાનો હોકમ કીધો-અને પાદશાહ પોતાના દિલારાય મેહલમાં પાછો આવ્યો.

પેલું બર્ઝીનવાળું હરમ તૈયાર કરવામાં આવ્યું-અને દાસીઓ ખુશબો અને મય માગવા લાગી.

બુતાન્ ચામહો ચન્ગ્ બર્ સાખ્તન્દ
કે બીગાનહ અયવાન્ બેપર્દાખ્તન્દ
ઝે રૂદો મયો નાયો બાન્ગે સોરૂદ
હવારા હમી દાદ ગરૂદુન્ દોરૂદ
બહર્ શબ્ ઝે હર્ હુજરએ દસ્તબન્દ
બેબોરૂદન્દ તા દેલ્ નદારદ નેઝન્દ
દો હફ્તહ હમી બૂદ દેલ્ શાદમાન્
દરે ગન્જ્ બુકુશાદ રૂઝો શબાન્
દેરમ દાદો આમદ બશહરે સેતખર્
બસર્ બર્ નેહાદ આન્ કઈ તાજે ફખર્
૨૨૩ શબેસ્તાને ખરૂશદ દર્ બાઝ કરૂદ
બુતાનરા ઝે ગન્જો દેરમ સાઝ કરૂદ
બમુશ્કૂએ ઝરૂરીન્ હરાન્ કસ કે તાજ
નબૂદશ બઝીર્ અન્દરૂન્ તખ્તે આજ
અઝાન્ શાહે ઈરાન્ ફેરાવાન્ ઝકીદ
બર્ આશોફ્તો અઝ રૂઝબેહ લબ્ ગઝીદ
બદ્ ગોફ્ત મન્ બાઝે રૂમો ખઝર્
બદીશાન્ દેહમ ચૂન્ બેયાયદ બદર્
હમ અકુનૂન્ બખર્વાર્ દીનાર્ ખાહ
ઝે ગન્જે રયો એસ્ફહાન્ બાર્ ખાહ
શબેસ્તાન્ બદીનગૂનહ વીરાન્ બુવદ
ન અઝ અખ્તરે શાહે ઈરાન્ બુવદ
ઝમીનરા બદીબા બેયારાસ્તન્દ
ઝે હર્ કેશવરી બાઝે નવ્ ખાસ્તન્દ
બદીનગૂનહ ચન્દ્ ચન્દ ગીતી બેખરૂદ
ન રઝમો ન રન્જો ન નન્ગો નબરૂદ

પારકાઓથી તે મેહલ ખાલી કીધો-અને પેલી પૂતળીઓએ ગીત અને મોરચંગ વાજન્તર ચાલું કર્યું.

તમ્બુરા, મય, વાંસળી અને ગાયનના સુરોદથી ગોયા આસ્માન પણ હવાને દુઆ દેતું હતું.

રાતે નાચનારી અઉરતોને પાદશાહ આગળ નાચ કરવા લઈ જવામાં આવતી હતી જેથી તે ખુશી રહે.

તે બે હફતા સૂધી એ પ્રમાણે ખુશહાલ દિલે રહેવા લાગ્યો-તેણે રાત દહાડો ખઝાનાનો દરવાઝો પણ ખુલ્લો રાખ્યો હતો.

તેણે સઘળાને પૈસા આપ્યા અને પછી પોતે એસ્તખ્ર શેહરમાં આવ્યો-અને મોટાઇ આપનારૂં પાદશાહી તાજ સર ઉપર મેલ્યું.

ત્યાં ખરશાદવાળાં ઝનાનખાનાના દરવાઝા ખુલ્લા કીધા-અને ત્યાંની નાઝનીનોને ખઝાનો અને દિરમ આપ્યા.

તે સોનેરી ઝનાનખાનામાં જે કોઇ નાઝનીનને માટે પેહેરવાનું તાજ-અને બેસવાને માટે હાથીદાંતનું તખ્ત નહીં હતું,

તે માટે ઇરાનનો પાદશાહ ઘણો બડબડયો-તેમજ ગુસ્સે થઇ રૂઝબેહ માટે પોતાના હોઠ કરડયા.

અને તેને કહ્યું કે "હું રૂમ અને ખઝરના મુલકનું મેહસૂલ જ્યારે વસૂલ થાય છે-ત્યારે તે સઘળું તેણીઓનેજ આપી દઉં છું.

માટે હમણાજ એક ખરવાર દીનાર મંગાવ-અને તે રય અને એસ્ફહાનના ખઝાનામાંથી ભરી મંગાવ.

મારૂં ઝનાનખાનું આવું કંગાળ રહે તો તે ઈરાનના પાદશાહનાં નસીબને છાજતું નહીં કહેવાય."

તેના નોકરોએ ભોંય ઉપર રેશમી ગલીચાઓ પાંથર્યા-દરેક મુલકમાંથી નવો કર વસૂલ કીધો.

એવી રીતે તેણે કેટલોક વખત સૂધી દુન્યામાં મોજમઝાહ કીધી-લડાઇ, સંકટ કે દુઃખ કાંઇ હતુંજ નહીં.

## લશકર્ કશીદને ખાકાને ચીન્ બજન્ગે બહ્‌રામ્ વ ઝેન્હાર્ ખાસ્તને ઇરાનેયાન્ વ ઝીરે ફર્માને ખાકાન્ શુદન્.

———:૦:———

પસ આગાહી આમદ બહેન્દો બરૂમ
બતુર્કો બચીનો બઆબાદ બૂમ
કે બહ્‌રામરા દેલ્ બબાઝીસ્ત બસ
કસીરા બગીતી નદારદ બકસ
૨૨૪ તલાયહ નયો દીદબાન્ નીઝ નય
બમરૂઝ અન્દરૂન્ પહલવાન્ નીઝ નય
બબાઝી હમી બુગઝરાનદ જેહાન્
નદાનદ હમી ઝારકારો નેહાન્
ચુ ખાકાને ચીન્ ઈન્ સુખુનહા શનીદ
ઝે ચીનો ખોતન્ લશ્કરી બર્ ગુઝીદ
દેરમ દાદો સર્ સૂએ ઈરાન્ નેહાદ
કસીરા નેયામદ ઝે બહ્‌રામ યાદ

## ખાકાને ચીનનું બેહરામની લડાઈ માટે લશકર ખેંચવું અને ઇરાનીઓએ પનાહ માગવી અને ખાકાનના તાબા હેઠળ જવું.

———:૦:———

હવે હિંદુસ્તાન, રૂમ, તુર્કેસ્તાન, ચીન અને બીજા આબાદ મુલકોમાં ખબર પડી,

કે "બેહરામનું દિલ તો બસ રમત ગમતમાં લાગ્યું છે-તે દુન્યામાં કોઇને કાંઈ સમજતોજ નથી.

તેનું તલાયા લશ્કર નથી તેમજ કોઇ ચોકીબાનો પણ નથી-વળી પોતાના મુલકમાં કોઈ પેહલવાન પણ નથી.

તે સઘળા દેશને રમત ગમતમાં છોડી દે છે-પોતે ઝાહેર કે ખાનગી કારોબારની કાંઈ પણ ખબર રાખતો નથી."

જ્યારે ખાકાને ચીને આવી રીતની ખબરો સાંભળી-ત્યારે ચીન અને ખોતનમાંથી એક ચુનંદું લશકર ચુંટી કાઢ્યું.

અને તેઓને પગાર આપી ઈરાન તરફ ચાલ્યો-કોઇયે પણ બેહરામની દરકાર કીધી નહીં.

**વઝાન્ રૂએ કયસરૂ સેપહ્ બરૂ કશીદ**
**હમહ્ કેશ્વરે રૂમ લશ્કરૂ કશીદ**
**બઈરાન્ ચુ આગાહી આમદ ઝે રૂમ**
**ઝે હેન્દો ઝે ચીનો ઝે આબાદ બૂમ**
**કે કયસરૂ સેપહ્ કર્દો લશ્કરૂ કશીદ**
**ઝે ચીનો ખોતન્ લશ્કરૂ આમદ પદીદ**
**ઝે ઈરાન્ ઝમીન્ હરૂકે બુદ પીશરવ**
**કોહન્ ગવ્ અગરૂ અઝ્ દેલીરાને નવ્**
**હમહ્ પીશે બહુરામ ગૂરૂ આમદન્દ**
**પુરૂ અઝ્ ખેશ્મો પયકારો શૂરૂ આમદન્દ**
**બગોફ્તન્દ બા શાહ્ ચન્દી દુરોશ્ત**
**કે બખ્તે ફેરોઝાનત બેન્મૂદ પોશ્ત**
**સરે શહ્રૂયારાન્ બરઝ્મ અન્દરસ્ત**
**તોરા દેલ્ બબાઝીઓ બઝ્મ અન્દરસ્ત**
**બચશ્મે તો ખારસ્ત તખ્તો કોલાહ્**
**હમાન્ શહ્રે ઇરાનો ગન્જો સેપાહ્**
**ચુનીન્ દાદ પાસોખ જહાન્દારૂ શાહ્**
**બદાન્ મૂબેદાને નુમાયન્દહ્ રાહ્**
**કે દાદારે ગયહાન્ મરા યાવરસ્ત**
**કે અઝ્ દાનેશે બરૂ તરાન્ બરૂતરસ્ત**
**બપીરૂઝીએ પાદશાહે બુઝોરૂગ્**
**મન્ ઈરાન્ નેગહ્દારમ અઝ્ ચન્ગે ગોરૂગ્**
**બબખ્તો સેપાહો બશમ્શીરો ગન્જ**
**ઝે કેશ્વરૂ બેગેર્દાનમ ઈન્ દર્દો રન્જ**
**હમી કરૂદ રામેશ બરાન્ હમ નશાન્**
**વઝૂ પુરૂ ઝે ખૂન દીદએ સરૂકશાન્**
**હમી ગોફ્ત હરૂકસ કે ઈન્ પાદશા**
**બપીચદ દેલે મર્દુમે પારૂસા**
**દેલે શાહ્ બહુરામ બીદારૂ બૂદ**
**વઝાન્ આગહી પુરૂ ઝે તીમારૂ બૂદ**
**હમી સાખ્ત ઊ કારે લશ્કરૂ નેહાન્**
**નદાનેસ્ત કસ રાઝશ અન્દરૂ જેહાન્**
**હમહ્ શહ્રે ઈરાન્ ઝે કારશ બબીમ**
**વઝ્ અન્દીશગાન્ દેલ્ શુદહ્ બરૂ દો નીમ**
**હમહ્ ગશ્તહ્ નઉમીદ અઝાન્ શહ્રૂયારૂ**
**તનો કદખોદાઈ ગેરેફ્તન્દ ખારૂ**
**ચુ ખાકાન્ બનઝ્દીકે ઇરાન્ રસીદ**
**ખબરૂ ઝૂ બશાહે દેલીરાન્ રસીદ**
**જહાન્જૂય ગોસ્તહ્મરા પીશ ખાન્દ**
**ઝે ખાકાનો લશ્કરૂ ફેરાવાન્ બેરાન્દ**
**કુજા પહ્લવાન્ બૂદો દસ્તૂરૂ બૂદ**
**ચુ રઝ્મ આમદી પીશે ઊ સૂરૂ બૂદ**
**દેગરૂ મેહ્રૂ પીરૂઝે બેહ્ઝાદરા**
**સેઉમ મેહ્રૂબર્ઝીને ખરૂરાદરા**
**ચુ બહુરામે પીરૂઝે બહુરામેયાન્**
**ખઝર્વાનો રોહ્હામે સાસાનેયાન્**
**યકી શાહે ગીલાન્ યકી શાહે રય**
**કે બેફ્શારૂદન્દી ગહે જન્ગ્ પય**
**દેગરૂ રાદ બર્ઝીને રઝ્મ આઝ્માય**
**કુજા ઝાબુલેસ્તાન્ બદ્ બુદ બપાય**

પેલી તરફથી કયસરે પણ લશ્કર ખેંચ્યું-આખા રૂમના મુલકે લશ્કર એકઠું કીધું.

જ્યારે રૂમ અને હિંદુસ્તાનમાંથી તેમજ ચીન અને બીજા આબાદ મુલકમાંથી ઈરાનમાં ખબર આવી,

કે "કયસરે સિપાહો એકઠા કરીને લશ્કર ખેંચ્યું છે-તેમજ ચીન અને ખોતનથી લશ્કર આવતાં જણાય છે,"

ત્યારે ઇરાન ઝમીનમાં જે કોઇ કે સરદારો હતા-તેમજ આગળના પેહલવાનો અને હાલના બહાદુરો જે કોઇ કે હતા,

તેઓ સઘળાં ગુસ્સા ભરેલા લડાયક બનીને અને પોકાર ઉઠાવતા બેહરામ ગૂર આગળ આવ્યા.

અને પાદશાહને કેટલુંક સખત કહેવા લાગ્યા-કે "તારાં રોશન નસીબે હવે પીઠ દેખાડી છે.

બીજા પાદશાહોનાં સર લડાઇમાં ગુંતાયાં છે-અને તારૂં દિલ તો હજી રમત ગમત અને ખુશીની મજલેસમાં છે. ૨૨૫

તારી નઝરમાં આ તખ્ત, કોલાહ, તેમજ ઇરાન શેહર, તેનો ખઝાનો અને લશ્કર તુચ્છ છે."

પાદશાહે તે રાહ બતાવનાર વઝીરોને એવો જવાબ દીધો,

કે "દુન્યાનો નેગેહબાન સાહેબ કે જે મોટા મોટા વિદ્વાનોની દાનાઈ કરતાં પણ વધારે ચઢિયાતો છે (યાને તેઓના ધારવા કરતાં પણ તે સાહેબ મોટો છે),

તે મહાન પાદશાહની ફતેહમંદીનાં કોવતે કરી-હું આપણા ઈરાન દેશને તે વરૂઓની ચુંગાલથી નેગાહ રાખીશ.

મારા ફતેહમંદ બખ્તથી તેમજ મારાં લશ્કર, હથિયાર અને મારા ખઝાનાથી-આ આપણા મુલક ઉપરથી આફત અને રંજ હું દૂર કરીશ."

પછી તે પાછો હમેશ માફક પોતાની ખુશી ખુશહાલી ચાલુજ રાખવા લાગ્યો-એવું જોઈ તેના પેહલવાનોની આંખો ખૂન ભરેલી બની.

દરેક જણ બોલવા લાગ્યો કે "આ પાદશાહ-પરહેઝગાર માણસોનાં દિલ દુઃખી કરે છે."

જો કે પાદશાહ બેહરામનું દિલ તો હુશ્યારજ હતું-અને આ સઘળી ખબરથી તે પોતે ગમગીનજ હતો.

અને પોતે છૂપાછૂપ લશ્કરનાં કામની તૈયારીજ કરતો હતો-તે માટે દેશમાં કોઇ પણ તેનો ભેદ જાણતો નહીં હતો.

જેથી આખું ઈરાન શેહર તેનાં કામથી ધાસ્તીમાં પડયું હતું-અને વિચારવંત લોકોનાં દિલ ધાસ્તીથી બે દૂકડા થતાં હતાં. ૨૨૬

સઘળાઓ તે પાદશાહથી ના ઉમેદ બન્યા હતા-અને પાદશાહને તેમજ તેનાં રાજ્યને ધિક્કારની નઝરે જોતા હતા.

જ્યારે ખાકાન ઈરાનની છેક નઝદીક આવી પહોંચ્યો-અને તેની ખબર બહાદુરોના પાદશાહ બેહરામને પડી,

ત્યારે પાદશાહે દેશ જીતનાર ગોસ્તહમને પોતાની નઝદીક બોલાવ્યો-અને ખાકાન તેમજ તેનાં લશ્કર માટે ઘણીક વાતો કીધી.

કારણકે તે તેનાં લશ્કરનો સેપેહસાલાર તેમજ વઝીર હતો-અને જ્યારે તેની સામે લડાઇ આવતી ત્યારે તે તેને મનસે તો ખુશીની મજલેસ હતી.

બીજા બેહઝાદના છોકરા મેહર ફીરૂઝને-ત્રીજા ખરરાદના છોકરા મેહર બર્ઝીનને બોલાવ્યા.

તેમજ બેહરામીઆનના ફીરૂઝના બેટા બેહરામને-તથા સાસાનીઆન ખાન્દાનના ખઝર્વાન અને રોહામને બોલાવ્યા.

જેમાંનો એક ગીલાનનો અને બીજો રયના ઈલાકાનો પાદશાહ હતો-જેઓ લડાઈ વખતે મઝબૂતીથી ઉભા રહેતા હતા.

વળી લડાયક રાદ બર્ઝીનને-કે જે ઝાબુલેસ્તાનનો હાકેમ હતો.

હમાન્ નીઝ ચૂન્ કારનો બુરૂઝમેહુરૂ
દેગરૂ દાદ બર્ઝીને આઝન્ગ્ ચેહુરૂ
૨૨૭ ગુઝીન્ કરૂદ અઝ ઈરાનેયાન્ સદ હઝારૂ
બેરદ મન્દો શાયેસ્તએ કાર્ઝારૂ
બનર્સી કે બૂદ અઝ નેઝાદે પશીન્
બેરાદરૂ બુદશ ઝાવે પાક્ દીન્
સેપોરૂદ આન્ સવારાનો તખ્તો કોલાહ્
કે તા ગન્જો કેશ્વરૂશ દારદ નેગાહ્
પઝીરોફ્ત નર્સીએ આઝાદ ચેહુરૂ
કે હમ ફ્રૂરો દીન્ દાશ્ત હમ ચેહુરે મેહુરૂ
હમીદૂન્ ઝે લશ્કરૂ ગુઝીન્ કરૂદ મરૂદ
સવારાને શાયેસ્તહ્ રૂઝે નબરૂદ
દો રહ્ શશ હઝારૂ આઝ્મૂદહ્ સવારૂ
ઝેરેહ્ દારૂ બા ગોર્ઝએ ગાવ્સારૂ
વઝાન્ જાયગહ્ લશ્કરૂ અન્દરૂ કશીદ
સુએ આઝરૂ આબાદગાન્ બરૂ કશીદ
ચુ અઝ પારૂસ લશ્કરૂ ફેરાવાન્ નબોરૂદ
ચુનીન્ બૂદ નઝદે બુઝોર્ગોનો ખોરૂદ
કે અઝ જન્ગ્ બુગ્રીખ્ત બહુરામ શાહ્
વરા સૂએ આઝરૂ ગોશસ્પસ્ત રાહ્
ચુ બહુરામ સરૂ સૂએ આઝરૂ નેહાદ
રસૂલી બેયામદ ઝે કયસરૂ ચુ બાદ
૨૨૮ બકાખીશ નર્સી ફેરૂદ આવરીદ
ગેરાન્માયહ્ જાઈ ચુનાન્ ચૂન્ સઝીદ
સુએ મૂબેદાન્ મૂબેદ આમદ સેપાહ્
બઆગાહ્ બૂદન્ ઝે બહુરામ શાહ્
કઝીન્સાન્ હમી ગન્જ બેપ્રાગનદ
ચેરા હમચુ શાહાન્ ન ગન્જ આગનદ
બહરૂ જાય ઝરૂરા ફેશાનદ હમી
કે ઊ અર્ઝે ઝરૂરા નદાનદ હમી
પરાગન્દહ્ શહુરીઓ હમ લશ્કરી
હમી જોસ્ત હરૂકસ રહે બેહુતરી
વઝાન્ પસ ચુ ગોફ્તારૂહા શુદ કોહન્
બરાન્ બરૂ નેહાદન્દ યકસરૂ સોખન્
કઝ ઈરાન્ યકી મરૂદ બા આફ્રીન્
ફેરેસ્તન્દ નઝદીકે ખાકાને ચીન્
કે પીશ અઝ બદો ધારતો તાખ્તન્
ઝે હરૂગૂનઈ બાયદ અન્દાખ્તન્
મગરૂ બૂમે ઈરાન્ બેમાનદ બજાય
ચુ અઝ ખાનહ્ આવારહ્ શુદ કદખોદાય
ચુનીન્ ગોફ્ત નર્સી કે ઈન્ રૂય નીસ્ત
મરીન્ આબ્રા દરૂ જહાન્ જૂય નસ્ત
૨૨૯ કે ઝેન્હારૂ ખાહમ મન્ અઝ શાહે ચીન્
બ'પીલાનો લશ્કરૂ બેપૂશમ ઝમીન્
સેલીહસ્તો ગન્જસ્તો મર્દાને મરૂદ
કઝ આતેશ બખન્જરૂ બરૂ આરન્દ ગરૂદ
ચે નઉમીદી આમદ ઝે બહુરામ શાહ્
ગરૂ ઊ રફ્ત બા ખારૂમાયહ્ સેપાહ્
કે અન્દીશએ તાન્ ચુનીન્ ગશ્ત બદ
ગરૂ અન્દીશએ બદ કુની બદ રસદ

તેમજ કારન અને બુર્ઝમેહરને-વળી કરડા ચેહરાના દાદ બર્ઝીનને બોલાવ્યા.

પછી ઈરાનીઓમાંથી બાહોશ અને લડાઇને લાયકના એક લાખ સવારો ચુંટી કાઢયા.

અને પશીનની બુન્યાદનો નર્સી-કે જે પાક દીનના પાદશાહ બેહરામનો ભાઇ હતો તેને,

તે સવારો, તખ્ત અને તાજ સોપી આપ્યું-કે જેથી તે તેના ખઝાના અને મુલકની સંભાળ રાખે.

દમામદાર ચેહરાના નર્સીએ તે સઘળું કબૂલ રાખ્યું-કારણકે તે ખોરેહ ધરાવનાર, દીનદાર તેમજ માયાળુ ચેહરાનો હતો.

તેવીજ રીતે બેહરામે પોતાનાં લશ્કરમાંથી લડાઇને લાયકના બહાદુર સવારો ચુંટી કાઢયા.

અને તેમાં ગાયની સૂરતના ગોર્ઝ સાથના બખ્તર પેહેરનારા અને અનુભવી બાર હઝાર સવારો લીધા.

ત્યાંથી તે લશ્કરને બાહેર કાઢીને-આઝર આબાદગાન (આઝર બાઈજાન) તરફ તે રવાના થયો.

જ્યારે પાર્સમાંથી પાદશાહ વધારે લશ્કર નહીં લઇ ગયો-ત્યારે નાના અને મોટા લોકો એમ સમજ્યા,

કે "પાદશાહ બેહરામ લડાઈથી બીહને નાસી ગયો છે-અને તેણે આઝર ગોશસ્પનાં આતશકદેહનો રસ્તો લીધો છે."

હવે જ્યારે બેહરામે આઝર આબાદગાન તરફ ચાલવા માડયું-ત્યારે કયસર તરફથી શેતાબી કરતો એક એલચી ત્યાં આવી લાગ્યો.

નર્સીએ તેને તેને લાયકના મોભાદાર મેહલમાં ઉતારો આપ્યો.

સઘળું લશ્કર વડા વઝીર આગળ પાદશાહ બેહરામ માટે ખબર પૂછવા આવ્યું.

તેઓ બોલવા લાગ્યા કે "તે પોતાનો ખઝાનો એવી રીતે સઘળો વેરી નાખે છે-શા માટે તે બીજા પાદશાહોની માફક ખઝાનો એકઠો નથી કરતો?

તે દરેક જગ્યાએ પૈસા ઉડાવતો ફરે છે-કારણકે તે પૈસાની કીમત પીછાનતોજ નથી.

આ શેહરના લોકો તેમજ લશ્કરીઓ સઘળા વીખરાઇ ગયા છે-અને દરેક જણ પોત પોતાનો બેહતરીનો માર્ગ શોધવા લાગ્યા છે."

જ્યારે એવી રીતે ત્યાં લામ્બો વખત સૂધી ઘણીક તકરારો ચાલી, ત્યારે તે પછી-તેઓ આ એક વાત ઉપર એકમત થયા,

કે "ઇરાન તરફથી કોઈ નામીચા મર્દને-ખાકાન ચીનની નઝદીક મોકલવો.

કારણકે આફત, લૂટફાટ અને લડાઇ આવે તેની આગમચ-દરેક રીતના ઉપાયો લેવા જોઇયે.

જ્યારે આપણા ઘરનો માલેકજ ઘરમાંથી ગુમ થયો છે-ત્યારે એમ ક્યાંથી કદાચ ઇરાનનો મુલક કાયમ રહેશે."

નર્સીએ તેઓને કહ્યું કે "આ વાજબી નથી-જેહાનમાં એવું કદી પણ બનનાર નથી,

કે હું ચીનના પાદશાહ પાસ પનાહ માગું-હું આપણા હાથીઓ અને લશ્કરોથી આ ઝમીન ઢાંકી નાખીશ.

આપણી પાસ હથિયાર છે, ખઝાનો છે અને વળી બહાદુર મર્દો મોજૂદ છે-કે જેઓ પોતાની તલવારે કરી આતશમાંથી પણ ધૂળ ઉડતી કરી શકે છે.

અગરજો શાહ બેહરામ થોડું જેવું લશ્કર લઇને ગયો છે, તો તેથી તમો એવા નિરાશ કેમ થઈ ગયા છો?

એવી રીતના તમારા વિચાર બૂરા કયારે થયા?-અગરજો તમો બૂરો વિચાર કરશો તો બૂરાઈજ પહોંચશે."

**શનીદન્દ ઈરાનેયાન્ ઈન્ સખુન્
યકી કહ્મ્ પાસોખ્ ફેગન્દન્દ બુન્
કે બહરામ્ અઝ્ ઈદરૂ સેપાહી નબોરૂદ
કે મારા બયમ્ દેલ્ નબાયદ સેપોરૂદ
ચુ ખાકાન્ બઈરાન્ દરૂ આયદ બજન્ગ્
નમાનદ બદીન્ બૂમે મા બૂયો રન્ગ્
બેકૂબન્દ માન્ ખીરહ દરૂ ઝીરે પાય
સેપાહીઓ નર્સી નમાનદ બજાય
હમી ચારહ સાઝીમ તા જાએ મા
બેમાનદ ઝે બુન ગુસેલદ પાએ મા
યકી મૂબેદી બૂદ નામશ હોમાય
હોનરૂમન્દો બા દાનેશો પાક રાય
વરા બરૂ ગુઝીદન્દ ઈરાનેયાન્
કે ઈન્ ચારહરા તન્ગ્ બન્દદ મેયાન્
નેવેશતન્દ પસ નામએ બન્દહ વારૂ
અઝ્ ઈરાનેયાન્ નઝદે આન્ શહરૂયારૂ
સરે નામહ ગોફતન્દ મા બન્દહ ઈમ
બફર્માનો રાયત સરૂ અફગન્દહ ઈમ
ઝે ચીઝી કે ખીઝદ ઝે ઇરાન્ ઝમીન્
ફેરેસ્તીમ બા પૂઝેશો આફરીન્
હમાન્ નીઝ્ બા હદયહો બાઝો સાવ
કે બા જન્ગે ખુસવ્ નદારીમ તાવ
બેયામદ અઝ્ ઈરાન્ ખોજસ્તહ હોમાય
અબા નામદારાને પાકીઝહ રાય
પયામે બુઝોર્ગાન્ બખાકાન્ બેદાદ
દેલે શાહે તૂરાન્ અઝાન્ ગશત શાદ
વઝાન્ જુરૂએશે તીઝ્ બહરામ શાહ
ગુરીઝાન્ બેશુદ તાઝેયાન્ બી સેપાહ
બપીશે ગેરાન્માયહ ખાકાન્ બેગોફત
દેલો જાને ખાકાન્ ચુ ગુલ્ બરૂ શેગોફત
બતુર્કાન્ ચુનીન્ ગોફત ખાકાને ચીન્
કે કર્દીમ બરૂ ચર્ખે ગર્દન્દહ ઝીન્
કે આવરૂદ બી જન્ગ્ ઈરાન્ બચન્ગ્
મગરૂ મા બરાયો બહુશો દેરન્ગ્
ફેરેસ્તાદહરા ચીઝ્ બેસ્યારૂ દાદ
દેરમ દાદ બેસ્યારો દીનારૂ દાદ
યકી પાસોખે નામહ બેન્વેશતો ગોફત
કે બા જાને પાકાન્ ખેરદ બાદ જોફત
બદાન્ કારૂ ગશતીમ હમદાસ્તાન્
કે ગોફત ઈન્ ફેરેસ્તાદએ રાસ્તાન્
ચુ મન્ બા સેપાહ અન્દરૂ આયમ બમરૂવ
ફુનમ રૂએ કેશવરૂ ચુ પરૂરે તઝરૂવ
બદાદો બરાયો બરન્ગો બબૂય
અબા શીરૂ આબ્ અન્દરૂ આરમ બજૂય
બબાશીમ તા બાજે ઈરાન્ રસદ
હમાન્ હદયહો સાવે શીરાન્ રસદ
બમરૂવ્ આયમો રાસ્ત તરૂ બુગ્ઝરમ
નખાહમ કે રન્જન્દ અઝ્ લશ્કરમ
ફેરેસ્તાદહ તાઝાન્ બઈરાન્ રસીદ
ઝે ખાકાન્ બેગોફત આન્ચે દીદો શનીદ**

ઇરાનીઓએ આ વાત સાંભળી—એક બેહુદો જવાબ દીધો,

કે "બેહરામ અહીંથી કાંઈ લશ્કર લઇને ગયો નથી—કે આપણને આપણાં દિલ ગમમાં નાખવાં નહીં જોઇયે.

જ્યારે ખાકાન ઈરાન ઉપર લડાઇ લાવશે—ત્યારે આ આપણા મુલકની કાંઇ પણ શોભા રહેશે નહીં.

તેઓ શરમ ભરેલી રીતે આપણને પગ તળે કચડશે—અને આલ શકર કે તું નર્સી કાયમ રહેશે નહીં.

તેથી આપણે એવી યુક્તિ કરવા માગ્યે છિયે કે જેથી કરીને આપણી સર ઝમીન-કાયમ રહે અને આપણા રાજ્યનો પાયો બુનબેખથી ઉખડી જાય નહીં."

એક હોમા નામનો કીર્ત્તિ ભરેલો, ડહાપણવાળો અને સારી સમજ ધરાવનારો વઝીર હતો.

ઈરાનીઓએ તેને પસંદ કીધો—કે તેઓ તરફથી તે પોતાની કમર મઝબૂત બાંધે. ૨૩૦

પછી તેઓએ ઈરાનીઓ તરફથી એક તાબેદારી ભરેલું નામુ ખાકાન ઉપર લખ્યું.

તેઓએ નામાની શુરૂઆતમાંજ લખ્યું કે "અમો તારા તાબેદાર છિયે-તારાં ફર્માન અને વિચાર ઉપરજ અમોએ સર નમાવેલાં છે.

જે ચીઝો કે ઈરાન ઝમીનમાં ઉત્પન્ન થાય છે-તે અમો આજેઝી અને દુઆ સાથે મોકલ્યા જઇશું.

તેમજ હદયો, ખેરાજ અને મેહસૂલ પણ મોકલ્યા જઇશું-કારણકે અમો પાદશાહ સાથે લડવાની તાકત ધરાવતા નથી."

પછી મુબારક હોમા ઈરાનથી પાકીઝેહ અકલના નામદારો સાથ આવ્યો.

તેણે ઈરાની બુઝોર્ગોનો પયગામ ખાકાનને પુગાડયો-તેથી તુરાનના પાદશાહનું દિલ ખુશહાલ થયું.

વળી શાહ બેહરામની ઉતાવળી હિલચાલ માટે—અને વગર લશ્કરે દોડતો કે ગયો તે માટે,

સરદાર ખાકાનની આગળ કહ્યું-જેથી ખાકાનનું દિલ અને જાન ગોલાબનાં ફૂલની માફક ખીલ્યો

ખાકાને ચીને તુર્કીઓને કહ્યું—કે "આજ આપણે ફરતા આસ્માન ઉપર ઝીન મૂક્યું છે.

વગર લડાઇએ ઈરાનને કોણે તાબે કીધું છે?-સિવાય કે આપણે આપણી અકલે, ડહાપણે, કરી લીધું." ૨૩૧

પેલા એલચીને ઘણીક ચીઝો આપી-તેને પુષ્કળ દિરમ અને દીનાર પણ આપ્યા.

નામાનો એક જવાબ લખ્યો જેમાં લખ્યું—કે "તમો પાક લોકોના જાન સાથ ડહાપણ જોડાએલું હોજો!

તમો રાસ્ત લોકોના એલચીએ જે કાંઇ કહ્યું છે તે અમો સ્વીકાર્યે છિયે.

જ્યારે હું લશ્કર સાથ મર્વ શેહરમાં દાખેલ થઈશ—ત્યારે હું દેશને તુર્કી રાની મરઘાનાં પીછાં જેવો રંગબેરંગી બનાવી દઇશ.

મારી અકલથી, મારા ઇન્સાફથી અને મારા ઠાઠમાઠથી—નદીમાં પાણી સાથ દૂધ વહેતાં કરીશ.

અને ઇરાનનું ખેરાજ તેમજ તમો બહાદુર લોકો તરફનો હદયો અને મેહસૂલ મળે ત્યાં સૂધી હું અત્રે થોભીશ.

હું મર્વમાં આવીશ અને પાછો સીધોજ ચાલી જઈશ—મારાં લશ્કરથી કોઇ દુ:ખી થાય એવું હું ચાહતોજ નથી."

પેલો એલચી દોડતો પાછો ઇરાન આવ્યો-તેણે ખાકાનથી જે કાંઈ સાંભળ્યું અને જોયું હતું તે સઘળું કહ્યું.

બમરૂવ અન્દર્ આવરૂદ ખાકાન્ સેપાહ
જહાન્ શુદ ઝે ગેર્દે સવારાન્ સેયાહ
૨૩૨ ચુ આસુદહ શુદ સર્ બખુર્દન્ નેહાદ
કસીરા નેયામદ ઝે બહેરામ યાદ
બમરૂવ અન્દર્ અઝ્ બાન્ગે ચન્ગો રોબાબ્
કસીરા નબુદ હીચ આરામો ખાબ્
સેપહરા બહર્ જાય કર્દહ યલહ
તલાયહ નયો ઇમન્ અઝ્ ઝલઝલહ
શેકારો મયો મજલેસો બાન્ગે ચન્ગ્
નેશસ્તહ શબો રૂઝ્ ઈમન્ ઝે જન્ગ્
હમી બાઝ્ અઝ્ ઇરાનેયાન્ ચશ્મ દાશ્ત
ઝે દીર્ આમદન્ શાન્ બદેલ ખશ્મ દાશ્ત

પછી ખાકાન મર્વ શેહરમાં પોતાનું લશ્કર લાવ્યો-તે સવારોની ધૂળથી જેહાન સીઆહ થઇ ગઇ.

જ્યારે તેણે ત્યાં આસાયેશ લીધી ત્યારે ખાવા પીવા પડયો-કોઇને બેહરામનો કશો વિચારજ આવ્યો નહીં.

મર્વમાં મોરચંગ અને રોબાબના સુરોદને લીધે કોઇને આરામ લેવાને કે ઊંધાવાનો વખતજ મળતો હતો નહીં.

તેણે દરેક જગ્યાએ લશ્કરને વેર વીખેર છોડી મૂકેલું હતું-કોઈ ચોકીદારો પણ નહીં હતા અને લડાઇના ધરતી કમ્પની ધાસ્તીથી નચિન્ત હતો.

શેકાર, મયનૂશી, ખુશીની મજલેસ અને મોરચંગના આવાઝમાં-તે રાત દહાડો લડાઈથી નચિન્ત બની બેઠેલો હતો.

તે તો ઈરાનીઓ તરફની ખંડણીની વાત જોતો હતો-અને મોડું થવાથી ગુસ્સે બનતો હતો.

## તાખ્તને બહ્રામ્ બર્ લશ્કરે ખાકાન્ વ ગેરેફ્તાર્ કર્દનશ્.

## બેહરામે ખાકાનનાં લશ્કર ઉપર હમ્લો કરવો અને તેને કયદ પકડવો.

વઝાન્ રૂય બહ્રામ બીદાર્ બૂદ
સેપહરા ઝે દુશ્મન્ નેગહદાર્ બૂદ
શબો રૂઝ્ કાર્આગહાન્ દાશ્તી
બબઝ્મો બમય રૂઝ્ નુગ્ઝાશ્તી
ચુ આગાહી આમદ બબહ્રામ શાહ
કે ખાકાન્ બમર્વસ્તો ચન્દીન સેપાહ
બેયાવરૂદ લશ્કર્ ઝે આઝર્ ગોશસ્પ્
હમી બી બુનહ હર્ યકી બા દો અસ્પ્
અબા જઉશનો તર્ગો રૂમી કોલાહ
શબો રૂઝ્ ચૂન્ બાદ તાઝાન્ બરાહ
૨૩૩ હમી રાન્દ લશ્કર્ ચુ અઝ્ કૂહ સીલ
બઆમુલ ગુઝશ્ત અઝ્ રહે અર્દબીલ
ઝે આમુલ બેયામદ બગોર્ગાન્ કશીદ
હમી દર્દો રન્જે બુઝોર્ગાન્ કશીદ
ઝે ગોર્ગાન્ બેયામદ બશહરે નસા
યકી રહનમૂન્ પીશે ઊ અઝ્ બસા
બકૂહો બેયાબાનો બી રાહ રફ્ત
શબે તીરહ તા રૂઝ્ બીગાહ રફ્ત
બરૂઝ્ અન્દરૂન્ દીદહબાન્ દાશ્તી
બતીરહ શબાન્ પાસ્બાન્ દાશ્તી
બદાન્સાન્ બેયામદ બનઝ્દીકે મરૂવ
નપર્રદ બદાન્ગૂનહ પર્રાન્ તઝરૂવ
નવન્દી બેયામદ ઝે કાર્આગહાન્
કે દુરસ્ત ખાકાન્ ઝે કારે જહાન્
બતદબીરે નખ્ચીરે કશ્મીનહસ્ત
કે દસ્તૂરે ઊ ઝેશ્ત અહરીમનસ્ત
ચુ બહ્રામ્ બેશ્નીદ અઝાન્ શાદ ગશ્ત
હમહ રન્જહા બી તનશ બાદ ગશ્ત
બર્ આસૂદ રૂઝી બરાન્ જાયગાહ
ચુ આસૂદહ ગશ્ત અસ્પો શાહો સેપાહ

હવે આ તરફ પાદશાહ બેહરામ જાગરૂત રહેલો હતો-અને દુશ્મન લોકોથી પોતાનાં લશ્કરને સંભાળતો હતો.

રાત દહાડો ફરતા જાસુસો રાખતો હતો-અને પોતાનો વખત ખુશીની મજલેસમાં કે મયનૂશીમાં બિલ્કુલ પસાર કરતો હતો નહીં.

જ્યારે પાદશાહ બેહરામને ખબર પડી-કે "ખાકાન અને તેનું કેટલુંક લશ્કર મર્વમાં પડેલું છે,"

ત્યારે તેણે આઝર ગોશસ્પમાંથી લશ્કર આગળ ચલાવ્યું-બીજા કશા પણ અસ્બાબ વગર દરએક સવાર સાથ બબે ઘોડા હતા.

બખ્તર, લોઢાંની ટોપી અને રૂમી કોલાહ સાથ-રાત દહાડો તે પવનની ઝડપે રાહમાં દોડતો હતો.

પહાડ ઉપરથી પડતા પાણીના ધોધ માફક તે લશ્કર ચલાવતો હતો-અર્દબીલના માર્ગે રહી તે આમુલ આવી લાગ્યો.

આમુલથી તે ગુર્ગાનમાં આવ્યો-આ રીતે તે ઈરાનના બેવુકૂફ ઉમ્રાઓથી દુઃખ ખમતો હતો.

ગોર્ગાનથી તે "નેસા" ખાતે આવ્યો-"બસા" શેહરનો એક વતનદાર તેને રસ્તો દેખાડનાર તરીકે ગ્માવ્યો હતો.

તે અંધારી રાતે કવખતે દહાડો ઉગે ત્યાં સુધી પહાડો અને જંગલમાં રહીને કમાર્ગે ચાલતો હતો.

દિવસને વખતે તે ચોકીબાન રાખતો-અને અંધારી રાતે પાસ્બાની કરનારાઓને રાખતો હતો.

એવી રીતે તે છેક મર્વ શેહરની નઝદીક આવી લાગ્યો-એવી ઝડપે તો તીતર પક્ષી પણ ઉડી શકે નહીં.

જાસુસોમાંથી એક જાસુસ ખબર લાવ્યો-કે "ખાકાન તો દેશના વહીવટનાં કામથી દૂર પડયો છે.

તે તો કશ્મીહનના શેકારે જવાની તદબીર કરવા પડયો છે-કારણકે તેનો સલાહકાર નાપાક એહરેમન બન્યો છે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તે વાતથી તે ખુશી થયો-અને તેનાં બદન ઉપર ચઢેલી સઘળી થાક ઉડી ગઇ.

તેણે તે જગ્યા ઉપર એક દહાડો આસાયેશ લીધી-અને જ્યારે ઘોડાઓ, પાદશાહ પોતે અને લશ્કર આસૂદા બન્યું,

બકશ્મીહન્ આમદ્ બહન્ગામે રૂઝ્
કે બર્ ઝદ્ સર્ અઝ્ કૂહ્ ગીતી ફેરૂઝ્
હમહ્ ગૂશ પુર્ નાલએ બૂક્ શુદ્
હમહ્ ચશ્મ પુર્ રન્ગે મન્જૂક્ શુદ્
દેહાદેહ્ બર્ આમદ્ ઝે નખ્ચીર્ગાહ્
પુર્ આવાઝ્ શુદ્ ગૂશે શાહો સેપાહ્
બેદ્રીદ્ અઝ્ આવાઝ્ ગૂશે હેઝબ્ર્
તો ગોફ્તી હમહ્ ઝાલહ્ બારીદ્ અબ્ર્
ચુનાન્ શુદ્ ઝે ખૂન્ ખાકે આવર્દગાહ્
કે ગોફ્તી હમી ખૂન્ બેબારદ્ ઝે માહ્
ચુ ખાકાને આશોફ્તહ્ બીદાર્ શુદ્
બદસ્તે ખઝ્રવાન્ ગેરેફ્તાર્ શુદ્
ચુ સીસદ્ તન્ અઝ્ નામદારાને ચીન્
ગેરેફ્તહ્ બેબસ્તન્દ્ બર્ પોશ્તે ઝીન્
સેપહ્બદ્ ઝે કશ્મીહન્ આમદ્ બમર્વ
શુદ્ અઝ્ તાખ્તન્ બાદ્પાયાન્ ચુ ઘર્વ
બમર્વ અન્દર્ અઝ્ ચીનેયાન્ બસ્ નમાન્દ્
બેકોશ્તન્દ્ વઝ્ જન્ગેયાન્ કસ્ નમાન્દ્
હરાન્ કસ્ કઝીશાન્ ગુરીઝાન્ બેરફ્ત
પસ્ અન્દર્ હમી તાખ્ત બહ્‌રામ તફ્ત
બદીન્સાન્ હમી તાખ્ત ફર્સન્ગ્ સી
પસે પોશ્તે ઊ કારને પારૂસી
ચુ બર્ગશ્તો આમદ્ બનખ્ચીર્ગાહ્
બેબખ્શીદ્ ચીઝે કસાન્ બર્ સેપાહ્
બપીરૂઝીએ ચીન્ ચુ સર્ બર્ ફ્રાખ્ત
હમહ્ કામગારી ઝે યઝ્દાન્ શેનાખ્ત
કે ઊ દાદ્ બર્ નીકુઈ દસ્તગાહ્
કે દારન્દએ આફ્તાબસ્તો માહ્

ત્યારે દિવસના વખતે કે જે વખતે આફતાબે પોતાનું સર પહાડ ઉપરથી બાહેર કાઢયું તે વખતે તે કશ્મીહનમાં આવ્યો. ૨૩૪

સઘળા કાનો કર્નાયાના આવાઝથી ભરાઈ ગયા—અને સઘળી આંખો ઝુંડાઓના રંગથી ભરપુર બની.

તે શેકારગાહમાં ધરપકડ ચાલવા લાગી—પાદશાહ અને લશ્કરના કાન તે આવાઝથી ભરાવા લાગ્યા.

લડાઈના પોકારથી ચિત્તાના કાન ફાટવા લાગ્યા—તું કહે ગોયા વાદળ સઘળાં કરાંજ વરસાવતું હતું.

લોહીથી કરીને તે લડાઇગાહની ઝમીન એવી થઇ ગઈ—કે ગોયા માહતાબ ઉપરથીજ લોહી વરસતું હોય.

જ્યારે પરેશાન બનેલો ખાકાન સાવધ થયો—ત્યારે આખેરે તે ખઝ્રવાનના હાથમાં કયદ પકડાયો.

તેની સાથે ચીનના નામદારોમાંથી ત્રણસો જણાને—પકડયા અને ઘોડાની પીઠ ઉપર બાંધ્યા.

હવે પાદશાહ કશ્મીહનથી મર્વમાં આવ્યો—તેઓના ઘોડાઓ પુષ્કળ દોડવાથી થાકીને બરૂની માફક પાતળા પડી ગયા હતા.

મર્વમાં જે થોડાક ચીનાઓ રહી ગયા હતા—તેઓને પણ માર્યા અને તે જંગીઓમાંથી કોઇ બાકી રહ્યું નહીં.

તેઓમાંથી જે કોઇ કે નાસી ગયા-તેઓની પછાડી શેતાબ બેહરામ હમ્લો કરવા લાગ્યો.

એવી રીતે ત્રીસ ફર્સંગ સૂધી તેઓની પૂઠ પકડતો ગયો—બેહરામની પીઠ પછાડી પાર્સી (યાને પાર્સનો રહેવાસી) કારન હતો. ૨૩૫

જ્યારે બેહરામ ત્યાંથી પાછો ફરી શેકારગાહમાં આવ્યો—ત્યારે તેણે પેલા લોકોનો સઘળો સામાન લશ્કરને બખ્શેશ આપી દીધો.

ચીની લશ્કર ઉપરની ફતેહમંદીથી જ્યારે તેણે પોતાનું સર પાછું બુલંદ કીધું—ત્યારે તેને સઘળી ફતેહમંદી પાક યઝદાન તરફથીજ જાણી.

કે જે સાહેબે આવી નેકનામી કરવાની શક્તિ આપી—કારણકે તે સાહેબ આફતાબ અને માહતાબનો નેગહબાન છે.

## પયમાન્ ગેરેફ્તને બહ્‌રામ્ અઝ્ તૂરાનેયાન્ વ મીલ્ બર્‌આવર્દન્ બર્ સરૂહદે મુલ્ક્ વ નેશાન્દને શાહ્‌રહ્‌રા બર્ તખ્તે તૂરાન્.

——:o:——

બેયાસૂદ્ દર્ મર્વ બહ્‌રામ ગૂર્
ચુ આસૂદહ્ શુદ્ શાહો જન્ગી સુતૂર્
રવાનશ સેતીઝ અઝ્ મોદારા ગુઝીદ્
દેલશ રાએ રઝ્મે બોખારા ગુઝીદ્
બયક્ રૂઝો યક્ શબ્ બઆમૂય શુદ્
ઝે નખ્ચીર્ બાઝી જહાન્ જૂય શુદ્
બેયામદ્ બઆમૂય યક્ પાસે શબ્
ગુઝર્ કર્દ્ બર્ આબો રીગે ફ્રબ્
ચુ ખુર્શીદ્ રૂએ હવા કર્દ્ ઝર્દ્
બેયન્દાખ્ત પીરાહને લાજ્વર્દ્

## બેહરામનું તુરાનીઓ પાસે વચન લેવું અને મુલકની સરહદ ઉપર એક સ્થંભ ઉભો કરવો અને તૂરાનનાં તખ્ત ઉપર શહરાને બેસાડવો.

——:o:——

બેહરામ ગૂરે મર્વમાં થોડોક વખત આસાયેશ લીધી—જ્યારે પાદશાહ અને તેના લડાયક ઘોડા આસૂદા થયા,

ત્યારે તેના જીવે સુલેહ કરતાં લડાઇનેજ પસંદ કીધી—અને તેનાં દિલે બોખારાની લડાઇનો વિચાર ધારણ કીધો.

એક દિવસ અને એક રાતમાં આમૂય જઇ પુગ્યો—શેકાર અને રમત ગમત ઉપરથી હવે તે પાદશાહ દેશ જીતનાર બન્યો.

એક પોહોર રાત જવે આમૂય પુગ્યો—અને ફરબની નદી અને રેતીનું રણ પસાર કરી ગયો.

જ્યારે ખુરશીદે કાળાં પેહેરણને ફેંકી દઇ હવા સોનેરી રંગની બનાવી,

ઝમાનહુ શુદ અઝ ગરૂદ ચૂન્ પરૂરે ચરૂઘ
જહાનજૂય બુગઝશ્ત બરૂ માયો મરૂઘ

૨૩૬ હમહુ લશ્કરે તુરૂકૂ બરૂહમ ઝદન્દ
બબૂમો બરશ આતેશ અન્દરૂ ઝદન્દ
સેતારહુ હમી દામને માહુ જોસ્ત
પેદરૂ બરૂ પેસરૂ બરૂ હમી રાહુ જોસ્ત
ઝે તુર્કાન્ હરાન્ કસ કે બુદ પીશરવ
ઝે પીશાનો ખન્જરૂ ગુઝારાને નવ
હમહુ પીશે બહુરામ રફૂતન્દ ખારૂ
પેયાદહુ પુરૂ અઝ ખૂન્ દેલો ખાકુસારૂ
કે શાહા બુઝોર્ગા બલન્દ અખ્તરા
બરૂ આઝાદગાને જહાન્ મેહુતરા
ગરૂ અયદૂન કે ખાકાન્ ગેરેફૂતારૂ શુદ
ઝે અહુદે જહાનદારૂ બીઝારૂ શુદ
તો ખૂને સરે બીગુનાહાન્ મરીઝ
ન ખૂબ્ આયદ અઝ નામદારાન્ સેતીઝ
ગરૂ અઝ મા હમી બાઝ્ ખાહી રવાસ્ત
સરે બીગુનાહાન્ બુરીદન્ ચેરાસ્ત
હમહુ મર્દો ઝન્ બન્દગાને તો ઇમ
બરઝમ અન્દરૂ અફૂગન્દગાને તો ઈમ
બરીશાન્ દેલે શાહુ બહુરામ સૂખ્ત
બદસ્તે ખેરદ ચશ્મે ખેશ્મશ બેદૂખ્ત

૨૩૭ પુરૂ અન્દીશહુ શુદ શાહે યઝદાન્ પરસ્ત
ઝે ખૂન્ રીખ્તન્ દસ્તે ગોર્દાન્ બેબસ્ત
ચુ મેહુરે જહાનજૂય પયવસ્તહુ શુદ
દેલે મર્દ આશોફૂતહુ આહસ્તહુ શુદ
બરે શાહુ શુદ મેહુતરે મેહુતરાન્
બેપેઝીરોફૂત હરૂ સાલ્ બાઝી ગરાન્
અઝીન્ કારૂ ચૂન્ કામે ઊ શુદ રવા
પસ અઝ બાઝ્ બેસ્તદ ઝે તુર્કાન્ નવા
ચુ બરૂ ગશ્તો આમદ બશાહુરે ફરબ્
પુરૂ અઝ રન્ગ્ રોખસારો પુરૂ ખન્દહુ લબ્
બરૂ આસૂદો યક હફૂતહુ લશ્કરૂ નરાન્દ
ઝે ચીન્ મેહુતરાન્રા બરે ખીશ ખાન્દ
બરૂ આવરૂદ મીલી ઝે સન્ગો ઝે ગચ
કે કસરા બઈરાન્ ઝે તુર્કો ખલચ
નબૂદી ગુઝરૂ જોઝ બફર્માને શાહુ
હમાન્ નીઝ જયહૂન્ મેયાનજી બરાહુ
બલશ્કરૂ યકી મરૂદ બુદ શહુરહુ નામ
ખેરદમન્દો બા ગઉહરો નામો કામ
મરૂરા બતૂરાન્ ઝમીન્ શાહુ કરૂદ
સરે તખ્તે ઊ અફૂસરે માહુ કરૂદ

૨૩૮ ચુ શહુરહુ બરે તખ્તે સીમીન્ નેશસ્ત
કમરૂ બરૂ મેયાન્ બસ્તો બુફૂશાદ દસ્ત
હમાન્ તાજે ઝરૂરીન્ બસરૂ બરૂ નેહાદ
હમહુ શહુરે તૂરાન્ બદૂ ગશ્ત શાદ

ધૂળથી દહાડો જાણે શકરાનાં પીછ જેવો દેખાતો હતો-તે દેશને જીતનારો બેહરામ માય અને મર્ગ બન્ને શેહરમાંથી પસાર થઈ ગયો.

તેઓએ તમામ તુર્કી લશ્કર બરહમ માર્યુ-અને તેના મુલકમાં આગ લગાડી દીધી.

ગોયા સેતારાઓ માહતાબની દામનમાં ભરાવા લાગ્યા-એક બાપ પોતાના બેટાનાં શરીર ઉપરથી પસાર થવા લાગ્યો.

તુર્કીઓમાંથી જે કોઇ કે આગેવાનો હતા-તેમજ બુઢ્ઢાઓમાંથી અને તલવારના મારનારા જવાનોમાંથી જે કોઇ હતા,

તેઓ સઘળા પેયાદા બની ખૂન ભરેલાં દિલે તાબેદાર અને ખુવાર બની બેહરામ આગળ જઈ બોલ્યા,

કે "ઓ પાદશાહ ! ઓ બુઝોર્ગ ! ઓ બુલંદ સેતારેના !-ઓ દુન્યાના મોટા લોકોના સરદાર !

હવે જ્યારે ખાકાન કે જે તું પાદશાહની વફાદારીમાં રહેવાથી કંટાળી ગયો હતો તે તારાજ હાથમાં કયદ પડયો છે.

તો તું અમો બેગુનાહ લોકોનાં ખૂન ના રેડ નામદારી ભરેલા લોકોથી એવો ઝુલ્મ સઝાવાર ગણાતો નથી.

જો તું અમારી પાસે ખંડણી માગે તો તે વાજબી છે-પણ તું નિર્દોષોનાં સર શા માટે કાપે છે?

અમો શું મર્દો કે સ્ત્રીઓ સઘળાં તારાજ ગોલામ છિયે અને લડાઇમાં તારે હાથથી શિકસ્ત પામેલાંજ છિયે."

એ જોઈ પાદશાહ બેહરામનું દિલ તેઓ ઉપર બળવા લાગ્યું અને ડહાપણના હાથે પોતાના ગુસ્સાની આંખો સીવી લીધી.

અને તે યઝદાન પરસ્ત પાદશાહ વિચારવંત બનીને-પોતાના પેહલવાનોના હાથ તેઓનાં ખૂન રેડવાથી અટકાવ્યા.

જ્યારે તેઓએ પાદશાહની મેહરબાની એવી રીતે મેળવી-અને તે ગુસ્સાવાલા શખ્સનું દિલ નર્માસ ભરેલું બન્યું,

ત્યારે તુર્કી સરદારોનો સરદાર પાદશાહની નઝદીક આવ્યો-અને દર વર્ષ ખંડણી આપવાની કબૂલ કીધી.

જ્યારે એ કામથી તે સંતોષ પામ્યો-ત્યારે ખંડણી ઉપરાંત તુર્કો પાસેથી સલાહના કોલ પાળવાની ઝામીનગીરીમાં શરીર બંધક માણસો લીધાં.

પછી જ્યારે પાદશાહ ત્યાંથી પાછો ફર્યો અને ખીલેલા ચેહરા તેમજ હસતા હોથ સાથ ફરબ શેહરમાં પાછો આવ્યો,

ત્યારે તેણે ત્યાં આસાયેશ લીધી અને એક હફતા સૂધી લશ્કરને આગળ ચલાવ્યું નહીં-તેણે ચીનના સરદારોને પોતાની પાસે બોલાવ્યા.

ત્યાંની સરહદ ઉપર પત્થર અને ચૂનાનો એક સ્થંભ ઉભો કરાવ્યો-કે જેથી તુર્કી લોકો અને ખલચના તાયફાવાળા લોકોમાંથી કોઇને પણ ઇરાનમાં,

પાદશાહના પર્વાના સિવાય દાખેલ થવાનું બની શકે નહીં-તેમજ વળી જયહૂન નદીને હદ તરીકે તે રાહની વચમાં રાખી.

તેનાં લશ્કરમાં એક શહરેહ નામનો શખ્સ હતો-કે જે ડહાપણવાળો, ખાન્દાની અને કીર્ત્તિ ભરેલો હતો.

તેને તૂરાન ઝમીનનો પાદશાહ બનાવ્યો-તેનાં તખ્તને માથે માહતાબનું તાજ ટંગાવ્યું.

જ્યારે શહરેહ રૂપેરી તખ્ત ઉપર બેઠો-ત્યારે તેણે પોતાની કમર ઉપર કમરબંદ બાંધ્યો અને બક્ષેશ માટે હાથ ખોલ્યા.

તેમજ સોનેરી તાજ સર ઉપર મેલ્યું-તમામ તૂરાન દેશ તેનાથી ખુશહાલ બન્યો.

## પીરૂઝી નામએ બહ્‌રામ્ બબેરાદરશ્ નર્સી વ આમદનશ્ બઇરાન્.

——:૦:— —

ચુ શુદ્ કારે તૂરાન્ ઝમીન્ સાખ્તહ્
દેલે શાહ્ અઝ્ અન્દીશહ્ પર્દાખ્તહ્
બેફરૂમૂદ તા પીશે ઊ શુદ્ દબીર્
કલમ ખાસ્ત બા મુશ્કો ચીની હરીર્
બનર્સી યકી નામહ્ બેન્વેશ્ત શાહ્
ઝે પયકારે તુર્કાનો કારે સેપાહ્
સરે નામહ્ બાદ્ આફરીને મેહાન્
અઝીન્ બન્દહ્ બર્ કેર્દેગારે જેહાન્
ખોદાવન્દે પીરૂઝીઓ દસ્તગાહ્
ખોદાવન્દે કયવાનો બહ્‌રામો માહ્
ખોદાવન્દે ગર્દન્દહ્ ચર્ખે બલન્દ્
ખોદાવન્દે અરૂમન્દહ્ ખાકે નેઝન્દ્
બુઝોર્ગીઓ ખુર્દી બપયમાને ઊસ્ત
હમહ્ બૂદની ઝીરે ફર્માને ઊસ્ત
નબેશ્તમ યકી નામહ્ અઝ્ મર્ઝે ચીન્
બનઝ્દે બેરાદર્ બઇરાન્ ઝમીન્
બનઝ્દે બુઝોર્ગાને ઈરાનેયાન્
નબેશ્તમ્ હમીન્ નામહ્ બર્ પરૂનેયાન્
હરાન્ કસ કે આન્ રઝ્મે ખાકાન્ નદીદ્
અઝીન્ જન્ગ્જૂયાન્ બેબાયદ્ શનીદ્
સેપહ્ બૂદ્ ચન્દાન્ કે ગોફ્તી સેપેહર્
ઝે ગર્દશ બકીર્ અન્દર્ આલૂદ્ ચેહર્
હમહ્ મર્ઝ શુદ્ હમચુ દર્યાએ ખૂન
સરે બખ્તે બીદાદ્ગર્ શુદ્ નેગૂન
બરઝ્મ અન્દરૂન્ ઊ ગેરેફ્તાર્ શુદ્
વઝૂ ચર્ખે ગર્દન્દહ્ બીઝાર્ શુદ્
કુનૂન્ બસ્તહ્ આવર્દમશ બર્ હયૂન્
જેગર્ ખસ્તહો દીદ્ગાન્ પુર્ ઝે ખૂન્
હમહ્ ગર્દને સરૂકશાન્ ગશ્ત નરૂમ
ઝબાન્ ચર્બો દેલ્હા પુર્ અઝ્ ખૂને ગરૂમ
બેપેઝ્રોફ્ત બાઝ્ આન્ કે બદ્ખાહ્ બૂદ્
બરાહ્ આમદ્ આન્ કસ કે બીરાહ્ બૂદ્
કુનૂન્ અઝ્ પસે નામહ્ મન્ બા સેપાહ્
બેયાયમ બકામે દેલે નીકૂખાહ્
હયૂનાને કફ્ અફ્ગનો બાદ્પાય
બેરફ્તન્દ્ ચૂન્ રઅદે ધુરૂરાન્ ઝે જાય
ચુ આન્ નામહ્ નઝ્દીકે નર્સી રસીદ્
ઝે શાદી દેલે નામવર્ બર્ દમીદ્
બેશુદ્ મૂબેદે મૂબેદાન્ પીશે ઊય
હરાન્ કસ કે બૂદ્ અઝ્ ચલાન્ ખીશે ઊય
ઝે શાદી બઅયવાન્ બર્ આમદ્ ખોરૂશ
નેહાદન્દ્ હર્ કસ બઆવાઝ્ ગૂશ
દેલે નામદારાન્ ઝે તશ્વીરે શાહ્
હમી બૂદ્ પીચાન્ ઝે બહ્રે ગુનાહ્

## બેહરામે પોતાના ભાઈ નર્સી ઉપર ફતેહમંદીનું નામુ લખવું અને તેનું ઈરાનમાં આવવું.

———:૦:——— —

જ્યારે તૂરાન ઝમીનનું સઘળું કામ પુરૂં થયું-અને પાદશાહનું દિલ ફિક્ર ચિન્તાથી મોકળું થયું,

ત્યારે તેણે ફર્માવ્યું જેથી મુન્શી તેની આગળ ગયો-અને તેણે કલમ, કસ્તુરીની સીઆહી અને ચીનાઇ રેશમી કપડું લખવા માટે માગ્યું.

પાદશાહે નર્સી ઉપર તુર્કીઓની લડાઈ અને લશ્કરનાં બહાદુરી ભરેલાં કામ બાબતનું એક નામુ લખાવ્યું.

નામાની શરૂઆતમાં ઈરાનના મોટાઓને જગત કર્ત્તાના બંદા (બેહ-રામ) તરફથી દુઆ સલામ હોજો!

કે જે સાહેબ ફતેહમંદી આપનારો અને કૌવત બખશનારો છે-જે શનિશ્ચર સેતારાનો તેમજ મંગળ અને ચંદ્રનો સાહેબ છે.

જે ફરતા બુલંદ આસ્માનનો સાહેબ છે-જે શાન્ત પડેલી ખાકનો સાહેબ છે.

ઈન્સાનની બુઝોર્ગી અને બચગી તેનાજ હુકમથી છે-અને સઘળા બનનારા બનાવો તેનાજ ફર્માન નીચે છે.

આ નામુ મેં ચીનના મુલકમાંથી ઇરાન ઝમીનમાં મારા ભાઇ ઉપર લખ્યું છે.

એજ નામુ જે રેશમી રંગીન કપડાં ઉપર લખેલું છે તે ઈરાનના બુઝોર્ગો માટે પણ છે. ૨૩૯

જે કોઇએ કે ખાકાનની તે લડાઇ જોઇ નથી-તેઓએ આ લડવૈયા-ઓથી સાંભળવી જોઇયે.

તેનું લશ્કર એટલું બધું હતું કે ગોયા આસ્માને-પોતાનો ચેહરો તેની ધૂળથી ડામરમાં ખરડી દીધો હતો.

ત્યાંનો સઘળો મુલક લોહીના દર્યા માફક બની ગયો-તે ઝુલ્મગારનું નસીબ ઊંધું પડયું.

તે લડાઇમાં પકડાઈ ગયો-અને તેનીથી ફરતો આસ્માન બેઝાર થયો

હવે હું તેને ઝખ્મી જીગરે અને આંસુ ભરી આંખ્યોએ બાંધેલોજ ઊંટ ઉપર નાખીને લઇ આઉં છું.

તેના તમામ તુમાખી પેહલવાનોની ગર્દન વાંકી વળી ગઇ છે-તેઓની ઝબાન મીઠાસ ભરી બની છે અને તેઓનાં દિલ ગર્મા ગર્મ આંસુથી ભરેલાંજ રહે છે.

જે દુશ્મન હતા તેઓએ ખંડણી કબૂલ કીધી છે-અને જે કોઈ કે આડે માર્ગે હતા તેઓ રાહ ઉપર આવ્યા છે.

હવે આ નામાની પછાડીજ હું મારા ખયરખાહોનાં દિલની ખાહેશ મૂજબ લશ્કર સાથ આવી લાગું છું."

તે નામુ લઇ કફ નાખનારાં અને પવનની ઝડપે દોડનારાં ઊંટો-તે જગ્યાએથી ગરજના કરતાં વાદળની માફક ચાલવા લાગ્યા.

જ્યારે તે નામુ નર્સીની નઝદીક પહોંચ્યું-ત્યારે તે નામવરનું દિલ ખુશહાલીથી ખીલ્યું. ૨૪૦

વડો વઝીર તેમજ તેનાં કુટુંબમાંના જે કોઇ પેહલવાનો હતા તે નર્સી આગળ ગયા.

પાદશાહી મેહલમાંથી ખુશીના પોકાર નીકળ્યા-દરેક જણ તે ખુશીની ખબર સાંભળવા લાગ્યા.

તે નામદારોનાં દિલ પાદશાહની શર્મને લીધે-તેઓએ કરેલા ગુનાહને માટે ગમગીન થયલાં હતાં.

બપૂઝેશ બનઝદીકે નર્સી શુદન્દ
ઝે ગોદર્હાન ફેઝૂન અઝ સદો સી શુદન્દ
કે અન્દીશએ કજ્રુઝો ફર્માને દીવ
બેપુરૂરદ હેલ અઝ રાહે ગયહાન્ ખેદીવ
બદાન્ માયહ્ લશકર્ કે બાર્દી ગુમાન્
કે ચઝદાન્ કુશાયદ દરે આસ્માન્
શેગેફ્તીસ્ત ઈન્ કઝ ગુમાન્ બુગઝરદ
હમ અઝ રાયે દાનાઓ મર્દે ખરદ
ચુ પાસોખ શવદ નામહ્ બર્ ખૂબો ઝેશ્ત
હમ ઈન્ પૂઝેશે મા બેબાયદ નેવેશ્ત
અગર્ ચન્દ રફ્ત અઝ બુઝોર્ગાન્ ગુનાહ્
બેબખ્શદ મગર્ નામ બર્દાર્ શાહ્

૨૪૧ બપેઝરોફ્ત નર્સી કે અયદૂન્ કુનમ
કે કીન્ અઝ દેલે શાહ્ બીરૂન્ કુનમ
પસ આન્ નામહ્રા ઝૂદ પાસોખ નેવેશ્ત
પદીદાર્ કર્દ અન્દરૂ ખૂબો ઝેશ્ત
કે ઇરાનેયાન્ અઝ પયે દર્દો રન્જ
હમાન્ અઝ પયે બૂમો ફર્ઝન્દો ગન્જ
ગેરેફ્તન્દ ખાકાને ચીન્રા પનાહ્
બનઉમીદી અઝ નામ બર્દાર્ શાહ્
ન અઝ દુશમની બુદ્ ન અઝ રન્જો કીન્
ન બર્ શાહ્ કર્દન્દ કસરા ગુઝીન્

કુનૂન ગર્ શાહનશાહ્ પીરૂઝ શાન્
બેબખ્શદ કુનદ તીરહ્ શબ્ રૂઝ શાન્
બદીન્ પૂઝેશ અફ્નૂન મરા નીક્ખાહ્
ગુઝીદન્દો ગોફ્તન્દ મારા બેખાહ્
યકી મૂબેદી નામે ઊ બુરૂઝમેહ્ર્
બરાન્ રફ્તન્ અઝ જાય બુફ્રૂફ્ત ચેહ્ર્
બેયામદ બનઝદીકે શાહે જેહાન્
હમહ્ રાઝહા બર્ કુશાદ અઝ નેહાન્
ઝે ગોફ્તારે ઊ શાહ્ ખુશનૂદ ગશ્ત
ચુનાન્ આતેશે તીઝ બી દૂદ ગશ્ત

૨૪૨ ચઘાનીઓ ખત્લીઓ બલ્ખી રદાન્
બુખારીઓ અઝ ઘર્ચગાન્ મૂબેદાન્
બેરફ્તન્દ બા બાજો બર્સમ બદસ્ત
નેયાયેશ કુનાન્ પીશે આતેશ પરસ્ત
હમાન્ નીઝ હર્ સાલ્ બા બાઝો સાવ્
બદર્ગહ્ શુદી હર્કે બૂદીશ તાવ્
ચુ શુદ સાખ્તહ્ કારે આતેશકદહ્
હમાન્ જાએ નવરૂઝો જશ્ને સદહ્
બેયામદ સુએ આઝર્ આબાદગાન્
ખુદો નામદારાનો આઝાદગાન્
પરસ્તેશ કુનાન્ પીશે આઝર્ શુદન્દ
હમહ્ મૂબેદાન્ દસ્ત બર્ સર્ શુદન્દ
પરસ્તન્દગાન્રા બેબખ્શીદ ચીઝ
વઝ આતેશકદહ્ રૂય બેન્હાદ નીઝ
ખરામાન બેયામદ બશહ્રે સેતખર્
કે શાહનશાહાન્રા બદૂ બૂદ ફખર્

જેથી એકસોને ત્રીસથી વધારે પેહલવાનો-માફી માગવા માટે નર્સી આગળ ગયા.

અને બોલ્યા કે "અમારા ઊંધા વિચારે અને એહરેમનના ફર્માને-દુન્યાના પયદા કરનાર સાહેબની રાહથી અમારાં દિલ ફેરવી નાખ્યાં હતાં.

અમો મોટો શક રાખતા હતા, કે પાદશાહ બેહરામનાં આટલાં નાના લશ્કર ઉપર આસ્માની ફતેહનો દરવાઝો ખોદાતાલા ખુલ્લો મેલશે.

આ એક આવી મોટી અજાયબી છે કે જે વિચારમાં આવી શક્તિ નથી-અનુભવી માણસોના તેમજ દાના શખ્સોના વિચારમાં પણ આવી શક્તિ નથી.

જ્યારે તું આ નામાનો સારો માઠો જવાબ લખે-ત્યારે આ અમારી માફી પણ તારે લખવી જોઇયે.

કે ઈરાનના બુઝોર્ગોથી અગર ગમે એટલો મોટો ગુનાહ થયો છે-છતાં તે નામવર પાદશાહ તે માફ કરશે."

નર્સીએ તે વાત કબૂલ કીધી કે "હું એમજ કરીશ-અને પાદશાહનાં દિલમાંથી કીનો દૂર કરીશ."

પછી તે નામાનો તુરત જવાબ લખ્યો-તેની અંદર સારૂં નરસું ઝાહેર કીધું,

કે "ઈરાનીઓએ પોતાની આફત અને સંકટને લીધે-તેમજ પોતાની સર ઝમીન, બચ્ચા છોકરા અને ખઝાના માટે,

પોતાના નામ ઉડાવનાર પાદશાહથી નાઉમેદ બનીને-ખાકાને ચીનની પનાહ પકડી હતી.

એ કાંઈ તારી દુશ્મની કે કંટાળાને લીધે કે તારી તરફના કીનાને લીધે નહીં હતું-તેમજ કાંઈ તું પાદશાહને છોડીને કોઇ બીજો પાદશાહ પસંદ નહીં કીધો હતો.

હવે જો ફતેહમંદ શેહનશાહ તેઓનો-ગુનાહ માફ કરશે તો તેઓની અંધારી રાતને રોશન રોઝના જેવી બનાવશે

એ માફીને માટે મને તેઓએ નેકખાહ સમજી-પસંદ કીધો છે અને તેઓ બોલ્યા છે કે તું અમોને પાદશાહ પાસેથી માફ કરાવ."

એક વઝીર કે જેનું નામ બુર્ઝમેહર હતું-તે પેલું નામુ લઇ જવા માટે તૈયાર થયો.

તે પેલું નામુ લઇ દેશના પાદશાહની નઝદીક આવ્યો-અને સઘળી છૂપી વાતો તેની આગળ ખુલ્લી કીધી.

પાદશાહ તેની વાત સાંભળી ખુશી થયો-અને એવી રીતે તેના ગુસ્સાનો આતશ ઠંડો પડયો.

ચઘાન, ખતલાન, બલ્ખ અને બુખારાથી-સરદારો તેમજ ગરચીઓ-માંથી મોબેદો.

તેઓ બાજ બર્સમની ક્રિયા સાથે આતશના નૂરી કેબ્લાને નમન અને સેતાયેશ કરવા ગયા.

તેમજ વળી દર વર્ષે જેઓની શક્તિ હતી તેઓ દરબારમાં ખંડણી આપવા લાગ્યા.

જ્યારે આતશ કદેહમાં જશ્ને સદેહ અને જશ્ને નઉરૂઝનું કામ પુરૂં થયું.

ત્યારે શાહ પોતે, તેના નામદારો અને મોટા દરજ્જાના લોકો સાથે-આઝર આબાદગાન તરફ આવ્યા.

ત્યાં તેઓ નેયાયેશ કરવા માટે આતશ આગળ ગયા-અને તેને નમસ્કાર કરવા માટે સઘળા મોબેદોએ પોતાના હાથ સર ઉપર લીધા.

પાદશાહે ત્યાંના બંદગી કરનારાઓને કેટલીક ચીઝો બખ્શેશ કીધી-અને તે આતશકદેહમાંથી બાહેર પડયો.

તે ખુશહાલ એસ્તખ્ર શેહરમાં આવ્યો-કે જે શેહર ઈરાની શેહનશાહોની એક મગરૂરીજ હતી.

**પરાગન્દહ્ અઝ્ ચર્મે ગાવાનો મીશ**
**કે બર્ પોશ્તે પીલાન્ હમી રાન્દ પીશ**
**હઝારો સદો શસ્ત કન્તાર્ બૂદ**
**દેરમ બૂદો હમ સોર્ખ દીનાર્ બૂદ**
**કે બર્ પહ્લવી મૂબેદે પાર્સી**
**હમી નામ બોર્દીશ પયદાવસી**
**બેયાવર્દ પસ મશ્કહાએ અદીમ**
**બેગુસ્તર્દ અઝ વય હમહ્ ઝરો સીમ**
**બરહ્ બર્ હમાન્ પુલ કે વયરાન્ બેદીદ**
**રેબાતી કે અઝ્ કાર્દાનાન્ શનીદ**
**બેફર્મૂદ આબાદ કર્દન્ ઝે ગન્જ**
**બકસ બર્ અઝાન્ કાર્ નન્હાદ રન્જ**
**ઝે ગીતી દેગર્ હર્કે દર્વીશ બૂદ**
**વગર્ નાનશ અઝ કૂશેશે ખીશ બૂદ**
**બદીશાન્ બેબખ્શીદ ચન્દી દેરમ**
**ઝે બખ્શેશ નબુદ શાહ્ રૂઝી દેઝમ**
**સેદીગર્ બનીકાન્ બેબખ્શીદ સીમ**
**ઝને બીવહો કૂદકાને યતીમ**
**ચહારોમ બરાન્ પીર્ કઝ્ કાર્ કર્દ**
**ફેરૂમાન્દ અઝ્ રૂઝ્ગારે નબર્દ**
**બપન્જુમ બરાન્ કસ કે બુદ બા નેઝાદ**
**તવાનગર્ નકર્દી અઝ્ હીચ યાદ**
**શશુમ હર્કે આમદ ઝે રાહે દરાઝ્**
**હમી દાશ્ત દર્વીશીએ ખીશ રાઝ્**
**બદીશાન્ બેબખ્શીદ યક્ ગન્જ શાહ્**
**બનીકી હમી કર્દ હર્જા નેગાહ્**
**ઘનીમત હમહ્ બહ્રે લશ્કર્ નેહાદ**
**નેયામદ્શ આગન્દને ગન્જ યાદ**
**બેફર્મૂદ તા તાજે ખાકાને ચીન્**
**બપીશ આવરદ મૂબેદે પાક્ દીન્**
**ગોહર્હા કે બૂદ અન્દર્ આઝદહ્**
**બેકન્દન્દો દીવારે આતેશકદહ્**
**બઝરો બગઉહર્ બેયારાસ્તન્દ**
**સરે તખ્તે આઝર્ બેપીરાસ્તન્દ**
**વઝાન્ જાયગહ્ શુદ સુએ તયસફૂન્**
**કે નર્સી બુદો મૂબેદે રહ્નમૂન્**
**પઝીરહ્ શુદન્દશ હમહ્ મેહ્તરાન્**
**બુઝોર્ગાને ઈરાનો કુન્દાવરાન્**
**ચુ નર્સી બેદીદ આન્ સરો તાજે શાહ્**
**દેરફૂશે દુરોખ્શાનો ચન્દીન્ સેપાહ્**
**પેયાદહ્ શુદો બોર્દ પીશશ નમાઝ્**
**બુઝોર્ગાનો હમ મૂબેદે સર્ફરાઝ્**
**બેફર્મૂદ બહ્રામ તા બર્ નેશસ્ત**
**ગેરેફ્ત આન્ ઝમાન્ દસ્તે ઊરા બદસ્ત**
**બેયામદ નેશસ્ત અઝ બરે તખ્તે ઝર્**
**બુઝોર્ગાન્ બપીશ અન્દરૂન્ બા કમર્**
**બેબખ્શીદ ગન્જી બમર્દે નેયાઝ્**
**દરે તન્ગે ઝેન્દાન્ કુશાદન્દ બાઝ્**
**ઝમાનહ્ પુર્ અઝ્ રામેશો દાદ શુદ**
**દેલે હમગેનાન્ અઝ ઘમ આઝાદ શુદ**

ખઝાનાથી ભરેલા બળદ અને પાડાનાં ચામડાંના કોથળાઓ જે હાથી ઉપર લાધીને આગળ આગળ ચલાવવામાં આવતા હતા,

તે કોથળીઓ સંખ્યામાં એક હઝાર એકસોને સાઠ હતા-તે મધ્યે સોનાના દીનાર અને રૂપાના દિરમ ભરેલા હતા.

જે રૂપાના દિરમને પહલવી ભાષામાં પારસના મોબેદ "પએદાવસી" કહેતા હતા. ૨૪૩

પછી કેળવેલાં ખુશબોદાર ચામડાંની કોથળીઓ લાવી-તેની અંદર સોના રૂપાના સિક્કાઓ ભરવામાં આવ્યા.

રસ્તામાં તેણે જે પુલો કે ભાગેલા જોયા-તેમજ પોતાના અમલદારો તરફથી બિસ્માર હાલતના મુસાફેરખાના માટે સાંભળ્યું,

તે સઘળાંને પોતાના ખઝાનામાંથી પાછાં નવાં બનાવવાનો હોકમ કીધો-અને તે કામનો બોજો કોઈ ઉપર પણ નાખ્યો નહીં.

બીજું. દેશમાં જે કોઈ કે મોહતાજમંદો હતા-અથવા જેઓને પોતાનું ગુજરાન કરવા માટે ભારે મેહનત કરવી પડતી હતી,

તેઓને પણ કેટલાક દેરમની બક્ષેશો કીધી-બક્ષેશ કરતાં તે પાદશાહ એક પણ દિવસ કંટાળતો હતો નહીં.

ત્રીજું. નેક લોકોને તેમજ વિધવા ઔરત અને નાવારેસ બાળકોને રૂપાં નાણું બક્ષેશ આપ્યું.

ચોથું. જે બુઢ્ઢાઓ કે કામ કરવાથી અથવા લડાઇ કરવાનાં કામથી અશક્ત થયલા હતા, તેઓને પણ આપ્યું.

પાંચમું. જે કોઇ કે ખાન્દાની માણસો હતા-અને જેઓને પૈસાવાળાઓ કાંઇજ યાદ કરતા હતા નહીં, તેઓને પણ બક્ષેશ કીધી.

છઠું. જે કોઇ કે લામ્બી મુસાફરીથી આવેલા હતા-અને જેઓ પોતાની ગરીબાઇનો ભેદ છૂપાવી રાખતા હતા,

તેઓને પણ પાદશાહે થોડોક ખઝાનો બક્ષેશ આપ્યો-તે દરેક જગ્યાએ ભલાઇ કરવામાંજ નઝર કરવા લાગ્યો. ૨૪૪

સઘળો લૂટનો માલ લશ્કરને માટે રહેવા દીધો-તેણે તે ખઝાનો પોતે રાખવાનો જરાએ વિચાર કીધો નહીં.

પછી પાદશાહે ફર્માવ્યું કે "ખાકાન ચીનનું તાજ-પાક દીનનો વઝીર તેની આગળ લાવે."

તે તાજમાં જે કાંઈ ગોહરો જડેલાં હતાં-તે કઢાવી નાખીને આતશકદેહના ગુમ્બઝની દીવાર,

તે સોના અને ગોહરોથી સણગારી-અને તે આતશના કેબ્લાનાં તખ્તનું મથાળું શોભાયમાન બનાવ્યું.

પછી ત્યાંથી પાદશાહ તયસફૂન તરફ ગયો-કે જ્યાં નર્સી અને સલાહકાર વઝીર હતા.

સઘળા સરદારો, ઈરાનના બુઝોર્ગો અને પેહલવાનો પાદશાહને એસ્તેકબાલ ગયા.

જ્યારે નર્સીએ પાદશાહનું સર અને તાજ, તેમજ ઝળકાટ ભરેલો ઝુંડો અને મોટું લશ્કર જોયું,

ત્યારે તે ઘોડા ઉપરથી પેયાદો થયો અને પોતે તેમજ બીજા બુઝોર્ગો અને સરફરાઝ વઝીરોએ પાદશાહને નમન કીધું.

બેહરામે નર્સીને ફર્માવ્યું જેથી તે પાછો ઘોડા ઉપર બેઠો-અને તુરત તેનો હાથ પોતાના હાથમાં લીધો.

પછી આવીને તે સોનાનાં તખ્ત ઉપર બિરાજ્યો-અને સઘળા બુઝોર્ગો તેની આગળ કમર બાંધીને ઉભા. ૨૪૫

હાજતમંદ માણસોને ખઝાનો આપ્યો-અને બંદીખાનાના સાંકડા દરવાઝા ખુલ્લા મેલી દીધા (યાને સઘળા કયદીઓને છોડી મૂકયા).

ઝમાનો પાછો ખુશી અને ઇન્સાફ ભરેલો થયો-સઘળાઓનાં દિલ ગમથી મોકળાં થયાં.

કે હર્ કેશ્વરી રન્જો ઘમ દૂર્ કરૂદ
કે બહ્રે બુઝોર્ગાન યકી સૂર્ કરૂદ
બરાન્ સૂર્ હર્ કસ કે બેશતાફ્તન્દ
હમહ્ ખેલઅતે મેહ્તરી યાફ્તન્દ

તેણે દરેક મુલકમાંથી રંજ અને ગમ દૂર કીધાં-અને બુઝોર્ગોને માટે એક ખુશહાલીની મજલેસ ભરી.

તે મજલેસમાં જે કોઇ કે ગયા-તે સઘળાઓએ મોટાઇનો સરોપાવ મેળવ્યો.

## અન્દર્ઝ નામહ્ નેવેશતને બહ્રામ્ બકાર્ગુઝારાને ખુદ્.

સેવુમ રુઝ બઝ્મે રદાન્ સાખ્તન્દ
નવીસન્દહ્રા પીશ બેન્શાખ્તન્દ
બમય ખુર્દન્ આન્ગહ્ ચુ બુફ્રુશાદ ચેહ્ર્
યકી નામહ્ બેન્વેશત શાદાન્ બમેહ્ર્
સરે નામહ્ કરૂદ આફ્રીન અઝ્ નુખોસ્ત
બદાન્ કૂ રવાન્રા બદાનેશ બેશોસ્ત
બેરદ્ બર્ દેલે ખીશ પીરાયહ્ કરૂદ
બરન્જે તન્ અઝ્ મર્દુમી માયહ્ કરૂદ
હમહ્ નીકુઈહા ઝે યઝદાન્ શેનાખ્ત
બેરદ્ જોસ્તો બા મર્દે દાના બેસાખ્ત
૨૪૬ બેદાનદ્ કે અઝ્ દાદ્ જોઝ્ નીકુઈ
નેયાયદ્ નફ્ઝદ્ દરે બદ્ ખુઈ
હરાન્ કસ કે અઝ્ કાર્દારાને મન્
સરફ્રાઝો જન્ગી સવારાને મન્
બેનાલદ્ નબીનદ્ જોઝ્ અઝ્ ચાહો દાર્
વગર્ કોશતહ્ અફ્ગન્દહ્ બર્ ખાક્ ખાર્
બેકૂશીદ્ તા રન્જહા કમ કુનીદ્
દેલે ઘમકુનાન્ શાદો ખુર્રમ કુનીદ્
કે ગીતી નમાન્દો નમાનદ્ બકસ
બીઆઝારીઓ દાદ્ જૂયન્દો બસ
બર્ ઈન્ ગોફ્તહા બર્ નેશાનહ્ મનમ
સરે રાસ્તીરા બહાનહ્ મનમ
કે અન્દાન્ સેપહ્ કરૂદ આહન્ગે મન્
હમ આહન્ગે ઇન્ નામદાર્ અન્જુમન્
અઝ્ ઈદર્ બેરફ્તમ બઅન્દક્ સેપાહ્
બેશુદ્ આન્ કે બદ્ખાહ્ બુદ્ નીક્ખાહ્
યકી નામદારી ચુ ખાકાને ચીન્
જહાન્દારો બા તાજો તખ્તો નેગીન્
બદસ્તે મન્ અન્દર્ ગેરેફ્તાર્ શુદ્
સરે બખ્તે તુર્કાન્ નેગૂન્સાર્ શુદ્
૨૪૭ મરા કરૂદ ફીરૂઝ યઝદાને પાક્
સરે દુશ્મનાન્ અન્દર્ આમદ્ બખાક્
જોઝ્ અઝ્ બન્દગી પીશએ મન્ મબાદ્
જોઝ્ અઝ્ રાસ્ત અન્દીશએ મન્ મબાદ્
નખાહમ ખરાજ અઝ્ જહાન્ હફ્ત સાલ
અગર્ ઝીર્દસ્તી બુવદ્ યા હમાલ
બહર્ કાર્દારીઓ ખુદ્કામઈ
નેવેશતમ અબર્ પહ્લવી નામઈ

## બેહરામે પોતાના અમલદારો ઉપર શીખામણનાં નામા લખવાં.

ત્રીજે દિવસે પાદશાહે સરદારોની મજલેસ ભરી-અને મુન્શીને બોલાવી પોતાની નઝદીક બેસાડયો.

પછી જ્યારે મય પીધાથી તેનો ચેહરો ખીલ્યો-ત્યારે મોહબત સાથનું એક ખુશહાલીનું નામુ લખાવ્યું.

નામાની શુરૂઆતમાં પહેલાં તે માણસને દુઆ સલામ લખી-કે "જેણે પોતાના આત્માને અકલની સફાઈ આપી હતી.

તે શખ્સને દુઆ સલામ લખી કે જેણે પોતાનાં દિલને ડહાપણનો સણગાર આપી-શરીર દુઃખે માણસાઈપણાંની દઉલત એકઠી કરી હતી.

તે માણસને દુઆ સલામ લખી કે જેણે સઘળી ભલાઇ યઝદાન તરફથીજ ઉતરી આવેલી જાણી-જે અકલ મેળવી દાનેશમંદો સાથ સલાહ સંપજથી રહ્યો.

અને તે માણસ ઉપર દુઆ સલામ લખી કે જે જાણે છે કે ઇન્સાફથી ભલાઇ સિવાય-બીજું કાંઈ આવે નહીં અને ભૂંડી ખસ્લતનો દરવાઝો ઠોકાય નહીં.

જો કોઈ શખ્સ કે મારા વઝીરોમાંથી અથવા કોઈ નામદાર અને લડાયક સવારોમાંથી કોઇની,

કાંઇ વાંક માટે ફર્યાદ કરશે તો તે શખ્સ કયદખાનું કે ફાંસી સિવાય બીજું કાઇ જોશે નહીં-અથવા તો તે ખુવારી સાથ ખાક ઉપર મૂવેલો પડશે.

તમો બીજાઓનાં દુઃખ દૂર કરવાની કોશેશ કરો-ગમગીન માણસોનાં દિલ ખુશી ખુરમી ભરેલાં બનાવો.

કારણકે આ ફાની દુન્યા કોઈ સાથે હમેશ રહી નથી અને રહશે પણ નહીં-માટે તમો નિર્દોષપણું અને ઈન્સાફનેજ શોધનારા બનો.

આ વાતમાં મારોજ દાખલો લેઓ-અને રાસ્તીની પહેલ કરવામાં મનેજ મુખ્ય કારણ આપનારો ગણવો.

કે મારી ઉપર આટલાં બધાં લશ્કરે હુમ્લો કીધો-તેમજ આ નામદારી ભરેલી ઈરાની અંજુમને પણ તેવોજ વિચાર કીધો.

હું અહીંથી થોડુંજ લશ્કર લઇને ગયો હતો-તો પણ જે મારા દુશ્મન હતા તે દોસ્ત થયા છે.

દેશની સંભાળ રાખનાર તાજ, તખ્ત અને નેગીના સાથનો ખાકાન જેવો એક નામદાર,

મારા હાથ ઉપર કયદ પકડાયો-અને તુર્કીઓનું નસીબ ઊંધું પડયું.

મને પાક યઝદાને ફતેહમંદ બનાવ્યો-અને દુશ્મનોનાં સર ખાકમાં પડયાં.

ખોદાતાલાની બંદગી સિવાય મારો બીજો ધંધો ના હોતો-સચ્ચાઇ સિવાય બીજા કોઇ પણ જાતના વિચાર મને હોતાજ ના!

હું સાત વર્ષ સુધી મારા દેશમાંથી કાંઇ પણ મેહસુલ લઈશ નહીં-પછી અગર તે મારી રૈયત હોય કે કોઈ મારી બરાબરીયો હોય.

દરેક તેહસીલદાર અને આપ એખ્તયાર હાકેમને-મેં પહલવી ભાષામાં નામુ લખ્યું છે,

**કે બા ઝીરૂદસ્તાન્ જોરૂ અઝ રસ્મે દાદ**
**નરાનન્દ વઝ બદ નગીરન્દ યાદ**
**હરાન્ કસ કે દર્વીશ બાશદ બશહરૂ**
**કે અઝ રૂઝે શાદી નબાશદશ બહરૂ**
**ફેરેસ્તીદ નઝ્દીકે મા નામ શાન્**
**બરૂ આરીમ અઝાન્ આરૂઝૂ કામ શાન્**
**દેગરૂ હરૂકે બાશન્દ મર્દે નેઝાદ**
**કે ગીરન્દ અઝ રફ્તને ચીઝ યાદ**
**હમ અઝ ગન્જે મા બીનેયાઝી દેહીદ**
**બેરદમન્દરા સરૂફરાઝી દેહીદ**
**કસીરા કે વામસ્તો દસ્તશ તેહીસ્ત**
**બહરૂ જાય બી અર્જો બી ફરૂરેહીસ્ત**
**હમ અઝ ગન્જે મા શાન્ બેતૂઝીદ વામ**
**બદીવાન્હા બરૂ નવીસીદ નામ**
**ઝે યઝ્દાન્ બેખાહીદ તા હમચુનીન્**
**દેલે મા બેદારદ બઆઇનો દીન્**
**બદીન્ અહ્દ તાન્ શાદમાની કુનીદ**
**અબરૂ કેહ્તરાન્ મેહરૂબાની કુનીદ**
**હમાન્ બન્દગાન્રા મદારીદ ખારૂ**
**કે હસ્તન્દ હમ બન્દએ કેર્દેગારૂ**
**કસી કશ બુવદ માયહો સન્ગે આન્**
**દેહદ ફૂદકાન્રા બ ફર્હન્ગેયાન્**
**બદાનેશ રવાન્રા તવાન્ગરૂ કુનીદ**
**બેરદરા હમાન્ બરૂ સરૂ અફ્સરૂ કુનીદ**
**ઝે ચીઝે કસા(ન્) દૂરૂ દારીદ દસ્ત**
**બીઆઝારૂ બાશીદો યઝ્દાન્ પરસ્ત**
**બેકૂશીદો પયમાન્હા મશકનીદ**
**પયો બીખે પયવન્દે બદ બરૂકનીદ**
**મજૂઇદ આઝારે હમસાયગાન**
**બવીજહ બુઝોર્ગાંનો પુરૂમાયગાન્**
**બયઝ્દાન્ પનાહીદો ફર્માન્ કુનીદ**
**રવાન્રા બમેહરૂશ ગેરઉગાન્ કુનીદ**
**હરાન્ કસ કે નાચીઝ બુદ ચીઝ ગશ્ત**
**વઝ અન્દાઝએ કેહ્તરી બરૂ ગુઝશ્ત**
**બુઝોર્ગેશ મખાનીદ કાન્ બરૂતરી**
**સબુકૂ બાઝ ગર્દદ સુએ કેહ્તરી**
**અબા દાદ બાશીદો યઝ્દાન્ પરસ્ત**
**બેશોસ્તહ ઝે બીદાદો કઝ્ઝી દો દસ્ત**
**ઝે દર્વીશ ચીઝી મદારીદ બાઝ**
**હરાન્ કસ કે હસ્ત અઝ શુમા બીનેયાઝ**
**બપાકી ગેરાઇદો નીકી કનીદ**
**દેલો પોશ્તે ખાહન્દગાન્ મશકનીદ**
**હરાન્ ચીઝ કાન્ દૂરૂ ગશ્ત અઝ પસન્દ**
**બદાન્ ચીઝ નઝ્દીકૂ બાશદ ગઝન્દ**
**ઝે દારન્દહ બરૂ જાને આન્ કસ દોરૂદ**
**કે અઝ મરૂદુમી બાશદશ તારો પૂદ**
**ચુ અન્દરૂ નવશ્તન્દ રખશાન્ હરીરૂ**
**સરે ખામહરા કરૂદ સુશ્કીન્ દબીરૂ**
**બઅન્વાન્શ બરૂ શાહે ગીતી નેવેશ્ત**
**દેલે દાદો દાનન્દએ ખૂબો ઝેશ્ત**

કે તમોએ મારી રૈયત સાથૂ ઈન્સાફ સિવાય બીજી રીતે વર્તવું નહીં અને બૂરાઇ કરવાનો વિચાર કરવો નહીં.

તમારાં શેહરમાં જે કોઇ હાજતમંદો હોય-કે જેણે કોઈ પણ વખતે ખુશહાલીનો હિસ્સો મેળવ્યો નહીં હોય,

તેઓનાં નામ તમો અમારી નઝદીક મોકલી આપો-કે અમો તેઓની તે મુરાદ પાર પાડયે.

બીજું જે કોઈ કે બુન્યાદી માણસો હોય-કે જેઓ પોતાની મિલકત ગુમાવી બેસવાથી તેનીજ યાદ કરતા હોય,

તેઓને આપણા ખઝાનામાંથી બક્ષેશ કરી હાજતવનાનો કરજો-અને દાનેશમંદ લોકોને બુલંદ મરતબો આપજો.

જે કોઇ કર્ઝદાર હોય અને તેનો હાથ પૈસાથી ખાલી હોય-અને જે દરેક જગ્યાએ અપમાન અને ધિક્કાર પામતો હોય,

તેવાઓનાં કર્ઝ પણ આપણા ખઝાનામાંથી ફીટાડી દેજો-અને તેઓનાં ૨૪૮ નામ દફતરમાં નોધજો.

તમો પાક યઝદાન આગળ દુઆ માગજો કે તે સાહેબ એવીજ રીતે-આપણાં દિલ આપણી રાહ રીતી અને દીન ધર્મ ઉપર કાયમ રાખે.

તમો આ ફર્માન ઉપર ખુશહાલી કરજો-અને તમારા હાથ હેઠળનાં માણસો ઉપર મેહરબાની રાખજો.

તેમજ તમારા ગોલામોને હલકા ના સમજતા-કારણકે તેઓ પણ ખોદાતાલાનાજ બંદા છે.

જે કોઇ કે દઉલતમંદ અને શક્તિવાળા હોય-તેઓ પોતાનાં બચ્ચાં-ઓને શિક્ષકો પાસ શીખવા મોકલે.

તમો અકલથી તેઓના જીવ તવંગર બનાવો-તેમજ તેઓને માથે ડહાપણનાં તાજ મૂકો.

તમો પારકી દઉલતથી તમારા હાથ દૂર રાખજો-તમો નિર્દોષ રહેજો અને યઝદાનની પરસ્તેશ કરનારા બનજો.

તમો દરેક કોશેશ કરજો અને આપેલું વચન કદી પણ તોડતા ના-બૂરાઇનાં જોડાણની જડ અને મૂળ ઉખેડી નાખજો.

તમારા પડોશીઓને તેમાં ખાસ કરી જેઓ બુઝોર્ગો અને દઉલત ધરાવનારા હોય તેઓને દુઃખ દેતા ના.

તમો ખોદાનીજ પનાહ લેજો તેનોજ હોકમ કબૂલ રાખજો-અને તેનીજ મોહબતમાં તમારા જાન અર્પણ કરજો

જે નિર્ધનતામાંથી ધનવાન થયો હોય અને હલકી હાલતમાંથી નીકળી ૨૪૯ ગયો હોય,

તો તેને તમો બુઝોર્ગ ના ગણતા કારણકે તેની મોટાઈ-જલ્દીથી પાછી હલકી પદવી તરફ ઢળી જશે.

તમો ઈન્સાફી થજો અને યઝદાન પરસ્ત રહેજો-ઝુલ્મ અને અપ્રમાણિક-પણાથી બેહુ હાથ ધોયલાજ રાખજો.

તમોમાંથી જે કોઇ કે ધનવાન હોય-તેણે ગરીબોને બક્ષેશ કરવાથી હાથ ખાંચવો નહીં જોઇયે.

તમો પવિત્રાઈ તરફ ઢળજો અને નેકીજ કરજો-મોહતાજોનાં દિલ અને પીઠ તોડી નાખતા ના.

જે ચીઝ કે આપણી પસંદગીની બાહેર ગઈ-તે ચીઝ કરવામાં નુકસાનજ હોય છે.

ખોદાતાલા તરફથી તે શખ્સના જીવ ઉપર દુઆ હોજો !-કે જેનો તાણો અને વાણો ઇન્સાનીયતપણાથી બનેલો હોય (યાને જે ખરો ઇન્સાન હોય)."

પછી જ્યારે તે રેશમી કપડાં ઉપર લખેલાં નામાને ઘડી વાળવામાં આવી-ત્યારે મુન્શીએ પોતાની કલમની નોક કસ્તુરીની સીઆહીમાં બોળી,

અને સરનામા ઉપર લખ્યું કે "દેશનો પાદશાહ ઈન્સાફી દિલનો, ભલાં બૂરાનો જાણનારો,

ખોદાવન્દે બખ્શાયેશો ફરૂરો ગુરૂ
શહનશાહે બખ્શન્દહુ બહુરામ ગૂરૂ
૨૫૦ સુએ મરૂઝબાનાનો ફર્માનબરાન્
ખેરદમન્દો દાનાઓ જન્ગી સરાન્
બહરૂસૂ નવન્દો સવારો હયૂન
હમી રફ્તૂ બા નામહો રહનમૂન્
ચુ આન્ નામહુ આમદ બહરૂ કેશવરી
બહરૂ નામદારીઓ હરૂ મેહુતરી
હમી ગોફ્તૂ હરૂ કસ કે યઝદાન્ સેપાસ
કે હસ્ત ઈન્ જહાનદારૂ યઝદાન્ શેનાસ
ઝનો મર્દો ફ્રદફ્ર બહામૂન શુદન્દ
ઝે હરૂ કેશવરૂ અઝ ખાનહુ બીરૂન શુદન્દ
હમહુ ખાન્દન્દ આફ્રીને નેહાન્
બરાન્ દાદગરૂ શહરૂયારે જેહાન્
વઝાન્ પસ બખુર્દન્ બેયારાસ્તન્દ
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તન્દ
બયકૂ નીમહુ અઝ રૂઝ ખર્દન્ ખુદી
દેગરૂ નીમહુ જૂ કારૂ કર્દન્ બુદી
હમી નવ બહરૂ બામદાદી પગાહુ
ખોરૂશી બુદી પીશે દરૂગાહે શાહુ
કે હરૂ કસ કે દારદ ખુરન્દો દેહન્દ
સેપાસી ઝે ખુર્દન્ બમા બરૂ નેહન્દ
૨૫૧ કસી કૂ નદારદ બેયાયદ બગન્જ
સેતાનદ ઝે ગન્જે હેરમ સફતહુ પન્જ
સે મન તાફ્તહુ બાદએ સાલખુરદ
બરન્ગે ગુલે નારૂ યા ઝરૂરે ઝરૂદ
જહાની બરામેશ નેહાદન્દ રૂય
પુરૂ આવાઝે મયખારહુ શુદ શહરો કૂય
ચુનાન્ શુદ કે બરૂ બન્દે ગુલ અફૂસરી
દો દીનારૂ મીખાસ્તન્દી સરી
યકી શાખે નરૂગેસ બહા યકૂ દેરમ
ખરીદી કસી જૂ નગશ્તી દેઝમ
ઝે શાદી જવાન્ શુદ દેલે મર્દે પીરૂ
બચશ્મહુ દરૂન આબ્હા ગશ્ત શીરૂ
જહાનજૂય કરૂદ અઝ જહાનદારૂ યાદ
કે યફ્સરૂ જહાન્ દીદ અઝાનગૂનહુ શાદ
બનર્સી ચુનીન્ ગોફ્તૂ યકૂ રૂઝ શાહુ
કઝ ઈદરૂ બેરવ બા નેગીનો કોલાહુ
ખોરાસાન્ તોરા દાદમ આબાદ કુન્
દેલે ઝીરૂદસ્તાને મા શાદ કુન્
નેગરૂ તા નબાશી જોઝ અઝ દાદગરૂ
મયાવીઝ ચન્ગ્ અન્દરીન્ રહુ ગુઝરૂ
૨૫૨ પેદરૂ ગરૂ બદી જોસ્ત પીચીદ અઝાન્
ચુ મર્દે બરહનહુ ઝે બાદે ખઝાન્
બેફ્રરૂમૂદ તા ખેલઅતશ સાખ્તન્દ
ગેરાનમાયહુ ગન્જી બેપર્દાખ્તન્દ
બદૂ ગોફ્તૂ યઝદાન્ પનાહે તો બાદ
સરે તખ્તે ખુરૂશીદ ગાહે તો બાદ
બેરફ્તન્ દો હફ્તહુ દેરન્ગ્ આમદશ
તન્ આસાન્ ખોરાસાન્ બચન્ગ્ આમદશ

દયાનો સાહેબ, ઇઝદી નૂરવાળો અને કૌવતવાળો-સખી ફુન્નૂદ શેહન-શાહ બેહરામ ગૂર."

પછી ઝમીનદારો, પોતાના હાથ હેઠળના અમલદારો, અકલમંદો, દાનાઓ અને લડાયક સરદારો તરફ,

સઘળે કાસેદો, ઘોડે સવારો અને ઊંટ સવારો પોતાની સાથ તે નામા લઇ ભોમિયાઓ સાથ ચાલતા થયા.

જ્યારે તે નામા દરેક મુલકમાં હરેક નામદારો અને સરદારોને પુગ્યાં,

ત્યારે દરેક જણુ બોલવા લાગ્યા કે "ખોદાના શુક્રાના!-કે આ આપણો પાદશાહ ખોદાની પિછાન કરનારો છે."

દરેક મુલકમાંથી સ્ત્રીઓ, પુરૂષો અને બચ્ચાંઓ ઘરમાંથી બાહેર નીકળી મયદાનમાં ગયાં.

સઘળાંઓ તે દેશના ઇન્સાફી પાદશાહ ઉપર ખરાં દિલ સાથ દુઆ કરવા લાગ્યાં.

ત્યાર પછી મેઝબાની કરવાની તૈયારીમાં પડયાં-મય, તમ્બુરા અને રામેશગરોને બોલાવી.

તેઓ અડધો દિવસ ખાવા પીવામાં કાઢતાં-અને બીજો અડધો દિવસ કામકાજ કરવામાં કાઢતાં હતાં.

એજ પ્રમાણે દર બામદાદે પાદશાહની દરગાહ આગળ નવા નવા ઢંઢેરા બાહેર પડતા હતા,

કે "જેઓને ત્યાં બચ્ચાં છોકરાં હોય તેઓને ખાવાનું આપે-કે જેથી તેઓના જીવ ખાઈ પીને ધરાય અને અમોને દોઆ કરે.

જે કોઈ કે ગરીબ હોય તે અમારા ખઝાના આગળ આવે-અને તે ખઝાનામાંથી પાંચ પુરા વઝનના દિરમ લઈ જાય.

તેની સાથે અનારનાં ફૂલને રંગનો યા ગમે તો પીળાં સોનાને રંગનો-ત્રણ મણ ચળકતો જૂનો શરાબ લઇ જાય."

એવી રીતે સઘળી રૈયત ખુશહાલી પાળવા લાગી-મય પીનારાઓની ખુશહાલીના પોકારોથી સઘળું શેહર અને મોહલ્લાઓ ભરાઇ ગયા.

દેશ એવો તો દઉલતમંદ થયો કે એક માથાં ઉપર પેહેરવા માટે ગુલાબનાં ફૂલના એક ઝુમખાની કીમત બે દીનાર આપવી પડતી હતી.

અથવા નર્ગેસનાં ફૂલની એક ડાંખલી એક દિરમની કીમતે-ખરીદતા હતા. છતાં તે કોઇને ખરીદવાનું ભારી લાગતું હતું નહીં.

તે ખુશહાલીથી બુઢ્ઢાઓનાં દિલ પણ જવાન બન્યાં-અને નદી નાળાં-ઓનાં ઝરામાં પાણી દૂધ જેવાં મીઠાં થયાં.

પાદશાહ બેહરામ ખોદાતાલાને યાદ કરવા લાગ્યો-કારણકે તેણે સઘળા દેશને એવી રીતે ખુશહાલી ભરેલો જોયો.

પાદશાહે એક દહાડે નર્સીને કહ્યું-કે "તું અહીંથી નેગીના અને કોલાહ પેહેરીને જા.

મેં તને ખુરાસાન બક્ષેશ આપ્યું છે તેને તું આબાદ કર-અને આપણી રૈયતનાં દિલ ખુશહાલ રાખ.

પણ સંભાળજે, ઝુલ્મ કરતો ના-અને કોઈના માલ ઉપર ઝુલ્મી હાથ લમ્બાવતો ના.

બાપે લોકો સાથ બૂરાઈ કીધી હતી તેથી જેમ એક નાગા માણુસને પાનખર રૂતુના પવનથી વેઠવું પડે છે તેમ તેને દુઃખ વેઠવું પડયું હતું."

પછી તેણે ફર્માવ્યું જેથી નર્સી માટે એક સરોપાવ તૈયાર કીધો-ગોયા એક મોટો ખઝાનોજ ખાલી કીધો.

પાદશાહે તેને કહ્યું કે "યઝદાનની તને પનાહ હોજો-ખોરશીદનાં તખ્તની ઉપર તારી બેઠક હોજો!"

તેને ત્યાં જવા માટે બે હફતા વિલમ્બ લાગ્યો-એવી રીતે તેના હાથમાં આસાનીથી ખુરાસાનની હાકમી આવી.

ચુ નર્સી બેશુદ હફ્તઈ બરૂ ગુઝશ્ત
દેલે શાહ્ અઝ અન્દીશહ્ પરૂ દુખ્તહ્ ગશ્ત
બેફરૂમૂદ તા મૂબેદે મૂબદાન્
બેરફતો બેયાવરૂદ ચન્દી રદાન્
બદૂ ગોફ્ત શુદ કારે કયસરૂ દરાઝ
રસૂલશ હમી દીરૂ યાબદ જવાઝ
ચે મર્દસ્તો અન્દરૂ ખેરદ તા કુજાસ્ત
કે દારદ રવાન્ અઝ ખેરદ પોશ્ત રાસ્ત
બદૂ ગોફ્ત મૂબેદ કે નૂશહ્ બદી
જહાનદારૂ બા ફરૂરએ ઈઝદી
યકી પીરૂ મર્દસ્ત બા રાયો શરૂમ
સખુન્ ગોફ્તનશ ખૂબો આવાએ નરૂમ
કસી કશ ફલાતૂન્ બુદસ્ત ઊસ્તાદ
ખેરદમન્દો બા દાનેશો બા નેઝાદ
યકી પુર મનેશ બૂદ કામદ બે રૂમ
કુનૂન્ ખીરહ્ ગશ્ત અન્દરીન્ મર્ઝો બૂમ
બપેઝ્મોરૂદ ચૂન્ મારૂ દરૂ માહે દય
તનશ સુસ્તો રોખસારૂ હમરંગે નય
હમહ્ કેહ્તરાનશ બકેર્દારે મીશ
કે ચૂઝે શેકારીશ આમદ બપીશ
બે મર્દીઓ ગોર્દી બમા નન્ગરદ
અઝીન્ મરૂઝ કસરા બકસ નશમરદ
બમૂબેદ ચુનીન્ ગોફ્ત બહ્રામ ગૂરૂ
કે યઝદાન્ દેહદ ફરૂરો દીહીમો ઝૂરૂ
મરા ગરૂ જહાનદારૂ પીરૂઝ કરૂદ
શબે તીરહ્ બરૂ બખ્તે મન્ રૂઝ કરૂદ
હમી કયસરે રૂમ કયસરૂ નેહાદ
બુઝોર્ગસ્તો અઝ સલ્મ દારદ નેઝાદ
ફરીદૂન્ વરા તાજ બરૂ સરૂ નેહાદ
પેદરૂ બરૂ પેદરૂ દારદ ઊ જુમ્લહ્ યાદ
કુનૂન્ મરૂદુમી કર્દો ફર્ઝાનગી
ચુ ખાકાન્ નેયામદ બદીવાનગી
વરા પીશ ખાનીમ હન્ગામે બારૂ
સખુન્ તા ચે ગૂયદ કે આયદ બકારૂ
વઝાન્ પસ બખૂબી ફેરેસ્તમશ બાઝ
બે મરૂદુમ નયમ દરૂ જહાન્ બીનેયાઝ
યકી રઝમ જૂયદ સેપાહ્ આવરદ
દેગરૂ બઝ્મો ઝરૂરીન્ કોલાહ્ આવરદ
મરા અર્જે ઈરાન્ બેબાયદ શેનાખ્ત
બુઝોરૂગ્ આન્ કે બા નામદારાન્ બેસાખ્ત
બરૂ આફરીન્ કરૂદ મૂબેદ બમેહરૂ
કે શાદાન્ બેઝી તા બેગર્દદ સેપેહરૂ
નગૂયદ બે નામત્ જોઝ અઝ બેહતરી
કે બાદત બરે મેહતરાન્ મેહતરી

જ્યારે નર્સીને ગયાને એક અઠવાડિયું પસાર થયું-અને પાદશાહ બેહરામનું દિલ વિચારથી મોકળું થયું,

ત્યારે તેણે ફર્માવ્યું જેથી વડો વઝીર-તેની આગળ ગયો અને કેટલાક સરદારોને સાથે લાવ્યો.

પાદશાહે તેને કહ્યું કે "કયસરનાં કામની ઘણી ખોટી થઈ છે-તેના એલચીને પાછો રવાના કરવાનાં કામમાં ઘણી ઢીલ થઇ છે.

તે એલચી કેવોક માણસ છે અને દાનાઇમાં તે કયાં સુધી પુગેલો છે?-કારણકે દાનાઈથીજ માણસનો આત્મા મઝબૂતી ધરાવે છે."

વઝીર બોલ્યો કે "તું ખોદાઈ ખોરેહ ધરાવનાર પાદશાહ ખુશહાલ રહેજો!

તે એક ડહાપણવાળો અને શર્માળ બુઢ્ઢો માણસ છે-તેની વાતચિત્ત કરવાની રીત સારી છે અને ધીરા સાદનો છે.

જે કોઈ અફલાતૂન (Plato) જેવા ઉસ્તાદનાં શિક્ષણ પ્રમાણે ચાલનારો હોય-તે ખચીત અકલમંદ દાનેશમંદ અને બુન્યાદીજ હોવો જોઇયે. ૨૫૩

તે એક મોટાં મનનો માણસ છે-પણ આ દેશમાં આવીને દંગ થઈ ગયો છે.

જેમ દય મહિનામાં (શિયાળામાં) સાપ સૂકાઇને અધમુઓ થાય છે-તેમ તે અધમુઓ થયો છે.

તેના નોકરો જેમ મેંઢાં-ખડિયા વાઘને જોઈ ધાસ્તી ખાઈ જાય છે તેમ ધાસ્તી ખાઈ ગયા છે.

છતાં મર્દાનગીમાં અને પેહલવાનીમાં તેઓ આપણી તરફ માનથી જોતા નથી-અને આ દેશમાં કોઇને પણ ખરા બહાદુર તરીકે ગણતા નથી."

બેહરામ ગૂરે વઝીરને એવો જવાબ દીધો-કે "ખોદાતાલાજ ખોરેહ, રાજપાટ અને કૌવત આપે છે.

જો કે ખોદાતાલાએ મને ફતેહમંદ કીધો છે-અને મારાં બખ્તની સીઆહ રાતને સફેદ રોઝમાં ફેરવી નાખી છે,

તોયે કયસરે રૂમ પણ પાદશાહી ખાન્દાનનો છે-તે બુઝોર્ગ છે અને પાદશાહ સલ્મથી અઉલાદ ધરાવે છે.

જેનાં સર ઉપર ફરીદૂને તાજ મૂકયું હતું-તે પેઢી દર પેઢી સઘળું યાદ રાખે છે.

તેણે ઈન્સાનિયતપણું અને દાનાઇ વાપરી છે-અને ખાકાનની માફક કાંઇ તે દીવાનો બન્યો નથી.

આપણે તેને દરબારની વખતે અહીં બોલાવીશું-આપણે જોઇયે તો ખરા કે તે કેવાક ઉપયોગી સખુનો બોલે છે? ૨૫૪

ત્યાર પછી તેને હું ભલી ભલાઈથી પાછો તેનાં વતને મોકલીશ-દુન્યામાં મને માણસોની ગર્ઝ હોય છે.

જો કયસર લડાઈ શોધશે તો લશ્કર મોકલશે-જો સલાહ કરવા માગતો હશે તો મજલેસ બનાવીને મારે માટે સોનેરી તાજ લાવશે.

મને તો ઇરાનીઓની કદર બુઝવી છે-મોટો માણસ તે કહેવાય કે મોટા નામદારો સાથ સલાહ સંપજથી ચાલે."

વઝીરે તેની ઉપર મોહબતથી દુઆ કીધી-કે "જ્યાં સૂધી આ આસ્માન ફરતો રહે ત્યાં સૂધી તું ખુશહાલ જીવજે.

કોઇ પણ શખ્સ તારાં નામની યાદ ભલાઈથીજ કરશે-કે તને સઘળા પાદશાહો ઉપર મોટાઇ હોજો!"

## ખાનૃદને બહૃરામૃ ફૅરેસ્તાદએ કયસરૃરા પીશે ખુદ્ વ સુવાલ્ કર્દન્ વ જવાબે ઊ બા મૂબેદાન્.

દેગરૂ રૂઝ ચૂન તાજ બેન્મૂદ મેહરૂ
ઝબાનહુ બરૂ આમદ ઝે ખમ્મે સેપેહરૂ
નેશસ્ત અઝ્ બરે તખ્ત શાહે જેહાન્
ફેરેસ્તાદહરા ખાન્દ પીશે મેહાન્
બેયામદ જહાન્ દીદહ દાનાએ પીરૂ
સખુન્ ગૂયો બા દાનેશો યાદગીરૂ
બકશ કર્દહ દસ્તો સરૂ અફૂગન્દહ પસ્ત
બરે તખ્તે શાહી બઝાનૂ નેશસ્ત
૨૫૫ બપુર્સીદ બહરામો બેન્વાખ્તશ
બરે તખ્તે પીરૂઝહ બેન્શાખ્તશ
બદુ ગોફૂત ફીદરૂ બેમાન્દી તો દીરૂ
બદીદારે ઈન્ મરૂઝ ના ગશ્તહ સીરૂ
મરા રઝ્મે ખાકાન્ ઝે તૂ બાઝ દાશ્ત
બગીતી મરા હમચુ અમ્બાઝ દાશ્ત
કુનૂન્ કારે મા જુમ્લગી તાઝહ ગશ્ત
તોરા બૂદન્ ઈદરૂ બીઅન્દાઝહ ગશ્ત
સખુન્ હરૂચે ગૂઈ તો પાસોખ દેહીમ
ઝે ગોફૂતારે તૂ રાએ ફરૂરોખ નેહીમ
ફેરેસ્તાદએ પીરૂ કરૂદ આફરીન્
કે બી તૂ મબાદા ઝમાનો ઝમીન્
હરાન્ પાદશાહી કે દારદ ખરદ
ઝે ગોફૂતે ખેરદમન્દ રામેશ બરદ
બયઝદાન્ ખેરદમન્દ નઝદીકૂ તરૂ
બદ અન્દીશરા રૂઝ તારીકૂ તરૂ
તો બરૂ મેહતરાને જહાન્ મેહતરી
કે હમ શાહો હમ મેહતરો બેહતરી
ઝબાનત તરાઝૂસ્ત ગોફૂતન્ ગોહરૂ
ગોહરૂ સખ્તહ હરૂગેઝ કે બીનદ બઝરૂ
૨૫૬ તોરા દાનેશો હૂશો રાયસ્તો ફરૂ
બરૂ આઇને શાહાને પીરૂઝગરૂ
તોરા ખુદ ખેરદ હસ્તો પાકીઝહ રાય
અબરૂ હૂશમન્દાન્ તોઈ કદખોદાય
અગરૂચેહ ફેરેસ્તાદએ કયસરમ
હમાન્ ચાકરે શાહરા ચાકરમ
દોફૂદી રસાનમ ઝે કયસરૂ બશાહ
કે જાવીદ બાદ ઈન્ સરો તાજો ગાહ
વદીગરૂ કે ફરૂમૂદ તા હફૂત ચીઝ
બપુર્સમ ઝે દાનન્દગાને તો નીઝ
બદુ ગોફૂત શાહ આન્ સુખુનહા બગૂય
સુખુનગૂયરા બીશતરૂ આબરૂય
બફરૂમૂદ તા મૂબેદે મૂબદાન્
બશુદ પીશ બા નામવરૂ બેખ્રદાન્

## બેહરામે કયસરના એલચીને પોતાની નઝદીક બોલાવવો અને વઝીરો સાથે તેણે સવાલ જવાબ કરવા.

બીજે દિવસે જ્યારે ખોરશીદે પોતાનું તાજ બતાવ્યું-અને મેહરાબદાર આસ્માનમાંથી કિરણ બાહેર આવ્યાં,

ત્યારે દેશનો પાદશાહ બેહરામ તખ્ત ઉપર બેઠો-અને પેલા એલચીને પોતાના સરદારોની આગળ બોલાવ્યો.

જેથી તે સુભાષિત બોલનાર, ડહાપણ ભરેલો, યાદદાસ્ત શક્તિવાળો અને અનુભવી બુઢ્ઢો દાના આવ્યો.

તે અદબ વાળીને અને સર નમાવીને-ઘુંટણ મરિયે પાદશાહનાં તખ્ત આગળ બેઠો.

બેહરામે તેને આવકાર દીધો અને માનથી નવાઝયો-તેમજ પીરોઝાનાં તખ્ત ઉપર તેને બેસાડયો.

અને તેને કહ્યું કે "તું અહીં ઘણો વખત થોભ્યો છે-હું ધારૂં છું કે તું આ મુલક જોવાથી કંટાળ્યો નહીં હશે.

ખાકાન સાથની લડાઇને લીધે મારાથી તારી તરફ ધ્યાન અપાયું નહીં-ખાકાન મને એક રમતિયાળ છોકરા જેવો ગણતો હતો.

હવે અમારૂં સઘળું કામ પુરૂં થયું છે-અને તને અહીં હદથી ઝેયાદા થોભવું પડયું છે.

હવે તું જે કાંઈ વાત કહેશે તેનો અમો જવાબ આપીશું-અને તારી વાતોનો કાંઈ મુબારક વિચાર ચલાવીશું."

બુઢ્ઢા એલચીએ પાદશાહ ઉપર દુઆ કીધી-કે "તારા વગર આ ઝમાનો અને ઝમીન રહેતીજ ના!

જે પાદશાહ કે ડહાપણ ધરાવે છે-તે દાના શખ્સની વાતોથી ખુશહાલી મેળવે છે.

અકલમંદ માણસ પાક યઝદાનની વધારે નઝદીક હોય છે-તેમજ બદ વિચારના શખ્સના દિવસો વધારે સીઆહ થતા જાય છે.

તું જેહાનના પાદશાહો ઉપર સરદાર છે-કારણકે તું પોતે પાદશાહ છે તેમજ સરદાર પણ છે અને તે પણ વળી ભલો સરદાર છે.

તારી ઝબાન તરાઝૂ મિસાલ છે તારા સખુન ગોહર જેવા છે-જવાહિર સોના સાથે તોલાયું હોય એમ કોઈ જાણતું નથી.

ફતેહમંદ પાદશાહોની રાહ રીતી પ્રમાણે-તને દાનાઇ, હુશ્યારી, ડહાપણ અને દબદબો છે.

તને પોતાનેજ પુરતી અકલ છે અને તારા વિચાર પણ પાકીઝેહ છે-દાનેશમંદ લોકો ઉપર તું સાહેબી કરનારો છે.

જો કે હું કયસરનો એલચી છું-તો પણ તું પાદશાહના નોકરનો હું નોકર છું.

કયસર તરફથી તું પાદશાહ ઉપર દુઆ પહોંચાડું છું-કે 'આ પાદશાહી સર, તાજ અને તખ્ત હમેશે કાયમ રહેજો!'

વળી તેણે બીજું મને એવું ફર્માવ્યું છે કે તારા દાનાઓને મારે સાત ચીઝ માટેના સવાલો પૂછવા."

પાદશાહે તેને કહ્યું કે "તે સવાલો પૂછ-સુભાષિત બોલનારને વધુ આબરૂ ઘટે છે."

પછી પાદશાહે ફર્માવ્યું જેથી વડો વઝીર બીજા નામીચા દાનાઓની સાથ તેની આગળ આવ્યો.

લબે શાહ્ અઝ્ આવાઝે પુરૂસન્દહ્ મરૂદ
ઝમાની હમી બૂદ બા બાદે સરૂદ
કે તા ચીસ્ત ઈન્ દરૂ નેહાન્ હફ્ત ચીઝ
કે રૂમી બેપુર્સીદ ખાહદ બનીઝ
બેશુદ મૂબેદો હરૂકે દાના બુદન્દ
બહરૂ દાનેશી બરૂ તવાના બુદન્દ
સખુન્ ગૂય બુકુશાદ બન્દ અઝ્ નેહોફ્ત
સુખુનહાય કયસરૂ બમૂબેદ બેગોફ્ત
બમુબેદ ચુનીન્ ગોફ્ત કય રહૂનમૂન્
ચે ચીઝ્ આન્ કે ખાની હમશ અન્દરૂન્
દેગરૂ આન્ કે બીરૂનશ ખાની હમી
જોઝ્ ઈન્ નીઝ્ નામશ નદાની હમી
ઝબરૂ ચીસ્ત અય મેહ્તરો ઝીરૂ ચીસ્ત
હમાન્ બી કરાનહ્ ચેઓ ખારૂ કીસ્ત
ચે ચીઝ્ આન્ કે નામશ ફેરાવાન્ બુવદ
મરૂરા બહરૂ જાય ફરૂમાન્ બુવદ
ચુનીન્ ગોફ્ત મૂબેદ બફ્ર્ઝાનહ્ મરૂદ
કે મશતાબ્ વઝ્ રાહે દાનેશ મગરૂદ
પસ્ આન્ગહ્ ચુનીન્ ગોફ્ત કય હૂશયારૂ
જવાબે સખુન્ સરૂબસરૂ ગૂશ દારૂ
મરીન્રા કે ગોફ્તી તો પાસોખ્ યકીસ્ત
સખુન્ દરૂ બેરૂનો દરૂન્ અન્દકીસ્ત
બેરૂન્ આસ્માન્ અન્દરૂનશ હવાસ્ત
કે આન્ ફરૂરે યઝ્દાને ફર્માન્ રવાસ્ત
હમાન્ બીકરાન્ અઝ્ જહાન્ ઇઝદસ્ત
કઝ્ ઊ તાબ્ ગીરી બદાનેશ બદસ્ત
ઝબરૂ ચૂન બેહેશતસ્તો દૂઝખ્ બઝીરૂ
બદ આન્ કસ કે બાશદ બયઝ્દાન્ દેલીરૂ
દેગરૂ આન્ કે બેસ્યારૂ નામશ બુવદ
રવન્દહ્ બહરૂ જાય કામશ બુવદ
ખેરદ દારદ અય પીરૂ બેસ્યારૂ નામ
રસાનદ ખેરદ પાદ્શારા બકામ
યકી મેહૂરૂ ખાનદ્શો દીગરૂ વફા
ખેરદ દૂરૂ શુદ દરૂદ માન્દો જફા
ઝબાન્ આવરી રાસ્તી ખાનદશ
બલન્દ અખ્તરી ઝીરકી દાનદશ
ગહી બોરૂદબારો ગહી રાઝ્દારૂ
કે બાશદ સખુન્ નઝ્દે ઊ ઉસ્તુવારૂ
પરાગન્દહ્ ઈનસ્ત નામે ખરદ
અઝ્ અન્દાઝહા નામે ઊ બુગ્ઝરદ
તો ચીઝી મદાન્ કઝ્ ખેરદ બરૂતરસ્ત
ખેરદ બરૂ હમહ્ નીકુઇહા સરસ્ત
ખેરદ દાનદ આગન્દહ્ રાઝે જેહાન્
કે ચશ્મે સરે મા ન બીનદ નેહાન્
દેગરૂ આન્ કે નઝ્દે ખેરદમન્દ ખારૂ
બહરૂ દાનેશ અઝ્ કર્દએ કેર્દેગારૂ
સેતારહ્સ્ત રખ્શાન્ ઝે ચર્ખે બલન્દ
કે બીના શુમારશ નદાનદ કે ચન્દ
બલન્દ આસ્માન્રા કે ફરૂસન્ગ્ નીસ્ત
કસીરા બદૂ રાહે આહન્ગ્ નીસ્ત

પાદશાહના હોઠ તે સવાલ પૂછનારના આવાઝ સાંભળી જેમ થંડી હવાથી સૂકાય તેમ સૂકાઈ ગયા હતા.

કે "આ સાત ચીઝો એવી તે શું છૂપી છે-કે જે આ રૂમી પૂછવા માંગે છે?"

વઝીર તેમજ બીજા દાનાઓ કે જેઓ દરેક દાનાઈમાં ખબરદાર હતા, તેઓ ત્યાં હાઝેર થયા.

પેલા સુભાષિત બોલનારે ભેદી સવાલો ખુલ્લા કીધા-અને કયસરના સખુનો વઝીરને કહ્યા. ૨૫૭

તેણે વઝીરને એ પ્રમાણે કહ્યું કે "ઓ રાહ દેખાડનારા શખ્સ!-તે ચીઝનું નામ શું છે કે જે હમેશે અંદર સમાયલી રહે છે?

તેમજ વળી તે ચીઝનું નામ શું છે કે જે હમેશે બાહેર રહે છે-અને વળી તેનાં એક નામ સિવાય તેનું બીજું નામ તું જાણતો ન હોય?

ઉપર શું આવેલું છે, તે ઓ વડા વઝીર! તું મને કહે તથા વળી નીચે શું આવેલું છે તે પણ કહે-હદ વગરનું શું હોય છે અને નિર્થક શું હોય છે?

તે કહી ચીઝ છે કે જેનાં નામો ઘણાં છે-અને તે દરેક જગ્યાએ પોતાનો હોકમ ચલાવે છે?"

ત્યારે વઝીરે તે દાના શખ્સને જવાબ દીધો-કે "જરા સબર પકડ અને દાનાઇની રાહથી વેગળો ના જા."

પછી તુરત એ પ્રમાણે બોલ્યો કે "ઓ કાબેલ મર્દ!-તારા સઘળા સવાલોનો જવાબ સાંભળ.

તેં જે કાંઇ પૂછ્યું તેનો જવાબ એકજ છે-ઝાહેર અને છૂપી વાત એમાં ટુંકી છે.

જે ચીઝ બાહેર છે તે આસ્માન છે. જે અંદર છે તે હવા છે-અને તે ખોદા જે જગતનો પાદશાહ છે તેની કર્ત્તાની નિશાની દેખાડે છે.

જે કોઇ અનંત છે તે ખોદા છે-જેનાથી ઉલટા ચાલવાનું કામ આપણી અકલ છતાં ઘણું ખોટું હોય છે.

ઉપર બેહેશ્ત છે અને નીચે દોઝખ છે-માટે જે ખોદા આગળ બહાદુરી દેખાડવા જાય તે બૂરો માણસ કહેવાય. ૨૫૮

બીજું તે કે જે ચીઝનાં નામ ઘણાં છે-અને સઘળી જગ્યાએ તેનો હોકમ ચાલે છે,

તે ઘણાં નામ ધરાવનારી તો ઓ પીર મર્દ! અકલ છે-અકલજ પાદશાહને પોતાની મુરાદે પહોંચાડે છે.

એક તેને દયાને નામે ઓળખે છે ત્યારે બીજો તેને વફાદારીથી પિછાને છે-પણ જો કોઇ શખ્સમાંથી અકલ દૂર થઈ તો તેને માટે દુઃખ અને જફા રહે છે.

એક સુભાષિત વક્તા તેને રાસ્તી કહે છે-જ્યારે એક ભાગ્યશાળી મર્દ તેને હુશ્યારી તરીકે સમજે છે.

તે સહનશીલતાનો ગુણ ધરાવે છે તેમજ છૂપી વાતોને મનમાં રાખવાની ખાસીયત ધરાવે છે-કારણકે તેની પાસે સખુન સચવાઈ રહે છે.

એ પ્રમાણે અકલના ઘણાંક નામો વીખરાઇ પડેલાં છે-કે જે ગણત્રીમાં નથી આવી શકતાં.

તું એવી કોઇ પણ ચીઝને જાણતો ના કે જે અકલ કરતાં વધારે ચઢિયાતી હોય-સઘળી સારી અને ભલી ચીઝો ઉપર અકલજ સરદાર છે.

કારણકે આપણાં માથાંમાંની આંખો જે છૂપો ભેદ જોઈ શકતી નથી-તે દુન્યાનો છૂપો ભેદ આ અકલ સમજી શકે છે.

વળી બીજું એ કે કુદરતનાં કામોનાં ડહાપણની બાબતમાં અકલમંદ માણસની નઝર નિર્થક ગણાય છે,

બુલંદ આસ્માન ઉપરના ચળકતા સેતારા ગણવાનું કામ-કારણકે તેની આંખો તે ગણી શકશે નહીં, કે કેટલા છે? ૨૫૯

વળી બુલંદ આસ્માન ફર્સંગથી પમાય નહીં-અને કોઇ ત્યાં રસ્તો લઇ ત્યાં જવાનો ઇરાદો પણ કરી શકે નહીં.

હમી ખારૂ ગીરી શુમારે વરા
હમાન્ ગર્દેશે રૂઝગારે વરા
કસી કુ ન બીનદ્ બપર્તાએ તીરૂ
બેમાનદ્ શેગેફત અન્દરૂ તીઝ્ વીરૂ
સેતારહ હમી બેશ્મરી ઝાસ્માન્
અઝીન્ ખારૂ તરૂ ચીસ્ત અય શાદમાન્
મન્ ઈન્ દાનમ્ અરૂ હસ્ત પાસોખ ઝોઝીન્
ફરાખસ્ત રાઝે જહાન્ આફરીન્
સખુન્ દાને કયસરૂ ચુ પાસોખ શનીદ્
ઝમીન્ બૂસ કરૂદ્ આફરીન્ ગુસ્તરીદ્
બબહુરામ ગોફ્ત અય જહાન્દારૂ શાહ
ઝે યઝ્દાન્ બરીન્ બરૂ ફેઝૂની મખાહ
કે ગીતી સરાસરૂ બફર્માને તોરસ્ત
સરે સરૂકશાન્ ઝીરે પયમાને તોસ્ત
પસન્દે બુઝોર્ગાને ફરૂરોખ નેઝાદ્
નદારદ્ જહાન્ ચૂન્ તો શાહી બયાદ્

૨૬૦ હમાન્ નીઝ દસ્તૂરત અઝ મૂબદાન્
બદાનેશ ફેઝૂનસ્ત અઝ બેખ્રદાન્
હમહ ફીલસૂફાન્ વરા બન્દહ અન્દ્
બદાનાઇએ ઊ સરૂ અફગન્દહ અન્દ્
ચુ બહુરામ બેશ્નીદ્ શાદી નમૂદ્
બદેલશ અન્દરૂન્ રઉશનાઈ ફેઝૂદ્
બેફરૂમૂદ તા ખેલ્અત આરાસ્તન્દ્
ઝે ગન્જ આન્ ચે પુરૂમાયહ તરૂ ખાસ્તન્દ્
ફેરેસ્તાદહરા ચીઝ બેસ્યારૂ દાદ્
દેરમ્ દાદશો નીઝ દીનારૂ દાદ્
બમૂબેદ્ દેરમ્ દાદ્ દહ બદ્રહ નીઝ
હમાન્ જામહો અસ્પો બેસ્યારૂ ચીઝ
ફેરેસ્તાદએ કયસરે નામદારૂ
સુએ ખાનહ રફ્ત અઝ દરે શહરૂયારૂ
ચુ ખુરશીદ્ બરૂ ચરૂખ બેન્મૂદ્ દસ્ત
શહન્શાહ બરૂ તખ્તે ઝરૂરીન્ નેશસ્ત
ફેરેસ્તાદએ કયસરૂ આમદ્ બદરૂ
બેરદ્ યાકૂતહ મૂબેદે પુરૂ હોનરૂ
બપીશે શહન્શાહ રફ્તન્દ્ શાદ્
સુખુનહા ઝે હરૂ ગૂનહ કર્દન્દ્ યાદ્

૨૬૧ ફેરેસ્તાદહરા મૂબેદે શાહ ગોફ્ત
કે અય મર્દે હુશ્યારૂ બી યારો જોફ્ત
ઝે ગીતી ઝેયાન્ કારૂ તરૂ કારૂ ચીસ્ત
કે બરૂ કર્દએ આન્ બેબાયદ્ ગેરીસ્ત
ચે દાની તો અન્દરૂ જહાન્ સૂદમન્દ્
કે અઝ કર્દનશ મરૂદ્ ગર્દદ્ બલન્દ્
ફેરેસ્તાદહ ગોફ્ત આન્ કે દાના બુવદ્
હમીશહ બુઝોર્ગો તવાના બુવદ્
તને મર્દે નાદાન્ ઝે ગેલ ખારૂ તરૂ
બહરૂ નીકુઈ ના સઝાવારૂ તરૂ
ઝે નાદાનો દાના ઝદી દાસ્તાન્
શનીદી મગરૂ પાસોખે રાસ્તાન્
બદ્દ ગોફ્ત મૂબેદ્ કે નીકૂ નેગરૂ
બરૂ અન્દીશો માહી બખુશ્કી મબરૂ

તેની ગણત્રી તેમજ તેના ચકરાવાની વાત નિર્થકજ તારે જાણવી.

જ્યારે માણુસ તીરની ઝડપ કેટલી તે નહીં સમજી શકે-અને તિક્ષ્ન બુદ્ધિ અચંબો પામે,

ત્યારે ઓ સુખી માણુસ! આસ્માનના સેતારા ગણવાનાં કામ કરતાં બીજું શું નિર્થક હોય?

હું તો આ સઘળા જવાબ સમજું છું. પછી જો એના બીજા કોઇ જવાબ હોય-તો ખોદાતાલાના ભેદો ઘણાજ છે."

જ્યારે કયસરના પેલા સુભાષિત એલચીએ એવો જવાબ સાંભળ્યો-ત્યારે તેણે ઝમીન ચૂમી અને આફ્રીન કીધી.

પછી બેહરામને કહ્યું કે "ઓ દેશની સંભાળ રાખનાર પાદશાહ!-પાક યઝદાન પાસેથી તું એના કરતાં કાંઇ પણ વધારે માગતો ના.

કારણકે તમામ જેહાન તારાજ હુકમમાં છે-બહાદુર લોકોનાં સર તારા તાબામાં છે.

મુબારક બુન્યાદના બુઝોર્ગ લોકોને તું પસંદ પડેલો છે-દુન્યા તારા જેવા બીજા એક પણ પાદશાહ માટે યાદ રાખતી નથી.

તેમજ તારો વઝીર પણ બીજા વઝીરો અને દાનેશમંદો કરતાં દાનાઈમાં વધું છે.

સઘળા ફીલ્સૂફો તેના બંદા છે-અને તેની દાનાઇ આગળ સર નમાવેલાં રાખે છે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે ખુશહાલી બતાવી-તેનાં દિલની અંદર ઝમક વધી.

તેણે ફર્માવ્યું જેથી તેને માટે સરપાવ તૈયાર કીધો-અને ખઝાનામાં જે કાંઈ ઘણું કીમતી હતું તે મંગાવ્યું.

અને તે સઘળી ચીઝો પેલા એલચીને આપી-વળી તેને દીનાર અને દિરમ પણ પુષ્કળ આપ્યા.

વળી પોતાના વઝીરને પણ દશ કોથળી દિરમની આપી-તેમજ પોશાક, ઘોડા અને બીજી ઘણીક ચીઝો બક્ષેશ કીધી.

પછી નામદાર કયસરનો એલચી-પાદશાહની દરબારમાંથી પોતાના ઉતારાનાં મકાન તરફ-ગયો.

જ્યારે ખોરશીદે આસ્માન ઉપર પોતાનો પંજો દેખાડયો (યાને સવાર પડી)-અને શેહનશાહ બેહરામ સોનેરી તખ્ત ઉપર બેઠો,

ત્યારે કયસરનો એલચી દરબારમાં આવ્યો-પેલો કીર્ત્તિ ભરેલો વિદ્વાન વઝીર પણ આવ્યો.

બન્ને જણ ખુશહાલ શેહનશાહની નઝદીક ગયા-અને જુદી જુદી વાતો ચલાવી.

પાદશાહના વઝીરે પેલા એલચીને કહ્યું-કે "ઓ હરીફ વગરના વિદ્વાન શખ્સ!

દુન્યામાં ઘણુંજ નુકસાનકારક કામ કયું છે?-કે જે કામ કીધા ઉપર આપણને રડવું પડે છે?

વળી તું આ દુન્યામાં એવું ફાયદાવાળું કયું કામ જાણે છે-કે જે કરવાથી માણસ બુલંદ દરજ્જે પહોંચે?"

પેલા એલચીએ જવાબ દીધો કે "જે કોઈ કે દાના શખ્સ છે-તે હમેશે બુઝોર્ગ અને દરેક બાબતમાં શક્તિમાન હોય છે.

નાદાન મર્દનું શરીર મટોડી કરતાં પણ વધારે તુચ્છ ગણાય છે-અને તે દરેક ભલાં કામોમાં તો બિલ્કુલ નાલાયક છે.

તેં દાના અને નાદાન વિષે વાત કીધી છે-અને તેનો ખરો જવાબ તને મળ્યો."

વઝીરે તેને કહ્યું કે "તું ખૂબ ધ્યાન પુગાડ-વિચાર કર અને પાણીમાંની માછલીને રેતી ઉપર ના લઇ જા (યાને વગર વિચારે ના બોલ)."

ફેરેસ્તાદહ્ ગોફ્તુ અય પસન્દીદહ્ મરૂદ
સુખુનહાએ દાના તવાન્ યાદ કરૂદ
તો ઝીન્ ગર્ દેગર્ ગૂનહ્ દાની બેગૂય
કે અઝ્ દાનેશ અફ્ઝૂન્ શવદ આબ્રૂય
બદૂ ગોફ્તુ મૂબેદ કે અન્દીશહ્ કુન્
કઝ્ અન્દીશહ્ બા મગ્ઝ ગર્દદ સખુન્
ઝે ગીતી હરાન્ કૂ બીઆઝાર્ તર્
ચુનાન્ દાન્ કે મર્ગશ ઝેયાન્ કાર્ તર્
બમર્ગે બદાન્ શાદ બાશી રવાસ્ત
અગર્ચેહ્ તને મા હમહ્ મર્ગરાસ્ત
અઝીન્ સૂદમન્દી બુવદ ઝાન્ ઝેયાન્
ખેરદરા મેયાનજી કુન્ અન્દર્ મેયાન્
ચુ બેશનીદ રૂમી પસન્દ આમદશ
સુખુનહાએ ઊ સૂદમન્દ આમદશ
બેખન્દીદો બર્ શાહ્ કરૂદ આફ્રીન્
બદૂ ગોફ્ત ફર્ખોન્દહ્ ઈરાન્ ઝમીન્
કે ચૂન્ તૂ શહનશાહ્ બા દીદગાન્
ન બીનન્દો મૂબેદ બરત હમચુનાન્

બદાનેશ જહાન્રા બલન્દ અફ્સરી
બમૂબેદ ઝે હર્ મેહુતરી બેહ્તરી
અગર્ બાઝ્ ગીરી ઝે કયસર્ સઝાસ્ત
કે દસ્તૂરે તૂ બર્ ખેરદ પાદશાસ્ત
ઝે ગોફ્તારે ઊ શાદ શુદ શહર્યાર્
દેલશ તાઝહ્ શુદ ચૂન્ ગુલ્ અન્દર્ બહાર્

એલચી બોલ્યો કે "ઓ પસંદગી પામેલા શખ્સ!-દાના માણસની વાતો યાદ કરવા જોગ હોય છે.

માટે જો તું એ કરતાં કોઇ બીજી રીતનો જવાબ જાણતો હોય તે કહે-કારણકે અકલથીજ આબરૂનો વધારો થાય છે."

વઝીરે તેને કહ્યું કે "તું વિચાર કર-કારણકે વિચારથીજ સખુનને પુશ્તી મળે છે.

દુન્યામાં જે કોઇ સઉથી વધારે નિર્દોષ હોય-તેનાં મોતથી ખચીત જાણજે કે આપણને નુકસાન થાય છે. ૨૬૨

બૂરાઓનાં મોતથી તું ખુશહાલ થાય તો તે વાજબી છે-જો કે આપણુ સઘળાંનાં શરીર તો મોતને માટેજ છે.

એથી (બૂરાઓનાં મોતથી) ફાયદો છે અને તેથી (નિર્દોષોનાં મોતથી) નુકસાન છે-આ આપણા જવાબની વચ્ચે તારાં ડહાપણને લવાદ તરીકે બનાવ."

જ્યારે પેલા રૂમીએ એવું સાંભળ્યું ત્યારે તેને તે પસંદ પડયું-અને તેના સખુનો તેને ફાયદા ભરેલા લાગ્યા.

તે હસ્યો અને પાદશાહ ઉપર દુઆ કરી-બોલ્યો કે "ઇરાન દેશ કેવો ભાગ્યશાળી છે?

કે પારકા દેશના લોકો પોતાની છતી આંખે તું જેવા શેહન્શાહને જોઈ શકતા નથી-અને વળી આવો દાનેશમંદ વઝીર તારી પાસે ઉભો છે એમ પણ જાણતા નથી.

દુન્યામાં દાનેશમંદીનું ઉમદા તાજ તેં પેહેરેલું છે-અને આવા કાબેલ વઝીરથી તું દરેક પાદશાહ કરતાં ચઢિયાતો છે.

અગરજો તું કયસર પાસેથી ચોથાઈ માગે તો તે વાજબી છે-કારણકે તારો વઝીર અકલ ઉપર પાદશાહ છે."

તેની વાતથી પાદશાહ ખુશહાલ થયો-અને તેનું દિલ બહારની મોસમનાં ફૂલની માફક ખીલ્યું.

## પદ્રૂદ્ કર્દને બહ્રામ્ ફેરેસ્તાદએ કયસર્રા વ અન્દર્ઝ્ કર્દન્ બ્મસર્દારાને ખુદ્.

---:o:---

બેરૂન્ શુદ ફેરેસ્તાદહ્ અઝ્ પીશે શાહ્
શબ્ આમદ બર્ આમદ દેરેફ્શે સેયાહ્
ઝે ગોફ્તાર્ શુદ દાનેશ્મન્દ સીર્
બસુશ્કૂય શુદ શહર્યારે દેલીર્
શેકીબા નબુદ ગુમ્બદે તીઝ્ ગરૂદ
સરે ખોફ્તહ્ અઝ્ ખાબ્ બીદાર્ કરૂદ
દેરેફ્શી બેઝદ ચશ્મએ આફ્તાબ્
સરે શાહે ગીતી સબુક્ શુદ ઝે ખાબ્
દરે બાર્ બુકુશાદ સાલારે બાર્
નેશસ્ત અઝ્ બરે તખ્તે ઝર્ શહર્યાર્
બફર્મૂદ તા ખેલઅત આરાસ્તન્દ
ફેરેસ્તાદહ્રા પીશે ઊ ખાસ્તન્દ
ઝે શમ્શીરે હેન્દી બઝરીન્ નેયામ
ઝે બાલાએ નામી બઝરીન્ સેતામ
ઝે દીનારો ગોહર્ ઝે મુશ્કો અબીર્
ફ્ઝૂન્ તર્ ઝે અન્દીશએ મર્દે પીર્

## બેહરામે કયસરના એલચીને રવાના કરવો અને પોતાના સરદારોને શીખામણ દેવી.

---:o:---

સીઆહ ઝુંડો બાહેર આવ્યો અને રાત પડી-જેથી પેલો એલચી પાદશાહની આગળથી બાહેર ગયો.

દાના એલચી વઝીરની વાતચિત્તથી ધરાઈ ગયો હતો-અને તેથી બહાદુર પાદશાહ પોતાનાં ઝનાનખાનામાં ગયો. ૨૬૪

પણ શિતાબ ચાલનારાં આસ્માનને કશો વીસામો હતોજ નહીં-જેથી તેણે સૂતેલાં લોકોનાં સર ઊંઘમાંથી જાગૃત કીધાં.

આફતાબના ચશ્માએ પોતાનો ઝુંડો ઉઠાવ્યો-જેથી દેશના પાદશાહનું સર ખાબથી તુરત બીદાર થયું.

દરબારના વડાએ દરબારનો દરવાઝો ખુલ્લો મૂકયો-અને પાદશાહ સોનેરી તખ્ત ઉપર બિરાજયો.

તેણે હોકમ કીધો જેથી એક સરપાવ તૈયાર કીધો-અને પેલા એલચીને પોતાની નઝદીક બોલાવ્યો.

સોનેરી મેયાન સાથની હિંદી તલવાર-સોનેરી લગામ સાથના નામીચા ઘોડા,

દીનાર, ગોહર, કસ્તુરી અને અબીર-કે જે પેલા પીર મર્દના ધારવા કરતાં પણ વધુ હતું,

ફેરેસ્તાદહુરા દાદ બીદારૂ શાહુ
બેપર્દુખ્ત અઝાન્ પસ બકારે સેપાહુ
બેફરૂમૂદ પસ મૂબેદે રાયઝન્
બેશુદ બા યકી નામદારૂ અન્જુમન્
બેબખ્શીદ રૂએ ઝમીન્ સરૂબસરૂ
બદાન્ પહ્લવાનાને પર્ખાશખરૂ
૨૬૪ દેરમ્ દાદો અસ્પો નેગીનો કોલાહુ
ગેરાન્માયહુરા કેશ્વરો તાજો ગાહુ
પુરૂ અઝ્ રાસ્તી કરૂદ યકસરૂ જેહાન્
વઝૂ શાદ માન્દહુ કેહાનો મેહાન્
હરાન્ કસ કે બીદાદ બુદ દૂરૂ કરૂદ
બનાદાદને ચીઝો ગોફૂતારે સરૂદ
વઝાન્ પસ ચુનીન્ ગોફૂત બા મૂબદાન્
કે અય પુરૂ હોનરૂ પાકૂ દેલ બેખ્રદાન્
જહાન્રા ઝે હરૂગૂનહુ દારીમ યાદ
ઝે કેર્દારે શાહાને બીદાદો દાદ
બસી દસ્તે શાહાને બીદાદો આઝ
તેહી માન્દ હમ તન્ ઝે આરામો નાઝ
જહાન્ અઝ્ બદઅન્દીશ દરૂ બીમ બૂદ
દેલે નીકૂમર્દાન્ બદૂ નીમ બૂદ
હમહુ દસ્ત બોર્દહુ બકારે બદી
કસીરા નબુદ ફૂશેશે ઈઝદી
બહરૂ જાય ગુસ્તર્દહુ બુદ કારે દીવ
બુરીદહુ દેલ અઝ્ તર્સે ગયહાન્ ખેદીવ
સરે નીકુઈહાઓ દસ્તે બદી
દરે દાનેશો ફૂશેશે બેખ્રદી
૨૬૫ હમહુ પાકૂ દરૂ ગર્દને પાદશાસ્ત
કઝૂ વીઝહુ પયદા શવદ કબ્ઝો રાસ્ત
પેદરૂ ફૂ બબીદાદ યાઝીદ દસ્ત
નબુદ પાકો દાનાઓ યઝ્દાન્ પરસ્ત
મદારીદ કેર્દારે ઊ બસ શેગેફૂત
કે રઊશન્ દેલશ ઝન્ગે આહન્ ગેરેફૂત
બેબીનીદ તા જમ્મો કાઊસ શાહુ
ચે દીદન્દ કઝ્ દીવ્ જોસ્તન્દ રાહુ
પેદરૂ હમચુનાન્ રાહે ઈશાન્ બેજોસ્ત
બઆબે ખેરદ જાને તીરહુ નશોસ્ત
હમહુ ઝીરૂદસ્તાન્શ પીચાન્ શુદન્દ
ફેરાવાન્ ઝે તુન્દીશ બીજાન્ શુદન્દ
કુનૂન્ રફૂતો ઝૂ નામે બદ માન્દો બસ
હમી આફરીના નેયાબદ ઝે કસ
ઝે મા બાદ બરૂ જાને ઊ આફરીન્
મબાદા કે પીચદ રવાનશ ઝે કીન્
કુનૂન્ તા નેશસ્તમ્ અબરૂ ગાહે ઊય
બમીનૂ કશદ બીગુમાન્ રાહે ઊય
હમી ખાહમ્ અઝ્ કેર્દગારે જેહાન્
કે નીરૂ દેહદ આશકારો નેહાન્
૨૬૬ કે બા ઝીરૂદસ્તાન્ સુદારા કુનીમ્
ઝે ખાકે સેયહુ મુશ્કે સારા કુનામ્
કે બા ખાકૂ ચૂન્ જોફૂત ગર્દદ તનમ્
નગીરદ સેતમ દીદઈ દામનમ્

તે બાહોશ પાદશાહે એલચીને આપ્યું-ત્યાર બાદ તે લશ્કરનાં કામમાં મશગૂલ થયો.

પછી તેણે ફર્માવ્યું જેથી સલાહકાર વઝીર-એક નામદારી ભરેલાં અંજુમન સાથ ત્યાં હાઝેર થયો

તેણે પોતાના લડાયક પેહલવાનોને સઘળી ઝમીનોજ બક્ષેશ આપી.

અને દિરમ, ઘોડા, નેગીના, કોલાહ પણ આપી-તેમજ જે કોઈ કે મોટાં ખાન્દાનના હતા તેઓને મુલક, તાજ અને તખ્ત બક્ષેશ આપ્યાં.

તેણે સઘળો દેશ રાસ્તીથી ભરપુર બનાવ્યો-તે પાદશાહથી શું નાના કે મોટા લોકો ખુશહાલ બન્યા.

જે કોઈ કે ઝાલેમ લોકો હતા તેઓને કશું પણ આપ્યા વગર ડપકા ભરેલા સખુનો કહીને દેશમાંથી દૂર કીધા.

ત્યાર પછી તેણે વઝીરોને એ પ્રમાણે કહ્યું-કે "ઓ હુનર ભરેલા પાક દિલનાં દાનેશમદો!

દુન્યાના ઝુલ્મી તેમજ ઇન્સાફી પાદશાહોનાં કામથી આપણે દરેક રીતે વાકેફ છિયે.

ઝુલ્મથી અને લોભથી ઘણાક પાદશાહોના હાથ હમેશ ખાલીજ રહ્યા છે (જેઓ આબાદ થયા નથી)-તેમજ તેઓને શરીરનું સુખ પણ મળ્યું નથી.

દેશ એવા બદ અંદીશોથી ધાસ્તીમાં હતો-અને ભલાં માણસોનાં દિલ તે ધાસ્તીથી બે ટૂકડા થતાં હતાં

તે વખતે દરેક જણે બૂરાઇ ઉપરજ હાથ લમ્બાવ્યો હતો-કોઇને પણ ખોદાઈ રાહની કોશેશ હતીજ નહીં.

દરેક જગ્યાએ દેવનાજ કામ પથરાયલાં હતાં-તેઓએ દુન્યાના સાહેબની ધાસ્તીથી દિલ તોડી નાખેલાં હતાં.

નેકી કરવાનો વિચાર, બૂરાઇનો હાથ-દાનેશમંદીનો દરવાઝો ઠોકવાનું કામ અને અકલ મેળવવાની કોશેશ,

એ સર્વનો જોખમ પાદશાહને માથે રહે છે-કારણકે નેકી અને બદી ખસૂસ કરીને તેનાથીજ ઉત્પન્ન થાય છે.

મારો બાપ કે જેણે ઝુલ્મ કરવા ઉપરજ હાથ લમ્બાવ્યો હતો-તે પવિત્રાઇવાળો અને દાનાઈ ભરેલો તેમજ યઝદાન પરસ્ત નહીં હતો.

તેનાં કામોને તમો ઘણાં અજબ જેવા ના સમજતા-કારણકે તેનાં રોશન દિલ ઉપર લોખંડી કાટ ચઢેલો હતો.

તમો જુઓ કે પાદશાહ જમશીદ અને કાઊસે-દેવની રાહ શોધી તેથી તેઓએ તેનો નતીજો શું જોયો?

મારા બાપે પણ એવીજ રીતનો તેઓનો માર્ગ એખ્તયાર કર્યો-અને પોતાના સીઆહ જીવને ડહાપણનાં પાણીએ સાફ કીધો નહીં.

જેથી તેની સઘળી રૈયત હયરાન થઈ-અને તેના આકળા સ્વભાવે કરી કેટલાકના જીવ પણ ગયા.

હવે તે ગુઝરી ગયો છે અને તેનું બૂરૂં નામજ રહી ગયું છે-તેને માટે કોઇ સારૂં બોલતું નથી.

તો પણ મારી તરફથી તો તેનાં રવાન ઉપર દુઆજ હોજો!-એવું કદી ના બનતું કે તેનું રવાન કીનો લેવાનો વિચાર કરે.

હવે જ્યારે હું તેનાં તખ્ત ઉપર બેઠો છું-ત્યારે બેશક તેનો માર્ગ બેહેસ્ત તરફનોજ થશે.

હું જેહાનના પયદા કરનારથી એવું ચાહું છું-કે તે સાહેબ મને ઝાહેર તેમજ છૂપી એવી શક્તિ બક્ષે.

કે જેથી હું રૈયત સાથે સુલેહ ભરેલો રહું-અને આ સીઆહ ખાકને ખાલેસ કસ્તુરી જેવી પમરતી કરૂં,

કે જ્યારે મારૂં શરીર સીઆહ ખાક સાથ મળી જાય-ત્યારે મારી તરફથી કોઈ પણ ઝુલ્મ જોયલો શખ્સ મારી દામન પકડે નહીં.

શુમા હમચુનીન્ ચાદરે રાસ્તી
બેપૂશીદ શુસ્તહ્ દેલ્ અઝ્ કારતી
કે જોઝ્ મરૂગ્‌રા કસ ઝે માદરૂ નઝાદ
ઝે દેહકાનો તાઝીઓ રૂમી નેઝાદ
બકેર્દારે શીરસ્ત્ આહન્ગે ઊય
નપીચદ કસી ગર્દન્ અઝ્ ચન્ગે ઊય
હમાન્ શીરે દરૂરન્દહરા બેશકરદ
ઝે દામશ તને અઝ્‌દહા નુગઝરદ
કુજા આન્ સરો તાજે શાહનશેહાન્
કુજા આન્ બુઝોર્ગાનો ફરૂરોખ મેહાન્
કુજા આન્ સવારાનો ગર્દનકશાન્
કઝીશાન્ નબીનમ્ બગીતી નશાન્
કુજા આન્ પરીચેહરગાને જેહાન્
કઝીશાન્ બુદી શાદ જાને મેહાન્
હરાન્ કસ કે રોખ ઝીરે ચાદરૂ નેહોફ્ત
ચુનાન્ દાન્ કે ગશતસ્ત બા ખાક્ જોફ્ત
હમહ્ દસ્તે પાકીઓ નીકી બરીમ
જહાન્‌રા બકેર્દારે બદ નસ્પરીમ
બયઝ્‌દાને દારન્દહ્ ફૂ દાદ ફરૂ
બતાજો બતખ્તો નેઝાદો ગોહરૂ
કે ગરૂ કારૂદારી બયક મુશ્તે ખાક્
ઝેયાન્ જૂયદ અન્દરૂ બલન્દો મઘાક્
અગરૂ નહ્ બેસૂઝમ બઆતેશ તનશ
કુનમ બરૂ સરે દારૂ બરૂ ગર્દનશ
વગરૂ દરૂ ગુઝશતહ્ ઝે શબ્ ચન્દ પાસ
બદુઝ્‌દદ ઝે દર્વીશ દુઝદી પલાસ
બતાવાન્‌શ દીબા ફેરેસ્તમ ઝે ગન્જ
બેશૂયમ દેલે ઘમકુનાન્‌રા ઝે રન્જ
વગરૂ ગૂસ્ફન્દી બરન્દ અઝ્ રમહ્
બતીરહ્ શબો રૂઝગારે દમહ્
યકી અસ્પે પુરૂમાયહ્ તાવાન્ દેહીમ
મબાદા કે બરૂ વય સેપાસી નેહીમ
શુ બા દુશ્મનમ કાર્ઝારી બુવદ
અઝાન્ જન્ગ્ ખસ્તહ્ સવારી બુવદ
ફેરેસ્તમશ હરૂ સાલહ્ ગન્જે દેરમ
નદારીમ ફર્ઝન્દે ઊરા દેઝમ
બદાદારૂ દારીદ યક્સરૂ સેપાસ
કે ઊયસ્ત જાવીદો નીકી શેનાસ
બઆબો બઆતેશ મેયાઝીદ દસ્ત
મગરૂ હીરૂબુદ મર્દે આતેશ પરસ્ત

મરીઝીદ હમ ખૂને ગાવાને વરૂઝ
કે નન્ગસ્ત અઝ્ ગાવ કોશતન્ બમરૂઝ
ઝે પીરી મગરૂ ગાવ બીકારૂ ગશત
બચશ્મે ખોદાવન્દે ખુદ ખારૂ ગશત
નબાયદ ઝે બુન્ કોશત ગાવે રહી
કે અઝ્ મરૂઝ્ બીરૂન શવદ ફરૂરહી

તમો પણ એવીજ રીતે રાસ્તીની ચાદર-ઓઢો અને જૂઠાંપણાંથી તમારાં દિલ ધોયલાંજ રાખજો.

કારણકે દરેક જણ માતાને પેટથી મરણ માટેજ જન્મ લે છે-પછી તે ઇરાનનો ગરીબ ગામડિયો હોય, કે અરબી અથવા રૂમી બુન્યાદનો હોય.

મોતનો હમ્લો સિંહની મિસાલનો ઝોરાવર છે-કોઈ તેની ચુંગાલથી પોતાની ગર્દન બચાવી શકતું નથી.

તે તો ફાડી ખાનાર સિંહોનો પણ શિકાર કરે છે-તેના ફાંદામાંથી અઝદહાનું શરીર પણ છૂટકારો પામતું નથી.

કયાં ગયાં તે શેહનશાહોનાં સર અને તાજ! કયાં છે તે બુઝોર્ગો અને મુબારક સરદારો?

કયાં ગયા તે બહાદુર સવારો અને ગર્દનકશ નામદારો!-કે જેઓની કાંઇ પણ નિશાન હું દુન્યામાં હવે જોતો નથી?

કયાં ગઇ-તે દુન્યાની પરીચેહર અઉરતો!-કે જેણીઓથી સરદારોના જીવ ખુશહાલ રહેતા હતા?

જે કોઇએ કે કફનની ચાદર હેઠળ પોતાનો ચેહરો છૂપાવ્યો-તો તું એમજ સમજ કે તે ખાક સાથેજ મળી ગયો.

માટે આપણ પાકીઝેહ અને નેકીવાળા હાથ સાથ આ દુન્યામાંથી જઇશું-અને દુન્યામાં બૂરી ચાલ નહીં ચલાવીશું. ૨૯૭

દુન્યાની સંભાળ રાખનાર યઝદાનના સઉગન્દ કે જે સાહેબે મને ખોરેહ બક્ષેશ કર્યું છે-મારાં તાજ, તખ્ત, અને મારી પાદશાહી બુન્યાદના સઉગન્દ,

કે અગર કોઈ મારો અમલદાર એક મુઠી માટી જેટલું પણ નુકસાન ધરતી ઉપર કે ધરતી નીચે કરશે,

તો અગર તેનાં તનને આતશમાં નહીં બાળીશ-પણ તેની ગર્દનને શૂળી ઉપર લટકાવીશ.

વળી જો થોડીક રાત જવા બાદ-અગર કોઈ શખ્સ ફકીર લોકોની કામળ ચોરી જશે,

તો તેના બદલામાં હું મારા ખઝાનામાંથી તેઓ માટે રેશમી કપડાં મોકલીશ-અને તે ગમ કરનારાઓનાં દિલ દુઃખથી ધોઇ નાખીશ.

અગર જો અંધારી રાતે અથવા બરફના તોફાનમાં કોઇનાં ગોસ્પંદનાં ટોળાંમાંથી એક ગોસ્પદ ચોરાઈ જશે,

તો તેના બદલામાં હું એક ઊંચી બુન્યાદનો ઘોડો તેને આપીશ-અને તેમ કરી તેની ઉપર ઉપકાર મેલીશ એવું કદી ના બનતું.

જ્યારે પણ મારા દુશ્મનો સાથ લડાઇ જાગશે-અને તે લડાઇમાં કોઈ મારો સવાર ઝખ્મી થશે,

તો તેને માટે હરસાલ દિરમનો ખઝાનો મોકલ્યા કરીશ-અને તેનાં ફર્ઝંદોને ગમગીનીમાં નહીં રાખીશ.

તમો સઘળા તે દાદારના શુક્રાના કરો-કારણકે તેજ સાહેબ જાવેદાન રૂધી રહેનારો છે અને નેકીની પિછાનનો કરનારો છે. ૨૯૮

હીરબુદો જેઓ પવિત્ર આતશના ખિદમતગાર અને તેને જાળવનારા હોય છે તેઓ સિવાય-તમો બેહદીનોએ તમારો અપવિત્ર હાથ પવિત્ર પાણી અને આતશ આગળ લઇ જવો નહીં.*

તમો ખેતીવાડીના બળદોનું લોહી ના રેડતા-કારણકે દેશમાનાં ગાય ઢોર કાપવાં એ ઘણું શરમ ભરેલું છે.

સિવાય કે તે બળદ બુઢાપાએ અશક્ત થઇ ગયો હોય-અને પોતાના ધણીની નજરમાં નકામો બન્યો હોય.

ભારબરદારી બળદને પણ કાપવા નહીં જોઇયે-કારણકે તેમ કીધાથી મુલકમાંથી આબાદી જતી રહે છે.

---

* આ બયતની મતલબ એટલીજ છે કે આતશકદેહોમાં ચાલતી ધર્મ ક્રિયાનાં પવિત્ર પાણી અને પવિત્ર કરેલા આતશને કોઈ પણ બેહદીન સાહેબોએ હાથ લગાડવો નહીં. એવીજ રસમ આજે પણ આપણી કોઉમમાં ચાલુ છે.

હમહ્ રાય બા મર્દે દાના ઝનીદ
હેલે ફૂદકે બી પેદરૂ મશ્કનીદ
અઝ અન્દીશએ દીવ બાશીદ દુરૂ
ગહે રઝમે દુશ્મન મજૂઈદ સૂરૂ
અગરૂ ખાહમ અઝ ઝીરૂદસ્તાન્ ખરાજ
કે દારન્દહ્ બીઝારમો તખ્તો તાજ
અગરૂ બદ કુનેશ ખુદ પેદરૂ યઝદગેરૂદ
બપાદાશે આન્ દાદ કર્દીમ ગેરૂદ
હમહ્ દેલ બકેર્દારે ઊ ખશ કુનીદ
બઆઝાદી આહન્ગે આતશ કુનીદ
૨૬૯ બેબખ્શદ મગરૂ કેર્દેગારશ ગુનાહ્
કે દુઝખ બમીનો નુમાયદશ રાહ્
કસી કૂ જવાનસ્ત શાદશ કનીદ
દેલે ઝીરૂદસ્તાને ખુદ મશ્કનીદ
બપીરી બમસ્તી મેયાઝીદ દસ્ત
ન નીકૂ બુવદ પીરે બાદહ્ પરસ્ત
ગુનહ્ગારે યઝદાન્ મબાશીદ હીચ
બપીરી બેહ્ આયદ બરફ્તન પસીચ
ચુ ખુશ્નૂદ ગર્દદ કે મા દાદગરૂ
ઘમે હસ્તીએ કુઝે ફર્દા મખરૂ
દેલે ઝીરૂદસ્તાને મા શાદ બાદ
સરે સરૂકશાન્ અઝ ઘમ્ આઝાદ બાદ
હમહ્ નામદારાન્ ચુ ગોફ્તારે શાહ્
શનીદન્દો કર્દન્દ નીકૂ નેગાહ્
હમહ્ દીદહ્ કર્દન્દ પુરૂ આબ્
અઝાન્ શાહે પુરૂ દાનેશો ઝૂદ યાબ્
ખોરૂશાન્ બરૂ આફરીન ખાન્દન્દ
વરા પાદશાહે ઝમીન્ ખાન્દન્દ

તમો સઘળી મસ્લહત દાના મર્દની સાથેજ કરજો-કોઈ બાપ વગરનાં બચ્ચાંનું દિલ ના તોડતા.

તમો એહરેમનના વિચારથી દૂર રહેજો-દુશ્મન સાથની લડાઇ વખતે મોજમઝાહ કરવા પડશો નહીં.

અગરજો હું મારી રૈયત પાસેથી મેહસૂલ માગું-તો તમો એમજ સમજજો કે હું ખોદાતાલાથી તેમજ તખ્તો તાજથી બેઝાર થઈ ગયો છું.

જો મારો બાપ યઝદગેર્દ બદકેર્દારનો હતો-તો તેના બદલામાં મેં સઘળે ઇન્સાફજ પાથર્યો છે.

માટે હવે તમો સઘળા તેનાં કામ ઉપર દિલ ખુશહાલ રાખો-અને તેનાં રવાનની આઝાદી માટે આતશના કેબ્લા સન્મુખ બંદગી કરી દુઆ ચાહો,

કે કદાચ ખોદાતાલા તેનો ગુનાહ માફ કરે-અને દોઝખ તરફથી તેને બેહેશ્તનો માર્ગ દેખાડે.

જે કોઇ જવાન શખ્સ હોય તેને તમો ખુશહાલ રાખો-તમારા હાથ હેઠળનાં લોકોનાં દિલ વટિક ના તોડો.

તમારા બુઢાપાનાં વખતમાં તમો શરાબની મસ્તી ઉપર હાથ ના લમ્બાવતા-કારણકે એક બુઢ્ઢો શખ્સ શરાબનો પૂજારી બને તે સારો લાગતો નથી.

કોઇ પણ રીતે તમો યઝદાનના ગુનેહગાર બનતા ના તમારા બુઢાપામાં જવાની તૈયારી કરવી એજ ભલું છે.

જો આપણાથી દાદગર દાવર રાઝી હોય તો પછી કયામતનો દિવસ આવશે તેની ચિન્તા રાખવી નહીં જોઇયે

મારી રૈયતનાં દિલ ખુશહાલ હોજો!-અને મારા સરદારોનાં સર ગમથી મોકળાં રહેજો!”

સઘળા નામદાર લોકોએ જ્યારે પાદશાહની આવી વાત-સાંભળી અને તેઓએ તેની ઉપર એક નજર કીધી,

ત્યારે સઘળાઓએ તે દાનેશમંદ અને જલ્દીથી જ્ઞાન હાસેલ કરનાર પાદશાહને માટે પોતાની આંખ પાણી ભરી કીધી.

અને બુલંદ આવાઝે તેની ઉપર દુઆ કરી તેને “જેહાનનો પાદશાહ” કહેવા લાગ્યા.

---

## રફ્તને બહ્રામ્ બા નામએ ખુદ્ નઝ્દે શન્ગલ્ પાદ્શાહે હેન્દૂસ્તાન્

## બેહરામનું પોતાને નામનું નામુ લઇને હિંદનાં પાદશાહ શંગલની નઝદીક જવું.

વઝીરે ખેરદમન્દ બરૂપાય ખાસ્ત
ચુનીન્ ગોફ્ત કય દાવરે દાદે રાસ્ત
૨૭૦ જહાન્ અઝ બદઅન્દીશ બીબીમ ગશ્ત
વઝીન્ મરૂઝહા રન્જો સખ્તી ગુઝશ્ત
મગરૂ નામવરૂ શન્ગલ અઝ હેન્દવાન્
કે અઝ દાદ પીચીદહ્ દારદ રવાન
કે હેન્દૂસ્તાન્ તા દરે મર્ઝે ચીન્
કે દુઝદાન પુરૂ આશૂબ દારદ ઝમીન્
બઈરાન્ હમી દસ્ત યાઝદ બબદ
બદીન્ કારૂ તીમારૂ દારી સઝદ
તો શાહીઓ શન્ગલ નેગહ્બાને હેન્દ
ચેરા બાઝ ખાહદ કે ચીનો કે સેન્દ
બરૂ અન્દીશો તદબીરે ઊ બાસ્ જૂય
નબાયદ કે ના ખૂબી આયદ બરૂય

પછી ડહાપણવાળો વઝીર ઉઠી ઉભો થયો-અને એ પ્રમાણે બોલવા લાગ્યો કે “એ રાસ્ત ઇન્સાફના ન્યાયાધીશ!

આ દેશ દુશ્મન લોકોથી ધાસ્તી વગરનો બન્યો છે-અને આ આપણા મુલકોમાંથી રંજ અને સખ્તી દૂર થઇ ગઇ છે.

પણ હિંદુ લોકોમાંથી નામચીન શંગલ-કે જે પોતાનો જીવ ઇન્સાફની રાહથી ફેરવેલોજ રાખે છે,

જેથી હિંદુસ્તાનથી તે છેક ચીનના મુલકની સરહદ સૂધી-સઘળી ઝમીન ચોર લોકોથી ભય ભરેલી રહે છે.

અને ઈરાન ઉપર પણ તેઓ બદીના હાથ લમ્બાવે છે-માટે તને એ કામની ફિકર રાખવી જોઇયે.

તું મોટો પાદશાહ છે અને શંગલ તો હિંદનો હાકેમ છે-ત્યારે તે ચીન અને સિંધના મુલકમાંથી ખંડણી શા માટે માગે?

તું વિચાર કર અને તેનો કશો તોડ કાઢ-એવું નહીં થાય કે કાંઈ અણઘટતું બને.”

ચુ બેશનીદ શાહ ઈન પુર અન્દીશહ શુદ
જહાન પીશે ઊ ચૂન યકી બીશહ શુદ
ચુનીન ગોફત કીન કાર અન્દર નેહાન
બેસાઝમ નગૂયમ બકસ દર જેહાન
બતનહા બેબીનમ સેપાહે વરા
હમાન રસ્મે શાહીઓ ગાહે વરા
શવમ પીશે ઊ ચૂન ફેરેસ્તાદગાન
નગૂયમ બઈરાનો આઝાદગાન
બશન્ગલ તો અય મૂબેદે પાક દીન
યકી નામહ બેનવીસ બા મેહરો કીન
બેશુદ પાક દસ્તૂરે ઊ બા દબીર
જોઝ ઈન નીઝ હરકસ કે બુદ નાગુઝીર
બેગોફ્તન્દ હરગૂનહ અઝ બીશો કમ
બેબોર્દન્દ કેરતાસો મુશકો કલમ
યકી નામહ બેનવેશ્ત પુર પન્દો રાય
પુર અઝ દાનેશો આફરીને ખોદાય
સરે નામહ કરદ અઝ નુખોરત આફરીન
ઝે યઝદાન બરાન કસ કે જોસ્ત આફરીન
ખોદાવન્દે હસ્તો ખોદાવન્દે નીસ્ત
હમહ ચીઝ જોફ્તસ્તો ઈઝદ યકીસ્ત
ઝે ચીઝી કુજા ઊ દેહદ બન્દહરા
પરસ્તન્દહો તાજ દારન્દહરા
ફેઝૂન અઝ ખેરદ નીસ્ત અન્દર જેહાન
ફેરૂઝન્દએ કેહતરાનો મેહાન
હરાન કસ કે ઊ શાદ ગશ્ત અઝ ખરદ
જહાનરા બકેર્દારે બદ નસ્પરદ
પશીમાન નશુદ હરકે નીકી ગુઝીદ
કે બદ ઝાબે દાનેશ નેયારદ ચશીદ
રહાનદ ખેરદ મરદરા અઝ બલા
મબાદા કસી દર બલા મોબ્તલા
નુખોસ્તીન નેશાને ખેરદ આન બુવદ
કે અઝ બદ હમહ સાલહ તર્સાન બુવદ
બેદાનદ તને ખીશરા દર નેહાન
બચશ્મે ખેરદ જોસ્ત બાયદ જેહાન
ખેરદ અફસરે શહરયારાન બુવદ
હમાન ઝીવરે નામદારાન બુવદ
તો અંદાઝએ ખુદ નદાની હમી
રવાનરા બખૂન દર નેશાની હમી
અગર તાજદારે ઝમાનહ મનમ
બખૂબીઓ ઝેશ્તી બહાનહ મનમ
તો શાહી કુની કાન બુવદ રાસ્તી
પદીદ આયદ અઝ હર સુઈ કાસ્તી
ન આઇને શાહાન બુવદ તાખ્તન
ચુનીન બા બદઅન્દીશગાન સાખ્તન
નેયાએ તો મારા પરસ્તન્દહ બૂદ
પેદર પીશે શાહાને મા બન્દહ બૂદ
કસ અઝ મા નબૂદહસ્ત હમદાસ્તાન
કે દીર આમદી બાઝે હેન્દુસ્તાન
નેગહ કુન કુનૂન રૂઝે ખાકાને ચીન
કે અઝ ચીન બેયામદ બઈરાન ઝમીન

જ્યારે પાદશાહે એવું સાંભળ્યું ત્યારે તે અંદેશા ભરેલો થયો-અને તેની નજર આગળ જેહાન એક ગૂચવણ ભરેલી ઝાડી માફક બની.

તે બોલ્યો કે "આ કામ હું છૂપીજ રીતે-કરીશ અને દુન્યામાં કશું કોઇને જણાવીશ નહીં.

હું એકલોજ તેનાં લશ્કરની તેમજ તેની પાદશાહી રીતભાત અને તેનાં તખ્તની તપાસ લઈશ.

હું બીજા એલચીઓની માફક તેની નઝદીક જઈશ-અને એ વિષે ઈરાનના લોકોને કે કોઈ બીજા આઝાદ લોકોને કશું કહીશ નહીં.

માટે ઓ પાક દીનના વઝીર! તું તે શંગલ ઉપર-એક નમસ ૨૭૧
ભરેલું તેમજ તુંદી ભરેલું નામુ લખ."

આથી તેનો પાક વઝીર પોતાના મુન્શી સાથ-તેમજ બીજા જે લોકો કે અગત્ય ધરાવતા હતા, તેઓ સાથ ગયો.

તેઓએ દરેક વાતનો વાદવિવાદ ચલાવ્યો-ત્યાં કાગઝ, સીઆહી અને કલમ લઇ જવામાં આવી.

કેટલીક શીખામણો, વિચારો અને ડહાપણથી ભરેલું તેમજ ખોદાતાલાની વખાણથી ભરેલું એક નામુ લખ્યું.

નામાની શુરૂઆતમાં જે દોઆને લાયક હતો તેની ઉપર તે ખોદાથી દોઆ કીધી,

કે "જે હસ્તીનો સાહેબ અને નીસ્તીનો માલેક છે-સઘળી ચીઝની જોડી હોઇ શકે છે પણ ખોદાતાલા જોડી વગરનો એકલોજ છે.

તે સાહેબ શું બંદાઓને અને નોકરોને કે શું તાજ ધરાવનારા પાદશાહોને જે જે ચીઝોની બક્ષેશ કરે છે તેમાંથી,

અકલ કે જે મોટા અને નાનાંઓનાં જીવને રોશન કરનારી છે, તેનાં કરતાં આ દુન્યામાં વધારે ચઢિયાતું કાંઇ નથી.

જે કોઇ શખ્સ કે અકલથી ખુશહાલ બન્યો-તે જેહાનને બૂરાં કામોથી લપેટતો નથી.

જે કોઇએ કે નેકીજ એખ્તયાર કીધી તેને પસ્તાવો થતોજ નથી-કારણકે અકલના ઝરામાંથી કોઈ ખરાબ પાણી પી શકતુંજ નથી.

અકલજ માણસને આફતમાંથી છોડવે છે-કોઈ પણ શખ્સ આફતના ૨૭૨
ફાંદામાં ફસી ના પડતું.

અકલની પહેલી નિશાન એજ છે-કે સઘળાં વર્ષ તે બદીથી બીહતો રહે છે.

પોતાનાં મનમાં માણસે વિચારવું જોઇયે-કે તે કોણ છે અને રાજપાટ જીતવાનું કામ અકલની આંખે કરવું જોઇયે.

અકલ એ પાદશાહોનું તાજ છે તેમજ નામદારી ભરેલા લોકોનો સણગાર છે.

તું તારો પોતાનો અંદાઝો સમજતો નથી-અને તારા જીવને લોહીમાં ખરડે છે.

જો આ ઝમાનામાં હું પાદશાહ છું-તો ભલાં ભૂંડાં કામોમાં મારોજ દાખલો લેજે.

તું પાદશાહી કરે તે કેવી રીતે વાજબી કહેવાય?-આથી તો દરેક તરફ ખરાબીજ ઝાહેર આવે છે.

લૂટને માટે હમ્લો કરવો તેમજ વળી ભૂંડાઓ સાથે કામ પાડવું એ પાદશાહોને સઝાવાર નથી.

તારા વડિલો અમારા તાબેદાર હતા-અમારા પાદશાહો આગળ તારો બાપ ગોલામ જેવો હતો.

હિંદુસ્તાનની ખંડણી લેવાનું કામ હું ઢીલમાં નાખું-તો તે વિચાર સાથ કોઈ પણ મળતું થવાનું નથી.

હવે તું ખાકાને ચીન કે જે ચીનથી ઈરાન ઝમીન ઉપર ચઢાઇ લઈ ૨૭૩
આવ્યો હતો, તેના હાલ જો.

બતારાજ દાદ આન્ કે આવર્દહ બૂદ
બેપીચીદ અઝાન્ બદ કે ખુદ કર્દહ બૂદ
ચુનાન્ હમ હમી બીનમ આઇને તૂ
હમાન્ પીચેશો ફરૂરહો દીને તૂ
મરા સાઝે જન્ગસ્તો હમ ખાસ્તહ
હમહ લશ્કરમ યકુદેલ આરાસ્તહ
તોરા બા દેલીરાને મન્ પાય નીસ્ત
બહેન્દ અન્દરૂન્ લશ્કરૂ આરાય નીસ્ત
તો અન્દરૂ ગુમાની ઝે નીરૂએ ખીશ
હમી પીશે દર્યા બરી જૂએ ખીશ
ફેરેસ્તાદમ ઈનક ફેરેસ્તાદઈ
સખુનગૂયો બા દાનેશ આઝાદઈ
અગરૂ બાઝ બેફરેસ્ત યા જન્ગરા
બેયારાઇઓ સખ્ત કુન્ તન્ગરા
ઝે મા બાદ બરૂ જાને આન્ કસ દરૂદ
કે દાદો ખેરદ બાશદશ તારો પૂદ
ચુ ખત્ત અઝ નસીમે હવા ખુશ્ક ગશ્ત
નવીસન્દહ આન્ નામહરા દરૂ નવશ્ત
૨૭૪ બઅન્વાનશ બેન્વેશ્ત મર્દ દબીરૂ
ઝે શાહે જહાન્ ખુસ્રવે તીઝ વીરૂ
ખોદાવન્દે દઉલત ખોદાવન્દે ઝૂરૂ
જહાન્ગીરો બખ્શન્દહ બહરામ ગૂરૂ
કે તાજે કઈ યાફૂત અઝ યઝદગેરૂદ
બખોર્દાદ માહ અન્દરૂન્ રૂઝે એરૂદ
સેપહદારે મર્ઝો નેગહદારે બૂમ
સેતાનન્દએ બાઝે સકુલાબો રૂમ
બનઝદીકે શન્ગલ સેપહદારે હેન્દ
ઝે દર્યાએ કન્નૂજ તા મર્ઝે સેન્દ
ચુ બેન્હાદ બરૂ નામહ બરૂ મોહરૂ શાહ
બરૂ આરાસ્ત બા સાઝે નખ્ચીરૂગાહ
બલશ્કરૂ ઝે રાઝશ કસ આગાહ નહ
જોઝશ નામદારાનશ હમરાહ નહ
બેયામદ બદીન્સાન્ બહેન્દુસ્તાન્
ગુઝશ્ત અઝ લબે આબે જાદુસ્તાન્
ચુ નઝદીકે અયવાને શન્ગલ રસીદ
દરો પર્દએ બારૂગાહશ બેદીદ
બરૂ આવરૂદઈ બૂદ સરૂ દરૂ હવા
બદરૂ બરૂ ફેરાવાન્ સેલીહો નવા
૨૭૫ સવારાનો પીલાન્ બદરૂ બરૂ બપાય
ખોરૂશીદને ઝન્ગો હેન્દી દરાય
શેગેફ્તી બદાન્ બારૂગાહ બરૂ બેમાન્દ
દેલશરા બઅન્દીશહ અન્દરૂ નેશાન્દ
ચુનીન્ ગોફ્ત બા પર્દહ દારાને ઊય
પરસ્તન્દહો પાયકારાને ઊય
કે અઝ નઝદે પીરૂઝ બહરામ શાહ
ફેરેસ્તાદહ અમ મન્ બદીન્ બારૂગાહ
હમ અન્દરૂ ઝમાન્ રફ્ત સાલારે બારૂ
ઝે પરૂદહ દવાન્ તા દરે શહરૂયારૂ
બેફરૂમૂદ તા પરૂદહ બરૂદાશ્તન્દ
બઅર્જશ ઝે દરૂગાહ બુગ્ઝાશ્તન્દ

તે જે કાંઈ અત્રે લાવ્યો હતો તે સઘળું લૂટાવી દીધું હતું-અને જે બદી કે પોતે કીધી હતી તેથી દુઃખી થયો હતો.

તેવીજ હાલત, તેવીજ હઠીલાઈ, તેવોજ રોપ અને તેવોજ ધર્મ હું તારો જોઉં છું.

મારી પાસે લડાઇનો સઘળો અસ્બાબ અને પુરતો ખઝાનો પણ છે-મારૂં તમામ લશ્કર એકદિલ બની તૈયાર થયલું છે.

મારા પેહલવાનો સામે ઉભું રહેવાની તારામાં તાકત નથી-હિંદુસ્તાનમાં કોઈ લશ્કરનો સરદાર છેજ નહીં.

તું પોતાનાં કૌવત ઉપર મુસ્તાક રહેલો છે-અને એક બોહોળા દર્યા સાથ પોતાની નદીને સરખાવે છે.

જો સાંભળ, મેં આ એક અચ્છો બોલનારો ડહાપણવાળો અને સદગુણી એલચી મોકલી આપ્યો છે.

તેની પાસ યા તો ખંડણી મોકલી આપ યા તો લડાઇને માટેની-સઘળી તૈયારી કર અને તારા ઘોડાનો તગ મઝબૂત બાંધ.

જે શખ્સમાં ઇન્સાફ અને ડહાપણ તાણા અને વાણા માફક એકેકમાં જોડાયલાં હોય તે શખ્સના જીવ ઉપર મારી તરફથી દોઆ હોજો!"

જ્યારે તે નામુ પવનની લેહેકીથી સૂકાઈ રહ્યું-ત્યારે મુન્શીએ તે નામાને ઘડી વાળ્યું.

તેનાં સરનામા ઉપર નવીસંદાએ એમ લખ્યું કે-"આ તિક્ષણ બુદ્ધિ ધરાવનાર દેશના પાદશાહ તરફથી,

જે દઉલતનો સાહેબ અને કૌવતનો સાહેબ-દેશનો જીતનારો અને બક્ષેશનો કરનારો બેહરામ ગૂર,

કે જેણે ખોરદાદ મહિનો અને અશીસવંગ રોઝ યઝદગેર્દ પછીથી પાદશાહી તાજ મેળવ્યું,

તે ઈરાન ઝમીનના સરદાર અને મુલકની નેગહબાની કરનાર સકલાબ અને રૂમ દેશની મેહસૂલ લેનાર પાદશાહ તરફથી,

કનોજના દર્યાથી તે સિંધુ નદીના મુલક સૂધીના હિંદુસ્તાનના સરદાર શંગલને પુગે."

પાદશાહે તે નામા ઉપર મોહર કીધી-અને શેકારગાહ જવાના અસ્બાબની તૈયારી કીધી.

તેની સાથના નામદારો સિવાય લશ્કરમાંનું કોઈ પણ તેના ભેદથી વાકેફ હતું નહીં.

એ પ્રમાણે તે જાદુસ્તાનના મુલકની નદી પસાર કરીને હિંદુસ્તાન આવી લાગ્યો.

જ્યારે શંગલના મેહલની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે તેણે તેની દરબાર તેનો બુલંદ દરવાઝો અને પરદા જોયા.

તે સઘળાએ ગોયા હવામાંજ પોતાનાં સર ઉઠાવેલાં હતાં-દરવાઝા ઉપર પુષ્કળ હથિયાર અને લશ્કર હતું.

સવારો અને હાથીઓ દરવાઝા ઉપર ઉભેલા હતા-ચંગ અને હિંદી ઘંટના આવાઝ નીકળતા હતા.

બેહરામ તેની દરબાર જોઇ અજબ થયો-અને તેનું દિલ વિચારના વમળમાં ગુંતાઇ ગયું.

પછી તેણે તેના દરબાનોને, નોકરો અને સત્તાવાળાઓને એ પ્રમાણે કહ્યું,

કે "ફતેહમંદ પાદશાહ બેહરામની તરફથી-આ દરબારમાં હું એક એલચી તરીકે આવ્યો છું."

તેજ વખત દરબારનો વડો અમલદાર પર્દો ખસેડી પાદશાહ આગળ દોડતો કે ગયો.

શંગલે ફર્માવ્યું જેથી પર્દો ઊંચકી નાખ્યો-અને તેને માન મરતબા સાથ દરબારમાં દાખેલ કીધો.

ખરામાન્ હમી રફ્‌ત બહ્‌રામ ગૂર્
ચકી ખાનહ્ દીદ્ આસ્માનશ્ બુલુર્
ચુ આમદ્ બનઝ્‌દીકે શન્ગલ્ ફરાઝ્
વરા દીદ્ બા તાજ્ બર્ તખ્તે નાઝ્
હમાન્ પાયએ તખ્તે ઝરૂરીન્ બુલૂર્
નેશસ્તહ્ બર્ શાહ્ બા ફરૂરો ઝૂર્
એઝારશ્ હમહ્ સીમો પયકરશ્ ઝર્
બઝર્ દર્ નેશાન્દહ્ ફેરાવાન્ ગોહર્
બેરાદર્‌શરા દીદ્ દર્ ઝીરે ગાહ્
નેહાદહ્ બસર્ બર્ ઝે ગઉહર્ કોલાહ્
નેશસ્તહ્ બનઝ્‌દીકે ઊ રહ્‌નુમાય
પેસર્ પીશે તખ્ત્ ઈસ્તાદહ્ બપાય
બરે તખ્ત્ શુદ્ શાહો બોર્‌દશ્ નમાઝ્
હમી બૂદ્ પીશશ્ ઝમાની દરાઝ્
ઝબાન્ તીઝ્ બુકુશાદો ગોફ્‌તા ઝે શાહ્
જહાન્‌દાર્ બહ્‌રામ બા તાજો ગાહ્
ચકી નામહ્ દારમ બરે શાહે હન્દ્
નેવેશ્તહ્ ખતે પહ્‌લવી બર્ પરન્દ્
ચુ આવાઝે બહ્‌રામ બેશ્‌નીદ્ શાહ્
બેફરમૂદ્ ઝરૂરીન્ ચકી ઝીર્‌ગાહ્
બરાન્ કુર્સીએ ઝરૂશ્ બેન્શાન્દન્દ્
ઝે દર્‌ગાહ્ ચારાન્‌શરા ખાન્દન્દ્
ચુ બેન્શસ્ત બુકુશાદ્ લબ્‌રા ઝે બન્દ્
ચુનીન્ ગોફ્‌ત્ કય શહ્‌રયારે બલન્દ્
ઝબાન્ બર્ કુશાયમ ચુ ફર્માન્ દેહી
કે બી તો મબાદા બેહીઓ મેહી
બદૂ ગોફ્‌ત શન્ગલ્ કે બર્ ગૂય હીન્
કે ગૂયન્દહ્ યાબદ્ ઝે ચરૂખ્ આફરીન્
ચુનીન્ ગોફ્‌ત કાન્ શાહે ખુસ્રવ્ નેઝાદ્
કે ચૂન્ ઊ બગીતી ઝે માદર્ નઝાદ્
મેહસ્ત આન્ સરફ્રાઝ્ પેહ્‌રામે શહ્‌ર્
કે બા દાદે ઊ ઝહ્‌ર્ શુદ્ પાવઝહ્‌ર્
બુઝોર્ગાન્ હમહ્ બાઝ્‌દારે વયન્દ્
બનખ્ચીર્ શીરાન્ શેકારે વયન્દ્
ચુ શમ્શીર્ ગીરદ્ બરઝ્‌મ અન્દરૂન્
બેયાબાન્ શવદ્ હમ્‌ચુ દર્યાએ ખૂન્
બબખ્‌શેશ્ ચુ અબ્‌રી બુવદ્ દર્ બહાર્
બુવદ્ પીશે ઊ ગન્જો દીનાર્ ખાર્
પયામી ફેરેસ્તાદ્ ઝી શાહે હન્દ્
હમાન્ પહ્‌લવી નામઈ બર્ પરન્દ્

બેહરામ ગૂર નખરાં કરતો જતો હતો-તેણે એવું એક દીવાનખાનું જોયું કે જેનો ચંદરવો બિલોરનો હતો.

જ્યારે બેહરામ શંગલની નઝદીક આવ્યો-ત્યારે તેને તાજ પેહેરીને સુંદર તખ્ત ઉપર બેઠેલો જોયો.

વળી તેના સોનેરી તખ્તના પાયા બિલોરના હતા-જેની ઉપર તે પાદશાહ દબદબા અને કૌવત સાથે બેઠેલો હતો.

તેની ઈઝાર રૂપેરી તાસનાં કપડાંની બનાવેલી હતી-અને તે ઉપર સોનેરી ફૂલ હતાં અને તે ફૂલમાં મોતી ટાંકેલાં હતાં.

૨૭૬ તેના ભાઇને જોયો કે જે એક નાનાં તખ્ત ઉપર ગોહર જડિત તાજ માથે પેહેરી બેઠેલો હતો.

શંગલની પાસે તેનો વઝીર બેઠેલો હતો-અને તેનો બેટો તેનાં તખ્ત આગળ ઉભેલો હતો.

પાદશાહ બેહરામ તેનાં તખ્ત આગળ ગયો અને તેને નમન કીધું-અને જરા વધુ વખત તેવીજ રીતે તેની આગળ ઉભો રહ્યો.

પછી તેણે પોતાની તેઝ ઝબાન ખુલ્લી કીધી અને બોલ્યો કે "તાજ અને તખ્ત ધરાવનાર દેશના નેગહબાન પાદશાહ બેહરામ તરફથી,

હું પહલવી હુરૂફે રેશમી કપડાં ઉપર લખેલું એક નામુ હિંદના રાજા માટે ધરાઉં છું."

જ્યારે રાજાએ બેહરામનો આવાઝ સાંભળ્યો-ત્યારે તેણે એક સોનેરી કુરસી લાવવા માટે હોકમ કર્યો.

તેને તે સોનેરી કુરસી ઉપર બેસાડયો-દરવાઝા ઉપરથી તેના સાથીઓને પણ બોલાવ્યા.

જ્યારે બેહરામ બેઠો ત્યારે પોતાનું બંધ મોહું ખોલીને-એ પ્રમાણે બોલ્યો કે "ઓ બુલંદ મરતબાના પાદશાહ!

તારા વગરની ભલાઈ અને બુઝોર્ગી ના હોતી!-જ્યારે તું હુકમ આપશે ત્યારે હું મારી ઝબાન ખોલીશ."

શંગલે તેને કહ્યું કે "હા, બોલ-કારણકે સુભાષિત બોલનારો આસ્માંનથી પણ તારીફ મેળવે છે."

૨૭૭ ત્યારે બેહરામ બોલ્યો કે "તે ખુસ્રવની બુન્યાદનો અમારો પાદશાહ-કે જેના જેવો દુન્યામાં કોઈ માતાએ જન્યો નથી.

તે સરફરાઝ પાદશાહ એક મહાન પુરૂષ છે અને દેશનો સણગાર છે-તેના ઈન્સાફના ઝોરે ઝેહરની અસર ઝેહર ઉતારવાની દવા જેવી થઈ ગઈ છે.

સઘળા મોટાઓ તેને ખંડણી આપનારા છે-શેકારગાહમાં સઘળા સિંહોજ તેના શેકાર છે.

જ્યારે તે લડાઈમાં પોતાની તલવાર હાથમાં પકડે છે-ત્યારે તે વયરાન જંગલ લોહીના દર્યા માફક બને છે.

બક્ષેશ કરવામાં તે બહારની મોસમની એક વાદળી માફકનો છે-તેની આગળ ખઝાનો અને દીનાર તુચ્છ ગણાય છે.

તેણે રેશમી કપડાં ઉપર પહલવી ભાષામાં લખેલું એક નામુ તું હિંદના પાદશાહને માટે મોકલ્યું છે."

## ગેરેફ્‌તને શન્ગલ્ નામહ્ અઝ્ દસ્તે બહ્‌રામ્ વ પાસોખ્ દાદન્.

ચુ બેશ્‌નીદ્ શુદ્ નામહ્‌રા ખાસ્તાર્
શેગેફ્‌તી બેમાન્દ્ અન્દરાન્ નામદાર્

## શંગલે બેહરામના હાથમાંથી નામુ લેવું અને તેનો જવાબ આપવો.

જ્યારે શંગલે એવું સાંભળ્યું ત્યારે તે નામાનો તલબગાર બન્યો-અને તે નામદાર બેહરામને જોઇ અજબ રહ્યો.

ચુ આન્ નામહ્ બરૂ ખાન્દ ફરૂરોખ દબીરૂ
રોખે તાજ્વરૂ ગશ્ત હમચુ ઝરીરૂ
બદ્ ગોફ્તા કય મર્દે ચીરહ્ સખુન
બગોફ્તારૂ મશતાબો તુન્દી મકુન
ખુઝોર્ગી નુમાયદ હમી શાહે તૂ
ચુનાન્ હમ નુમાયદ હમી રાહે તૂ
૨૭૮ કસ અરૂ બાઝ્ ખાહદ ઝે હેન્દુસ્તાન્
નબાશદ ખેરદમન્દ હમ દાસ્તાન્
બલશ્કરૂ હમી ગૂયદ ઈન્ ગરૂ બગન્જ
વગરૂ શહ્રો કેશ્વરૂ સેપોર્દન્ બરન્જ
કુલન્ગ્ અન્દ શાહાનો મન ચૂન્ ઓકાબ્
વયા ખાકો મન હમચુ દર્યાએ આબ્
કસી બા સેતારહ્ નકૂશદ બજન્ગ્
ન બા આસ્માન્ જુસ્ત કસ નામો નન્ગ્
હોનરૂ બેહ્તરૂ અઝ ગોફ્તને નાબકારૂ
કે ગીરદ તોરા મર્દે દાનન્દહ્ ખારૂ
ન મર્દી ન દાનેશ ન કેશ્વરૂ ન શહ્રૂ
ઝે શાહી શુમારા ઝેયાનસ્ત બહ્રૂ
નેહોફ્તહ્ હમહ્ બૂમ ગન્જે મનસ્ત
નેયાગાન્ બદ્ હીચ ના બોરૂદહ્ દસ્ત
દેગરૂ ગન્જે બરગુસ્તુવાનો ઝેરેહ્
ચુ ગન્જૂરે મા બરૂ કુશાયદ ગેરેહ્
બપીલાન્શ બાયદ કશીદન્ કલીદ
અગરૂ ઝન્દહ્ પીલશ તવાનદ કશીદ
અગરૂ ગીરમ અઝ તીઘો જવશન્ શુમારૂ
સેતારહ્ શવદ પીશે ચશ્મે તો ખારૂ
૨૭૯ ઝમીન્ બરૂ નતાબદ સેપાહે મરા
હમાન્ ઝન્દહ્ પીલાનો ગાહે મરા
હઝારૂ અરૂ બહેન્દી ઝની દરૂ હઝારૂ
બુવદ કસ કે ખાનદ મરા શહ્રયારૂ
હમહ્ ગવહરે કૂહો દર્યા મરાસ્ત
બમન્ દારદ અકૂનૂન્ જહાન્ પોશ્ત રાસ્ત
હમાન્ ચશ્મએ અમ્બરો ઊદો મુશ્ક
દેગરૂ ગન્જે કાફૂરે ના ગશ્તહ્ ખુશ્ક
દેગરૂ દારૂએ મરૂદુમે દરૂદમન્દ
બરૂએ ઝમીન્ હરૂકે ગર્દદ નેઝન્દ
હમહ્ બૂમ મારા બદીન્સાન્ પરૂસ્ત
અગરૂ ઝરૂરો સીમસ્ત અગરૂ ગવહરસ્ત
ચુ હશ્તાદ શાહન્દ બા તાજે ઝરૂ
બફર્માને મા તન્ગ્ બસ્તહ્ કમરૂ
હમહ્ કેશ્વરમ કૂહો દર્યાહ્સ્તો ચાહ્
નેયાબદ બરીન્ બૂમો બરૂ દીવ રાહ્
ઝે કન્નૂજ તા મર્ઝે ઇરાન્ ઝમીન્
વઝ્ તા બસકૂલાબો તા પીશે ચીન્
બુઝોર્ગાન્ હમહ્ ઝીરૂદસ્તે મનન્દ
બબીચારગી દરૂ પરસ્તે મનન્દ
૨૮૦ બહેન્દો બચીનો ખોતન્ પાસ્બાન્
નરાનદ બજોઝ નામે મન્ બરૂ ઝબાન્
હમહ્ તાજે મારા સેતાયન્દહ્ અન્દ
પરસ્તન્દગીરા ફેઝાયન્દહ્ અન્દ

જ્યારે મુબારક મુન્શીએ તે નામુ વાંચ્યું-ત્યારે પાદશાહનો ચેહરો કમળાની માફક પીળા રંગનો થઈ ગયો.

તે બોલ્યો કે "ઓ ચબરાક બોલનારા શખ્સ !-તું વાત કરવામાં ઉતાવળો ના થા અને તુંદી ના કર.

તારો પાદશાહ પોતાની મોટાઈ દેખાડે છે-અને તારી ચાલ પણ તેવોજ દેખાવ કરે છે.

જો કોઇ શખ્સો હિંદુસ્તાન પાસેથી ખંડણી માગે-તો તે વાત સાથ દાનેશમંદો મળતા થતા નથી.

અગરજો આ તારો પાદશાહ પોતાનાં લશ્કર અને ખઝાના માટે એમ બોલતો હોય-અથવા મારાં શેહર અને મુલકને રંજમાં સોંપવા માટે કહે તો હોય,

તો તું જાણ કે બીજા પાદશાહો બગલાં જેવા છે જ્યારે હું ઓકાબ પક્ષી જેવો છું-યા તેઓ ખાક જેવા છે અને હું પાણી ભરેલા દર્યા જેવો છું.

કોઈ સેતારા સાથે લડવાની કોશેશ કરતું નથી કોઈ આસ્માન સાથ લડાઈ કરી પોતાની કીર્ત્તિ શોધતું નથી.

નકામી વાતો કીધાનાં કરતાં, હોનર દેખાડવો સારો છે-કારણકે તેવી વાતોથી દાનેશમંદ શખ્સો તને તુચ્છ ગણે છે.

તમારી પાસે નથી મર્દાનગી કે નથી દાનાઈ કે નથી તેવો કોઇ મુલક કે શેહર-તમારી સલ્તનતમાંથી તમારે ભાગે નુકસાનજ છે.

મારા આખા મુલકે છૂપો ખઝાનોજ છે કે જેને મારા નેયાગાનોએ જરા પણ હાથ લગાડયો નથી.

વળી ઘોડાનાં બખ્તરો અને લશ્કરીઓનાં બખ્તરોનો ખઝાનો-જો મારો ખઝાન્ચી ખુલ્લો કરે,

તો તેની કૂંચીઓ ઊંચકવા માટે હાથીઓ જોઇયે-અને તે પણ જો મસ્ત હાથી હોય તોજ ઊંચકી શકે.

જો હું તલવાર અને બખ્તરની ગણત્રી કરૂં-તો સેતારાની ગણત્રી તારી નઝરમાં તુચ્છ થઈ પડે.

મારાં લશ્કરનો તેમજ મારા મસ્ત હાથીઓ અને તખ્તોનો ભાર આ ઝમીન પણ ખમી શકતી નથી.

અંકગણિતમાં એક હઝારનાં અંકને એક હઝારના અંક સાથ ગુણ્યાથી જે ગુણાકાર આવે-તે સંખ્યા જેટલા શૂરવીરો આજે મનેજ પાદશાહ તરીકે ગણે છે.

પહાડોમાંથી નીકળતાં અને દર્યામાંથી નીકળતાં સઘળાં ગોહરો મારી પાસે છે-હાલ દુન્યા મારાથીજ પોતાની પીઠ સીધી રાખે છે.

વળી અમ્બર, અગર અને કસ્તુરીના ઝરા-તેમજ લીલા કપૂરના ઢગલા,

વળી દુઃખી માણસની દવા-તેમજ આ ઝમીન ઉપર કોઈ ગમગીન બન્યું હોય તેની દવા,

એવી રીતની સઘળી વસ્તુથી મારો મુલક ભરેલો છે-અગર સોનું રૂપું કે ગોહરો જોઇયે તો તે પણ મારી પાસે પુષ્કળ છે.

વળી સોનેરી તાજ પેહેરનારા એવા એંસી પાદશાહો છે-કે જેઓ મારાં ફર્માન ઉપર પોતાની કમર તંગ બાંધેલી રાખે છે.

મારો તમામ મુલક પહાડ, નદી અને કૂવાઓથી ભરેલો છે-એ મુલકમાં એહરેમનને પણ રસ્તો મળતો નથી.

કનુજથી તે ઇરાનની સરહદ સૂધી-અને ત્યાંથી તે છેક સકલાબ અને તેથી પણ આગળ ચીન સૂધી,

સઘળા મોટાઓ મારા તાબેદાર છે-તેઓ લાચારીએ મારી ખિદમત કરે છે.

હિંદ, ચીન અને ખુતનના હાકેમો-મારાં નામ સિવાય બીજા કોઈનું નામ પોતાની ઝબાન ઉપર લેતાં નથી

તેઓ સઘળા મારાંજ તાજની સેતાયેશ કરનારા છે-અને મારી ખિદમતને માટે તત્પર રહેનારા છે.

બમુશ્કૂએ મન્ દુખ્તે ફગ્ફૂરે ચીન્
મરા ખાનહ્ અન્દર્ જહાન્ આફરીન્
પેસર્ દારમ્ અઝ્ વય યકી શીર્હેલ
કે બેસ્તાનહ્ અઝ્ કુહ્ બશમ્શીર્ દેલ
ઝે હન્ગામે કાઊસ તા કયકોબાદ્
અઝીન્ બૂમો બર્ કસ નકર્દહ્સ્ત યાદ્
હમાન્ નામબર્દાર્ સીસદ્ હઝાર્
સેપહ્ આન્ કે ખાનદ્ મરા શહર્યાર્
ઝે પયવસ્તગાનમ હઝારો દોવીસ્ત
ઝઝીશાન્ કસીરા બમન્ રાઝ્ નીસ્ત
હમહ્ ઝાદ્ બર્ ઝાદ્ ખીશે મનન્દ્
કે દર્ હેન્દ્ બર્ પાય પીશે મનન્દ્
કે દર્ બીશહ્ શીરાન્ બહન્ગામે જન્ગ્
અઝ્ આવાઝે ઈશાન્ બેખાયન્દ્ ચન્ગ્
ગર્ આઈન્ બુદી હીચ આઝાદહ્રા
કે કોશ્તી બતુન્દી ફેરેસ્તાદહ્રા
સરતરા જુદા કર્દમી અઝ્ તનત
શુદી મૂયહ્ગર્ બર્ તો પીરાહનત
બદ્ ગોફ્ત બહ્રામ કય તાજદાર્
અગર્ મેહતરી તોખ્મે તુન્દી મકાર્
મરા શાહે મન્ ગોફ્ત ફ્રા બેગૂય
કે ગર્ બેખ્રદી રાહ્ કઝ્ઝી મજૂય
ઝે દર્ગહ્ દો દાના પદીદાર્ કુન્
ઝબાન્ આવરો કામરાન્ દર્ સખુન્
ગર્ અયદૂન્ કઝીશાન્ બરાયો ખેરદ્
યકી બીશ અઝીન્ મર્દે મન્ બુગ્ઝરદ્
મરા નીઝ્ બા મર્ઝે તો કાર્ નીસ્ત
કે નઝ્દીકે બેખ્રદ્ સખુન્ ખાર્ નીસ્ત
વગર્નહ્ ઝે મર્દાને જન્ગ્ આવરાન્
કસી કૂ ગેરાયદ્ બગોર્ઝે ગરાન્
ગુઝીન્ કુન્ ઝે હેન્દૂસ્તાન્ સદ્ સવાર્
કે બા યક્ તન્ અઝ્ મા કુનદ્ કાર્ઝાર્
નખાહીમ મા બાઝ્ અઝીન્ મર્ઝે તૂ
ચુ પયદા શવદ્ મર્દીઓ અર્ઝે તૂ

મારા ઝનાનખાનામાં ફગફૂર ચીનની બેટી છે-જે તમામ જેહાનમાં મારીજ તારીફ કરે છે.

તેણીને પેટનો હું એક સિંહની હિમ્મતનો બેટો ધરાઉં છું-કે જે પોતાની શમ્શેરે કરી એક પહાડ વટિકનું દિલ હાથ કરી શકે છે.

કયકોબાદથી તે કાઊસના વખત પછીથી-કોઇ પણ પાદશાહે આ હિંદ સર ઝમીનને યાદ કીધી નથી.

તેમજ કીર્ત્તિ શોધનારા ત્રણ લાખ સવારોનું-લશ્કર મને પાદશાહ તરીકે બોલાવે છે

મારા નાતેદારો કાંઇક એક હઝાર અને બસો છે-પણ તેઓમાંનો કોઇ પણ મારી સાથ છૂપી દુશ્મની રાખતો નથી.

તેઓ સઘળા પેઢી દર પેઢી મારાજ ખેશીઓ છે-કે જેઓ હિંદમાં મારી સેવા બજાવવા માટે મારી આગળ ઉભેલા છે,

કે લડાઇને વખતે જેઓના પોકારથી જંગલમાં સિંહો પોતાના પંજા કરડે છે.

અગરજો આઝાદ લોકોની એવી કાંઈ પણ રીત હતે-કે તેઓ ગુસ્સામાં આવી એલચીને કાપી નાખી શકતે,

તો તારાં શરીર ઉપરથી તારાં સરને હું જુદુ કરતે-અને તારાં કપડાં તારી ઉપર માતમ કરતે." ૨૮૧

બેહરામે તેને કહ્યું કે "ઓ તાજ ધરાવનાર રાજા!-અગરજો તું મોટોજ હોય તો ગુસ્સાના બી ના વાવ.

મને મારા પાદશાહે કહ્યું છે કે તું તેને કહેજે-કે જો તું દાના હોય તો ઉલટો માર્ગ પસંદ ના કરતો.

તું પોતાની દરબારમાંના બે દાના શખ્સોને લાવ-કે જેઓ તકરાર કરવામાં સુભાષિત અને ચાલાક હોય.

અને જો તેઓ મારાં માણસોમાંના એક કરતાં પણ અકલ અને ડહાપણમાં વધુ નીકળે,

તો પછી તારા મુલક સાથે મને કાંઇ પણ કામ રહેશે નહીં-કારણકે અકલમંદ માણસ સખુનને તુચ્છકારી કાઢતા નથી.

અગર નહીં તો તારા લડાયક મર્દોમાંથી-જે કોઇ કે ભારી ગુર્ઝ ફેરવી શકતો હોય,

તેવા હિંદીઓમાંથી સો સવાર ચુંટી કાઢ-અને તે અમારામાંના એક જણની સાથે લડાઈ કરે.

પછી જો તારી બહાદુરી અને તારી કીમત ઝાહેર થશે-તો અમો આ તારી સર ઝમીનમાંથી ખંડણી માગીશું નહીં."

## બઝ્મ્ આરાસ્તને શન્ગલ્ બરાએ બહ્રામ્ વ હોનર્ નમૂદને બહ્રામ્ પીશે ઊ.

—:o:—

ચુ બેશ્નીદ્ શન્ગલ્ બબહ્રામ ગોફ્ત
કે રાએ તો બા મર્દુમી નીસ્ત જોફ્ત
ઝમાની ફેરૂદ્ આયો બુફ્રશાય બન્દ્
ચે ગૂઈ સુખુન્હાએ ના સૂદમન્દ્
યકી ખુર્રમ અયવાન્ બેપર્દાખ્તન્દ્
હમહ્ હર્ચે બાયેસ્ત બર્ સાખ્તન્દ્

## શંગલે બેહરામને માટે મજલેસ તૈયાર કરવી અને તેની આગળ બેહરામે પોતાનો હોનર દેખાડવો.

જ્યારે શંગલે એવું સાંભળ્યું ત્યારે બેહરામને કહ્યું-કે "તારા વિચાર માણસાઈપણાને મળતા છેજ નહીં.

તું થોડોક વખત મારે ત્યાં ઉતારો લે અને કપડાં કાઢી આરામ કર-વગર કામના સખુનો શા માટે બકે છે?" ૨૮૨

પછી તેઓએ એક ખુશનુમા અયવાન ખાલી કરી-તેને સઘળું ઘટતી રીતે સણગારી તૈયાર કીધું.

બરૂ આસૂદ બહુરામ તા નીમરૂઝ
ચુ બરૂ અઉજ શુદ તાજે ગીતી ફરૂઝ
બેયારાસ્ત બઝમી બફર્માને શાહ
દરૂ અયવાન્ પરસ્તન્દએ નીકુખાહ
ચુ દરૂ પીશે શન્ગલ નેહાદન્દ ખાન્
કસીરા બેફરૂમૂદ ફૂરા બેખાન્
કઝ ઈરાન્ ફેરેસ્તાદએ ખુસ્રવસ્ત
સખુનગૂયો દરૂ કામગારી નવસ્ત
કસીરા કે બા ઊસ્ત હમ ઝીન્ નેશાન્
બેયાવરૂ બખાને રસૂલાન્ નેશાન્
બેશુદ તીઝ બહુરામો બરૂ ખાન્ નેશસ્ત
બનાન્ દસ્ત બુકુશાદો લબ્રા બેબસ્ત
ચુ નાન્ ખુરૂદહ શુદ મજલેસ આરાસ્તન્દ
નવાઝન્દએ રૂદો મય ખાસ્તન્દ
હમાન્ બૂએ મુશ્ક આમદ અઝ ખરૂદની
હમાન્ ઝીરૂ ઝરૂબફ્ત ગુસ્તરૂદની
૨૮૩ બુઝોર્ગાન્ ચુ અઝ બાદહ ખુરૂરમ શુદન્દ
ઝે તીમારે નાબૂદહ બી ઘમ શુદન્દ
દો તનરા બેફરૂમૂદ ઝૂરૂ આઝમાય
બકુશ્તી કે બા દીવ દારન્દ પાય
બેરફ્તન્દ શાયેસ્તહ મર્દાને કારૂ
બેબસ્તન્દ શાન્ બરૂ મેયાનહા એઝારૂ
હમી ઝૂરૂ કરૂદ આન્ બરીન્ ઈન્ બરાન્
ગોરાઝાનો પીચાન્ દો મર્દે જવાન્
ચુ બરૂદાશ્ત બહુરામ જામે બુલૂરૂ
બમઘઝશ નબીદ અન્દરૂ અફ્ગન્દ શૂરૂ
બશન્ગલ ચુનીન્ ગોફ્ત કય શહુરયારૂ
બેફર્માય તા મન્ બેબન્દમ એઝારૂ
ચુ બા ઝૂરૂમન્દાન્ બકોશ્તી શવમ
ન અન્દરૂ ખરાબી દુરોશ્તી શવમ
બેખન્દીદ શન્ગલ બદ્દ ગોફ્ત ખીઝ
ચુ ઝીરૂ આવરી ખૂને ઈશાન્ બેરીઝ
ચુ બેશ્નીદ બહુરામ બરૂપાય ખાસ્ત
બમર્દી ખમ આવરૂદ બાલાએ રાસ્ત
કસીરા કે બેગ્રેફ્ત અઝીશાન્ મેયાન્
ચુ શીરી કે યાઝદ બગૂરે ઝેયાન્
૨૮૪ હમી બરૂ ઝમીન્ ઝદ ચુનાન્ કુસ્તોખાન્
બેકોફ્તો બેપાલૂદ રન્ગે રોખાન્
બદ્દ માન્દહ બુદ શન્ગલ અન્દરૂ શેગેફ્ત
અઝાન્ બુર્ઝો બાલાઓ આન્ ઝૂરો કેફ્ત
બહેન્દી હમી નામે યઝદાન્ બેખાન્દ
વરા અઝ ચેહલ મરૂદ બરૂતરૂ નેશાન્દ
ચુ ગશ્તન્દ મસ્ત અઝ મય ખુશગુવારૂ
બેરફ્તન્દ અઝ અયવાને ગઉહરૂ નેગારૂ
ચુ ગરૂદુન બેપૂશીદ મુશ્કીન્ હરીરૂ
ઝે ખુર્દન બરૂ આસૂદ બરૂનાઓ પીરૂ
બઆરામગહ રફ્ત શન્ગલ ઝે મય
દેલો દીદહ બરૂગશ્તહ અઝ શાહે કય
ચુ ઝરૂરીન શુદ આન્ ચાદરે મુશ્કબૂય
ફોરૂઝન્દહ બરૂ ચરૂખ બેન્મૂદ રૂય

બેહરામે બપોર સુધી આસાયેશ લીધી—જ્યારે દુન્યાને રોશન કરનારૂં તાજ બુલંદીએ પહોંચ્યું,

ત્યારે પાદશાહના હોકમ પ્રમાણે એક ખુશહાલીની મજલેસ તૈયાર કરવામાં આવી—અને તે અયવાનમાં વફાદાર નોકરોએ,

જ્યારે શંગલની નઝદીક ખાણું મૂકયું—ત્યારે તેણે એક નોકરને ફર્માવ્યું કે "પેલા શખ્સને બોલાવ,

કે જે ઇરાનના શાહનો એલચી છે અને સુભાષિત બોલનારો તેમજ પોતાની ખાહેશ પાર પાડવામાં નવો સવોજ છે.

તેજ પ્રમાણેના તેની સાથના બીજાઓને પણ—લઈ આવ અને તેઓને એલચીઓની બેસવાની જગ્યા ઉપર બેસાડ."

બેહરામ તુરત આવી ખાણા ઉપર બિરાજ્યો—અને કાંઈ પણ બોલ્યા વગર ખાણું ખાવા માડયું.

જ્યારે ખાણું ખાઇ રહ્યા ત્યારે મજલેસ તૈયાર કીધી—અને તમ્બુરા વગાડનારીઓને બોલાવી મય મંગાવ્યો.

ખાણાંમાંથી તેમજ પાંથરેલા કસબી ગલીચાઓમાંથી કસ્તુરીની સુગંધ નીકળતી હતી.

તે મજલેસમાંના મોટાઓ જ્યારે શરાબથી ખુશહાલ બન્યા—અને ભવિષ્યના ગમથી મોકળા થયા,

ત્યારે રાજાએ બે ઝોરાવર શખ્સો કે જેઓ દેવ સાથે પણ લડી શકે એવા હતા તેઓને કુશ્તી લડવા ફર્માવ્યું

બન્ને હુશ્યાર પેહલવાનો આવ્યા—તેઓએ પોતાની ઇઝારોને કમર ઉપર ઊંચે ચઢાવી (એટલે કુશ્તી રમવાની તૈયારી કીધી).

બન્ને જવાન મર્દો દોડતા અને મરોડાતા એકમેક ઉપર ઝોર કરવા લાગ્યા.

જ્યારે બેહરામે બિલોરી જામ ઉડાવી અને તેનાં મગઝમાં શરાબનો શોર પડ્યો,

ત્યારે તેણે શંગલને કહ્યું કે "એ પાદશાહ! તું ફરમાવે તો હું પણ ઇઝાર ઊંચે ચઢાઉં.

હું તે પેહલવાનો સાથ કુશ્તી રમુ—હું તેઓની સાથ લડાઈ નથી કરવાનો કે તેઓના જીવને નુકસાન પણ નથી કરવાનો."

શંગલ હસ્યો અને બોલ્યો કે "ઉઠ—જો તું તેઓને નીચે પાડે તો તુરત મારી પણ નાખજે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તે ઉભો થયો—અને મર્દાનગીથી તેઓનાં સીધાં કદ વાંકાં વાળવા લાગ્યો.

જેમ એક સિંહ જંગલી ગોરખર ઉપર પોતાનો પંજો લમ્બાવે—તેમ બેહરામ તેઓમાંથી જે કોઇની કે કમર પકડતો,

તેને ઝમીન ઉપર એવો પછાડતો કે તેનાં હાડકાં ભાગી જતાં હતાં અને તેના ચેહરાનો રંગ ઉડી જતો હતો.

શંગલ તેની બુલંદી, તેનું કદ, તેનું કૌવત અને તેનાં ખભાં જોઇ અજબ રહ્યો હતો

અને પોતાની હિંદી ભાષામાં તે ખોદાને યાદ કરવા લાગ્યો—અને બેહરામને ચાળીસ શૂરવીરો ઉપર જગ્યા આપી.

જ્યારે તેઓ લેહઝતદાર મયથી મસ્ત બન્યા—ત્યારે સઘળાઓ તે ગોહર નિગાર મેહલમાંથી ગયા.

જ્યારે આસ્માને કાળાં રેશમી કપડાં પેહેર્યાં—ત્યારે જવાન અને બુઢ્ઢાઓ ખાણાં ઉપરથી ઉઠી આરામ કરવા ગયા.

મયથી ધરાઇને શંગલ પણ પોતાની આરામ કરવાની જગ્યાએ ગયો—તેનું દિલ અને દીદા કયાની પાદશાહ બેહરામથી ફરી ગયા હતા.

જ્યારે તે કસ્તુરીની સુગંધવાળી કાળી ચાદર સોનેરી બની—અને રોશન કરનાર આફતાબે આસ્માન ઉપર પોતાનો ચેહરો બતાવ્યો,

શાહે હેન્દવાન્ બારહુરા બરૂનેશસ્ત
બમયદાન્ ખરામીદ્ ચઉગાન્ બદસ્ત
બેઓરૂદન્દ્ બા શાહ્ તીરો કમાન્
હમી તાખ્ત બર્ આરૂઝૂ યક્ ઝમાન્
બબહ્‌રામ ફરૂમૂદ્ તા બર્ નેશસ્ત
કમાને કયાની ગેરેફૂતહ્ બદસ્ત
બશન્ગલ્ ચુનીન્ ગોફૂત કય શહ્‌રયાર્
અઝ્ ઈરાન્ બસી હસ્ત બા મન્ સવાર્
હમી તીરો ચઉગાન્ કુનન્દ્ આરૂઝૂય
ચુ ફર્માન્ દેહદ્ શાહે આઝાદહ્ ખૂય
ચુનીન્ ગોફૂત શન્ગલ્ કે તીરો કમાન્
સુતૂને સવારી બુવદ્ બીગમાન્
તો બા શાખો યાલીઓ બા ઝૂરે દસ્ત
બઝેહ્ કુન કમાન્‌રાઓ બુકુશાય શસ્ત
કમાન્‌રા બઝેહ્ કરદ્ બહ્‌રામ ગૂર્
બર્ અન્ગીખ્ત ધુરૂરાન્ તગાવર્ સોતૂર્
યકી તીર્ બેગ્‌રેફૂતો બુકુશાદ્ શસ્ત
નેશાનહ્ બયક્ ચૂબહ્ બર્હમ શેકસ્ત
ગેરેફૂતન્દ્ યક્સર્ બરૂ આફરીન્
સવારાને મયદાનો ગોર્દાને કીન્

ત્યારે હિંદીવાનોનો પાદશાહ ઘોડા ઉપર સવાર થયો-અને હાથમાં ચઉગાનની લાકડી લઈ મયદાનમાં ચાલ્યો.

બીજાઓ પણ પાદશાહ સાથ તીર કમાન લઇને ગયા-તે થોડોક વખત પોતાની મરજી પ્રમાણે ઘોડાને દોડાવવા લાગ્યો.

પછી તેણે બેહરામને ફર્માવ્યું જેથી તે કયાની કમાન હાથમાં પકડી ઘોડા ઉપર સવાર થયો.

તેણે શંગલને કહ્યું કે "ઓ પાદશાહ!-ઈરાનના ઘણાક સવારો મારી સાથે છે. ૨૮૫

જેઓ જો તું નેક ખસ્લતનો પાદશાહ ફર્માન આપે-તો તીર અને ચઉગાનની રમત કરવાની ખાહેશ રાખે છે."

શંગલ બોલ્યો કે "તીર અને કમાન બેશક એક સવારનો સ્થંભ છે.

તું આવી બાઝૂ અને ગર્દન સાથનો છે તેમજ હાથના મઝબૂત કૌવત સાથનો છે-માટે કમાનને ચિલ્લો ચઢાવ અને તીર ફેંક."

બેહરામ ગૂરે કમાનને ચિલ્લો ચઢાવ્યો-અને પોકાર કરતો તેઝ ચાલના ઘોડાને ડપટાવ્યો.

તેણે એક તીર લીધો અને તે છોડયો-અને એકજ તીરમાં પેલી નિશાન તોડી નાખી.

જેથી સઘળા મયદાનના સવારોએ અને લડાયક પેહલવાનોએ તેની ઉપર આફ્રીન કીધી.

---

## ગુમાન્ બોર્દને શન્ગલ્ બર્ બહ્‌રામ્ વ બાઝ્ દાશતને ઊરા અઝ્ રફ્તન્ બઈરાન્.

—:o:—

ઝે બહ્‌રામ શન્ગલ્ શુદ્ અન્દર્ ગમાન્
કે ઈન્ ફરૂરો ઈન્ બુર્ઝો તીરો કમાન્
નમાનદ્ હમી ઈન્ ફેરેસ્તાદહ્‌રા
ન હેન્દો ન તુર્કો ન આઝાદહ્‌રા
અગર્ ખીશે શાહસ્ત અગર્ મેહ્‌તરસ્ત
બેરાદર્શ ખાનમ હમ અન્દર્ખરસ્ત
બેખન્દીદો બહ્‌રામ્‌રા ગોફૂત શાહ્
કે અય નામવર્ પુર્ ગોહર્ પીશગાહ્
બેરાદર્ તોઈ શાહ્‌રા બીગમાન્
બદીન્ ફૂરોશો ઝૂરો તીરો કમાન્
કે ફરૂરે કયાન્ દારીઓ ઝૂરે શીર્
નબાશી મગર્ નામદારી દેલીર્
બદ્ ગોફૂત બહ્‌રામ કય શાહે હેન્દ્
ફેરેસ્તાદગાન્‌રા મકુન્ નામે સેન્દ્
ન અઝ્ તોખ્મએ યઝ્દગેર્દમ ન શાહ્
બેરાદર્શ ખાનીમ બાશદ્ ગુનાહ્
ઝે ઈરાન્ યકી મર્દે બીગાનહ્ અમ
ન દાનેશ પેઝૂહમ ન ફર્ઝાનહ્ અમ
મરા બાઝ્ ગર્દાન્ કે દુરસ્ત રાહ્
નબાયદ્ કે યાબદ્ મરા ખેશ્મે શાહ્

## શંગલે બેહરામ ઉપર શક લઈ જવો અને તેને પાછો ઈરાન જવાથી રોકવો.

—:o:—

હવે શંગલ બેહરામ માટે શકમાં પડયો-કે "આવું ખોરેહ, આવી છાતી અને તીર કમાનનો આવો હોનર ધરાવતો માણસ,

કાસેદ નહીં હોય-કોઇ હિંદી પણ નહીં હોય. કોઇ તુર્ક અને કોઇ ઉમ્રાઓ પણ નહીં હોય.

અગર તે પાદશાહનો કોઇ ખેશી છે યા કોઇ મોટો અમીર છે-હું તેને જો પાદશાહ બેહરામનો ભાઇજ ગણું તો તે વાજબી કહેવાય."

પછી રાજા હસી પડયો અને બેહરામને કહ્યું-કે "ઓ નામવર ખાન્દાની શાહઝાદા! ૨૮૬

તારી આવી રીતની કોશેશ, આવું ઝોર અને આવી રીતના તીર કમાનના હોનરોથી-હું ખચીત ધારૂં છું કે તું પાદશાહનો ભાઈજ છે.

કારણકે તું પાદશાહી ખોરેહવાળો અને સિંહનું કૌવત ધરાવનારો છે-તું નામીચા બહાદુર શખ્સ સિવાય બીજો કોઇજ નથી."

બેહરામે તેને કહ્યું કે "ઓ હિંદના પાદશાહ!-એલચીઓને નહીં છાજતું નામ ના આપ.

હું નથી યઝદગેર્દની બુન્યાદનો કે નથી કોઇ પાદશાહી બુન્યાદનો-મને પાદશાહનો ભાઈ ગણવો એ ગુનાહ છે.

હું ઈરાનનો એક બેગાનો શખ્સ છું-હું નથી વિદ્યાનો શોકીન કે નથી હું દાનેશમંદ.

હવે તું મને અહીંથી પાછો ફરવા દે કારણકે રસ્તો બહુ દૂર છે-એવું નહીં બનવું જોઇયે કે પાદશાહ મારી ઉપર ગુસ્સે થાય."

બદૂ ગોફ્તૂ શન્ગલ કે તુન્દી મકુન
કે બા તૂ હનૂઝસ્તૂ મારા સખુન
નબાયદ્દત કર્દન બરફ્તન શેતાબ
કે રફ્તન બઝૂદી નબાશદ સવાબ
બરે મા બેબાશો દેલ આરામ ગીરૂ
ચુ પુખ્તહ નખાહી મયે ખામ ગીરૂ
૨૮૭ પસ આનગાહ દસ્તૂરરા પીશ ખાન્દ
ઝે બહરામ બા વય સુખુનહા બેરાન્દ
અઝાન પસ બફર્ઝાનએ ખીશ ગોફ્ત
કે બા તૂ સખુન દારમ અન્દર નેહોફ્ત
ગરૂ ઈન મરદ બહરામરા ખીશ નીસ્ત
વરૂ અઝ પહલવાનાને ઊ બીશ નીસ્ત
શેગેફ્તસ્ત ઈન બરૂ દેલે મર્દ રાદ
બરીન દાસ્તાનહા નશાયદ નેહાદ
બખૂબી બેગૂયશ કે ઇદરૂ બેઇસ્ત
ઝે કન્નૂજ રફ્તન તોરા રૂય નીસ્ત
ચે ગૂઇ દરીન કારૂ ગીરદ ફેરીબ
ગરૂ અઝ ગોફ્તે મન દરૂ દેલ આરદ નેહીબ
તો ગૂઈ મરૂ ઊરા નેકૂતરૂ બુવદ
તો આન ગૂય બા વય કે દરૂખરૂ બુવદ
બેગૂયશ બરાન રવ કે બાશદ સવાબ
કે પીશે શહે હેન્દ બેફ્ઝાય આબ
કુનૂન ગરૂ બેબાશી બનઝદીકે ઊય
નેગહદારી આન રાય બારીકે ઊય
હશાન જા કે ખુશતરૂ બુવદ મર્ઝે તોસ્ત
કે પીશે શહે હેન્દવાન અર્ઝે તોસ્ત
૨૮૮ બજાઈ કે બાશદ હમીશહ બહારૂ
નસીમે ગુલાન આયદ અઝ જૂયબારૂ
ઝે કન્નૂજ બરૂ નુગ્ઝરદ નીકબખ્ત
બસાલી દો બારસ્ત બારે દેરખ્ત
ગોહરૂ હસ્ત દીનારો ગન્જો દેરમ
ચુ બાશદ દેરમ દેલ નબાશદ બઘમ
નવાઝન્દહ શાહી કે અઝ મેહરે તૂ
બેખન્દદ ચુ બીનદ હમી ચેહરે તૂ
અઝીન બાબ ચન્દાન કે દાની બેગૂય
ચુ રૂ અન્દરૂ આરી તો બા ઊ બરૂય
ચુ ઇન ગોફ્તહ બાશી બેપુરૂસશ ઝે નામ
કે અઝ નામ ગર્દદ દેલમ શાદકામ
મગરૂ રામ ગર્દદ બદીન મર્ઝે મા
ફેઝૂન ગર્દદ અઝ ફરૂરે ઊ અર્ઝે મા
વરા જ્હ સાલારે લશ્કરૂ કુનીમ
બદીન મર્ઝે બા અર્ઝે મા સરૂ કુનીમ
બેયામદ જહાનદીદહ દસ્તૂરે શાહ
બેગોફ્ત ઈન બબહરામો બેન્મૂદ રાહ
ઝે બહરામ અઝાન પસ બેપુરૂસીદ નામ
કે બી નામ પાસોખ નબૂદી તમામ
૨૮૯ ચુ બેશ્નીદ બહરામ રન્ગે રોખશ
દેગરૂ શુદ કે તા ચૂન દેહદ પાસોખશ
બફર્જામ ગોફ્ત અય સખુન ગૂય મરૂદ
મરા દરૂ દો કેશ્વરૂ મકુન રૂય ઝરૂદ

શંગલે તેને કહ્યું કે "તું ઉતાવળો ના થા-કારણકે હજી તારી સાથ મારે વાતો કરવી છે.

તને અહીંથી જવા માટે ઉતાવળ કરવી નહીં જોઇયે-કારણકે શેતાબીથી જવું એ નેક ગણાય નહીં.

તું અમારી આગળ રહે અને તારાં શરીરને આરામ આપ-જો તને જૂનો મય નહીં ભાવતો હોય તો નવો મય લે."

પછી તેજ વખત પોતાના વઝીરને નઝદીક બોલાવ્યો-અને તેની સાથે બેહરામ માટે વાતો કીધી.

તેણે પોતાના દાનેશમંદ વઝીરને એમ કહ્યું કે "તારી સાથ હું કાંઈ ખાનગીમાં વાત કરવા માગુ છું

જો આ મર્દ બેહરામનો સગો નહીં હોય-અથવા તેના પેહલવાનો કરતાં વધારે ચઢિયાતો નહીં હોય,

તો દાનેશમંદ શખ્સોને આ વાત અજબ જેવી લાગે છે-આપણે આ તેની વાતો ધ્યાનમાં લેવી જોઇતી નથી.

માટે તું તેને સમજાવીને કહે કે 'તું અહીંજ થોભી જા-તને કનુજથી જવું એ સલાહકારક નથી.'

આ કામમાં તું શું કહે છે, તે ફરેબ ખાશે?-અગરજો હું અને એમ કહીશ તો તે ધાસ્તી કરશે.

તું તેને કહેશે તો તે વધારે સારૂં થઈ પડશે-તું તેને લાયક શબ્દોમાંજ કહેજે.

તેને કહેજે કે 'તું એવા નેક રસ્તા ઉપર ચાલ-કે જેથી હિંદના પાદશાહની નઝદીક તારી આબરૂ વધે

હવે જો તું તેની પાસેજ રહેશે-અને તેની ખાનગી વાતો છુપીજ રાખશે,

તો હિંદની સઉથી સરસમાં સરસ ઝમીન તે તારીજ છે-કારણકે હિંદીઓના પાદશાહ આગળ તારી કીમત વધી છે.

જે જગ્યા કે હમેશે બહારની મોસમ જેવી રહે છે-અને જેની નદીમાંથી ગોલાબની લેહેકી નીકળે છે.

જેથી ભાગ્યશાળી લોકો કનોજ છોડતાજ નથી જ્યાં વર્ષમાં બે વાર ઝાડો ફળ આપે છે.

જ્યાં ગોહર, દીનાર, ખઝાનો અને દિરમ પણ પુષ્કળ છે-જ્યારે કોઇ પાસ પૈસા હોય છે ત્યારે તેનું દિલ ગમગીન રહેતું નથી.

શાહ ઉદાર દિલનો છે અને તારી મોહબતથી-જ્યારે તારો ચેહરો જોય છે ત્યારે તે હસે છે.'

જ્યારે તે એલચી તારી રૂબરૂ થાય-ત્યારે એ બાબતમાં જેટલું તું જાણતો હોય તેટલું તેને કહેજે.

જ્યારે એ સઘળું તું કહી રહે ત્યારે તું તેનું નામ પૂછજે-કારણકે તેનું નામ જાણ્યાથી મારૂં દિલ ખુશહાલ થશે.

કદાચને આપણો મુલક તેને પસંદ પડશે (યાને તે અહીં રહેશે)-તો તેના દબદબાથી આપણો દરજ્જો વધશે.

અને આપણે તેને તુરત લશ્કરનો સેનાપતિ બનાવી દઇશું-અને આ આપણા કીમતી મુલકમાં તેને સઉથી ઊંચી પદવી આપીશું."

પછી તે પાદશાહનો અનુભવી વઝીર આવ્યો-અને તેણે બેહરામને સઘળી વાત કહી અને તેને માર્ગ બતાવ્યો.

ત્યાર બાદ તેણે બેહરામનું નામ પૂછ્યું-કારણકે તેનાં નામ વગર તેનો જવાબ પુરો થતો હતો નહીં.

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તેના ચેહરાનો રંગ-ફેરવાઈ ગયો કે હવે તેને શું જવાબ આપે?

શેવટે તે બોલ્યો કે "ઓ સુભાષિત બોલનાર મર્દ!-તું મને બેહુ જેહાનમાં કાળાં મોઢાંનો ના કર.

મન્ અઝ શાહે ઈરાન્ ન પીચમ બગન્જ
ગર્ અઝ નીસ્તી ચન્દ્ બાશમ બરન્જ
ઝોઝ ઈન્ બાશદ્ આરાયેશે દીને મા
ન અયદૂન્ બુવદ્ રાહો આઇને મા
હરાન્ કસ કે પીચદ્ સર્ અઝ શાહે ખીશ
બબર્ખાસ્તન્ ગુમ કુનદ્ રાહે ખીશ
ફેઝુની નજોસ્ત આન્ કે બૂદશ ખરદ્
બદો નીક્ બર્ મા હમી બુગ્ઝરદ્
ખોદાવન્દે તાજ આફ્રીદૂન્ કુજાસ્ત
કે પોશતહુ ઝમાનહુ બદૂ બૂદ્ રાસ્ત
કુજા આન્ બુઝોર્ગાને બુઆવ નેઝાદ્
જહાનદાર્ કયખુસ્રવો કયકોબાદ્
દેગર્ આન્ કે દાની તો બહુરામરા
જવાને જહાનજૂયો બુદ્કામરા
અગર્ મન્ ઝે ફર્માને ઊ બુગ્ઝરમ
બમર્દી સર્ આરદ્ જહાન્ બર્ સરમ
નમાનદ્ બરો બૂમે હેન્દુસ્તાન્
બઈરાન્ કશદ્ ખાકે જાદુસ્તાન્
હમાન્ બેહ્ કે મન્ બાઝ ગર્દમ બદર્
બેબીનદ્ મરા શાહે પીરૂઝગર્
ગર્ અઝ નામ પુર્સીમ બરૂઝ્ય નામ
ચુનીન્ ખાનદમ શાહો હમ બાબો મામ
હમહુ પાસોખે મન્ બશન્ગલ રસાન્
કે મન્ દીર્ માન્દમ બશહ્રે કસાન્
ચુ દસ્તૂર્ બેશનીદ્ પાસોખ બેબોરૂદ્
શનીદહુ હમહુ પીશે ઊ બર્ શુમોરૂદ્
ઝે પાસોખ પુર્ આઝન્ગ્ શુદ્ રૂએ શાહુ
ચુનીન્ ગોફ્ત કૂ દૂર્ માનદ્ ઝે રાહુ
સર્ અન્દર્ નેયારદ્ બફર્માને મન્
બેપીચદ્ હમી દેલ ઝે પયમાને મન્
યકી ચારહુ સાઝમ બર્ ઊ મન્ કે રૂઝ
સર્આયદ્ બદીન્ મર્દે લશ્કર્ ફેરૂઝ
યકી ગોર્ગ્ બૂદ્ અન્દરાન્ મર્ઝે શાહુ
ઝે બાલાએ ઊ બસ્તહુ બર્ બાદ્ રાહુ
અઝાન્ બીશહુ બુગ્રીખ્તી શીરે નર્
હમી ઝાસ્માન્ કર્ગસે તીઝ પર્
ચકાચક્ હમહુ હેન્દ અઝ ઊ પુર્ ખોરૂશ
અઝ આવાઝે ઊ કર્ શુદહુ તીઝ ગૂશ

પૈસાની તંગીને લીધે અગર હું ગમે એટલો દુઃખમાં સબડું છું-છતાં પણ તારા ખઝાના માટે હું કદીબી મારા પાદશાહ તરફના ફર્માન થઇશ નહીં.

અમારી દીન ધર્મનાં ફર્માન કાંઈ જુદાજ છે-આવી રીતની રાહ રસમ અમારી છેજ નહીં.

જે કોઇ શખ્સ કે પોતાના પાદશાહથી સર ફેરવે છે-તે કયામતને દહાડે પોતાનો માર્ગ ગુમ કરે છે.

જે કોઈનામાં ડહાપણ હોય છે તે વધુ મેળવવાની ખાહેશ નથી કરતો-ભલું કે બૂરું આપણા ઉપરથી વીતી જાય છે.

તાજનો સાહેબ ફરીદૂન કે જેનાથી ઝમાનાની પીઠ સીધી રહેતી હતી તે કયાં છે?

કયાં ગયા તે પાદશાહી બુન્યાદના બુઝોર્ગો-પાદશાહ કયખસરૂ અને કયકોબાદ?

બીજું એ કે તું દેશ જીતનાર જવાન અને આપ એખ્તયાર પાદશાહ બેહરામને બરાબર પિછાને છે?

જો હું તેના ફર્માનથી વેગળો જાઉં-તો તે પોતાની મર્દાનગીથી મને પુરોજ કરી નાખે.

અને આ હિંદુસ્તાનની સર ઝમીન પણ કાયમ રહેવા દે નહીં-અને આ જાદૂઇ ભર્યાં મુલકની ખાક ઈરાન ઘસડી લઇ જાય. ૨૯૦

માટે એજ ભલું છે કે હું તેની દરગાહમાં પાછો ફરૂં-કે તે ફતેહમંદ પાદશાહ મને પાછો ફરેલો જોય.

અગરજો તું મારૂં નામ પૂછે છે તો મારૂં નામ બરઝૂ છે-એજ નામે મને પાદશાહ તેમજ મારાં માબાપ બોલાવે છે.

આ મારો જવાબ તું શંગલને પહોંચાડ-કારણકે હું પારકા મુલકમાં ઘણો વખત થોભ્યો છું."

જ્યારે વઝીરે એવું સાંભળ્યું ત્યારે તે જવાબ લઇને ગયો-તેણે જે સાંભળેલું તે સઘળું તેની આગળ કહ્યું.

આ જવાબ સાંભળવાથી પાદશાહનો ચેહરો કરચલી ભરેલો થયો-અને એ પ્રમાણે બોલ્યો કે "તે મારા સૂચવેલા માર્ગથી દૂરનો દૂરજ રહે છે.

તે મારો હોકમ માનતો નથી-અને મારાં કહ્યાથી તે પોતાનું દિલ ફેરવે છે.

પણ હું તેની ઉપર એવી એક યુક્તિ કરીશ કે જેથી તે લશકરના સેપહ-સાલાર ઉપર દહાડો આખેર આવશે.

તે પાદશાહના મુલકમાં એક વરૂ હતું-જેના બુલંદ કદથી પવનનો માર્ગ પણ બંદ થઇ જતો હતો.

તેનાં રહેઠાણનાં જંગલમાંથી નર સિંહ પણ નાસી જતો હતો-તેમજ શિતાબ ઉડનારૂં ગીદ પક્ષી આસ્માન ઉપરથી ઉડી જતું હતું.

સઘળો હિંદનો મુલક તેનાથી ચકચાર ભરેલો બન્યો હતો-તેના પોકા-રથી તિક્ષ્ણ કાન પણ બેહેરા થઈ જતા હતા. ૨૯૧

## જન્ગ્ કર્દને બહ્રામ્ બા ગોર્ગ્ બગોફ્તએ શન્ગલ્ વ કોશતને ઊ ગોર્ગ્રા.

બબહ્રામ ગોફ્ત અય પસન્દીદહુ મર્દ
બર્આયદ્ બદસ્તે તો હર્ કાર્ કર્દ

## શંગલના કહેવાથી બેહરામે વરૂ સાથે લડાઈ કરવી અને તેણે વરૂને મારી નાખવું.

પછી શંગલે બેહરામને કહ્યું કે "ઓ પસંદગી પામેલા મર્દ!-તારા હાથથી દરેક કામ પાર પડી શકે છે.

ચકી બીશહ્ નઝદીકે શહ્‌રે મનસ્ત
કઝાન્ બીશહ્ અન્દીશહ્ બહ્‌રે મનસ્ત
ચકી ગોરૂગ્ દરૂ વય બસાને નહન્ગ્
બેદરૂરદ હેલે શીરો ચર્મે પલન્ગ્
બનઝદીકે આન્ ગોરૂગ્ બાયદ શદન્
હમહ્ ચર્મે ઊરા બતીરૂ આઝદન્
મગરૂ જુ બરૂ આસાયદ ઈન્ બૂમો બરૂ
બફરૂરે તો અય મર્દે પીરૂઝગરૂ
ચકી જાહ્ બાશદ્દત નઝદીકે મન્
ચે નઝદીકે ઈન્ નામદારૂ અન્જુમન્
કે જાવીદ દરૂ કેશ્વરે હેન્દો ચીન્
કુનદ હરૂ કસી બરૂ તો બરૂ આફરીન્
બદ્ ગોફ્ત બહ્‌રામે પાકીઝહ્ રાય
કે બા મન્ બેબાયદ ચકી રહ્‌નુમાય
ચુ બીનમ બનીરૂએ યઝદાન્ તનશ
બેબીની બખૂન ધર્કહ્ પીરાહનશ
૨૯૨ બદ્ દાદ શન્ગલ્ ચકી રહ્‌નુમાય
કે આન્‌રા નેશીમન્ બેદાનેસ્તો જાય
હમી રફ્ત બા નીકુદેલ્ રહ્‌નમૂન્
બદાન્ બીશએ ગોર્ગે રીઝન્દહ્ ખૂન્
હમી ગોફ્ત ચન્દી ઝે આરામે ઊય
ઝે બાલાઓ પહ્‌નાઓ અન્દામે ઊય
ચુ બેન્મૂદો બરૂગશ્ત બહ્‌રામ તફ્ત
ખરામાન્ બદાન્ બીશએ ગોરુગ્ રફ્ત
પસે પોશ્તે ઊ ચન્દ ઈરાનેયાન્
બપયકારે આન્ ગોરૂગ્ બસ્તહ્ મેયાન્
ચુ અઝ દૂરૂ દીદન્દ બાલાએ ઊય
ચુનાન્ બીશહો સાખ્તહ્ જાએ ઊય
બદ્ હરૂ કસી ગોફ્ત શાહા મકુન્
ઝે મર્દી હમી બુગ્ઝરાની સખુન્
નકર્દસ્ત કસ જન્ગ્ બા કૂહો સન્ગ્
અગરૂચેહ્ દ્લીરી તો શાહા બજન્ગ્
બશન્ગલ્ ચુનીન્ ગૂય કીન્ રાહ્ નીસ્ત
બદીન્ જન્ગ્ દસ્તૂરીએ શાહ્ નીસ્ત
બફર્માન કુનમ જન્ગ્ તા શાહે મન્
અગરૂ બેશનવદ બેસ્પરદ ગાહે મન્
૨૯૩ ચુનીન્ દાદ પાસોખ કે યઝદાને પાક
મરા ગરૂ બહેન્દુસ્તાન્ દાદ ખાક
બજાએ દેગરૂ મર્ગે મન્ ચૂન્ બુવદ
કે અન્દાઝહ્ ઝન્દીશહ્ બીરૂન્ બુવદ
કમાન્‌રા બઝેહ્ કરૂદ મર્દે જવાન્
તો ગોફ્તી હમી ખારૂ ગીરદ રવાન્
બેયામદ દવાન્ તા બનઝદીકે ગરૂગ્
પુરૂ અઝ ખેશ્મ સરૂ દેલ્ નેહાદહ્ બમરૂગ્
કમાને કયાની ગેરેફ્તહ્ બચન્ગ્
ઝે તરૂકશ બરૂ આવરૂદ તીરે ખદન્ગ્
હમી તીરૂ બારીદ હમચુ તગરૂગ્
બદીન્ હમ નેશાન્ તા ધમી ગશ્ત ગરૂગ્
ચકી તીરૂ ઝદ બરૂ સુરીન્‌ગાહે ઊય
કે તીરહ્ શુદ અન્દરૂ ઝમાન્ માહે ઊય

મારાં શેહરની નઝદીકમાંજ એક જંગલ છે-કે જે જંગલથી હું ફિક્‌મંદ બન્યો છું.

તે જંગલમાં મગરમચ્છની મિસાલનું એક વરૂ રહે છે-જે સિંહનું દિલ અને ચિત્તાનું ચામડું ચીરી નાખે છે.

માટે તે વરૂની આગળ તને જવું જોઇયે-અને તેનું તમામ ચામડું તીરથી વિંધી નાખવું જોઇયે.

ઓ ફતેહમંદી ભરેલા શખ્સ! કદાચને તારાં ખોરેહની બરકતે કરી તે વરૂથી આ મારો દેશ શાન્તી મેળવે.

તેથી મારી નઝદીક કે શું મારી નામદારી ભરેલી અંજુમનની નઝદીક તારો મરતબો ઘણોજ વધશે.

કારણકે જાવેદાન સુધી હિંદ અને ચીનના મુલકોમાં-દરેક જણ તારી ઉપર આફ્રીન કર્યાં જશે."

ત્યારે નેક વિચારના બેહરામે તેને જવાબ દીધો-કે "મારી સાથ એક ભોમિયો જોઇયે.

પછી જ્યારે પાક યઝદાનનાં કૌવતથી હું તે વરૂને જોઈશ ત્યારે તું તેનાં બદન ઉપરનું ચામડું લોહીમાં તરબોર થયલું જોશે"

શંગલે તેને એક ભોમિયો કે જે તેનો ગૂફો અને જગ્યા જાણતો હતો, તે આપ્યો

બેહરામ તે ભલા ભોમિયા સાથ પેલાં લોહી રેડનારાં વરૂના જંગલ તરફ ચાલવા લાગ્યો.

તે ભોમિયાએ પેલાં વરૂની રહેવાની જગ્યા માટે તેમજ તેનાં બુલંદ કદ, તેની પોહોળાઇ અને તેનાં શરીર માટે ઘણીક વાતો કરવા માંડી.

જ્યારે તે વરૂની જગ્યા બતાવી પેલો ભોમિયો પાછો ફર્યો ત્યારે બેહરામ આગળ વધ્યો-અને ખુશહાલીથી ચાલતો તે વરૂના જંગલમાં ગયો.

તેની પછાડી કેટલાક ઇરાનીઓ પણ તે વરૂની લડાઈ માટે કમર બાંધીને ગયા.

પણ જ્યારે દૂરથી તેઓએ તેનું કદ, તે જંગલ અને સંતાવાની બનાવેલી જગ્યા જોઇ,

ત્યારે દરેક જણ બોલવા લાગ્યો કે "ઓ પાદશાહ! તું આ સાહસ ના કર-તું મર્દાનગીની હદ ઓળંગી જાય છે.

ઓ પાદશાહ! અગર તું લડાઈ કરવામાં ઘણો બહાદુર છે-છતાં કોઇએ પહાડ અને પત્થર સાથ લડાઇ કીધી નથી.

માટે તું પાછો ફરી શંગલને એમ કહે કે 'આ વાત વાજબી નથી-એવી લડાઇ માટે મારા પાદશાહની પર્વાનગી નથી.

મારા પાદશાહના હોકમથી હું તે લડાઇમાં જઈશ-કે જેથી જ્યારે તે મારાં કામની વાત સાંભળે ત્યારે મને મારી જગ્યા પાછી સપુરદ કરે."

બેહરામે તેઓને એવો જવાબ દીધો કે "પાક યઝદાને-મારી મિટ્ટી જો હિંદુસ્તાનમાં લખી હશે,

તો મારૂં મોત બીજી જગ્યાએ કેવી રીતે આવશે?-આ વાત મારા ધ્યાનમાં ઉતરતી નથી."

એટલું કહી તે જવાન મર્દે પોતાની કમાનનો ચિલ્લો ચઢાવ્યો-તું કહે ગોયા તે પોતાના જીવને કાંઇ નકામોજ સમજે છે.

તે દોડતો વરૂની નઝદીક આવ્યો તેનું સર ગુસ્સાથી ભરેલું અને દિલ મોત ઉપર ઠરેલું હતું.

તેણે પાદશાહી કમાન હાથમાં પકડી-અને ભાથામાંથી ખંદગી તીર બાહેર કાઢયો.

તેણે કરાંની મિસાલ તીર વરસાવા માંડયા-જેથી પેલું વરૂ સુસ્ત પડી ગયું.

એક તીર તેનાં કુલાંમાં માર્યો-કે તેજ વખતે તેનો રોશન માહતાબ સીઆહ બન્યો (યાને તે માર્યું ગયું).

ચુ દાનેસ્ત ફૂરા સરૂઆમદ ઝમાન
બરૂ આહીખ્ત ખન્જરૂ બજાએ કમાન
સરે ગોરૂગ્રા પસ્ત ખુશ્નીદો ગોફ્ત
બનામે ખોદાવન્દે બી યારો જોફ્ત
કે ઊ દાદ ચન્દી મરા ફરૂરો ઝૂરૂ
બફર્માને ઊ તાબદ અઝ ચરૂખ હુરૂ
બેફરમૂદ તા ગાવો ગરૂદૂન બરન્દ
તને ગોરૂગ્ અઝાન્ બીશહ્ બીરૂન્ બરન્દ
બેબોર્દન્દો ચૂન્ દીદ શન્ગલ્ ઝે દૂરૂ
બદીબા બેયારાસ્ત અચવાને સૂરૂ
ચુ બરૂ તખ્ત બેન્શસ્ત પુરૂમાયહ્ શાહ્
નેશાનીદ બહ્રામરા પીશે ગાહ્
હમી કરૂદ હરૂ કસ બરૂ આફરીન્
બુઝોર્ગાને હેન્દો સવારાને ચીન્
બેરફૂતન્દ હરૂ મેહ્તરી બા નેસારૂ
બબહ્રામ ગોફૂતન્દ કય નામદારૂ
કસીરા સઝાએ તો કેર્દારૂ નીસ્ત
બકેર્દારે તૂ રાહે દીદારૂ નીસ્ત
બરીન્ નીઝ બુગ્ઝશ્ત ચકૂચન્દ રૂઝ
હમી દાશ્ત બહ્રામરા દેલફરૂઝ
અઝૂ શાહ શન્ગલ્ ગહો ગહ્ બઘમ
ગહી તાઝહ્ રોખસારો ગાહી દેઝમ
હમી ખાસ્ત ફૂરા સરૂઆરદ ઝમાન્
મગરૂ દૂરૂ ગર્દદ દેલશ અઝ ઘમાન્
યકી અઝ્દહા બૂદ બરૂ ખુશ્કો આબ્
બદર્યા ગહો ગાહ્ દરૂ આફ્તાબ્
હમા દરૂ કશીદી બદમ ઝન્દહ્ પીલ્
વઝૂ ખાસ્તી મઉજે દર્યાએ નીલ્
ચુનીન્ ગોફૂત શન્ગલ્ બયારાને ખીશ
બદાન્ તીઝહુશ રાઝદારાને ખીશ
કે મન ઝીન્ ફેરેસ્તાદએ શીરૂ મરૂદ
ગહી શાદમાનમ ગહી પુર ઝે દરૂદ
મરા પોશત બૂદી ગરૂ ઈદરૂ બુદી
બકન્નૂજો બરૂ કેશ્વરમ સરૂ બૂદી
ગરૂ અઝ નઝદે મા સૂએ ઈરાન્ શવદ
ઝે બહ્રામ કન્નૂજ વીરાન્ શવદ
ચુ કેહ્તરૂ ચુનીન્ બાશદો મેહ્તરૂ ઊય
નમાનદ બરીન્ બૂમે મન રન્ગો બૂય
હમહ્ શબ્ હમા કારે ઊ સાખ્તમ
યકી ચારએ દીગરૂ અન્દાખ્તમ
ફેરેસ્તમશ નઝદીકે આન્ અઝ્દહા
કઝ ઊ બીગુમાન્ ઊ નેયાબદ રહા
નબાશમ નકૂહીદહ્ અઝ કારે ઊય
ચુ બા અઝ્દહા ખુદ શવદ જન્ગજૂય
બેગોફ્ત ઇનો બહ્રામરા પીશ ખાન્દ
બસી દાસ્તાને દેલીરાન્ બેરાન્દ
બદ્ ગોફ્ત યઝદાને જાન્ આફરીન્
તોરા ઈદરૂ આવરૂદ ઝીરાન્ ઝમીન્
કે હેન્દુસ્તાન્રા બેશૂઈ ઝે બદ
ઝુનાન્ કઝ રહે નામદારાન્ સઝદ

બેહરામે જ્યારે જાણ્યું કે તેની આખેરી આવી-ત્યારે તેણે કમાનની જગ્યાએ પોતાની તલવાર ખેંચી.

અને તે વરૂનુ સર ખુવારીથી કાપી નાખ્યું અને બોલ્યો કે "ખોદાતાલા કે જેનો કોઇ સાથી કે હરીફ નથી તેનાં નામની મદદથી મેં આ ફતેહ મેળવી.

કે જે સાહેબે મને આટલું બધું ખોરેહ અને કૌવત બક્ષેશ કર્યું-અને જેના ફર્માનથીજ આસ્માન ઉપર આફતાબ રોશની આપે છે."

પછી તેણે ફર્માવ્યું કે "તેઓ ગાડાં અને બળદ લાવે-અને તે જંગલ- માંથી વરૂનું તન બાહેર લઈ જાય." ૨૯૪

તે પ્રમાણે તેઓ લઇ ગયા અને જ્યારે શંગલે દૂરથી તે જોયું-ત્યારે તેણે રેશમી કપડાંથી પોતાનો ખાણી પીણીનો અચવાન સણગાર્યો.

જ્યારે મોભ્ભાદાર પાદશાહ તખ્ત ઉપર બેઠો-ત્યારે બેહરામને પોતાનાં તખ્તની આગળ માનથી બેસાડયો.

તેની ઉપર દરેક હિંદના મોટા લોકો તેમજ ચીનના લડાયક સવારો આફ્રીન કરવા લાગ્યા.

સઘળા સરદારો હાથમાં નેસાર લઈ તેની આગળ આવ્યા-અને બેહ. રામને કહ્યુ કે "ઓ નામદાર!

તારાં જેવાં કામ કોઈ કરે નહીં-તારાં કામ અમારા વિચારમાં આવી શકતાં નથી."

એ વાત ઉપર પણ થોડાક દહાડા નીકળી ગયા-અને હિંદનો પાદ- શાહ બેહરામને ખુશહાલી સાથ રાખવા લાગ્યો.

શંગલ તેનાથી કભી ખુશહાલ અને કભી ગમમાં રહેતો હતો-કભી ખીલેલા ચેહરાનો અને કભી ગમગીન બનતો હતો.

તે કોઈ પણ રીતે બેહરામની આખેરી લાવવા ચાહતો હતો-કે જેથી કદાચ તેનાં દિલનો ગમ દૂર થાય.

તેનાં મુલકમાં ઝમીન ઉપર તેમજ પાણીમાં રહેનારો એક અઝદહા હતો- જે કોઈ વેળા દર્યામાં તો કોઇ વેળા આફતાબની ગર્મીમાં રહેતો હતો.

તે પોતાના દમમાં મસ્ત હાથીને ખેંચી લેતો હતો-અને તેનાથી નીલનો દર્યા પણ મોજો ઉઠાવતો હતો. ૨૯૫

શંગલે પોતાના સાથીઓને તેમજ પોતાના બાહોશ વિશ્વાસુ અમલ- દારોને એ પ્રમાણે કહ્યું,

કે "હું આ શેર મર્દ એલચીથી-કભી ખુશહાલ રહું છું અને કભી દર્દ ભરેલો બનું છું.

અગરજો એ અહીં રહેતે તો મારો મદદગાર બનતે-અને કનુજ ઉપર તેમજ મારા મુલક ઉપર તે સરદાર થતે.

જો એ મારી આગળથી ઈરાન જતો રહેશે-તો બેહરામથી આ કનુજનો મુલક વયરાન થઇ જશે.

જ્યારે આવો બહાદુર તેનો નોકર હોય અને તે જેવો પાદશાહ હોય- તો આ મારાં મુલકની રચના બચી શકે નહીં.

હું આખી રાત તેનાંજ કામનો વિચાર કર્યા કરતો હતો-અને તેવી રીતે મેં એક બીજો ચારો શોધી કાઢયો છે.

હું એને પેલા અઝદહાની નઝદીક મોકલવા માગું છું-કે જેનાથી બેશક એ છૂટકારો પામશે નહીં.

અને જ્યારે તે પોતેજ અઝદહા સાથે લડાઇ કરવા જશે-તો તેના એ કામ માટે હું ઠપકાને લાયક ઠરીશ નહીં."

એટલું બોલી તેણે બેહરામને નઝદીક બોલાવ્યો-અને બહાદુર લોકોની ઘણીક વાતો તેણે ચવાવી.

તે બોલ્યો કે "જાનનો પયદા કરનાર યઝદાન-તને ઇરાન ઝમીનથી અહીં લાવ્યો છે. ૨૯૬

કે તું હિંદુસ્તાનમાંથી જેમ નામદારી ભરેલા લોકોની રીતને લાયક હોય તેમ સઘળી બદીઓ ધોઇ નાખે.

યકી કારૂ પીશસ્ત બા દર્દો રન્જ
બઆઘાઝ રન્જો બફર્જામ ગન્જ
ચુ ઈન્ કર્દહ્ બાશી ઝમાની મપાય
બખુશ્નૂદીએ મન્ બેરવ બાઝ જાય
બશન્ગલ્ ચુનીન્ પાસોખ આવરદ શાહ્
કે અઝ રાએ તૂ બુગ્ઝરમ્ નીસ્ત રાહ્
ઝે ફર્માને તૂ નુગ્ઝરમ્ યકઝમાન્
મગરૂ બદ્ બુવદ ગર્દીશે આસ્માન્

એક દુઃખ અને રંજ ભરેલું કામ તારી આગળ આવી પડયું છે-શુરૂઆતમાં જો કે રંજ છે, પણ શેવટે તો એક ભારી ખઝાનોજ છે.

જ્યારે તું આ કામ કરી રહે ત્યારે થોડોક વખત પણ અહીં થોભતો ના-પણ મારી ભારે ખુશહાલી સાથે તું પોતાની જગ્યાએ પાછો ફરજે."

પાદશાહ બેહરામે શંગલને એવો જવાબ દીધો-કે "હું તારા હોક-મથી ઉલટો ચાલું એ સલાહકારક છેજ નહીં.

આ ફરતાં આસ્માનની ગર્દેશ પૂરી થવા સિવાય-હું તારાં ફર્માનથી એક પળ પણ ફરીશ નહીં."

## કોશતને બહ્રામ્ અઝ્દહારા.

બદુ ગોફ્ત શન્ગલ્ કે યન્દી બલાસ્ત
બરીન્ બૂમે મા બરૂ યકી અઝ્દહાસ્ત
બખુશ્કીઓ દર્યા હમી બુગ્ઝરદ
નહન્ગે દમ આહન્જરા બેશકરદ
તવાની મગરૂ ચારઈ સાખ્તન્
અઝ્ કેશ્વરે હેન્દ પર્દાખ્તન્
બઇરાન્ બરી બાઝે હેન્દૂસ્તાન્
હમઢ્ મરૂઝ બાશન્દ હમદાસ્તાન્
૨૯૭ હમાન્ હદ્દયએ હેન્દ બા બાઝ્ નીઝ
ઝે ઊદો ઝે તીઘો ઝે હરૂગૂનહ્ ચીઝ
બદ્ ગોફ્ત બહ્રામ કય પાદશા
બહેન્દ અન્દરૂન શાહો ફર્માન્ રવા
બફર્માને દાદારે યઝદાને પાક
પયે અઝ્દહારા બેબુરૂરમ્ ઝે ખાક
નદાનમ્ કે ઊરા નેશીમન્ કુજાસ્ત
બેબાયદ નમૂદન્ મરા રાહે રાસ્ત
ફેરેસ્તાદ શન્ગલ્ યકી રાહ્નૂય
કે આન્ અઝ્દહારા નુમાયદ બદૂય
હમી રફ્ત બા નામવરૂ સી સવારૂ
ઝે ઇરાન્ બુઝોર્ગાને ખન્જરૂ ગુઝારૂ
હમી તાખ્ત તા પીશે દર્યા રસીદ
બતારીકી આન્ અઝ્દહારા બેદીદ
બેદીદ આન્ તનો પીચેશો ખશ્મે ઊય
હમી આતેશ અફ્રૂખ્ત અઝ્ ચશ્મે ઊય
બુઝોર્ગાને ઇરાન્ ખોરૂશાન્ શુદન્દ
અઝાન્ અઝ્દહા તીઝ જૂશાન્ શુદન્દ
બબહ્રામ ગોફ્તન્દ કય શહ્રૂયારૂ
તો ઈન્રા ચુ આન્ ગોર્ગે પીશીન્ મદારૂ
૨૯૮ બદીન્ બદ્ મદેહ્ શહ્રે ઈરાન્ બબાદ
મકુન્ દુશ્મનતરા બદીન્ બૂમ શાદ
બઈરાનેયાન્ ગોફ્ત બહ્રામ ગોરૂ
કે જાન્રા બદાદારૂ બાયદ સેપોરૂદ
મરા ગરૂ ઝમાનહ્ બદીન્ અઝ્દહાસ્ત
બમર્દી ફેઝૂની નગીરદ ન કાસ્ત
કમાન્રા બઝેહ્ કર્દો બુગ્ઝીદ તીરૂ
કે પયકાન્શરા દાદહ્ બુદ ઝહ્રૂ શીરૂ

## બેહરામે અઝદહાને મારી નાખવો.

શંગલે તેને કહ્યું કે "આ મારા મુલકમાં એક અઝદહા છે કે જે એક મોટી બલા છે.

જે ઝમીન ઉપર તેમજ દર્યામાં આવ જાવ કરી શકે છે-પોતાના દમે કરી માણસોને ગળી જનાર મગરમચ્છનો પણ તે શિકાર કરે છે.

માટે જો તું કાંઇ તેનો એલાજ કરી શકશે અને તે અઝદહાથી આ હિંદનો મુલક ખાલી થઇ શકશે,

તોજ તું હિંદુસ્તાનની ખંડણી ઈરાન લઈ જશે-અને એ ઉપર મારો આખો મુલક એકમત થશે.

વળી તે ખંડણી સાથ હિંદનું અગર તેમજ હિંદી તલવાર અને એ વગેરે બીજી જાદી જાુદી ચીઝોનો હદયો પણ લઈ જઇ શકશે."

બેહરામ બોલ્યો કે "ઓ પાદશાહ! ઓ હિંદના મુલકમાં રાજ ચલાવનાર અને હોકમ કરનાર!

ઈન્સાફી પાક યઝદાનના હોકમથી-આ અઝદહાનાં કદમ આ ઝમીન ઉપરથી કાપી કાઢીશ.

પણ હું તેનાં રહેઠાણની જગ્યા જાણતો નથી કે કયાં છે?-માટે મને ત્યાં જવાની સીધી રાહ દેખાડવી જોઈયે."

ત્યારે શંગલે એક ભોમિયો તેની સાથ મોકલ્યો કે તે બેહરામને પેલો અઝદહા દેખાડે.

ઈરાનના તલવાર મારનારા અમીરોમાંથી-ત્રીસ નામચીન સવારો સાથે બેહરામ ચાલવા લાગ્યો.

તે પેલા દર્યા સુધી ગયો ત્યાં સુધી ચાલ્યા કીધો-ત્યાં તેણે અંધારામાં તે અઝદહાને જોયો.

તેણે તેનું તે ભારી તન, તેની વળણ અને તેનો ગુસ્સો જોયો-તેની આંખમાંથી આતશ રોશન થતો હતો.

તે અઝદહાને જોઇ ઈરાનના મોટાઓ ઘણાજ ઉસ્કેરાઇ ગયા અને પોકાર કરવા લાગ્યા,

અને બેહરામને કહેવા લાગ્યા કે "ઓ પાદશાહ!-તું કાંઇ એને પેલાં આગળનાં વરૂ જેવું ના સમજતો-

આ આફતથી ઈરાન દેશને બરબાદ ના કર અને આ મુલકમાં તારા દુશ્મનને ખુશહાલ ના બનાવ."

બહાદુર બેહરામે ઈરાનીઓને કહ્યું-કે "આપણાં તન તો ખોદા-તાલાનેજ સોંપવા જોઇયે.

જો મારો વખત આ અઝદહાથીજ પુરો થવાનો હશે-તો ગમે એવી મર્દાનગી દેખાડવાથી તેમાં વધારો કે ઘટાડો થઈ શકવાનો નથી."

એટલું કહી તેણે કમાનને ચિલ્લો ચઢાવ્યો અને એક તીર પસંદ કરી ખેંચી કાઢયો-કે જેનાં પયકાનને ઝેહરનું પાણી પાયલું હતું.

બરાન્ અઝ્દહા તીરૂ બારાન્ ગેરેફ્‌ત
ચપો રાસ્ત જન્ગે સવારાન્ ગેરેફ્‌ત
બપૂલાદે પયકાન્ દહાનશ બેદૂખ્ત
હમી ખારૂ અઝ ઝહરે ઊ બરૂ ફોરૂખ્ત
દેગરૂ ચારૂ ચૂબહ્ બેઝદ બરૂ સરશ
ફેરૂરીખ્ત બા ઝહરૂ ખૂન અઝ બરશ
તને અઝ્દહા ગશ્ત અઝાન તીરૂ સોસ્ત
હમી ખાકૂરા ખૂન ઝે ઝહરશ બેશોસ્ત
સબુક તીઘે ઝહરૂ આબ્ગૂન બરૂ કશીદ
બતુન્દી દેલે અઝ્દહા બરૂ દરીદ
બતીઘો તબરૂઝીન બેઝદ ગર્દનશ
બખાક અન્દરૂ અફ્ગન્દ પીચાન તનશ
ચુ અઝ અઝ્દહા ગશ્ત પર્દાખ્તહ્
બપીશે જહાન્દારૂ શુદ સાખ્તહ્
હમી ગોફ્‌ત કય દાવરે દાદ પાક
તો કર્દી ચુનીન્ અઝ્દહારા હલાક
વગરૂનહ્ કેરા બૂદ ઈન્ દસ્તગાહ્
તોઈ બન્દગાન્રા ઝે હરૂ બદ પનાહ્
વઝાન્ જા બેયામદ સુએ શાહે હેન્દ
સુએ નામવરૂ લશ્કરૂ આરાએ સેન્દ
કે પરૂદુખ્તહ્ શુદ શાહ્ અઝીન્ કાર્ઝારૂ
બફરૂમાને દાદારે પર્વર્દેગારૂ
ચુ શન્ગલ્ શનીદ ઈન્ શુદ અન્દૂહગીન્
કે ઊરા ચુનીન્ દીદ બરૂ પોશ્તે ઝીન્
બેફરૂમૂદ તા ગાવો ગરૂદૂન્ બરન્દ
ઝે બીશહ્ તનશરા બહામૂન્ બરન્દ
બરૂઆમદ ઝે હેન્દૂસ્તાન્ આફરીન્
ઝે દાદારૂ બરૂ બૂમે ઇરાન્ ઝમીન્
કે ઝાયદ બરાન્ ખાક ચૂનીન્ સવારૂ
કે બા અઝ્દહા સાઝદ આન્ કાર્ઝારૂ
બદીન્ બુર્ઝો બાલાઓ આન્ શાખો યાલ્
નબાશદ જોઝ અઝ શહ્રૂયારશ હમાલ્

તે અઝદહા ઉપર તીરનો વરસાદ વરસાવવા લાગ્યો—અને સવારોની લડાઇ માફક દાબા જમણી ફરવા લાગ્યો.

પોલાદી તીરની પયકાનથી તેનું મોહું સીવી લીધું—તેનાં ઝેહરથી તે જંગલમાંના કાંટા બળવા લાગ્યા.

બીજા ચાર તીર તેનાં માથાં ઉપર માર્યા—જેથી તેની છાતીમાંથી ઝેહરી લોહી વહેવા માંડયું.

તે તીરથી અઝદહાનું તન સુસ્ત થયું—અને તેનાં ઝેહરી લોહીએ ઝમીનને ધોવા માડી.

બેહરામે શેતાબ ઝેહરી પાણી પાયલી તલવાર બાહેર કાઢી—અને ઉતાવળે તે અઝદહાનું શરીર ચીરી નાખ્યું.

તલવાર અને કુહાડીએ તેની ગર્દન કાપી નાખી—તેનું તરફડતું શરીર ખાકમાં નાખ્યું.

જ્યારે તે અઝદહા મારી ફારેગ થયો—ત્યારે તે ખોદાતાલા આગળ બંદગી કરવા પડયો. ૨૯૫

તે એ પ્રમાણે બોલવા લાગ્યો કે "એ પાક ઇન્સાફના ખાવંદ !—તેંજ એવા અઝદહાને હલાક કીધો.

નહીં તો આવી શક્તિ કોણને હતી?—તુંજ સઘળા બંદાઓને દરેક આફતમાંથી બચાવનારો છે."

પછી તે ત્યાંથી હિંદના પાદશાહ અને સિંધના સેપહસાલારની તરફ આવ્યો,

કે "ઇન્સાફી પર્વર્દેગારના હોકમથી પાદશાહ તે અઝદહાની લડાઇથી ફારેગ થયો છે."

જ્યારે શંગલે આ સાંભળ્યું ત્યારે તે દિલગીર થયો—કારણ હજી તેણે ઘોડાનાં ઝીન ઉપરજ બેઠેલો જોયો.

તેણે હોકમ કીધો કે "બળદ અને ગાડું લઈ જાય—અને જંગલમાંથી તે અઝદહાનાં શરીરને મયદાનમાં લઈ આવે."

આખાં હિંદુસ્તાનમાંથી "ઈરાન સરઝમીન ઉપર ખોદાતાલા તરફની દોઆ હોજો !"ના પોકારો નીકળ્યા.

કે "તે મુલકમાં એવો બહાદુર સવાર પયદા થાય છે—કે જે અઝદહા સાથે આવી રીતની લડાઈ કરે છે.

આવી બુલંદી, આવું ઊંચું કદ અને આવી બાઝૂ અને ગર્દનવાળો શખ્સ—પાદશાહની બરાબરિયા સિવાય બીજો કોઈજ હોઇ શકે નહીં."

---

## અન્દીશહ્‌મન્દ્ શુદને શન્ગલ્ અઝ્ બહ્‌રામ્ વ દુખ્તરે ખુદ્ દાદન્ બઊ.

—:o:—

હમહ્ શાદો શન્ગલ્ દેલી પુરૂ ઝે દરૂદ
હમી દાશ્ત અઝ કારે ઊ રૂય ઝરૂદ
શબ્ આમદ બેખાવરૂદ ફર્ઝાનહ્‌રા
હમાન્ મરૂદુમે ખીશો બીગાનહ્‌રા
ચુનીન્ ગોફ્‌ત કીન્ મર્દે બહરામ શાહ્
બદીન્ ઝૂરો ઈન્ શાખો ઈન્ દસ્તગાહ્
નેયાબદ હમી રન્જશ અઝ હીચ રૂય
ઝે હરૂચૂનહ્ કામીખ્તમ રન્ગો બૂય

## શંગલનું બેહરામ માટે વિચારવંત બનવું અને તેને પોતાની બેટી આપવું.

—:o:—

સઘળાઓ જ્યારે ખુશહાલ બન્યા હતા ત્યારે શંગલ દર્દ ભરેલાં દિલનો હતો—બેહરામના કામથી તેનો ચેહરો ફિક્કો પડયો જતો હતો. ૩૦૦

તેણે રાત પડતાંજ દાનાઓ તેમજ પોતાના કુટુંબીઓ અને બીજા પારકા શખ્સોને બોલાવ્યા.

તે બોલ્યો કે "આ આવા ઝોરવાળો આવી બાઝૂવાળો અને આવી શક્તિવાળો પાદશાહ બેહરામનો એલચી,

કે જેને મેં દરેક રીતે ફરેબમાં નાખ્યો—તો પણ તે કોઈબી રીતે દુ:ખી થતો નથી.

ગર અઝ નઝદે મા ઊ બઈરાન શવદ
બનઝદીકે શાહે દેલીરાન શવદ
સેપાહે મરા સુસ્ત ખાનદ બકાર
બહેન્દુસ્તાન નીસ્ત ગૂયદ સવાર
સરફ્રાઝ ગર્દદ મગર દુશ્મનમ
ફેરેસ્તાદહરા સર ઝે તન બર કનમ
નેહાનશ હમી કરદ ખાહમ તબાહ
ચે ગૂઇદો ઇન્‌રા ચે બીનીદ રાહ
બદ્ ગોફત ફર્ઝાનહ્ કય શહરયાર
દેલતરા બદીન્ ગૂનહ્ રન્જહ્ મદાર
ફેરેસ્તાદએ શહરયારાન કોશી
ઝે બીદાનેશી બાશદો બીહોશી

૩૦૧ કસ અન્દીશહ્ ઝીનગૂનહ્ હરગેઝ નકરદ
બગેર્દ ચુનીન્ રાય હરગેઝ મગરદ
બરે મેહ્તરાન્ ઝેશ્ત નામી બુવદ
સેપહ્બુદ બમર્દુમ ગેરામી બુવદ
ગર ઈન્ મર્દરા સર બકાઝ આવરી
બદીન્ મર્ઝ રન્જે દરાઝ આવરી
હમાનગહ્ બેયાયદ ઝે ઈરાન્ સેપાહ
યકી તાજદારી ચુ બહરામ શાહ
નમાનદ કસ અઝ મા બદીન્ બૂમો રોસ્ત
બેબાયદ ઝે શાહી તોરા દસ્ત શોસ્ત
રહાનન્દએ માસ્ત અઝ અઝદહા
ન કોશતન્ બુવદ રન્જે ઊરા બહા
બરીન્ બૂમે મા અઝદહા કોશતો ગર્ગ
બતન્ ઝેન્દગાની ફેઝાયેશ ન મર્ગ
ચુ બેશનીદ શન્ગલ્ સખુન તીરહ્ ગશ્ત
ઝે ગોફતારે ફર્ઝાનગાન્ ખીરહ્ ગશ્ત
બેબૂદ આન્ શબો બામદાદે પગાહ
ફેરેસ્તાદ કસ નઝદે બહરામ શાહ
બતનહા તને ખીશ બી અન્જુમન્
ન દસ્તૂર બુદ પીશો ન રાયઝન્

૩૦૨ બબહરામ ગોફત અય દેલારાય મર્દ
તવાન્ગર શુદી ગેર્દે બીશી મગર્દ
બતૂ દાદ ખાહમ હમી દુખ્તરમ
ઝે ગોફતાર કેર્દાર બાશદ બરમ
ચુ ઈન્ કર્દહ્ બાશમ બરે મન્ બેઈસ્ત
કઝ ઈદર ગુઝશતન્ તોરા રૂય નીસ્ત
તોરા બર સેપહ્ કામગારી દેહમ
બહેન્દુસ્તાન શહરયારી દેહમ
ફેરૂમાન્દ બહરામો અન્દીશહ્ કર્દ
ઝે તખ્તો નેઝાદો ઝે નન્ગો નબર્દ
બદેલ ગોફત ખુદ કર્દહરા ચારહ્ નીસ્ત
બકસ બર અઝીન્ કાર બીચારહ્ નીસ્ત
વદીગર કે જાનરા બેયાબમ અઝીન્
બેબીનમ મગર ખાકે ઈરાન ઝમીન
કે ઈદર બદીનસાન્ બેમાન્દીમ દીર
બર આવીખ્ત બર દામે રૂબાહ શીર
બશન્ગલ ચુનીન્ ગોફત ફર્માન કુનમ
ઝે ગોફતારત આરાયેશે જાન કુનમ

અગરજો તે આપણી આગળથી ઈરાન જશે-અને બહાદુર લોકોના પાદશાહની નઝદીક પહોંચશે,

તો તે મારાં લશ્કરને નિર્બળ સમજશે-અને કહેશે કે 'હિંદુસ્તાનમાં એક પણ બહાદુર સવાર નથી.'

એથી મારો દુશ્મન સરફ્રરાઝ બનશે-માટે હું આ એલચીનું સર તનથી જુદું કરવા માગું છું.

હું તેને છૂપી રીતે મારી નાખવા ચાહું છું-આ બાબતમાં તમો શું કહો છો અને શું સલાહ આપો છો?"

એક દાના શખ્સે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-તું તારા દિલને એવી રીતે દુઃખી ના રાખ.

પાદશાહોના એલચીને તું મારી નાખે-તો એ કામ બેવકૂફીનું અને નાદાનીનું હોય છે

કદી પણ કોઇયે એવા રીતનો વિચાર કીધો નથી-માટે તું એવો વિચાર કદી પણ ના કર.

પાદશાહો વચ્ચે તે બદનામ થાય-દેશના વડાઓ તો લોકોના માનિતા રહેવા જોઇયે.

અગરજો તું આ મર્દનું સર કાપી નાખશે-તો તું આ મુલક ઉપર ભારી આફત લાવી નાખશે.

તુરતજ ઇરાનથી લશ્કર આવશે-અને શાહ બેહરામ જેવો એક પાદશાહજ અહીં આવશે.

તો આપણામાંથી કોઇ પણ શખ્સ આ મુલકમાં કાયમ રહેશે નહીં-અને તને આ પાદશાહીથી હાથ ધોવા પડશે.

તે બહાદુર મર્દ તો આપણને અઝદહાનાં દુઃખમાંથી છોડવનારો છે-તેને મારી નાખવો એ કાંઈ તેની મેહનતનો બદલો નથી.

તેણે આપણા આ મુલકમાં અઝદહા અને વરૂને માર્યાં-તો તું તેની ઝિંદગી વધાર નહીં કે તેને તું મારી નાખે."

જ્યારે શંગલે એવું સાંભળ્યું ત્યારે તે ગાફેલ બન્યો અને તે દાનાઓની વાતથી ગભરાઇ ગયો.

પછી તે આખી રાત થોભ્યો અને બીજે દિવસે બામદાદે-પાદશાહ બેહરામની નઝદીક કોઇને મોકલી તેડાવી મંગાવ્યો.

કોઇ પણ અંજુમન વગર તેઓ બન્ને જણ એકલાજ મળ્યા-તેની આગળ કોઇ વઝીર કે કોઈ સલાહકારક નહીં હતો.

શંગલે બેહરામને કહ્યું કે "ઓ દિલખુશ કરનાર મર્દ!-તું તવંગર બની ગયો છે માટે હવે વધારે મેહનત કરવાની તને ઝરૂર રહી નથી.

હું તને મારી બેટી સાથ પરણાવા માગું છું-બોલવા કરતાં કરવાનું હું વધારે પસંદ કરૂં છું.

જ્યારે હું એમ કરી રહું ત્યાર પછી તું મારી પાસેજ રહેજે તારે અહીંથી જવાનું કશું કારણ નથી.

હું તને મારાં લશ્કરનો સરદાર બનાવીશ-અને હિંદુસ્તાનમાં પાદશાહી પણ આપીશ"

આ સાંભળી બેહરામ અજબ રહ્યો અને પોતાનાં તખ્ત, બુન્યાદ અને કીર્તિનો વિચાર કરવા લાગ્યો.

તે પોતાનાં મનમાં બોલ્યો કે "પોતાને હાથે કીધેલાંનો ઈલાજજ નથી-આ કામ માટે કોઇને ઠપકો ઘટતો નથી.

અને વળી એમ કર્યાથીજ હું મારો જીવ બચાવીશ-અને કદાચ ઈરાન સરઝમીન ફરીથી જોવા પામીશ.

કારણકે હું અહીં એવી રીતે ઘણોક વખત થોભ્યો છું-કોહલાંના ફાંદામાં સિંહ સપડાયો છે."

પછી તેણે શંગલને કહ્યું કે "હું તારૂં ફર્માન કબૂલ કરૂં છું-તારી વાતથી મારા જાનને રોશન કરૂં છું.

વલીકેન્ ઝે દુખ્તરૂ યકી બરૂ ગુઝીન્
કે ચૂન્ બીનમશ ખાનમશ આફરીન્
ઝે ગોફતારે ઊ શાહ્ શુદ્ શાદે હિન્દ
બેયારાસ્ત અયવાન્ બચીની પરન્દ
સે દુખ્તરૂ બેયામદ ચુ ખુરૂરમ બહારૂ
બઆરાયેશો બૂયો રન્ગો નેગારૂ
બબાલા ચુ સર્વો બરફ્તન્ તઝરૂવ
બરોખસારહ્ માહો મેયાનહા ચુ ઘરૂવ
હમહ પાક બા તઉકો બા ગુશવારૂ
બસરૂ બરૂ બઝરૂ અફસરે નામદારૂ
બબહરામ ગૂરૂ આન્ ઝમાન્ ગોફ્ત રવ
બેયારાય દેલરા બદીદારે નવ
બેશુદ્ તીઝ બહરામો અયવાન્ બેદીદ
અઝાન્ માહરૂયાન્ યકી બરૂ ગુઝીદ
ચુ ખુરૂરમ બહારો સપીનૂદ નામ
હમહ શર્મો નાઝો હમહ રાયો કામ

બદૂ દાદ શન્ગલ સપીનૂદરા
ચુ સર્વે સહી શમએ બી દૂદરા
યકી ગન્જે પુર માયહ તરૂ બરૂ ગુઝીદ
બદાન્ માહરૂખ દાદ શન્ગલ કલીદ
બેયાવરૂદ યારાને બહરામરા
સવારાને બા ઝીઓ ખુદકામરા
દેરમ દાદો દીનારો હરગૂનહ ચીઝ
હમાન્ અમ્બરો ઊદો કાફૂર નીઝ
હમ અઝ અસ્પો ઝરીન્ સેતામો કમરૂ
કસીરા કે શાયેસ્તહ તરૂ તાજે ઝરૂ
હમ અઝ બહરે બહરામ પીરૂઝહ તાજ
બેયારાસ્ત બા નામવરૂ તખ્તે આજ
બેયારાસ્ત અયવાને ગઉહરૂ નેગારૂ
ઝે કન્નૂજ હરૂ કસ કે બુદ નામદારૂ
ખરામાન્ બદાન્ બઝમગાહ આમદન્દ
બશાદી હમહ નઝદે શાહ આમદન્દ
બેબૂદન્દ યક હફતહ બા મય બદસ્ત
હમહ શાદો ખુરૂરમ બજાએ નેશસ્ત
સપીનૂદ બા શાહ બહરામ ગૂરૂ
ચુ મય બૂદ રઉશન બજામે બુલૂરૂ

પણ તારી બેટીઓમાંથી એક એવીને પસંદ કરી ચુંટી કાઢજે-કે જેણીને જ્યારે હું જોઉં ત્યારે તુરતજ તેણી ઉપર આફ્રીન કરૂં."

બેહરામની વાતથી તે હિંદનો પાદશાહ ખુશી થયો-અને તેણે ચીનાઇ રેશમી કપડાંથી પોતાનું અયવાન સણગર્યું. ૩૦૩

શંગલની બહારની મોસમ જેવી ખીલેલી ત્રણે બેટીઓ સોલે સણગાર સાથ ત્યાં આવી.

તેણીઓ કદમાં સરોવરનાં ઝાડ જેવી હતી ચાલવામાં તીતરની મિસાલની હતી-ચેહરામાં માહતાબ જેવી અને તેણીઓની કમર બરૂ માફક પાતળી હતી.

સઘળીઓ સાંકળી અને બાલીથી સજ થયલી હતી-અને માથાં ઉપર નામીચાં સોનેરી તાજ મૂકેલાં હતાં.

શંગલે તુરત બેહરામ ગૂરને કહ્યું કે "જા-નવી નવાઇ જોવા માટે તારાં દિલને તૈયાર રાખ."

બેહરામ શેતાબી કરતો ગયો અને તે અયવાન સઘળું જોયું-અને તે માહતાબને ચેહરેની છોકરીઓમાંથી એકને પસંદ કીધી.

જેણી ખુશી ભરેલા બહારની મિસાલ ખુશનુમા હતી અને જેણીનું નામ "સપીનૂદ" હતું-તેણી શરમાળ, નાઝુક બાંધાની, અકલવાળી અને બેહરામની ખાહેશ મૂજબનીજ હતી.

શંગલે તે સીધાં સરોવર જેવી અને ધુમાડા વગરની બત્તિ જેવી સપીનૂદને બેહરામને આપી.

પોતાના ખઝાનામાંનો ઘણોજ કીમતી ખઝાનો ચુંટી કાઢયો-અને શંગલે તે ખઝાનાની ચાવી તે ચદ્રમુખી બૈરીને સ્વાધીન કીધી.

પછી બેહરામના સાથીઓ કે જેઓ દબદબા સાથના અને આપ એખ્તયાર હાકેમો હતા, તેઓને તેડાવ્યા.

અને તેઓને દિરમ, દીનાર અને બીજી જાત જાતની ચીઝો તેમજ અમ્બર, અગર અને કપૂર વગેરે આપ્યું, ૩૦૪

વળી ઘોડા, સોનેરી લગામ અને કમરબંદ આપ્યા-તેમજ જેઓ કે ઊંચી પદવીના હતા તેઓને સોનેરી તાજ આપ્યાં.

બેહરામને માટે પણ તેણે પીરોઝાનું તાજ-અને હાથીદાંતનું નામીચું તખ્ત તૈયાર કીધું.

તેણે ગોહરના ચીતારવાળો મેહલ સણગાર્યો-કનુજમાં જે કોઈ કે નામદારો હતા,

તેઓ સઘળા ખુશી થતા તે મજલેસમાં પાદશાહની નઝદીક આવ્યા.

તેઓ સઘળા તે મજલેસમાં એક હફતા સૂધી ખુશી ખુરરમી સાથે મય પીતા બેઠા.

સપીનૂદ બિલોરી જામમાંના મયની માફક ઝળકાટ ભરેલી પાદશાહ બેહરામ ગૂર સાથ બેઠી હતી.

## નામએ ફગ્ફૂરે ચીન્ બબહરામ્ વ પાસોખે આન્ નામહ્.

:o:

ચુ ઝીન્ આગહી શુદ બફગ્ફૂરે ચીન્
કે બા ફરૂરો મર્દી અઝ ઈરાન્ ઝમીન્
બનઝદીકે શન્ગલ ફેરેસ્તાદહ બૂદ
હમાના કઝ ઈરાન્ તહમ ઝાદહ બૂદ
બકેન્દ અન્દરૂન્ ચન્દ કારે બુઝોરગ
બદસ્તે હમાન્ શીરૂ મરૂદે સુતોરગ

## ફગફૂરે ચીનનું બેહરામ ઉપર નામુ અને તે નામાનો જવાબ.

:o:

જ્યારે એ ખબર ફગફૂરે ચીનને થઈ કે "ઇરાન ઝમીનથી દબદબા અને મર્દાનગીવાળો,

એક એલચી બેહરામે શંગલની નઝદીક મોકલ્યો હતો-ધારવા મળે તે ઇરાનના કોઈ મોટાનો છોકરો થતો હતો.

અને તેજ બહાદુર શેર મર્દને હાથે હિંદમાં કેટલાંક મોટાં કામો,

૩૦૫ બરૂ આમદ બમર્દીઓ નીરૂએ બખ્ત
નઝીબદ બરૂ બરૂ મગરૂ તાજો તખ્ત
બદૂ દાદ શન્ગલ્ યકી દુખ્તરશ
કે બરૂ માહુ સાયદ હમી અફૂસરશ
યકી નામહુ નઝદીકે બહુરામ શાહુ
નેવેશ્ત આન્ જહાનદારૂ બા દસ્તગાહુ
બઅન્વાન બરૂ અઝ શાહુરૂયારે જેહાન્
સરે નામદારાનો તાજે મેહાન્
બનઝદે ફેરેસ્તાદએ પારૂસી
કે આમદ બકન્નૂજ બા યારૂ સી
દેગરૂ ગોફૂત કામદ બમા આગહી
ઝે તૂ નામવરૂ મરૂદ બા ફરૂરહી
ખેરદમન્દીઓ મર્દુમી રાએ તૂ
કુશોર્દન્ બહરૂ જાય બરૂ પાએ તૂ
કુજા ગોર્ગો આન્ નામદારૂ અઝદહા
ઝે શમ્શીરો તીરત્ નેયાબદ રહા
બતૂ દાદ દુખ્તરૂ કે પયવન્દે માસ્ત
કે હેન્દુસ્તાન્ ખાકે ઊરા બહાસ્ત
સરે ખીશરા બોર્દી અન્દરૂ હવા
બપયવન્દે આન્ શાહે ફર્માનરવા
૩૦૬ બઈરાન્ બુઝોર્ગીસ્ત ઝીન્ શાહુરા
સઝદ તાજે ઊ અફૂસરે માહુરા
કે પયઘમ્બરશ યારે દરૂખરૂ ગેરેફૂત
બકન્નૂજ શુદ માહુ દરૂ બરૂ ગેરેફૂત
કુનૂન રન્જ બર્દારો ઈદરૂ બેયાય
બહીન્ મરૂઝ ચન્દાન્ કે ખાહી બેપાય
બદીદારે તૂ ચશ્મ રઉશન્ કુનમ
રવાન્રા ઝે રાએ તો જઉશન્ કુનમ
ચુ ખાહી કે ઈદરૂ શવી બાઝ જાય
ઝમાની નગૂયમ બરે મા બપાય
બેરવ શાહ બા ખેલ્અતો ખાસ્તહુ
ખુદો નામદારાનત આરાસ્તહુ
તોરા આમદન્ નઝદે મન્ નન્ગ્ નીસ્ત
કે બા શાહે ઈરાન્ મરા જન્ગ્ નીસ્ત
મકુન્ સુસ્ત અઝીન્ આમદન્ ઈચ્ રાય
ચુ ખાહી કે બરૂ ગર્દી ઈદરૂ મપાય
ચુ નામહુ બેયામદ બબહુરામ ગૂરૂ
બદેલશ અન્દરૂ આમદ અઝાન્ નામહુ શૂરૂ
નવીસન્દહુરા ખાન્દો પાસોખ નેવેશ્ત
બપાલીઝે ચીનહુ દેરખ્તી બેકેશ્ત
૩૦૭ સરે નામહુ ગોફૂત આન્ચે ગોફૂતી રસીદ
દો ચશ્મે તો જોઝ કેશ્વરે ચીન્ નદીદ
બઅન્વાન્ બરૂ અઝ પાદૂશાહે જેહાન્
નેવેશ્તી સરફ્રાઝે તાજે મેહાન્
જોઝ આન્ બુદ કે ગોફૂતી સરાસરૂ સોખન્
બુઝોર્ગી તોરા મન્ નખાનમ કોહન્
શાહન્શાહુ બહુરામ ગૂરસ્તો બસ
જોઝ ઊ દરૂ ઝમાનહુ નદાનીમ કસ
બમર્દીઓ દાનેશ બફરૂરો નેઝાદ
ચુનૂ પાદૂશા કસ નદારદ બયાદ

તેણી મર્દાનગી અને નસીબનાં કૌવતે બર આવ્યાં છે-તેને તાજ અને તખ્ત સિવાય કાંઈ બીજું ઝેબ આપતું નથી.

શંગલે તેને પોતાની એક બેટી આપી છે-કે જેણીનું તાજ માહતાબ ઉપર લાગે છે.”

આથી તે કૌવતમંદ પાદશાહે શાહ બેહરામ ઉપર એક નામુ લખ્યું.

નામાને મથાળે “નામદારોના સરદાર અને મોટાઓનાં તાજ જેવા દેશના પાદશાહ તરફથી,

પેલા પાર્સી એલચી, કે જે કનોજમાં પોતાના ત્રીસ સાથીઓ સાથે આવ્યો છે; તેની નઝદીક પુગે.”

પછી લખ્યું કે “તું દબદબા સાથના નામવર મર્દ માટે અમોને ખબર મળી છે.

તારી વિદ્વત્તા, તારા માણસાઇપણાને લાયકના વિચારો-અને દરેક જગ્યાએ મઝબૂતાઈથી ઉભું રહેવા માટે સાંભળ્યું છે,

કે તે વરૂ અને પેલો નામીચો અઝદહા-તારી તલવાર અને તારા તીરથી છુટી શક્યા નથી.

તેણે જે છોકરી તને આપી છે અને જેણીના એક તલની કીમત આખું હિંદુસ્તાન છે, તે અમારી સગી છે

તે હુકમ ચલાવનાર હિંદના પાદશાહ સાથની તારી સગાઈથી-તું પોતાનું સર આસ્માન ઉપર લઈ ગયો છે.

એ વાતથી ઇરાનના પાદશાહને મોટાઇજ છે-અને તેનું તાજ માહતાબનાં તાજને લાયકનું બન્યું છે.

કે તેનો એલચી લાયક ધણીયાણી સાથ પરણ્યો છે-કનોજ (હિંદુસ્તાન)માં જઇ તેણે તે માહતાબને ચેહરેનીને પોતાની બગલમા લીધી.

હવે તું તસ્દી લે અને અહીં મારી આગળ આવ-આ મુલકમાં તારી મરજી પડે ત્યાં સૂધી થોભજે.

તને જોઈ હું મારી આંખો રોશન કરીશ-અને મારા જાનને તારી દાનાઈનું બખ્તર પેહેરાવીશ.

જ્યારે તું અહીંથી પાછો જવા માંગશે-ત્યારે હું તને મારી નઝદીક વધુ થોભવા માટે જરા પણ કહીશ નહીં.

તું પોતે અને તારા સરદારો તૈયાર થઈને-સરપાવ અને હદયા સાથ ખુશહાલ પાછા જજો.

મારી નઝદીક આવવામાં તને કાંઈ શર્મ લાગવાની નથી-કારણકે મને ઇરાનના પાદશાહ સાથ કાંઇ ઝગડો નથી.

અહીં આવવા માટે તું કોઈ પણ રીતે સુસ્તી ના કરતો-અને જ્યારે તું અહીંથી પાછો ફરવા માગે ત્યારે તું થોભતો પણ ના.”

જ્યારે તે નામુ બેહરામ ગૂર આગળ આવી પહોંચ્યું-ત્યારે તે નામુ વાંચી તેનાં દિલમાં ગભરાટ છુટયો.

તેણે તુરત મુન્શીને બોલાવી જવાબ લખ્યો-અને ચીનાના બાગમાં એક નવું ઝાડ રોપ્યું.

નામાની શુરૂઆતમાં લખ્યું કે “જે કાંઈ તેં લખ્યું તે મને પહોંચ્યું છે-તારી બન્ને આંખોએ ચીનના મુલક સિવાય બીજુ કાંઈ જોયુંજ નથી.

તારાં કાગઝની શુરૂઆતમાં તેં એવી રીતે સરનામુ કર્યું છે, કે ‘આ નામુ જેહાનના નામદાર પાદશાહોનાં તાજ તરફથી.’

આવું તારૂં લખાણ ખરૂં નથી-અસલથીજ હું તને મોટાઇને લાયક ગણતો નથી.

શેહનશાહ તો માત્ર બેહરામ ગૂરજ છે-તેના સિવાય આ ઝમાનામાં બીજા કોઇને અમો ગણતાજ નથી.

મર્દાનગીમાં, બાહોશીમાં, દબદબામાં અને ઊંચી બુન્યાદમાં-તેના જેવો બીજો પાદશાહ હોય એમ કોઇને યાદ પણ નથી.

જહાનદારૂ પીરૂઝગરૂ ખાનમશ
ઝે શાહાન્ સરફ્રાઝ તરૂ દાનમશ
હેગરૂ આન્ચે ગોફૂતી કે મન્, કર્દહુ અમ
બહેન્દૂસ્તાન્ રન્જહા બોર્દહુ અમ
હમાન્ અખ્તરે શાહુ બહુરામ બૂદ
કે બા ફરૂરો અઉરન્દો બા નામ બૂદ
હોનરૂ નઝહે ઈરાનેયાનસ્તો બસ
નદારન્દ શીરે ઝેયાનરા બકસ
હમહુ યકુ દેલાનન્દો યઝદાન્ શેનાસ
બનીકી નદારન્દ અઝ બદ હેરાસ
દેગરૂ આન્ કે દુખ્તરૂ બમન્ દાદ શાહુ
બમર્દી ગેરેફ્તમ મન્ ઈન્ પીશગાહુ
યકી પાદશા બૂદ શન્ગલ્ બુઝોરૂગ્
બમર્દી હમી રાનદ અઝ મીશ ગોરૂગ્
ચુ બા મન્ સઝા દીદ પયવન્દે ખીશ
બમન્ દાદ શાયેસ્તહુ ફર્ઝન્દે ખીશ
દેગરૂ આન્ કે ગોફૂતી કે ખીઝ ઈદરૂ આય
બહરૂ નીકુઇ બાશમત રહુનુમાય
મરા શાહે ઇરાન્ ફેરેસ્તદ બહન્દ
બચીન્ આયમ અઝ બહરે ચીની પરન્દ
નબાશદ ઝે મન્ શાહુ હમદાસ્તાન્
કે રાનમ બરીન્ગૂનહુ બરૂ દાસ્તાન્
દેગરૂ આન્ કે ગોફૂતી કે બા ખાસ્તહુ
બઈરાન્ ફેરેસ્તમત આરાસ્તહુ
મરા કરૂદ યઝદાન્ અઝાન્ બીનેયાઝ
બચીઝે કસાન્ દસ્ત કર્દન્ દરાઝ
ઝે બહુરામ દારમ બબખ્શેશ સેપાસ
નેયાયેશ કુનમ રૂઝો શબ્ દરૂ સે પાસ
ચહારોમ સખુન્ ચૂન સેતૂદી મરા
હોનરૂ આન્ચે બુદ બરૂ ફેઝૂદી મરા
પઝીરોફ્તમ આન્ અઝ તો અય શાહે ચીન્
બેગૂયમ અબા શાહે ઈરાન્ ઝમીન્
ઝે યઝદાન્ તોરા બાદ ચન્દાન્ દોરૂદ
કે આનરા નદાનદ ફલફ્ તારો પૂદ
બરાન્ નામહુ બેન્હાદ મોહુરો નેગીન્
ફેરેસ્તાદ પાસોખ બરે શાહે ચીન્

હું તેનેજ ફતેહમંદ પાદશાહ કહું છું-અને સઘળા પાદશાહોમાં તેનેજ વધારે સરફરાઝ જાણું છું.

વળી હિંદુસ્તાનમાં રંજ ખેંચી મેં કામો કર્યાં તે માટે જે કાંઇ તેં લખ્યું,

તે સઘળું પાદશાહ બેહરામના બુલંદ નસીબના પ્રતાપેજ હતું-કારણકે તે ઇઝદી નૂર ધરાવનારો, તાજો તખ્ત ધરાવનારો અને કીર્ત્તિ ભરેલો પાદશાહ છે.

કોઈ પણ જાતનો હોનર હોય તો તે ફકટ ઈરાનીઓને પાસેજ છે-તેઓ વિકરાળ સિંહને કોઈ ચીઝ ગણતા નથી

તેઓ સઘળા સમ્પીલા રહે છે અને પાક યઝદાનનેજ પિછાનનારા છે-અને તેઓ પોતાની ભલાઇને લીધે બૂરાઈની બીક રાખતાજ નથી.

બીજું એ કે હિંદના રાજાએ મને પોતાની બેટી આપી છે-તો તે માન મેં મારી મર્દાનગીથી મેળવ્યું છે. ૩૦૮

શંગલ એક મોટો પાદશાહ છે-જે પોતાની બહાદુરીએ કરી વરૂને બકરાં આગળથી હાંકી કાઢે છે.

જ્યારે તેણે મારી સાથના પોતાનાં સંબંધને વાજબી વિચાર્યો-ત્યારે તેણે પોતાનું લાયક ફર્ઝંદ મને આપ્યું.

વળી તું કહે છે કે 'તું ઉઠ અને અહીં આવ-હું દરેક નેકીમાં તારો રેહનુમા થઈશ.'

મને ઈરાનના શાહે હિંદુસ્તાન મોકલ્યો છે-અને જો ચીનાઈ રેશમી કાપડ માટે ચીન ખાતે આઉં,

તો તે વિચાર સાથ મારો પાદશાહ મળતો થાય નહીં-કે જેથી એવી વાત હું કરી શકું.

વળી ત્રીજું એ જે તેં લખ્યું કે 'હું તને ખઝાના સાથ નવાઝેશ કરીને પાછો મોકલીશ.'

તો તું જાણકે ખોદાતાલાએ મને કોઇ બીજાની ચીઝ ઉપર હાથ લમ્બાવાથી બે નેયાઝ કીધો છે.

હું પાદશાહ બેહરામનીજ બક્ષેશના શુકરાના કરૂં છું-અને રાત દહાડો ત્રણ મરતબે ખોદાની બંદગી કરૂં છું.

ચોથું એ જે તેં મારી તારીફ કીધી-અને મારાં કામને આટલું બધું વખાણ્યું,

તો તે હું ઓ ચીનના પાદશાહ! તારી તરફથી કબૂલ કરૂં છું-હું ઈરાન ઝમીનના પાદશાહને એ વાત કહીશ. ૩૦૯

ખોદાતાલા તરફની તારી ઉપર એટલી બધી દોઆ ઉતરજો!-કે આસ્માન પણ તેનો હિસાબ કરી શકે નહીં."

પછી તે નામા ઉપર પોતાની મોહરનો છાપ લગાડી-ચીનના પાદશાહ આગળ જવાબ મોકલ્યો.

## ગુરીખ્તને બહ્રામ્ અઝ્ હેન્દૂસ્તાન્ બસૂએ ઇરાન્ બા દુખ્તરે શન્ગલ્.

ચુ બહુરામ બા દુખ્તે શન્ગલ્ બેસાખ્ત
ઝન્ ઊરા હમી શાહે ગીતી શેનાખ્ત
શબો રૂઝ્ ગેર્યાન્ બુદ અઝ્ મેહુરે ઊય
નેહાદહુ દો ચશ્મ અન્દરાન્ ચેહુરે ઊય
ચુ અઝ્ મેહુરે ઊ શન્ગલ્ આગાહુ શુદ
ઝે બદ્હા ગુમાનીશ કૂતાહુ શુદ

## બેહરામનું શંગલની બેટી સાથે હિંદુસ્તાનથી ઈરાન તરફ નાસી જવું.

જ્યારે શંગલની બેટી સાથ બેહરામે નેકાહ કીધા-ત્યારે તે અઉરત બેહરામને દેશના પાદશાહ તરીકેજ પિછાનવા લાગી.

તેણી રાત દહાડો તેનીજ મોહબતમાં રડતી હતી-અને પોતાની બન્ને આંખો તેનાજ ચેહરા ઉપર લગાડેલી રાખતી હતી

જ્યારે બેહરામ ઉપરની તેણીની મોહબતથી શંગલ વાકેફ થયો-ત્યારે સઘળી બૂરાઈથી તેના વિચારો ઓછા થયા.

નેશસ્તન્દ યકૂ રૂઝ શાદાન્ બહમ
સખુન રફ્રૂત હરૂગૂનહુ અઝ બીશો કમ
સપીનૂદરા ગોફૂત બહરામ શાહુ
કે દાનમ કે હસ્તી મરા નીકૂખાહુ
યકી રાઝ ખાહમ હમી બા તો ગોફૂત
ચુનાન્ કુન કે માનદ સખુન્ દર્ નેહોફૂત
હમી રફ્રૂત ખાહમ ઝે હેન્દુસ્તાન્
તો બાશી બદીન્ કાર્ હમદાસ્તાન્
૩૧૦ બરમ મન્ તોરા નીઝ બા ખીશતન્
નબાયદ કે દાનદ કસી ઝન્જુમન્
બઈરાન્ મરા કાર્ અઝીન્ બેહતરસ્ત
હમમ કેર્દેગારે જહાન્ યાવરસ્ત
બરફ્રૂતન્ ગર્ અયદૂન્ કે રાય આયદત
બખૂબી બેરદ રહનુમાય આયદત
બહર્ જાય નામે તો બાનૂ બુવદ
પેદર્ પીશે તખ્તત્ બઝાનૂ બુવદ
સપીનૂદ ગોફૂત અય સરફ્રાઝ મરૂદ
બેહી જૂયો અઝ રાહે દાનેશ મગરૂદ
બેહીન્ અઝ ઝનાને જહાન્ આન્ બુવદ
કઝ્ શૂય હમ્વારહુ ખન્દાન્ બુવદ
અગર્ પાક્ રાયમ ઝે પયમાને તૂ
બેપીચદ નયમ ખુરૂરમ અઝ જાને તૂ
બદ્ ગોફૂત બહરામ પસ્ ચારહુ કુન
વઝીન્ રાય મુકુશાય બા કસ્ સખુન
સપીનૂદ ગોફૂત અય સઝાવારે તખ્ત
બેસાઝમ અગર્ બાશદમ યાર્ બખ્ત
યકી જશ્નગાહસ્ત અઝ ઈદર્ ન દૂર્
કે સાઝદ પેદરૂમ અન્દરાન્ બીશહુ સૂર્
૩૧૧ કે દારન્દ ફરૂરોખ મરાન્ જાયરા
નેશાનન્દ બરૂજા બુત આરાયરા
બુવદ તા દરાન્ બીશહુ ફર્સન્ગ્ બીસ્ત
કે પીશે બુત અન્દર્ બેબાયદ ગેરીસ્ત
બદાન્ જાય નખ્ચીરે ગૂરાન્ બુવદ
હમાન્ જાય યઝદાન્ પરસ્તાન્ બુવદ
શવદ શાહો લશ્કર્ બદાન્ જશ્નગાહુ
કસીરા નમાનદ બશહર્ અઝ સેપાહુ
અગર્ રફ્રૂત ખાહી બદાન્ ગાહુ રવ
હમીશહુ કોહન્ બાદ જશ્નો તો નવ
અઝ એમરૂઝ બેશ્કીબ્ તા પન્જ રૂઝ
ચુ પયદા શવદ હુરે ગીતી ફેરૂઝ
ચુ અઝ શહર્ બીરૂન્ રવદ શહરયાર્
બરફ્રૂતન્ બેયારાયો બર્ સાઝ કાર્
ઝે ગોફૂતારે ઝન્ ગશ્ત બહરામ શાદ
નખોફૂત અન્દર્ અન્દીશહુ તા બામદાદ
ચુ બેન્મૂદ ખુરૂશીદ બર્ ચરૂખ દસ્ત
શબે તીરહુ બારે શબીબાન્ બેબસ્ત
નેશસ્ત અઝ બરે બારહુ બહરામ શાહુ
હમી રાન્દ બા સાઝે નખ્ચીરગાહુ
૩૧૨ બઝન્ ગોફૂત બર્ સાઝો બા કસ્ મગૂય
બેસાઝીમો આરીમ ઝી રાહુ રૂય

તેઓ બન્ને એક દહાડો ખુશહાલ સાથે બેઠાં હતાં-ત્યાં દરેક તરેહની વધતી ઓછી વાતો ચાલી.

પાદશાહ બેહરામે સપીનૂદને કહ્યું-કે "હું જાણું છું કે તું મારૂં ભલું ચાહનારી છે.

હું તને એક ભેદની વાત કહેવા માગું છું-પણ એવું કરજે કે તે વાત છુપીજ રહે.

હું હવે હિંદુસ્તાનથી જવા માગું છું-તું પણ આ કામમાં મારી સાથ એકમત થશે.

હું તને પણ મારી સાથે લઈ જવા માગું છું-પણ એવું નહીં બનવું જોઇએ કે અહીંના લોકમાંથી કોઈ આ વાત જાણે.

ઈરાનમાં મારો દરજ્જો એના કરતાં વધારે ઊંચો છે-વળી જેહાનનો પયદા કરનાર સાહેબ મારો મદદગાર છે.

હવે જો ત્યાં જવા માટે તારો વિચાર થશે અને તારૂં ડહાપણ ખૂબી સાથ તારો રેહનુમા બનશે,

તો ત્યાં દરેક જગ્યાએ તારૂં નામ એક મોટી બાનૂ તરીકે ઓળખાશે-અને તારો બાપ તારાં તખ્ત આગળ ઘુંટણ મરિયે પડશે"

સપીનૂદ બોલી કે "ઓ સરફરાઝ મર્દ! તું ભલાઈજ શોધ અને અકલની રાહથી ના ફર.

દુન્યાની અઉરતોમાંથી તેજ અઉરત વધારે ભલી હોય છે-કે જેણીથી તેણીનો ધણી હમેશે હરતોજ રહે.

અગરજો મારા વિચારો તને આપેલાં વચનથી-ફરે, તો હું તારા જીવથી ખુશહાલ નથી એમ ગણાઉં."

પછી બેહરામે તેને કહ્યું કે "તું એ વાતનો ચારો કર અને આ આપણી ગોહતાણની વાત કોઇને કહેતી ના"

સપીનૂદ બોલી કે "ઓ તખ્તને લાયકના ખાવંદ!-અગરજો મારૂં નસીબ મારો મદદગાર બનશે તો હું એ કરીશ.

અહીંથી નઝદીકમાંજ એક જશ્નગાહની જગ્યા આવેલી છે-કે જે જંગલમાં મારો બાપ ખુશહાલીની મજલેસ કરે છે.

કારણકે તે જગ્યાને એ લોક ઘણી મુબારક ગણે છે-અને ત્યાં મૂર્તિના સેવકોને બેસાડવામાં આવે છે.

તે મયદાનનો વિસ્તાર વીસ ફરસંગ જેટલો છે-જ્યાં પેલા સેવકો મૂર્તી આગળ પ્રર્થના કરે છે.

તે જગ્યાએ ગોરખરોનો શેકાર મળે છે-તેમજ વળી યઝદાન પરસ્તોની પણ તે જગ્યા છે.

પાદશાહ અને લશ્કર તે જશ્નગાહમાં જશે-અને લશ્કરમાંથી કોઇને પણ શેહરમાં રહેવ દેશે નહીં

માટે જો તું જવા માગનો હોય તો તે વખતે જજે-ને ખુશીની મજલેસ જૂની થજો પણ તું તો હમેશે જવાનજ રહેજો!

આજથી પાંચ દહાડા સૂધી સબર કરી જા-પછી જ્યારે દુન્યાને રોશન કરનારો આફતાબ ઝાહેર થાય,

અને જ્યારે પાદશાહ શેહરમાંથી બાહેર જાય-ત્યારે તું જવા માટે તૈયાર થજે અને તારૂં કામ કરી લેજે."

બેહરામ પોતાની બાયડીની વાતથી ખુશી થયો-તે વિચારમાંને વિચારમાં બામદાદ સૂધી ઊંઘાયો નહીં.

જ્યારે ખુરશીદે આસ્માન ઉપર પોતાનો હાથ બતાવ્યો-અને સીઆહ રાતે મુસાફર લોકોનો સામન બાંધ્યો (યાને દિવસ ઉગ્યો),

ત્યારે પાદશાહ બેહરામ ઘોડા ઉપર સવાર થયો-અને પોતાના શેકારના અસ્બાબ સાથે ચાલવા લાગ્યો.

તેણે પોતાની બૈરીને કહ્યું કે "તું તૈયારી કર અને કોઇને કહેતી ના-આપણે સઘળી તૈયારી કરી એ મુલકની રાહ તરફથી નાકળી જઇય."

બેયામદ ચુ નઝદીકે દર્યા રસીદ
બરહ્‍ બારે બાઝારૂગાનાન્ બેદીદ
ચુ બાઝારૂગાન્ રૂએ બહ્‍રામ દીદ
શાહનશાહ્‍ લબ્‌રા બદન્દાન્ ગઝીદ
કે બાઝારૂગાનાને ઈરાન્ બુદન્દ
બઆબો બખુશ્કી દેલીરાન્ બુદન્દ
નફરૂમૂદ બોર્દન્ બપીશશ નમાઝ
ઝે યારાન્ સખુન્‌રા હમી દાશ્ત રાઝ
બબાઝારૂગાન્ ગોફ્તા લબ્‌રા બેબન્દ
કઝીન્ સૂદમન્દીમો હમ બા ગઝન્દ
ગર્ ઇન્ રાઝ દર્ હેન્દ પયદા શવદ
ઝે ખૂન્ ખાકે ઈરાન્ ચુ દર્યા શવદ
કુશાદહ્‍ શુદ આન્ કસ કે લબ્‌રા બેબસ્ત
ઝબાન્ બસ્તહ્‍ બાયદ કુશાદહ્‍ દો દસ્ત
ઝબાને શુમારા બસઉગન્દે સખ્ત
બેબન્દીમ તા બાઝ યાબીમ તખ્ત
બેગૂઇદ કઝ પાક્ બરૂતર્ ખોદાય
બુરીદીમો બસ્તીમ બા દીવ્ પાય
અગર્ હર્ગેઝ્ અઝ્ રાએ બહ્‍રામ શાહ્‍
બેપીચીમો દારીમ બદરા નેગાહ્‍
ચુ સઉગન્દ શુદ ખુર્દેહો સાખ્તહ્‍
દેલે શાહ્‍ અઝાન્ રન્જ પર્દાખ્તહ્‍
બદીશાન્ ચુનીન્ ગોફ્ત પસ શહ્‍રૂયાર્
કે નઝદે શુમા રાઝે મન્ ઝીન્હાર્
બેદારીદો બા જાન્ બરાબર્ કુનીદ
ચુ ખાહીદ કઝ પન્દમ અફ્સર્ કુનીદ
ગર્ અઝ મન્ શવદ તખ્ત પર્દાખ્તહ્‍
સેપાહ્‍ આયદ અઝ હર્સુઈ સાખ્તહ્‍
ન બાઝારૂગાન્ માનદ ઈદર્ ન શાહ્‍
ન દેહકાન્ ન લશ્કર્ ન તખ્તો કોલાહ્‍
ચુ ઝાન્ ગૂનહ્‍ દીદન્દ ગોફ્તારે ઊય
બેરફ્તન્દ ગેર્યાનો પુર્ આબ્ રૂય
કે જાને બુઝોર્ગાન્ ફેદાએ તો બાદ
જવાનીઓ શાહી રદાએ તો બાદ
અગર્ ગન્જે રાઝે તો પયદા શવદ
ઝે ખૂન્ કેશ્વરે મા ચુ દર્યા શવદ
કે યારદ બદીન્‌ગૂનહ્‍ અન્દીશહ્‍ કરદ
ખેરદરા તબર્ રાયરા તીશહ્‍ કરદ
ચુ બેશ્નીદ શાહ્‍ આન્ ગેરેફ્ત આફરીન્
બરાન્ નામદારાને બા ફર્રો દીન્
બસી દાદ બાઝારૂગાન્‌રા દેરમ
બદાન્ તા નગૂયદ બકસ બીશો કમ
અઝાન્ જાય બર્દાશ્ત તાઝી નવન્દ
ફેરૂમાન્દહ્‍ અઝ કારે ચર્ખે બલન્દ
હમી રફ્ત પીચાન્ બઅયવાને ખીશ
બયઝદાન્ સેપોર્દહ્‍ તનો જાને ખીશ
હમી બૂદ તા તાઝહ્‍ શુદ જશ્ન્‌ગાહ્‍
ગેરાન્‌માયગાન્ બર્ ગેરેફ્તન્દ રાહ્‍
ચુ બર્ સાખ્ત શન્ગલ્ કે આયદ બદશ્ત
ઝનશ ગોફ્ત બહ્‍રૂય બીમાર્ ગશ્ત

પછી તે ત્યાંથી નીકળ્યો અને જ્યારે તે દર્યા નઝદીક આવી પહોંચ્યો–ત્યારે તેણે રાહમાં વેપારીઓની વણજાર જોઈ.

જ્યારે પેલા વેપારીએ બેહરામનો ચેહરો જોયો–ત્યારે શેહનશાહે પોતાના હોઠને દાંતમાં કરડયા,

કારણકે તેઓ ઈરાનના વેપારીઓ હતા–તેઓ પાણી અને ઝમીન ઉપર મુસાફરી કરવામાં બહાદુર હતા.

બેહરામે તેને તેની આગળ નમન કરવા માટે મના કીધો–જેથી તે પોતાના સાથીઓથી પણ આ વાત છૂપી રાખવા લાગ્યો.

પેલા વેપારીને બેહરામે કહ્યું કે "તું ખામોશ રહેજે–કારણકે એથીજ આપણને ફાયદો છે તેમજ વળી નુકસાન પણ છે,

જો આ ભેદ હિંદમાં ઝાહેર થશે–તો ઈરાની ખાક લોહીના દર્યા જેવી બનશે.

જે કોઇયે કે પોતાના હોઠ બંધ રાખ્યા તે દરેક આફતથી મોકળો થયો–ઝબાન તો બંધજ રાખવી જોઇયે અને બેહુ હાથ ખુલ્લા રાખવા જોઇયે.

માટે જ્યાં સૂધી હું મારૂં તખ્ત પાછું મેળવું ત્યાં સૂધી તમારી ઝબાનને સખ્ત સઉગંદથી બાંધી લઉં છું.

તમો સઉગન્દ ખાઈ કહો કે 'અમો સર્વથી મોટા પાક ખોદાતાલાથી–ફરેલા કહેવાઇયે અને શયતાન સાથ જોડાયલા ગણાઇયે,

અગરજો કોઇ પણ વખત અમો પાદશાહ બેહરામના વિચારથી–ફરીને બૂરાઇનો વિચાર મનમાં રાખ્યે." 313

જ્યારે સઉગંદ ખવાઈ રહ્યા અને કામ પુરૂં થયું–ત્યારે પાદશાહનું દિલ તે રંજથી મોકળું થયું.

પછી પાદશાહે તેઓને કહ્યું–કે "તમો પાસે મારો ભેદ છૂપોજ રાખજો. જો તમો ચાહતા હોવ કે આ મારી શીખામણ તમો માથે ચઢાવો તો આ મારા ભેદને તમો પોતાના જાનની બરાબર સમજજો.

અગરજો મારાથી મારૂં તખ્ત ખાલી થશે–તો હરેક તરફથી લશ્કરો તૈયાર થઇને આવશે.

અને કોઇ વેપારી કે પાદશાહ, કોઈ ખેડુત કે લશ્કર તેમજ તખ્ત અને તાજ કશું પણ રહેશે નહીં."

જ્યારે તેઓએ પાદશાહની એવી રીતની હાલત જોઇ–ત્યારે તેઓ રડતા અને આંસુ ભરેલા ચેહરાએ તેની આગળ ગયા.

અને બોલ્યા કે "મોટાઓના જીવ તારી ઉપર ફિદા હોજો!–જવાની અને પાદશાહી એજ તારો પોશાક બનજો!

જો તારા ભેદનો ખઝાનો ખુલ્લો થાય–તો આપણો મુલક લોહીનો દર્યા બને.

માટે એવી રીતનો વિચાર કોણ કરી શકે–પોતાનીજ અકલને કુહાડી અને પોતાનાજ વિચારને વાંસલો તે કોણ બનાવી શકે?"

જ્યારે પાદશાહે એવું સાંભળ્યું ત્યારે તે દબદબા અને દીન ધર્મ સાથના નામદારો ઉપર આફ્રીન કીધી. 314

તેણે તે વેપારીને પુષ્કળ દિરમ બક્ષેશ કીધા–કે જેથી કરીને તે વાત બીજા કોઇને કમ ઝેયાદા કહે નહીં.

પછી તેણે ત્યાંથી પોતાનો અરબી ઘોડો ડપતાવ્યો–તે બુલંદ આસ્માનના ભેદી કામથી અજબ રહ્યો.

એ પ્રમાણે તે ગભરાતો પોતાનાં અયવાન તરફ ચાલવા લાગ્યો–તેણે પોતાનું તન અને જાન પાક યઝદાનનેજ સોંપ્યું હતું.

પેલો જશ્નગાહનો વખત આવી લાગ્યો અને મોટા લોકો ત્યાં જવા લાગ્યા ત્યાં સૂધી બેહરામ થોભી ગયો.

જ્યારે શંગલે તે જંગલમાં જવાની તૈયારી કીધી–ત્યારે બેહરામની બાયડી બોલી કે "બરઝૂ બીમાર પડી ગયો છે.

બપૂઝેશ હમી ગૂયદ્ અય શાહરૂયારૂ
તો દેલરા બમન્ હીચ્ રન્જહ્ મદારૂ
ચુ ના તન્દુરેસ્તી બુવદ્ જશ્નગાહ્
હેઝમ બાશદો દાનદ્ ઈન્ માયહ્ શાહ
બઝન્ ગોફ્ત શન્ગલ કે ઈન્ ખુદ્ મબાદ્
કે બીમારૂ બાશદ્ કુનદ્ જશ્ન યાદ
ઝે કન્નૂજ શબ્ગીરૂ શન્ગલ બેરફ્ત
સુએ જશ્નગહ્ રૂય બેન્હાદ્ તફ્ત
૩૧૫ ચુ શબ્ તીરહ્ શુદ્ શાહ્ બહરામ ગોફ્ત
કે આમદ્ ગહે રફ્તન્ અય નીક્ જોફ્ત
બેયામદ્ સપીનૂદરા બરૂ નેશાન્દ્
હમી પહલવી નામે યઝદાન બેખાન્દ્
બેપૂશીદ્ ખફ્તાનો ખુદ્ બરૂ નેશસ્ત
કમન્દી બફેત્રાકો ગુર્ઝી બદસ્ત
હમી રાન્દ્ તા પીશે દર્યા રસીદ્
હમહ્ મર્દે બાઝારગાન્ ખોફ્તહ્ દીદ્
બરૂ અન્ગીખ્ત અઝ ખાબો ઝઉરક બેસાખ્ત
બઝઉરક સપીનૂદરા બરૂ નેશાખ્ત
બખુશ્કી રસીદન્દ્ ચૂન રૂઝ ગશ્ત
ગહે તાબેશે ગીતી અફ્રૂઝ ગશ્ત

તે તારી માફી ચાહી કહે છે કે ઓ પાદશાહ! મારે માટે તારે કશી ચિન્તા કરવી નહીં

જ્યારે તબીયત ઠીક નહીં હોય ત્યારે ખુશીની મજલેસ પણ-સારી નથી લાગતી અને એ વાત તું પાદશાહ જાણે છે."

શંગલ બોલ્યો કે "એમ કદી ના બનતું-કે બીમાર પડેલો શખ્સ ખુશહાલીની મજલેસની યાદ કરે."

શંગલ સવારે કનુજથી ઉપડયો-તે પેલી મોજમઝાહવાળી જગ્યા તરફ ઉતાવળે ચાલવા લાગ્યો.

જ્યારે રાત અંધારી થઈ ત્યારે પાદશાહ બેહરામે કહ્યું-કે "ઓ નેક મોહરદાર! હવે જવાનો વખત આવ્યો છે."

પછી તેણે આવીને સપીનૂદને ઘોડા ઉપર સવાર કીધી-અને પહલવી ઝબાનમાં પાક યઝદાનનું નામ લેવા માંડયું.

તેણે બખતર પેહેર્યું અને પોતે પણ સવાર થયો-તેણે એક કમંદ શેતરબંદ ઉપર નાખી અને હાથમાં ભારી ગોર્ઝ લીધો

તે પેલા દર્યા આગળ આવી લાગ્યો ત્યાં સુધી ચાલ્યા કીધો-તેણે સઘળા વેપારીને ત્યાં સુતેલા જોયા.

તેઓને ખાબમાંથી જગાડયા અને વહાણ તૈયાર કરાવ્યું-સપીનૂદને તે વહાણમાં બેસાડી.

જ્યારે સવાર પડી અને આફતાબનું તડકું પડવાનો વખત થયો ત્યારે તેઓ ઝમીન ઉપર ઉતર્યાં.

---

## તાખ્તને શન્ગલ્ પસે બહરામ્ વ શેનાખ્તનશ્ વ હમ્દાસ્તાન્ શુદન્ બા ઊ.

—:o:—

સવારી ઝે કન્નૂજ તાઝાન્ બેરફ્ત
બઆગાહીએ રફ્તને શાહ્ તફ્ત
શનીદ્ ઈન્ સખુન્ શન્ગલ અઝ નીકખાહ્
ચુ આતેશ બેયામદ્ ઝે નખ્ચીરગાહ્
હમી રાન્દ્ તા પીશે દર્યા રસીદ્
સપીનૂદો બહરામે યલરા નદીદ્
ઘમી ગશ્તો બુગ્ઝાશ્ત દર્યા બખશ્મ
બફર્ઝન્દ્ ગોફ્ત અય બદે શૂખ ચશ્મ
૩૧૬ તો બા ઇન્ ફેરીબન્દહ્ મર્દે દેલીરૂ
ઝે દર્યા ગુઝશ્તી બકેર્દારે શીરૂ
નેહાની ઝે મન સૂએ ઈરાન શવી
ઝે આબાદ્ મીનૂ બવીરાન્ શવી
બબીની કુનૂન ઝખ્મે જૂબીને મન્
ચુ નાગાહ્ રફ્તી ઝે બાલીને મન્
બદૂ ગોફ્ત બહરામ કય બદનશાન્
ચેરા તાખ્તી અસ્પ્ ચૂન બીહશાન્
મરા આઝમૂદી કે દર કાર્ઝારૂ
ચુનાનમ કે બા બાદહો મયગુસારૂ
તો દાની કે અઝ હેન્દવાન્ સદ્ હઝારૂ
બુવદ્ પીશે મન્ કમતરૂ અઝ યક્ સવારૂ

## શંગલનું બેહરામની પછાડી દોડવું અને તેને ઓળખવું અને તેની સાથે મળી જવું.

—:o:—

હવે કનુજથી એક સવાર પાદશાહના જવાની ખબર કરવા માટે શેતાબ દોડતો ગયો.

શંગલ તે નેકખાહ માણસથી આ વાત સાંભળી-પેલાં શિકારગાહ-માંથી આતશની ઝડપે નીકળી આવ્યો.

અને પેલા દર્યા સુધી આવી પુગ્યો ત્યાં સુધી ઘોડો હાંકતો ગયો-ત્યાં તેણે સપીનૂદ અને પેહલવાન બેહરામને જોયાં.

તે ગમગીન થયો અને ગુસ્સા ભરેલો દર્યો પસાર કરી ગયો-અને પોતાની બેટીને કહ્યું કે "ઓ બેશરમ નાપાક બેટી!

તું આ ઠગારા દિલાવર મર્દ સાથ-સિંહની માફક દર્યો પસાર કરી ગઈ?

અને મને કહ્યા વગર ગુપચુપ આ આબાદી ભરેલાં બેહેસ્તમાંથી વય-રાન થયલાં ઇરાન તરફ જાય છે?

જ્યારે તુ એકાયક મારો આસરો છોડી જતીજ રહી-ત્યારે હવે તું આ મારા નેઝાનો ઝખ્મ જો."

બેહરામે તેને કહ્યું કે "ઓ બૂરી નિશાનના શખ્સ!-તેં ગાંડા માણ-સોની માફક શા માટે મારી પાછળ ઘોડા ડપટાવ્યો?

તેં તો મને અઝમાવ્યો છે કે લડાઈમાં-હું એવોજ છું કે જેવો શરાબ અને શરાબ પીનારાઓ સાથ બેઠો હોઉં.

તું જાણે છે કે હિંદીવાનોમાંથી એક લાખ સવારો-મારી નઝદીક એક સવાર કરતાં કમતર છે.

ચુ મન્ બાશમો નામવર્ યારૂ સી
ઝેરેહ્દારો બા ખન્જરે પારસી
પુર્ અઝ્ ખૂન્ કુનમ્ દીદએ હેન્દવાન્
નમાનમ્ કે બાશદ્ યકીરા રવાન્
બેદાનેસ્ત શન્ગલ્ કે ઊ રાસ્ત ગોફ્ત
દેલીરીઓ ગોર્દી નશાયદ્ નેહોફ્ત
બદ્ ગોફ્ત શન્ગલ્ કે ફર્ઝન્દરા
બેયફ્ગન્દમો ખીશો પયવન્દરા
ઝે દીદહ્ ગેરામી તરત દાશતમ્
બસર્ બર્ હમી અફ્સરત દાશતમ્
તોરા દાદમ્ આન્રા કે ખુદ્ ખાસ્તી
ઝે મન્ રાસ્તી બુદ્ ઝે તૂ કાસ્તી
જફા બર્ગુઝીદી બજાએ વફા
વફારા જફા કય શનીદી જઝા
ચે ગૂયમ્ તોરા કાન્ કે પયવન્દ બૂદ
બઅન્દીશએ મન્ ખેરદમન્દ બૂદ
કુનૂન્ ચૂન્ દેલાવર્ સવારી શુદહ્સ્ત
ગુમાનત કે ઊ શહ્રયારી શુદહ્સ્ત
દેલે પારસી બા વફા કય બુવદ્
ચુ આરી કુનદ્ રાએ ઊ નય બુવદ્
ચુનાન્ બચ્ચએ શીર્ બૂદી દુરોસ્ત
કે અઝ્ ખૂને દેલ્ દાયગાનશ બેશોસ્ત
ચુ દન્દાન્ બર્આવર્દો શુદ્ તીઝ્ ચન્ગ્
બપર્વર્દેગાર્ આમદશ રાએ જન્ગ્
બદ્ ગોફ્ત બહ્રામ ચૂન્ દાની અમ
બદ્અન્દીશો બદ્સાઝ્ કય ખાની અમ
બરફ્તન્ નબાશદ્ મરા સર્ઝનેશ
નખાની મરા બદ્દેલો બદ્કુનેશ
શહન્શાહે ઈરાનો તૂરાન્ મનમ્
સેપહ્દારો પોશ્તે દેલીરાન્ મનમ્
અઝીન્ પસ્ સઝાએ તો નીકી કનમ્
સરે બદ્સેગાલત ઝે તન્ બર્ કનમ્
બઈરાન્ બજાએ પેદર્ દારમત
હમ્ અઝ્ બાઝે કેશ્વર્ નેયાઝારમત
હમાન્ દુખ્તરત શમ્મે ખાવર્ બુવદ્
સરે બાનૂઆન્રા ચુ અફ્સર્ બુવદ્
ઝે ગોફ્તારે ઊ માન્દહ્ શન્ગલ્ શેગેફ્ત
ઝે સર્ શારએ હેન્દવી બર્ ગેરેફ્ત
બેઝદ્ અસ્પ અઝ્ પીશે ચન્દાન્ સેપાહ્
બેયામદ્ બપૂઝેશ બનઝ્દીકે શાહ્
શહન્શાહ્રા શાદ્ દર્ બર્ ગેરેફ્ત
વઝાન્ ગોફ્તહા પૂઝેશ અન્દર્ ગેરેફ્ત
બદીદારે બહ્રામ શુદ્ શાદ્કામ
બેયફ્ગન્દ ખાનો બેયારાસ્ત જામ
બર્ આવર્દ બહ્રામ રાઝે નેહોફ્ત
સુખુનહાએ ઈરાન્ બશન્ગલ્ બેગોફ્ત
કે કેર્દાર્ ચૂન્ બૂદો અન્દીશહ્ ચૂન્
કે બૂદમ્ બદીન દાસ્તાન્ રહ્નમૂન્
મયે ચન્દ ખુર્દન્દો બર્ખાસ્તન્દ
ઝબાનહા બપૂઝેશ બેયારાસ્તન્દ

જ્યારે હું અને બખ્તર પેહેરનારા ઇરાની તલવાર ધરાવનારા મારા ત્રીસ નામવર સાથીઓ હોય,

ત્યારે હું હિંદીવાનોની આંખ લોહી ભરેલી કરૂં છું-એક જણને પણ જીવતો રહેવા દઉં નહીં."

શંગલ પોતે જાણતો હતો કે તે સાચુંજ બોલતો હતો-તેની દલીરી અને બહાદુરી છુપાવી શકાય તેમ નહીં હતું.

શંગલે બેહરામને કહ્યું કે "મેં પોતાનાં ફર્ઝંદોને સગાં વહાલાંઓને અને અતલગનાઓને દૂર કીધાં.

અને તને મેં મારી આંખ કરતાં વધારે પ્યારો રાખ્યો-અને તારાં સર ઉપર તાજ પણ રાખવા લાગ્યો. ૩૧૭

મારી બેટીમાંથી જેને તેં માગી તે મેં તને આપી-મારી તરફથી રાસ્તીજ ઝાહેર થઈ અને તારી તરફથી આ ઝવાલ ઝાહેર થયો.

તેં વફાદારીની જગ્યાએ જફાકારી પસંદ કીધી-વફાનો બદલો જફા તેં કદીબી સાંભળ્યો છે?

હું તને શું કહું કે જે મારૂં પોતાનું ફર્ઝંદ હતું-જેને હું અક્લમંદ ગણતો હતો,

તે તો હવે એક બહાદુર સવાર જેવી બની ગઈ છે-તું ધારતો જણાય છે કે તેણી પાદશાહ બની ગઇ છે.

ઈરાનીઓનાં દિલમાં વફાદારી કયાં હોય છે-જયારે તું 'હા' બોલે ત્યારે તેનો અર્થ 'ના'નો સમજવાનો છે.

તું ખરેખર એવાંજ એક સિંહનાં બચ્ચાં જેવો થયો છે-કે જેને તેની ધવાડનારીએ પોતાનાં દિલનાં લોહીએ કરી ઉધાર્યું.

પણ પછી જયારે તે બચ્ચાંને દાંત આવ્યા અને પંજા મઝબૂત થયા-ત્યારે તેણે પોતાની પર્વરેશી કરનાર સાથેજ લડાઈ કરવાનો ઇરાદો કીધો."

બેહરામ બોલ્યો કે "તું મને કોણ સમજે છે?-બૂરા વિચારનો અને બૂરા કરતુકનો શા માટે કહે છે?

તારે ત્યાંથી ચાલી આવવા માટે મને બિલકુલ ઠપકો ઘટતો નથી-તું મને હીચકરો અને બદ કેદારનો ના કહે.

હું તો ઈરાન અને તુરાનનો શેહનશાહ છું-અને બહાદુર લોકોનો સેપહસાલાર અને તેઓની પોશ્ત પનાહ કરનાર છું. ૩૧૮

હવે પછી હું તારી નેકીનો બદલો વાળી આપીશ-અને તારા દુશ્મનનું સર તનથી ઉખેડી નાખીશ.

હું તને ઇરાનમાં બાપની જગ્યાએ રાખીશ-તેમજ તારા મુલકની ખંડણી લઇને તને દુ:ખ દઇશ નહીં.

તારી બેટી પશ્ચિમના દેશનો (ઈરાનનો) ચેરાગ ગણાશે-ઇરાની બાનૂઓનાં માથાંનાં તાજ જેવી ગણાશે."

બેહરામની વાત સાંભળી શંગલ અજબ થયો-અને માન અર્થે તેણે તુરત માથાં ઉપરથી હિંદી પાઘડી ઉતારી પાડી,

પોતાના કેટલાક સેપાહો આગળથી ઘોડા ડપટાવી-માફીને માટે પાદશાહની નઝદીક આવ્યો.

અને ખુશહાલી સાથ શેહનશાહને બગલગીરી કીધી--અને પોતે કહેલા સખુનો માટે માફી ચાહી

બેહરામને જોઈ તે ખુશહાલ થયો-તુરત ખાણુંનો સુફરો બિછાવી મયની જામ તૈયાર કીધી.

પછી બેહરામે છુપો ભેદ ખોલ્યો-અને ઇરાનમાં બનેલી સઘળી વાતો શંગલને કહી,

કે "મારાં કામો શું હતાં અને મારાં મનમાં વિચાર કેવા હતા?-આ વાતથી મે તને નેક રસ્તો દેખાડયો છે"

તેઓએ કેટલોક મય પીધો અને પછી ઉઠયા-અને બન્નેએ એક બીજાની માફી ચાહી. ૩૧૯

## બાઝ્ ગશતને શન્ગલ્ બહેન્દ્ વ બહ્રામ્ બઈરાન્.

દો શાહે ખુત્આરાયો યઝદાન પરસ્ત
વફારા બેસૂદન્દ બા દસ્ત દસ્ત
કઝીન્ પસ દેલ અઝ રાસ્તી નશ્કનીમ
હમહ્ બીખે કઝ્ઝી જે બુન્ બરકનીમ
વફાદારૂ બાશીમ તા જાવેદાન્
સખુન્ બેશ્નવીમ અઝ લબે બેખ્રદાન્
સપીનૂદરા નીઝ પદરૂદ કરૂદ
બરે ખીશ તારો બરશ પૂદ કરૂદ
સબુક્ પોશ્ત બર્ યક્ દેગરૂ કાશ્તન્દ
જે દેલ કીનહ્ બર્ ખાક્ બુગ્ઝાશ્તન્દ
યકી સૂએ ખુશ્કી યકી સૂએ આબ્
બેરફ્તન્દ શાદાન્ દેલો પુર્ શેતાબ્
ચુ આગાહી આમદ બઈરાન્ કે શાહ્
બેયામદ જે કન્નૂજ ખુદ બા સેપાહ્
બેબસ્તન્દ આઝીન્ બરાહો બશહ્ર
હમી હર્ કસ અઝ કામ બરદાશ્ત બહ્ર
દેરમ રીખ્તન્દ અઝ કરાન્ તા કરાન્
હમાન્ મુશ્કો દીનારો હમ ઝઅફરાન્
૩૨૦ ચુ આગાહ્ શુદ ઝાન સખુન યઝદગેર્દ
સેપાહે પરાગન્દહ્રા કર્દ ગેર્દ
ચુ નર્સીઓ ચૂન મૂબેદે મૂબદાન્
પઝીરહ્ શુદન્દશ હમહ્ બેખ્રદાન્
ચુ બહ્રામરા દીદ ફર્ઝન્દે ઊય
પેયાદહ્ બેમાલીદ બર્ ખાક્ રૂય
બેરાદરશ નર્સીઓ મૂબેદ હમાન્
પુર્ અઝ ગર્દ રોખસારહ્ દેલ શાદમાન્
ચુનાન્ હમ બેયામદ બઐયવાને ખીશ
બયઝદાન્ સેપોર્દહ્ તનો જાને ખીશ
બેયાસૂદ ચૂન ગશ્ત ગીતી સેયાહ્
બકેર્દારે સીમીન્ સેપર્ ગશ્ત માહ્
ચુ પીરાહને શબ્ બેદરીદ રૂઝ
પદીદ આમદ આન્ શમએ ગીતી ફેરૂઝ
શહન્શાહ્ બર્ તખ્તે ઝરીન્ નેશસ્ત
દરે બાર્ બુકુશાદો લબ્રા બેબસ્ત
બેરફ્તન્દ હર્ કસ કે બુદ મેહ્તરી
બેરદમન્દો દર્ પાદશાહી સરી
જહાન્દાર્ બર્ તખ્ત બરપાય ખાસ્ત
બેયારાસ્ત પાકીઝહ્ ગોફ્તારે રાસ્ત
૩૨૧ નુખોસ્ત અઝ જહાન આફરીન્ યાદ કર્દ
જે દામે ખેરદ ગર્દન્ આઝાદ કર્દ

ચુનીન્ ગોફ્ત કઝ કેર્દગારે જેહાન્
શેનાસન્દએ આશ્કારો નેહાન્
બેતર્સીદો ઊરા સેતાયેશ કુનીદ
શબે તીરહ્ પીશશ નેયાયેશ કુનીદ

## શંગલનું હિંદ તરફ અને બેહરામનું ઈરાન તરફ પાછું ફરવું.

એક મૂર્ત્તિનો પૂજારી અને બીજો યઝદાનનો પૂજારી બન્ને પાદશાહોએ- વફાદાર રહેવા માટે એકમેકને વચન આપ્યું.

કે "હવે પછી સચ્ચાઇથી આપણાં દિલ ફેરવીશું નહીં-અને જૂઠાઈની જડને બુનબેખથી સઘળી ઉખેડી નાખીશું.

જાવેદાન સૂધી એક બીજાને વફાદાર રહીશું-અને દાનેશમંદોને મોઢે- નીજ વાતો સાંભળીશું."

શંગલે સપીનૂદને પણ વિદાય કીધી-પોતાની છાતીને તાણો બનાવી તેણીની છાતીને વાણો બનાવ્યો (યાને તેણીને ઘણાજ વહાલથી છાતીસે દાબી).

પછી બન્નેએ શેતાબ એક બીજા ઉપર પીઠ ફેરવી-અને પોતાનાં દિલમાંથી કીનો ખાક ઉપર ફેંકી દીધો.

એક જણ ખુશકી તરફ અને બીજો પાણી તરફ ચાલ્યો-તેઓ બન્ને ખુશહાલ દિલે અને ઉતાવળે ચાલ્યા.

જ્યારે ઈરાનમાં એ વાતની વધાઇ આવી કે "પાદશાહ-પોતે પોતાના સિપાહો સાથ કનુજથી આવી લાગ્યો છે,"

ત્યારે તેઓએ રસ્તામાં અને શેહરમાં સઘળે સણગાર કર્યો-દરેક જણ જેમ જેને ગમ્યું તેમ તે કામમાં પોતાનો હિસ્સો આપવા લાગ્યો.

તેઓએ એક નાકેથી બીજે નાકે સૂધી દિરમ, દીનાર, કસ્તુરી તેમજ કેસર પાંથરી મૂકી.

જ્યારે બેહરામના બેટા યઝદગેર્દને ખબર પડી-ત્યારે તેણે વીખરાયલાં લશ્કરને પાછું એકઠું કીધું.

પછી જેવા કે નર્સી અને વડો વઝીર-વગેરે સઘળા દાનાઓ પાદ- શાહને અસ્તેકબાલ ગયા.

જ્યારે તેના બેટાએ બેહરામને જોયો-ત્યારે તુરત પેયાદો થઇ ખાક ઉપર પોતાનું મોઢું મસળ્યું.

તેમજ તેના ભાઈ નર્સી અને વડા વઝીરે પણ કર્યું-તેઓનાં મોઢાં ધૂળે ભરાયલાં અને દિલ ખુશહાલ હતા.

એ પ્રમાણે બેહરામ પોતાના મેહલમાં આવ્યો-તેણે પોતાનું તન અને જાન યઝદાનનેજ સોંપેલું હતું.

જ્યારે દુન્યા અંધારી થઈ અને માહતાબ રૂપેરી ઢાલ જેવો ઝાહેર થયો, ત્યારે પાદશાહે આરામ કીધો.

જ્યારે દહાડાએ રાતનું પેહેરણ ફાડયું-અને પેલો દુન્યાને રોશન કરનારો ચેરાગ બાહેર નીકળ્યો,

ત્યારે શેહનશાહ સોનેરી તખ્ત ઉપર બિરાજ્યો-તેણે દરબારનો દર- વાઝો ખુલ્લો મૂકયો અને ચૂપકીદી પકડી

જે કોઇ કે મોટાઓ, દાનાઓ અને તેના રાજ્યના સરદારો હતા તે જ્યારે ત્યાં આવ્યા,

ત્યારે પાદશાહ પોતાનાં તખ્ત ઉપર ઉભો થયો-તેણે નેકી ભરેલું અને રાસ્ત બોલવું શુરૂ કીધું.

પ્રથમ તેણે દુન્યાના પયદા કરનારને યાદ કીધો-અને ડહાપણના ફાંદા- માંથી પોતાની ગર્દનને મોકળી કીધી (યાને હું ઘણો અકલમંદ છું એવી વડાઇ મનમાંથી કાઢી નાખી).

પછી તે એમ બોલ્યો કે "ઝાહેર તેમજ છૂપી વાતોના જાણનાર દુન્યાના પયદા કરનાર સાહેબથી,

તમો ડરતા રહેજો અને તેનીજ સેતાયેશ કરતા રહેજો-સીઆહ રાતે પણ તેની નઝદીક બંદગી કરજો,

કે ઊ દાદ પીરૂઝીઓ દસ્તગાહ
ખોદાવન્દે તાબન્દહ ખુરૂશીદો માહ
હરાન્ કસ કે ખાહદ કે યાબદ બેહેશ્ત
નગરૂદીદ ગેર્દે બદો કારે ઝેશ્ત
ચુ દાદો દેહેશ બાશદો રાસ્તી
બેપીચદ દેલ અઝ કઝીઓ કાસ્તી
ઝે મા કસ નબાશદ અઝીન્ પસ બબીમ
અગરૂ કૂહે ઝરૂ દારદો કાને સીમ
ઝે દેલહા હમહ તરૂસ બીરૂન કુનીદ
હમહ નીકુઈહા બઅફૂઝૂન કુનીદ
કશાવર્ઝે બા મર્દે દેહુકાન નેઝાદ
યકી શુદ બરે મા બહન્ગામે દાદ
કસીરા કે મા તાજ દાદીમો તખ્ત
ઝે યઝદાન્ શેનાસીદો અઝ દાદ બખ્ત
નકૂશમ બઆગન્દને ગન્જ મન્
નખાહમ પરાગન્દને અન્જમન્
યકી ગન્જ ખાહમ નેહાદન્ ઝે દાદ
કે બાશદ રવાનમ પસ અઝ મરગ્ શાદ
બરીન્ નીઝ અગરૂ ખાસ્ત યઝદાન્ બુવદ
દેલમ રઉશનો બખ્ત ખન્દાન્ બુવદ
બરીન્ નીકુઈહા ફેઝાયેશ કુનમ
સુએ નીકુબખ્તી નુમાયેશ કુનમ
ગરૂ અઝ લશકરો કારદારાને મન્
ઝે ખીશાનો જન્ગી સવારાને મન્
કસી રન્જ બુગ્ઝીદો બા મન્ નગોફૂત
હમી દારદ આન્ કઝી અન્દરૂ નેહોફૂત
વરા અઝ તને ખીશ બાશદ બઝહ
બુઝોર્ગી ગુઝીનદ કસી બી મઝહ
મનમ પીશે યઝદાન્ અઝૂ દાદખાહ
કે દરૂ ચાદરે અબ્રૂ બેન્હોફૂત માહ
શુમારા અગરૂ દીગરસ્ત આરૂઝૂય
કે હર કસ દેગરૂ ગૂનહ બાશદ બખૂય
બેગૂઇદ ગુસ્તાખ બા મન્ સોખન્
મગરૂ નવ કુનમ આરૂઝૂએ કોહન્
હમહ ગૂશ દારીદો ફર્માન્ કુનીદ
અઝીન્ પન્દમ આરામેશે જાન્ કુનીદ
બેગોફૂતીનો બેન્શસ્ત બરૂ તખ્ત શાહ
કોલાહે બુઝોર્ગી બસરૂ બરૂ નેહાદ
બુઝોર્ગાન્ બરૂ ઊ ખાન્દન્દ આફરીન્
કે બી તો મબાદા કોલાહો નેગીન્
ચુ દાના બેવદ શાહે પીરૂઝ બખ્ત
બેનાઝદ બદૂ કેશવરો તાજો તખ્ત
તોરા મર્દીઓ દાનેશો ફરૂરહી
ફેઝૂન્ આમદ અઝ તખ્તે શાહનશાહી
બમર્દાનગીઓ બગન્જો બદાદ
ચુ તૂ શાહ ગીતી નદારદ બયાદ
કુનૂન્ આફરીને તો શુદ નાગુઝીરૂ
બમા હરૂ કે હસ્તીમ બરૂનાઓ પીરૂ
હમ આઝાદીએ તૂ બયઝદાન્ કુનીમ
દેગરૂ પીશે આઝાદ મર્દાન્ કુનીમ

કે તેજ સાહેબે આપણને ફતેહમંદી અને કૌવત બક્ષેશ કર્યું છે-તે ઝળકાટ ભરેલા આફતાબ અને માહતાબનો સાહેબ છે.

જે કોઈ શખ્સ ચાહતો હોય કે તે બેહેશ્ત મેળવે-તો તેણે બૂરાં અને ખરાબ કામની અડાસે જવું નહીં.

જ્યારે ઈન્સાફ, સખાવત અને સચ્ચાઇ હોય છે-ત્યારેજ જૂઠાણા અને અપ્રમાણિકપણાથી આપણું દિલ દૂર રહે છે.

હવે પછી અગર કોઇ સોનાનો પહાડ અથવા રૂપાની ખાણ પણ ધરાવતો હોય તેણે મારાથી કોઇ પણ રીતે બીવું નહીં.

તમો સઘળાઓ તમારાં દિલમાંથી ડર દૂર કરો-અને સઘળાં નેક કામોનોજ વધારો કરો.

ઈન્સાફ કરતી વખતે મારી આગળ એક ખેડુત કે એક ગામનો પટેલ સરખોજ છે.

જે કોઈ શખ્સોને કે અમોએ તાજ અને તખ્ત આપ્યાં હોય-તેઓએ તે ખોદાતાલા તરફથી તેમજ તેઓનાં ખરાં નસીબથી સમજવાં.

હું મારો ખઝાનો ભરવા માટેની કોશેશ કરીશ નહીં-હું મારી રૈયતને પરાગન્દે કરવા માગતો નથી. ૩૨૨

હું ફકત એક ઈન્સાફનોજ ખઝાનો ભેગો કરવા માગું છું-કે જેથી મારાં મરણ બાદ મારૂં રવાન ખુશહાલ રહે.

અગરજો પાક યઝદાનનું ચાહવું હશે તો એ ઉપરજ-મારૂં દિલ રોશન થશે અને મારૂં નસીબ હસ્તું બનશે.

આ સઘળી ભલાઇઓ ઉપર હું વધારોજ કરીશ-અને તમોને નેકબખ્તી તરફનોજ માર્ગ બતાવીશ.

અગર મારાં લશકરમાંથી કે અમલદારોમાંથી-તેમજ મારાં સગાં વાહલાં, કે જંગી સવારોમાંથી,

કોઇ કાંઈ દુઃખ ખમતો હોય અને તે બાબત મને કહેતો ન હોય-પણ તે બદીને છૂપી રાખવા માગતો હોય,

તે પોતાનાં તનથી ગુનેહગાર બનશે-અને તે માણસે ફોકટની વડાઈ લીધેલી કહેવાશે.

હું યઝદાન પાસે તે માણસ કે જેણે વાદળની ચાદરમાં માહતાબને છૂપાવી રાખ્યો હોય, તે માટે ઈન્સાફ માગું છું.

પણ જો તમારી કાંઈ જુદીજ ખાહેશ હોય-કારણ દરેક માણસનો સ્વભાવ જુદો જુદોજ હોય છે,

તો તે વાત તમો મને ખુલ્લે ખુલ્લી કહી દો-કદાચ હું તમારી લામ્બા વખતની તે ઇચ્છા પુરી પાડીશ.

તમો સઘળાઓ આ મારી વાત ધ્યાનમાં રાખો અને તે પ્રમાણે ફર્માન બજા લાવો-મારી શીખામણ સાંભળી તમારા જીવને શાન્ત કરો." ૩૨૩

તે એટલું બોલ્યો અને તખ્ત ઉપર ખુશહાલ બેઠો-તેણે બુઝોર્ગીનું તાજ સર ઉપર મૂક્યું.

સઘળા મોટાઓએ તેની ઉપર દુઆ કીધી-કે "તારા વગર આ તાજ કે નોગીનો હોતોજ ના!

જ્યારે ફતેહમંદ નસીબનો પાદશાહ દાના હોય છે-ત્યારે તેનાથી તેનો મુલક, તાજ અને તખ્ત લાડ કરે છે.

પણ તારામાં મર્દાનગી, ડહાપણ અને દબદબો આ શેહનશાહી તખ્ત કરતાં પણ વધુ છે.

મર્દાનગીમાં, ખઝાનામાં અને ઈન્સાફમાં-તારા જેવો કોઈ બીજો પાદશાહ દુન્યા પણ યાદ રાખતી નથી.

હવે અમારા દરેક જવાન અને ઘરડાની ફર્ઝ છે કે તારી ઉપર દુઆ કર્યે.

તારી પ્રવીણતા અને સચ્ચાઇનો એકરાર અમો યઝદાનની હુઝૂર કર્યે છિયે-ત્યાર બાદ તે બીનાનો એકરાર બીજા પ્રવીણ સાચા માણસો આગળ કર્યે છિયે.

બરીન્ તખ્તે ઝરૂ ચૂન્ તો નન્શસ્ત શાહ
બદાદો બપીરૂઝીઓ દસ્તગાહ
હમહ મોઈઆનશ બરૂઆરી ઝે ખાક
બદાદો બબખ્શેશ બગોફ્તારે પાક
૩૨૪ ખોદાવન્દે દારન્દહ યારે તો બાદ
સરે અખ્તરાન્ દરૂ કેનારે તો બાદ
બેરફ્તન્દ બા રામેશ અઝ પીશે તખ્ત
બુઝોર્ગાને ફર્ઝાનહો નીકૂબખ્ત
નેશસ્ત આન્ ઝમાન્ શાહો લશ્કરૂ બરૂ અસ્પ
બેયામદ સુએ ખાને આઝરૂગોશસ્પ
બસી ઝરૂરો ગઉહરૂ બદર્વીશ દાદ
નેયાઝ આન્ કે બેન્હોફ્ત અઝૂ બીશ દાદ
પરસ્તન્દએ આતેશે ઝરૂદોહુશ્ત
હમી રફ્ત બા બાઝો બર્સમ બમુશ્ત
સપીનૂદરા પીશે ઊ બોરદ શાહ
બેયામૂખ્તશ દીનો આઇનો રાહ
બેશોસ્તશ બદીને બેહો આબે પાક
વઝૂ દૂર શુદ ગર્દો ઝન્ગારો ખાક
દરે તન્ગે ઝેન્દાનહા બાઝ કરદ
બહરૂ કસ દેરમ દાદન્ આગાઝ કરદ

આ સોનેરી તખ્ત ઉપર તારા જેવો ઈન્સાફી, ફતેહમંદ અને શક્તિવાળો પાદશાહ બીજો કોઈ બેઠો નથી.

તું પોતાના ઇન્સાફ, સખાવત અને મધુર વાણીથી સઘળાં મૂવેલાં માણસોને પણ ઝમીનમાંથી ઉઠાડે છે.

દુન્યાનો નેગેહબાન સાહેબ તારો મદદગાર થજો!–ભાગ્યશાળી સેતારાનું સર તારાજ ખોળામાં હોજો!"

હવે સઘળા બુઝોર્ગો, દાનાઓ અને નેકબખ્ત લોકો–પાદશાહનાં તખ્ત આગળથી ખુશી થતા પોતાને મકાને ગયા.

પછી તુરત પાદશાહ અને લશ્કર ઘોડા ઉપર સવાર થઈ–આઝર ગોશસ્પ આતશકદેહનાં મકાન તરફ આવ્યા.

ત્યાં તેણે ઘણુંક સોનું અને ગોહર ગરીબોને આપ્યાં–જે કોઇયે કે પાદશાહથી પોતાની હાજત છૂપાવી તેને વધુ આપ્યું.

જરતોશ્તી આતશકદેહનો વડો ખિદમતગાર બાજ બર્સમની ક્રિયાવાળો ત્યાં આવ્યો.

પોતાની રાણી સપીનૂદને બેહરામ તે મોબેદ આગળ લાવ્યો–અને તેની મારફતે તે ઝરતોશ્તી દીન તેણીને શીખવી.

બલી મઝદયસ્ની દીન મૂજબ ચોખ્ખાં પાણીએ તેણીને નહાવણ (નહાણ) આપ્યું–અને તેથી તેણીનો શરીરમાંથી મૂર્ત્તિ પૂજાનો મેલ નીકળી ગયો.*

પછી તેણે બંદીખાનાનો સાંકડો દરવાઝો ખોલ્યો–અને દરેક જણને પૈસા આપવા શુરૂ કીધા.

---

* આ ત્રણ બયતો ફિર્દોસી આપણને દીનની તવારીખની બે ઝરૂરી બાબત ઉપર મોટું અજવાળું પાડી આપે છે. મઝકુર બયતોમાંથી આજના ઝમાનાના ઝરતોશ્તી કઉમમાં મોટી ચર્ચા ઉભી કીધેલા બે સવાલોનો જવાબ મળી આવે છે. પહેલો સવાલ એ છે કે "નોઝૂદ"ની ક્રિયા એટલે કે સુદરેહ કુશ્તી પેહેરાવવાની ક્રિયા કોણ કરે? ફિર્દોસી આપણને કદીમ તવારીખ ઉપરથી કહી આપે છે કે સુદરેહ કુશ્તી પેહેરાવવાની ક્રિયા બાજ બર્સમની ક્રિયા કરનારો આથ્રવન કરે. બલ્કે એમ પણ કહે છે કે નાની ઉમરના તેમજ મોટી ઉમરનાને દીન આઇન શીખવવાનું કામ પણ બાજ બર્સમની ક્રિયા કરનારાનુંજ છે.

બીજો સવાલ જુદદીન માબાપને પેટે પયદા થયલાંઓને ઝરતોશ્તી દીનમાં લેવાનું કામ આજનો રાજપાટ ખોહી બેઠેલો ઝરતોશ્તી ટોળો બિન દેહેશ્તે કરી શકે કે? આનો જવાબ નકારમાંજ આપી શકાય. "જેનો દઉર તેનીજ દીન" એ કહેવટ આપણને ભૂલી જવી જોઈતી નથી. આપણે કબૂલ કરૂં છિયે કે સર્વ પયગમ્બરોએ જે દીન ફેલાવી તે કાંઇ અમુક ટોળાનેજ માટે ફેલાવી નથી. પણ એટલુંબી યાદ રાખવાનું છે કે કોઇ પણ પયગમ્બરે પાદશાહની મદદ લીધા વગર પોતાની દીનનો ફેલાવો કર્યો નથી. એક પણ પયગમ્બરનો એવો દાખેલો નથી કે જેને દીન ફેલાવાનાં કામમાં મુશ્કેલી નડી નહીં હોય, તે કામમાં તેનું લોહીનું પાણી નહીં થયું હોય, તેને નિરાશી મળી નહીં હોય અને તેણે પાદશાહની મદદ માગી નહીં હોય. આનુ મુખ્ય કારણ એ છે કે લોકોને નવો ધર્મ આપવા જેવું મોટું સાહસ કામ દેશના સર્વોપરી સત્તા ધરાવનારા પાદશાહની મદદ વગર કોઈથી બની શકેજ નહીં. પયગમ્બરો મહાન પુરૂષો ખરા, દીન ધર્મ લાવી આપનારા ખરા, દીન ધર્મ અને ખોદાની હસ્તી અને તે સાહેબની મહાન શક્તિ વિષેનો બોધ આપનારા ખરા, પણ આખેર કરે તે રૈયતજ કહેવાય એટલે રૈયત રૈયતને કોઇ ગણકારે નહીં અને તેથી ઘડીભર નવી દીન લઈ પાછી તેને તજી દઈ જૂની રીત ઉપર જઇ તે નવી દીનની નાલેશી કરવા માંડે અને તેથી દીનના ફેલાવાનાં કામમાં મુશ્કેલી વધતીજ જાય. પયગમ્બર ઝરતોશ્ત સાહેબે પોતાની દીન લોકોને આપવા અને કબૂલ કરાવવા માટે મોટી મોટી કોશેશો કરી હતી, મોટી મોટી જુમ્બેશ ચલાવી હતી. અને ખોદા તરફની બશારતો પણ મળી હતી એમ આપણને ગાથા જણાવે છે, છતાં પણ તેમને ફતેહ મળી નહીં હતી. શેવટે ખોદા આગળ તેવણ સાહેબ કોઈ મોટા મઝબૂત હાથનો મદદગાર માગે છે, કે જેથી નવી દીન કબૂલ કર્યા બાદ પાછા જૂની દીન ઉપર જાય નહીં. ઉશ્તવત ગાથાના બીજા ફકા પ્રમાણે તેવણ સાહેબે ખુદ પોતાના પાદશાહનેજ પોતાનો મદદગાર માગ્યો હતો અને તેવણ સાહેબની ખાહેશ પ્રમાણે પાદશાહ ગુશ્તાસ્પ તેવણને મદદગાર તરીકે મળ્યો હતો. પાદશાહની મદદથીજ તેવણ સાહેબની દીનનો ફેલાવો વધી ગયો હતો. આવાં અને ગોશ યશ્ત પ્રમાણે તેણે દીન ફેલાવાનાં કામમાં ગુશ્તાસ્પ અને તેણીની રાણીની મદદ માગી હતી.

પહલવી દીનકર્દ કેતાબમાંથી પણ આપણને એવાજ દાખેલા મળે છે કે સાસાનિયન પાદશાહોએજ જુદદીનવાળાઓને પોતાની ઝરતોશ્તી દીનમાં દાખેલ કર્યા હતા. જ્યાં સુધી આપણી સલ્તનત હતી ત્યાં સુધી તેવા દાખેલા બનેલા છે પણ આ વાતમાં કાંઈ શક નથી કે રાજપાટ વગરના કોઇ ઝરતોશ્તી ફિરકાએ જુદદીનવાળાઓને મઝદયસ્ની દીનમાં દાખેલ કીધા નથી. અને તેનું મુખ્ય કારણ એટલુંજ કે જુદદીનવાળા આસામીઓ મઝદયસ્ની દીન એકવાર સ્વીકાર્યા પછી પાછા પોતાની અસ્લી દીનમાં જઇ

## આમદને શન્ગલ્ બા હફ્ત્ પાદ્શાહ્ નઝ્દે બેહ્રામ્.

—:○:—

ચુ આગાહ્ શુદ્ શન્ગલ્ અઝ્ કારે શાહ્
કે દુખ્તર્ કે બુદ્ શાહ્રા પીશગાહ્
બદીદારે ઈરાન્ બુદશ આરઝૂય
બરે દુખ્તરે શાહે આઝાદ્ખૂય
ફેરેસ્તાદ્ હેન્દી ફેરેસ્તાદઈ
સખુનગૂય મર્દી ઓ આઝાદઈ
યકી અહ્દે નવ્ ખાસ્ત અઝ્ શહ્રયાર્
કે દારદ્ બખાનહ્ દરુન્ યાદ્ગાર્
બનવી જહાનદાર્ અહ્દી નેવેશ્ત
ચુ ખુરશીદે તાબાન્ બખુર્રમ બેહેશ્ત
યકી પહ્લવી નામહ્ અઝ્ તખ્તે શાહ્
ફેરેસ્તાદહ્ આવર્દો બેન્મુદ્ રાહ્
ફેરેસ્તાદહ્ ચૂન્ નઝ્દે શન્ગલ્ રસીદ્
સેપહ્દાર્ કન્નૂજ ખત્તશ બેદીદ્
કે હેન્દુસ્તાન સાઝે રફ્તન્ ગેરેફ્ત
કે ખીશાને ચીની નેહોફ્તન્ ગેરેફ્ત
બેરફ્તન્દ્ દર્ ખેદ્મતશ હફ્ત શાહ્
કે આયન્દ્ બા રાએ શન્ગલ્ બરાહ્
યકી શાહે કાબુલ્ દેગર્ શાહે હેન્દ્
દેગર્ બા સેપહ્ નઝ્દે ઊ શાહે સેન્દ્
દેગર્ શાહે સન્દલ્ કે બુદ્ નામદાર્
હમાન્ શાહે જન્દલ્ કે બુદ્ કામગાર્
દેગર્ શાહે કશ્મીર્ બા દસ્તગાહ્
દેગર્ મૂલ્તાન્ શાહ્ બા ફર્રો જાહ્
હમહ્ નામજૂયો હમહ્ તાજદાર્
હમહ્ પાક્ બા તઉકો બા ગૂશવાર્
હમહ્ પાક્ બા લશ્કરો સાઝે રાહ્
હમહ્ નામદારાને બા એઝ્ઝો જાહ્
હમહ્ વીઝહ્ બા ગઉહરો સીમો ઝર્
હમહ્ ચતર્ શાન્ પરે તાઊસે નર્
બદીબા બેયારાસ્તહ્ પોશ્તે પીલ્
હમી તાફ્ત લશ્કરશ અઝ્ ચન્દ્ મીલ્

## શંગલનું સાત પાદશાહો સાથ બેહરામની નઝદીક આવવું.

—:○:—

જ્યારે શંગલ પોતાની બેટી કે જેણી પાદશાહની રાણી બની હતી તેની તરફથી પાદશાહનાં કામથી વાકેફ થયો,

ત્યારે તેને ઇરાન જોવાની તેમજ તે સદગુણી ખસલતના પાદશાહની બેટીની નઝદીક જવાની ખાહેશ થઈ.

તેણે એક સુભાષિત બોલનારો અને સદગુણી હિંદી એલચી ત્યાં મોકલ્યો. ૩૨૫

શંગલે પાદશાહ પાસેથી એક નવો પર્વાનો માગ્યો કે જે પોતાનાં ઘરમાં સાચવી રાખે.

આથી પાદશાહ બેહરામે ખુશી ભરેલાં બેહેસ્તમાં ઝળકતા ખોરશેદના જેવો એક નવો પર્વાનો લખ્યો.

વળી પાદશાહને હાથનું પહલવી ભાષામાં લખેલું એક નામુ પણ એલચીએ લીધું અને ત્યાંથી ઉપડયો.

જ્યારે પેલો એલચી શંગલની નઝદીક પહોંચ્યો-અને કનુજના સરદારે તેને હાથનું નામુ જોયું,

ત્યારે હિંદુસ્તાનથી જવાની તૈયારી કીધી-પણ તે વાત તેણે પોતાના ચીની ખેશીઓથી છુપીજ રાખી.

રાજા શંગલની રાહમાં ખિદમત કરવા માટે તેની સાથ સાત પાદશાહો ગયા.

એક કાબુલનો શાહ બીજો હિંદનો રાજા-ત્રીજો તેની આગળ સિંધનો રાજા લશ્કર સાથ હતો.

ચોથો સંદલનો રાજા કે જે ઘણો નામીચો હતો-તેમજ પાંચમો જંદલનો રાજા કે જે મુરાદમંદ હતો.

છઠ્ઠો દબદબાવાળો કેશ્મીરનો રાજા-અને સાતમો જાહોજલાલી ભરેલો મૂલ્તાનનો રાજા હતો.

સઘળા કીર્ત્તિ શોધનારા અને તાજ ધરાવનારા રાજાઓ હતા-જેઓ સઘળા ગળામાં સાંકળી અને કાનમાં બાલી પેહેરનારા હતા. ૩૨૬

સઘળાઓ લશ્કર સાથ અને રસ્તાના અસ્બાબ સાથ હતા-સઘળાઓ માન મરતબા સાથના નામદારો હતા.

સઘળાઓ ગોહર, રૂપાં અને સોના સાથ સમ્પૂર્ણ થયલા હતા-જેઓનાં છત્ર મોરનાં પીછાંનાં હતાં

શંગલના હાથીની પીઠ રેશમી કપડાંથી સણગારેલી હતી-તેનું લશ્કર કેટલાક માયલ દૂરથી ઝળકાટ આપતું હતું.

---

દીનની બારીકી અને ક્રિયાઓને બરાબર નહીં સમજીને નાહકની વગોવવા માટે તો તેનો અટકાવ થઈ શકે નહીં તેવા બેવકુફો અને નાલાયકોને સઝાએ પહોંચાડવાની તેઓ પાસે સત્તાજ નહીં.

ઇરાનથી હિંદુસ્તાન આવ્યા પછી પણ અથોરનાન અને બેહદીનો તરફથી જુદદીનવાળાઓને મઝદયસ્ની દીનમાં લેવાની હિલચાલ અનેકવાર થયલી આગળી રેવાયતો ઉપરથી દેખાઇ આવે છે તે કારોશ દરમેયાન પણ બાહોશ માણસોએ એવીજ ધાસ્તી રાખેલી નજર આવે છે, કે જુદદીનવાળાઓ એકવાર ઝરતોશ્તી દીન એખ્તયાર કર્યા પછી તે દીનને પાછી છોડી દઇને તેની ગીબત કરે તો શું કરવું? કાઊસ માહીયારની રેવાયતમાં એક ઠેકાણે આપણે એક સવાલ વાંચ્યે છિયે, કે "ગોર ખોદનાર અને મુડદાં બાળનાર તેમજ દુરવંદો અગર ભલી દીનમાં આવે તો તે સઝાવાર છે કે નહીં?"

આ સવાલનો ત્યાંજ જવાબ લખવામાં આવ્યો છે કે "અગર ભલી દીનના કાયદાઓને બરાબર સાચવે અને દીન ઉપર એતેકાદ લાવે અને (તે ભલી દીનમાં દાખેલ થનારથી) ભલી દીનને નુકસાન નહીં પહોંચે તો (તેને દીનમાં લેવો) રવા અને ઘટારત છે."

આ જવાબમાં એક એવી શર્ત નાખેલી છે, કે તે બાબતનો જોખમ કોઇ મોબેદ કે બેહદીન માથે લઇ શકેજ નહીં. ત્યારે એમજ ડરે છે, કે ઝરતોશ્તી પાદશાહી વગર મઝદયસ્ની દીનમાં જુદદીનોને દાખેલ કરવાનું અમલમાં મેલાયજ નહીં.

અબા હદયએ શાહો ચન્દાન્ નેસારૂ
કે દીનારૂ શુદ ખારૂ ઝી શહરૂયારૂ
ચુનીન્ શાહ શન્ગલ્ અબા હફ્ત શાહ
હમી રાન્દ મન્ઝેલ્ બમન્ઝેલ સેપાહ
ચુ નઝદીકે ઈરાન્ ફરાઝ આમદન્દ
બચન્દાન્ ગેરાનમાયહ સાઝ આમદન્દ
ચુ અઝ આમદન્ શાન્ શુદ આગાહ શાહ
બેયારાસ્ત લશ્કરૂ બેરૂન્ શુદ બરાહ
બુઝોર્ગાને હરૂ શહરૂ બરૂખાસ્તન્દ
પઝીરહ શુદન્રા બેયારાસ્તન્દ
બેયામદ શહનશાહ તા નહરવાન્
બેરહ પીરો હુશ્યારો દઉલત જવાન્
૩૨૭ દો શાહે ગેરાનમાયએ સરફરાઝ
રસીદન્દ પસ યક બદીગરૂ ફરાઝ
ઝે અસ્પાન્ દો ખુસ્રવ્ ફોરૂદ આમદન્દ
અબા પૂઝેશો બા દોરૂદ આમદન્દ

ગેરેફ્તન્દ મરૂ યક દેગરૂરા બબરૂ
દો શાહે સરફ્રાઝો દ તાજવરૂ
પેયાદહ બેશુદ લશ્કરૂ અઝ હરૂ દુ રૂય
જહાની સરાસરૂ પુરૂ અઝ ગોફ્તગૂય
દો શાહે દો કેશ્વરૂ રસીદહ બહમ
હમી રફ્ત હરૂગૂનહ અઝ બીશો કમ
બઝીન્ બરૂ નેશસ્તન્દ હરૂ દુ સવારૂ
હમાન્ પુરૂ હોનરૂ લશ્કરે નામદારૂ
બઅયવાનહા તખ્તે ઝરૂરીન્ નેહાદ
બરૂ ઊ જામહાએ બઆઇન્ નેહાદ
બયક તીરૂ પરૂતાબ્ બરૂ ખાન્ નેહાદ
બરૂ બરૂરહો મોર્ઘે બેર્યાન્ નેહાદ
ચુ નાન્ ખુર્દહ શુદ મજલેસે શાહ વારૂ
બેયારાસ્ત પુરૂ બૂયો રંગો નેગારૂ
મય આવરૂદ બરૂ ખાનો રામેશગરાન્
હમી ચામહ બૂદ અઝ કરાન્ તા કરાન્
૩૨૮ પરસ્તન્દગાન્ ઈસ્તાદહ બપાય
બેહેશ્તી શુદહ કાખો ગાહો સરાય
હમહ જામે મય બૂદ યકસરૂ બુલૂરૂ
તબકૂહાએ ઝરૂરીનો સુશ્કો બખૂરૂ
ઝે ઝરૂ અફસરી બરૂ સરે મયગુસારૂ
બપાય અન્દરૂન્ કફશે ગઉહરૂ નેગારૂ
ફેરૂમાન્દ ઝાન્ કાખ્ શન્ગલ્ શેગેફ્ત
બમય ખુરૂદન્ અન્દીશહ અન્દરૂ ગેરેફ્ત
કે ઈરાન્ બેહેશ્તસ્ત યા બૂસ્તાન્
હમી બૂએ મુશ્ક આયદ અઝ દૂસ્તાન્
ચુનીન્ ગોફ્ત બા શાહે ઈરાન્ બરાઝ
કે બા દુખ્તરમ શાહે દીદારૂ સાઝ
બેફરૂમૂદ તા ખાદેમાને સેયાહ
પેદરૂરા ગુઝારન્દ નઝદીકે માહ
હમી રફ્ત બા ખાદેમાન્ નામદારૂ
સરાએ દેગરૂ દીદ હમચૂન બહારૂ

પાદશાહ બેહરામ માટેના હદયા અને કેટલીક નેસાર કરવાની ચીઝો કે જેમાં દીનાર તો તે પાદશાહની નઝરમાં તુચ્છ હતા તે લઈને,

પાદશાહ શંગલ એ પ્રમાણે બીજા સાત પાદશાહો સાથ-મંઝલ દર મંઝલ લશ્કર ચલાવતો હતો.

જ્યારે તેઓ આટલા બધા કીમતી માલ અસબાબ સાથે ઈરાનની નઝદીક આવી લાગ્યા,

અને જ્યારે પાદશાહ બેહરામને તેઓના આવવાની ખબર મળી-ત્યારે તેણે લશ્કર તૈયાર કર્યું અને તેને લેવા માટે રાહમાં આગળ વધ્યો.

દરેક શેહરના મોટા લોકો પણ તેને લેવા જવાની તૈયારી કરી નીકળ્યા.

શેહનશાહ બેહરામ જે અકલે બુઢ્ઢો અને બાહોશ તેમજ નસીબે જવાન હતો તે "નહરવાન" સુધી આવી લાગ્યો.

ત્યાં બન્ને માન પામેલા મોબ્ભાદાર પાદશાહો છેક એક બીજાની નઝદીક થઇ ગયા.

તે બન્ને પાદશાહો ઘોડા ઉપરથી નીચે ઉતર્યા-તાઝીમ તવાઝો સાથ ખયર આફીયત પૂછતા અને સલામ એકરામ કરતા બન્ને એક બીજાને ભેટયા.

બન્ને સરફરાઝ અને તાજદાર પાદશાહોએ એક બીજાને બગલગીરી કીધી

બન્ને તરફનું લશ્કર પેયાદું થયું-સઘળો દેશ ગડબડ ભર્યો બન્યો.

તે બેહુ મુલકના બેહુ પાદશાહો સાથે મળ્યા-અને હરેક તરેહની વાતો કરવા લાગ્યા.

પછી તે બન્ને પાદશાહો પાછા ઘોડા ઉપર સવાર થયા-તેવીજ રીતે તે હોનર ભરેલું નામીચું લશ્કર પણ સવાર થઇ ચાલ્યું.

શેહરમાં આવ્યા બાદ બેહરામ ગૂરે પોતાના મેહલમાં સોનેરી તખ્ત મૂકાવ્યાં-અને ધારા પ્રમાણે તેની ઉપર રેશમી કપડાં પાંથર્યાં.

એક તીરના અંદાઝા સુધીનો ખાણાંનો સુફરો બિછાવ્યો-અને તે ઉપર ભુંજેલાં હલવાન અને મુરઘી મૂકવામાં આવી.

જ્યારે ખાણું ખાઇ રહ્યા ત્યારે પાદશાહોને લાયકની એ રંગ રાગ ભરેલી મજલેસ તૈયાર કરવામાં આવી.

તે ખાણાંની મજલેસ ઉપર મય અને રામેશગરોને લાવવામાં આવી-એક નાકેથી બીજે નાકે સુધી ગાનતાન ચાલી રહ્યું.

ત્યાં ગોલામો ખડે પગે ઉભા હતા-તે અયવાન, તે મેહલ અને તખ્ત બેહેશ્ત મિસાલ બની ગયાં હતાં.

મયની સઘળી જામો બિલોરી હતી-તબકો સઘળી સોનેરી હતી અને કસ્તુરી તેમજ બીજી ખુશબો ત્યાં હતી.

મય પાનારીઓનાં સર ઉપર એકેકું સોનેરી તાજ હતું-અને પગમાં ગોહરની ભરતની સપાત હતી.

રાજા શંગલ તે મેહલનો દમામ જોઇ દંગ થઇ ગયો-અને મય પીતાં પીતાં વિચારવા લાગ્યો,

કે "ઇરાન દેશને બાગ કહિયે કે બેહેશ્ત કહિયે-અહીંના મિત્રોનાં શરીરમાંથી કસ્તુરીનો પમરાટ આવે છે."

પછી તેણે ખાનગીમાં ઇરાનના પાદશાહને એ પ્રમાણે કહ્યું-કે "હવે તું મારી બેટી સાથ મને મુલાકાત કરાવ"

તેણે હોકમ કીધો કે "ઝનાનખાનાના નોકરો-તેણીના બાપને તે માહતાબ જેવી છોકરી આગળ લઇ જાય."

જેથી તે નામદાર પેલા નોકરો સાથ ચાલવા લાગ્યો-તેણે બહારની મોસમની મિસાલનો એક બીજો મેહલ જોયો.

ચુ દુખ્તરૂશરા દીદ બરૂ તખ્તે આજ
બસરૂ બરૂ નેહાદહૂ ઝે બીજાદહૂ તાજ
બેયામદ પેદરૂ બરૂ સરશ બૂસહૂ દાદ
રોખાન્‌રા બરોખસારે ઊ બરૂ નેહાદ
પેદરૂ ઝારૂ બેગ્રીસ્ત અઝ મેહૂરે ઊય
હમાન્ બા પેદરૂ દુખ્તરે ખૂબ્ રૂય
હમી દસ્ત બરૂ સૂદ શન્ગલ્ બદસ્ત
અઝાન્ કાખો અયવાનો જાએ નેશસ્ત
સપીનૂદરા ગોફૂત ઈનત બેહેશ્ત
બેરસ્તી ઝે કાખે બદો જાએ ઝેશ્ત
હમાન્ હદયહારા કે આવર્દહૂ બૂદ
વગરૂ બદરહો તાજ અગરૂ બર્દહૂ બૂદ
હમહૂ ગઊહરો તાજ બા જામહા
કસ આન્‌રા નદાનેસ્ત કર્દન્ બહા
બદૂ દાદો કર્દશ ફેરાવાન્ નેસારૂ
શુદ આન્ ખુરૂરમ અયવાન્ ચુ બાઘે બહારૂ
વઝાન્ જાયગહૂ શુદ બનઝદીકે શાહૂ
ઝે શાદી શુદહૂ રાએ ઊ બાદહૂ ખાહૂ
ખુઝોર્ગાન્ ચુ ખુરૂરમ શુદન્દ અઝ નબીદ
બેશુદ શન્ગલો ખાબ્‌ગાહી ગુઝીદ
ચુ પયદા શુદ આન્ ચાદરે મુશ્કૂ રન્ગ્
સેતારહૂ બરૂ ઊ હમચુ પોશ્તે પલન્ગ્
ગુઝીદન્દ મયખારગાન્ ખાબે ખશ
પરસ્તન્દગાન્ દસ્ત કર્દહૂ બકશ
ચુનીન્ તા પદીદ આમદ આન્ ઝરૂદ જામ
કે ખુરૂશીદ ખાની મરૂરા બનામ
બેયન્દાખ્ત આન્ ચાદરે લાજવરૂદ
બેગુસ્તરૂદ બરૂ દશ્ત યાકૂતે ઝરૂદ
બનખ્ચીરૂ શુદ શાહૂ બહ્રામ ગોરૂદ
શાહે હેન્દવાન્‌રા અબા ખુદ બેબોરૂદ
સુએ દશ્તે નખ્ચીરૂ બા યૂઝો બાઝ
હમાન્ ચર્ઘો શાહીને ગર્દનફ્રાઝ
ઝમાની નકર્દન્દ દેલ્‌રા દેઝમ
નદીદન્દ અઝીશાન્ કસી દર્દો ઘમ
બનખ્ચીરે ગૂરાનો આહૂ બદશ્ત
હમી યકૂ મહી રૂઝે ઈશાન્ ગુઝશ્ત
સરે માહૂરા રૂય બરૂ તાફૂતન્દ
સુએ બાદહો બઝ્મ બેશતાફૂતન્દ
ચુનીન્ શાહૂ શન્ગલ્ બન્ખ્ચીરો સૂરૂ
ઝમાની નબૂદ અઝ જહાનદારૂ દૂરૂ
બમયદાનો મજ્‌લેસ બબઝ્મો બગૂય
ન બરૂતાફૂત અઝ શાહૂ યકૂ રૂઝ રૂય
બરીન્ રૂઝગારી બરૂ આમદ દરાઝ
શાહે હેન્દવાન્ શાહૂરા કરૂદ સાઝ
સુએ દુખ્તરૂ આમદ બદેલ્ રાહૂ જૂય
ઝમાની હમી બૂદ નઝદીકે ઊય
કલમ્ ખાસ્ત અઝ તર્કો કર્તાસ ખાસ્ત
ઝે મુશ્કે સેયહૂ સૂદહૂ અનફ્રાસ ખાસ્ત
યકી નામહૂ બેન્વેશ્ત બરૂ હેન્દવી
પુરૂ અઝ દાદ માનન્દએ પહૂલવી

જ્યારે તેણે પોતાની બેટીને સર ઉપર માણેકનું તાજ મૂકીને હાથી-દાંતનાં તખ્ત ઉપર બેઠેલી જોઇ,

ત્યારે બાપે આવી તેનાં સર ઉપર બોસા લીધા-અને પોતાના ગાલ તેણીના ગાલ ઉપર મૂક્યા.

બાપ તેના મોહબતને લીધે ઘણોક રડવા લાગ્યો-તેમજ તે ખૂબસૂરત બેટી પણ બાપ સાથ રડવા લાગી. ૩૨૯

શંગલ તે મેહલ, અયવાન અને તેણીની બેઠક જોવાથી હાથ ઉપર હાથ ઘસવા લાગ્યો.

અને સપીનૂદને કહ્યું કે "આ તે ખરૂં બેહેશ્ત-તું તો ખરાબ જગ્યા અને હલકી પંક્તિના મેહલમાં રહેવાથી છૂટી."

પછી પેલો સઘળો હદયો કે જે તે સાથે લાવ્યો હતો-અને જેમાં સોનાની થેલીઓ, તાજ અને ગોલામો હતા.

સઘળાં ગોહરો તેમજ કીમતી કપડાં સાથ તાજે હતાં-કે કોઈ તેની કીમત આંકી શકતું નહીં હતું.

તે સઘળું તેણીને આપ્યું અને તેણીની ઉપર ઘણોક નેસાર પણ કીધો-તે ખુશનુમા મેહલ બહારની મોસમના બાગની મિસાલનો થયો.

શંગલ ત્યાંથી પાછો પાદશાહની નઝદીક ગયો-અને ખુશહાલીએ કરી તેની ખાહેશ શરાબ પીવાની થઇ.

જ્યારે સઘળા મોટાઓ શરાબથી ખુશહાલ બન્યા ત્યારે શંગલ પોતાની સૂવાની જગ્યાએ ગયો.

જ્યારે પેલી કસ્તુરીને રંગની ચાદર (યાને રાત) ઝાહેર થઈ-અને તેની ઉપર ચિત્તાની પીઠ ઉપરના રંગ માફક સેતારા દેખાવા લાગ્યા,

ત્યારે તે મય પીનારાઓ મીઠી ઊંઘમાં પડયા-નોકરો તેઓ આગળ અદબ વાળી ઉભા.

એવી રીતે પેલી સોનેરી જામ કે જેને તું ખુરશીદ કરી કહે છે, તે ઝાહેર થઇ ત્યાં સૂધી ઉભા. ૩૩૦

તે ખુરશીદે પેલી લાજવર્દી ચાદર ઉરાડી નાખી-અને મયદાનમાં સોનેરી યાકૂત (યાને તડકું) પાંથર્યું.

બહાદુર પાદશાહ બેહરામ પોતાની સાથ હિંદીવાનોના પાદશાહને લઇને શિકાર કરવા માટે ગયો.

તે શેકારના જંગલ તરફ શિકારી કુતરા, બાઝ પક્ષી તેમજ શકરા અને ગર્દન ફરાઝ શાહીન સાથ ગયો.

તેઓએ એક પળ પણ પોતાનાં દિલને ગમગીન બનવા દીધું નહીં-તેઓમાંથી કોઇએ કાંઈ દુઃખ કે ગમ જોયુંજ નહીં.

તે મયદાનમાં ગોરખર અને હરણના શિકાર કરવામાં-તેઓનો મહિનો દિવસ નીકળી જવા લાગ્યો.

મહિનાની આખેરીએ તેઓ પાછા ફર્યા-અને શરાબ તેમજ ખાણી પીણી તરફ મંડી ગયા.

એ પ્રમાણે પાદશાહ શંગલ શું શેકારમાં કે શું ખુશીની મજલેસમાં-પાદશાહ બેહરામથી થોડો વખત પણ દૂર રહેતો હતો નહીં.

તેમજ મયદાનમાં, મજલેસમાં, ખાણીપીણીમાં કે ચઉગાનબાઝીમાં-તેણે પાદશાહ બેહરામ આગળથી એક દિવસ પણ મોંહ ફેરવ્યું નહીં.

એ ઉપર ઘણોક વખત નીકળી ગયો-અને હિંદીવાનોના પાદશાહે પાછા ફરવાની તૈયારી કીધી.

તે પ્યાર ભર્યાં દિલે પોતાની છોકરી આગળ આવ્યો-અને થોડોક વખત ત્યાંજ થોભી ગયો. ૩૩૧

તેણે નોકર પાસેથી કલમ, કાગઝ અને કાળી કસ્તુરી મેળવેલી સીઆહી મંગાવી

અને પોતાની હિંદી ભાષામાં પહલવીની માફક ઇન્સાફથી ભરેલું એક કરાર નામુ લખ્યું.

સરે અહ્દ કરૂદ આફરીન્ અઝ નુખોસ્ત
બરાન્ કુ જહાન્ અઝ નેઝન્દી બેશોસ્ત
બેગુસ્તરૂદ પાકીઓ હમ રાસ્તી
સુએ દાદ શુદ કઝ્ઝીઓ કાસ્તી
કે મન્ બન્દહુ બરૂ રાહે આઇનો દીન્
ન અઝ રાહે ખેશમો ન અઝ રૂએ કીન્
સપીનૂદરા જોફૂતે બહ્રામ શાહ્
સેપોર્દમ બદીન્ નામવરૂ પીશગાહ્
શાહનશાહ્ તા જાવદાન્ ઝન્દહ્ બાદ
બુઝોર્ગાને ગીતી વરા બન્દહ્ બાદ
ચુ મન્ બુગ્ઝરમ્ ઝીન્ સેપન્જી સરાય
બકન્નૂજ બહ્રામ શાહસ્ત રાય
ઝે ફર્માને આન્ તાજવરૂ બુગ્ઝરીદ
તને મોર્દહ્રા પીશે આતેશ બરીદ
૩૩૨ સેપારીદ ગન્જમ બબહ્રામ શાહ્
હમાન્ કેશવરો તાજો તખ્તો કોલાહ્
સપીનૂદરા દાદ મન્શૂરે હન્દ
નેવેશ્તહ્ ખતે હેન્દવી બરૂ પરન્દ

તે કરાર નામાને નથાળે પહેલવહેલાં તે શખ્સ ઉપર દોઆ કીધી કે "જેણે આ દુન્યા બૂરાઈથી ધોઈ સાફ કીધી.

જેણે પાકી તેમજ રાસ્તી ફેલાવી-જેણે અપ્રમાણિકપણું અને જૂઠાણું એહરેમનની તરફ કીધું."

પછી લખ્યું કે "મુજ બંદાએ ઈરાનીઓની રીત રેવાજ અને દીન ધર્મની રાહ ઉપર-કાંઇ પણ ગુસ્સો કે કીનો ધરાવ્યા વગર,

મારી બેટી સપીનૂદને ઇરાનની નામીચી દરબારમાં પાદશાહ બેહરામની બાયડી તરીકે સોંપી આપી છે.

શેહનશાહ બેહરામ જાવેદાન સૂધી જીવતો રહેજો!-દુન્યાના પાદશાહો તેના તાબેદાર હોજો!

જ્યારે હું આ ત્રણ પાંચ દિવસની દુન્યા છોડી જાઉં-ત્યારે શાહ બેહરામ કનોજનો (યાને હિંદુસ્તાનનો) રાજા બનશે.

એ તાજવર પાદશાહોનાં ફર્માનથી તમો હિંદીઓ કોઇ પણ ફરતા ના-મારાં મૂવેલાં શરીરને અગ્નિદાહ કરજો.

મારો ખજાનો તેમજ મુલક, તાજ, તખ્ત અને કોલાહ સઘળું પાદશાહ બેહરામને સ્વાધીન કરજો."

તેણે તે હિંદનું ફર્માન (વસીયત નામુ) હિંદી હુરૂફે લખીને સપીનૂદને આપ્યું.

---

## બાઝ્ ગશતને શન્ગલ્ બહેન્દૂસ્તાન્ વ બખ્શીદને બહ્રામ્ ખરાજે મુલ્ક્ બદેહ્કાન્.

:o:

બઈરાન્ હમી બૂદ શન્ગલ્ દો માહ્
ફેરેસ્તાદ પસ મેહ્તરી નઝ્દે શાહ્
બદસ્તૂરીએ બાઝ ગશતન્ બજાય
ખુદો નામદારાને ફરૂખોન્દહ્ રાય
બદાન્ શુદ શાહનશાહ્ હમદાસ્તાન્
કે ઊ બાઝ ગર્દદ બહેન્દૂસ્તાન્
ઝે ચીઝી કે બાશદ બઈરાન્ ઝમીન્
બેફરૂમૂદ તા કરૂદ મૂબેદ ગુઝીન્
ઝે દીનારૂ વઝ ગઉહરો સીમો ઝરૂ
ઝે તખ્તો ઝે તાજો ઝે તીઘો કમરૂ
ઝે દીબાઓ અઝ જામએ નાબૂસૂદ
કે આનરા શુમારો કરાનહ્ નબૂદ
બરૂ અન્દાઝહ્ યારાનશરા હમચુનીન્
બેયારાસ્ત અસ્પાનો દીબાએ ચીન્
ગુસી કરૂદ શાન શાદો ખુશનૂદ શાહ્
સે મન્ઝેલ હમી રાન્દ બા ઊ બરાહ્
૩૩૩ નબુદ હમ બરીન્ હદય હમદાસ્તાન્
અલફ્ દાદ તા મર્ઝે હેન્દુસ્તાન્

ચુ બાઝ આમદ અઝ રાહ્ બહ્રામ શાહ્
બઆરામ બેન્શસ્ત બરૂ પીશગાહ્
ઝે મર્ગો ઝે રૂઝે બદ્ અન્દીશહ્ કરૂદ
દેલશ ગશ્ત પુરૂ દર્દો રોખસારહ્ ઝરૂદ

## ઇરાનથી શંગલનું હિંદુસ્તાન તરફ પાછું ફરવું અને બેહરામે દેશનું મેહસૂલ રૈયતને માફ કરવું.

:o:

શંગલ ઇરાનમાં બે મહિના રહ્યો-પછી તેણે એક અમીરને પાદશાહ બેહરામની પાસે મોકલ્યો.

અને પોતે તેમજ તેના મુબારક વિચારના બીજા નામદારોને પોતાને મુલક પાછા ફરવાની પર્વાનગી માગી.

શેહનશાહે તે વાત કબૂલ કીધી-કે તે હિંદુસ્તાન પાછો ફરે.

તેને હુકમ કીધો જેથી વડા વઝીરે ઈરાન દેશની નામીચી ચીઝો એકઠી કીધી

શું દીનાર, ગોહર, રૂપું, સોનું-તખ્ત, તાજ, તલવાર, કમરબંદ,

રેશમી કપડાં અને કપડાંના તાકાઓમાંથી એટલું બધું હતું-કે જેની ગણત્રી અને પાર નહીં હતો.

તેના દોસ્તોને પણ તેઓના દરજ્જા પ્રમાણે ચીનાઇ રેશમી કપડાં અને ઘોડાઓ બક્ષેશ આપ્યા.

તેઓને ખુશહાલી અને સન્તોષ સાથે વિદાય કીધા-અને પાદશાહ પોતે પણ ત્રણ મંઝલ સૂધી તેની સાથ રાહમાં ચાલવા લાગ્યો.

પોતે આપેલા હદયાથીજ પાદશાહ ધરાયો નહીં-અને હિંદના મુલક સૂધી તેઓ જઈ પુગે ત્યાં સૂધીનો ખાધ ખોરાકીનો અને ઘાસ ચારાનો પણ બંદોબસ્ત કરી આપ્યો.

જ્યારે પાદશાહ બેહરામ રાહમાંથી પાછો આવ્યો-ત્યારે તે તખ્ત ઉપર આરામથી બેઠો.

તેણે મોતનો તેમજ બૂરા દહાડાનો વિચાર કીધો-જેથી તેનું દિલ દર્દ ભરેલું બન્યું અને ચેહરો ફિકો પડયો.

બેફરૂમૂદ તા પીશે ઊ શુદ દબીરૂ
સરફ્રાઝ મૂબેદ કે બૂદશ વઝીરૂ
હમી ખાસ્ત તા ગન્જહા બેન્ગરદ
ઝરો ગઉહરો જામહા બેશમરદ
કે ઊરા સેતારહ્ શુમોરૂ ગોફ્તહ્ બૂદ
ઝે ગોફ્તારે ઈશાન્ બરૂ આશોફ્તહ્ બૂદ
કે બાશદ તોરા ઝેન્દગાની સે બીસ્ત
ચહારોમ ઝે મર્ગત બેબાયદ ગેરીસ્ત
હમી ગોફ્ત શાદી કુનમ બીસ્ત સાલ્
નેશાનમ બજાન્ ખુરૂરમીરા નેહાલ્
દેગરૂ બીસ્ત અઝ્ દાદો બખ્શેશ જેહાન્
કુનમ રાસ્ત દરૂ આશ્કારો નેહાન્
નમાનમ કે વયરાન્ શવદ ગૂશઈ
બેયાબદ ઝે મન્ હરૂ કસી તૂશઈ
સેવુમ બીસ્ત દરૂ પીશે યઝ્દાન્ બપાય
બેબાશમ મગરૂ બાશદમ રહ્નુમાય
સેતારહ્ શુમોરૂ શસ્તો સે સાલ્ ગોફ્ત
શુમારે સે સાલશ બુદ અન્દરૂ નેહોફ્ત

ઝે ગોફ્તે સેતારહ્ શુમોરૂ જોસ્ત ગન્જ
વગરૂનહ્ નબૂદશ ખુદ આઝારો રન્જ
ખુનુક્ મરૂદ બીરન્જો પરૂહીઝગારૂ
બવીઝહ્ કસી કૂ બુવદ શહ્રૂયારૂ

ચુ ગન્જૂરૂ બેશ્નીદ શુદ સૂએ ગન્જ
બકારે શુમોર્દન્ હમી બોરૂદ રન્જ
બસખ્તી ચુનીન્ રૂઝ્ગારી બેબોરૂદ
કે તા પીશે દસ્તૂરે ઊ બરૂ શુમોરૂદ
ચુ દસ્તૂરે ઊ બરૂ ગેરેફ્ત આન્ શુમારૂ
બેયામદ બરે નામવરૂ શહ્રૂયારૂ
બદ્દ ગોફ્ત તા બીસ્તો સેહ્ સાલ્ નીઝ્
હમાના નેયાઝત્ નેયાયદ બચીઝ્
ઝે ખુર્દો ઝે બખ્શેશ ગેરેફ્તમ શુમારૂ
દેરમહાએ ઈન્ લશ્કરે નામદારૂ
ફેરેસ્તાદઈ નીઝ્ કાયદ બરત
ઝે શાહાનો અઝ્ નામવરૂ કેશ્વરત
બદીન્ સાલ્ ગન્જે તો આરાસ્તસ્ત
કે પુરૂ ઝરૂરો સીમસ્તો પુરૂ ખાસ્તસ્ત
ચુ બેશ્નીદ બહ્રામ અન્દીશહ્ કરૂદ
ઝે દાનેશ ધમે ના રસીદહ્ નખરૂદ
બદ્દ ગોફ્ત ફૂતાહ્ શુદ દાવરી
કે ગીતી સે રૂઝસ્ત ચૂન્ બેન્ગરી
ચુ દય રફ્તો ફર્દા નેયામદ હનૂઝ્
નબાશમ ઝે અન્દીશહ્ એમરૂઝ્ કૂઝ્
ચુ બખ્શીદની બાશદો તખ્તે આજ
નખાહમ ઝે ગીતી અઝીન્ પસ ખરાજ
બેફરૂમૂદ પસ તા ખરાજે જેહાન્
નખાહન્દ નીઝ્ અઝ્ કેહાનો મેહાન્
બહરૂ શહ્રૂ મર્દી પદીદારૂ કરૂદ
સરે ખોફ્ત અઝ્ ખાબ્ બીદારૂ કરૂદ

તેણે હોકમ કીધો જેથી મુન્શી તેમજ સરફરાઝ મોબેદ કે જે તેનો વડો વઝીર હતો, તે તેની આગળ ગયા.

પાદશાહ એવું ચાહતો હતો કે તેના ખઝાનાની તેમજ સોના, રૂપાં અને કીમતી કપડાંઓની તપાસ કરે.

કારણકે તેને નુજૂમીઓએ કહ્યું હતું-અને તેઓની વાતથી તે પરેશાન થયલો હતો,

કે "તારી ઝિંદગાની ત્રણ વીસ (સાઠ) વર્ષની છે-ચોથાં વીસમાં તારાં મોત માટે રડવું પડશે."

તેણે કહ્યું કે "પહેલાં વીસ વર્ષ હું અયશો અશરતમાં ગુઝારીશ-અને ખરાં દિલથી ખુશી ખુર્રમીનાં ઝાડો રોપીશ.

બીજાં વીસ વર્ષમાં આ દેશને ઝાહેર તેમજ છૂપી રીતે ઇન્સાફ અને બક્ષેશથી આબાદ બનાવીશ.

હું મારા દેશમાંનું એક ખૂણું પણ વયરાન રહેવા દઇશ નહીં-મારા તરફથી દરેક જણ પોતાનું ગુઝરાન મેળવશે.

ત્રીજા વીસ વર્ષમાં યઝદાનની નઝદીક હું ઉભો-રહીશ જેથી કદાચ તે મારો રેહનુમા બનશે." ૩૩૪

સેતારેશેનાસોએ ત્રેંસઠ વર્ષની પાદશાહીની આગાહી કરી હતી-પણ તેણે (બેહરામે) તેમાંના ત્રણ વર્ષ છૂપાવીને સાઠ વર્ષની પાદશાહી લોકો આગળ કહી હતી.

નુજૂમીની આગાહી ઉપરથીજ પાદશાહે ખઝાનો ભેગો કીધો હતો-નહીં તો કાંઇ તેને પોતાને દુઃખ અને રંજ ખેંચવાની અગત હતી નહીં.

નેક તેજ માણસ છે કે જે રંજ ખેંચ્યા વગરનો અને પરહેઝગાર હોય-તેમાં ખસૂસ કરીને જે કોઇ કે પાદશાહ હોય, તેણે રંજ નહીંજ ખેંચવો જોઇયે.

જ્યારે ખઝાન્ચીએ એવું સાંભળ્યું ત્યારે તે ખઝાના તરફ ગયો-અને તેની ગણત્રી કરવાનાં કામ ઉપર મેહનત કરવા લાગ્યો.

ઘણીક મેહનત કર્યા બાદ એક દિવસ એવો આવ્યો-કે જેથી તે સઘળું પાદશાહના વઝીરને ગણાવી આપ્યું.

જ્યારે પાદશાહના વઝીરે તેનો શુમાર કાઢયો-ત્યારે તે નામવર પાદશાહની આગળ આવી,

બોલ્યો કે "હજુર તેવીસ વર્ષ સુધી-ખચીત તને કોઈ પણ ચીઝની હાજત પડશે નહીં.

મેં સઘળા તારા ખાધા ખર્ચ અને સખાવતની તેમજ તારા નામીચાં લશ્કરના પગારની ગણત્રી કીધી છે.

તેમજ તારી પાસે જે બાહેરના અને તારા પોતાનાં નામીચા પ્રાંતોના એલચીઓ આવે છે તેઓનો ખર્ચ પણ ગણ્યો છે. ૩૩૫

અને એટલાં વર્ષો માટે તારો ખઝાનો સોના ચાંદી અને માલ અસ્બાબથી ભરપુર છે."

જ્યારે બેહરામે એવું સાંભળ્યું ત્યારે તેણે વિચાર કીધો-અને ડહાપણ વાપરી હજી નહીં આવી પહોંચેલાં દુઃખનો ગમ નહીં ખાધો.

તે બોલ્યો કે "મારી હકૂમત હવે ટુંકી થઇ છે-કારણકે જો તું જોશે તો માલૂમ પડશે કે આ જેહાન ત્રણ (પાંચ) દિવસનીજ છે.

જ્યારે ગઈ કાલ તો વીતી ગઇ પણ હજી આવતી કાલ આવી નથી-તો તેની ફિકરથી હું આજેજ વાંકો વળી જઈશ નહીં.

જ્યારે મારી પાસે બક્ષેશ કરવાની ચીઝો અને હાથીદાંતનું તખ્ત છે-તો હવે પછી મારા દેશ પાસેથી હું કર લેવા માંગતો નથી."

પછી તેણે હોકમ કીધો કે "શું નાના કે મોટા કોઇ પણ પાસેથી ઈરાન દેશનું ખેરાજ લેવું નહીં."

તેણે દરેક શેહરમાં એકેકો ડાહ્યો માણસ રાખ્યો-જેણે દરેક ઊંઘણસીઓને જાગૃત કીધા.

બદાન્ તા નજૂયન્દ પયકારે બદ
નેયાયદ કે પયકારૂ જોઝ્ કારે બદ
કે ગન્જ આન્ ચે બાયેસ્ત શાન્ ખર્દની
કે પૂશીદનીઓ કે ગુસ્તર્દની
બદાન્ પુરૂ બેરદ મૂબેદાન્ દાદો ગોફ્તૂ
કે નીકો બદ અઝ મન્ નબાયદ નેહોફ્ત
૩૩૬ મેયાને સુખુનહા મેયાન્જી બુવીદ
મખાહીદ ચીઝી કે રન્જી બુવીદ
મરા અઝ બદો નીકુ આગહ કુનીદ
કે બદહા ગુમાનીમ કુતહ કુનીદ
પરાગન્દહ શુદ ઈન સખુન દરૂ જેહાન
નબૂદ ઈચ નીકો બદ અન્દરૂ નેહાન
બદાન્ બેખ્રદાન્ કારૂહા બસ્તહ શુદ
કે હરૂ કેશ્વરી નામહ પયવસ્તહ શુદ
કે અઝ દાદો બીકારીઓ ખાસ્તહ
બેરદ શુદ બમધઝ અન્દરૂન કાસ્તહ
કે બસ જન્ગો ખૂન રીખ્તન દરૂ જેહાન
જવાનાન્ નદાનન્દ અર્જે મેહાન્
દેહ આગન્દહ ગર્દદ જવાન્રા બચીઝ
ન અન્દીશહ અઝ શાહો મૂબેદરા નીઝ
કે બાશી બકબ્જી નેહાદન્દ રૂય
પુરૂ અઝ રન્જ ગશતન્દો પર્ખાશજૂય
કશાવરૂઝ દેહકાનો બીકારૂ મરૂદ
હમહ રઝમ જૂયન્દો નન્ગો નબરૂદ
બરીનગૂનહ ચૂન નામહ પયવસ્તહ શુદ
કે ખૂન રીખ્તન શાહ દેલ ખસ્તહ શુદ
૩૩૭ બહરૂ કેશ્વરી કારૂદારી ગઝીદ
અબા રાયો દાનેશ ચુનાન્ ચૂન સઝીદ
હમ અઝ ગન્જ બુદ પુશેશો ખરૂદ શાન્
કે બખ્શીદનો નીઝ ગુસ્તરૂદ શાન્
બશાશ માહ દીવાન્ બેયારાસ્તી
વઝાન્ ઝીરૂદસ્તાન્ દેરમ ખાસ્તી
નેહાદી બરૂ આન્ સીમ નામે ખરાજ
બદીવાન્ સેતાનીદહ બા ફરૂરો તાજ
બશશ માહ બેસ્તદ બશશ બાઝ દાદ
બદર્વીશો બીકામો મર્દે નેઝાદ
બદીન્ ચારહ તા મર્દ પયકારૂ ખૂન
નરીઝદ નબાશદ બબદ રહનમૂન
દેગરૂ રહ નેવેશ્તન્દ કારૂઆગહાન્
કે અઝ દાદ શુદ અયમની અઝ જહાન
કે હરૂ કશ દેરમ બુદ ખરાજશ નબૂદ
બસરૂશ અન્દરૂન્ દાવરીહા ફેઝૂદ
કે કુન્દી બતીઝી નેહાદન્દ રૂય
પુરૂ આઝારૂ ગશતન્દો પર્ખાશજૂય
ચુ ઈન નામહ બરૂખાન્દ બહરામ ગૂરૂ
બદેલશ અન્દરૂ ઓફ્તાદ ઝાન્ કારૂ શૂરૂ
૩૩૮ બેફરૂમૂદ કાનહા કે રીઝન્દ ખૂન
ગરૂ આરન્દ કજી બકારૂ અન્દરૂન
બેશાનીદ ફર્માને યઝદાન્ બરૂય
બદાન્ તા શવદ હરૂ કસી ચારહજૂય

કે જેથી તેઓ ઝઘડો શોધે નહીં-કારણકે લડાઇ ઝઘડાથી ખરાબી સિવાય બીજું કશું નિપજતું નથી.

તેણે ખઝાનામાંથી તેઓને ખાવાનું, પેહેરવાનું અને પાંથરવાનું જે કાંઈ કે જોઇયે,

તે પેલા દાનેશમંદ મોબેદોને આપ્યું અને કહ્યું-કે "તમોએ ભલું કે બૂરૂં કશું પણ મારાથી છુપાવવું નહીં.

તમો ઝઘડા વચ્ચે લવાદ બનજો તેઓ પાસ તમો એવું કાંઇજ માગતા ના કે જેથી તમો દુઃખી થાઓ.

તમો મને ભલાં કે બૂરાંથી વાકેફ કરતા રહેજો અને બુરાઇ વિષેના મારા વિચાર ઓછા કરજો."

આ વાત દેશમાં ફેલાઈ ગઈ અને કાંઈ ભલું કે બૂરૂં છાનું રહ્યું નહીં.

પેલા અકલમંદોએ સઘળાં કામોનો બંદોબસ્ત કીધો-જેથી દરેક મુલકથી કાગઝ આવવા લાગ્યાં,

કે "આવા ઇન્સાફથી, બેકારીથી અને પૈસાથી માણસોનાં ભેજાંમાં અકલ ઘટી ગઇ છે

દેશમાં પુષ્કળ ઝઘડાથી અને ખૂના મરકીથી-જવાન્યાઓ મોટાઓની કીમત પિછાનતાજ નથી.

જવાનો પૈસાથી દઉલતમંદ થઇ જઇને પાદશાહની કે તેના વઝીરની ધાક રાખતા નથી

ઘણી દઉલત થવાથી તેઓએ આડો માર્ગ પકડયો છે-તેમજ ઘણાજ દુઃખી અને કઝીયાખોર બન્યા છે.

ખેડુત, ઝમીનદાર અને કામ વનાના માણસો-સઘળા લડાઈ કરે છે અને નામ કાઢવાનો વિચાર કરે છે."

એવાં નામા જ્યારે તેને મળ્યા-ત્યારે આવા ખૂના મરકી ભરેલાં ફર્માનથી પાદશાહનું દિલ ગમગીન થયુ.

તેણે દરેક પ્રાંત માટે તેને લાયકનોજ એક અકલમંદ અને સમજદાર અમલદાર ચુંટી કાઢયો.

રૈયતની દઉલત ઉપર, કપડાં ઉપર, ખોરાક ઉપર તેઓની ધર્માદા બક્ષેશ ઉપર અને ઝમીન ઉપર નાખવાના ગલીચા ઉપર,

છ માસ સૂધી તે કર વસૂલ કરનારો અમલદાર કચેરી કરીને રૈયત પાસેથી આવક વેરો લેવા લાગ્યો.

જે દિરમ વસૂલ થતા તેનું નામ "જગાત" રાખવામાં આવ્યું-અને તે જગાતખાનામાં તાજ તરફથી લેવામાં આવતી હતી.

તે જગાત છ માસ સૂધી વસૂલ કરીને બીજા છ માસ સૂધી ગરીબોને તેમજ બુન્યાદી આબરૂદાર ગરીબોને વહેંચી આપવામાં આવતી હતી.

આવી યુક્તિથી આળસુ માણસો ખૂનરેઝી નહીં ચલાવે અને બદકામ કરવા જાય નહીં.

ફરીથી અમલદારોએ બેહરામ પાદશાહને લખી વાળ્યું-કે "તે નવી રીતથી દેશમાં અશાન્તી આવી છે

કારણકે જેઓને જગાતના પૈસા વહેંચી આપવામાં આવે છે તે વેરો આપતા નથી-અને તેથી તેઓનાં માથાંમાં ફેસાદ કરવાના વિચાર ચાલે છે.

તેઓ નમાસ છોડીને બદમાસી કરવા લાગ્યા છે-મૂજી બની ગયા છે અને ઝગડો કરે છે."

જ્યારે આ નામુ બેહરામ ગૂરે વાંચ્યું-ત્યારે એ કામથી તેનાં દિલમાં દુઃખ થયું.

તેણે હોકમ કીધો કે "જે લોકો કે ખૂન કરે-અથવા કોઇ કામમાં ઠગાઇ કરે,

તેઓના હકમાં ખોદાનું ફર્માન અમલમાં મેલો-કે જેથી તેઓ દરેક કામ ધંધામાં મશ્ગૂલ રહે."

બહર કેશ્વરી મરૂઝબાની ગઝીદ
પુર અઝ દાદો દાનેશ ચુનાન ચૂન સઝીદ
કે દરગાહ યકી સાલહ ફઝી બેદાદ
કે યઝદાને નીકી દેહેશ કરદ યાદ
બરૂ આમદ બરીન બરૂ બ^ી રૂઝગારૂ
યકી નામહ ફરમૂદ પસ શહરૂયારૂ
સુએ રાસ્ત ગૂયાનો કારૂઆગહાન
કુજા ઊ પરાગન્દહ બુદ દર જહાન
કે અન્દર જહાન ચીસ્ત ના સૂદમન્દ
કે આરદ બદીન પાદશાહી ગઝન્દ
નેવેશ્તન્દ પાસોખ કે અઝ દાદે શાહ
નગર્દદ કસી ગેર્દે આઇનો રાહ
બેશુદ રાયો અન્દીશએ કેશ્તો વરૂઝ
કે મરૂદુમ ઝે વર્ઝેશ હમી ગીરદ અરૂઝ
પરાગન્દહ બીનીમ ગાવાને કારૂ
ગેયા રોસ્તહ દર કેશ્તો દર કેશ્તઝારૂ
ચુનીન દાદ પાસોખ કે તા નીમરૂઝ
કે બાલા કશદ હૂરે ગીતીફેરૂઝ
નબાયદ કસ આસૂદન અઝ કારે વરૂઝ
કસી કશ કશાવર્ઝી ઊરાસ્ત અરૂઝ
દેગર નીમહરા ખાબો આસાયેશસ્ત
વગર ખુર્દનો કારે આરાયેશસ્ત
કસી કૂ નદારદ બરો તોખ્મો ગાવ
તો બા ઊ બતુન્દીઓ ઝફૂતી મકાવ
બખૂબી નવા કુન તો ઊરા ઝે ગન્જ
કસ અઝ નીસ્તી તા નબાશદ બરન્જ
ગર અયદૂન કે બાશદ ઝેયાન અઝ હવા
નબાશદ કસી બર હવા પાદશા
ચુ જાઇ બેપૂશદ ઝમીનરા મલખ
બરદ સબ્ઝએ કેશ્તમન્દાન બશાખ
તો અઝ ગન્જ તાવાને ઊ બાઝ દેહ
બકેશ્વર ઝે ફરમૂદહ આવાઝ દેહ
વગર ના બરોમન્દ શાહી બુવદ
વગર બર ઝમીન ગુરૂગાહી બુવદ
કે ના કેશ્તહ બાશદ બગેર્દે જેહાન
ઝમીને ફેરૂમાયગાનો મેહાન
અઝીન હરૂચે ગોફ્તમ મખાહીદ ચીઝ
વગર કસ સેતાનદ અઝૂ યક પેશીઝ
કસી કૂ બશાન પાયકારે મનસ્ત
અગર વીઝહ પર્વર્દેગારે મનસ્ત
કુનમ ઝેન્દહ દર ગૂર જાઈ કે હસ્ત
મબાદશ નેશીમો મબાદશ નેશસ્ત
નેહાદન્દ બર નામહ બર મોહરે શાહ
હયૂની બર અફગન્દ પૂયાન બરાહ

તેણે દરેક મુલક માટે તેને લાયકનો એકેકો અકલમંદ અને ઈન્સાફી હાકેમ ચુંટી કાઢયો.

એક વર્ષ સૂધી તેઓને દરબાર તરફથી લવાઝમ આપ્યું-તે નેકી પહોંચાડનારા સાહેબની યાદ કરવા લાગ્યો.

એ ઉપર ઘણો વખત નીકળી ગયો-પછી પાદશાહે એક નામુ લખવા ફર્માવ્યું.

તે પેલા સાચું બોલનારા અને અનુભવી અમલદારો કે જેઓ દેશમાં સઘળે વીખરાઇ ગયા હતા તેઓ ઉપર લખ્યું,

કે "આપણા દેશમાં એવું નુકસાનકારક શું છે-કે જે આ પાદશાહીને જોખમમાં નાખે?"

તેઓએ જવાબ લખ્યો કે "પાદશાહના નવા કાયદાથી-લોકોએ રાહ રસ્મ તજી દીધી છે.

ખેતી કરવાનો વિચાર લોકોને આવતો નથી-ખેતીનાં કામમાં લોકોને પૈસાની કદર રહેતી નથી.

ખેતીના બળદો અમો ચો તરફ વીખરાયલા જોઇયે છિયે-ખેતર અને ખેતીમાં ઘાસ ઉગેલું છે."

૩૩૯ ત્યારે પાદશાહે એવો હોકમ મોકલ્યો કે "અડધા દહાડા સૂધી-કે જે વખતે દુન્યાને રોશન કરનારો આફતાબ માથે આવે,

ત્યાં સૂધી જે કેઇનો કે ખેતીનો ધંધો છે-તેણે ખેતીનાં કામથી અટકવું નહીં જોઇયે.

બીજો અડધો દિવસ તેને ઊંઘ અને આસાયેશને માટે છે-અથવા તો ખાવા પીવા માટે કે બીજાં મન પસંદ કામો માટે છે.

જેની પાસે કે રોપવા માટે ફળ કે બીયાં તેમજ ખેતી કરવા માટે બળદ નહીં હોય, તેની સાથ તમો તુંદી અને સખતાઇથી ના વર્તતા.

પણ તેને તમો આપણા ખઝાના ખાતેથી સારી રીતે મદદ આપજો-કારણકે તેની પાસ કાંઈ પણ નહીં હોવાથી તે દુઃખમાં નહીં રહે.

અગરજો રૂતુ કે જેની ઉપર કોઇનો પણ કશો હોકમ ચાલી શકતો નથી તેનીથી ખેડુતોને નુકસાન પુગે,

જે જે જગ્યાએ તીડો ખેતીને નુકસાન પહોંચાડે-અને જે પાક ખેડુતોએ વાવેલો હોય તેને વયરાન કરે,

તો તેનો બદલો આપણા ખઝાનામાંથી વાળી આપજો-અને આ મારૂં ફર્માન મુલકમાં સઘળે ઝાહેર કરજો.

પણ જો કોઈની ઝમીન ફળદ્રુપ નહીં હોય-અથવા કોઈ ઝમીન ઉપર દખ્મા આવેલાં હોય,

અને એટલા માટે દેશમાં તે જગ્યા ખેડયા વગર પડી રહે-પછી તે જગ્યાનો ધણી ગમે ગરીબ હોય કે તવંગર હોય,

૩૪૦ તો પણ આ જેટલી બાબત વિષે મેં તમોને કહ્યું છે તેઓ પાસેથી તમો કાંઇ પણ લેતા ના-અને જો કોઈ તેની પાસેથી એક દમડી પણ લેશે,

પછી તે શખ્સ મારી જગાત વસૂલ કરનારો હોય કે મારે હાથે ખાસ તર્બીયત પામેલો અને પળાયલો હોય,

તો પણ હું તેને જીવતોને જીવતોજ તેજ જગ્યાએ ડટાવી દઈશ-નહીં તેને બેસવાની જગ્યા મળશે કે નહીં તેને દમ લેવાની હવા મળશે."

પછી તે નામા ઉપર પાદશાહની મોહર કરવામાં આવી-અને તે લઇ સાંઢણી સવારે રાહમાં દોડવા માંડયું.

## ખાન્દને બહ્રામ્ લૂરેયાન્‌રા અઝ્ હેન્દૂસ્તાન્.

---:o:---

વઝાન્ પસ્ બહર્ મૂબેદી નામહ્ કરૂદ
કસીરા કે દર્વીશ બુદ જામહ્ કરૂદ
બેપુર્સીદ શાન્ ગોફ્ત બી રન્જ્ કીસ્ત
બહર્ જાએ દર્વીશો બી ગન્જ્ કીસ્ત
ઝે કારે જહાન્ યકૂસર્ આગહ્ કુનીદ
દેલમરા સુએ રઉશની રહ્ કુનીદ
બેયામદ્શ પાસોખ ઝે હર્ મૂબદી
ઝે હર્ નામદારીઓ હર્ બેખ્રદી
કે આબાદ બીનીમ રૂએ ઝમીન્
બહર્ જાય પયવસ્તહ્ શુદ આફ્રીન્
મગર્ મર્દે દર્વીશ કઝ્ શહ્રયાર્
બેનાલદ હમી વઝ્ બદે રૂઝ્ગાર્
૩૪૧ કે ચૂન મય ગુસારદ તવાન્ગર્ હમી
બસર્ બર્ ઝે ગુલ્ દારદ અફ્સર્ હમી
બર્ આવાઝે રામેશગરાન્ મય ખરદ
ચુ મા મર્દુમાન્‌રા બકસ્ નશ્મરદ
તેહી દસ્ત બી ફ્રો ગુલ્ મય ખરદ
શાહન્‌શાહ્ અઝીન્ દર્ યકી બેન્ગરદ
બેખન્દીદ અઝાન્ નામહ્ બેસ્યાર્ શાહ્
હયૂની બર્ અફ્ગન્દ પૂયાન્ બરાહ્
બનઝ્દીકે શન્ગલ્ ફેરેસ્તાદ કસ્
ચુનીન્ ગોફ્ત કય શાહે ફર્યાદરસ
અઝાન્ લૂરેયાન્ બર્ ગુઝીન્ દહ્ હઝાર્
નરો માદહ્ બર્ ઝખ્મે બરૂબત સવાર્
કે ઉસ્તાદ બર્ ઝખ્મે દસ્તાન્ બુવદ
વઝ્ આવાઝે ઊ રામશે જાન્ બુવદ
ફેરેસ્તી બરે મન્ મગર્ કામે મન્
બર્ આયદ અઝાન્ નામદાર્ અન્જુમન્
ચુ નામહ્ બનઝ્દીકે શન્ગલ્ રસીદ
સર્ અઝ્ ફખર્ બર્ ચર્ખે કયવાન્ કશીદ
હમાન્ ગાહ્ શન્ગલ્ ગુઝીન્ કરૂદ ઝૂદ
ઝે લૂરી કુજા શાહ્ ફર્મૂદહ્ બૂદ
૩૪૨ ઝનો મર્દ ઈશાન્ દહો દુ હઝાર્
કે બર્ ઝખ્મે દસ્તાન્ બુદન્દી સવાર્
બરાહે બેયાબાન્ બેરૂન્ આમદન્દ
કે દાનદ કઝાન્ રાહ્ ચૂન આમદન્દ
ચુ લૂરી બેયામદ બનઝ્દીકે શાહ્
બેફ્રૂમૂદ તા બર્ કુશાદન્દ રાહ્

## બેહરામે હિંદુસ્તાનમાંથી *લૂર લોકોને બોલાવવું.

---:o:---

ત્યાર બાદ પાદશાહે દરેક મુલકના વઝીરો ઉપર નામા લખાવ્યાં-અને જે કોઇ કે ગરીબો હતા તેઓને કપડાં અપાવ્યાં

તેઓને પૂછાવ્યું અને લખ્યું કે "હવે મુલકમાં મેહનત કર્યા વગરના લોકો કોણ છે-અને દરેક ઠેકાણે બીમારી અને નિર્ધન કોણ છે?

દેશના કારોબારથી મને પુરેપુરો વાકેફ કરો અને મારા દિલને રોશની તરફનો રસ્તો દેખાડો."

દરેક મુલકના વઝીરો તરફથી તેમજ દરેક નામદારો અને દાનેશમંદ લોકો તરફથી તેનો જવાબ આવ્યો.

કે "અમો ઝમીનની સપાટી આબાદ દેખીયે છિયે દરેક જગ્યાએ પાદશાહ ઉપર દોઆનાજ પોકારો નીકળી રહ્યા છે

સિવાય કે ગરીબ શખ્સો કે જે પાદશાહથી તેમજ પોતાનાં ભૂંડાં નસીબથી ફર્યાદ કરતા રહે છે,

કે 'જ્યારે પૈસાવાળાઓ મય પીયે ત્યારે માથાં ઉપર ફૂલનાં તાજ પેહેરે છે.

અને રામેશગરોના સુરોદ સાથે મય પીયે છે-અને અમો જેવા માણસોને કાંઇ પણ ગણતા નથી'

બીચારા ખાલી હાથવાળા ગરીબો તમ્બુરાના આવાઝ અને ગોલાબનાં તાજ વગરજ મય પીયે છે-માટે તે બાબતમાં તું શેહન્શાહ કાંઈ ધ્યાન પુગારે તો સારૂં."

તે નામુ વાંચી પાદશાહ પુષ્કળ હસવા લાગ્યો-અને તુરત એક સાંઢણી સવાર રાહમાં દોડાવ્યો.

અને તે શખ્સને શંગલની નઝદીક મોકલ્યો અને એ પ્રમાણે કહેવાડિયુ કે "ઓ દાદ સાંભળનાર પાદશાહ!

"લૂરેયાન" ટોળામાંથી દશ હઝાર સ્ત્રી પુરૂષો જેઓ બર્બત વગાડવામાં હોશયાર હોય તેવાઓને પસંદ કરીને મોકલી આપે,

કે જેઓ ગાયન ગાવામાં ઉસ્તાદ હોય છે અને જેઓનાં ગાયનથી જીવને ખુશહાલી ઉપજે છે,

તેઓને તું મારી પાસે મોકલી આપ, કે જેથી તે વખાણાયલા ટોળાથી મારી ખાહેશ બર આવે."

જ્યારે તે નામુ શંગલ પાસે પહોંચ્યું-ત્યારે તેણે પોતાનું સર મોટાઇથી શનિશ્ચર સેતારા ઉપર ખેંચ્યું

શંગલે તેજ વખત જેમ પાદશાહે ફર્માવ્યું હતું તેમ તુરત લૂરેયાન ટોળામાંથી ચૂંટી કાઢયા.

તેઓનાં બાર હઝાર અઉરતો અને મર્દો કે જેઓ વગાડવામાં સરસ હતાં,

તેઓ બિયાબાનની રાહે બાહેર પડયા-કોણને ખબર કે તેઓ તે રાહમાંથી કેવી રીતે આવી પુગ્યાં?

જ્યારે લૂરેયાનો પાદશાની નઝદીક આવ્યા-ત્યારે તેણે ફર્માવ્યું જેથી તેઓને ત્યાં આવવા દીધા.

---

* "લૂરેયાન" બોલ અસલ "બુલૂરેયાન" હતો. કારણકે તેઓ કાચ બિલોરના દાના વેચવાનો ધંધો કરતા હતા. "લૂરેયાન"ને ઈરાનમાં "કાબુલેયાન" પણ કહે છે. કારણકે તેઓને કાબુલથી આવેલા માનતા હતા. કાબુલેયાનમાનો "બે" અક્ષર પાછળથી "વાવ"માં બદલાઈ જઇને "કાબુલેયાન" થયો છે ખરૂં જોતાં તો પશ્ચિમ હિંદુસ્તાનથી રાજા શંગલે તેઓને ઈરાન મોકલાવ્યા હતા. પણ કદીમ ઝમાનામાં કાબુલને પશ્ચિમ હિંદુસ્તાનનો એક ભાગ ગણતા હતા. તેથી એ "લૂરેયાન" ટોળાને "કાબુલેયાન" કહેવા લાગ્યા.

બહર્ યકુ યકી ગાવ દાદો ખરી
કે લૂરી હમી સાખ્ત બર્ઝીગરી
હમાન્ નીઝ ખરૂવારૂ ગન્દુમ હઝારૂ
બદીશાન્ સેપોરૂદ આન્ કે બુદ પાયકારૂ
બદાન્ તા બેવર્ઝંદ બગાવો બખરૂ
કે ગન્દુમ કુનદ તોખ્મો આરદ બબરૂ
કુનદ પીશે દર્વીશ રામેશગરી
વશ રાયગાની કુનદ કેહતરી
બેશુદ લૂરીઓ ગાવો ગન્દુમ બેખરૂદ
બેયામદ સરે સાલ્ રોખસારહ્ ઝરૂદ
બદુ ગોફ્ત શાહ્ ઈન્ ન કારે તો બૂદ
પરાગન્દને તોખ્મો કેશ્તો દોરૂદ
ખરી માન્દ અકનૂન્ બુનહ્ બરૂ નેહીદ
બેસાઝીદ રૂદો બરીશમ તનીદ
કુનૂન્ લૂરી અઝ્ પાક્ ગોફ્તારે ઊય
હમી ગર્દદ અન્દરૂ જહાન્ ચારહ્ જૂય
સગો ગુરુગ્ હમસાયહો હામરાહ્
બુદન્દશ હમહ્ સાલહ્ પૂયાન્ બરાહ્

દરેક જણને એક બળદ અને એક ગધેડા આપ્યા-અને તેમ કરીને દરેક લૂરીને ખેડુત બનાવ્યો.

તેમજ તે સઘળા લૂરીઓને સરકારના કોઠારીએ એક હઝાર ખરવાર ઘઉં આપ્યા.

જેથી તેઓ બળદ અને ગધેડાંથી ખેતી કરે-ઘઉંને વાવે અને તેને ઉગાડે.

અને ગરીબો આગળ ગાયન ગાઈ-તે લોકોની વગર પૈસે ચાકરી કરે.

લૂરીઓ ગયા અને પેલા બળદ અને સઘળો ઘઉં ખાઈ ગયા-પછી વર્ષની આખેરીએ ફિકકે ચેહેરે પાછા આવ્યા.

પાદશાહે તેઓને કહ્યું કે "બી વાવવાનું, ખેતી કરવાનું અને ખેતી કાપવાનું કામ તમારૂં નહીં હતું.

ચાલો તમારી પાસે ગધેડા રહ્યા છે માટે સારંગીનાં ચામડાંના અને રેશમના તાર બનાવો અને તમારો સર સામાન ગધેડા ઉપર લાધીને ફરતા ફરો."

પાદશાહના પાક દિલના વિચાર અને બોલો પ્રમાણે લૂરીઓ રોઝી પયદા કરવા માટે દેશે દેશ ભટકતા ફરે છે. ૩૪૩

કુતરા અને વરૂઓના સોહબતી બનીને ઉમર ભર, રસ્તે રસ્તે ભટકતા ફરે છે.

## સેપરી શુદને રૂઝગારે બહ્રામ્.

બદીન્સાન્ હમી બુરૂદ શસ્તો સે સાલ્
કસ્ અન્દરૂ ઝમાનહ્ નબૂદશ હમાલ્
સરે સાલે નવ્ પીશે ઊ શુદ દબીરૂ
ખેરદમન્દ મૂબેદ કે બૂદશ વઝીરૂ
કે શુદ ગન્જે શાહે બુઝોર્ગાન્ તેહી
કુનૂન્ આમદમ તા ચે ફર્માન્ દેહી
હરાન્ કસ્ કે અઝ્ ખાસ્તહ્ બરૂ ખરદ
બમાલે ખરાજી બમા ,નન્ગરદ
ચુનીન્ દાદ પાસોખ કે બીશી મસાઝ્
કે ગશ્તીમ અઝીન્ સાખ્તન્ બી નેયાઝ્
જહાનરા બદાન્ બાઝ્ હેલ્ કાફરીદ
વઝ્ આમદ ઈન્ આફ્રીનેશ પદીદ
હમી બુગ્ઝરદ ચર્ખો યઝદાન્ બપાય
બનીકી મરાઓ તોરા રેહનુમાય
બેબોફ્ત આન્ શબો બામ્દાદે પગાહ્
બેયામદ બદરૂગાહ્ બીમરૂ સેપાહ્
ગોરૂહી કે બાયેસ્ત કર્દન્દ ગેરૂદ
બરે શાહ્ શુદ પૂરે ઊ યઝદગેરૂદ
બપીશે બુઝોર્ગાન્ બદૂ દાદ તાજ
હમાન્ ચારહો તઊક્ બા તખ્તે આજ
પરસ્તીદને ઈઝદ આમદશ રાય
બેયન્દાખ્ત તાજો બેપર્દાખ્ત જાય
ગેરેફ્તશ કે કેદારે ગીતી શેતાબ્
ચુ શબ્ તીરહ્ શુદ ઝરૂદ આહન્ગે ખાબ્
ચુ બેન્મૂદ રોખ આફ્તાબ્ અઝ્ નેશીબ્
દેલે મૂબેદ અઝ્ શાહ્ શુદ પુરૂ નેહીબ્

## બેહરામની ઝિંદગીનું આખેર થવું.

એ પ્રમાણે બેહરામે ત્રેંસઠ વર્ષ પુરાં કીધાં-તેના ઝમાનામાં તેની બરાબરનો કોઇ હતોજ નહીં.

નવાં વર્ષની શુરૂઆતે મુન્શી કે જે દાનેશમંદ મોબેદ તેનો વઝીર હતો તે તેની આગળ ગયો.

અને બોલ્યો કે "મોટા મરતબાના પાદશાહોનો ખઝાનો સઘળો ખાલી થયો છે-તે માટે હાલ હું આવ્યો છું કે તું શું હોકમ આપે છે?

જે લોકો કે વગર જગાતના માલની આવક ઉપર ગુઝારો કરે છે-તેઓ જગાતવાળા માલ તરફ નઝર કરતા નથી."

પાદશાહે જવાબ દીધો કે "તું લોભ ના કર-કારણકે ખઝાનો એકઠો કરવાની ઝરૂર હું જોતો નથી (હું તેની પરવા રાખતો નથી).

આ જેહાનને તું તેજ સાહેબ ઉપર પાછી છોડી દે કે જેણે તે પયદા કીધી-અને જેનાથી આ સઘળી પયદાયેશ ઝાહેર થઈ.

આસ્માન તો પસાર થઇ જાય છે પણ યઝદાન કે જે મને અને તને સર્વને નેકીનોજ માર્ગ દેખાડનારો છે, તે સદાકાળ કાયમ રહેશે."

તે રાતે સૂતો અને બરી બામદાદે-તેનું બેહદ લશ્કર દરબાર આગળ હાઝેર થયું.

જે લોકોની કે ઝરૂર હતી તે સઘળાને ભેગા કીધા-ત્યાં તેનો બેટો યઝદગેર્દ પાદશાહ આગળ આવ્યો. ૩૪૪

સઘળા મોટા લોકોની હુઝૂરમાં પાદશાહે તેને તાજ હવાલે કર્યું-તેમજ હાથીદાંતનાં તખ્ત સાથ હાર, સાંકળી વગેરે સોંપી આપ્યું.

તેને તો ખોદાની પરસ્તેશ કરવાનોજ વિચાર આવ્યો-જેથી તેણે માથાં ઉપરથી તાજ કાઢી નાખ્યું અને પોતાની જગ્યા છોડી દીધી.

તેણે દુન્યાનાં કામ કાજથી દૂર થવાની ઉતાવળ કીધી-જ્યારે રાત અંધારી થઇ ત્યારે ખાબ કરવાનો વિચાર કર્યો.

જ્યારે આફતાબે પહાડની કઢણમાંથી પોતાનું મોઢું બતાવ્યું-ત્યારે પાદશાહને માટે વઝીરનું દિલ ધાસ્તી ભરેલું બન્યું.

કે શાહે જહાન્ બરૂ નખીઝદ હમી
મગરૂ કશ્ ગુરાઝાન્ ગુરીઝદ હમી
બેયામદ બનઝદે પેદરૂ યઝદગરૂદ
ચુ દીદશ દમ્ અન્દરૂ દહાનશ ફસરૂદ
વરા દીદ પેઝ્મોર્દહુ રન્ગે રોખાન્
બદીબાએ ઝરૂબફ્ત બરૂ દાદહુ જાન્
ચુનીન્ બૂદ તા બૂદ ઈન્ તીરહુ રૂઝ
તો દેલરા બઆઝો ફેઝૂની મસૂઝ

બેતર્સદ દેલે સન્ગો આહન્ ઝે મરૂગ્
હમ ઈદરૂ તોરા સાખ્તન્ નીસ્ત બરૂગ્
૩૪૫ બેયાઝારીઓ મર્દુમી બાયદત
ફેઝૂની ચે જૂઈ કે બુગ્ઝાયદત
દેરીઘા ચુનાન્ શાહો આન્ દાદે ઊય
મબાદા કે ગીરી બબદ યાદે ઊય
બપન્જાહુ ખુસ્રવ ઝે તોખ્મે કેયાન્
કે બસ્તન્દ બરૂ તખ્તે ઈરાન્ મેયાન્
નબુદ હીચ માનન્દે બહુરામ ગૂરૂ
બદાદો બુઝોર્ગીઓ ફરૂહન્ગો ઝૂરૂ
વરા રોસ્તમે શાહુ ખાન્દી વઝીરૂ
કે બેશગાફ્તી કૂહે આહન બતીરૂ
ચુ રૂઝશ સરૂઆમદ દેરન્ગશ નબૂદ
અઝાન્ ઝૂરો મર્દીઓ ગોર્દી ચે સૂદ
ચેહલ રૂઝ સૂગે એદરૂ દાશ્ત શાહુ
બેપૂશીદ લશ્કરૂ કબૂદો સેયાહુ
ચુ દરૂ દખ્મહુ શુદ નામવરૂ શાહુ ગોરૂદ
તો ગોફ્તી કે બખ્શેશ ઝે ગીતી બેબોરૂદ
નબીનદ ચુનાન્ શાહુ ખુરૂશીદો માહુ
ન બોહુરહુ ન કયવાન્ ન તખ્તો કોલાહુ
દેરીઘ આન્ કઈ ચેહુરહો ફરૂરો બોરૂઝ
દેરીઘ આન્ બલન્દ અખ્તરો દસ્તો ગોરૂઝ
બદૂ બૂદ આરાસ્તહુ તખ્તો તાજ
૩૪૬ ઝે રૂમો ઝે ચીન્ ઊ સેતદ સાવો બાજ
ચુનાન્ શુદ કે દર્વીશે બી નાનો આબ્
ચે સૂદસ્તશ અયવાન્ અબરૂ આફ્તાબ્
ચુ કમ તૂશહુ બા ઊ બેરફ્તન્ યકીસ્ત
હમીદૂન્ બરૂ ઊ દાઘો દરૂદ અન્દકીસ્ત
ચે બાયદ હમી પાદ્શાહીઓ નાઝ
ચુ દરૂ પાદ્શાહી નમાની દરાઝ
ખુનુક મર્દે દર્વીશ બા દીનો હુશ
ફેરાવાન્ જહાનશ બેમાલીદ ગૂશ
કે ચૂન્ બુગ્ઝરદ ઝીન્ જહાન્ નામે નીક
બેમાનદ અઝૂ હમ સરન્જામે નીક
બદાન્ ગીતી ઊરા બુવદ બહુરહી
બનઝદીકે યઝદાન્ બુવદ શાહુરહી
ન ચૂન મન્ બુવદ ખારો બરૂગશ્તહુ બખ્ત
બદૂઝખ ફેરેસ્તાદહુ નાકામ રખ્ત
ન ઉમ્મીદે ઓકૂબા ન દુન્યા બદસ્ત
ઝે હરૂદૂ રસીદહુ બજાનમ શેકસ્ત

કે "દેશનો પાદશાહ હજી બિછાના ઉપરથી ઉઠતો નથી-શું તે શૂર-વીરોથી હવે બીહે છે?"

યઝદગેર્દ તુરત બાપની નઝદીક આવ્યો-જ્યારે તેણે બાપને જોયો ત્યારે તેનાં મોઢાંમાં દમજ બંધાઈ ગયો.

તેણે તેના ચેહરાનો રંગ કરમાયલો જોયો-સુનેરી કસબી કપડાં ઉપર બેહરામ મૂવેલો પડેલો હતો.

આ સીઆહ ઝમાનો જ્યારથી કાયમ થયલો છે ત્યારથી એજ પ્રમાણે છે-માટે તું પોતાનાં દિલને લોભને માટે તેમજ બીજી ચીઝોના વધારા માટે બાળી ના નાખ.

મોતથી પત્થર અને લોઢાંનું દિલ પણ ધાસ્તી ખાય છે-દુન્યામાં સદા રહેવાની તૈયારી તારે કરવી નહીં જોઇયે.

તારે તો નિર્દોષપણું અને ઇન્સાનીયતપણું ધારણ કરવું જોઇયે-તું ઝેયાદા ચીઝો શા માટે મેળવે છે? કારણકે તે તને નુકસાન કરશે.

અફસોસ! એવા પાદશાહ માટે અને તેના ઈન્સાફ માટે અફસોસ!-એવું કદી ના બનતું કે તું તેને માટે બૂરો વિચાર પકડે.

પાદશાહી તોખ્મના પચાસ પાદશાહો કે જેઓ કમરબંદ બાંધી ઇરાનનાં તખ્ત ઉપર બેઠા હતા,

તેઓમાંથી ઇન્સાફમાં, બુઝોર્ગીમાં, દાનાઈમાં અને કૌવતમાં બેહરામ ગૂરના જેવો કોઈ પણ પાદશાહ હતો નહીં.

વઝીરે પાદશાહ બેહરામને "પાદશાહ રૂસ્તમ"નું નામ આપેલું હતું-કારણ તે તીરથી લોઢાંનો પહાડ પણ ચીરી નાખતો હતો.

તેનો પણ જ્યારે વખત પુરો થયો ત્યારે જરા થોભી શકયો નહીં-તેનાં આવાં કૌવત, મર્દાનગી અને બહાદુરીથી તેને શું ફાયદો થયો!

પાદશાહ યઝદગેર્દે ચાળીસ દહાડા બાપનો સોગ રાખ્યો-લશ્કરે પણ કાળો અને બલ્યુ પોશાક પેહેર્યો.

જ્યારે તે નામવર બહાદુર પાદશાહ દખ્મામાં ગયો-ત્યારે તે ગોયા આ દુન્યામાંથી સઘળી બક્ષેશ સાથે લેતો ગયો.

આવી રીતનો પાદશાહ તો આફતાબ, માહતાબ, શુક્ર અને શનિશ્ચર સેતારો તેમજ તખ્ત અને તાજ કોઇ પણ જોશે નહીં.

અફસોસ! તેના પાદશાહી ચેહરાનો, તેના ખોરેહનો તેના ઊંચાં કદનો-અફસોસ! તેના રોશન સેતારાનો, ઝોરાવર હાથનો અને ભારી ગોર્ઝનો અફસોસ!

ઈરાની તખ્ત અને તાજ તેનાથીજ શોભા પામેલું હતું-જે રૂમ અને ચીન દેશ પાસેથી કર અને ખંડણી લેતો હતો.

તે પાદશાહ એક કંગાલ ભીખારીની માફક ચાલી ગયો-તેના આફતાબ સાથે માથું લગાડનારા મેહલો શું કામ આવ્યા?

જ્યારે ગરીબ માણસ મોતની બાબતમાં તવંગરની બરાબરજ હોય છે-અને વળી મરતી વખતે તેને ચિન્તા અને દુઃખ ઓછું હોય છે,

ત્યારે આ પાદશાહી અને મોટાઈ શું કામ જોઇયે? જો કે તું તારી પાદશાહતમાં લામ્બો વખત રહેવાનોજ નથી.

દીનદાર અને ડાહ્યો દરવીશ મર્દ જેને આ દુન્યાએ ઘણીક ગોશમાલી આપી હોય (યાને ઠોકરાયો હોય) તેજ ભલો,

કે જે જ્યારે આ દુન્યાંમાંથી ગુઝર પામે છે ત્યારે ભલું નામ-મૂકી જાય છે તેમજ તેનાથી ભલું પરિણામ નીપજે છે.

પેલી દુન્યામાં તેને નેકીનો હિસ્સો મળે છે-અને ખોદાતાલાની નઝદીક તેનો મરતબો વધે છે.

તે કાંઈ મારા જેવો (યાને ફિર્દોસી જેવો) કંગાલ અને અભાગ્યો નથી-અને નાઈલાજથી દોઝખમાં જવાની તૈયારી કરતો નથી.

નથી મને આ દુન્યાનું સુખ કે નથી મને પેલી દુન્યાનાં સુખની આશા-બન્ને દુન્યાથી મારી હાલત પડતી આવી છે.

કુનૂન્ ગર્ કુનદ્ મઘ્ઝમ્ અન્દીશહ્ ગેરૂદ્
બેગૂયમ્ જહાન્ જુસ્તને યઝદગેરૂદ્

હવે જો મારૂં ભેજું શાન્તપણે પાછો વિચાર કરે-તો હું યઝદગેર્દનો રાજઅમલ લખું.

## યઝ્દગેર્દ* ૨ જો.

### પાદ્શાહીએ યઝ્દગેર્દ્ પેસરે બહ્રામ્ ગૂર્ હજ્દહ્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને યઝ્દગેર્દ્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

—:૦:—

ચુ શુદ્ પાદ્શાહે જહાન્ યઝદગેરૂદ્
સેપાહે પરાગન્દહ્રા કરૂદ્ ગેરૂદ્
નેશસ્તન્દ્ બા બેખ્રદાનો રદાન્
બુઝોર્ગાનો સાલાર્ ફર્શ મૂબદાન્
જહાન્જૂય બર્ તખ્તે ઝરૂરીન્ નેશસ્ત
દરે રન્જો દસ્તે બદીરા બેબસ્ત
નુખોસ્તીન્ ચુનીન્ ગોફ્ત કાન્ કઝ્ ગુનાહ્
બર્ આસૂદ્ ઈમન્ શુદ્ અઝ્ કીનહ્ખાહ્
હરાન્ગહ્ કે દેલ્ તીરહ્ ગર્દદ્ ઝે રશ્ક્
મરાન્ દર્દ્રા દીવ બાશદ્ પેઝશ્ક્
કે રશ્ક્ આવરદ્ આઝો ગોર્મો નેયાઝ્
દેઝ્આગાહ્ દીવી બુવદ્ કીનહ્ સાઝ્
હરાન્ ચીઝ્ કાનત્ નેયાયદ્ પસન્દ્
દેલો દસ્તે દુશ્મન્ બદાન્ દર્ મબન્દ્
મોદારા ખેરદ્રા બેરાદર્ બુવદ્
ખેરદ્ બર્ સરે દાનેશ અફસર્ બુવદ્
બજાએ કસી ગર્ તો નીકી કુની
મઝન્ બર્ સરશ તા દેલશ્ નશ્કની
ચુ નીકી કુનેશ બાશીઓ બુર્દ્બાર્
નબાશી બચશ્મે ખેરદ્મન્દ્ ખાર્
અગર્ બખ્તે પીરૂઝ્ યારી દેહદ્
મરા બર્ જહાન્ કામગારી દેહદ્

### બેહરામ ગૂરના બેટા યઝદગેર્દની પાદશાહી અઢાર વર્ષની હતી. યઝદગેર્દનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

—:૦:—

જ્યારે યઝદગેર્દ ઈરાન દેશનો પાદશાહ બન્યો-ત્યારે તેણે વીખરાયલાં લશ્કરને પાછું એકઠું કીધું. ૩૪૭

દાનાઓ, સરદારો, બુઝોર્ગો અને સરદારની માફકના વઝીરો એકઠા થઈ બેઠા.

દેશને જીતનારો પાદશાહ સોનેરી તખ્ત ઉપર બેઠો-તેણે દુઃખનો દરવાઝો અને બદીના હાથ બંદ કીધા.

અને પ્રથમ એમ બોલવા લાગ્યો કે "જે શખ્સ ગુનાહ કરવાથી-દૂર રહ્યો તે પોતાના દુશ્મનથી નચિન્ત બન્યો.

જે વખતે કે અદેખાઈથી કોઈનું દિલ સીઆહ થાય છે-તે વખતે તે દર્દનો તબીબ એહરેમનજ બને છે.

કારણ અદેખાઇ લોભ, દુઃખ અને ગરીબાઈ લાવે છે-તે ઘણોજ ગુસ્સા ભરેલો અને કીનો લેનારો શયતાન છે.

જે ચીઝ કે તને પસંદ નહીં આવતી હોય-તે બાબત ઉપર દુશ્મનને અટકાવતો ના (તેની તરફ તેને જવાજ દેજે).

સાલેસાઈ એ અકલનો ભાઇ બંધ છે-અને અકલ એ વિદ્યાનાં સરનું તાજ છે.

જો તું કોઇની સાથે નેકી કરે-તો તેને તે કહી બતાવી તેનું દિલ ના તોડતો.

જ્યારે તું નેકી કરનારો અને સહનશીલ થશે-ત્યારે તું અકલમંદની નઝરમાં હલકો નહીં ગણાશે.

અગરજો ફતેહમંદ નસીબ મારો મદદગાર થશે-અને મને આ દુન્યા ઉપર મુરાદમંદ બનાવશે, ૩૪૮

---

* બેહરામ ગૂરનો છોકરો. આ પાદશાહ પણ ઘણો બહાદુર હતો. જો કે યઝદગેર્દ માટે ફિર્દોસી લમ્બાણથી લખતો નથી. તો પણ યૂરોપિયન તવારીખ નવેસો આ પાદશાહ માટે પુરતું વર્ણન કરે છે. આ પાદશાહે તખ્તે આવતાંજ રોમનો સાથ લડાઈની તૈયારી કરવા માંડી, પણ રોમનોએ તાબેદારી દેખાડવાથી મનમાનતી સુલેહ થઈ. ત્યાર બાદ આર્મીન્યા પ્રાંત કે જે ઇરાની સલ્તનતને તાબે હતો, ત્યાં ખ્રીસ્તીઓનું ઝોર બહુ વધી પડયું હતું આ ઉપરથી યઝદગેર્દે પોતાના ભાઇ મેહર નર્સીને લશ્કર સાથ મોકલી ભારી લડાઇ કર્યા બાદ શેવટે પેલા ખ્રીસ્તી બનેલા ઈરાનીઓને પાછા પોતાની ઝરતોશ્તી દીન ઉપર આવવાની ફર્ઝ પાડી. આ પાદશાહ ઝરતોશ્તી દીનનો ખરો રક્ષક હતો. યઝદગેર્દ ઇ. સ. ૪૪૦ માં તખ્તનેશીન થઇ પુર જાહોજલાલી સાથ અઢાર વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૪૫૭ માં ગુઝર પામ્યો.

ચશ્મી દફ્તરી સાઝમ અઝ રાસ્તી
કે નપઝીરદ આન્ કઝ્ઝીઓ કાસ્તી
હમી દાશ્ત યક્ ચન્દ ગીતી બદાદ
ઝમાનહ બદ્ શાદો ઊ નીઝ્ શાદ
બહર્ સૂ ફ્રેસ્તાદ બીમર્ સેપાહ
હમી દાશ્ત ગીતી ઝે દુશ્મન્ નેગાહ
દહો હશ્ત બુગ્ઝશ્ત સાલ્ અઝ્ બરશ
બેનાલીદ ચૂન્ તીરહ ગશ્ત અખ્તરશ
બુઝોર્ગાનો દાનન્દગાન્રા બેખાન્દ
બરે તખ્તે ઝરૂરીન્ બઝાનૂ નેશાન્દ
ચુનીન્ ગોફ્ત કીન્ ચર્ખે ના સાઝ્ગાર્
ન પર્વર્દહ દાનદ પર્વર્દગાર્
બતાજે ગેરાન્માયગાન્ નન્ગરદ
શેકારી કે યાબદ હમી બેશ્કરદ
કુનૂન્ ફ્રે મન્ બર્ સર્ આયદ હમી
બનીરૂ શેકસ્ત અન્દર્ આયદ હમી
સેપોર્દમ બહોર્મુઝ્ કોલાહો નેગીન્
હમાન્ લશ્કરો ગન્જે ઈરાન્ ઝમીન્
૩૪૯ હમહ ગૂશ દારીદો ફર્માન્ કુનીદ
ઝે પયમાને મા રામેશે જાન્ કુનીદ
અગર્ ચન્દ પીરૂઝ્ બા ફરૂરો યાલ્
ઝે હોર્મુઝ ફ્રોઝૂનસ્ત ચન્દી બસાલ્
ઝે હોર્મુઝ હમી બીનમ આહેસ્તગી
ખેરદમન્દીઓ શર્મો શાયેસ્તગી
બેગોફ્ત ઈનો યક્ હફ્તહ ઝાન્ પસ બેઝીસ્ત
બેરફ્તો બર્ ઊ તખ્ત ચન્દી ગેરીસ્ત
અગર્ સદ બેમાની વગર્ બીસ્તો પન્જ
બેબાયદત રફ્તન્ ઝે જાએ સેપન્જ
હરાન્ ચીઝ કાયદ હમી દર્ શુમાર્
સઝદ ગર્ નખાની વરા પાયદાર્

તો હું એક સચ્ચાઈનું દફતર બનાવીશ-કે જેમાં જૂઠાપણું અને નુકસાન હોયજ નહીં."

તે પાદશાહ થોડોક વખત પોતાના દેશને ઈન્સાફ અને બક્ષેશમાંજ રાખવા લાગ્યો-જેનાથી ઝમાનો ખુશહાલ હતો તેમજ તે પણ ઝમાનાથી ખુશ હતો.

તેણે ચો તરફ પુષ્કળ લશ્કર મોકલી આપ્યું-અને એવી રીતે પોતાનો દેશ દુશ્મનોથી સંભાળવા લાગ્યો.

એ પ્રમાણે તેની ઉપર અઢાર વર્ષ પસાર થયાં-જ્યારે તેનો સેતારો સીઆહ થયો ત્યારે તે પોકાર કરવા લાગ્યો.

તેણે બુઝોર્ગો અને દાનાઓને બોલાવ્યા-અને તેઓને સોનેરી તખ્ત આગળ ઘુંટણમરિયે બેસાડયા.

તે બોલ્યો કે "આ નાલાયક આસ્માન-નથી પર્વરેશ થયલાંને પિછાનતું કે નથી પાળનારને પિછાનતું.

તે મોટા પાદશાહોનાં તાજ તરફ પણ કાંઇ જોતુંજ નથી-જે શેકાર કે તેના હાથમાં આવે છે તેનો શિકાર કરી નાખે છે.

હવે મારા દહાડા પુરા થવા આવ્યા છે-અને મારી શક્તિ ઘટવા માંડી છે.

જેથી હું આ તાજ, મોહર તેમજ લશ્કર અને ઇરાન ઝમીનનો સઘળો ખઝાનો હોરમઝને સોંપી દઉં છું.

તમો સઘળા તેનોજ હોકમ સાંભળજો અને તેનુંજ ફર્માન બજા લાવજો-આ મારા વચનથીજ તમારા જીવને ખુશહાલ કરજો.

અગર દબદબા સાથનો અને બુલંદ કદનો પીરોઝ-ઉમરમાં હોરમઝ કરતાં થોડોક વડો છે,

તો પણ હું હોરમઝમાં ધીરજ, ડહાપણ, શર્માળપણું અને લાયકાત જોઉં છું."

તે એટલું બોલ્યો અને ત્યાર પછી એક હફતો સુધી જીવી-ગુઝર પામ્યો અને તેનાં તખ્તે તેની ઉપર કેટલોક વિલાપ કીધો.

અગર તું સો વર્ષ જીવે યા પચીસ વર્ષ જીવે-તો પણ તને આ ત્રણપાંચ દિવસની જગ્યાથી જવુંજ પડશે.

જે જે ચીઝો કે તારી ગણત્રીમાં આવી શકે-તેની ચીઝોને તું નાપાયદારજ સમજે તો તે લાયક છે.

## હોરમઝ* ૩ જો.

### પાદ્શાહીએ હોર્મુઝ્ પેસરે યઝ્દ-ગેર્દ્ યક્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશાસ્તને હોર્મુઝ્

### યઝદગેર્દના છોકરા હોરમઝની પાદશાહી એક વર્ષ હતી. હોરમઝનું તખ્ત ઉપર બેસવું.

———:o:———

ચુ હોર્મુઝ બર્ આમદ બતખ્તે પેદર્
બસર્ બર્ નેહાદ આન્ કઈ તાજે ઝર્

જ્યારે હોરમઝ બાપનાં તખ્ત ઉપર આવ્યો-અને પાદશાહી સોનેરી તાજ સર ઉપર મૂકયું,

* આ પાદશાહ યઝદગેર્દનો બીજો છોકરો. યઝદગેર્દ પોતાના વડા છોકરા પીરોઝને ઇરાનની ગાદી આપવાનો વિચાર નહીં હોવાથી તેને પોતાની હયાતીમાંજ સીસ્તાનનો હાકેમ બનાવ્યો હતો. બીજો છોકરો હોરમઝ બાહોશ અને નર્મ દિલનો હતો

ચુ પીરૂઝરા વીઝહુ ગોફ્તી બખશમ
હમી આબ્ રશ્ક અન્દર્ આમદ બચશમ
સુએ શાહે હયતાલ શુદ નાગેહાન્
અબા લશ્કરો ગન્જો ચન્દી મેહાન્
ચઘાની શાહી બુદ ફુઘાનીશ નામ
જહાનજૂય બા લશ્કરો ગન્જો કામ
ફુઘાનીશરા ગોફ્ત કય નીકુખાહ
દો ફર્ઝન્દ બૂદીમ ઝીબાએ ગાહ
પેદર્ તાજે શાહી બકેહ્તર્ સેપોર્દ
ચુ બીદાદગર્ બુદ સેપોર્દો બેમોર્દ
ચુ લશ્કર્ દેહી મર્ મરા ગન્જ હસ્ત
સેલીહે બુઝોર્ગીઓ નીરૂએ દસ્ત
ચઘાની બદ્ ગોફ્ત કારી રવાસ્ત
જહાનદારૂરા હમ પેદર્ પાદ્શાસ્ત
બપયમાન્ સેપારમ સેપાહી તોરા
નુમાયમ સુએ દાદ રાહી તોરા
કે બાશદ મરા તેરૂમેદો વીસહગેર્દ
કે બુદ અહ્દે ઈન દારમ અઝ્ યઝ્દગેર્દ
બદ્ ગોફ્ત પીરૂઝ કારી રવાસ્ત
ફેઝૂન્ ઝાન્ તોરા પાદ્શાહી સઝાસ્ત
બદ્ દાદ શમ્શીરૂઝન્ સી હઝાર્
ઝે હયતાલેયાન્ લશ્કરી નામદાર્
સેપાહી બેયારાસ્ત પીરૂઝ શાહ
કે અઝ્ ગર્દ તારીક શુદ ચર્ખો માહ
બર્ આવીખ્ત બા હોરમુઝે શહ્રયાર્
ફેરાવાન્ નબર્દાશ્ત આન્ કાર્ઝાર્
સરન્જામ હોરમુઝ ગેરેફ્તાર્ શુદ
બરશ તાજો તખ્તે પેદર્ ખાર્ શુદ
ચુ પીરૂઝ રૂએ બેરાદર્ બેદીદ
દેલશ મેહ્રો પયવન્દે ઊ બર્ ગુઝીદ
બેફર્મૂદ તા બારગી બર્ નેશસ્ત
બેશુદ તીઝો બેગ્રેફ્ત દસ્તશ બદસ્ત
ફેરેસ્તાદ બાઝશ બઅયવાને ખીશ
બર્ ઊ ખાન્દ આન્ અહ્દો પયમાને ખીશ
બદ્ ગોફ્ત હોરમુઝ કે યઝ્દાન્ સેપાસ
કે દાના બુવદ મર્દે યઝ્દાન્ શેનાસ
કે અઝ્ મન્ બેરાદર્ સેતદ તાજો તખ્ત
કે પીરૂઝરા બાદ પીરૂઝ બખ્ત

ત્યારે તે પોતાના ભાઇ પીરોઝ સાથ વઢવાઢ કરવા લાગ્યો-તેથી પીરોઝ તેની સાથ વેરી થયો.

તે પોતાનાં લશ્કર, ખઝાના અને કેટલાક સરદારો સાથે-એકાયક §હયતાલના પાદશાહ તરફ ચાલી ગયો.

જે ચગાની પાદશાહ હતો તેનું નામ ફુગાનીશ હતું-તે લશ્કર, ખઝાના અને ફતેહમંદી સાથનો દેશ જીતનાર પાદશાહ હતો.

પીરોઝે ફુગાનીશને કહ્યું કે "ઓ નેકખાહ મર્દ!-મારા બાપના અમો બન્ને છોકરા તખ્તને લાયકના હતા. ૩૫૦

છતાં બાપે પાદશાહી તાજ નાનાને આપ્યું-જ્યારે તે બેઇન્સાફી હતો તેથીજ તાજો તખ્ત તેને સોંપતાંને વાર તે મરણ પામ્યો.

હવે જો તું મને તારૂં લશ્કર આપે તો મારી પાસે ખઝાનો, ભારી હથિયાર અને હાથનું કૌવત તો છે."

ચગાનીએ તેને કહ્યું કે "હા, વાજબી છે-પાદશાહનો બાપ પણ પાદશાહજ છે.

હું તને એવી શરતે લશ્કર આપું-અને તને હક્ક ઈન્સાફ તરફનો માર્ગ બતાઉં,

કે તેર્મેદ અને વીસહગેર્દ શેહરો મારાં થાય-કારણકે ખુદ યઝદગેર્દથી હું એ બાબતનું લખત ધરાઉં છું."

પીરોઝે તેને કહ્યું કે "હા, વાજબી છે-એથી પણ તને વધારે મોટી પાદશાહી ઘટે છે."

પછી તેણે હયતાલીઓમાંથી ત્રીસ હઝાર તલવારનું મારનારૂં એક નામીચું લશ્કર તેને આપ્યું.

પાદશાહ પીરોઝે તે લશ્કરને તૈયાર કીધું-કે જેની ધૂળથી આસ્માન અને માહતાબ પણ કાળા થયા.

પીરોઝે પાદશાહ હોરમઝ સાથ લડાઇ કીધી-તે લડાઇ ઘણોક વખત ચાલી નહીં.

શેવટે હોરમઝ પકડાઈ ગયો-તેની ઉપર તેના બાપનું તાજ અને તખ્ત ખુવાર થઇ પડયું. ૩૫૧

જ્યારે પીરોઝે પોતાના ભાઇનો ચેહરો જોયો-ત્યારે તેનાં દિલે તેની મોહબત અને જોડાણ પાછું એખ્તયાર કીધું.

તેણે ફરમાવ્યું જેથી હોરમઝ પાછો ઘોડા ઉપર સવાર થયો-પીરોઝે શેતાબ જઇને તેનો હાથ પોતાના હાથમાં પકડયો.

અને તેને પાછો પોતાના મેહલમાં મોકલ્યો-અને પોતાનો કોલ અને વચન તેને કહી સંભળાવ્યા.

હોરમઝે તેને કહ્યું કે "યઝદાનના શુકાના!-કારણકે ખોદાની પિછાન કરનારો શખ્સ દાનાજ હોય છે.

કે મારાજ ભાઇએ મારૂં તાજ અને તખ્ત લીધું છે (દુશ્મને લીધું તથી)-ખોદા કરેને પીરોઝ ભાગ્યશાળી થાય."

---

જેથી બાપે તેનેજ ઈરાનની ગાદી આપી. આથી પીરોઝ હયતાલના પાદશાહ ફુગાનીશ આગળ જઇ લશ્કરની મદદ માગી, પણ ફુગાનીશે તુરત મદદ નહીં આપતાં એક વર્ષની ઢીલ કીધી. પછી જ્યારે ખુદ ઈરાનીઓજ હોરમઝથી કંટાળી ગયા, ત્યારે તે પાદશાહે ત્રીસ હઝાર માણસનું લશ્કર આપી પીરોઝને ઇરાન ઉપર મોકલી આપ્યો. હોરમઝ કયદ પકડાયો. ત્યાર બાદ બન્ને ભાઇઓને સલાહ થઈ. હોરમઝે ભાઇને ખુશી સાથ ઇરાનની ગાદી સપુરદ કરી પોતે એકજ વર્ષ ઈરાનની ગાદી ભોગવી.

§ આ "હયતાલ" તે બદખ્શાનના ઈલાકાનો એક ભાગ હતો જેને આજે "ખતલાન" કરી કહે છે. આ ઇલાકાને અંગ્રેજીમાં Scythia કહે છે. એ જગ્યાના લોકોમાંના એકનું નામ "હુન" (Hun) કરીને હતું. જેણે યૂરોપ મધ્યેના Ponnonia નામના ઇલાકા ઉપર ચઢી જઇ તેને જીતી લઇ તેનું નામ Hungary આપ્યું હતું. આ ઉપરથી હયતાલના લોકોને "હુન" (Hun)નાં નામે યૂરોપ દેશનાં લોકો ઓળખવા લાગ્યા. પાદશાહ બેહરામના વખતથી હયતાલનો રાજા આખા તુરાન ઉપર સર્વોપરી સત્તા ધરાવતો હતો અને તેથીજ તે તુરાનનો પાદશાહ પણ ગણાતો હતો.

# પીરોઝ*

## પાદ્શાહીએ પીરૂઝ્ પેસરે યઝ્દગેર્દ્ યાઝ્દહ્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને પીરૂઝ્ વ અન્દર્ઝ્ કર્દન્ બસર્દારાન્.

## યઝદગેર્દના બેટા પીરોઝની પાદશાહી અગીઆર વર્ષ હતી. પીરોઝનું તખ્ત ઉપર બેસવું અને તેણે સરદારોને નસીહત કરવી.

ઝે હોરૂમુઝ્ ચુ પીરૂઝ્ દેલ્ શાહ્ શુદ્
રવાનશ ઝે અન્દીશહ્ આઝાદ્ શુદ્
બેયામદ્ બતખ્તે કઈ બર્ નેશસ્ત
ચુનાન્ ચૂન્ બુવદ્ શાહે યઝ્દાન્ પરસ્ત
નુખોસ્તીન્ ચુનીન્ ગોફ્ત બા મેહ્તરાન્
કે અય પુર્ હોનર્ બા ગોહર્ સરૂવરાન્
હમી ખાહમ અઝ્ દાવરે બીનેયાઝ્
કે બાશદ્ મરા ઝેન્દગાની દરાઝ્
૩૫૨ કે કેહ્તરા બકેહ્ દારમો મેહ્ બમેહ્
ફેરાવાન્ ખેરદ્ બાશમો રૂઝે બેહ્
સરે મર્દુમી બોર્દબારી બુવદ્
સબુક્ સર્ હમીશહ્ બખારી બુવદ્
સોતૂને ખેરદ્ દાદ્ બખ્શાયેશસ્ત
દરે બખ્શેશ ઊરા ચુ આરાયેશસ્ત
ઝબાન્ ચરૂબ્ ગૂયન્દગી ફરૂરે ઊસ્ત
દેલીરીઓ મર્દાનગી પરૂરે ઊસ્ત
હરાન્ નામવર્ કૂ નદારદ્ ખરદ્
ઝે તખ્તે બુઝોર્ગી કુજા બર્ ખરદ્
ખેરદમન્દ હમ નીઝ્ જાવીદ નીસ્ત
ફરી બર્ તર્ અઝ્ ફરૂરે જમશીદ નીસ્ત
ચુ તાજશ બમાહ્ અન્દર્ આમદ્ બેસુરદ્
નેશસ્તે કઈ દીગરીરા સેપોરદ્

જ્યારે પીરોઝનું દિલ હોરમઝથી ખુશહાલ થયું-ત્યારે તેનો જીવ ફિક્ર ચિન્તાથી મોકળો થયો.

તે આવ્યો અને યઝદાન પરસ્ત પાદશાહોની રીત રેવાજ મુજબ પાદશાહી તખ્ત ઉપર બેઠો.

શુરૂઆતમાં તેણે સરદારોને કહ્યું-કે "ઓ કીર્ત્તિ ભરેલા બુન્યાદી સરદારો !

હું તે બેનેયાઝ ઈન્સાફી સાહેબ પાસે એવું માગું છું-કે મારી ઝિંદગી લામ્બી થાય,

કે હું નાનાઓને તેઓને લાયક અને મોટાઓને તેઓની મોટાઇ પ્રમાણે રાખું-તે સાહેબ તરફથી મને ઘણીક અકલ મળે તેમજ સારા દિવસો બક્ષે.

સહનશીલતા એ ઈન્સાન્યતનું તાજ હોય છે-આકળો માણસ હમેશે ખુવારીમાં રહે છે.

ઈન્સાફ અને દયા એ અકલનો સ્થંભ છે અને બક્ષેશનો દરવાઝો તેના સણગાર જેવો છે.

છટાદાર બોલનારી ઝબાન એ તેનો દબદબો છે-બહાદુરી અને મર્દાનગી એ તેનાંજ પીછાં છે.

જે નામદારી ભરેલો શખ્સ કે અકલ નહીં ધરાવતો હોય-તો તે બુઝોર્ગી બરેલાં તખ્તથી શું ફાયદો મેળવી શકે?

વળી અકલમંદ શખ્સ પણ જાવેદાન જીવતો રહેતો નથી-પાદશાહ જમશીદનાં ખોરેહ કરતાં કોઈ બીજાનું ખોરેહ વધારે ચઢિયાતું નહીં હતું.

તેનુ તાજ પણ જ્યારે માહતાબ સૂધી પુગ્યું ત્યારેજ તે મરી ગયો-અને પાદશાહી તખ્ત બીજાને સોંપી ગયો.

---

* આ પાદશાહ યઝદગેર્દનો વડો છોકરો. બાપે એને ઇરાનની ગાદી નહીં આપવાથી હયતાલના પાદશાહ ફુગાનીશની મદદ મેળવી પોતાના ભાઈ હોરમઝ પાસેથી ઈરાનની ગાદી લઈ લીધી. એની પાદશાહીમાં ઈરાન દેશમાં સાત વર્ષ સૂધી દુકાળ પડગો, પણ પીરોઝે દરેક તરેહનો બંદોબસ્ત જાળવી તે દુઃખ ઇરાની પ્રજાને માલૂમ પડવા દીધું નહીં. આ પાદશાહે પણ નવાં શેહરો વસાવ્યાં હતાં. તુરાની પાદશાહ ખુશનવાઝ સ્વતંત્ર થવાથી પોતાની ગાદી બલાશ (પલાશ)ને સોંપી તેની સામે લડવા ગયો. પણ ખુશનવાઝે માંડેલાં છટકાંમાં સપડાઈ ત્યાંજ મરણ પામ્યો. અને કોબાદ વગેરે બીજા સરદારો કયદ પકડાયા. પીરોઝ ઘણો બહાદુર પાદશાહ હતો. એણે ઝરતોશ્તી દીનની સારી જાળવણી કરી હતી અને વટલી ગયલા લોકોને પાછા દીનમાં લાવ્યો હતો. આ પાદશાહનો રાજઅમલ ફિર્દોસી અગીઆર વર્ષનો જણાવે છે, ત્યારે યૂરોપિયન તવારીખનવેસો મૂજબ લગભગ ૨૬ વર્ષનો યાને ઇ. સ. ૪૮૪ સુધીનો જણાય છે.

**નમાનદ બરૂ ઈન્ ખાકુ જાવીદ કસ**
**કે હરૂ બદ બયઝદાન્ પનાહીદો બસ**
**હમી બૂદ યકુ સાલ્ બા દાદો પન્દ**
**ખેરદમન્દ વઝ હરૂ બદી બીગઝન્દ**
**દેગરૂ સાલ્ રૂએ હવા ખુશ્કુ શુદ**
**કે તન્ગી બજૂય આબ્ ચૂન મુશ્કુ શુદ**
**સેદીગરૂ હમાનો ચહારોમ હમાન્**
**કે ખુશ્કી નબુદ હીચ કસ શાદમાન્**
**હવારા દહન્ ખુશ્કુ ચૂન્ ખાકુ શુદ**
**બજૂય અન્દરૂન્ આબે તરૂ પાકુ શુદ**
**કે બસ મોર્દને મરૂદૂમો ચારૂ પાય**
**પઈરા નબુદ બરૂ ઝમીન્ નીઝ જાય**
**શહનશાહે ઈરાન્ ચુ દીદ આન્ શેગેફૂત**
**ખરાજો ગઝીત અઝ જહાન્ બરૂ ગેરેફૂત**
**બહરૂ શહૂરૂ કમ્બારૂ બૂદશ નેહાન્**
**બેબખ્શીદ બરૂ કેહૂતરાનો મેહાન્**
**ખોરૂશી બરૂ આમદ કે દરૂગાહે શાહ**
**કે અય નામદારાને બા દસ્તગાહ**
**ધલહ હરૂચે દારીદ બેપ્રાગનીદ**
**કે દીનારે પીરૂઝ ગન્જ આગનીદ**
**હરાન્ કસ કે દારદ નેહાની ધલહ**
**દેગરૂ ગાવો ગરૂ ગૂસ્ફન્દે યલહ**
**બનેર્ખી ફરૂશદ કે ઊરા હવાસ્ત**
**કે અઝ ખુર્દની જાનહા બીનવાસ્ત**
**બહરૂ કારૂ દારીઓ ખુદકામઈ**
**ફેરેસ્તાદ તાઝાન્ યકી નામઈ**
**કે અમ્બારૂહા દરૂ કુશાયન્દ બાઝ**
**બગીતી બરાન્ કસ કે હસ્તશ નેયાઝ**
**કસી કૂ હમી મીરદ અઝ કહતે નાન્**
**કે બર્નાઓ અઝ પીરૂ મર્દે નવાન્**
**બેરીઝમ કે તન્ ખૂને અમ્બારૂદારૂ**
**કે ઊ કારે યઝદાન્ ગેરેફૂતસ્ત ખારૂ**
**મેયાનશ બેબુરૂરમ બશમ્શીરે તીઝ**
**બરૂ અન્ગીઝમ અઝ જાને ઊ રસ્તખીઝ**
**બેફરૂમૂદ તા ખાનહ બુગ્ઝાશતન્દ**
**બદશ્ત આમદહ દસ્ત બરૂદાશતન્દ**
**હમી બાસ્માન્ અન્દરૂ આમદ ખોરૂશ**
**કે બસ મૂયહો ઝારીઓ દર્દો જોશ**
**કે કૂહો બેયાબાનો અઝ દશ્તો ધારૂ**
**કે યઝદાન્ હમી ખાસ્તી ઝીન્હારૂ**
**બરીનગૂનહ તા હફ્ત સાલ્ અઝ જેહાન્**
**નદીદન્દ સબ્ઝી કેહાનો મેહાન્**
**બહશ્તુમ બેયામદ મહે ફર્વર્દીન્**
**બરૂ આમદ યકી અબ્રૂ બા આફરીન**
**હમી દુરૂ બેબારીદ બરૂ ખાકે ખુશ્કુ**
**હમી આમદ અઝ બૂસ્તાન્ બૂએ મુશ્કુ**
**શુદહ જાલહ દરૂ ગુલ્ ચુ મય દરૂ કદહ**
**હમી તાફૂત અઝ ચરૂખ કૂસે કઝહ**
**ઝમાનહ બેરસ્ત અઝ બદે બદગમાન્**
**બહરૂ જાય બરૂઝહ નેહાદહ કમાન્**

આ દુન્યા ઉપર કોઈ પણ જાવેદાન રહેશે નહીં-માટે દરેક બદીથી બસ તમો યઝદાનનીજ પનાહ માગજો."

એ પ્રમાણે તે ડહાપણવાળો પાદશાહ દરેક બદીથી દૂર રહી ઇન્સાફ અને નસીહત સાથ રાજ કરવા લાગ્યો.

બીજે વર્ષે હવા સુક્કી બની-અને વર્ષાદની તંગીથી નદીમાંના પાણી સૂકાઇને કસ્તુરી જેવાં કાળાં થયાં.

ત્રીજું અને ચોથું વર્ષ પણ એવુંજ ગયું-પાણીની તંગીએ કરી કોઈ પણ શખ્સ ખુશહાલ હતો નહીં. ૩૫૩

જેમ માટીમાં ભીનાશ નહીં હોય અને સુક્કી પડે તેમ હવાનો ભીનાશ પણ સૂકાઇ ગયો-નદીમાંનાં તાઝાં પાણી પણ સઘળાં સૂકાઈ ગયાં.

પુષ્કળ માણસો અને ચોપગા જાનવરો મરવાથી-ઝમીન ઉપર એક કદમ મૂકવાની પણ જગ્યા રહી નહીં.

ઇરાનના શાહે જ્યારે એવો અજબ જેવો કુદરતનો કેહર જોયો-ત્યારે દેશમાંથી ખેરાજ અને મેહસુલ લેવાની બંધ કીધી.

દરેક શેહરમાં જ્યાં કે છૂપી અનાજની વખારો રાખી હતી-તે સઘળી વખારોનો અનાજ શું નાનાઓને કે મોટાઓને બખ્શેશ કરી દીધો.

પાદશાહની દરબારમાંથી મનાદી નીકળી-કે "ઓ શક્તિવાળા નામદાર લોકો!

તમારી પાસ જે કાંઈ અનાજ હોય તે ગરીબ લોકોને વેહેંચી આપો-અને તેના બદલામાં તમો પીરોઝી દીનારથી તમારો ખઝાનો ભરો.

જે કોઈ શખ્સ પાસે કે અનાજ ભરેલો હોય-અથવા ગાય ગોસ્ફંદનાં ટોળાં ધરાવતો હોય,

તે પોતાની મરજી પ્રમાણેની કીમતે મને વેચે (હું ખરીદી લઇશ)-કારણકે લોકો ખોરાક વગર ખરાબ થાય છે."

તેણે દરેક અમલદારો અને સ્વતંત્ર હાકેમો ઉપર-ઝડપથી એકેકું નામુ મોકલ્યું,

કે "તમારી વખારોના દરવાઝા આપણા દેશમાં જે કોઇ હાજતમંદ હોય તેને માટે ખુલ્લા મુકો. ૩૫૪

અગરજો કોઈ પોકાર કરતો જવાન કે બુઢ્ઢો શખ્સ રોટલીના દુકાળથી મરી જશે,

તો હું તે વખાર ધરાવનાર શખ્સનાં બદનનું લોહી રેડીશ-કારણકે તેણે ખોદાનાં કામને તુચ્છકારી કાઢ્યું.

તેની કમર મારી તેઝી તલવારથી કાપી નાખીશ-અને તેના જીવ ઉપર રસ્તાખેઝ બરપા કરીશ."

વળી તેણે હોકમ કીધો જેથી લોકો ઘરમાંથી બાહેર નીકળી-મયદાનમાં આવી ખોદા આગળ દુવા ચાહવા માટે હાથ ઊંચા કરવા લાગ્યા.

એ પ્રમાણે તે લોકોનો પુષ્કળ રડવાનો, ઝારી કરવાનો, દુઃખનો અને બળાપાનો-પોકાર આસ્માન ઉપર જવા લાગ્યો.

તેઓ પહાડ અને મયદાન ઉપરથી તેમજ જંગલ અને ગારમાંથી-ખોદાતાલા પાસ પનાહ માગવા લાગ્યા.

એ પ્રમાણે સાત વર્ષ સૂધી શું નાના કે મોટાઓએ તે દેશમાં લીલોતરી જોઈજ નહીં.

આઠમે વર્ષે જ્યારે ફર્વર્દીન મહિનો આવ્યો-ત્યારે ભલી દુઆ સાથ એક વાદળ ચઢી આવ્યું

અને સુક્કી ખાક ઉપર મોતી જેવો વરસાદ વરસવા લાગ્યો-જેથી બાગમાંથી કસ્તુરીનો વાસ નીકળવા લાગ્યો.

પ્યાલામાં મય હોય તેમ ફૂલમાં કરાં થયલાં હતાં-આસ્માન ઉપરથી વરસાદની કમાન ચમકતી હતી. ૩૫૫

શયતાનની બદીથી ઝમાનાને છૂટકારો મળ્યો-દરેક જગ્યાએ લોકોએ શિકાર કરવા કમાન ઉપર ચિલ્લો ચઢાવ્યો.

ચુ પીરૂઝ અઝાન્ ફુર્જે તન્ગી બેરસ્ત
બઆરામ્ બરૂ તખ્તે શાહી નેશસ્ત

પીરોઝ જ્યારે તે તંગીના દહાડાથી છુટો-ત્યારે આરામ સાથ પાદશાહી તખ્ત ઉપર બેઠો.

## સાખ્તને પીરૂઝ્ શારૂસાને પીરૂઝ્રામ્ વ બાદાન્પીરૂઝ્રા વ રફ્તને ઊ બજન્ગે તૂરાન્ વ કોશતહ્ શુદનશ્.

———:o:———

ચકી શારૂસાન્ કરૂદ પીરૂઝ્રામ
બેફરૂમૂદ ફૂરા નેહાદન્દ નામ
જહાન્રા હમહુ નીકુઈ અઝ્ વયસ્ત
કે આરામે શાહાને ફરૂરોખ પયસ્ત
દેગરૂ કરૂદ બાદાન્પીરૂઝ નામ
ખનીદહુ બહરૂ જાયશ આરામો કામ
કે અકૂનૂન હમી ખાની અશ અરૂદબીલ
કે કયસરૂ બદૂ દારદ અઝ્ દાદ મીલ
ચુ ઈન્ બૂમહા ચકૂસરૂ આબાદ કરૂદ
દેલે મરૂદુમે પુરૂ ખેરદ શાદ કરૂદ
દેરમ દાદ તા લશકરે નામદારૂ
સુએ જન્ગે તુર્કાન્ બરૂ આરાસ્ત કારૂ
બદાન્ જન્ગ્ હોરૂમુઝ બુદશ પીશરવ
હમી રફ્ત બા રઝ્મસાઝાને નવ
૩૫૬ કોબાદ અઝ્ પસે પોશતે પીરૂઝ શાહુ
હમી રફ્ત ચૂન્ બાદ લશકરૂ બરાહુ
કે પીરૂઝરા પાકૂ ફર્ઝન્દ બૂદ
ખેરદમન્દો શાખે બરૂમન્દ બૂદ
બલાશ અઝ્ બરે તખ્ત બેન્શસ્ત શાદ
કે કેહૂતરૂ પેસરૂ બૂદ બા ફરૂરો દાદ
ચકી પાર્સી બૂદ બસ નામદારૂ
કે સુખાંબ્ ખાન્દી વરા શહરૂયારૂ
બેફરૂમૂદ પીરૂઝ કીદરૂ બેબાશ
ચુ દસ્તૂરે પાકીઝહુ પીશે બલાશ
સેપહરા સુએ જન્ગે તુર્કાન્ કશીદ
હમી તાજો તખ્તે બુઝોર્ગાન્ કશીદ
હમી રાન્દ બા લશકરો ગન્જો સાઝ્
કે પયકારૂ જૂયદ અબા ખુશનવાઝ્
નેશાની કે બહરામે ચલ કર્દેહુ બૂદ
ઝે પસ્તી બુલન્દી બરૂ આવર્દેહુ બૂદ
નેવેશ્તહુ ચકી અહદ શાહનશાહાન
કે અઝ્ તુર્કો ઈરાનેયાન્ દરૂ જહાન્

## પીરોઝે "પીરોઝરામ" અને "બાદાન પીરોઝ" નામના શેહર વસાવવાં અને તેનું તૂરાનની લડાઈમાં જવું અને તેનું માર્યું જવું.

———:o:———

પછી તેણે એક શેહર વસાવ્યું અને તેના હોકમથી તેનું નામ "પીરોઝરામ" રાખ્યું.

દેશને તેનાથીજ સઘળી ભલાઈ છે-કારણકે તે મુબારક કદમના પાદશાહોના આરામની જગ્યા છે.

તેણે બીજું શેહર "પીરૂઝ બાદાન" નામનું વસાવ્યું-જે સુખ શાન્તિની બાબતમાં જાણીતું થયલું છે.

કે જેને હાલના લોકો "અર્દબીલ*"ને નામે ઓળખે છે-અને રૂમનો પાદશાહ કયસર તે લેવાની ઘણી ખાહેશ રાખે છે.

જ્યારે આ જગ્યાઓ સઘળી આબાદ કીધી-અને અક્કલમંદ માણસોનાં દિલ ખુશહાલ બનાવ્યા,

ત્યારે તેણે પોતાનાં નામીચાં લશકરને પગાર આપ્યો-અને તુરાનીઓ સાથની લડાઈની તૈયારી કીધી.

તે લડાઈમાં લશકરનો સેપહસાલાર હોરમઝ હતો-તે નવા લડાયક મર્દો સાથ ચાલવા લાગ્યો.

પાદશાહ પીરોઝની પાછળ કોબાદ-લશ્કર લઇ પવનની ઝડપે ચાલવા લાગ્યો.

કારણકે જે પીરોઝનો ભલો બેટો હતો-તે દાનેશમંદ અને ફળવંત ડાંખળી જેવો હતો.

બલાશ ખુશહાલ તખ્ત ઉપર બેઠો-કારણકે તે તેનો દબદબાવાળો અને ઈન્સાફી નાનો બેટો હતો.

એક પારસનો રહેનારો ઘણોજ નામદાર હતો-કે જેને પાદશાહ "સુખાંબ"ને નામે બોલાવતો હતો,

તેને પીરોઝે ફર્માવ્યું કે "તું બલાશની નઝદીક પાક વિચારના વઝીરની માફક અહીંજ રહે."

પછી તે બુઝોર્ગોનું તાજ, તખ્ત અને લશ્કર લઈ તુર્કીઓની લડાઇ ઉપર ગયો.

તે પોતાનાં લશ્કર, ખઝાના અને અસ્બાબ સાથ ચાલવા લાગ્યો-કે તુરાની પાદશાહ ખુશનવાઝ સાથ લડાઈ કરે.

બહાદુર બેહરામ ગૂરે સરહદની નિશાન ઉભી કરેલી હતી-નીચેથી ઊંચે સુધીનો એક મિનારો બાંધેલો હતો.

તે શેહન્શાહે એક ફર્માન તેની ઉપર લખેલું હતું-કે "જેહાનમાં તુરાનીઓમાંથી કે ઇરાનીઓમાંથી,

---

* "અર્દબીલ" આઝરબાઈજાનના મુલકમાં આવેલું શેહર હતું. અહીં "દેઝ બહમન" નામનો જાદૂઈ કિલ્લો હતો, જે પાદશાહ કયખુસરૂએ જીતીને ઇરાની ગાદી ઉપર પોતાનો હક્ક સાબેત કર્યો હતો. તે કિલ્લો જીત્યા બાદ કયખુસરૂએ ત્યાં એક શેહર વસાવ્યું હતું. ઈસ્લામી ધર્મના સત્વવીયે વંશના ઇરાનના રાજઅમલમાં તે ઘણું આબાદ હાલતમાં હતું. હાલ અર્દબીલ વયરાન થયલું શેહર છે.

કસી ઝીન્ નેશાન્ હીચ બરૂ તુગ્ઝરદ
હમ અઝ રૂદ બીરૂન્ બપય નસ્પરદ
ચુ પીરૂઝ શીરૂઅવઝન્ આનજા રસીદ
નેશાન્ કર્દએ શાહે ઈરાન્ બેદીદ
ચુનીન્ ગોફ્ત ચકુસરૂ બગર્દનકશાન્
કે મન્ પીશે તુર્કાન્ બરીન્ હમનશાન્
મનારહ બરૂ આરમ બશમ્શીરો ગન્જ
ઝે હયતાલ તા કસ નબાશદ બરન્જ
ચુ બાશદ મનારહ બપીશે તરક
બુઝોર્ગાન્ બપીશે મન્ આરન્દ ચક
બગુયમ કે ઇન્ કર્દ બહરામ ગૂર
બમર્દીઓ દાનાઇઓ ફરો ઝૂર
નમાનમ બજાયે પયે ખુશનવાઝ
બહયતાલો તુરૂક અઝ નેશીબો ફરાઝ

કોઇએ કશી પણ રીતે આ હદ ઓળંગવી નહીં-તેમજ જયહૂન નદીથી બાહેર પગ કાઢવો નહીં."

જ્યારે સિંહને ઝેર કરનારો પીરોઝ તે જગ્યાએ જઈ પહોંચ્યો-અને ઈરાનના પાદશાહે કરેલી હદની નિશાન જોઇ, ૩૫૭

ત્યારે તેણે સઘળા બહાદુર લોકોને એ પ્રમાણે કહ્યું-કે "હું પણ તુર્કીઓની સામે એવીજ રીતનો,

મારી તલવાર અને મારા ખજાનાથી એક મિનારો ઉભો કરીશ-કે જેથી કરી હયતાલી લોકોથી કોઈ દુઃખમાં નહીં રહે.

જ્યારે તરક નદી આગળ મિનારો ઉભો થશે-અને ત્યાંના સરદારો મારી આગળ આગલું કરાર નામુ લાવશે,

ત્યારે હું કહીશ કે એ તો બેહરામ ગૂરે પોતાની મર્દાનગી, દાનાઈ, દબદબા અને કૌવતથી કીધું હતું.

હયતાલમાં તેમજ તુર્કેસ્તાનમાં, ઝમીન ઉપર કે પહાડ ઉપર ખુશનવાઝનું પગલું હું નહીં રાખીશ."

## નામએ ખુશ્નવાઝ્ બપીરૂઝ્.

ચુ બેશનીદ ફર્ઝન્દે ખાકાન્ કે શાહ
ઝે જયહૂન્ ગુઝરૂ કરૂદ ખુદ બા સેપાહ
હમી બેશકનીદ અહદે બહરામ ગૂર
બરીન્ બૂમો બરૂ તાઝહ શુદ જન્ગો શૂર
દબીરહ જહાનદીદહરા ખુશનવાઝ
બેફરૂમૂદ તા શુદ બરે ઊ ફરાઝ
યકી નામહ બેન્વેશ્ત પુર આફરીન્
ઝે દાદાર બરૂ શહરૂયારે ઝમીન્
ચુનીન્ ગોફ્ત કઝ અહદે શાહાને દાદ
બેગર્દી નખાનમત ખુસ્રવ નેઝાદ
ન ઈન્ બૂદ રસ્મે નેયાગાને તૂ
ગુઝીદહ જહાનદારો પાકાને તૂ
ચુ પયમાને આઝાદગાન્ બેશકની
નેશાને બુઝોર્ગાન્ બખાક અફ્ગની
મરા નીઝ પયમાન્ બેબાયદ શેકસ્ત
બનાચાર બોર્દન બશમ્શીર દસ્ત
બનામહ ઝે હર કારશ આગાહ કરૂદ
બસી હદયહ બા નામહ હમરાહ કરૂદ
સવારી સરાયન્દએ સરફરાઝ
હમી રફ્ત બા નામએ ખુશનવાઝ
ચુ આન્ નામહ બરૂ ખાન્દ પીરૂઝ શાહ
બરૂ આશોફ્ત ઝાન્ નામવર પીશગાહ
ફેરેસ્તાદહરા ગોફ્ત બરૂ ખીઝો રવ
બનઝદીકે આન્ મર્દે બીમાયહ શવ
બગૂયશ કે તા પીશે રૂદે તરક
શુમારા ફેરેસ્તાદ બહરામ ચક
કુનૂન તા લબે રૂદે જયહૂન તોરાસ્ત
બુલન્દીઓ પસ્તીઓ હામૂન તોરાસ્ત
મન્ ઈનક સેપાહી બેયારમ ગરાન્
સરફરાઝ ગોર્દાને જન્ગઆવરાન્

## ખુશનવાઝનું પીરોઝ ઉપર નામુ.

જ્યારે ખાકાનના બેટાએ સાંભળ્યું કે "પાદશાહ પીરોઝ પોતે લશ્કર સાથ જયહૂન નદી ઓળંગી આવ્યો છે.

તે બેહરામ ગૂરનો કોલ તોડવા માગે છે-અને આ સરઝમીન ઉપર નવેસરથી લડાઈ અને શોર ઉભો થયો છે,"

ત્યારે ખુશનવાઝે અનુભવી મુન્શીને-ફર્માવ્યું જેથી તે તેની આગળ ગયો.

તેણે દાદાર તરફની દુઆ ભરેલું એક નામુ દેશના પાદશાહ પીરોઝ ઉપર લખ્યું.

તેણે એ પ્રમાણે લખ્યું કે "ઈન્સાફી પાદશાહોના વચનથી-તું ફરે છે તેથી હું તને પાદશાહી બુન્યાદનો નથી ગણતો. ૩૫૮

તારા નેયાગાનો, પસંદગી પામેલા પાદશાહો અને પાક લોકોની એવી વર્તણુક નહીં હતી.

જ્યારે તું ઈરાનીઓના કીધેલા કોલ કરાર તોડે છે-અને બુઝોર્ગોની ગોઠવેલી હદને ખાકમાં નાખે છે,

ત્યારે મને પણ તે કોલ તોડવો પડશે-અને લાચારીએ તલવાર ઉપર હાથ લઈ જવો પડશે."

તે નામામાં તેને દરેક વાતથી વાકેફ કીધો-અને ઘણોક હદયો તે નામા સાથ મોકલ્યો.

એક છટાદાર બોલનારો સરફરાઝ સવાર-પેલું ખુશનવાઝનું નામુ લઇ ચાલવા લાગ્યો.

જ્યારે પાદશાહ પીરોઝે તે નામુ વાંચ્યું-ત્યારે તે નામવર પાદશાહ ઉપર ગુસ્સે થયો.

અને એલચીને કહ્યું કે "ઉઠ, નીકળ-પેલા કમીના શખ્સ પાસે પાછો જા.

અને તેને કહે કે 'તરક નદી સૂધીનીજ-બેહરામે તમોને સનદ આપી હતી.

પણ હાલ તો જયહૂન નદીના કિનારા સૂધી સઘળું તારુંજ છે-પહાડ, ખીણ, કે જંગલ તારાંજ કહેવાય છે.'

હમણાંજ હું ભારી લશ્કર અને સરફરાઝ લડાયક પેહલવાનો લઈ આવું છું. ૩૫૯

નમાનમ્ હમી સાયએ ખુશનવાઝ
કે માનદ્ બરૂએ ઝમીન્ બર્ દરાઝ
ફેરેસ્તાદહ્ આમદ્ બકેર્દારે ગરૂદ્
શનીદહ્ સુખુનહા હમી યાદ્ કરૂદ્
ચુ ગોફ્તાર્ બેશ્નીદો નામહ્ બેખાન્દ્
સેપાહે પરાગન્દહ્ રા બર્ નેશાન્દ્
બેયાવરૂદ્ લશ્કર્ બદશ્તે નબરૂદ્
હમાન્ અહ્દરા બર્ સરે નીઝહ્ કરૂદ્
કે બેસ્તહ્ નેયાયશ ઝે બહ્રામ શાહ્
કે જયહૂન્ મેયાન્જીસ્ત મારા બરાહ્
યકી મરૂદ્ બીના દેલો ચરૂબ્ ગૂય
ઝે લશ્કર્ ગુઝીન્ કરૂદ્ બા આબરૂય
બદ્ ગોફ્ત નઝદીકે પીરૂઝ રવ્
બચર્બી સખુન ગૂયો પાસોખ શેન્વ્
બેગૂયશ કે અહ્દે નેયાએ તોરા
બલન્દ્ અખ્તરો રહ્નુમાએ તોરા
હમી બર્ સરે નીઝહ્ પીશે સેપાહ્
બેયારમ ચુ ખુરશીદે તાબાન્ બરાહ્
૩૬૦ બદાન્ તા હરાન્ કસ કે દારદ્ ખરદ્
બમન્શૂરે આન્ દાદ્ગર્ બેન્ગરદ્
મરા આફરીન્ બર્ તો નફ્રીન્ બુવદ્
હમાન્ નામે તૂ શાહે બીદીન્ બુવદ્
ન યઝદાન્ પસન્દદ્ ન યઝદાન્ પરસ્ત
ન અન્દર્ જહાન્ મરૂદુમે ઝીરૂદસ્ત
કે બીદાદ્ જૂયદ્ કસી દર્ જહાન્
બેપીચદ્ સર્ અઝ અહ્દે શાહન્શહાન્
બદાદો બમર્દી ચુ બહ્રામ શાહ્
કસી નીઝ નન્હાદ્ બર્ સર્ કોલાહ્
બદીન્ બર્ જહાન્દાર્ યઝદાન્ ગવાસ્ત
કે ઊરા ગવા ખાસ્તન્ નાસઝાસ્ત
કે બીદાદ્ જૂઈ હમી જન્ગે મન્
ચુનીન્ બા સેપહ્ કર્દન આહન્ગે મન્
નબાશી તો ઝીન્ જાય પીરૂઝગર્
નેયાબી હમાન્ ઝખ્તરે નીક્ બર્
અઝીન્ પસ નખાહમ ફેરેસ્તાદ્ કસ
બદીન્ જન્ગ્ યઝદાન્ મરા યાર્ બસ
ફેરેસ્તાદહ્ બા નામહ્ આમદ્ ચુ ગરૂદ્
સુખુનહા બપીરૂઝ બર્ યાદ્ કરૂદ્
૩૬૧ ચુ બરૂખાન્દ્ આન્ નામએ ખુશનવાઝ
પુર્ અઝ ખેશ્મ શુદ્ શાહે ગર્દન્ફરાઝ
ફેરેસ્તાદહ્ રા ગોફ્ત ચન્દીન્ સોખન્
નગૂયદ્ જહાન્દીદહ્ મર્દે કોહન્
ગર્ અઝ ચાચ્ પયરા નેહી પીશે રૂદ્
બનઉકે સનાનત ફેરેસ્તમ દોરૂદ્
ફેરેસ્તાદહ્ આમદ્ બરે ખુશનવાઝ
ફેરાવાન્ સખુન્ ગોફ્ત બા ઊ બરાઝ
કે નઝદીકે પીરૂઝ તર્સે ખોદાય
ન બીનમ ખેરદ્ નીસ્તશ રહ્નુમાય
હમહ્ કીનહો જન્ગ્ જૂયદ્ હમી
બફર્માને યઝદાન્ ન પૂયદ્ હમી

હું ખુશનવાઝનો છાયો ઘણો વખત સુધી આ ઝમીનની સપાટી ઉપર રહેવા દઈશ નહીં."

પેલો એલચી ઝડપથી પાછો આવ્યો–અને સઘળી સાંભળેલી વાત તેને કહેવા લાગ્યો.

જ્યારે ખુશનવાઝે તે વાત સાંભળી અને નામુ વાંચ્યું-ત્યારે વીખરાયલાં લશ્કરને ભેગું કીધું.

તે લડાઈનાં મયદાનમાં લશ્કર લાવ્યો-પેલાં કરાર નામાને નેઝાની નોક ઉપર ધર્યું.

કે જે તેના બપાવાએ બેહરામ પાસથી મેળવ્યો હતો-જેમાં લખ્યું હતું કે "જયહૂન નદી આપણી સરહદ છે."

પછી તેણે લશ્કરમાંથી એક ચાલાક, સુભાષિત બોલનાર અને આબરૂદાર શખ્સને ચુંટી કાઢ્યો.

તેને કહ્યું કે "તું પીરોઝની નઝદીક જા તેની સાથ મીઠાસથી વાત કર અને તે જે જવાબ કહે તે સાંભળ.

તેને કહેજે કે તારા બુલંદ સેતારેના અને રેહનુમાઇ કરનાર બપાવાનું કરાર નામુ,

નેઝાની નોક ઉપર લગાડી ઝળકતા ખુરશીદની મિસાલ લશ્કરની રાહ વચ્ચે લાવીશ.

જેથી દરેક અકલમંદ શખ્સો-તે ઇન્સાફી પાદશાહનું ફર્માન જોશે.

અને મારી ઉપર આફ્રીન કરશે અને તારી ઉપર લઅનત નાખશે-તેમજ તારૂં નામ 'અધર્મી પાદશાહ' પાડશે.

યઝદાન પોતે અને યઝદાન પરસ્ત લોકો તેમજ દરેક દેશની રૈયત પણ એ વાત પસંદ કરશે નહીં.

કારણકે જે કોઇ શખ્સ શેહન્શાહોનાં કરાર નામાથી ફરે છે, તે જેહાનમાં ઝુલ્મ કરે છે.

ઇન્સાફ કરવામાં અને મર્દાનગી દેખાડવામાં પાદશાહ બેહરામ જેવા–બીજા કોઇ પણ પાદશાહે પોતાનાં સર ઉપર તાજ મૂકયું નથી.

દુન્યાની નેગહબાની કરનાર ખોદાતાલા આ બાબત ઉપર સાક્ષી છે–તો જો કે તે સાહેબને સાક્ષી તરીકે ગણવો ઘટારત નથી,

કે તું બે ઇન્સાફી ભરેલી રીતે મારી સાથે લશ્કર લઇ મારી ઉપર તુટી પડી, લડાઇ શોધે છે.

એમાં તું ફતેહમંદ નહીં થશે-તેમજ નેક સેતારાથી તું ફળ નહીં પામશે.

હવે પછી હું કોઈ પણ કાસેદ મોકલીશ નહીં-આ લડાઇમાં પાક યઝદાન મારો મદદગાર બસ થશે."

પેલો એલચી નામુ લઇ શેતાબ આવ્યો–અને સઘળી વાત તેણે પીરોઝ આગળ કહી.

જ્યારે ખુશનવાઝનું તે નામુ તેણે વાંચ્યું-ત્યારે ગરદનફરાઝ પાદશાહ ગુસ્સા ભરેલો થયો.

તેણે એલચીને કહ્યું કે "અનુભવી અને ઘડાયલો શખ્સ એવી વાતો કરતો નથી.

જો તું તારાં ચાચ શેહરથી નદી તરફ એક પગલું પણ આગળ મૂકશે-તો મારા નેઝાની નોકે તને આવકાર આપીશ."

એલચી પાછો ખુશનવાઝ આગળ આવ્યો–અને તેને ખાનગીમાં ઘણીક વાતો કહી.

કે "પીરોઝમાં ખોદાનો ડર રહેલો-હું જોતો નથી. ડહાપણ તેનો રેહનુમા બનેલો નથી.

તે તો કીનો અને લડાઈજ કરવા માગે છે-અને યઝદાનના ફર્માન ઉપર ચાલતો નથી."

ચુ બેશ્નીદ અઝ ઈન્ સખુન્ ખુશનવાઝ
બયઝદાન્ પનાહીદો ઓર્દશ નમાઝ
ચુનીન્ ગોફ્ત કય દાવરે દાદ પાક્
તોઈ આફરીનન્દએ બાદો ખાક્
તો દાની કે પીરૂઝે બીદાદગર્
ઝે બહ્‌રામ બીશી નદારદ હોનર્
સુખુનહાએ બીદાદ ગૂયદ હમી
બુઝોર્ગી બશમ્શીર્ જૂયદ હમી
પયે ઊ ઝે રૂએ ઝમીન્ બર્ ગુસેલ
ન નીરૂશ બાદા ન દાનેશ ન દેલ
બગેર્દે સેપહ્ બર્ યકી કન્દહ્ કરૂદ
સરશરા બેપૂશીદો આગન્દહ્ કરૂદ
કમન્દી ફેરાઝઓ ર્દહ્ બાલાએ ઊય
હમાન્ બીસ્ત રશ બૂદ પહ્‌નાએ ઊય

જ્યારે ખુશનવાઝે તેનાથી આવા સખુનો સાંભળ્યા-ત્યારે તેણે યઝદાનની પનાહ ચાહી અને તેને નમાઝ કરી,

તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ રાસ્ત ઈન્સાફના ધણી!-તુંજ પવન અને ખાકનો પયદા કરનારો છે.

તું જાણે છે કે ઝુલ્મગાર પીરોઝ-બેહરામ કરતાં ઝેયાદા હુનર ધરાવતો નથી.

તે બે ઇન્સાફી ભરેલા સખુનો બોલે છે-અને તલવારથી મોટાઇ શોધે છે.

માટે તેનાં કદમ આ ઝમીનની સપાટી ઉપરથી કાપી નાખજે-તેને કૌવત, દાનાઈ કે હિમ્મત કાંઇજ હોતું ના!" ૩૬૨

પછી તેણે લશકરની આસપાસ એક ખાઇ ખોદાવી-અને તેનું મોં પાછું ઢંકાવી દઇ સરખું કરાવ્યું.

તે ખાઇ એક કમન્દ જેટલી ઊંડી હતી-તેમજ વીસ વામ જેટલી પોહોળી હતી.

## રઝ્મે પીરૂઝ્ બા ખુશ્નવાઝ્ વ કોશ્તહ્ શુદને પીરૂઝ્.

——:o:——

ચુ ઇન્ કર્દહ્ શુદ નામે યઝદાન્ બેખાન્દ
ઝે પીશે સમર્કન્દ લશકર્ બેરાન્દ
અઝાન્ રૂય સર્ગશ્તહ્ પીરૂઝ શાહ્
હમી રાન્દ ચૂન્ બાદ લશકર્ બરાહ્
વઝીન્ રૂય પુર્ બીમ દેલ ખુશનવાઝ
હમી ગોફ્ત બા દાવરે પાક્ રાઝ
બર્ આમદ ઝે હર્ દૂ સેપહ્ બૂકો કૂસ
હવા શુદ ઝે ગર્દે સેપહ્ આબ્નૂસ
ચુનાન તીર્ બારાન્ બુદ અઝ હર્ દો રૂય
કે ચૂન આબ્ ખૂન અન્દર્ આમદ બજૂય
હમાન્ગાહ્ ચૂન્ ગર્દ પીરૂઝ શાહ્
હમી રાન્દ બા ગોર્ઝો રૂમી કોલાહ્
ચુ નઝ્દીકે આન્ કન્દહ્ શુદ ખુશનવાઝ
સેપહ્‌દારે તુર્કાન્ અઝ્ ગશ્ત બાઝ
એનાન્‌રા બેપીચીદો બેન્મૂદ પોશ્ત
પસે ઊ સેપાહ્ અન્દર્ આમદ દુરોશ્ત
બર્ અન્ગીખ્તહ્ બારહ્ પીરૂઝ શાહ્
હમી તાખ્ત બા ખાર્ માયહ્ સેપાહ્
બકન્દહ્ દર્ ઓફ્તાદ બા ચન્દ મર્દ
બુઝોર્ગાનો શીરાને રૂઝે નબર્દ
ચુ હોર્મુઝ બેરાદર્શ ફર્રોખ કોબાદ
બુઝોર્ગાનો શાહાને ખુસ્રવ નેઝાદ
બદીન્ સાન્ નેગૂન્ શુદ સરે હફ્ત શાહ્
હમહ્ નામદારાને ઝરીન્ કોલાહ્
વઝાન્ જાયગહ્ શાદ દેલ ખુશનવાઝ
બનઝ્દીકીએ કન્દહ્ આમદ ફરાઝ
બર્ આવર્દ અઝાન્ કન્દહ્ હર્કસ કે ઝીસ્ત
હમી તખ્ત બર્ બખ્તે ઈશાન્ ગેરીસ્ત

## પીરોઝની ખુશનવાઝ સાથની લડાઈ અને પીરોઝનું માર્યું જવું.

——:o:——

જ્યારે તે આ કરી રહ્યો ત્યારે તેણે પાક યઝદાનનું નામ લઇ-સમરકંદ આગળથી લશ્કર ચલાવ્યું.

પેલી તરફથી દીવાનો પાદશાહ પીરોઝ પણ-પવનની ઝડપે પોતાનું લશ્કર રાહમાં આગળ ચલાવતો હતો.

આ તરફ ધાસ્તી ભરેલાં દિલનો ખુશનવાઝ-પાક દાવર આગળ પ્રાર્થના કરતો હતો.

બન્ને લશ્કરમાંથી કરનાય અને નગારાના આવાઝ નીકળ્યા-લશ્કરની ધૂળથી હવા કાળી થઈ ગઇ.

બન્ને તરફથી તીરનો વરસાદ એવો વરસ્યો-કે પાણીની મિસાલ લોહી નદીમાં ચાલવા લાગ્યું.

તેજ વખત પાદશાહ પીરોઝ વંટિળીયાની ઝડપે-માથાં ઉપર રૂમી કોલાહ અને હાથમાં ભારી ગોર્ઝ સાથ ઘોડો આગળ હાંકવા લાગ્યો.

જ્યારે ખુશનવાઝ પેલી ખાઇ આગળ આવ્યો-ત્યારે તે તુર્કીઓનો સરદાર ત્યાંથી પાછો ફર્યો.

તેણે ઘોડાની લગામ ફેરવી અને નાસવા માંડયું-ઇરાની લશ્કરે તેની પછાડી મઝબૂતીથી દોડવા માડયું. ૩૬૩

પાદશાહ પીરોઝે પણ ઘોડો ડપટાવ્યો-અને થોડાક સિપાહો સાથ દોડવા લાગ્યો.

અને કેટલાક બુઝોર્ગો અને લડાઇને દહાડેના બહાદુર મર્દો સાથ પેલી ખાઈમાં ગબડી પડયો.

જેવા કે તેનો ભાઈ હોરમઝ અને મુબારક કોબાદ-બીજા બુઝોર્ગો અને પાદશાહી બુન્યાદના શાહઝાદાઓ તેમાં પડયા.

એ પ્રમાણે સોનેરી કોલાહના સાત નામદાર પાદશાહોનાં સર ઊંધાં પડયાં

ખુશનવાઝ તે જગ્યાએ ખુશહાલ દિલે-પેલી ખાઈની નઝદીક આવ્યો.

જે કોઈ કે જીવતા હતા તેઓને તે ખાઇમાંથી બાહેર કાઢયા-તેઓનું તખ્ત તેઓનાં નસીબ ઉપર રડવા લાગ્યું.

શીકસ્તહુ સરે પોશ્તે પીરૂઝ શાહુ
સરે નામહારાને બા ફરૂરો જાહુ
કે શાહાન્ નબુદ્ ઝેન્દહુ કસ જોઝ કોબાદ
શુદ આન્ લશકરો પાદશાહી બબાદ
હમી રાન્દ બા કામે દેલ ખુશનવાઝ
સરફ્રાઝ બા લશકરી રઝમસાઝ
૩૬૪ બતારાજ દાદ આન્ સેપાહો બનહુ
ન કસ મયસરહુ દીદ નહુ મયમનહુ
અઝ ઈરાનેયાન્ અન્દ બોર્દન્દ અસીરૂ
ચે અફૂગન્દહુ બરૂ ખાકે તીરહુ બતીરૂ
નબાયદ કે બાશદ જહાન્દારૂ જુફ્ત
દેલે જુફ્ત બા ખાકે તીરહુસ્ત જુફ્ત
ચુનીન્ આમદ ઈન્ ચર્ખે નાપાયદારૂ
ચે બા ઝીરૂદસ્તો ચે બા શહુરૂયારૂ
બેપીચાનદ ઊરા કે ખુદ પર્વરદ
અગરૂ બીહુશસ્ત અરૂ સોતૂને ખરદ
નમાનદ બરીન્ ખાકૂ જાવીદ કસ
તોરા તૂશહુ અઝ રાસ્તી બાદો બસ
ચુ ખુગઝશ્ત બરૂ કન્દહુ બરૂ ખુશનવાઝ
સેપાહશ શુદ અઝ ખાસ્તહુ બીનેયાઝ
બઆહન્ બેબસ્તન્દ પાએ કોબાદ
કે તખ્તો નેઝાદશ નકર્દન્દ યાદ
ચુ આગાહી આમદ બઇરાન્ સેપાહુ
અઝાન્ કન્દહો રઝમે પીરૂઝ શાહુ
ખોરૂશી બરૂઆમદ અઝ ઈરાન્ બદરૂદ
અઝાન્ શહુરૂયારાને આઝાદ મરૂદ
૩૬૫ ચુ અન્દરૂ જહાન્ ઈન્ સખુન ગશ્ત ફાશ
ફેરૂદ આમદ અઝ તખ્તે ઝરૂરીન્ બલાશ
હમહુ મૂએ શાહાનહુ અઝ સરૂ બેકન્દ
હમી રીખ્ત બરૂ તખ્ત ખાકે નેઝન્દ
સેપાહીઓ શહુરી બઇરાન્ કે દરૂદ
ઝનો મર્દો ફરૂદ હમહુ મૂયહુ કરૂદ
હમહુ કન્દહુ મૂયો હમહુ ખસ્તહુ રૂય
હમહુ શાહુ ગૂયો હમહુ શાહુ જૂય
નેશસ્તહુ હમહુ બા ઘમો અન્દહાન્
બઅન્દીશહુ આન્ કેહુતરાનો મહાન્
કે તા ચૂન્ ગુઝીનન્દ ઈરાન્ ઝમીન્
ગુઝારન્દો બીનન્દ આન્ દશ્તે કીન્

દબદબા અને મરતબા સાથના નામદારોના સરદાર-પાદશાહ પીરોઝનું માથું અને પીઠ તુટી ગયાં હતાં.

તે શાહઝાદાઓમાંથી કોબાદ સિવાય કોઇ બીજું જીવતું રહ્યું નહીં હતું-એવી રીતે તે લશ્કર અને તેની પાદશાહી બરબાદ થઇ.

ખુશનવાઝ પોતાનાં દિલની મુરાદ પ્રમાણે લડાઇ કરનારાં એક સર ફરાઝ લશ્કર સાથે આગળ ચાલવા લાગ્યો.

તેણે તે લશ્કર અને અસબાબ લુટાવી દીધાં-તે લશ્કરની કોઇએ ડાબી કે જમણી સફ જોઇ નહીં.

ઈરાનીઓમાંથી કેટલાકને કયદ કીધા-ઘણાકો તીરથી સીઆહ ખાક ઉપર પડયા.

દેશની સંભાળ કરનાર પાદશાહ લોભી નહીં હોવો જોઇયે-કારણકે લોભી દિલ સીઆહ ખાકનોજ સાથી છે.

આ નાપાયદાર આસમાન શું ચાકર સાથ કે શું પાદશાહ સાથ એવીજ રીતે વર્તે છે.

જેને તે પોતે પાળે છે તેનેજ કચડી નાખે છે પછી અગર તે અકલ વગરનો હોય અથવા અકલનો સ્થંભ હોય.

આ ખાક ઉપર કોઇ જાવેદાન સુધી રહેતુંજ નથી માટે તને બસ સચ્ચાઇનોજ તોશો હોજો! (યાને તું રાસ્તીજ એખ્તયાર કરજે).

જ્યારે ખુશનવાઝ પેલી ખાઇ પસાર કરી ગયો-ત્યારે તેનું લશ્કર લુટેલા ખઝાનાથી હાજત વગરનું બન્યું.

તેઓએ કોબાદના પગ બેડીમાં સીકડયા-તેનાં તખ્ત અને તેની બુન્યાદનો કાંઈ પણ વિચાર કીધો નહીં

ઇરાનમાં જ્યારે ઈરાની લશ્કરને તે ખાઈની અને પાદશાહ પીરોઝની લડાઈની ખબર પડી,

ત્યારે તે સદગુણી લોકોના પાદશાહો માટે આખા ઈરાનમાંથી દુઃખના પોકારો નીકળ્યા.

જ્યારે દેશમાં આ વાત ઝાહેર થઇ-ત્યારે બલાશ સોનેરી તખ્ત ઉપરથી નીચે આવ્યો.

તેણે સઘળા પાદશાહી બાલ માથાં ઉપરથી પિંખી નાખ્યા-અને તખ્ત ઉપર સીઆહ ખાક છાંટવા લાગ્યો.

ઈરાનમાં લશ્કરીઓ, શેહરીઓ, સ્ત્રીઓ, મર્દો અને બચ્ચાંઓ સઘળાં રડવા લાગ્યાં.

સઘળાઓએ બાલ પિંખ્યા અને ચેહરા ઝખ્મી કીધા-સઘળાંઓ પાદશાહનુંજ નામ પોકારતાં હતાં અને પાદશાહનેજ શોધતાં હતાં.

તે સઘળા નાના અને મોટાઓ દુઃખ અને ગમ સાથ વિચાર ચલાવવા માટે બેઠા,

કે "ઇરાન દેશના લોકો હવે શું ઠરાવ કરે-તે લડાઈનું મયદાન (જ્યાં પીરોઝ માર્યો ગયો તે) છોડી દે કે ફરી એકવાર તે જોવા જાય?"

# બલાશ*

## પાદ્શાહીએ બલાશ્ પન્જ્ સાલ્ વ દૂ માહ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને બલાશ્ વ અન્દર્ઝ્ કર્દન્ અઈરાનેયાન્.

——:૦:——

ચુ બેન્શસ્ત બા સૂગ્ માહી બલાશ
સરશ પુરૂ ઝે ગર્દો રોખશ પુરૂ ખરાશ
સેપાહ્ આમદો મૂબેદે મૂબદાન્
દેલીરાનો હમ નામવર્ બેખ્રદાન્
ફેરાવાન્ બેગોફ્તન્દ બા ઊ બપન્દ
સુખુનહા કે બૂદી વરા સૂદમન્દ
બરાન્ તખ્તે શાહીશ બેન્શાન્દન્દ
બસી ઝરૂરો ગઉહર્ બરૂ અફ્શાન્દન્દ
ચુ બેન્શસ્ત બરૂ ગાહ્ ગોફ્ત અય રદાન્
બેજૂઈદ રાઝે દેલે બેખ્રદાન્
શુમારા બુઝોર્ગીસ્ત નઝ્દીકે મન્
ચુ રઉશન્ શવદ રાએ તારીકે મન્
બગીતી હરાન્ કસ કે નીકી કુનદ
બેકૂશીદ તા રાએ ઊ નશ્કનદ
હરાન્ કસ કે બદ બાશદો બદસેગાલ્
નખાહમ હમી કારે ખુદ્રા હમાલ્
નુખોસ્તીન્ બપન્દશ તવાન્ગર્ કુનમ
ચુ નપ્ઝીરદ અઝ્ ખૂનશ અફ્સર્ કુનમ
હરાન્ કસ કઝીન્ લશ્કરે દર્પરસ્ત
બેનાલદ બરે મા યકી ઝીર્દસ્ત
દેલે મર્દ બીદાદગર્ બેશ્કનમ
હમી બીખો શાખશ ઝે બુન્ બર્કનમ
મબાશીદ ગુસ્તાખ બા પાદ્શા
બવીઝહ કસી કૂ બુવદ પર્સા
કે ઊ ગાહ્ ઝહ્રસ્તો ગહ્ પાવ્ઝહ્ર
તો જૂયન્દહ્ અઝ્ ઝહ્ર્ તર્યાક્ બહ્ર

## બલાશની પાદશાહી પાંચ વર્ષ અને બે મહિના હતી, બલાશનું તખ્ત ઉપર બેસવું અને ઇરાનીઓને નસીહત કરવી.

——:૦:——

જ્યારે બલાશ એક મહિનો સુધી માથે ધૂળ ભરી ઝખ્મી થયલાં મોઢાંએ સોગમાં બેસી રહ્યો,

ત્યારે લશ્કરીઓ, વડો વઝીર તેમજ સઘળા પેહલવાનો અને નામીચા દાનેશમંદો તેની આગળ આવ્યા

તેઓએ તેને ઘણીક શીખામણ દીધી અને તેને ફાયદો થાય તેવા સખુનો કહ્યા.

અને પછી તેને તે પાદશાહી તખ્ત ઉપર બેસાડયો-અને તેની ઉપર પુષ્કળ સોનું અને ગોહરો વધાવ્યાં.

જ્યારે બલાશ તખ્ત ઉપર બેઠો ત્યારે બોલ્યો કે "ઓ સરદારો!- ૩૬૬ તમો અકલમંદોનાં દિલનો ભેદ શોધો.

જ્યારે મારી સીઆહ અકલ પાછી રોશન થશે-ત્યારે તમો મારી નઝદીક બુઝોર્ગીજ પામશો.

દુન્યામાં જે કોઈ કે નેકી કરે-તેને માટે તમો લોકો કોશેશ કરજો કે તેના નેક વિચારો તુટી નહીં જાય.

જે કોઇ કે બદ વિચારનો મૂજી હોય છે-તે પોતાનાં બૂરાં કામમાં કોઇને દખલ આપતો નથી,

તેવાને પહેલાં હું શીખામણ આપી તવંગર કરીશ-પણ જ્યારે તે શીખામણ કબૂલ નહીંજ કરશે ત્યારે તેને માથે લોહીનું તાજ પેહેરાવીશ.

મારી રૈયતમાંથી કોઇ અગર મારા ગમે એવા વફાદાર લશ્કરીઓમાંના કોઇએક માટે ફર્યાદ કરશે,

તો હું તે ઝુલ્મગાર મર્દનું દિલ તોડી નાખીશ-તેની બુનબેખ જડ-મૂળથી ઉખેડી નાખીશ.

તમો તમારા પાદશાહ સાથ અને ખસૂસ કરીને જે કોઈ કે પહરેઝ-ગાર હોય તેની સાથ બેઅદબ બનતા ના.

કારણકે પાદશાહ કોઈ વખતે ઝેહર મિસાલ નઝરે પડે છે અને કોઇ વખત ઝેહરના ઉતાર જેવો દેખાય છે-તું ઝેહરમાંથી ઝેહરનો ઉતાર મેળવવા માગે છે (તે બને નહીં).

---

* ફિર્દોસી પ્રમાણે એ પીરોઝનો છોકરો. પણ યૂરોપિયન તવારીખનવેસો એને પીરોઝનો નાનો ભાઈ જણાવે છે. કોઇક લખનારા એનું નામ "પલાશ" કરીને લખે છે. પણ શાહનામાની દરેક કોપીઓમાં તેમજ બીજી ડીક્સનરીઓમાં "બલાશ"જ જણાવે છે. આ પાદશાહની કારકીરદી જાણવાજોગ નથી. પીરોઝ જ્યારે ખુશનવાઝની લડાઈ ઉપર ગયો, ત્યારે "સૂફરા" નામના શીરાઝના એક બહાદુર પેહલવાનના હાથ હેઠળ એને સોંપી ગયો હતો. સૂફરાએ જ્યારે ખુશનવાઝ સાથ લડાઇ કરી કોબાદને છોડવ્યો, ત્યારે બલાશે પોતાની રાઝી ખુશીથી ઈરાનનું તખ્ત છોડી કોબાદને સ્વાધીન કર્યું. આ પાદશાહે ટુંક મુદત સુધીજ એટલે ઇ. સ. ૪૮૭ સુધી રાજઅમલ ભોગવ્યો હતો.

કે ગીતી તો ખુશ્નૂદીએ શાહ્ જૂય
મશવ્ પીશે તખ્તશ્ મગર્ તાઝહ્ રૂય
૩૬૭ ચુ ખેશમ્ આવરદ્ શાહ્ પૂઝેશ્ ગુઝીન્
હમી ખાન્ બબીદાદો દાદ્ આફરીન્
હરાન્ગહ્ કે ગૂઇ કે દાના શુદમ્
બહર્ દાનેશી બર્ તવાના શુદમ્
ચુનાન્ દાન્ કે નાદાન્ તરી આન્ ઝમાન્
મશવ્ બર્ તને ખીશ બર્ બદ્ગમાન્
અગર્ કાર્ બન્દીદ્ પન્દે મરા
સખુન્ ગોફ્તને સૂદમન્દે મરા
કે શાહાને દાનન્દહ્ યાબીદ્ ગન્જ્
કસીરા કે દાનેશ્ નદીદમ્ બરન્જ્
બરૂ મેહ્તરાન્ આફરીન્ ખાન્દન્દ્
કે દાનાઇએ ઊ ફેરૂમાન્દન્દ્
બગોફ્તન્દ્ યક્ બા દેગર્ આન્ સેપાહ્
કે ઝીન્ શાહ્ રખ્શન્દહ્ શુદ્ તાજો ગાહ્
કે દીદારે ઊ ચશ્મે બદ્ દૂર્ બાદ્
તને બદ્સેગાલાન્શ રન્જૂર્ બાદ્
બેરફ્તન્દ્ ખુશ્નૂદ્ અઝ્ અયવાને ઊય
બયઝ્દાન્ સેપોર્દહ્ તનો જાને ઊય
પુર્ અઝ્ મેહ્ર્ દેલ્હા ઝબાન્ પુર્ સના
કે જાવીદ્ બાદા ચુનીન્ પાદ્શા

દુન્યામાં તું પાદશાહનીજ ખુશ્નૂદી શોધતો રહેજે-અને ખુશહાલ ચેહરા સિવાય તેનાં તખ્તની નઝદીક જતો ના.

જ્યારે પાદશાહ ગુસ્સો કરે ત્યારે તું ઓઝરખાહી કરજે-તેના ઈન્સાફ ગયર ઈન્સાફ ઉપર આફ્રીનજ કરતો રહેજે.

જે વખતે કે તું એમ કહે કે 'હું દાના થયો છું'-અને દરેક અકલમાં પ્રવીણ થયો છું,

તો જાણજે કે તેજ વખતે તું સઉથી વધુ નાદાન છે-તું પોતાનાંજ તન ઉપર બદગુમાન ના બનતો.

જો મારી શીખામણ અને મારા ફાયદા ભરેલા સખુનો ઉપર તમો અમલ કરશો,

તો તમે દાનેશમંદ પાદશાહોથી ખઝાનોજ પામશો-મેં કોઇને વિદ્યાને સબબે દુ:ખી થયલો જોયો નથી."

સરદારોએ તેની ઉપર દુઆ કીધી-તેની દાનાઇથી અજબ થયા.

તે લશકરી સેપાહો એક બીજાને કહેવા લાગ્યા-કે "આ પાદશાહથી તાજ અને તખ્ત ઝળકતાં થયાં છે.

તેના ચેહરા ઉપરથી કોઈની બૂરી નઝર દૂર થજો!-તેના દુશ્મનોનાં તન દુ:ખી બનજો!"

તેઓ પાદશાહના જાન અને તનને યઝદાનને સોંપી તે મેહલમાંથી ખુશી થતા ઘર ગયા.

તેઓનાં દિલ તેનીજ મોહબતથી ભરેલાં હતાં અને ઝબાન તેનીજ વખાણથી ભરેલી હતી-કે "એવો પાદશાહ જાવેદાન સુધી જીવતો રહેજો!"

## આગાહી યાફ્તને સૂફ્રાય અઝ્ કોશ્તહ્ શુદને પીરૂઝ્ વ નામહ્ નેવેશ્તન્ બખુશ્નવાઝ્ વ પાસોખે આન્.

## સૂફરાનું પીરોઝના માર્યા જવાથી વાકેફ થવું અને ખુશનવાઝ ઉપર નામુ લખવું અને તેનો જવાબ મેળવવો.

૩૬૮ બદાન્ગહ્ કે પીરૂઝ્ શુદ્ સૂએ જન્ગ્
યકી પહ્લવાન્ જોસ્ત્ બા રાયો સન્ગ્
કે બાશદ્ નેગહ્બાને તખ્તો કોલાહ્
બલાશે જવાન્રા બુવદ્ નીકૂખાહ્
બદાન્ કાર્ શાયેસ્તહ્ બુદ્ સૂફ્રાય
યકી માયહ્વર્ બૂદ્ પાકીઝહ્ રાય
જહાન્દીદહ્ અઝ્ શહ્રે શીરાઝ્ બૂદ્
સેપહ્બુદ્ દેલો ગર્દન્ અફ્રાઝ્ બૂદ્
હમાન્ મર્ઝબાન્ બુદ્ બઝાબુલસેતાન્
બબોસ્તો બઘઝ્નીનો કાબુલસેતાન્
ચુ આગાહી આમદ્ સુએ સૂફ્રાય
કે પીરૂઝે બીરાયો બીરહ્નુમાય
કે મેઝ્ગાન્ સેરેશ્કશ્ બરોખ્ બર્ ચકીદ્
હમહ્ જામએ પહ્લવી બર્ દરીદ્
કે સર્ બર્ ગેરેફ્તન્દ્ ગોર્દાન્ કોલાહ્
બમાતમ્ નેશસ્તન્દ્ બર્ સૂગે શાહ્

જે વખતે કે પીરોઝ લડાઈપર ગયો-તે વખતે એક ડહાપણવાળો અને મરતબા સાથનો પેહલવાન શોધી કાઢ્યો,

કે જે તખ્ત અને તાજનો નેગેહબાન થાય-અને જવાન બલાશનો નેકખાહ બને.

તે કામને લાયકનો "સૂફરા" નામનો હતો-જે એક એક મોભાદાર અને પાકીઝેહ અકલનો શખ્સ હતો.

તે અનુભવી પેહલવાન શીરાઝ શેહરનો હતો-સરદારોના જેવી હિમ્મત તે ધરાવતો હતો અને ગર્દનફરાઝ હતો.

તેમજ તે ઝાબુલેસ્તાન, બોસ્ત, ગઝનીન અને કાબુલેસ્તાનનો જાગીર દાર હતો.

જ્યારે ડહાપણ વગરના અને રેહનુમાઇ વગરના પીરોઝ માટે તે સૂફરાયને ખબર પડી,

ત્યારે તેની આંખમાંથી તેના ચેહરા ઉપર આંસુની ધાર ચાલવા લાગી-અને સઘળો પેહલવાની પોશાક ફાડી નાખ્યો.

બીજા પેહલવાનોએ પણ સર ઉપરથી કોલાહ ફેંકી દીધી-અને પાદશાહના સોગ ઉપર માતમ કરવા બેઠા.

હમી ગોફૂત બરૂ કીનએ શહુરૂયારૂ
બલાશે જવાન્ ચૂન્ બુવદ્ ખાસ્તારૂ
બેદાનેસ્ત કાન્ કારૂ બી સૂદ્ ગશ્ત
સરે તખ્તે શાહી પુરૂ અઝ્ દુદ્ ગશ્ત
સેપાહે પરાગન્દહુરા ગેરૂદ્ કરૂદ્
બેઝદ્ કૂસ વઝ્ દશ્ત બર્ખાસ્ત ગરૂદ્
ફરાઝ્ આમદશ તીઘઝન્ સદ્ હઝારૂ
હમહુ રઝ્મ જૂયો હમહુ કીનહુ દારૂ
દેરમ દાદો આન્ લશ્કરૂ આબાદ્ કરૂદ્
દેલે મરૂદુમે કીનહુવરૂ શાદ્ કરૂદ્
ફેરેસ્તાદઈ ખાસ્ત શીરીન્ ઝબાન્
ખેરદ્મન્દો બીદારો રઉશન રવાન્
યકી નામહુ બેન્વેશ્ત પુરૂ દાઘો દરૂદ્
દો દીદહુ પુરૂ અઝ્ આબો રોખસારહુ ઝરૂદ્
બનામહુ દરૂન્ પન્દહા કરૂદ્ યાદ્
ઝે જમશીદો કયખુસ્રવો કયકોબાદ્
વઝાન્પસ ફેરેસ્તાદ્ નઝ્દે બલાશ
કે શાહા તો અઝ્ મરૂગ્ ઘમ્ગીન્ મબાશ
કે ઈન્ દરૂદ્ હરૂ કસ બેબાયદ્ ચશીદ્
શેકીબાઇઓ નામ બાયદ્ ગુઝીદ્
ઝે બાદ્ આમદહુ બાઝ્ ગર્દદ્ બદમ
યકી દાદ્ ખાનદ્શો દીગરૂ સેતમ
કુનૂન્ મન બદસ્તૂરીએ શહુરૂયારૂ
બેસીચમ બદીન્ કીનહો કાર્ઝારૂ
કે અઝ્ કીનએ ખૂને પીરૂઝ્ શાહુ
બેનાલદ્ હમી બરૂ ફલક્ હુરો માહુ
ફેરેસ્તાદહુ ઝીન્ રૂય બર્દાશ્ત પાય
વઝાન્ રૂય પુરૂ કીન્ બેશુદ્ સૂફરાય
બેયારાસ્ત લશ્કરૂ ચુ પરૂરે તઝરૂવ્
બેયામદ્ ઝે ઝાબુલસેતાન્ સૂએ મરૂવ્
યકી મરૂદ્ બુગ્ઝીદ્ બીદારૂદેલ
કે આહેસ્તહુ દારદ્ બગોફૂતારૂ દેલ
નવીસન્દએ નામહુરા ગોફૂત ખીઝ્
કે આમદ્ સરે ખામહુરા રસ્તખીઝ્
યકી નામહુ બેન્વીસ ઝી ખુશનવાઝ્
કે અય બી ખેરદ્ રીમને દીવ સાઝ્
ગુનહુગારૂ કર્દી બયઝદાન્ તનત
શવદ્ મૂયહુગરૂ બરૂ તો પીરાહનત
કે કરૂદ્ આન્ચે કર્દી તો અય બીવફા
બેબીની કુનૂન્ ઝૂદ્ તીઘે જફા
બેકોશ્તી શહનશાહુરા બી ગુનાહુ
નબીરે જહાન્દારે બહુરામ શાહુ
યકી કીને નવ સાખ્તી દરૂ જેહાન્
કે ઈન્ કીનહુ હરૂગેઝ્ નગર્દદ્ નેહાન્
ચેરા પીશે ઊ ચૂન સગે ચાપલૂસ
નરફૂતી ચુ બરૂખાસ્ત આવાએ કૂસ
નેયાએ તો ઝીન્ ખાન્દાન્ ઝન્દહુ બૂદ્
પેદરૂ પીશે બહુરામ ચૂન બન્દહુ બૂદ્
મન્ ઈનક્ બમરૂવ્ આમદમ કીનહુજૂય
નમાનમ બહયતાલેયાન્ રન્ગો બૂય

સૂફરા બોલ્યો કે "જવાન બલાશ પાદશાહનો કીનો કેમ લઈ શકશે?"

તેણે જાણ્યું કે "હવે કામ હાથ તળેથી ગયું-અને આ શાહી તખ્ત બૂરી હાલતમાં આવી પડયું."

તેણે વીખરાયલાં લશ્કરને પાછું એકઠું કીધું-નગારાં ઠોકયાં અને મયદાનમાંથી ધૂળ ઉડી ૩૬૯

એક લાખ તલવારના મારનારા, લડાઇ શોધનારા અને સઘળા કીનો લેનારા સવારો તેની આગળ આવ્યા.

તેણે પગાર આપી લશ્કરને તૈયાર કીધું-અને કીનો લેનાર શખ્સોનાં દિલ ખુશહાલ કીધાં.

તેણે એક શીરીન ઝબાનના, ડહાપણવાળા, ચાલાક અને રોશન જીવના એલચીને બોલાવ્યો,

પછી તેણે આંસુથી ભરેલી બન્ને આંખોએ અને ફિક્કા ચેહરાએ-દુઃખ અને બળાપા ભરેલું એક નામુ લખ્યું.

નામાની અંદર જમશીદ, કયખુસરૂ અને કયકોબાદની નસીહતો ટાંકી.

ત્યાર બાદ તે બલાશની નઝદીક મોકલ્યું-અને કહેવાડિયું કે "ઓ પાદશાહ! તું આ મોતથી ગમગીન ના થતો.

કારણકે આ દુઃખ તો દરેક જણે ખમવુંજ જોઇયે-ધીરજ અને કીર્ત્તિ એખ્તયાર કરવી જોઇયે.

પવનમાંથી આવેલો શખ્સ પવનમાંજ જાય છે-તેને એક જણ ઇન્સાફ કહે છે ત્યારે બીજો ઝુલ્મ કહે છે.

હવે હું તું પાદશાહના હુકમથી-આ કીના અને લડાઈ માટેની તૈયારી કરૂં છું,

કારણકે પાદશાહ પીરોઝનાં લોહીના કીના માટે-તો આસ્માન ઉપર આફતાબ અને માહતાબ પણ રૂદન કરે છે." ૩૭૦

પેલા એલચીએ આ તરફ આવવા માટે કદમ ઉઠાવ્યા-કે પેલી તરફથી સૂફરા કીના ભરેલો થયો.

તેણે 'તીતર પક્ષીનાં પીછાંની માફકનું રંગબેરંગી પોશાકવાળું લશ્કર તૈયાર કર્યું-અને ઝાબુલથી મર્વ તરફ આવ્યો.

તેણે એક ચાલાક શખ્સ ચુંટી કાઢગો-કે જે વાત કરતી વખતે પોતાનાં દિલને શાન્ત રાખતો હતો.

તેણે મુન્શીને કહ્યું કે "ઉઠ-કલમની નોક ઉપર બલા આવી પડી છે.

ખુશનવાઝ તરફ એક નામુ લખ-કે 'ઓ એહરેમનનાં કામ કરનાર બેવુકૂફ રીમન!

તેં તારાં બદનને પાક યઝદાન આગળ ગુનેહગાર કીધું છે-જેથી તારૂં પેહેરણ તારી ઉપર રૂદન કરતું થશે.

ઓ બેવફા શખ્સ! જેવું કામ કે તેં કર્યું છે તેવું બીજા કોણે કર્યું છે?-તું હવે જલ્દીથી ઝુલ્મ વરસાવનારી તલવાર જોશે.

દેશના નેગેહબાન પાદશાહ બેહરામના નબીરા-શેહન્શાહ પીરોઝને બેગુનાહ મારી નાખ્યો છે.

તેં દુન્યામાં એક નવોજ કીનો ઉભો કીધો છે-કે જે કીનો કદી પણ ભૂલાશે નહીં.

જ્યારે લડાઈ કરવા માટેના નગારાંના આવાઝ નીકળ્યા ત્યારે તું તેની આગળ ચાપલૂશી ખોરા કુતરાની માફક શા માટે નહીં ગયો? ૩૭૧

તારો બપાપો આ ખાન્દાનથીજ જીવતો હતો-અને તારો બાપ બેહરામની આગળ ગોલામ જેવો હતો.

હું હવડાં કીનો લેવા માટે મર્વમાં આવી લાગ્યો છું-હું હયતાલી લોકોનું કાંઈ પણ રાચરચીલું રહેવા દઈશ નહીં.

**અસીરાને આન્ ખાસ્તહૂ હરૂચે હસ્ત**
**કઝાન્ રઝમગાહૂ આમદસ્તત બદસ્ત**
**હમહૂ બાઝ ખાહમ બશમ્શીરે કીન્**
**બમરૂવ આવરમ ખાકે તૂરાન્ ઝમીન્**
**નમાનમ જહાનરા બફર્ઝન્દે તૂ**
**બેસૂઝમ હમહૂ ખીશો પયવન્દે તૂ**
**બફર્માને યઝદાન્ બેબુરૂરમ સરત**
**ઝે ખૂન હમચુ દર્યા કુનમ કેશ્વરત**
**ન કીન્ બાશદ ઈન ચન્દ ગૂયમ દરાઝ**
**કે અઝ ખૂને પીરૂઝ ચૂન ખુશનવાઝ**
**શવદ ઝીરે ખાકે સેયહૂ દરૂ તબાહૂ**
**ઝે દૂઝખ રવાનશ ખુવદ દાદ ખાહૂ**
**ફેરેસ્તાદહૂ બા નામએ સૂફરાય**
**ચુ શીરે દેલાવરૂ બેયામદ ઝે જાય**
૩૭૨ **ચુ આશોફતહૂ આમદ બરે ખુશનવાઝ**
**બેશુદ પીશે તખ્તો બેબોર્દશ નમાઝ**
**બદૂ દાદ પસ નામએ સૂફરાય**
**સરફ્રાઝે લશ્કરૂ બેપર્દાખ્ત જાય**
**નવીસન્દહૂરા નામહૂ દાદો બેગોફ્ત**
**કે પેન્હાન બેગૂય આન્ચે ખૂબસ્તો ઝેફ્ત**
**બમેહૂતરૂ ચુનીન ગોફ્ત મર્દે દબીરૂ**
**કે ઈન્ નામહૂ પુરૂ ગોર્ઝો તીઘસ્તો તીરૂ**
**શેકસ્તહૂ શુદ આન મર્દે જન્ગ્આઝમાય**
**અઝાન પુરૂ સખુન નામએ સૂફરાય**
**હમ અન્દરૂ ઝમાન્ ઝૂદ પાસોખ નેવેશ્ત**
**સખુન હરૂચે બૂદ અન્દરૂ ખૂબો ઝેશ્ત**
**નુખોસ્તીન્ સખુન ગોફ્ત કઝ કેર્દગારૂ**
**બેતર્સીમ વઝ ગર્દેશે રૂઝગારૂ**
**કે હરૂકસ કે બૂદહૂસ્ત યઝદાન્ પરસ્ત**
**નેયાવરૂદ દરૂ અહૂદે શાહાન્ શેકસ્ત**
**ફેરેસ્તાદમશ નામએ સૂદમન્દ**
**દેગરૂ અહૂદે આન્ શહૂરૂયારે બલન્દ**
**બરૂ ખારૂ બૂદ આન્ચે ગોફ્તમ સોખન્**
**હમાન્ અહૂદે આન્ શહૂરૂયારે કોહન્**
૩૭૩ **ચુ ઊ કીનહૂવરૂ ગશ્તો મન્ ચારહૂ જૂય**
**સેપહૂરા ચુ રૂય અન્દરૂ આમદ બરૂય**
**બપીરૂઝ બરૂ અખ્તરૂ આશોફતહૂ શુદ**
**ન બરૂ કામે મા શાહે તૂ કોશ્તહૂ શુદ**
**ચુ બેશ્કસ્ત પયમાને શાહાને દાદ**
**નબૂદ અઝ જવાનીશ યક રૂઝ શાદ**
**નેયામદ પસન્દે જહાન્ આફ્રીન્**
**તો ગોફ્તી કે બેગ્રેફ્ત પાયશ ઝમીન્**
**હરાન્ કસ કે અહૂદે નેયા બેશ્કનદ**
**સરે રાસ્તીરા બપાય અફ્ગનદ**
**ચુ પીરૂઝ બાશદ બદશ્તે નબરૂદ**
**શેકસ્તહૂ બકન્દહૂ દરૂન્ પુરૂ ઝે ગરૂદ**
**ગરૂ આઈ તોરા આન્ હમ આરાસ્તહૂસ્ત**
**ન ગન્જો ન જન્ગ્આવરમ કાસ્તહૂસ્ત**
**ફેરેસ્તાદહૂ બા નામહૂ તાઝાન્ ઝે જાય**
**બયક હફ્તહૂ આમદ બરે સૂફરાય**

ઈરાની કયદીઓ અને જે કાંઈ પણ ખઝાનો-કે તે લડાઈગાહમાંથી તારે હાથ આવ્યો છે,

તે સઘળો હું મારી કીનાની તલવારથી પાછો લઇશ-અને તુરાન ઝમીનની ખાક પણ હું મર્વમાં લઈ આવીશ.

તારાં ફરઝંદ માટે પણ આ તારો મુલક રહેવા દઇશ નહીં-તારા તમામ કુટુંબ અને કબીલાને બાળી નાખીશ.

પાક યઝદાનના હુકમથી હું તારૂં સર કાપીશ-અને લોહીએ કરી તારો મુલક એક દર્યા જેવો બનાવીશ.

તને વધારે શું કહું ? આ કાંઈ માત્ર કીનોજ નથી-પણ પાદશાહ પીરોઝનાં ખૂનથી ખુશનવાઝ જેવો બદકાર,

કાળી માટીની નીચેજ પડશે-અને દોઝખમાંથી તેનું રવાન પોકાર કરશે."

પેલો એલચી સૂફરાનું નામુ લઈ-દિલાવર સિંહની માફક ત્યાંથી નીકળ્યો.

તે ગુસ્સા ભરેલો ખુશનવાઝની આગળ આવ્યો-તે તેનાં તખ્ત આગળ ગયો અને તેને નમન કીધું.

પછી સૂફરાનું નામુ તેને આપ્યું-આથી તેનાં લશ્કરના સરદારો ત્યાંથી બાહેર ગયા.

પાદશાહે નવીસંદાને તે નામુ આપ્યું અને કહ્યું-કે "જે કાંઇ સારૂં યા માઠું હોય તે મને છુપી રીતે કહે."

નવીસંદાએ પાદશાહને કહ્યું-કે આ નામુ ગોર્ઝ, તલવાર અને તીર-થીજ ભરેલું છે."

સુફરાનાં સખ્ત ભાષાનાં નામાએ કરી-તે લડાયક મર્દ અધમુઓ બન્યો.

પછી તે નામામાં કાંઈ સારૂં માઠું લખ્યું હતું-તેનો જવાબ તેણે તુરત લખાવ્યો.

શુરૂઆતમાં લખાવ્યું કે "અમો તો ખોદાથી તેમજ ઝમાનાની ગર્દે-શથી ડરીનેજ ચાલ્યે છિયે.

કારણકે જે કોઈ યઝદાન પરસ્ત છે-તેણે પાદશાહોનો કોલ તોડયો નથી.

મેં તેની તરફ એક ફાયદા ભરેલું નામુ તેમજ તે બુલંદ દરજ્જાના પાદશાહ બેહરામનું કરાર નામુ મોકલ્યું.

પણ તેણે તો મારૂં કહેલું તેમજ તે પુરાણા પાદશાહનું કરાર નામુ તુચ્છકારી કાઢયું.

જ્યારે તે મારી ઉપર કીનાખોર બન્યો અને હું ચારો શોધનારો થયો-અને લશ્કર એક બીજાની સામે આવી ઉભું,

ત્યારેજ પીરોઝ ઉપર તેનો સેતારો ગુસ્સે થયો-કાંઇ અમારી મરજીથી તારો પાદશાહ માર્યો ગયો નથી.

જ્યારે તેણે ઇન્સાફી પાદશાહોનો કોલ તોડયો-ત્યારે તે પોતાની જવાનીમાં એક દહાડોબી ખુશહાલ રહ્યો નહીં.

એ વાત ખોદાતાલાને પસંદ પડી નહીં-તું કહે ગોયા આ ધરતી-એજ તેના પગ પકડી લીધા.

જે કોઈ કે પોતાના નેયાગાનનું કરાર નામુ તોડે-અને રાસ્તીનાં સરને પગ નીચે નાખે,

તે પીરોઝની માફક લડાઈનાં મયદાનમાં-ધૂળથી ભરેલી ખાઈની અંદર ભાગી પડે છે.

અગરજો તું અહીં આવે તો તારે માટે પણ તે તેયાર છે-કાંઈ મારો ખઝાનો કે મારૂં લશ્કર ઘટી ગયું નથી."

એલચી તે નામુ લઈ ત્યાંથી ઉતાવળો ચાલ્યો-અને એક હફ્તામાં સૂફરા આગળ આવી લાગ્યો.

ચુ બરૂ ખાન્દ્ આન્ નામહુરા પહુલવાન્
બદુશ્નામ ખુકુશાદ્ ગુયા ઝબાન્
ઝે મયદાન્ ખોરૂશીદને ગાવ દુમ
શનીદન્દો આવાઝે રૂઈનહુ ખુમ
બકશ્મીહન્ આવરૂદ્ ચન્દાન્ સેપાહુ
કે ખુરૂશીદ્ બરૂ ચરૂખ ગુમ કરૂદ્ રાહુ
બરીન્ હમ નેશાન રૂદ્ ખુગ્ઝાશતન્દ્
હમી રાહુરા ખાનહુ પેન્દાશતન્દ્

જ્યારે સૂફરા પેહલવાને તે નામુ વાંચ્યું-ત્યારે તેને ગાળ દેવા લાગ્યો.

મયદાનમાંથી રણશિંગડાંના પોકાર-અને મોટાં નગારાંના આવાઝ સંભળાયા.

સૂફરા કશ્મીહનમાં એટલું બધું લશ્કર લઇ આવ્યો-કે જેથી ખુરશીદે આસમાન ઉપરની પોતાની રાહ પણ ગુમ કીધી. ૩૭૪

એ પ્રમાણે તેઓ નદી ઓળંગી ગયા-આવી સફરને તેઓ પોતાનું ઘરજ સમજતા હતા.

## રઝ્મે સૂફ્રાય બા ખુશ્નવાઝ્ વ રહાઈ યાફ્તને કોબાદ્ અઝ્ કયદે ખુશ્નવાઝ્.

——:o:——

ચુ આગાહી આમદ્ બરે ખુશ્નવાઝ્
બદશ્ત આમદો જન્ગ્રા કરૂદ્ સાઝ્

બબયકન્દ્ શુદ્ રઝ્મગાહી ગુઝીદ્
કે ચર્ખે રવાન્ રૂએ હામૂન્ નદીદ્
વઝીન્ રૂય પુરૂ કીનહુ દેલ સૂફ્રાય
બકેર્દારે બાદ્ અન્દરૂ આમદ્ ઝે જાય
ચુ શબ્ તીરહુ શુદ્ પહુલવાને સેપાહુ
બપીલાને આસૂદહુ બરૂ બસ્ત રાહુ
તલાયહુ હમી ગશ્ત બરૂ હરૂદો રૂય
જહાન્ શુદ્ પુરૂ આવાઝે પરૂખાશજૂય
હમહુ નામદારાનો કુન્દાવરાન્
મોહુયયાએ જન્ગો નબર્દે યલાન્
ખોરૂશે સવારાને ઈરાન્ ઝમીન્
રસીદહુ બગૂશે સેપહુરે બરીન્
ઘવે પાસ્બાનાનો બાન્ગે જરસ
હમી આમદ્ અઝ્ હરૂસુઈ પીશો પસ
ચુનીન્ તા પદીદ્ આમદ્ અઝ્ તીઘ્ શીદ્
દરો દશ્ત શુદ્ ચૂન બુલૂરે સફીદ્
દો લશ્કરૂ હમી રઝ્મરા સાખ્તન્દ્
દેરફ્શે બુઝોર્ગી બરૂ અફ્રાખ્તન્દ્
અઝ્ આવાઝે ગોર્દાને પર્ખાશખરૂ
બેદરૂરીદ્ મરૂ અઝ્દહારા જેગરૂ
હવા પરૂરે કર્ગસ શુદ્ અઝ્ પરૂરે તીરૂ
ઝમીન્ શુદ્ ઝે ખૂને સરાન્ આબ્ગીરૂ
બહરૂસૂ કે દીદી તલી કશ્તહુ બૂદ્
કેરા અઝ્ યલાન્ રૂઝ બરૂગશ્તહુ બૂદ્
બેઝુમ્બીદ્ અઝ્ કલ્બ્ગહુ સૂફ્રાય
સેપાહુ અન્દરૂ આમદ્ બજુન્દી ઝે જાય
વઝાન્ રૂય બા તીઘે કીન્ ખુશનવાઝ્
બશીબ્ અન્દરૂ અન્દાખ્ત અસ્પ અઝ્ ફરાઝ્
બેદીદ્ આન્ કે શુદ્ રૂઝ્ગારશ દુરોશ્ત
એનાન્રા બપીચીદો બેન્મૂદ્ પોશ્ત

## સૂફરાની ખુશનવાઝ સાથની લડાઈ અને ખુશનવાઝનાં બંદીખાનામાંથી કોબાદનું છૂટી જવું.

——:o:——

જ્યારે ખુશનવાઝને ખબર પડી-ત્યારે તે મયદાનમાં આવ્યો અને લડાઇની તૈયારી કીધી.

તે બયકન્દ (જે અફ્રાસિયાબનું પાય તખ્ત હતું ત્યાં) ગયો અને લડાઇ માટે તે જગ્યા પસંદ કીધી-જેથી ત્યાંનાં મયદાનની સપાટી ફરતું આસ્માન પણ જોઈ શકયું નહીં.

પેલી તરફથી સૂફરા પણ કીના ભરેલાં દિલે-પવનની ઝડપે ત્યાંથી નીકળી અહીં આવ્યો.

જ્યારે રાત અંધારી થઇ ત્યારે લશ્કરના પેહલવાનોએ-આસૂદા થયલા હાથીઓથી રસ્તો રોકયો.

બન્ને તરફથી તલાયા ફરવા લાગ્યા-તે મયદાન લડાયકોના પોકાર ભરેલું બન્યું.

સઘળા નામદારો અને પેહલવાનો-લડાઇ કરવા માટે તેમજ બહાદુર લોકો સાથ લડવા માટે તૈયારજ હતા.

ઈરાન સરઝમીનના સવારોના પોકારો-બુલંદ આસ્માનના કાનમાં જઈ પહોંચ્યા હતા.

પાસ્બાનોના ઘોઘાટ અને ઘંટના આવાઝ-આગળ, પાછળ અને દરેક બાઝૂથી નીકળતા હતા.

એમ કરતાં પહાડની બુલંદી ઉપરથી ખોરશીદ ઝાહેર થયો-અને પહાડની ખીણ અને મયદાન સફેદ બિલોરની માફક ઝળકતાં થયાં. ૩૭૫

બન્ને લશ્કરે લડાઈની તૈયારી કીધી-તેઓએ પોતાના બુઝોર્ગી ભરેલા ઝુંડાઓ ઉભા કર્યાં.

લડાયક પેહલવાનોના પોકારથી-અઝદહાનાં જીગર પણ ફાટવા લાગ્યા.

તીરના પરથી હવા ગીદનાં પીછાંની માફક બની-અને ઝમીન સરદારોનાં લોહીથી તળાવ માફક બની.

જે તરફ નઝર પડતી ત્યાં પેહલવાનોમાંથી જે કોઇનો દિવસ કે બરગશ્તે બન્યો હતો તેવા માર્યાં ગયલાઓના ઢગલા દેખાતા હતા.

સૂફરાએ કલ્બગાહમાંથી ધસારો કર્યો-તેનું લશ્કર પણ તે જગ્યાએથી ધસારાબંદ નીકળ્યું.

પેલી તરફથી ખુશનવાઝે પણ કીનાની તલવાર લઈ-ટેકડી ઉપરથી મયદાનમાં ઘોડો ફેંકયો.

પણ તેણે જોયું કે તેનુ નસીબ તેના સાથ સખ્ત બન્યું છે-જેથી તેણે ઘોડાની લગામ ફેરવી નાસવા માડયું.

ચુ બાદે દમાન્ અઝ પસશ સૂફરાય
હમી તાખ્ત બા નીઝએ સરૂ ગઝાય
બસી કરૂદ અઝાન્ નામદારાન્ અસીરૂ
બસી કોશતહ શુદ હમ બશમ્શીરો તીરૂ

૩૭૬ હમી તાખ્ત પીશે કોહનદેઝ રસીદ
બરહ બરૂ બસી કોશતહો ખસ્તહ દીદ
ઝે બાલા નેગહ કરૂદ પસ ખુશનવાઝ
સેપહરા ઝે હામૂન્ નેશીબો ફરાઝ
હમહ રાહ પુરૂ કોશતહો ખાસ્તહ
શુદ આન્ દશ્ત ચૂન્ બાધે આરાસ્તહ

સેતામો સનાનો કોલાહે મેહી
સેલીહો કમરૂહાઓ અસ્પો રેહી
હમી બોરૂદ હરૂકસ સુએ સૂફરાય
તલી ગશ્ત ચૂન્ કૂહે અલબોરૂઝ જાય
નકરૂદ અન્દરાન્ ચીઝે તુર્કાન્ નેગાહ
બેબખ્શીદ યકસરૂ હમહ બરૂ સેપાહ
બલશકરૂ ચુનીન્ ગોફ્ત કેમરૂઝ કારૂ
બકામે દેલે મા બુદ અઝ રૂઝગારૂ
ચુ ખુરૂશીદ બેન્માયદ અઝ ચરૂખ દસ્ત
બદીન્ દશ્ત ખીરહ નબાયદ નેશસ્ત
બકીને શહનશાહે ઈરાન્ શવીમ
બરીન્ દેઝ બકેર્દારે શીરાન્ શવીમ
બદીન લશકરશ દસ્ત બરૂ બરૂ ઝદન્દ
હમી હરૂ કસી રાએ દીગરૂ ઝદન્દ

૩૭૭ બરીન હમ નેશાન્ તા ઝે ખમ્મે સેપેહરૂ
પદીદ આમદ આન્ ઝીવરે તાજે મેહરૂ
તબીરહ બરૂ આમદ ઝે પર્દહ સરાય
નેશસ્ત અઝ બરે બારહ બરૂ સૂફરાય
ફેરેસ્તાદઈ આમદ અઝ ખુશનવાઝ
બનઝદીકે સાલારે ગર્દનફરાઝ
કે અઝ જન્ગો પયકારો ખૂન રીખ્તન્
નબાશદ જોઝ અઝ રન્જો આવીખ્તન્
દો મર્દે ખેરદમન્દો ગોર્દો જવાન્
બદૂઝખ ફેરેસ્તીમ હરૂદ રવાન્
અગરૂ બાઝ જૂઈ રહે બેખ્રદી
બેદાની કે ઈન કારૂ બૂદ યઝદી
ન બરૂબાદ શુદ કોશતહ પીરૂઝ શાહ
કઝ અખ્તરૂ સરૂ આમદ બરૂ સાલો માહ
ગુનહગારૂ ગશ્ત આન્ કે બેશકસ્ત અહદ
ગુઝીન્ કરૂદ હન્ઝલ બેયન્દાખ્ત શહદ
ફુનૂન બૂદની બરૂ સરે મા ગુઝશ્ત
ખુનુક આન્ કે ગેર્દે દુરેશ્તી નગશ્ત
અસીરાનો આન્ ખાસ્તહ હરૂચે બૂદ
ઝરો સીમો અઝ ગઉહરે નાસૂદ

૩૭૮ ઝે અસ્પો સેલીહો ઝે તાજો ઝે તખ્ત
કે બુગ્ઝાશ્ત પીરૂઝે ગુમ દીદહ બખ્ત
ફેરેસ્તમ હમહ નઝદે સાલારે શાહ
ચે અઝ ગીઝહ ગન્જો ચે ચીઝે સેપાહ

સૂફરા પણ તેની પછાડી પવનની ઝડપે-પોતાના સર વિંધનાર નેઝા સાથ ઘોડો દોડાવવા લાગ્યો.

તે નામદારોમાંથી ઘણાકોને કયદી બનાવ્યા-અને ઘણાકો તીર તેમજ તલવારથી માર્યા ગયા.

ખુશનવાઝ "કોહનદેઝ" તરફ નાસતો હતો-તેણે રસ્તામાં પુષ્કળ મૂવેલા અને ઝખ્મી થયલા જોયા.

પછી ખુશનવાઝે ઊંચી જગ્યા ઉપરથી લડાઇનાં મયદાનમાંની ઊંચી નીચી જગ્યામાંનાં લશ્કર તરફ નેગાહ કીધી.

રસ્તામાં ઠેકાણે ઠેકાણે મૂવેલા પડેલા હતા તેથી તેમજ વેરવીખેર હાલતમાં અસ્બાબ પડેલો હતો તેથી-તે મયદાન જાણે બાગ મિસાલ ગોઠવાયલું દેખાતું હતું.

સોનેરી લગામો, ભાલાઓ અને બુઝોર્ગીની કોલાહો-હથિયારો, કમરબંદો, ઘોડાઓ અને ગોલામો,

એ સઘળું દરેક જણ સૂફરાની નઝદીક લઈ જવા લાગ્યો-જેથી તે જગ્યાએ અલબુર્ઝ પહાડ જેવડો એક ઢગલો થયો.

પણ સૂફરાએ તે તુર્કીઓની ચીઝો ઉપર જરા નઝર પણ નહીં કીધી-અને તે સઘળું લશ્કરને આપી દીધું.

તેણે લશ્કરને એમ કહ્યું કે "ઝમાનાની ચાલથી આજનું કામ આપણાં દિલની મુરાદ માફક બન્યું છે.

જ્યારે ખુરશીદ આસ્માન ઉપરથી પોતાનો હાથ બતાવે (યાને સવાર પડે)-ત્યારે આ મયદાનમાં આપણે નકામા બેસી રહીશું નહીં.

પણ આપણે ઇરાનના શેહનશાહનો કીના લેવા સિંહોની મિસાલ આ કિલ્લા ઉપર જઈશું."

એ વાત ઉપર તેનું લશ્કર એકમત થયું-અને દરેક જણે પોત પોતાનો વિચાર ઝાહેર કીધો

એવી રીતે આસ્માનની કમાનમાંથી આફતાબનાં તાજમાંનું ગોહર ઝાહેર આવ્યું, ત્યાં સુધી તેઓએ એ બાબત ઉપર વિચાર ચલાવ્યા.

પછી છાવણીમાંથી નગારાંના આવાઝ નીકળ્યા-સૂફરા ઘોડા ઉપર સવાર થયો.

તેવામાં ખુશનવાઝ તરફથી એક એલચી ગરદનફરાઝ સરદારની પાસે આવ્યો,

અને કહ્યું કે "લડાઈ, ઝઘડા અને ખૂનામર્કીથી રંજ અને મારામારી સિવાય બીજું કાંઈ નીકળતું નથી.

તેમ કર્યાથી આપણ બન્ને અકલમંદ, બહાદુર અને જવાન શખ્સો પોતાનાં રવાનને દોઝખમાંજ મોકલિયે છિયે.

અગર તું ડહાપણની રાહે પાછો વિચાર કરશે-તો તું જાણશે કે આ કામ ખોદા તરફનું હતું.

પાદશાહ પીરોઝ ફોકટજ નથી માર્યો ગયો-કે કે તેના સેતારાની ચાલથી તેની ઉપરનાં વર્ષ અને મહિના પુરા થયા હતા.

જેણે કોલ તોડયો તે ગુનેહગાર થયો-તેણે મધ ફેંકી દીધું અને એળિયોજ પસંદ કીધો.

હવે જે બનવાનું હતું તે આપણી ઉપર બન્યું-જે શખ્સ સખ્તાઈની આસપાસ નથી ફરતો તેજ ભાગ્યશાળી કહેવાય છે.

ઈરાની કયદીઓ અને સોનું, રૂપું અને વિંધ્યા વગરના મોતીઓ વગેરેનો જે કાંઈ માલ અસ્બાબ અહીં પડેલો હતો,

તે તેમજ ઘોડા, હથિયાર, તાજ અને તખ્ત-કે જે હીન ભાગ્યનો પીરોઝ છોડી ગયો હતો,

તે સઘળી ખઝાનામાંની નામીચી ચીઝો કે શું લશ્કરનો માલ અસ્બાબ-સર્વ તું પાદશાહના સેપહસાલાર આગળ મોકલી આપું,

કે પીરૂઝગરૂ સૂએ ઈરાન્ શવી
બનઝદીકે શાહે દલીરાન્ શવી
નખાશદ્ મરા સૂએ ઈરાન્ પસીચ
તો અઝ્ અહ્દે બહ્રામ ગર્દન મપીચ
શહન્શાહ્ ગીતી બેબખ્શીદ્ રાસ્ત
મરા તુર્કો ચીનસ્તો ઈરાન્ તોરાસ્ત
ચુ બેશ્નીદ્ પયઘામે ઊ સૂફરાય
બેયાવરદ્ લશ્કરૂ બપર્દેહ્ સરાય
ફેરેસ્તાદહ્રા ગોફ્ત પીશે સેપાહ્
બેગૂ આન્ચે બેશ્નીદી અઝ્ રઝ્મખાહ્
બેયામદ્ ફેરેસ્તાદએ ખુશનવાઝ
બેગોફ્ત આન્ચે બૂદ્ આશ્કારાઓ રાઝ
ચુનીન્ ગોફ્ત બા લશ્કરશ સૂફરાય
કે અકુનૂન્ બરીન્ દર્ ચે બીનીદ્ રાય
ચુનીન્ ગોફ્ત લશ્કર્ કે ફર્માન્ તોરાસ્ત
બદીન્ આશ્તી રાયો પયમાન્ તોરાસ્ત
બઈરાન્ નદાનદ્ કસી અઝ્ તો બેહ્
બમા બર્ તોઈ શાહો સાલારો મેહ્
ચુનીન્ ગોફ્ત બા સરકશાન્ સૂફરાય
કે એમરૂઝ્ મારા જોઝ્ ઈન્ નીસ્ત રાય
કઝીશાન્ અઝીન્ પસ નખાહીમ જન્ગ્
બઇરાન્ બરમ ઈન્ સેપહ્ બી દેરન્ગ્
કે દર્ દસ્તે ઈશાન્ બુવદ્ કયકોબાદ્
ચુ ફર્ઝન્દે પીરૂઝે ખુસ્રવ નેઝાદ્
હમાન્ મૂબેદે મૂબેદાન્ અરૂદ્શીરૂ
ઝે લશ્કરૂ બુઝોર્ગાન્ ચુ બરૂનાઓ પીરૂ
અગરૂ જન્ગ્ સાઝીમ બા ખુશનવાઝ
શવદ્ કારે બી સૂદ્ બરૂ મા દરાઝ
કોશન્દ્ આન્ કે દારદ્ અઝ્ ઈશાન્ અસીરૂ
કોબાદે જહાન્જૂયો ચૂન્ અરૂદ્શીરૂ
અગરૂ નાસ્તી દર્ મેયાનહ્ કોબાદ્
ઝે મૂબેદ્ નકર્દી દેલો મઘઝ્ યાદ્
ગર્ ઊરા ઝે તુર્કાન્ બદ્ આયદ્ બરૂય
બઈરાન્ નમાનદ્ જોઝ્ અઝ્ ગોફ્તગૂય
યકી નન્ગ્ બાશદ્ કે તા રસ્તખીઝ્
શવદ્ દર્ મેયાને દલીરાન્ જહીઝ્
ફેરેસ્તાદહ્રા નઘઝ્ પાસોખ દેહીમ
બરીન્ આશ્તી રાએ ફરૂરોખ નેહીમ
મગરૂ બાઝ્ બીનીમ રૂએ કબાદ્
કે બી ઊ સરે પાદ્શાહી મબાદ્
હમાન્ મૂબેદે મૂબેદાન્ અરૂદ્શીરૂ
કસીરા કે દારન્દ્ બરૂનાઓ પીરૂ
સેપાહશ હમી ખાન્દન્દ્ આફરીન્
કે ઈનસ્ત પયમાનો આઇનો દીન્
ફેરેસ્તાદહ્રા ખાન્દ્ પસ પહ્લવાન્
સખુન્ ગોફ્ત બા ઊ બશીરીન્ ઝબાન્
ચુનીન્ ગોફ્ત કીન્ યઝ્દી બૂદ્ બસ
જહાન્ બદ્ સેગાલદ્ નગૂયદ્ બકસ
બુઝોર્ગાને ઇરાન્ કે ગશ્તન્દ્ અસીરૂ
કોબાદસ્ત બા મૂબેદે અરૂદ્શીરૂ

કે અહીંથી તું ઇરાન તરફ બહાદુર લોકોના પાદશાહની નઝદીક ફતેહમંદી ભરેલો પાછો ફરે.

મારે કાંઈ ઇરાન ઉપર ચઢી આવવાની કોશેશ કરવી નથી-તું હવે પાદશાહ બેહરામના કોલકરારથી ઉલટો ના ચાલ.

શેહનશાહ બેહરામે દેશના સરખાજ ભાગ બક્ષેશ કીધા છે-જેની રૂયે મારૂં તુર્કેસ્તાન અને ચીન છે અને તારૂં ઈરાન છે."

જ્યારે સૂફરાએ તેનો એવો પયગામ સાંભળ્યો-ત્યારે તેણે લશ્કરને પાછું છાવણીમાં તેડયું.

અને એલચીને કહ્યું કે "તેં જે કાંઈ તે લડાયક પાદશાહથી સાંભળ્યું છે તે લશ્કર આગળ કહે."

આથી ખુશનવાઝના એલચીએ આવી-જે કાંઇ ઝાહેર અને છુપું હતું તે કહ્યું.

સૂફરાએ પોતાનાં લશ્કરને કહ્યું કે "હવે એ બાબતમાં તમો શું સલાહકારક જૂઓ છો?"

લશકરે કહ્યું કે "જેવો તારો હોકમ-આવી સુલેહની સરતો કરવામાં તારાજ વિચારો કામના છે.

ઈરાનમાં, તારા કરતાં કોઈ વધારે સારી રીતે નથી સમજી શકતું- ૩૭૯ તુંજ અમારો શાહ, સરદાર અને વડો છે."

સૂફરાએ તે પેહલવાનોને કહ્યું-કે "આજે એ સિવાય આપણો બીજો વિચાર નથી,

કે તેઓ સાથે હવે પછી લડાઇ નહીં કર્યે-તેથી હું શેતાબ આ લશ્કને પાછો ઇરાનમાં લઈ જાઉં,

કારણકે પાદશાહી બુન્યાદના પીરોઝના બેટા કયકોબાદ જેવો શાહઝાદો તેઓના હાથમાં કયદ પડેલો છે.

તેમજ વડો વઝીર અર્દશીર-અને લશકરના નાના મોટા બુઝોર્ગો તેઓના હાથમાં છે.

અગર આપણે ખુશનવાઝ સાથે લડાઇ કરીશું-તો આપણી ઉપર નકામું કામ લામ્બુ થશે.

અને તેઓ દેશ જીતનાર કોબાદ અને અર્દશીર જે ઇરાની કયદીઓ ધરાવે છે, તેઓને મારી નાખશે.

જો તે કયદીઓ વચ્ચે કોબાદ નહીં હતે-તો વઝીર અર્દશીર માટે હું કાંઈજ વિચાર કરતે નહીં.

જો તુર્કીઓને હાથથી તેને કાંઈ હાનિ પુગી-તો ઈરાનમાં ગડબડ સિવાય બીજું કાંઇ જાગશે નહીં.

અને આપણને માથે એક એવી નામોસી રહી જશે કે તે રસ્તાખેઝ સુધી-બહાદુર લોકોની વચ્ચે જારીજ રહેશે.

માટે એલચીને આપણે ભલમનસાઇ ભર્યોજ જવાબ આપ્યે-અને ૩૮૦ આ સુલેહ ઉપર આપણા મુબારક વિચાર જણાવ્યે.

જેથી કદાચ આપણે કોબાદનો ચેહરો ફરીથી જોઇયે-કે તેના વગરની પાદશાહત હોતીજ ના!!

તેમજ વડા વઝીર અર્દશીર-અને બીજા જવાન કે બુઢ્ઢા જે કયદ થયલા છે તેઓનો ચેહરો આપણે જોઇયે."

આથી સઘળું લશ્કર તેની ઉપર આફ્રીન કરવા લાગ્યું-કે "કોલ કરાર અને દીન ધર્મની રીત એજ છે."

પછી પેહલવાન સૂફરાએ પેલા એલચીને બોલાવ્યો-તેની સાથે મીઠાસથી વાતો કીધી.

તે બોલ્યો કે "આ બનાવ ખોદાઇજ હતો એટલે બસ-જેહાન જે બૂરા વિચાર કરે છે તે કોઇને કહેતી નથી.

ઈરાનના બુઝોર્ગો કે જેઓ કયદી થયા છે-જેમાં કોબાદ અને વઝીર અર્દશીર છે.

દેગરૂ હરૂકે દારન્દ બરૂપાય બન્દ
ફેરેસ્તીદ નઝદે મનશ અરૂજમન્દ
દેગરૂ ખાસ્તહ્ હરૂચે દારીદ નીઝ
ઝે દીનારો અઝ તાજો હરૂગૂનહ્ ચીઝ
ચકાયક ફેરેસ્તીદ નઝદીકે મન
બપીશે ગુઝોર્ગાને ઈન્ અન્જુમન
૩૮૧ બતારાજો કોશતન્ નેયાઝીમ દસ્ત
કે મા બી નેયાઝીમો યઝદાન્ પરસ્ત

ઝે જયહુન બરૂઝે દહુમ બુગ્ઝરીમ
બઝાન્પસ પયે જન્ગ્રા નસપરીમ
હમહ્ હરૂચે ગોફૂતમ તોરા ગૂશ દાર
ચુ રફૂતી ચકાયક બરૂ બરૂ શુમાર
ફેરેસ્તાદહ્ હમ દરૂ ઝમાન્ ગશ્ત બાઝ
બેયામદ ગોરાઝાન્ બરે ખુશનવાઝ
બેગોફૂત આનચે બેશનીદો ઊ ગશ્ત શાદ
હમાનગાહ્ બરૂદાશ્ત બન્દ અઝ કોબાદ
હમ અઝ મૂબેદે મૂબેદાન્ અરૂદશીર
કસીરા કે બૂદન્દ અઝ ઈરાન્ અસીર
હમહ્ ખાસ્તહ્ સરૂબસરૂ ગેરૂદ કરૂદ
ફુઝ્ઝ યાકૂત અઝ દશ્ત રૂઝે નબરૂદ
હમાન્ તખ્ત બા તાજે પીરૂઝ શાહ્
હરાન્ચેહ્ પરાગન્દહ્ બુદ બરૂ સેપાહ્
ફેરેસ્તાદ ચકુસરૂ બરે સૂફરાય
બદસ્તે યકી મર્દે પાકીઝહ્ રાય
ચુ લશ્કરૂ બેદીદન્દ રૂએ કોબાદ
ઝે દીદારે ઊ અન્જુમન ગશ્ત શાદ
૩૮૨ હમાન્ મૂબેદે મૂબેદાન્ અરૂદશીર
અસીરાન્ કે બૂદન્દ બરૂનાઓ પીર
બુઝોર્ગાન હમહ્ ખીમહ્ બુગ્ઝાશ્તન્દ
હમહ્ દસ્ત બરૂ આસ્માન્ દાશ્તન્દ
કે પૂરે શહનશાહ્રા બી ગઝન્દ
બેદીદન્દ બા હરૂ કે બૂદ અરૂજમન્દ
હમાનગહ્ બેરૂ ઊશ્ત પહ્લુ સરાય
સેપહ્બુદ બઅસ્પ અન્દરૂ આવરૂદ પાય
ઝે જયહુન ગુઝરૂ કરૂદ પીરૂઝો શાદ
અબા નામવરૂ મૂબેદો કયકોબાદ
ચુ આગાહી આમદ બઈરાન્ ઝમીન્
અઝાન્ નીકૂપય મેહ્તરે આફરીન્
હમ અઝ જન્ગો પયકારૂ બા ખુશનવાઝ
ઝે રાએ ચુનાન્ મર્દે નયરન્ગ્ સાઝ
કે અઝ જન્ગ્ બરૂગશ્ત પીરૂઝો શાદ
કુશાદહ્ શુદ અઝ બન્દ પાએ કોબાદ
હમાન્ મૂબેદે મૂબેદાન્ અરૂદશીર
કસીરા કે બૂદન્દ બરૂનાઓ પીર
બેયાવરૂદ અકૂનૂન ઝે જયહૂન ગુઝશ્ત
વઝ ઈરાન્ સેપાહસ્ત બરૂ કોહ દશ્ત
૩૮૩ ખોરૂશી બરૂ આમદ ઝે ઈરાન્ કે ગૂશ
શો બેહૂશી હમી કરૂ દશી જાન્ ખોરૂશ

તેમજ બીજા જે કોઈ કે કયદીઓ છે-તેઓને તમો માન મરતબા સાથે મારી પાસે મોકલો.

બીજું જે કાંઇ માલ અસ્બાબ, દીનાર, તાજ અને બીજી જાતની ચીઝો કે તમો ધરાવો છો,

તે સઘળી આ અંજુમનના બુઝોર્ગોની નઝદીકમાં મારી આગળ મોકલો.

અમો લૂટફાટ અને ખૂનામરકી કરવા ઉપર અમારા હાથ લગાવીશું નહીં-કારણકે અમો કશી ચીઝની હાજત ધરાવતા નથી તેમજ અમો ખોદાની પરસ્તેશ કરનારા છિયે

દસ દહાડામાં અમો જયહૂન નદીમાંથી પસાર થઈ જઇશું-અને ત્યાર પછી લડાઇનાં કદમ ધરીશું નહીં

મેં તને જે કાંઇ કહ્યું છે તે સઘળું યાદ રાખજે-જયારે તું ત્યાં જઇ પુગે ત્યારે તેને બધું કહી સંભળાવજે."

પેલો એલચી તેજ વખત પાછો ફર્યો-તે ખુશહાલ દોડતો ખુશનવાઝની આગળ આવ્યો.

અને તેણે જે કાંઇ સાંભળ્યું હતું તે તેને કહી સંભળાવ્યું જે સાંભળી તે ખુશહાલ થયો તેજ વખત કોબાદના બંદ ખોલ્યા.

તેમજ વડા વઝીર અર્દશીરના-અને જે કોઇ કે ઇરાની કયદી હતા તેઓના બંદ છોડયા.

તમામ ખઝાનો કે જે લડાઇને દહાડે મયદાનમાંથી મેળવ્યો હતો તે સઘળો એકઠો કીધો.

તેમજ પાદશાહ પીરોઝનું તાજ અને તખ્ત-તેમજ જે કાંઇ માલ અસ્બાબ કે પોતાનાં લશ્કરને વહેંચી આપ્યો હતો,

તે સઘળું એક પાકીઝેહ વિચારના શખ્સને હાથે સૂફરાની આગળ મોકલ્યું.

જ્યારે ઈરાની લશ્કરે કોબાદનો ચેહરો જોયો-ત્યારે તેના દીદાર જોવાથી સઘળું લશ્કર ખુશી થયું.

તેમજ વડા વઝીર અર્દશીર-અને બીજા જવાન અને બુઢ્ઢા કયદીઓ હતા તેઓને જોઇને ખુશી થયું.

પછી સઘળા બુઝોર્ગો તમ્બુમાંથી બાહેર નીકળ્યા-અને સઘળાઓએ હાથ આસ્માન તરફ ઊંચા કરી ખોદાની બંદગી કરી,

કે "શેહનશાહના બેટાને અને તેની સાથે જે કોઈ કે મોભાદારો હતા તેઓને કાંઇ પણ ઈજા પામ્યા વગર પાછા જોયા."

પછી તેજ વખત છાવણી ઉપાડી-અને સરદાર સૂફરા ઘોડા ઉપર સવાર થયો.

અને નામદારી ભરેલા વઝીર અને પાદશાહ કોબાદ સાથ ફતેહમંદી ભરેલો અને ખુશહાલ જયહૂન નદી ઓળંગી ગયો.

જ્યારે ઈરાન ઝમીનમાં તે નેક કદમના વખણાયલા સરદાર વિષે ખબર પડી,

તેમજ ખુશનવાઝ સાથની તેની લડાઈની-અને આવા યુક્તિબાઝ મર્દની બાહોશીની ખબર પડી,

કે "તે ફતેહમંદ અને ખુશહાલ લડાઇથી પાછો ફર્યો છે-અને કોબાદનાં પગ બંદમાંથી ખુલ્લા થયા છે,

તેમજ વડા વઝીર અર્દશીરને- અને બીજા જે કોઇ કે જવાન બુઢ્ઢા કયદીઓ હતા, તેઓને છોડવ્યા છે,

અને તેઓને લઇ તે હમણાં જયહૂન નદી પસાર કરી આવ્યો છે-તેમજ પહાડ અને મયદાન ઉપર ઈરાની લશ્કર દેખાય છે,"

ત્યારે ઇરાનમાંથી એવા તો ખુશહાલીના પોકારો નીકળ્યા કે જેથી ગોયા કાન પણ બેહેરા થઈ જતા હતા.

ખુઝોર્ગાને ફર્ઝાનહ્ બર્ ખાસ્તન્દ્
પઝીરહ્ શુદન્રા બેયારાસ્તન્દ્
બલાશ આન્ ઝમાન્ તખ્તે ઝરીન્ નેહાદ્
કે બા પહુલવાન્ બર્ નેશીનદ્ કોબાદ્
ચુ આમદ્ બશહ્રૂ અન્દરૂન્ સૂફરાય
બુઝોર્ગાન્ બેરફ્તન્દ્ યકસર્ ઝે જાય
પઝીરહ્ શુદન્રા બેયારાસ્ત શાહ્
હમી રફ્ત બા આનકે બૂદશ સેપાહ્
બલાશ આનઝમાન્ દીદ્ રૂએ કોબાદ્
રહા ગશ્તહ્ અઝ્ બન્દ્ પીરૂઝો[ઃ] શાદ્
મરૂરા સબુક્ શાદ્ દર્ બર્ ગેરેફ્ત
ઝે હયતાલો ચીન્ દસ્ત બર્ સર્ ગેરેફ્ત
ઝે રાહ્ અન્દર્ અયવાને શાહ્ આમદન્દ્
ખલીદહ્ દેલો કીનહ્ખાહ્ આમદન્દ્
બેફરમૂદ્ તા ખાન્ બેયારાસ્તન્દ્
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તન્દ્
હમી બૂદ્ જશ્ની ન બર્ આરઝૂય
ઝે તીમારે પીરૂઝે આઝાદહ્ ખૂય
હમહ્ ચામહ્ ગૂ સૂફરારા સેતૂદ્
બબરૂબત્ હમી રઝ્મે તૂરાન્ સોરૂદ્
મેહાન્રા હમહ્ ચશ્મ બર્ સૂફરાય
અઝૂ ગશ્તહ્ શાદો બદૂ તાઝહ્ રાય
હમહ્ શહ્રે ઈરાન્ બદૂ ગશ્તહ્ બાઝ્
કસીરા કે બુદ્ કીનએ ખુશનવાઝ્
બદૂ પહુલવાન્ દેલ્ હમી શાદ્ કરદ્
રવાન્રા ઝે અન્દીશહ્ આઝાદ્ કરદ્
બેબુદ્ સૂફરાય અઝ્ જહાન્ બીહમાલ્
હમી રફ્ત અઝીન્ ગૂનહ્ તા ચાર્ સાલ્
નબૂદી જોઝ્ આન્ ચીઝ્ કૂ ખાસ્તી
જહાન્રા બરાએ ખુદ્ આરાસ્તી
ચુ ફર્માને ઊ દર્ જહાન્ ગશ્ત ફાશ
બચર્બી બેપર્દાખ્ત ગાહ્ અઝ્ બલાશ
બદૂ ગોફ્ત શાહી નદાની હમી
બદાન્રા ઝે નીકાન્ નદાની હમી
હમહ્ પાદ્શાહી બબાઝી કુની
ઝે કમ્ઝીઓ અઝ્ બીનેયાઝી કુની
કોબાદ્ અઝ્ તો બેસ્યાર્ દાના તરસ્ત
બદીન્ પાદ્શાહી તવાના તરસ્ત
બઅયવાને ખીશ અન્દર્ આમદ્ બલાશ
નેયારસ્ત ગોફ્તન્ કે ઈદર્ મબાશ
હમી ગોફ્ત બીરન્જ તખ્ત ઈન્ બુવદ્
કે બી કુશેશો બખ્ત નફ્રીન્ બુવદ્

દાના બુઝોર્ગો ઉઠયા-અને તેઓને એસ્તેકબાલ જવાની તૈયારી કીધી.

બલાશે તુરત સોનેરી તખ્ત મૂકાવ્યું-કે પેહલવાન સૂફરા સાથ કોબાદ તે ઉપર બેસે.

જ્યારે સૂફરા શેહેરમાં દાખેલ થયો-ત્યારે ત્યાંથી સઘળા બુઝોર્ગો તેને લેવા માટે ગયા.

પાદશાહે પોતે એસ્તેકબાલ જવાની તૈયારી કીધી-અને જે કાંઈ તેનું લશ્કર હતું તેની સાથ ચાલવા લાગ્યો.

બલાશે જ્યારે બંદમાંથી ફતેહમંદ અને ખુશહાલ છૂટી ગયલા કોબાદનો ચેહરો જોયો,

ત્યારે ખુશહાલીથી તુરતજ તેને બગલમાં લીધો અને હયતાલ અને ચીનના મુલકથી હાથ ઉઠાવ્યો.

પછી તેઓ ઝખ્મી દિલે અને કીનાના વિચારો સાથ રાહમાંથી પાદશાહના મેહલમાં આવ્યા.

તેણે ફર્માવ્યું જેથી ખાણું તૈયાર કીધું-મય તમ્બુરા અને રામેશગરોને બોલાવી.

પણ ઉદાર દિલના પીરોઝના ગમને લીધે-તે ખુશહાલીની મજલેસ પોતાની ખાહેશ પ્રમાણેની નહીં હતી.

ગાનારાઓ સઘળી સૂફરાનીજ વખાણ ગાવા લાગ્યા-અને બારબંદ ૩૮૪ ઉપર તુરાનની લડાઈના રાગો નીકળવા લાગ્યા.

સઘળા મોટાઓની નઝર સૂફરા ઉપરજ હતી-તેનાથીજ તેઓ ખુશહાલ અને તેનાથી તેઓ ઉમેદ ભરેલા બન્યા હતા.

આખાં ઇરાનમાં જેઓને ખુશનવાઝ સાથ વેર હતું તેઓ સર્વ સૂફરા સાથ મળી ગયા.

તેનાથી પેહલવાનો પોતાનાં દિલ ખુશહાલ કરવા લાગ્યા-અને પોતાના જીવને ફિક્ર ચિન્તાથી મોકળો રાખવા લાગ્યા.

એ પ્રમાણે ચાર વર્ષ પસાર થવા આવ્યાં-આખા દેશમાંથી સૂફરાનો બરોબરીઓ કોઈજ નહીં હતો.

તે જે કાંઇ ચાહતો હતો તેજ થતું હતું-આખા દેશને પોતાના વિચાર પ્રમાણેજ ચલાવતો હતો.

જ્યારે ઇરાન દેશમાં તેનોજ હોકમ ચાલવા લાગ્યો-ત્યારે તેણે મીઠાસથી બલાશ પાસેથી તખ્ત ખાલી કરાવ્યું.

તેને કહ્યું કે "તું પાદશાહી બરાબર કરતો નથી-ભલા અને નેક લોકોમાંથી બૂરા લોકોને ઓળખી શકતો નથી.

તું પાદશાહી સાથ ચેડાં કાઢે છે-બેદાદી અને બેપરવાઈથી રાજ કરે છે.

કોબાદ તારા કરતાં ઘણો દાના છે-અને રાજ કારોબાર ચલાવવા માટે વધુ શક્તિમાન છે."

આ સાંભળી બલાશ તેને એમ નહીં કહી શકયો કે "તું અહીંથી ૩૮૫ નીકળ" જેથી તે પોતાના મેહલમાં આવ્યો.

તે બોલવા લાગ્યો કે "આ વગર મેહનતે, વગર કોશેશે અને વગર નસીબે મળેલું તખ્ત એક શ્રાપ જેવું છે."

# કોબાદ*

પાદ્શાહીએ કોબાદ્ પેસરે પીરૂઝ્ ચેહ્લો સે સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને કોબાદ્ વ અન્દર્ઝ્ કર્દન્ બઇરાનેયાન્.

પીરોઝના બેટા કોબાદની પાદશાહી તેતાલીસ વર્ષ હતી, કોબાદનું તખ્ત ઉપર બેસવું અને સરદારોને નસીહત કરવી.

ચુ બર્ તખ્ત્ બેનશસ્ત્ ફરૂરોખ્ કોબાહ્
કોલાહે બુઝોર્ગી બસર્ બર્ નેહાદ્
સુએ તયસફૂન્ શુદ્ ઝે શહ્રે સેતખર્
કે ગર્દનકશાન્‌રા બદાન્ બૂદ્ ફખર્
ચુ બર્ તખ્તે પીરૂઝ બેનશસ્ત્ ગોફ્ત્
કે અઝ્ મન્ મદારીદ્ ચીઝી નેહોફ્ત્
શુમારા સુએ મન્ કુશાદહ્‌રસ્ત્ રાહ્
બરૂઝે સપીદો શબાને સેયાહ્
બુઝોરૂગ્ આન્ કસી કૂ બગોફ્તારે રાસ્ત્
ઝબાન્‌રા બેયારાસ્તો કઝ્ઝી નખાસ્ત્
ચુ બખ્શાયેશ આરદ્ બખેશ્મ અન્દરૂન્
સરે રાસ્તાન્ ખાનદશ રહ્નમૂન્
નેહદ્ તખ્તે ખુશનૂદી અન્દર્ જેહાન્
બેયાબદ્ બદાદ્ આફરીને મેહાન્
હેલે ખીશ ગર્ દૂર્ દારી ઝે કીન્
મેહાનો કેહાનત્ કુનન્દ્ આફરીન્
૩૮૬ હરાનગહ્ કે શુદ્ પાદ્શા કઝૂગૂય
ઝે કઝ્ઝી શવદ્ ઝૂદ્ પયકાર્ જૂય
સખુન્‌રા બેબાયદ્ શનીદન્ નુખોસ્ત્
ચુ દાના શવી પાસોખ્ આરી દુરોસ્ત્
ચુ દાનન્દહ્ મર્દુમ શવદ્ આઝ્વર્
હમી દાનેશે ઊ નેયાયદ્ બબર્

જ્યારે મુબારક કોબાદ તખ્ત ઉપર બેઠો-અને મોટાઇનું તાજ સર ઉપર મૂક્યું,

ત્યારે તે એસ્તખ્ર શેહરમાંથી તયસફૂન તરફ ગયો-કે જે શેહરથી બહાદુર લોકોને મોટાઇ હતી

જ્યારે તે પોતાના બાપ પીરોઝનાં તખ્ત ઉપર બેઠો ત્યારે બોલ્યો-કે "તમો લોકો કોઇ પણ બાબત મારીથી છૂપી રાખતા ના.

તમો માટે શું રોશન રોઝને વખતે કે સીઆહ રાતને વખતે મારી આગળ ફર્યાદ આવવાનો રસ્તો ખુલ્લોજ છે.

તેજ માણુસ મોટો છે કે જે સાચું બોલવા માટે પોતાની ઝબાનને સણગારેલી રાખે અને જૂઠાણાંને ધિક્કારે.

અને જ્યારે તે ગુસ્સામાં આવે ત્યારે પણ તે માયા મેહરબાની લાવે-તેને સાચા લોકોનો સરદાર પણ પોતાનો રેહનુમા ગણે છે.

તે આ દુન્યામાં ખુશહાલીનુંજ તખ્ત ગોઠવે છે-અને મોટાં માણસોની તારીફ વાજબી રીતે મેળવે છે.

જો તું પોતાનું દિલ કીનાથી દૂરજ રાખશે-તો મોટા અને નાના તારી તારીફજ ગાશે.

જ્યારે એક પાદશાહ જૂઠું બોલનારો બન્યો તો તે જૂઠાણાંએ કરી જલ્દીથી તે લડાયક બને છે.

કોઇની વાતને પહેલાં તો બરાબર સાંભળવી જોઇયે-જ્યારે તું બરાબર વાકેફગાર બનશે ત્યારેજ તું વાજબી જવાબ આપી શકશે.

જો દાનેશમંદ માણુસ લોભી બને છે-તો તેની દાનાઇ કાંઈ પણ ફળ આપતીજ નથી.

---

* પીરોઝનો છોકરો. આ પાદશાહને ખુશનવાઝના બંદમાંથી છોડવી સૂફરાએ ઈરાનની ગાદી અપાવી પણ ગાદીએ આવતાંજ બીજા અદેખા ઈરાનીઓએ પાદશાહના કાન ભંભેરવાથી તેણે પોતાના મદદગાર સૂફરાને મારી નખાવ્યો. જ્યારે ઈરાનની આખી પ્રજાએ એક પાદશાહનાજ મદદગાર સૂફરાને મારી નખાવેલો જાણ્યો, ત્યારે તેઓ કોબાદનાં કામથી બહુજ ગુસ્સે થયા અને તેને પકડી સૂફરાનાજ બેટા ઝરમેહરને હવાલે કરી તેના ભાઇ જામાસ્પને ગાદીએ બેસાડયો. ઝરમેહરે પોતાના બાપનાજ જેવી ભલાઇ દેખાડી બાપના ખૂની કોબાદને છોડી મેલી તેને સામી મદદ કરી ઈરાનની ગાદી પાછી અપાવી. આ પાદશાહ ઘણો નબળાં મનનો હોવાથી એના વખતમાં એક "મઝદક" નામનો ઠગારો ઝાહેર આવ્યો. તેણે પોતાની એક નવીજ દીન સ્થાપી જે રૈયતને ભારી નુકસાનકારક લાગવાથી શાહઝાદા નોશીરવાને તેને તેમજ તેની દીન પાળનારા સઘળા તેના ચેલાઓને મારી નખાવ્યા, પાદશાહ કોબાદ જો કે બહાદુર હતો, પણ મનનો નબળો હતો. એણે રોમનો સાથ ઘણીક લડાઇઓ કરી તેમાં ફતેહ મેળવી હતી. આ પાદશાહનો રાજઅમલ ઘણો લામ્બો એટલે ઈ. સ. ૪૮૭થી ૫૩૧ સૂધી પાદશાહી ભોગવી પોતાના નોશીરવાન જેવા યાદગાર બેટાને મૂકી ૮૨ વર્ષની ઝઈફ ઉમરે મરણ પામ્યો.

હરાન્ગહુ કે દાના બુવદ્દ પુર્ શેતાબ્
ચુ દાનેશ મર્રા ચુ દર્ શૂરહુ આબ્
હમાન્ બેહ્ કે યાબદ્દ દેલે લશ્કરી
હમી દર્ નેકૂહેશ કુનદ્દ કેહ્તરી
તવાન્ગર્ કુજા સખ્ત્ બાશદ્દ બચીઝ
ફેરૂમાયહુ તર્ શુદ્દ ઝે દર્વીશ નીઝ
ચુ દર્વીશે નાદાન્ કુનદ્દ બર્તરી
બદીવાનગી માનદ્દ ઈન્ દાવરી
ચુ અયબે તને ખીશ દાનદ્દ કસી
ઝે અયબે કસાન્ બર્ નગૂયદ્દ બસી
સોતૂને ખેરદ્દ બોર્દ્દબારી બુવદ્દ
ચુ તીઝી કુની તન્ બખારી બુવદ્દ
ચુ ખુર્સન્દ ગશ્તી બદાદે ખોદાય
તવાન્ગર્ શુદી યક્ દેલો પાક્ રાય
કે આઝાદહુ દારી તનતરા ઝે રન્જ
તને મર્દે બીઆઝ બેહ્તર્ ઝે ગન્જ
મરાન્રા કે દાનેશ બુવદ્દ તૂશહુ બોર્દ
બમીરદ્દ તનશ નામ હર્ગેઝ નમોર્દ

હમહુ સર્બસર્ દસ્ત નીકી બરીદ્દ
જહાને જહાન્રા બબદ્દ મસ્પરીદ્દ
હમહુ મેહ્તરાન્ આફ્રીન્ ખાન્દન્દ
ઝબર્જદ્દ બતાજશ બર્ અફ્શાન્દન્દ
જવાન્ બૂદો સાલશ સેપન્જો યકી
ઝે શાહી વરા બહ્રહુ બૂદ્દ અન્દકી
હમી રાન્દ કારે જહાન્ સૂફ્રાય
કોબાદ્દ અન્દર્ અયવાન્ બુદી કદ્દખોદાય
હમહુ કાર્હા પહ્લવાન્ રાન્દી
કસીરા બરે શાહુ નન્શાન્દી
ન મૂબેદ્દ મર્રા ન ફર્માન્ ન રાય
જહાન્ પુર્ ઝે દસ્તૂરીએ સૂફ્રાય

જે વખતે કે એક દાનેશમંદ માણુસ આકળો બને છે-ત્યારે તેની અકલ ખારી ઝમીનમાંનાં પાણી જેવી થાય છે.

લશ્કર અને રૈયતનાં દિલને હરણ કરે અને ઠપકાના શબ્દોને ખમી જાય તે વધારે સારૂં.

જે તવંગર કે કોઇ ચીઝ બખ્શેશ કરવામાં સખ્તાઈ વાપરે-તે એક ભીખારી કરતાં પણ વધુ નીચ બનેલો હોય છે.

જો નાદાન ભીખારી મોટાઈ કરે-તો તે મોટાઇને ગાંડાપણું સમજવું.

જ્યારે કોઇ પોતાનાં દિલમાંની અયબ જાણે છે-ત્યારે તે બીજાઓની અયબ કાઢવા નીકળતો નથી.

દાનાઇનો સ્થંભ એજ સહનશીલતા છે-જ્યારે તું ગુસ્સો કરે છે ત્યારે તું પોતાનાં શરીરને ખુવારીમાં નાખે છે.

જો તુ ખોદાના ઇન્સાફ ઉપર રાઝી થયો-તો એમજ સમજ કે તું તવંગર, એકમતનો અને પાક વિચારનો બન્યો.

કારણકે ખોદા ઉપર સબૂરી રાખવાથી તું તારાં શરીરને રંજથી મોકળું રાખશે લોભ વગરના માણસનું શરીર એક ખઝાના કરતાં વધારે સારૂં હોય છે. ૩૮૭

જે કોઈ શખ્સની અંદર કે ડહાપણનો ભંડાર હોય છે-તેનું શરીર મરણ પામે છે પણ તેનું નામ કદી પણ નાબૂદ થતું નથી (યાને તે હમેશ યાદગાર રહી જાય છે).

તમો સઘળાઓ નેકી કરવા તરફજ હાથ લમ્બાવો-આ ફરતા ઝમાનાને બૂરાઈ ઉપર ના સોંપો.”

સઘળા સરદારોએ તેની ઉપર દુઆ કીધી-અને તેનાં તાજ ઉપર પોખરાજનો વધાવો કીધો.

તે પાદશાહ જવાન હતો અને તેની ઉમર સોલ વર્ષની હતી-અને પાદશાહી ચલાવવાની આવડ તેને થોડીજ હતી.

જેથી દેશનો કારોબાર સૂફરા ચલાવતો હતો-કોબાદ પોતે તો ફકત મેહલમાંજ સાહેબી કરતો હતો.

સઘળાં કામો પેહલવાન સૂફરા ચલાવતો હતો-અને કોઇને પાદશાહ આગળ જવા દેતો નહીં હતો.

પાદશાહનો કોઈ વઝીર નહીં હતો કે નહીં તેનો કાંઇ હોકમ કે નહી તેની સલાહ હતી-સઘળો દેશ સૂફરાનાજ હુકમ પ્રમાણે ચાલતો હતો.

---

## રફ્તને સૂફ્રાય બશીરાઝ્ વ બદ્-ગુમાન્ કર્દને ઈરાનેયાન્ કોબાદ્રા બર્ સૂફ્રાય વ કોશતને ઊ સૂફ્રાયરા.

—:o:—

ચુનાન્ બૂદ્દ તા બીસ્તો સે સાલહુ ગશ્ત
બજામ્ અન્દરૂન્ બાદહુ ચૂન્ લાલહુ ગશ્ત
બેયામદ્દ બરે તાજ્વર્ સૂફ્રાય
બદસ્તૂરીએ બાઝ ગશ્તન્ બજાય
સેપહ્બદ્દ ખુદો લશ્કરશ સાઝ કર્દ
બેઝદ્દ કૂસો આહન્ગે શીરાઝ કર્દ
હમી રફ્ત શાદાન સુએ શહ્રે ખીશ
કે હર કામ બર્દાશતહુ બહ્રે ખીશ

## સૂફરાનું શીરાઝ જવું અને ઈરાનીઓએ કોબાદને સૂફરા ઉપર બદગુમાન કરવો અને તેણે સૂફરાને મારી નાખવો.

—:o:—

તેવીસ વર્ષ સુધી આ રીતે કામ ચાલ્યું-પ્યાલાંમાં લાલાનાં ફૂલ જેવો લાલ રંગનો મય ભરેલો રહેતો હતો (એટલે ખુશીમાં વખત ગુઝારતો હતો).

હવે સૂફરા પોતાને વતન પાછો ફરવાની પરવાનગી લેવા માટે પાદશાહ આગળ આવ્યો.

તે સરદારે પોતે અને તેનાં લશ્કરે તૈયારી કીધી-નગારાં ઠોકયાં અને શીરાઝ જવાનો ઈરાદો કીધો. ૩૮૮

તે દરેક કામથી પોતાની મુરાદ મેળવીને ખુશહાલ પોતાનાં શેહર તરફ ચાલવા લાગ્યો.

હમહ પારૂસ ઊરા શુદહ ચૂન રહી
હમહ બૂદ બેઝ તાજે શાહનશાહી
બદાન બુદ કે મન શાહ બેન્શાન્દમ
બશાહી બરૂ આફ્રીન ખાન્દમ
ગરૂ અઝ મન કસી ઝેશ્ત ગૂયદ બદ્દુય
વરા સરૂદ ગૂયદ બેરાનદ ઝે ફ્ય
હમી બાઝ જોસ્તી ઝે હરૂ કેશ્વરી
ઝે હરૂ નામદારીઓ હરૂ મેહ્તરી
ચુ આગાહી આમદ બફરૂરેખ કોબાદ
ઝે શીરાઝો અઝ કારે બીદાદો દાદ
હમી ગોફ્ત હરૂ કસ કે બેઝ તાજ શાહ
નદારદ અઝ ઈરાન ઝે ગન્જો સેપાહ
ન ફર્માનશ બાશદ બચીઝી ન રાય
જહાની શુદહ બન્દએ સૂફ્રાય
હરાન કસ કે બુદ રાઝદારે કોબાદ
બરૂ ઈન સુખુનહા હમી કરૂદ યાદ
૩૮૫ કે અઝ શહરૂયારી બનામી પસન્દ
ચેરા કર્દી અય શહરૂયારે બલન્દ
ઝે ગન્જે તો આગન્દહ તરૂ ગન્જે ઊય
બેબાયદ ગુસેસ્ત અઝ જેહાન રન્જે ઊય
હમહ પારૂસ ચૂન બન્દએ ઊ શુદન્દ
બુઝોર્ગાન પરસ્તન્દએ ઊ શુદન્દ
ઝે ગોફ્તારૂ બદ શુદ દેલે કયકોબાદ
ઝે રન્જશ બદેલ બરૂ નકરૂદ ઈચ યાદ
હમી ગોફ્ત અગરૂ મન ફેરેસ્તમ સેપાહ
સરે ઊ બેગર્દદ શવદ કીનહ ખાહ
ચુનૂ દુશ્મની કર્દહ બાશદ બગન્જ
અઝૂ દીદહ બાયદ બસી દર્દો રન્જ
કુનદ હરૂ કસી યાદ કેર્દારે ઊય
નેહાની નદાનન્દ બાઝારે ઊય
દરૂ ઈરાન નદાનમ કસી રઝમખાહ
કે રાનદ સુએ જન્ગે ઊ બા સેપાહ
બદૂ ગોફ્ત ફર્ઝાનહ મન્દીશ અઝીન
કે ઊ શહરૂયારી શવદ બાફરીન
તોરા બન્દગાનન્દો સાલારૂ હસ્ત
કે સાયન્દ બરૂ ચર્ખે ગર્દન્દહ દસ્ત
૩૯૦ ચુ શાપૂરે રાઝી બેજુમ્બદ ઝે જાય
બેદરૂરદ દેલે બદકુનેશ સૂફ્રાય
શનીદ ઈન સખુન શાહો નીરૂ ગેરેફ્ત
હોનરૂહા બેશોસ્ત અઝ દેલ આહ ગેરેફ્ત
હમાનગહ જહાનદીદહરા કયકોબાદ
બેફરૂમૂદ તા બરૂ નેશીનદ ચુ બાદ
બનઝદીકે શાપૂરે રાઝી શવદ
બઆવાઝે નખ્ચીરૂ બાઝી શવદ
હમ અન્દરઝમાન બરૂ નેશાનદ વરા
ઝે રય સૂએ દરૂગાહ ખાનદ વરા
દો અસ્પહ ફેરેસ્તાદહ આમદ બરય
ચુ બાદે ખઝાની બફર્માને કય
ચુ દીદશ બેપુર્સીદ સાલારે બારૂ
વઝૂ બેસ્તદ આન નામએ શહરૂયારૂ

તમામ પારસ તેના નોકર માફક બનેલું હતું-તેની પાસે પાદશાહી તાજ સિવાય સઘળું હતું.

તે પોતે એમ વિચારતો હતો કે "મેં પાદશાહને બેસાડગો છે-અને પાદશાહ તરીકેની તેની ઉપર દોઆ કીધી છે,

તેથી હવે જો કોઇ મારે માટે તેની આગળ ભૂંડું બોલશે-તો પાદશાહ તેને ઠપકો દઇને હાંકી કાઢશે."

તે દરેક મુલકમાંથી હરેક નામદારો અને સરદારો પાસેથી ખંડણી ઉઘરાવતો હતો.

જ્યારે તેનાં ઇન્સાફી અને ગયર ઇન્સાફી કામોની ખબર શીરાઝ શેહરથી મુબારક કોબાદને મળી,

ત્યારે દરેક જણ બોલવા લાગ્યો કે "આપણો પાદશાહ એક તાજ સિવાય નથી ઈરાનનો ખઝાનો ધરાવતો કે નથી લશ્કર ધરાવતો.

કોઈ પણ ચીઝ ઉપર તેનો હુકમ ચાલતો નથી તેમજ કશી બાબતમાં તેની સલાહ લેવાતી નથી-સઘળો દેશ સૂફરાનોજ તાબેદાર બનેલો છે."

જે કોઇ કે કોબાદના વિશ્વાસુ દોસ્ત હતા-તેઓ આ વાત તેને કહેતા,

કે "ઓ મોટા દરજ્જાના પાદશાહ! આ આખી શેહનશાહતમાંથી તેં અમથી નામનીજ પાદશાહી શા માટે પસંદ કરી છે?

તારા ખઝાના કરતાં તેનો ખઝાનો વધુ ભરપુર છે-માટે હવે ઈરાન દેશમાંથી તેની પીડા ટાળવી જોઇયે.

સઘળું પાર્સના મુલકનું લોક તેનુંજ તાબેદાર બન્યું છે-અને ત્યાંના મોટાઓ તેનાજ પરસ્તાર બન્યા છે."

તે વાતથી પાદશાહ કોબાદનું દિલ બૂરૂં બન્યું-અને તેણે ખેંચેલી રંજ પોતાનાં દિલમાંથી કાઢી નાખી.

અને તે એ પ્રમાણે બોલવા લાગ્યો કે "અગરજો હું તેની સામે લશ્કર મોકલું છું-તો તેનું મગઝ ફરી જશે અને તે કીનેખાહ બનશે.

અને જ્યારે તે પોતાના ભારી ખઝાના સાથ આપણી સામે દુશ્મની ઝાહેર કરશે-ત્યારે તેનાથી આપણને ઘણી તકલીફ અને દુઃખ જોવું પડશે.

દરેક જણ તો તેનાં કીધેલા કામનાજ યાદ કરશે-પણ તેઓ તેનો છૂપો ભેદ જાણશે નહીં.

ઇરાનમાં હું કોઇને પણ એવો લડાયક જાણતો નથી-કે જે તેની તરફ લડાઈ માટે લશ્કર લઇને જાય."

એક દાનાએ પાદશાહને કહ્યું કે "તે એક સ્વીકારેલો પાદશાહ થશે એવો અંદેશો તું કદીબી ના કર.

તારૂં લશ્કર ઘણું છે અને સરદારો પણ છે કે જેઓ ફરતા આસમાન ઉપર હાથ નાખી શકે છે.

જ્યારે શાપૂરે રાઝી (યાને રય શેહરનો રહેનારો શાપૂર) મયદાનમાં નીકળે-ત્યારે બૂરા કરતુકના સૂફરાનું દિલ ચીરી નાખે."

પાદશાહે આ સખુન સાંભળ્યા અને તેને કૌવત આવ્યું-પોતાનાં દિલમાંના હુનરો કાઢી નાખી અયબ પકડી.

તેજ વખત શાહ કોબાદે એક અનુભવી શખ્સને-ફર્માવ્યું કે "ઝડપથી ઘોડે સવાર થાય.

અને શિકારે જવાને બહાને શાપૂર રાઝી આગળ જાય,

અને તુરત તેને ઘોડા ઉપર સવાર કરે-અને રય શેહરથી આ દરગાહ તરફ બોલાવી લાવે."

પાદશાહનાં ફર્માનથી પેલો કાસેદ પોતાની સાથ બે ઘોડા રાખી ચોમાસાના પવનની ઝડપે રય શેહરમાં આવી લાગ્યો.

જ્યારે તેને દરબારના વડાએ જોયો ત્યારે પૂછ્યું-અને તેની પાસેથી પાદશાહનું નામુ લીધું.

બેયામદ બશાપૂરે રાઝી સેપોરૂદ
સવારે સરફ્રાઝ્રરા પીશ બોરૂદ
ચુ બરૂ ખાન્દ આન્ નામએ કયકોબાદ
બેખન્દીદ શાપૂરે મેહુરકુ નેઝાદ
કે બરૂ સૂફરા દુશ્મન્ અન્દરૂ જેહાન્
નબૂદી જોઝ્ ઊ આશકારો નેહાન્
ચુ બેશનીદ ફર્માન્બરાન્રા બેખાન્દ
સુએ તયસફૂન્ તીઝ્ લશકરૂ બેરાન્દ
ચુ આવરૂદ લશકરૂ બનઝ્દીકે શાહુ
હમ અન્દરૂઝમાન્ બરૂ કુશાદન્દ રાહુ
ચુ દીદશ જહાન્દારૂ બેન્વાખ્તશ
બરે તખ્તે પીરૂઝહુ બેન્શાખ્તશ
બદુ ગોફ્રૂત અઝીન્ તાજ્ બી બહુરહુ અમ
બબીહૂદહુ અન્દરૂ જહાન્ શહુરહુ અમ
હમહુ સૂફરારાસ્ત બહુરૂ અઝ્ મેહી
હમી નામ્ બીનમ્ ઝે શાહન્શેહી
અઝીન્ દાદો બીદાદ દરૂ ગર્દનમ્
બફર્જામ્ રૂઝી બેપીચદ તનમ્
બઈરાન્ બેરાદરૂ બુદી કદખોદાય
બેહુ અસ્તી ઝે બીદાદ્ગરૂ સૂફરાય
બદુ ગોફ્રૂત શાપૂરૂ કે અય શહુરૂયારૂ
દેલતરા અઝીન્ ઠારૂ રન્જહુ મદારૂ
યકી નામહુ બાયદ નેવેશતન્ દુરોશ્ત
તોરા ફ્રૂરો નામો નેઝાદસ્તો પોશ્ત

બેગૂયશ કે અઝ્ તાજે શાહન્શેહી
મરા બહુરહુ રન્જસ્તો ગન્જે તેહી
તોઇ બાઝ્ ખાહો મનમ્ બા ગુનાહુ
નખાહમ્ કે ખાની મરા નીઝ્ શાહુ
ફેરેસ્તાદમ્ ઈનકુ યકી પહુલવાન્
ઝે કેર્દારે તૂ ચન્દ બાશમ્ નવાન્
ચુ નામહુ બરીન્ગૂનહુ બાશદ બરૂય
ચુ મન્ બાશમો લશકરે જન્ગ્જૂય
નમાનમ્ કે બરૂહમ્ ઝનદ નીઝ્ ચશ્મ્
નગૂયમ્ સખુન્ પીશે ઊ જોઝ્ બ ખશ્મ્
નવીસન્દએ નામહુરા ખાન્દન્દ
બનઝ્દીકે શાપૂરૂ બેન્શાન્દન્દ
બેગોફ્રૂત આન્ સુખુનહા કે બા શાહુ ગોફ્રૂત
નેવેશ્તો બેપીચીદ અન્દરૂ નેહોફ્રૂત
ચુ બ નામહુ બરૂ મોહુરૂ બેન્હાદ શાહુ
બેયાવરૂદ શાપૂરૂ લશકરૂ બરાહુ
ગુઝીન્ કરૂદ પસ હરૂકે બુદ નામદારૂ
પરાગન્દહુ અઝ્ લશકરે શહુરૂયારૂ
ખુદો નામદારાને પર્ખાશજૂય
સુએ શહુરે શીરાઝ્ બેન્હાદ રૂય
ચુ આગાહુ શુદ ઝાન્ સખુન્ સૂફરાય
હમાન્ગહુ બેયાવરૂદ લશકરૂ ઝે જાય
પઝીરહુ શુદશ બા સેપાહી ગરાન્
ગુઝીદહુ સવારાને જઉશનવરાન્

અને શાપૂર રાઝી આગળ આવી તે સ્વાધીન કર્યું-તેમજ પેલા સરફરાઝ સવારને પણ તેની નઝદીક લઇ ગયો.

શાપૂર જે મેહરકની બુન્યાદનો હતો તેણે જ્યારે પાદશાહ કોબાદનું નામુ વાચ્યું ત્યારે તે હસ્યો.

કારણકે આખા દેશમાં શાપૂર સિવાય સૂફરાનો કોઇ ઝાહેર કે છૂપો દુશ્મન હુતોજ નહીં.

૩૯૧ તેણે જ્યારે તે નામુ સાંભળ્યું ત્યારે પોતાના નોકરોને બોલાવ્યા-અને તયસફૂન તરફ શેતાબ લશ્કર ચલાવ્યું.

જ્યારે તે પોતાનુ લશ્કર પાદશાહની નઝદીક લાવ્યો-ત્યારે તેજ વખતે તેઓએ તેને રસ્તો આપ્યો.

જ્યારે પાદશાહે તેને જોયો ત્યારે તેને નવાઝયો-અને તેને પીરોઝાનાં તખ્ત ઉપર બેસાડયો.

પાદશાહે તેને કહ્યું કે "આ રાજકારોબારમાં મારો કશો પણ હિસ્સો નથી-હું તો આ દેશના ફોકટનોજ વખણાયલો છું.

મોટાઇનો સઘળો ભાગ સૂફરાજ ભોગવે છે-આ શેહનશાહતમાંથી હું તો ફટક મારૂં નામજ જોઉં છું.

લોકોની ફર્યાદ અને તેઓ ઉપરના ઝુલ્મ મારી ગર્દન ઉપર રહેવાથી-શેવટે કોઇ દહાડે મને દુઃખ જોવું પડશે.

ઇરાન દેશ ઉપર જો મારો ભાઈ બલાશ સાહેબ બન્યો હતે-તો તે આ ઝુલ્મગાર સૂફરા કરતાં ભલો હતે."

શાપૂરે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-આ કામથી તારાં દિલને દુઃખી ના બનાવ

તને ખોદાતાલાએ ખોરેહ અને કીર્ત્તિ બખ્શી છે તેમજ તું બુન્યાદી છે અને તારા મદદગારો પણ છે-તો તારે તેની ઉપર સખ્ત ભાષામાં એક નામુ લખવું જોઇયે.

તું તેને લખ કે 'પાદશાહી તાજ માથે મૂકયાથી-તો મારે હિસ્સે દુઃખ આવ્યું છે અને ખાલી ખઝાનોજ આવ્યો છે.

૩૯૨ તું ખંડણી લીયે છે અને હું ગુનેહગાર બનુ છું-હું નહીં ધારતો કે તું મને પાદશાહ તરીકે પણ ગણતો હોય

માટે હવડાં આ એક પેહલવાનને મેં મોકલી આપ્યો છે-તારાં કામથી હું કયાં સુધી દુઃખી બન્યા કરૂં ?'

જ્યારે એવું નામુ તેની ઉપર લખાશે-અને હું જેવો પેહલવાન અને મારૂં લડાયક લશ્કર ત્યાં હોઇશું,

તો પછી હું તેને આંખનો પલકારો મારે એટલો વખત પણ જીવતો રાખીશ નહીં-અને તેની સાથ ગુસ્સા સિવાય બીજી વાતજ નહીં કરીશ."

પછી નામુ લખનાર મુન્શીને બોલાવ્યો-અને તેને શાપૂરની નઝદીક બેસાડયો.

તેણે જે સખુનો કે પાદશાહ આગળ કહ્યા હતા તે સઘળા મુન્શીને કહ્યા-તેણે તે લખ્યા અને કાગઝ બંદ કીધું.

જ્યારે નામા ઉપર પાદશાહે પોતાની મોહર કીધી-ત્યારે શાપૂરે લશ્કરને બાહેર કાઢયું.

તેણે પાદશાહનાં લશ્કરમાંથી જે કોઈ નામદારો કે વીખરાઇ ગયલા હતા તેઓને ભેગા કીધા.

અને પોતે તેમજ લડાયક નામદારો-શીરાઝ શેહર તરફ ચાલ્યા.

જ્યારે સૂફરા તે વાતથી વાકેફ થયો-ત્યારે તેજ વખત તેણે પોતાનું લશ્કર આગળ ચલાવ્યું.

૩૯૩ તેણે બખ્તરવાળા સવારો ચુંટી કાઢયા અને ભારી લશ્કર સાથે તેને એસ્તેકબાલ ગયો.

રસીદન્દ પસ યકૂ બદીગર ફરાઝ
ફેરૂદ આમદન્દ આન્ દો ગર્દનફરાઝ
શુ બેન્શસ્ત શાપૂર બા સૂફરાય
ફેરાવાન્ બદન્દ અઝ બદો નીકુ રાય
બદૂ દાદ પસ નામએ શહરયાર
સખુન રફ્ત હરગૂનહ હુરવારો ખાર
શુ બર ખાન્દ આન્ નામહરા પહલવાન્
બેપેઝ્મોર્દી શુદ કુન્દો તીરહ રવાન્
શુ આન્ નામહ બર ખાન્દ શાપૂર ગોફ્ત
કે અકૂનૂન્ સખુનરા નબાયદ નેહોફ્ત
તોરા બન્દ ફરમૂદ શાહે જેહાન્
ફેરાવાન્ બેનાલીદ પીશે મેહાન્
બદાન્ સાન્ કે બર ખાન્દી નામહરા
તો દાની શહન્શાહ ખુદ કામહરા
સુનીત દાદ પાસોખ બદૂ પહલવાન્
કે દાનદ મરા શહરયારે જહાન્
કે આન્ રન્જો સખ્તી કે બોર્દમ ઝે શાહ
કે રફ્તમ ઝે ઝાબુલસેતાન્ બા સેપાહ
૩૯૪ બમર્દી રહાનીદમ ઊરા ઝે બન્દ
નમાન્દમ કે આયદ બરૂયશ ગઝન્દ
મરા દસ્તહા બૂદ નઝદીકે શાહ
હમાન્ નઝદે ગોર્દાને ઈરાન્ સેપાહ
ગર અયદૂન કે બન્દસ્ત પાદાશે મન્
તોરા રન્જહ કર્દન બપખાશે મન્
નખાહમ ઝમાન્ અઝ તો પાયમ બબન્દ
કે બાશદ મરા બન્દે તૂ સૂદમન્દ
ઝે યઝદાનો અઝ લશ્કરશ નીસ્ત શરૂમ
કે મન્ ચન્દ પાલૂદહ અમ ખૂને ગરૂમ
બદાનગહ કુજા શાહ દર બન્દ બૂદ
બયઝદાન્ મરા સખ્ત સઉગન્દ બૂદ
કે દસ્તમ ન બીન્દ બજોઝ દસ્તે તીઘ
બજન્ગ આફૂતાબ અન્દર આરમ બમીઘ
મગર સર દેહમ યા સરે ખુશનવાઝ
બમર્દી ઝે તખ્ત અન્દર આરમ બકાઝ
કુનૂન બન્દ ફરમૂદ બન્દમ રવાસ્ત
સુખુનહાએ નાસૂદમન્દમ ચેરાસ્ત
ઝે ફર્માને ઊ હીચગૂનહ મગરદ
શુ પીશયહ દાન્ બન્દ બર પાએ મરદ
૩૯૫ શુ બેદનીદ શાપૂર પાયશ બેબસ્ત
બેઝદ નાએ રૂઇનો ખુદ બર નેશસ્ત
બેયાવર્દશ અઝ પારૂસ પીશે કોબાદ
કોબાદ અઝ ગુઝશતહ નકરૂદ ઈચ યાદ
બેફરમૂદ ફૂરા બઝેન્દાન્ બરન્દ
બનઝદીકે નાહુશમન્દાન્ બરન્દ
બશીરાઝ ફરમૂદ તા હરચે બૂદ
ઝે મર્દાનો અઝ ગન્જો કેશ્તો દોરૂદ
બેયારન્દ યકસર સુએ તયસફૂન
સુપારદ બગન્જૂરે ઊ રહનમૂન
શુ યક હફતહ બુગ્ઝશત હરગૂનહ રાય
હમી રાન્દ બા મૂબેદ અઝ સૂફરાય

પછી જ્યારે બન્ને એક બીજાની નઝદીક આવી પહોંચ્યા–ત્યારે તે બન્ને ગર્દનફરાઝ પેહલવાનો પોત પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યા.

જ્યારે શાપૂર સૂફરાની સાથે બેઠો–ત્યારે સારી માઠી ઘણીક વાત ચલાવી.

પછી તેણે પાદશાહનું નામુ સૂફરાને આપ્યું–અને તે વાત દરેક રીતે બૂરા અને હલકા દરજ્જાએ પુગી.

જ્યારે પેહલવાને તે નામુ વાંચ્યું–ત્યારે તેનો ચેહરો કરમાઇ ગયો તે સુસ્ત અને સીઆહ જીવનો બન્યો.

જ્યારે સૂફરાએ તે નામુ વાંચ્યું ત્યારે શાપૂર બોલ્યો–કે "હવે મને આ વાત છૂપાવવી જોઇયે નહીં.

કે દેશના પાદશાહ કોબાદે તને કયદ કરવા ફર્માવ્યું છે-તેણે પોતાના સરદારો સામે તારી ઘણીજ ફર્યાદ કીધી છે.

જેવી રીતે કે તેં આ નામામાં પણ વાંચ્યું તું આપ એખ્તયાર શેહન્શાહ કોબાદને પિછાનતો હશે"

તે પેહલવાને તેને જવાબ દીધો-કે "દેશનો પાદશાહ મને પિછાને છે,

કે મેં પાદશાહને માટે કેવી રંજ અને સખ્તી ખેંચી-હું ઝાબુલથી લશ્કર લઇ ત્યાં ગયો.

અને મેં મારી મર્દાનગીથી તેને બંદમાંથી છોડવ્યો મેં તેને કશી પણ ઇજા પહોંચવા દીધી નહીં.

મને પાદશાહની નઝદીક તેમજ ઈરાની લશ્કરના પેહલવાનોની આગળ ઘણો મરતબો હતો.

હવે જો કે એ સઘળાંનો બદલો બેડીજ છે-અને તને મારી સાથે લડવાની તકલીફ આપવી છે,

તો હું તારી પાસથી પણ ઢીલ માંગતો નથી તું મારા પગ બાંધ–કારણકે તારી બેડીજ મને ફાયદાકારક થશે.

પાદશાહને ખોદાતાલાની તેમજ તેનાં લશ્કરની કાંઈ પણ શર્મ નથી–કે મેં તેને માટે મારૂં કેટલુંક જીવતુ લોહી રેડયું છે.

જે વખતે કે પાદશાહ કયદમાં હતો-તે વખતે મેં યઝદાનના સખ્ત સઉગંદ લીધા હતા.

કે 'મારો હાથ તલવારની મૂઠ સિવાય બીજાું કાંઇજ જોશે નહીં–હું લડાઇમાં આફતાબને પણ વાદળ તળે છૂપાવી દઇશ.

યા તો હું પોતાનું સર આપીશ યા તો બહાદુરીથી ખુશનવાઝનું સર તેનાં તખ્ત ઉપરથી મારા કબ્જામાં લાવીશ.'

હવે જ્યારે તેણે મને કયદ કરવાનોજ હોકમ કીધો છે તો મને બેડીજ લાયક છે મારે વગર ફોકટની વાતો શા માટે કરવી જોઇયે?

તું પાદશાહના હોકમથી કોઇ પણ રીતે ના ફર–અને બહાદુર મર્દના પગ ઉપરની બેડીને તું એક સણગાર માફક ગણ"

જ્યારે શાપૂરે એવું સાંભળ્યું ત્યારે તેના પગ બાંધ્યા–અને પછી પિત્તળની કરનાય વજાડીને પોતે સવાર થયો.

તેને પાર્સથી કોબાદની નઝદીક લઇ આવ્યો-કોબાદે તેની આગળી સેવાને જરા પણ યાદ કીધી નહીં.

તેણે હોકમ કીધો કે "એને બંદીખાનામાં ગાંડા માણસોની નઝદીક લઈ જાય."

અને શીરાઝમાં તેના માણસો, ખઝાનો અને ખેતીવાડીને લગતો સામાન કે જે કાંઇ હતો, તેને માટે ફર્માવ્યું,

કે "તે સઘળું તયસફૂન લઇ આવી-પોતાના રેહનુમા ખઝાન્ચીને સોંપી આપે."

એ વાતને જ્યારે એક અઠવાડિયું થઇ ગયું-ત્યારે કોબાદ પોતાના વડા વઝીર સાથ સૂફરાની બાબતમાં વિચાર કરવા બેઠો.

શુનીન્ ગોફ્તૂ પસ્ શાહુરા રહુનમૂન
કે યારન્દ બા ઊ હમહુ તયસફૂન્
હમાન્ લશ્કરો ઝીરૂદસ્તાને મા
ઝે દેહકાનો અઝ દરૂપરસ્તાને મા
ગર્ ઊ અન્દર્ ઈરાન્ બેમાનદ દુરોસ્ત
ઝે શાહી બેબાયદ તોરા દસ્ત શોસ્ત
બદઅન્દીશે શાહે જહાન્ કશ્તહુ બેહ
સરે બખ્તે બદખાહુ બરગશ્તહુ બેહ
ચુ બેશ્નીદ મેહુતર્ ઝે મૂબેદ સોખન્
બનવ્ તાખ્ત બીઝાર્ ગશ્ત અઝ કોહન્
બેફરમૂદ પસ તાશ બીજાન્ કુનન્દ
બર્ બર્ દેલે દૂદહુ પીચાન્ કુનન્દ

પછી તે સલાહકારે પાદશાહને એમ કહ્યું-કે "આખું તયસફૂન તેની તરફ મોહબત ધરાવે છે.

તેમજ આપણું લશ્કર આપણી રૈયત-ખેડુતો અને દરબારીઓ પણ તેનીજ તરફેનમાં છે.

અગરજો તે ઇરાનમાં સહી સલામત રહેશે-તો તને આ પાદશાહીથી હાથ ધોવા પડશે.

દેશના પાદશાહનો દુશ્મન તો મૂવેલોજ ભલો-બદખાહ શખ્સનું બખ્ત બરગશ્તે થયલુંજ ભલું."

જ્યારે પાદશાહે વઝીરને મોઢેથી એવી વાત સાંભળી-ત્યારે તે આગળી વાતથી કંટાળી જઇ નવી વાત ઉપર દોડયો. ૩૯૬

તેણે ફર્માવ્યું કે "સૂફરાને બેજાન કરે-અને તેની ઉપર તેનાં કુટુંબનું દિલ દુઃખી બનાવે"

## બન્દ્ કર્દને ઈરાનેયાન્ કોબાદ્રા વ સેપોર્દનશ્ બદસ્તે ઝર્મેહ્ર્ પેસરે સૂફ્રાય વ બર્ તખ્ત્ નેશાનીદને જામાસ્પ્ બેરાદરે કોબાદ્રા.

## ઈરાનીઓએ કોબાદને કયદ કરવો અને તેને સૂફરાના બેટા ઝરમેહરના હાથમાં સોંપવો અને કોબાદના ભાઈ જામાસ્પને તખ્ત ઉપર બેસાડવો.

ચુ આગાહી આમદ બઈરાનેયાન્
કે આન્ પીલતન્રા સર્આમદ ઝમાન્
ખોરૂશી બર્ આમદ ઝે ઈરાન્ બદરૂદ
ઝનો મર્દો કૂદક્ હમહુ મૂયહુ કરૂદ
બનફ્રીન્ ઝબાન્હાએ ઈરાનેયાન્
બેયાગ્રૂદો બર્ખાસ્ત રાઝ અઝ મેયાન્
બર્ આશોફ્તૂ ઈરાનો બર્ખાસ્ત ગરૂદ
હમી હર્ કસી કરૂદ સાઝે નબરૂદ
હમી ગોફ્તૂ હર્ કસ કે તખ્તે કોબાદ
અગર્ સૂફરા શુદ બઈરાન્ મબાદ
સેપાહીઓ શહૂરી હમહુ શુદ યકી
નબોર્દન્દ નામે: કોબાદ અન્દકી
બેરફ્તન્દ યકસર્ બઅયવાને શાહુ
ઝે બદગૂય પુર્ દર્દો ફર્યાદ ખાહુ
કસી કૂ બરે શાહુ બદગૂય બૂદ
બર્ અન્દીશએ બદ બલાજૂય બૂદ
ગેરેફ્તન્દો બોર્દન્દ અઝ અયવાન્ કશાન્
ઝે જામાસ્પ્ જોસ્તન્દ ચન્દી નશાન્
કે કેહુતર્ બેરાદર્ બુદ ઊ સર્ફરાઝ
કોબાદશ હમી પર્વરીદી બનાઝ
વરા બર્ ગુઝીદન્દો બેન્શાન્દન્દ
બશાહી બર્ આફરીન ખાન્દન્દ
બઆહન્ બેબસ્તન્દ પાએ કોબાદ
ઝે ફરૂરો નેઝાદશ નકર્દન્દ યાદ
યકી પૂર્ બુદ સૂફરારા ગુઝીન્
ખેરદમન્દો પાકીઝહો બાફરીન્

જ્યારે ઈરાનીઓને ખબર પડી-કે "તે પીલતન સૂફરાનો ઝમાનો આખેર થયો છે."

ત્યારે ઇરાનમાંથી દુઃખનો પોકાર ઉઠયો-સ્ત્રીઓ, મર્દો અને બાળકો સઘળાં રડવા લાગ્યાં.

ઇરાનીઓની ઝબાન કોબાદ ઉપર લઅનત વરસાવવા લાગી અને તેનું કાવતરૂં સઘળું ખુલ્લું પડી ગયું.

સઘળું ઈરાન છેડાઇ પડયું અને બળવો ઉઠાવ્યો-દરેક જણે લડાઇની તૈયારી કરવા માંડી.

દરેક જણ બોલવા લાગ્યો કે "જો સૂફરા માર્યો ગયો તો હવે કોબાદનું તખ્ત ઈરાનમાં હોતુંજ ના!"

લશ્કરીઓ અને શેહરીઓ સઘળા એકમત થઇ ગયા-તેઓએ કોબાદનું જરા નામ વટિક લીધું નહીં.

સઘળાઓ પાદશાહના મેહલમાં ઘુસી ગયા-તેના ભૂંડા સલાહકારોથી તેઓ દુઃખી હતા અને દાદ માંગતા હતા.

જે કોઈ કે પાદશાહની દરબારમાં બદગૂઇ કરનારા હતા-અને પોતાના બૂરા વિચારોથી ફેસાદ મચાવનારા હતા,

તેઓને પકડયા અને મેહલમાંથી ખેંચી બાહેર લઈ ગયા-તેઓએ જામાસ્પને ખંતથી શોધી કાઢયો, ૩૯૭

કે જે સરફરાઝ તેનો નાનો ભાઈ હતો-અને કોબાદ જેને લાડથી પાળતો હતો.

તેઓએ તેને પસંદ કીધો અને તખ્ત ઉપર બેસાડયો-અને તેની ઉપર પાદશાહ તરીકેની દુઆ કીધી.

તેઓએ કોબાદના પગ લોઢાંની બેડીથી સીકડયા-અને તેના દબદબા કે બુન્યાદનો કાંઇ પણ વિચાર કીધો નહીં.

સૂફરાનો એક વહાલો બેટો હતો-જે અકલમંદ, પવિત્ર અને કીર્ત્તિવંતો હતો.

જવાની બીઆઝારો ઝરૂમેહુરૂ નામ
કે અઝ નામે ઊ બુદ પેદરૂ શાદકામ
સેપોર્દન્દ બસ્તહુ બદ શાહુરા
બદાનગૂનહુ બદ શાહુ બદખાહુરા
કે આન મેહુરૂબાન કીનએ સૂફરાય
બેખાહદ બદરૂદ અઝ જહાન કદખોદાય
બેયાઝારૂ ઝરૂમેહુરે યઝદાન પરસ્ત
નસૂદી બબદ બા જહાનદારૂ દસ્ત
પરસ્તેશ હમી કરૂદ પીશે કોબાદ
વઝાન બદ નકરૂદ ઈચ બા શાહુ યાદ
૩૯૮ જહાનદારૂ અઝુ માન્દ અન્દરૂ શેગેફૂત
બઝરૂમેહુરૂ બરૂ આફરીન બરૂ ગેરેફૂત
હમી કરૂદ પૂઝેશ કે બદખાહે મન
પુરૂ આશૂબ કરૂદ અખ્તરો માહે મન
ગરૂ અયદૂન કે યાબમ રહાઈ ઝે બન્દ
તોરા બાશમ અઝ હરૂ બદી સૂદમન્દ
ઝે દેલ પાકુ બરૂદારમ અઝારે તૂ
કુનમ ચશમ રઉશાન બદીદારે તૂ
બદૂ ગોફૂત ઝરૂમેહુરૂ કય શાહુરૂયારૂ
રવાનરા બદીન કારૂ રન્જહુ મદારૂ
પેદરૂ ગરૂ નકરૂદ આનચે બાયેસ્ત કરૂદ
ઝે મર્ગશ પેસરૂ ગુર્મો તીમારૂ ખરદ
તોરા મન બસાને યકી બન્દહુ અમ
બપીશે તો અન્દરૂ પરસ્તન્દહુ અમ
ચુ ગૂઈ બસઉગન્દ પયમાન કનમ
કે હરૂગેઝ વફાએ તોરા નેશકનમ
ચુ ઝરૂમેહુરૂ ગોફૂત ઇનો ખુસ્રૂ શનીદ
દેલે શાહુ અઝ ખુરૂરમી બરૂદમીદ
અઝુ અયમની યાફૂત જાને કોબાદ
ઝે ગોફૂતારે આન પુરૂ ખેરદ ગશ્ત શાદ
૩૯૯ અઝાન પસ બરૂ રાઝ બુકુશાદો ગોફૂત
કે અન્દીશહુ અઝ તૂ નખાહમ નેહોફૂત
કુશાદહુસ્ત બરૂ પન્જ તન રાઝે મન
જોઝ ઈન નશનવદ યકુ તન આવાઝે મન
બેખાનીમ શાનો કુશાઈમ રાઝ
અગરૂ માન બદાન મરૂદુમ આયદ નેયાઝ
અગરૂ બન્દ બરૂદારી અઝ પાએ મન
શુનાન દાન કે બરૂખુર્દી અઝ રાએ મન

તે એક નિર્દોષ જવાન્યો હતો જેનું નામ "ઝરમેહર*" હતું-તેનાં નામથીજ તેનો બાપ ખુશહાલ રહેતો હતો.

તે ઝરમેહરને તેઓએ કયદ કીધેલા કોબાદને જેવી રીતે કોઇ બૂરી ચાલના દુશ્મનને સોંપે તેમ સોંપી આપ્યો.

એવી મતલબથી કે તે મેહરબાન બેટો દુઃખી થઇને સૂફરાનો કીનો તે પાદશાહ પાસેથી લેશે.

પણ તે નિર્દોષ ખોદાના પૂજારી ઝરમેહરે-પાદશાહ ઉપર બદીનો હાથ ચલાવ્યોજ નહીં.

અને સામી તે કોબાદની સેવા કરવા લાગ્યો-તેનાં ભૂંડા કરતુક માટે તે એક બોલ પણ બોલ્યો નહીં.

પાદશાહ કોબાદ એ જોઇ અજબ થયો-અને ઝરમેહર ઉપર આફ્રીન કીધી.

તે ઓઝરખાહી કરવા લાગ્યો કે "મારા દુશ્મને-મારા ઝળકતા સેતારાને અને મારા માહતાબને પીડા ભરેલા કીધા.

અગરજો હું આ કયદમાંથી છુટકારો પામીશ તો તારી ઉપરની કોઇ પણ આફતથી તને મદદગાર થઈશ.

તારા દિલનું સઘળું દુઃખ દૂર કરીશ-અને તને જોઈ મારી આંખો રોશન કરીશ."

ઝરમેહરે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-આ કામમાં તારા જીવને દુઃખી ના કર.

જો મારા બાપે જે કાંઇ કરવું ઘટતું હતું તે જો નહીં કીધું હોય-તે તેનાં મોત પછી તેના છોકરાએ કીધુ છે અને દિલસોઝી દેખાડી છે.

હું પોતે તો તારો ગોલામ છું-તારી આગળ ખિદમતગાર તરીકે ઉભો છું.

જો તું હોકમ કરે તો હું સઉગંદ લઉં-કે હું કદીબી તારી તરફની વફાદારી તોડીશ નહીં."

જ્યારે ઝરમેહર આ પ્રમાણે બોલ્યો અને પાદશાહે તે સાંભળ્યું-ત્યારે પાદશાહનું દિલ ખુશહાલીથી ખીલ્યું.

તેનાથી કોબાદનો જીવ નચિન્ત થયો-અને તે ડહાપણ ભરેલા શખ્સની વાતથી ખુશી થયો.

પછી પોતે તેની આગળ ભેદ ખોલી બોલ્યો-કે "તારેથી હું મારો વિચાર છુપાવવા માગતો નથી.

મારો ભેદ પાંચ જણની આગળ ખુલ્લો છે-એ સિવાય કોઇ બીજાએ મારી વાત સાંભળી નથી.

અગરજો આપણને તે માણસોની ઝરૂર લાગશે-તો આપણે તેઓને તેડીને ભેદ ખુલ્લો કરીશું.

જો તું મારા પગમાંની બેડી કાઢી નાખશે-તો તું એમજ જાણ કે તેં મારા વિચારથી ફાયદોજ મેળવ્યો."

---

* આ ઝરમેહરને મોહલમાં તેમજ બીજી એકાદ નકલમાં "રઝમેહર" લખ્યો છે.

## ગુરીખ્તને કોબાદ્ બહમૂરાહીએ ઝરૂમેહૂર્ અઝ્ બન્દ્ વ બઝની ગેરેફ્તને દુશ્મને દેહ્કાન્ વ પનાહ્ ગેરેફ્તન્ બહયતાલેયાન્.

ચુ બેશ્નીદ ઝરૂમેહૂરે પાકીઝહ્ રાય
સબુક્ બન્દ્રરા બરૂ ગેરેફ્તશ ઝે પાય
શબે તીરહ્ અઝ્ શહ્રૂ બીરૂન્ શુદન્દ
ઝે દીદારે દુશ્મન્ બહામૂન્ શુદન્દ
ફેરેસ્તાદો આન્ પન્જ તન્રા બેખાન્દ
હમહ્ રાઝ્હા પીશે ઈશાન્ બેરાન્દ
સુએ શહ્રે હયતાલ્ કર્દન્દ રૂય
અઝ્ અન્દીશગાન્ ખસ્તહો રાહ્જૂય
બરીન્ગૂનહ્ સરૂગશ્તહ્ આન્ હફ્ત મર્દ
બઅહ્વાજ્ રફ્તન્દ તાઝાન્ ચુ ગર્દ
રસીદન્દ પૂયાન બપુરૂમાયહ્ દેહ્
બદેહ્ દર્ યકી નામબર્દાર્ મેહ્
બદાન્ ખાને દેહ્કાન્ ફેરૂદ આમદન્દ
બેબૂદન્દો યક્ બારહ્ દમ બર્ ઝદન્દ
યકી દુખ્તરી દાશ્ત દેહ્કાન્ ચુ માહ્
ઝે મુશ્કે સેયહ્ બરૂ સરશ બરૂ કોલાહ્
જહાન્જૂય ચૂન્ રૂએ દુખ્તર્ બદીદ
ઝે મઘ્ઝે જવાન્ શુદ ખેરદ નાપદીદ
હમાન્ગહ્ બેયામદ બઝરૂમેહ્રૂ ગોફ્ત
કે બા તૂ સખુન્ દારમ અન્દર્ નેહોફ્ત
બેરવ્ ઝૂદ અઝ્ મન્ બદેહ્કાન્ બેગૂય
મગર્ જોફ્તે મન્ ગર્દદ ઈન્ માહ્રૂય
બેશુદ તીઝ રાઝરા બદેહ્કાન્ બેગોફ્ત
કે ગર્ દુખ્તરે ખૂબ્રા નીસ્ત જોફ્ત
યકી પાક્ અમ્બાઝશ આરમ બજાય
કે ગર્દી બઅહ્વાઝ્ બરૂ કદ્ખોદાય
ગેરાન્માયહ્ દેહ્કાન્ બઝરૂમેહ્રૂ ગોફ્ત
કે ઈન્ દુખ્તરે ખૂબ્રા નીસ્ત જોફ્ત
અગર્ હસ્ત શાયેસ્તહ્ ફર્માન્ તોરાસ્ત
બરીન્રા બદાન્ દેહ્ કે ઊરા હવાસ્ત
બેયામદ ખેરદમન્દ નઝ્દે કોબાદ
કે ઈન્ માહ્ બરૂ શાહ્ ફરૂખોન્દહ્ બાદ
પસન્દીદીઓ નાગહાન્ દીદી અશ
બદાન્સાન્ કે દીદી પસન્દીદી અશ
કોબાદ આન્ પરીરૂયરા પીશ ખાન્દ
બઝાનૂએ કુન્દાવરશ બરૂ નેશાન્દ
અબા ઊ યક્ અન્ગુશ્તરી બૂદો બસ
કે અર્ઝે નેગીનશ નદાનેસ્ત કસ
બદૂ દાદો ગોફ્ત ઈન્ નેગીન્રા બેદારૂ
બુવદ રૂઝ કીન્રા શવમ ખાસ્તાર્

## કોબાદનું ઝરમેહરની મદદથી બંદમાંથી નાસી જવું અને એક દેહકાનની છોકરી સાથે પરણવું અને તેણે હયતાલીઓની પનાહ પકડવી.

જ્યારે પાકીઝેહ વિચારના ઝરમેહરે એવું સાંભળ્યું-ત્યારે તુરત તેના પગમાંથી બેડી ખોલી નાખી.

તેઓ અંધારી રાતે શેહરમાંથી બાહેર પડયા-અને દુશ્મનની નઝરથી છૂપા મયદાન તરફ ગયા.

કોઇને મોકલી પેલા પાંચે જણને બોલાવ્યા-અને સઘળો ભેદ તેઓની નઝદીક ખુલ્લો કીધો.

પછી હયતાલના ઇલ્લાકા તરફ રવાના થયા-ચિન્તાથી તેઓ ગભરાતા ગભરાતા રસ્તો કાપતા હતા.

એ પ્રમાણે પેલા પરેશાન થયલા સાત જણાઓ-ધૂળાશંની માફક શિતાબ દોડતા અહવાઝ શેહરમાં ગયા.

જ્યાં તેઓ દોડતા એક આબાદી ભરેલાં ગામડાંમાં પહોંચ્યા-તે ગામડાંનો પટેલ એક નામીચો શખ્સ હતો.

તેઓ તે દેહકાનનાં ઘરમાં ઉતર્યા-જરા થોભ્યા અને થોડીવાર દમ ખાધો. ૪૦૦

હવે તે દેહકાનની માહતાબ મિસાલની એક બેટી હતી-જેણીનાં સર ઉપર કાળી કસ્તુરીની કોલાહ હતી.

પાદશાહે જ્યારે તે છોકરીનો ચેહરો જોયો-ત્યારે તેના જવાન મગઝમાંથી અકલ ગુમ થઇ ગઈ.

તેજ વખતે તેણે ઝરમેહર આગળ આવી કહ્યું-કે "તને કાંઈ છૂપી વાત કહેવી છે.

તું શેતાબ જા અને મારી તરફથી દેહકાનને પૂછ-કે જેથી કદાચને આ માહતાબને મોંની છોકરી મારી મોહરદાર બને."

તે તુરત ગયો અને પેલા દેહકાનને તેનો ભેદ કહ્યો-કે "અગર તારી ખૂબસૂરત બેટીનો કોઈ ખાવંદ નહીં બન્યો હોય,

તો હું તેણીનો એક એવો નેક ધણી લાવી આપું-કે જેથી તું આખાં અહવાઝનો ધણી બને"

સુખવાસી દેહકાને ઝરમેહરને કહ્યું કે "આ ખૂબસૂરત બેટી હજુ કાંઈ પરણેલી નથી

જો તે કોઈ લાયકજ છે તો જેમ તારી મરજી-આ છોકરીને તું તેને આપ કે જે શખ્સને તેણી લાયક હોય."

તે અકલમંદ શખ્સ કોબાદની નઝદીક આવ્યો-અને બોલ્યો કે "આ માહતાબ તું પાદશાહને મુબારક હોજો!

તેં તેણીને અચાનક જોઇ અને પસંદ કીધી-જેવી જોઇ તેવીજ પસંદ કીધી." ૪૦૧

કોબાદે પેલી પરીપયકરને પોતાની પાસે બોલાવી-અને પોતાના પાદશાહી ખોળા ઉપર બેસાડી.

તેની પાસે માત્ર એક વીટીજ હતી-કે જે નેગીનાની કીમત કોઇ કરી જાણતુંજ નહીં હતું.

તે તેણીને આપી અને કહ્યું કે "આ વીટીને તું સંભાળી રાખજે-એવો દહાડો આવશે કે હું એ તારી પાસે માંગીશ."

બહાન્ દેહ ચકી હકૂતહ્ અઝ્ બહૂરે માહ્
હમી બૂદો હશ્તુમ બેયામદ્ પગાહ્
બરે શાહે હયતાલેયાન્ શુદ્ કોબાદ્
ગુઝશ્તહ્ સુખુનહા બરૂ કરૂદ્ યાદ્
બગોફ્ત આન્ચે કર્દન્દ્ ઈરાનેયાન્
બદીરા બેબસ્તન્દ્ યકૂયક્ મેયાન્
બદ્ ગોફ્ત શાહ્ અઝ્ બદે ખુશનવાઝ્
હમાના બદીન્ રૂઝત્ આમદ્ નેયાઝ
બપયમાન્ સેપારમ તોરા લશ્કરી
અઝાન્ હરૂ યકી બરૂ સરાન્ અફ્સરી
અગર્ બાઝ્ યાબી તો ગન્જો કોલાહ્
ચઘાની મરા બાશદો ગન્જો ગાહ્
૪૦૨ મરા બાશદ્ આન્ મર્ઝો ફર્માને મન્
નેગહ્દારી ઈન્ અહ્દો પયમાને મન્
ઝબરૂદસ્તરા ગોફ્ત ખન્દાન્ કોબાદ્
કઝાન્ બૂમ હરૂગેઝ્ નગીરીમ યાદ્
ચુ ખાહી ફેરેસ્તમત્ બીમરૂ સેપાહ્
ચઘાની કે બાશદ્ કે દારમ નેગાહ્
ચુ કર્દન્દ્ અહ્દ્ આન્ દો ગર્દન્ફરાઝ્
દરે ગન્જ્ બુક્શાદો દીનારો સાઝ્
બદ્ દાદ્ શમ્શીરૂઝન્ ચેહલ્ હઝારૂ
હમહ્ નામદારાનો ગોર્દો સવારૂ
ઝે હયતાલેયાન્ સૂએ અહ્વાઝ્ શુદ્
સરાસરૂ જહાન્ જૂ પુરૂ આવાઝ્ શુદ્

તે પેલી માહતાબને ચેહરેની અઉરતને લીધે એક અઠવાડિયું તેજ ગામમાં-થોભ્યો અને આઠમે દહાડે બામદાદ પડતાં,

કોબાદ હયતાલીઓના પાદશાહની નઝદીક ગયો-અને તેની આગળ સઘળી ગુઝરેલી વાતો કહી સંભળાવી.

ઇરાનીઓએ શું શું કીધું અને કેવી રીતે સઘળાઓએ ભૂંડાઈ કરવા ઉપર કમર બાંધી તે કહ્યું.

તે પાદશાહે કોબાદને કહ્યું કે "ખુશનવાઝની બૂરાઈથી-ખચીત તને આજે આ આફતમાં નાખ્યો છે.

હું તને એક લશ્કર કે જેના દરેકનાં માથાં ઉપર તાજ હોય તે એવી શર્તે સોંપી આપું,

કે જે તું તારો ખઝાનો અને તારૂં તાજ પાછું મેળવે-તો ચગાનનો મુલક અને તેનો ખઝાનો તેમજ તખ્ત મારાં ગણાય.

તે મુલક મારો કહેવાય અને ત્યાં મારૂંજ ફર્માન ચાલે-અને તું આ મારાં વચન અને કોલને નેગાહ રાખે."

કોબાદે હસતાં હસતાં તે ઝબરદસ્તને જવાબ દીધો-કે "તે મુલકનો હું કદી વિચાર પણ નહીં કરીશ.

અને જ્યારે તું માંગશે ત્યારે હું અસંખ્ય લશ્કર પણ મોકલીશ-ચગાન શું ચીઝ છે કે તે હું જાળવી રાખું ?"

જ્યારે તે બન્ને ગરદનફરાઝ પાદશાહોએ એવી રીતનો કોલકરાર કર્યો-ત્યારે તેણે પોતાના ખઝાનાનો દરવાઝો ખોલ્યો અને તેને દીનાર અને બીજો અસ્બાબ,

તેમજ તલવાર મારનારા ચાળીસ હઝાર નામદારો, પેહલવાનો અને સવારો આપ્યા.

કોબાદ હવે હયતાલી લોકો આગળથી અહવાઝ તરફ ગયો-જેનાથી સઘળો દેશ ચકચાર ભરેલો બન્યો.

## બાઝ્ગશતને કોબાદ્ અઝ્ હયતાલ્ બઈરાન્ વ આગાહી યાફ્તન્ અઝ્ ઝાદને પેસરશ્ નૂશીરવાન્ વ બાઝ્ બર્ તખ્ત્ નેશસ્તનશ્.

ચુ નઝદીકીએ ખાને દેહ્કાન્ રસીદ્
હમહ્ કૂય મરૂદુમ પરાગન્દહ્ દીદ્
હમહ્ મોઝ્દહ્ બોર્દન્દ્ નઝ્દે કોબાદ્
કે ફર્ઝન્દ્ બરૂ શાહ્ ફર્ખોન્દહ્ બાદ્
પેસરૂ ઝાદ્ ઝોફ્તે તો દરૂ શબ્ યકી
કે અઝ્ માહ્ પયદા નબૂદ્ અન્દકી
ચુ બેશ્નીદ્ દરૂ ખાનહ્ શુદ્ શાદકામ
હમાન્ગાહ્ કેસ્રાશ કર્દન્દ્ નામ
૪૦૩ ઝે દેહ્કાન્ બેપુર્સીદ્ અઝાન્ પસ કોબાદ્
કે અય નીકૂબખ્ત અઝ્ કે દારી નેઝાદ્
બદ્ ગોફ્ત કઝ્ આફ્રીદૂને ગોરૂદ્
કે અઝ્ તોખ્મે ઝહ્હાક્ શાહી બેબોરૂદ્
પેદરૂ હમચુનીન્ ગોફ્તો માદરૂ ચુનીન્
કે બરૂ આફ્રીદૂન્ કુનીમ આફ્રીન્

## કોબાદનું હયતાલથી ઇરાન પાછું ફરવું અને તેના બેટા નોશીરવાનના જન્મવાની વધાઈ પામવી અને તેનું તખ્ત ઉપર બેસવું.

જ્યારે તે દેહકાનના ઘરની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે મોહલ્લામાં માણસો વીખરાયલાં જેયા.

સઘળાઓ કોબાદની નઝદીક વધાઇ લઇ ગયા-કે "તારો બેટા તું પાદશાહ ઉપર મુબારક હોજો !

તારી ધણીઆણીએ ગઇ રાતે એક બેટાનો જન્મ આપ્યો છે-કે જે માહતાબથી કશો પણ ઉતરતો નથી"

જ્યારે તેણે એવું સાંભળ્યું ત્યારે ખુશી થતો ઘરમાં ગયો-તેજ વખત તેઓએ તેનું નામ "કેસ્રા" (ખુસરૂ) પાડયું.

પછી કોબાદે પેલા દેહકાનને પૂછયું-કે "ઓ નેકબખ્ત શખ્સ તું કોણથી બુન્યાદ ધરાવે છે?"

તે બોલ્યો કે "મારી અઉલાદ બહાદુર ફરીદૂનથી છે-કે જેણે ઝહ-હાકનાં ખાન્દાનમાંથી પાદશાહી છીનવી લીધી હતી.

મારો બાપ એમજ કહેતો હતો તેમજ મારી મા પણ એવીજ રીતે બોલતી હતી-કે 'અમો અમારાં ખાન્દાન માટે પાદશાહ ફરીદૂન ઉપર દોઆ કર્યે છિયે.'"

ઝે ગોફૂતારે ઊ શાદ્ તરૂ શુદ્ કોબાદ્
હમાનગાહ્ તાજે કઈ બરૂ નેહાદ્
અમારી બેસીચીદો આમદ્ બરાહ્
નેશસ્તહ્ બદૂ અન્દરૂન જોફૂતે શાહ્
બેયાવરૂદ્ લશ્કરૂ સુએ તયસફૂન્
દેલ્ અઝ્ દર્દે ઈરાનેયાન્ પુરૂ ઝે ખૂન્
બઈરાન્ હમહ્ સાલ્ખુર્દહ્ રદાન્
નેશસ્તન્દ્ બા નામવરૂ બેખ્રદાન્
કે ઈન્ કારૂ ગર્દદ્ બમા બરૂ દરાઝ્
મેયાને દો શાહો દો ગર્દન્ફરાઝ્
ઝે રૂમો ઝે ચીન્ લશ્કરૂ આયદ્ ફુનૂન્
બેરીઝન્દ્ અઝીન્ મરૂઝ્ બેસ્યારૂ ખૂન્
યકી ગોફૂત અઝાન્ જુમ્લહ્ કય મેહ્તરાન્
સરફ્રાઝો ગોર્દાનો જન્ગ્આવરાન્
બેબાયદ્ ખરામીદ્ સૂએ કોબાદ્
મગરૂ કાન્ સુખુન્હા નગીરદ્ બયાદ્
બેયારીમ્ જામાસ્પે દહ્ સાલહ્રા
કે બા દુરૂરૂ હમતા કુનદ્ ઝાલહ્રા

મગરૂ માન્ ઝે તારાજો ખૂન્ રીખ્તન્
બયકુસૂ ગેરાઈમ્ અઝ્ આવીખ્તન્
બેરફૂતન્દ્ યકુસરૂ બરે કયકોબાદ્
બેગોફૂતન્દ્ કય શાહે ખુસ્રવ્ નેઝાદ્
ગરૂ અઝ્ તૂ દેલે મરૂદુમાન્ ખરતહ્ શુદ્
બશૂખી દેલો દીદહા શસ્તહ્ શુદ્
કુનૂન કામે દેલ્ રાન્ બદાન્ કત હવાસ્ત
કે શાહે જહાન્ બરૂ જહાન્ પાદ્શાસ્ત
પેયાદહ્ હમહ્ પીશ અન્દરૂ દવાન્
બેરફૂતન્દ્ પુરૂ ખાકો તીરહ્ રવાન્
ગુનાહે બુઝોર્ગાન્ બેબખ્શીદ્ શાહ્
ઝે ખૂન્ રીખ્તન્ કરૂદ્ પૂઝેશ બરાહ્
બેબખ્શીદ્ જામાસ્પરા હમચુનીન્
બુઝોર્ગાન્ બરૂ ખાન્દન્દ્ આફરીન્
બેયામદ્ બતખ્તે કઈ બરૂનેશસ્ત
વરા ગશ્ત જામાસ્પ્ મેહ્તરૂ પરસ્ત
હમહ્ કારે આન્ પાદ્શાહીએ ખીશ
બઝરૂમેહ્રૂ બેસ્પોર્દો બેન્શાન્દ્ પીશ
વરા ગશ્ત આન્ શાહી આરાસ્તહ્
જહાન્ ગશ્ત પુરૂ દાદો પુરૂ ખાસ્તહ્
બદીન્ગૂનહ્ તા ગશ્ત કેસ્રા બુઝોરૂગ્
યકી ફૂદકી શુદ્ દેલીરો સુતોરૂગ્
બફરૂહન્ગેયાન્ દાદ્ ફરઝન્દરા
ચુનાન્ તાઝહ્ શાખે બરૂમન્દરા
હમહ્ કારૂ ઈરાનો તૂરાન્ બેસાખ્ત
બગરૂદૂન્ કોલાહે મેહી બરૂ ફરાખ્ત
વઝાન્ પસ બેયાવરૂદ્ લશ્કરૂ બરૂમ
શુદ્ આન્ બૂમ્ ઊરા ચુ યકૂ મોહ્રહ્ મૂમ
હમી કરૂદ્ અઝ્ બૂમો બરૂ ખારૂસાન્
અઝ્ ખાસ્ત ઝેન્હારૂ દ્ શારૂસાન્

તેની વાતથી કોબાદ વધારે ખુશહાલ બન્યો-અને ત્યાંથી રવાના થવા માટે પોતાનું પાદશાહી તાજ માથાં ઉપર મેલ્યું.

એક અમારી તૈયાર કરી તેમાં પાદશાહની રાણીને બેસાડી ચાલવા માંડયું.

તે તયસફૂન તરફ લશ્કર લાવ્યો-તેનું દિલ ઈરાનીઓનાં દુઃખથી ખૂન ભરેલું હતું.

આ ઉપરથી ઈરાનમાં સઘળા અનુભવી સરદારો-અને નામીચા દાનાઓ મસ્લહત કરવા બેઠા,

કે "આ બન્ને ગર્દનફરાઝ પાદશાહો વચ્ચે-આપણી ઉપર આ કામ લાગ્યુ થઈ પડશે.

હવે રૂમ અને ચીનથી લશ્કર આવશે-અને આ મુલકમાંથી પુષ્કળ લોહી રેડાશે."

તેઓમાંથી એક બોલ્યો કે "ઓ સરદારો-સરફરાઝો, પેહલવાનો અને લડાયકો!

આપણને કોબાદ પાસે ખુશી થતા જવું જોઇયે-કદાચ તે આગળી વાતો વીસરી જશે. ૪૦૪

આપણે દશ વર્ષની ઉમરના જામાસ્પને આગળ કરીશું-કે જેથી તે ઝાકળનાં ટીપાંનો મોતી સાથ મુકાબલો કરે (યાને નાના છોકરા સાથ નહીં લડતાં પાછો તખ્તે આવી બેસે).

તેમ કર્યાથી લડાઈ અને ખૂનરેઝીમાંથી આપણે બાઝૂએ થઈ જઇયે."

આથી તે સઘળાઓ પાદશાહ કોબાદની નઝદીક ગયા-અને બોલ્યા કે "ઓ શાહી બુન્યાદના પાદશાહ!

જો લોકોનાં દિલ તારાથી રન્જીદા થયાં હતાં-અને તેઓનાં દિલમાંથી અને આંખોમાંથી શર્મ નીકળી ગઈ હતી,

તો હવે તારાં દિલની જે કાંઈ ખાહેશ હોય તે બજા લાવ-કારણકે દેશનો પાદશાહ દેશ ઉપરજ પાદશાહ હોય છે"

એવી રીતે તેઓ સઘળા ધૂળ ભરેલા અને સીઆહ જીવ સાથ પેયાદા ચાલતા કોબાદ આગળ ગયા.

આથી પાદશાહે ઈરાનના બુઝોર્ગોનો ગુનાહ માફ કીધો-અને રસ્તે ચાલતાં લડવાના વિચારની દિલગીરી ઝાહેર કરી.

જામાસ્પનોબી એવીજ રીતે ગુનાહ માફ કીધો-જેથી સઘળા બુઝોર્ગોએ તે પાદશાહ ઉપર આફ્રીન કીધી.

પછી કોબાદ આવી પાદશાહી તખ્ત ઉપર બેઠો-અને જામાસ્પ પાદશાહનો વફાદાર બન્યો.

પોતાની પાદશાહીનો સઘળો કારોબાર-ઝરમેહરને સોંપ્યો અને તેને પોતાની આગળજ રાખ્યો. ૪૦૫

તેનાથીજ તે પાદશાહી પાછી આરાસ્તા થઈ-તેમજ તે દેશ ઇન્સાફથી અને ખઝાનાથી ભરપુર બન્યો.

એમ કરતાં કેસ્રા (નોશીરવાન) મોટો થયો-તે એક બહાદુર અને આંગે ભરેલો છોકરો નીકળ્યો.

કોબાદે આવી તાઝી ફળદ્રુપ ડાળી જેવાં પોતાનાં ફરઝંદને એલ્મ શીખવનાર ઉસ્તાદના હાથમાં સોંપી આપ્યો.

તેણે ઇરાન અને તુરાન દેશનો સઘળો કારોબાર બરાબર ગોઠવીને-પોતાની મોટાઇની કોલાહ આસ્માન ઉપર ઉભી કીધી.

ત્યાર બાદ તે રૂમમાં લશ્કર લઈ ગયો-તે મુલક તેને માટે એક મીણના મોહરા માફક નર્મ બની ગયો.

તે મુલકને તે એક કાંટાની ઝાડી માફક વયરાન કરવા લાગ્યો-બે શેહરોએ તેનેથી પનાહ ચાહી.

યકી હેન્દેયાઓ દેગરૂ ફારકીન્
બેયામૂખ્ત શાન્ ઝન્દો બેન્હાદ દીન્
નેહાદ અન્દરૂ આન્ મરૂઝ આતેશકદહ
બુઝોર્ગીઓ નવરૂઝો જશ્ને સદહ
મદાઈન્ પય અફ્ગન્દ જાએ કેયાન્
પરાગન્દહ બેસ્યારૂ સૂદો ઝેયાન્
૪૦૬ વઝ્ અહ્વાઝ તા પારૂસ યક્ શારૂસાન્
બેકર્દો બરૂઆવરૂદ બીમારૂસાન્
અરશ ખાન્દ આન્ શારૂસાન્રા કોબાદ
કે તાઝી કુનૂન્ નામ હોલ્વાન્ નેહાદ
કુશાદન્દ હરૂજાય રૂદી પુરૂ આબ્
ઝમીન્ શુદ હમહ્ જાએ આરામો ખાબ્

તે બેમાંનું એક હિન્દેયા અને બીજું ફારકીન હતું-તે બન્ને શેહરના લોકોને ઝંદ અવસ્તા શીખવીને ત્યાં ઝરતોશ્તી દીન જારી કીધી.

તે મુલકમા તેણે એક આતશકદેહ સ્થાપ્યું-અને ઇરાન દેશની મોટાઇ, નવરૂઝ અને જશ્નેસદેહના રીત રેવાજ જારી કીધા.

મદાઈનને પાયતખ્ત બનાવવાનું શુરૂ કર્યું જે આબાદીથી તેમજ વયરાનીથી બરેલું હતું.

અહવાઝથી પાર્સ સૂધીની વચ્ચે એક શેહર-વસાવ્યું અને ત્યાં હોસ્પીટલ બાંધી.

કોબાદે તે શેહરનું નામ "અરશ" રાખ્યું-કે જેને હમણાં "હોલવાન" કહે છે.

દરેક જગ્યાએ પાણીની નેહરો ખોદવામાં આવી હતી-અને તેમ કરીને તમામ દેશ વસઇને આબાદ થયો હતો.

---

## દાસ્તાને કોબાદ્ બા મઝ્દક્ વ પઝીરોફ્તને કોબાદ્ દીને ઊરા.

## મઝદક* અને કોબાદનું દાસ્તાન અને કોબાદે તેની દીન કબૂલ કરવી.

બેયામદ યકી મરૂદ મઝ્દક્ બનામ્
સખુનગૂયો બા દાનેશો રાયો કામ્
ગેરાન્માયહ મર્દીઓ દાનેશ ફરૂશ
કોબાદે દેલાવરૂ બદૂ દાદ ગૂશ

બનઝ્દે શહન્શાહ દસ્તૂરૂ ગશ્ત
નેગહ્બાને આન્ ગન્જો ગન્જૂરૂ ગશ્ત
ઝે ખુશ્કી ખુરેશ તન્ગ્ શુદ દરૂ જેહાન્
મેયાને કેહાનો મેયાને મેહાન્
ઝે રૂએ હવા બરૂફ્ શુદ નાપદીદ
બઇરાન્ કસી બર્ફો બારાન્ નદીદ
મેહાને જહાન્ બરૂ દરે કયકોબાદ
હમી હરૂકસ અઝ આબો નાન્ કરૂદ યાદ
બદીશાન્ ચુનીન્ ગોફ્ત મઝ્દક્ કે શાહ
નુમાયદ શુમારા બઉમ્મીદ રાહ
૪૦૭ દવાન્ ખુદ બેયામદ બરે શાહરૂયારૂ
ચુનીન્ ગોફ્ત કય શાહે પરૂહીઝ્ગારૂ
બગીતી સખુન્ પુર્સમ અઝ તૂ યકી
ગરૂ અયદૂન્ કે પાસોખ દેહી અન્દકી

એવામાં એક મઝદક નામનો મર્દ ઈરાનમાં આવ્યો-જે બોલીદરાઝ, અનુભવી, વિચારવંતો અને કાંઈક ભાગ્યશાળી હતો.

તે શખ્સ ખાનદાની હતો પણ પોતાના અનુભવનો ભપકો અને મોટાઈ દેખાડતો હતો અને તે ઉપરથી પાદશાહ કોબાદે તેનું કહ્યું સાંભળવા માટે તેને દરબારમાં બોલાવ્યો.

આથી તે શેહનસાહનો વઝીર બન્યો-અને તેના ખઝાનાનો નેગેહબાન અને ખઝાન્ચી થયો.

તેવામાં દેશમાં વરસાદ વગર નાનાં તેમજ મોટાઓ માટે ખોરાક ઓછો થયો.

વાદળમાંથી બરફજ ગુમ થઈ ગયું-ઈરાનમાં કોઇએ બરફ કે વરસાદ તેનેયોજ નહીં

દેશના દરેક મોટાઓ પાદશાહ કોબાદના દરવાઝા આગળ આવી ખોરાક પાણી માટે માગણી કરવા લાગ્યા.

તેઓને મઝદકે કહ્યું કે "પાદશાહ-તમોને આશા ભરેલો માર્ગ બતાવશે."

પછી પોતે દોડતો પાદશાહની નઝદીક આવ્યો-અને બોલ્યો કે "ઓ પરહેઝગાર પાદશાહ!

જો તું કાંઈ પણ જવાબ દેવાની મેહરબાની કરે તો-દુન્યાદારીને લગતી એક વાત તને પૂછવા માગું છુ."

---

* કોબાદની પાદશાહીના દશમાં વર્ષે મઝદક નામના શખ્સે તેની દરબારમાં પગ મેલ્યો હતો. અને પયગમ્બરીનો દઅવો કર્યો હતો. આ મૂજી શખ્સ શામ (Syria)નો વતનદાર હતો. કેટલાક લખનારા એને ખુરાસાન ઈલાકાના નિશાપૂર શેહરનો રહેવાસી લખે છે. કોઇક બીજાઓ એને અસ્તખ્રના રહેવાસી કહે છે. આ બદકાર શખ્સની ઝિંદગીનો અહવાલ વાંચતાં જણાય છે, કે તે દુન્યામાં નીતિ રીતીના સંસારનો સર્વથી મોટો નાશ કરનારો હતો. તે સર્વથી પહેલો સર્વથી મોટો સમષ્ટીવાદી (Socialist) હતો. તેણે દેશની ખાનાખરાબીના અને પ્રજાની પાયમાલીના અનેક ફતવા આપ્યા હતા. તેમાં સર્વથી વધારે ખરાબ આ હતો કે દઉલત અને સ્ત્રી કોઈ એક માણસની નહીં કહેવાય, પણ તે તો દરેકની સામાન્ય મિલ્કત કહેવાય. કારણકે જીવવાળી અને નિરજીવ ચીઝો ખોદાની પયદા કરેલી વસ્તુ હોય છે. અને ખોદા તેનો માલેક કહેવાશે. માટે તેની માલેકીનો દઅવો કોઈ એક માણસ કરી શકે નહીં. તે ઉપર દરેક માણસનો હક્ક હોય છે.

મઝદક તેજ ઇતિહાસિક માણસ હતો, કે જેણે આવા ફતવાથી ઈરાની પાદશાહો ઉપર તેમજ ઈરાની પ્રજા ઉપર ગોત્ર-ગમન એટલે કે નિકટના સગાં સાથના આડા વ્યવહારનો આરોપ મેલવાનું કારણ યૂરોપ ખંડના બેખબર લખનારાઓને આપ્યું છે.

**કોબાદે સરાયન્દહુ ગોફૂતશ બેગૂય**
**બમન્ તાઝહુ કુન્ દર્ જેહાન્ આબ્રૂય**
**બદૂ ગોફૂત કાન્ કસ કે મારશ ગઝીદ**
**હમી અઝ્ તનશ જાન્ બેખાહદ પરીદ**
**યકી દીગરીરા બુવદ પાવઝહ્રૂ**
**ગઝીદહુ નેયાબદ ઝે તર્યાકૂ બહ્રૂ**
**સઝાએ ચુનીન્ મરૂદ ગૂઈ કે ચીસ્ત**
**કે તર્યાકૂ દારદ હેરમ સન્ગ્ નીસ્ત**
**ચુનીન્ દાદ પાસોખ્ વરા શહરૂયારૂ**
**કે ખૂનીસ્ત આન્ મરૂદ તર્યાકૂ દારૂ**
**બખૂને ગઝીદહુ બેબાયદશ કોશ્ત**
**બદરૂગાહુ ચૂન્ ખસ્મશ આરદ બમોશ્ત**
**ચુ બેશનીદ બરૂખાસ્ત અઝ્ પીશે શાહુ**
**બેયામદ બનઝ્દીકે ફર્યાદ ખાહુ**
**બદીશાન્ ચુનીન્ ગોફૂત કઝ્ શહરૂયારૂ**
**સખુન્ કર્દમ અઝ્ હરૂ દરી ખાસ્તારૂ**
**બેબાશીદ તા બામદાદાન્ પગાહુ**
**નુમાયમ શુમારા સુએ દાદ રાહુ**
**બેરફૂતન્દો શબ્ગીરૂ બાઝ્ આમદન્દ**
**શખૂદહુ દેલો પુરૂ ગોદાઝ્ આમદન્દ**
**ચુ મઝ્દક્ ઝે દૂરૂ આન્ ગવાન્રા બેદીદ**
**ઝે દરૂગહુ સુએ શાહે ઇરાન્ દવીદ**
**ચુનીન્ ગોફૂત કય શાહે પીરૂઝ્ બખ્ત**
**સખુન્ ગૂયો બીદારો ઝીબાએ તખ્ત**
**સખુન્ ગોફૂતમો પાસોખશ દાદી અમ**
**બપાસોખ દરે બસ્તહુ બુકુશાદી અમ**
**ગરૂ અયદૂન્ કે દસ્તૂરૂ બાશદ કુનૂન્**
**બેગૂયમ સખુન્ તા બુવદ રહ્નમૂન્**
**બદૂ ગોફૂત બરૂ ગૂયો લબ્રા મબન્દ**
**કે ગોફૂતારૂ બાશદ મરા સૂદમન્દ**
**ચુનીન્ ગોફૂત કય નામવરૂ શહરૂયારૂ**
**કસીરા કે બન્દી બબન્દ ઉસ્તુવારૂ**
**ખુરેશ બાઝ્ ગીરન્દ અઝૂ તા બેમોરૂદ**
**બબીચારગી જાને શીરીન્ સેપોરૂદ**

વખાણ કરનાર પાદશાહ કોબાદે તેને કહ્યું કે "બોલ-અને દુન્યામાં મારી આબરૂ રોશન કર."

મઝદકે પૂછ્યું કે "જે માણસને કે સાપે કરડયો હોય-અને તેનાં તનમાંથી જીવ નીકળી જવા માગતો હોય,

અને એક બીજાની પાસે પાવઝેહર (તે ઝેહરનો ઉતાર) હોય-છતાં પેલો સાપે કરડેલો શખ્સ તે પાવઝેહરનો ફાયદો નહીં મેળવી શકે,

તો તું કહે કે પેલા તર્યાક ધરાવનારા મર્દ માટે શું સઝા છે?-કારણકે તે પાવઝેહર પૈસાથી તો ખરીદી શકાતુંજ નથી."

પાદશાહે તેને એવો જવાબ આપ્યો-કે "તે તર્યાક ધરાવનાર મર્દ પેલાનો ખૂની છે.

અને તેને જો તેનો દુશ્મન પકડીને મારી દરગાહમાં લાવે તો તેને પેલા સાપે કરડેલા શખ્સનાં ખૂન માટે મારીજ નાખવો જોઇયે."

એ સાંભળી તે પાદશાની આગળથી ઉઠયો-અને પેલા ફર્યાદ કરનારાઓની નઝદીક આવ્યો.

અને તેઓને એવો જવાબ દીધો કે "મેં પાદશાહ સાથ તમો દરેકની ફર્યાદ બાબત વાતચિત્ત કરી છે.

તમો સવારે બામદાદ સૂધી થોભી જાઓ-હું તમોને ઈન્સાફ તરફનોજ માર્ગ દેખાડીશ." ૪૦૮

તેઓ ગયા અને સવારે ઝખ્મી દિલે અને ગમ ભરેલા પાછા આવ્યા.

મઝદકે જ્યારે દૂરથી તે સરદારોને જોયા-ત્યારે દરગાહમાંથી ઇરાનના પાદશાહ પાસે દોડયો.

અને એ પ્રમાણે બોલ્યો કે "ઓ સુભાષિત બોલનાર, ચાલાક અને તખ્તને શોભા આપનાર ફતેહમંદ બખ્તના પાદશાહ!

મેં તને જે વાત પૂછી હતી અને તેનો તેં મને જવાબ આપ્યો હતો-અને તે જવાબથી તેં મારો બંધ દરવાઝો ખુલ્લો કર્યો હતો.

હવે જો તારો હોકમ મળે તો હું એક વાત કહું કે જે તને ઉપયોગી થઇ પડશે."

પાદશાહે કહ્યું કે "બોલ અને તારા હોઠને બંદ ના રાખ-તારી વાતથી મને ફાયદોજ થશે."

મઝદક બોલ્યો કે "ઓ નામવર પાદશાહ!-તું જે કોઇને કે મઝબૂત બંદમાં બાંધે.

અને તેને તારાં માણસો ખાવાનું નહીં આપે જેથી તે મરી જાય-અને લાચારીએ તે પોતાનો પ્યારો જીવ ખોઈ દે,

---

પાદશાહ કોબાદના મનની વળણ લગાર દુરાચારી હતી. તેથી તુરત મઝદકના પાપી હાથમાં તે સપડાયો. અને તેના ફતવાથી પોતાની જવાન ખૂબસૂરત બેહેન સાથ આડો માર્ગ લેવા લાગ્યો. જ્યારે મઝદકે કોબાદને પોતાના કાવાદાવાનો ભોગ થયલો જોયો, કે તુરત તેણે નોશીરવાનની માની માગણી કરી. જે ઉપરથી નોશીરવાન અને મઝદક વચ્ચે દુશ્મનીનું બી રોપાયું.

મઝદક એક નહીં પણ અનેક બૂરા ફતવાઓ આપતો હતો પણ પોતે તે પ્રમાણે ચાલતો હતો નહીં, તો જો કે તે પોતે તો પરહેઝગારીનો વેશ લઈ ફરતો હતો. ટુંક મુદતમાં હઝારો ભૂખે મરતા લોકો તેના ચેલા બની ગયા અને દેશમાં તેઓએ લૂટફાટનું કામ ચાલુ કર્યું. આથી અમીર ઉમ્રાઓ અને વઝીરોએ કોબાદને કયદ કર્યો. પણ ત્યાંથી છુપી રીતે છટકી જઇ હયતાલના પાદશાહનો આસરો લીધો અને તેની મદદ લઈ પાછો ઇરાનમાં આવી રૈયત સાથ સલાહ કરી અને મઝદકના તરીકાની તપાસ માટે નોશીરવાનને મુકરર કર્યો. નોશીરવાને દાના મોબેદોની મજલેસમાં તેના મૂજી ફતવાઓની તપાસ લીધી અને જ્યારે તેનું સઘળું ખોટારૂં ઝાહેર થયુ ત્યારે તેને તેના ત્રીસ હઝાર ચેલાઓ સાથ મારી નાખ્યો. બીજા લખનારાઓ આ ચેલાઓની સંખ્યા એંસી હઝારની કહે છે.

ઝાહેરમાં નોશીરવાનની ધાકથી જો કે મઝદકનો તરીકો નાબૂદ થયલો જણાયો, પણ છુપી રીતે તે ચાલુજ હતો. આખી શેહનશાહતમાં આ નાપાક મઝદકના નાશકારક ફતવાઓનાં બીયાં જગેજગ પંથરાઇ ગયાં હતાં. અને આજ સુધી તે બીયાં ઈરાન અને અફ્ગાનેસ્તાનમાં ઠેકાણે ઠેકાણે ઉગી નીકળતાં જણાય છે. મઝકૂર દેશોમાં આજે લોકો ઈસ્લામી દીન પાળે છે ખરા, પણ દૂર દરાઝ પહાડો અને ખીણોમાં વસતા લૂટફાટ કરનારા વહેશી માણસો મઝદકના તરીકાનો ઉપયોગ કરતા હજી જણાય છે. તેઓ ફાર્સીમાં "ચરાધકુશ" અને પશ્તૂ ભાષામાં "ઓરમાર"ને નામે ઓળખાય છે.

**સુકાફાતે આન્ કમ કે નાન્ દાશ્ત ઊય**
**મરીન્ બસ્તહુરા ખાર્ બુગ્ઝાશ્ત ઊય**
૪૦૯ **ચે બાશદ બેગૂયદ મગર્ પાદશા**
**કે ઇન્ મર્દ દાના બુદો પારૂસા**
**ચુનીન્ દાદ પાસોખ કે બીકન્ તનશ**
**કે ખૂનીસ્ત ના કર્દહુ દર્ ગર્દનશ**
**ચુ બેશ્નીદ મઝ્દક્ ઝમીન્ બૂસહુ દાદ**
**ખરામાન્ બેયામદ ઝે પીશે કોબાદ**
**બદર્ગાહુ ઊ શુદ બઅન્જુમનુ ગોફ્ત**
**કે જાઇ કે ગન્દુમ બુવદ દર્ નેહોફ્ત**
**શવીદો હમહુ બહુરહુ જૂ બર્ ગુઝીદ**
**બહા ગર્ બેગીરન્દ ઝર્ બેસ્પરીદ**
**બતારાજ્ દાદ આન્ કે બૂદશ બશહ્ર**
**બદાન્ તા યકાયક્ બેયાબન્દ બહ્ર**
**દવીદન્દ હર્ કસ કે બુદ ગુર્સનહુ**
**બતારાજે ગન્દુમ શુદન્દ અઝ્ બુનહુ**
**ચે અમ્બારે શહ્રી ચે આને કોબાદ**
**બયક્ દાનહુ ગન્દુમ નબૂદન્દ શાદ**
**ચુ દીદન્દ રફ્તન્દ કાર્આગહાન્**
**બનઝ્દીકે બીદાર્ શાહે જહાન્**
**કે તારાજ્ કર્દન્દ અમ્બારે શાહ્**
**બમઝ્દક્ હમી બાઝ્ ગર્દદ ગુનાહ્**
૪૧૦ **કોબાદ આન્ સખુન્ ગૂયરા પીશ ખાન્દ**
**ઝે તારાજ્ ચન્દી સુખુનહા બેરાન્દ**
**ચુનીન્ દાદ પાસોખ કે નૂશહુ બુદી**
**ખેરદરા બગોફ્તાર્ તૂશહુ બુદી**
**સખુન્ હર્ચે બેશ્નીદમ અઝ્ શહ્રયાર્**
**બેગોફ્તમ બબાઝારેયાન્ ખાર્ ખાર્**
**બશાહે જહાન્ ગોફ્તમ અઝ્ મારો ઝહ્ર્**
**વઝાન્ કસ કે તર્યાક્ દારદ બબહ્ર્**
**બદીન્ બન્દહુ પાસોખ ચુનીન્ દાદ શાહ્**
**ઝે તર્યાક્ દારો ઝે તર્યાક્ ખાહ્**
**કે ગર્ માર્ કોશ્તહુ બેમીરદ બશહ્ર્**
**નેયાબદ અઝાન્ મર્દે તર્યાક્ બહ્ર્**
**બેખાહન્દ ખૂનશ અઝાન્ મર્દે ઝફ્ત**
**કે કારે શાહી ખુર્દ નત્વાન્ ગેરફ્ત**
**ચુ શુદ ગુર્સનહુ નાન્ બુવદ પાવઝહ્ર્**
**બસીરી નખાહદ ઝે તર્યાક્ બહ્ર્**
**અગર્ દાદગર્ બાશી અય શહ્રયાર્**
**દર્ અમ્બાર્ ગન્દુમ નેયાયદ બકાર્**
**શેકમ ગુર્સનહુ ચન્દ મર્દુમ બેમોરદ**
**કે અમ્બારે આસૂદહુ જાનશ બેબોરદ**
૪૧૧ **ઝે ગોફ્તારે ઊ તન્ગદેલ શુદ કોબાદ**
**બેશુદ તીઝ્ મગ્ઝશ ઝે ગોફ્તારે દાદ**
**વઝાન્ પસ બેપુર્સીદો પાસોખ શનીદ**
**દેલો જાને ઊ પુર્ ઝે ગોફ્તાર્ દીદ**
**ઝે ચીઝી કે ગોફ્તન્દ પયગમ્બરાન્**
**હમાન્ દાદગર્ મૂબેદાનો રદાન્**
**ઝે ગોફ્તારે મઝ્દક્ હમી કમ્ઝહુ ગશ્ત**
**સુખુનહા ઝે અન્દાઝહુ અન્દર્ ગુઝશ્ત**

તો તે માણુસ કે જેની પાસે રોટી હતી અને તેણે આ કયદીને ખુવાર છોડી દીધો તેની સઝા,

શું હોય? તે કહાચ પાદશાહ ફર્માવે-કારણકે તે મરણ પામેલો કયદી અકલમંદ અને પર્હીઝગાર માણસ હતો.”

પાદશાહે જવાબ દીધો કે “તેનાં શરીરના કકડા કરવા જોઇયે-કારણ તેની ગફલતથી તેની ગર્દન ઉપર ખૂનનો આરોપ ચઢયો છે.”

જ્યારે મઝ્દકે એવું સાંભળ્યું ત્યારે ઝમીનને બોસો દઇ-કોબાદની નઝદીકથી ખુશહાલ ચાલી આવ્યો.

અને પાદશાહની દરગાહમાં જઈ પેલાં એકઠાં મળેલાં લોકોને કહ્યું-કે “જે જગ્યાએ ઘઉંનો જથ્થો ભરેલો હોય,

ત્યાં તમો જાઓ અને તમારે હિસ્સેનો જેટલો જોઇયે એટલે લેઓ-અગર તેની કીમત તેઓ લેવા માગે તો તમો પૈસા આપજો”

તેણે શેહરમાં પોતાની જે કાંઇ અનાજની વખાર હતી તે લૂટાવી દીધી-જેથી દરેક માણુસને તેનો ભાગ મળે.

હવે જેઓ ભૂખ્યા હતા તેઓ દોડયા-અને ઘઉંની વખારો છેકવેરથી લૂટવા પડયા.

શું શેહરીઓની વખાર કે શું કોબાદની વખારો લૂટાઈ ગઇ-તેઓ એક ઘઉંના દાણા માટે પણ સતોપી રહ્યા નહીં.

અમલદારોએ જ્યારે એ જોયું ત્યારે દેશના આ ચાલાક પાદશાહની નઝદીક ફર્યાદ ગયા,

કે “પાદશાહની અનાજની વખાર લોકોએ લૂટી તારાજ કરી નાખી છે-એનો વાંક મઝ્દકની ઉપર લાગુ ગડે છે.”

કોબાદે તે સુભાષિત બોલનારને તેડાવી મંગાવ્યો-અને તે લૂટ માટે કેટલીક વાતો કીધી.

તેણે એવો જવાબ આપ્યો કે “તું ખુશહાલ છવજે-અકલને તારી વાતોથી ખોરાક મળજો!

પાદશાહને મોઢેથી જે મે સાંભળ્યું-તે મેં જઇને ભૂખે મરતા કંગાલ બાઝારના લોકોને કહ્યું.

મેં તું દેશના પાદશાહને સાપ અને ઝેહરને માટે પૂછ્યું-તેમજ તેને માટે કે જેની પાસે તે ઝેહરનો ઉપાય હોય તે માટે પૂછ્યું.

અને મુજ બંદાને પાદશાહે તે તર્યાક ધરાવનાર અને તર્યાક માંગનારને માટે એવો જવાબ આપ્યો,

કે “અગર સાપનો કરડેલો શેહરમાં મરી જાય-અને તે તર્યાક ધરાવનારા મર્દથી તેને તેના ઉપાયનો હિસ્સો નહીં મળે,

તો તે બખીલ માણુસ પાસથી પેલાનાં ખૂનનો બદલો લેવો જોઇયે-કારણકે પાદશાહી હોકમને તુચ્છ નહીં સમજવો જોઇયે.

હવે જો કોઇ ભૂખ્યો થયો તો તેને માટે રોટીજ તેનો એલાજ છે-એક ધરાયલા શખ્સને તે તર્યાકની ઝરૂર નથી પડતી.

ઓ પાદશાહ! જો તું ઈન્સાફી હોય-તો તું વિચારી લે કે વખારમાં ભરેલા ઘઉં કાંઇ કામ નથી લાગતા.

ભૂખે પેટે કેટલાં માણુસો મરી ગયાં?-તું જાણુ કે અનાજની ભરેલી વખારેજ તેઓના જીવ લીધા.”

મઝ્દકની વાતથી કોબાદ રંજીદા થયો-તેની આવી રીતની ઈન્સાફી વાતથી તેનું મગઝ ઉશ્કેરાયું.

ત્યાર બાદ પાદશાહે તેને કેટલાક સવાલો કર્યા અને તેના જવાબો સાંભળ્યા-પાદશાહે તેનું મન તકરારથી ભરપુર જોયું.

સંદાશા લઈ જનારાઓથી અને વળી પ્રમાણિક સલાહકારો તેમજ ડાહ્યા પુરૂષોથી જે પાદશાહે સાંભળ્યું હતું,

તે સઘળું મઝ્દકની વાતથી ફેરવતો ગયો-અને તે વાત હવે હદથી બાહેર ગઇ.

બરૂ અન્જુમન શુદ ફેરાવાન્ સેપાહુ
બસી કસ બબીરાહ્રી આમદ ઝે રાહુ
હમી ગોફૂત હરૂકૂ તવાન્ગરૂ બુવદ
તેહી દસ્ત બા ઊ બરાબરૂ બુવદ
નબાયદ કે બાશદ કસી બરૂ ફેઝૂદ
તવાન્ગરૂ બુવદ તારો દર્વીશ પૂદ
જહાન રાસ્ત બાયદ કે બાશદ બચીઝ
ફેઝૂની તવાન્ગરૂ હરામસ્ત નીઝ
ઝનો ખાનહો ચીઝ બખ્શીદનીસ્ત
તેહી દસ્ત કસ બા તવાન્ગરૂ યકીસ્ત
મન ઈનરા કુનમ રાસ્ત તા દીને પાકૂ
શવદ વીઝહુ પયદા બલન્દ અઝ મધાકૂ
હરાન્ કસ કે ઊ જોઝ બદીન્ દીન્ બુવદ
ઝે યઝદાન્ બદાન્ દીવ નફ્રીન્ બુવદ
અગરૂ પીરૂ બૂદી અગરૂ કૂદકી
હમા ગશત દર્વીશ બા ઊ યકી
અઝીન્ બેસ્તદી ચીઝો દાદી બદાન્
ફેરૂમાન્દહુ અઝ કારે ઊ મૂબદાન્
ચુ બેશનીદ દરૂ દીને ઊ શુદ કોબાદ
ઝે ગીતી બગોફૂતારે ઊ બૂદ શાદ
વરા શાહુ બેન્શાન્દ બરૂ દસ્તે રાસ્ત
નદાનેસ્ત લશ્કરૂ કે મૂબેદ કુજાસ્ત
બરે ઊ શુદ આન્ કસ કે દર્વીશ બૂદ
વગરૂ નાનશ અઝ કૂશેશે ખીશ બૂદ
બગેર્દે જહાન્ તાઝહુ શુદ દીને ઊય
નેયારસ્ત જોસ્તન્ કસી કીને ઊય
તવાન્ગરૂ હમી સરૂ ઝે નીકી બેકાશ્ત
સેપોર્દી બદર્વીશ ચીઝી કે દાશ્ત

ઘણાંક લશ્કરી સેપાહો મઝદક આગળ એકઠા થવા લાગ્યાં-અને બીજાં ઘણાંક લોકો સીધી રાહ છોડી તેણે દેખાડેલા આડા માર્ગ ઉપર ઉતરી પડયાં.

તે એવો ફતવો આપવા લાગ્યો કે "જે કોઇ પૈસાદાર છે-તે એક ગરીબ માણસની બરાબરનોજ કહેવાય છે.

એવું નહીં બનવું જોઇયે કે કોઇની દઉલત ઝેયાદા હોય-પણ પૈસાવાળા અને ગરીબોએ તાણા અને વાણાની માફક એકસરખી પંક્તિએ રહેવું જોઇયે.

દુન્યામાં લોકો માલમતામાં એકસરખાં હોવા જોઇયે-દઉલતમંદો વધારે દઉલત ધરાવે તે હરામ કહેવાય.

તે તવંગરોએ પોતાની સ્રીઓને મિલ્કતને અને માલમતાને ગરીબોને આપી દેવી જોઇયે-ગરીબો અને તવંગર એકજ પંક્તિના હોવા જોઇયે.

માટે આ બીના હું બરાબર કરીશ કે જેથી પવિત્ર દીનની રીત રસ્મ-ખસૂસ કરીને જે હાલ છુપાયલી છે તે ઝાહેરમાં આવે.

જે કોઇ શખ્સ કે આ દીન સિવાય કશી બીજી દીન ઉપર હશે-તો ૪૧૨ તે દેવ ઉપર યઝદાનની લઆનત પડશે."

તેના ફતવા પ્રમાણે અગર કોઇ બુઝોર્ગ શખ્સ હતો કે કોઈ જવાન શખ્સ હતો-તેની સાથ એક ફકીર સરખોજ ગણાતો હતો.

તે એક પૈસાવાળાની પાસેથી ચીઝો લઇ લેતો અને કોઈ ગરીબને આપી દેતો-મઝદકનાં આવી રીતનાં કામોથી સઘળા દાનાઓ લાચાર બની ગયા.

જ્યારે પાદશાહ કોબાદે એવું સાંભળ્યું ત્યારે તે તેની દીનમાં ગયો-દુન્યામાં તે બસ તેનીજ વાતમાં ખુશહાલ રહેતો.

પાદશાહે તેને પોતાના જમણા હાથ ઉપર બેસાડયો હતો-તેનાં લશ્કરે એમ પણ નહીં જાણ્યું કે "તેનો વડો વઝીર કયાં છે?"

જે કોઈ કે દરવેશ લોકો હતા અથવા જે કોઈ પોતાની મેહનતથી રોટી પયદા કરતા હતા તેઓ તેની સાથ જોડાયા.

ઈરાન દેશની આસપાસ તેનીજ દીન ફેલાવા લાગી-કોઇએ તેની સાથ કીનો શોધવાની હિમ્મત કીધી નહીં.

ધનવાન શખ્સો પોતાની પાસની ચીઝો ગરીબોને સોંપવા લાગ્યાથી તેઓ પણ નેકીના માર્ગ ઉપરથી પોતાનાં સર ફેરવવા લાગ્યા.

---

## સર્ બાઝ્ ઝદને નૂશીરવાન્ અઝ્ દીને મઝ્દક્ વ કોશતન્ ઊરા બપયરવાનશ્.

——:o:——

ચુનાન્ બુદ કે યકૂ રૂઝ મઝદકૂ પગાહુ
ઝે ખાનહુ બેયામદ બનઝદીકે શાહુ
ચુનીન્ ગોફૂત કઝ દીન્ પરસ્તાને મા
હમ અઝ પાક દેલ ઝીરૂદસ્તાને મા
ફેરાવાન્ ઝે ગીતી સરાન્ બરૂ ઝદન્દ
ફેરૂદ આવરમ શાન્ વગરૂ બુગ્ઝરન્દ
ઝે મઝદકૂ શનીદ ઈન્ સુખુનહા કોબાદ
બસાલારૂ ફરૂમૂદ તા બારૂ દાદ
ચુનીન્ ગોફૂત મઝદકૂ બપુરૂમાયહુ શાહુ
કે ઈન્ ખાનહુ તન્ગસ્તો ચન્દીન્ સેપાહુ
હમાના નગુન્જન્દ દરૂ પીશગાહુ
બહામૂન ખરામદ કુનદ શાન્ નેગાહુ

## નોશીરવાને મઝદકની દીનનો ઈનકાર કરવો અને તેને તેના સાથીઓ સાથ મારી નાખવો.

——:o:——

એવું બન્યું કે એક દહાડો બામદાદે મઝદક-પોતાનાં ઘરમાંથી પાદ-શાહની નઝદીક આવ્યો.

અને બોલ્યો કે "આપણી દીન પાળનારાઓમાંથી-તેમજ આપણાં નેકદિલના તાબેદારોમાંથી,

દેશના ઘણાક સરદારો દરવાઝા ઉપર આવ્યા છે-તેઓને હું અંદર ૪૧૩ લાઉં યા તેઓ ચાલી જાય?"

કોબાદે મઝદકની એ વાત સાંભળી-દરબારના વડાને હોકમ કર્યો જેથી તેઓને દાખેલ કીધા.

મઝદકે મોબ્બાદાર પાદશાહને કહ્યું-કે "આ મકાન સાંકડું છે અને માણસો ઘણાં છે.

ખચીત કે તેઓ આ દરબારમાં સમાશે નહીં-તેથી પાદશાહે મય-દાનમાં આવી તેઓને જોવા."

બેફરૂમૂદ તા તખ્ત બીરૂન બરન્દ
અઝ્ અયવાને શાહી બહામૂન બરન્દ
બદશ્ત આમદ અઝ્ મઝ્દકી સદ હઝારૂ
બેરફૂતન્દ શાદાન્ બરે શહરૂયારૂ
ચુનીન્ ગોફૂત મઝ્દકૂ બશાહે ઝમીન્
કે અય બરૂતરૂ અઝ્ દાનેશો આફ્રીન્
ચુનીન્ દાન્ કે કેસ્રા ન બરૂ દીને માસ્ત
ઝે દીન્ સરૂ કશીદન્ વરા કય સઝાસ્ત
યકી દસ્તખત્તશ બેબાયદ સેતદ
કે સરૂ બાઝ્ ગર્દાનદ અઝ્ રાહે બદ
બેપીચાનદ અઝ્ રાસ્તી પન્જ્ ચીઝ્
કે દાના બરીન્ પન્જ્ નફૂઝૂદ નીઝ્

૪૧૪ કુજા રશ્કો ખેશમસ્તો કીનો નેયાઝ્
બપન્જુમ કે ગર્દદ બરૂ ચીરહ આઝ્
તો ગરૂ ચીરહ બાશી બરીન્ પન્જ્ દીવ
પદીદ આયદત રાહે ગયહાન્ ખેદીવ
અઝીન્ પન્જ્ મારા ઝનો ખાસ્તસ્ત
કે દીને બેહી દરૂ જહાન્ કાસ્તસ્ત
ઝનો ખાસ્તહ નાયદ અન્દરૂ મેયાન્
ચુ દીને બેહીરા નખાહી ઝેયાન્
બદીન્ દૂ બુવદ રશ્કો આઝો નેયાઝ્
કે બા ખેશ્મો કીન્ અન્દરૂ આયદ બરાઝ્
હમી દીવ પીચદ સરે બેખ્રદાન્
નબાયદ નેહાદ ઈન્ દદ અન્દરૂ મેયાન્
ચુ ઈન્ ગોફૂતહ શુદ દસ્તે કેસ્રા ગેરેફૂત
બદૂ માન્દહ બુદ શાહે ઈરાન્ શેગેફૂત
અઝ્ નામવરૂ દસ્ત બેસ્તદ બખશ્મ
બતુન્દી ઝે મઝ્દકૂ બેતાબીદ ચશ્મ
બમઝ્દકૂ ચુનીન્ ગોફૂત ખન્દાન્ કોબાદ
કે અઝ્ દીન્ કેસ્રા ચે દારી બયાદ
ચુનીન્ ગોફૂત મઝ્દકૂ કે ઊ રાહે રાસ્ત
નેહાની નદારદ ન બરૂ દીને માસ્ત

૪૧૫ હમાન્ગહ ઝે કેસ્રા બપુર્સીદ શાહ
કે અઝ્ દીને બેહ બુગ્ઝરી ચીસ્ત રાહ
બદૂ ગોફૂત કેસ્રા ગ્રુ યાબમ ઝમાન્
બેગૂયમ કે કઝ્ઝસ્ત યકસરૂ ગમાન્
ચુ પયદા શવદ કઝ્ઝીઓ કાસ્તી
દેરફૂશાન્ શવદ પીશે મન્ રાસ્તી
બદૂ ગોફૂત મઝ્દકૂ ઝમાન્ ચન્દ રૂઝ્
હમી ખાહી અઝ્ શાહે ગીતી ફોરૂઝ્
વરા ગોફૂત કેસ્રા ઝમાન્ પન્જ્ માહ
શશુમરા હમહ બાઝ્ ગૂયમ બશાહ
બરીન્ બરૂ નેહાદન્દો ગશ્તન્દ બાઝ્
બઅયવાન્ શુદ આન્ શાહે ગર્દનફરાઝ્
ફેરેસ્તાદ કેસ્રા બહરૂ જાય કસ
કે દાનન્દઈ દીદો ફર્યાદરસ
કસ આમદ સુએ ખરૂરએ અરૂદશીરૂ
કે આયદ બદરૂગાહ હોરૂમુઝદે પીરૂ
ઝે એસ્તખરૂ મેહરૂ આઝરે ફારૂસી
બેયામદ બદરૂગાહ બા યારૂ સી

પાદશાહે હોકમ કીધો કે "તખ્ત બાહેર કાઢે-અને પાદશાહી અયવાનમાંથી મયદાનમાં લઈ જાય."

તે મયદાનમાં મઝ્દકી ટોળામાંથી એક લાખ માણસ આવ્યાં-અને તેઓ ખુશહાલ પાદશાહની નઝદીક હાઝેર થયાં.

ત્યાં મઝ્દકે દેશના પાદશાહ કોબાદને એ પ્રમાણે કહ્યું-કે "ઓ ડહાપણ અને વખાણને લાયકથી પણ વધુ ચઢિયાતા પાદશાહ!

તું જાણ કે કેસ્રા (નોશીરવાન) આપણી દીન ઉપર આવતો નથી-શું તેણે એમ દીનથી સર ફેરવવું સઝાવાર છે?

તેની પાસે એક લખત લખાથી લેવું જોઇયે-કે તે પોતાની બૂરી રાહથી સર ફેરવે.

માણસને પાંચ ચીઝ રાસ્તીથી ફેરવે છે-અકલમંદો વટિક એ પાંચમાં વધારો કરી શકતા નથી.

કે જે અદેખાઈ, ગુસ્સો, કીનો અને હાજત છે-અને પાંચમી ચીઝ લોભ છે કે જે સર્વ ઉપર ગાલેબ થાય છે.

જો તું આ પાંચ જાતના દેવો ઉપર ગાલેબ થાય તોજ તને ખોદાતાલાની રાહનો માર્ગ દેખાય.

એ પાંચ દેવ જેવી ખસ્લતથી માણસ દઉલત અને રૂપ સુંદરીઓ એકઠી કરે છે-કારણકે ભલી દીન દુન્યામાંથી નાબૂદ થઈ છે.

જો તું ભલી દીનને નુકસાન નહીં કરવા માગતો હોય-તો સ્ત્રી અને દઉલત એ બન્ને તેની વચ્ચે આવવાં નહીં જોઇયે.

એ બન્નેથીજ અદેખાઈ, લોભ અને હાજત પયદા થાય છે-કારણકે ગુસ્સો અને કીનો છૂપી રીતે અંદર ભેળાય છે.

આ દેવની ખસ્લત તો અકલમંદોનાં માથાં ફેરવી મૂકે છે-આ ફાડીખાનાર જાનવરો (યાને પાંચ બૂરી ખસ્લતો) આપણા શરીરમાં રહેવાં જોઇયે નહીં."

જ્યારે મઝ્દક એટલું બોલી રહ્યો ત્યારે તેણે નોશીરવાનનો હાથ પકડ્યો-આ જોઇ ઈરાનનો પાદશાહ પણ અજબ રહ્યો.

પણ તે નામવરે ગુસ્સાથી પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવી લીધો-અને મઝ્દક તરફથી ગુસ્સામાંજ આંખો ફેરવી નાખી.

આથી કોબાદે હસતાં હસતાં મઝ્દકને પૂછ્યું-કે "દીનને માટે તું નોશીરવાનની વાત શા માટે વચ્ચે લાવે છે?"

મઝ્દક બોલ્યો કે "અંદરખાનેથી તે સચાઇનો માર્ગ એખ્તયાર કરતો નથી અને તે આપણી દીન ઉપર યકીન પણ લાવતો નથી."

તેજ વખત પાદશાહે નોશીરવાનને પૂછ્યું-કે "આ ભલી દીનથી ફરી જવાનું તને કારણ શું?"

નોશીરવાને જવાબ દીધો કે "જો મને વખત મળે તો હું સાબેત કરી આપું કે આ એના વિચારો સઘળા ખોટા છે.

જ્યારે આ દીનનું જૂઠાણું અને અપ્રમાણિકપણું ઝાહેર થાશે ત્યારેજ મારી સચ્ચાઈ વધુ ઝળકતી બનશે."

મઝ્દકે તેને પૂછ્યું કે "તું દેશને રોશન કરનારા પાદશાહ પાસેથી કેટલા દિવસની મેહલત માગે છે?"

નોશીરવાને જવાબ દીધો કે "પાંચ મહિનાનો વખત-છઠે મહિને હું પાદશાહને સઘળું ખુલ્લું કરી આપીશ."

એવો ઠરાવ કરી તેઓ સઘળા પાછા ફર્યા-અને ગરદન ફરાઝ પાદશાહ પોતે પાછો મેહલમાં ગયો.

કેસ્રાએ (નોશીરવાને) હોશ્યાર અને મદદગાર માણસોને જોઇને દરેક જગ્યાએ રવાના કીધા.

આથી એક જણ ખુરએ અર્દશીર તરફ આવ્યો-કે "બુઝોર્ગ હોર. મઝ્દ પાદશાહની દરગાહમાં આવે."

એસ્તખ્રથી પાર્સનો મેહરઆઝર ત્રીસ મિત્રો સાથ દરગાહમાં આવ્યો.

નેશસ્તન્દ દાનેશ પેઝૂહાન બહમ
સખુન રફ્‌ત હરૂગૂનહ્ અઝ્ બીશો કમ
બકેસ્રા સેપોર્દન્દ યકૂસરૂ સોખન્
ખેરદ્મન્દો દાનન્દગાને કોહન્
ચુ બેશ્નીદ્ કેસ્રા બનઝ્દે કોબાદ્
બેયામદ્ કે મઝ્દક્ હમી કરૂદ્ યાદ્
કે અકૂનૂન્ ફરાઝ્ આમદ્ આન્ રૂઝ્ગારૂ
કે દીને બેહીરા કુનમ્ ખાસ્તારૂ
ગરૂ અયદૂન્ કે ઊરા બુવદ્ રાસ્તી
શવદ્ દીને ઝરૂદુશ્ત દરૂ કાસ્તી
પઝીરમ્ મન્ આન્ પાક્ દીને વરા
ઝે જાન્ બરૂ ગુઝીનમ્ ગુઝીને વરા
ચુ રાહે ફરીદૂન્ શવદ્ ના દુરોસ્ત
ઊઝયરો મસીહાઓ હમ ઝન્દવોસ્ત
સખુન ગોફૂતને મઝ્દક્ આયદ્ બજાય
નબાયદ્ બગીતી જોઝ્ ઊ રહ્નુમાય
ગરૂ અયદૂન્ કે ઊ કઝ્ગૂયદ્ હમી
રહે પાક્ યઝ્દાન્ નજૂયદ્ યમી
તો બીઝારૂ શવ્ અઝ્ રહે દીને ઊય
બેનેહ્ દૂરૂ ના ખુરૂરમ્ આઇને ઊય
બમન્ દેહ્ વરા વાન્ કે દરૂ દીને ઊસ્ત
મબાદા યકીરા બતન્ મઘઝો પૂસ્ત
ગવા કરૂદ્ ઝરૂમેહરો ખરૂરાદરા
ફરાઇનો બન્દૂયો બેહ્ઝાદરા
વઝાન્ જાયગહ્ શુદ્ બઅયવાને ખીશ
નેગહ્દાશ્ત આન્ રાસ્ત પયમાને ખીશ
ચુ શબ્ગીરૂ બેન્મૂદ્ ખુરૂશીદ્ તાજ
ઝમીન્ શુદ્ બકેર્દારે દર્યાએ આજ
હમી રાન્દ ફર્ઝન્દે શાહે જેહાન્
સખુન ગૂય બા મૂબેદાનો મેહાન્
બરાબરૂ બઅયવાને શાહ્ આમદન્દ
સખુનગૂયો જૂયન્દહ્ રાહ્ આમદન્દ
દેલારાય ફૂર્દફ્ સુએ કયકોબાદ્
બેયામદ્ સખુનરા દરૂ અન્દરૂ કુશાદ્
ચુનીન્ ગોફૂત મૂબેદ્ બપીશે ગોરૂહ્
બમઝ્દક્ કે અય મર્દે દાનેશ પેઝૂહ્
યકી દીને નવ્ સાખ્તી દરૂ જહાન્
નેહાદી ઝનો ખાસ્તહ્ દરૂ મેયાન્
ચે દાનદ્ પેદરૂ કશ્ કે બાશદ્ પેસરૂ
પેસરૂ હમચુનીન્ ચૂન્ શેનાસદ્ પેદરૂ
ચુ મરૂદુમ્ બરાબરૂ બુવદ્ દરૂ જેહાન્
નબાશન્દ પયદા કેહાનો મેહાન્
કે બાશદ્ કે જૂયદ્ દરે કેહ્તરી
ચે ગૂનહ્ તવાન્ સાખ્તન્ મેહ્તરી
કે બાશદ્ મરાઓ તોરા કારૂગરૂ
ચુ મરૂદુમ્ જુદા માનદ્ અઝ્ બેહ્ બતરૂ
કસી કૂ બુરદ્ જાયો ચીઝશ્ કેરાસ્ત
કે શુદ્ કારૂગરૂ બન્દહ્ બા શાહ્ રાસ્ત
જહાન્ ઝીન્ સખુન પાક્ વીરાન્ શવદ્
નબાયદ્ કે ઇન્ બદ્ બઇરાન્ શવદ્

સઘળા વિદ્વાનો સાથે બેઠા-અને દરેક તરેહની વધતી ઓછી વાત કીધી.

પછી અકલમંદો અને અનુભવી દાનાઓએ-સઘળી વાત નોશીરવાનને કહી. ૪૧૬

જ્યારે નોશીરવાને સાંભળ્યું ત્યારે તે કોબાદની નઝદીક-આવ્યો અને મઝદક વિષે વાત કરવા લાગ્યો.

તે બોલ્યો કે "હવે તે વખત નઝદીક આવ્યો છે-કે હું ભલી દીન માટે તપાસ કરૂં.

અગરજો તેની દીન રાસ્તી હશે-અને ઝરતોશ્તી દીન ખોટી સાબેત થશે,

તો હું તેની તે પાક દીન કબૂલ કરીશ-તેની પસંદ કીધેલી દીનને મારા જીવથી ઝેયાદ ગણીશ.

જે દીનનો રસ્તો પાદશાહ ફરીદૂને લીધો હતો તે જો ખોટો ઠરે-મૂસા, ઈસુખ્રીસ્ટ અને વળી ઝંદ અવસ્તા પણ ખોટા ઠરે,

તો પછી મઝદકનુંજ કહેલું સાચું ઠરે-અને તે તેના સિવાય દુન્યામાં કોઇ બીજો પયગમ્બર જોયેજ નહીં.

પણ જો એમ ઠરે કે તે ઉલટું બોલે છે-અને પાક યઝદાનની રાહ ઉપર નથી ચાલતો,

તો તું તેની દીનની રાહથી પાછો ફરજે-અને તેની ખરાબ રીતભાત દૂર કરજે.

અને તેને તેમજ તેની દીનવાળાઓને તું મને સોંપી આપજે-તેઓ એકનાં પણ બદન ઉપરનું ચામડું કે મગઝ કાયમ રહે એવું કદી પણ બનતું ના !"

આ વાત ઉપર તેણે ઝરમેહર, ખરરાદ, ફરાઇન, બન્દૂય અને બેહઝાદ નામના શખ્સોને સાક્ષી તરીકે રાખ્યા. ૪૧૭

પછી પોતાના મેહલમાં ગયો-તેણે પોતાના સાચા કોલને પાળ્યો.

જ્યારે સવારે ખોરશીદે પોતાનું તાજ બતાવ્યું-અને ઝમીન હાથીદાંતના દર્યા માફક સફેદ થઈ,

ત્યારે દેશના પાદશાહનો છટાદાર બોલનારો બેટો નોશીરવાન પેલા દાનાઓ અને સરદારો સાથ ચાલવા લાગ્યો.

તે સુભાષિત બોલનારા અને રાહ શોધનારા શખ્સો પાદશાહના મેહલની નઝદીક આવી લાગ્યા.

દિલચસ્પ જવાન નોશીરવાન પાદશાહ કોબાદ આગળ-આવ્યો અને વાત શુરૂ કીધી.

ત્યાં તે ટોળાંની વચ્ચે એક દાનાએ પેલા મઝદકને એ પ્રમાણે સવાલ કીધો કે "ઓ દાનાઈ શોધનારા શખ્સ !

તેં દુન્યામાં એક નવીજ દીન ઉભી કીધી છે-અને સ્ત્રીઓ તેમજ સઘળા માલ અસ્બાબને સર્વના સામાન્ય ઉપયોગમાં રાખ્યા છે,

તો બાપ પોતાના બેટાને કેમ ઓળખી શકશે?-તેમજ બેટો બાપને કેમ ઓળખી શકે?

જ્યારે દુન્યામાં સઘળાં માણસો એકજ પંક્તિના થશે-તો મોટા અને નાના માલૂમ પડશેજ નહીં.

ત્યારે એવો શખ્સ કોણ હશે કે જે ચાકરી કરવા જાય?-તેમજ નોકર વગર કોઈ શેઠાઇ પણ કેમ કરી શકશે? ૪૧૮

તારા અને મારા કામ કરનાર કોણ રહેશે-ભલાં ભૂંડાં માણસમાં તફાવત કેમ રહેશે?

જો એક ખિદમત કરનારો ગોલામ પાદશાહનીજ બરાબરનો થયો-તો પછી જ્યારે કોઈ મરી જાય ત્યારે તેનાં ઘરબાર અને માલ મિલકત કોણના કહેવાશે?

આવી રીતની તારી વાતોથી તે સઘળો દેશ વયરાન થઈ જશે-આવી બદી ઈરાનમાં દાખલ થવી નહીં જોઇયે.

**હમહ્ કહ્ખોદાયન્દો મઝ્દૂરૂ કીસ્ત**
**હમહ્ ગન્જ્ દારન્દો ગન્જૂરૂ કીસ્ત**
**કે દીન્ આવરાન્ ઇન્ સખુન્ કસ્ નગોફ્ત**
**તો દીવાનગી દારી અન્દરૂ નેહોફ્ત**
**હમહ્ મરૂદુમાન્‌રા બદૂઝખ બરી**
**હમહ્ કારે બદ્‌રા બખદ્ નશમરી**
**ચુ બેશ્નીદ્ ગોફ્તારે મૂબેદ્ કોબાદ્**
**બરૂ આશોફ્તો અન્દરૂ સખુન્ દાદ્ દાદ્**
**ગેરાન્‌માયહ્ કેસ્રા વરા યારૂ ગશ્ત**
**દેલે મર્દે બી દીન્ પુરૂ આઝારૂ ગશ્ત**
**પુરૂ આવાઝ્ શુદ્ અન્જુમન્ સરૂબસરૂ**
**કે મઝ્દક્ મબાદા બરે તાજ્‌વરૂ**
૪૧૯ **હમી દારદ્ આન્ દીને યઝ્દાન્ તબાહ્**
**મબાદા બરીન્ નામવરૂ બારૂગાહ્**
**અઝાન્ દીન્ જહાન્‌દારૂ બીઝારૂ શુદ્**
**સરે સરૂકશાન્ પુરૂ ઝે તીમારૂ શુદ્**
**બકેસ્રા સેપોર્દશ હમાન્‌ગાહ્ શાહ્**
**અબા હરૂ કે ઊ દાશ્ત આન્ દીનો રાહ્**
**બદાન્ રાહ્ બુદ્ નામવરૂ સેહ્ હઝારૂ**
**બફર્ઝન્દ ગોફ્ત આન્ ઝમાન્ શહ્‌રૂયારૂ**
**કે બા ઇન્ સરાન્ હરૂચે ખાહી બેકુન્**
**વઝીન્ પસ ઝે મઝ્દક્ મગર્દાન્ સખુન્**
**બદરૂગાહે કેસ્રા યકી બાઘ બૂદ્**
**કે દીવારે ઊ બરૂતરૂ અઝ્ રાઘ બૂદ્**
**હમહ્ ગેરૂદ્ બરૂ ગેર્દે આન્ કન્દહ્ કરૂદ્**
**મરીન્ મરૂદુમાન્‌રા પરાગન્દહ્ કરૂદ્**
**બેકેશ્તન્દ શાન્ હમ બસાને દેરખ્ત**
**ઝબરૂ પાયો સરૂ ઝીરૂ આગન્દહ્ સખ્ત**
**બમઝ્દક્ ચુનીન્ ગોફ્ત કેસ્રા કે રવ**
**બદરૂગાહે બાઘે ગેરાન્‌માયહ્ શવ**
**ઝે તોખ્મી કે કેશ્તી બદીન્ રૂઝ્ગારૂ**
**તોરા દાદ્ અય ના હુશીવારૂ બારૂ**
૪૨૦ **દેરખ્તાન્ બેબીની કે આન્ કસ નદીદ્**
**ન અઝ કારૂદારાને પીશીન્ શનીદ્**
**બેશુદ્ મઝ્દકો બાઘ બુકૂશાદ્ દરૂ**
**કે બીનદ્ મગરૂ દરૂ ચમન્ બારૂવરૂ**
**હમાન્‌ગહ્ ચુ દીદ્ અઝ્ તનશ રફ્ત હુશ**
**બરૂ આમદ્ બનાલહ્ અઝૂ યક્ ખોરૂશ**
**યકી દારૂ ફરૂમૂદ્ કેસ્રા બબન્દ્**
**ફેરૂહેશ્ત અઝ્ કારૂ પીચાન કમન્દ્**
**નેગૂનબખ્તરા ઝેન્દહ્ બરૂ દારૂ કરૂદ્**
**સરે મર્દે બી દીન્ નેગૂન્‌સારૂ કરૂદ્**
**વઝાન્ પસ બેકોશ્તશ બબારાને તીરૂ**
**તો ગરૂ બાહોશી રાહે મઝ્દક્ મગીરૂ**
**બુઝોર્ગાન્ શુદન્દ ઇમન્ અઝ્ ખાસ્તહ્**
**ઝનો ઝાદહો બાઘે આરાસ્તહ્**
**હમી બૂદ્ બા શરૂમ ચન્દી કોબાદ્**
**ઝે નફ્રીન્ બમઝ્દક્ હમી કરૂદ્ યાદ્**
**બદર્વીશ બખ્શીદ્ બેસ્યારૂ ચીઝ**
**બરૂ આતેશકદહ્ બેલ્ખત અફૂગન્દ નીઝ**

જો સઘળાજ શેઠ બને તો ચાકર કોણ?–જો સઘળાજ ખઝાનો ધરાવનારા હોય તો તેના ખઝાન્ચી કોણ?

દીન લાવનારા પયગમ્બરોમાંથી કોઇએ પણ એવી વાત કહી નથી–તું તારાં દિલમાં ગાંડાપણુંજ ધરાવે છે.

તું સઘળાં માણસોને દોઝખમાંજ ઘસડી લઇ જાય છે–સઘળાં બૂરાં કામોને તું ખરાબી ભરેલાં ગણતોજ નથી."

જ્યારે પાદશાહ કોબાદે તે દાના મોબેદની એવી વાત સાંભળી–ત્યારે તે ગુસ્સે થયો અને તેના બોલવાને ઇન્સાફ આપ્યો.

મોલ્‌આદાર નોશીરવાન તેનો મદદગાર થયો–પેલા અધર્મી મર્દનું દિલ દુ:ખ ભરેલું થયું.

સઘળા ભેગા મળેલા લોકો પોકારી ઉઠયા–કે "મઝદક પાદશાહની આગળ હોતોજ ના!

તે પાક યઝદાનની દીન ખરાબ કરે છે–માટે તે આ નામદારી ભરેલી દરબારમાં હોતોજ ના!"

પાદશાહ તેની દીનથી કંટાળી ગયો–અને સરદારોનાં સર ગમ ભરેલાં બન્યાં.

તેજ વખત પાદશાહે મઝદકને અને બીજા જે કોઈ કે તેની દીન અને રાહ ઉપર ચાલતા હતા તેઓને નોશીરવાનને સોંપી આપ્યા.

તે તેની રાહ ઉપર ચાલનાર ત્રણ હઝાર નામીચા શખ્સો હતા–પાદશાહે તેજ વખત પોતાના બેટાને કહ્યું,

કે "આ સરદારોને તારે ગમે તે કર–અને હવે પછીથી મઝદકની વાત મારી આગળ લાવતોજ ના."

નોશીરવાનની દરગાહમાં એક બાગ હતો–કે જેની દીવાર પહાડ કરતાં ઊંચી હતી.

તેની આસપાસ એક ખાઈ ખોદી–અને તે ખાઈમાં પેલાં મઝદકી માણસોને છુટાં છુટાં વીખેરી નાખ્યાં.

અને તેઓનાં માથાં નીચે દાટી ટાંટિયા ઉપર રાખી સખ્ત રીતે–ઝાડની માફક રોપી દીધા.

પછી નોશીરવાને મઝદકને એ પ્રમાણે કહ્યું કે–"હવે તું પેલા કીમતી બાગવાળી દરગાહ તરફ જા.

જે કાંઈ બી કે તેં રોપ્યાં હતાં તેનાં ફળ, ઓ બેવુકૂફ શખ્સ! હવડાં તને મળ્યાં છે.

તું એવાં ઝાડ જોશે કે જેવાં કોઇએ જોયાં નહીં હશે–તેમજ આગળા વાકેફગારોથી સાંભળ્યાં પણ નહીં હશે."

આથી મઝદક ગયો અને પેલા બાગનો દરવાઝો ખોલ્યો–કે બાગમાં પેલાં ફળદ્રુપ ઝાડ જોય.

પણ તે જોતાંજ તુરત તેનાં તનમાંથી હોશ જતો રહ્યો–તેનાથી હાય અફસોસનો એક પોકાર નીકળી પડયો.

પછી નોશીરવાને એક ઊંચી શૂળી ઉભી કરવા ફર્માવી–તે શૂળીમાં વળ ખાધેલી એક કમંદ નીચે લટકાવી.

અને તે ઊંધે નસીબનાને જીવતો ફાંસીએ ચઢાવ્યો–તે અધર્મી મર્દનું સર ઊંધું લટકાવ્યું.

પછી તેને તીરના વરસાદે કરી મારી નખાવ્યો–ઓ ભાઇ! જો તું હુશ્યાર હોય તો મઝદકવાળો માર્ગ ના પકડતો.

હવે સઘળા મોટાઓ પોતાના ખઝાના, બાયડી છોકરાં અને આબાદ થયલા બાગ બગીચાઓથી નચિન્ત બન્યા.

કોબાદ કેટલોક વખત સૂધી શર્મિંદગી ભરેલોજ રહેવા લાગ્યો–અને મઝદક ઉપર લઆનતજ નાખવા લાગ્યો.

તેણે ઘણીક ચીઝો દરવીશોને ખેરાત કીધી–આતશકદેહ ઉપર પણ ભેટ ચઢાવી.

કે કેસરા ચુનાન્ શાહ શુદ શહરૂયાર્
કે શાખશ હમહ ગઉહર્ આવરદ બાર્
વઝાન્ પસ હમહ રાય બા ઊ ઝદી
સખુન્ હરૂચે ગોફતી પેદર્ બેશનદી

પાદશાહ હવે નોશીરવાનથી ઘણો ખુશી થયો-કારણકે તેનાં ઝાડની ડાળી તમામ ગોહરનાંજ ફળ લાવી.

ત્યાર પછી તે સઘળી બાબતની મસ્લહત તેની સાથેજ કરતો હતો- ૪૨૧ તે જે કાંઇ વાત કહેતો તે બાપ સાંભળતો હતો.

## સેપરી શુદને રૂઝ્ગારે કોબાદ્ વ અન્દર્ઝ્ કર્દન્ દર્ બારએ નૂશીરવાન્.

——:૦:——

કે શાહીશ ચૂન્ સાલ્ બુગ્ઝશ્ત્ ચેલ્
ઘમે રૂઝે મરગ્ અન્દર્ આમદ બદેલ્
યકી નામહ્ બેન્વેશ્ત્ ખુશ બર્ હરીર્
બદાન્ ખત્તે શાયેસ્તહો દેલ્પઝીર્
નુખોસ્ત આફરીન્ કરદ બર્ દાદગર્
કે ઊ દાદ દીનો ખેરદ હમ હોનર્
બેબાશદ હમી બીગુમાન્ હરૂચે ગોફ્ત
ચે બર્ આશકારા ચે અન્દર્ નેહોફ્ત
સરે પાદશાહીશરા કસ નદીદ
નશુદ ખાર્ હર્ કસ કશ ઊ બર્ ગુઝીદ
હરાન્ કસ કે બીનીદ ખત્તે કોબાદ
બજોઝ્ પન્દે દાના મગીરીદ યાદ
બકેસરા સેપોર્દમ સઝાવાર્ તખ્ત્
પસ અઝ મર્ગે મા ઊ બુવદ નીકુબખ્ત્
કે યઝદાન્ અઝીન્ પૂર્ ખુશ્નૂદ બાદ
દેલે બદ્સેગાલશ પુર્ અઝ દૂદ બાદ
બદીન્ મેહ્ર્ જોસ્તીમ બર્ મૂબદાન્
ચે બર્ ઝીર્દસ્તાનો ચેહ્ બર્ રદાન્
કે ગોફ્તારે ઊ હીચ્ મઆગનીદ
અઝ્ શાહ બાશીદો ગન્જ્ આગનીદ
બરાન્ નામહ્ બર્ મોહ્રે ઝરીન્ નેહાદ
બરે મૂબદે રામબર્ઝીન્ નેહાદ
બહશ્તાદ શુદ સાલેયાને કોબાદ
નબુદ રૂઝે પીરી હમ અઝ મરગ્ શાદ
બગીતી દર્ અઝ મરગ્ ખુશ્નૂદ કીસ્ત્
કે ફર્જામે કારશ નદાનદ કે ચીસ્ત્
બેમોર્દો જહાન્ સુરૂદુરી માન્દ અઝૂય
શુદ આન્ રન્જો આસાનીઓ રન્ગો બૂય
ચે ગેરદ આવરીદન્ કે યાબદ બેહી
કે મીરફ્ત બાયદ બદસ્તે તેહી
તનશરા બદીબા બેયારાસ્તન્દ
ગુલો મુશ્કો કાફૂરો મય ખાસ્તન્દ
યકી દખ્મહ્ કર્દન્દ શાહન્શેહી
યકી તખ્તે ઝરીનો તાજે મેહી
નેહાદન્દ બર્ તખ્તે ઝર્ શાહરા
બેબસ્તન્દ તા જાવેદાન્ રાહરા

## કોબાદના ઝમાનાનું આખેર થવું અને નોશીરવાનને માટે તેણે વસીઅત કરવી.

——:૦:——

જ્યારે કોબાદની પાદશાહીનાં ચાળીસ વર્ષ પસાર થયાં-ત્યારે તેનાં દિલમાં મોતના દિવસનો ગમ આવ્યો.

તેણે રેશમી કપડાં ઉપર લાયક અને દિલપઝીર હરૂફે એક સારૂં જેવું નામુ લખાવ્યું.

તે નામા ઉપર પહેલાં દાદગર દાદાર ઉપર દોઆ લખી-કે "જે સાહેબે આપણને દીન-ધર્મ, દાનાઈ તેમજ દરેક જાતના હોનરો બક્ષેશ કર્યા છે.

તે સાહેબે જે કાંઇ ધાર્યું હશે તે શું ઝાહેર રીતે કે શું છુપી રીતે થયા વગર રહેશેજ નહીં.

તેની પાદશાહીની ટોંચ (શુરૂઆત) કોઇએ જોઈજ નથી-જે કોઈ શખ્સ ઉપર કે ખોદાની પસંદગી ઉતરી તે કદી પણ ખુવાર થતો નથી.

તમો જે કોઇ કે પાદશાહ કોબાદનું આ વસીયત નામુ જુઓ-તો તેને દાના શખ્સની વસીઅત સિવાય બીજું કાંઈ સમજતાજ ના.

હું આ લાયક તખ્ત નોશીરવાનને સોંપી જાઉં છું-મારાં મોત પછી તેજ ભાગ્યશાળી પાદશાહ બનશે.

પાક યઝદાન આ મારા બેટાથી ખુશહાલ હોજો!-અને તેના દુશ્મનનું દિલ દુ:ખી બનજો!

મેં વઝીરો ઉપર, રૈયત ઉપર તેમજ ડાહ્યા માણસો ઉપર આ કામ કરી મેહરબાની કીધી છે.

તમો તેના હોકમથી જરા પણ ફરતા ના-તેનાથી તમો ખુશહાલ ૪૨૨ રહેજો અને ખઝાનો ભેગો કરજો."

પછી તે વસીયત નામા ઉપર સોનેરી મોહર કીધી-અને તે વડા વઝીર રામબર્ઝીન આગળ મૂકયું.

કોબાદની ઉમર એંસી વર્ષની થઈ હતી-અને તે બુઢાપાના દિવસે પણ મોતથી રાઝી નહીં હતો.

આ દુન્યામાં મોતથી કોણ ખુશહાલ થાય છે?-કારણકે કોઇ પોતાનાં કામનું શેવટ જાણતું નથી કે ત્યાર પછી તેનું શું થશે?

તે પાદશાહ મરણ પામ્યો અને આ દુન્યા તેનાથી ખાલીજ રહી-તેની સઘળી રંજ, સુખ અને રંગરાગ જતો રહ્યો.

ખઝાનો એકઠો કરવાથી કોણ ભલાઈ પામે છે?-કારણકે આખેરે તો ખાલી હાથેજ જવું પડે છે.

પછી ગોલાબ, કસ્તુરી, કપૂર અને મય મંગાવી-તે પાદશાહનાં શરીરને સાફ કરી રેશમી કપડાંમાં સજ્જ કીધું.

તેઓએ એક પાદશાહી દખ્મુ બનાવ્યું-અને તેમાં એક સોનેરી તખ્ત અને શેહન્શાહી તાજ મેલ્યું.

તે સોનેરી તખ્ત ઉપર પાદશાહને મૂકયો-અને હમેશને માટે તેનો માર્ગ બંદ કીધો.

અઝાન્ પસ નદીદન્દ ચેહરે કોબાદ
બગીતી ગુઝરૂ કરૂદ ગોફતી ચુ બાદ
૪૨૩ ચે બાશી તો ઈમન્ અઝીન્ ચર્ખે પીરૂ
કે ફર્જામ અન્જામદત નાગુઝીરૂ
ચુ સુબેદ બેપર્દાખ્ત અઝ સૂગે શાહ
નેહાદ આન્ કઈ નામહ દરૂ પીશગાહ
બઈરાન્ બુઝોર્ગાન્ અબા મુબદાન્
બગેરૂદ આમદહ નામવરૂ બેખ્રદાન્
બદાન્ અન્જુમન્ નામહ બરૂ ખાન્દન્દ
વલીઅહદરા શાહ બેન્શાન્દન્દ
બસરૂ શુદ કુનુન્ નામએ કયકોબાદ
ઝે કેસા બરમ ઝીન્ સેપસ નામો યાદ
અલા અય દેલારાએ સર્વે બલન્દ
ચે બૂદત કે ગશ્તી ચુનીન્ સુસ્તમન્દ
બદાન્ શાહમાનીઓ આન્ ફરૂરે ઝીબ્
ચેરા શુદ દેલે રઉશનત પુરૂ નેહીબ્
ચુનીન્ ગોફ્ત પુર્સન્દહરા સર્વબુન્
કે શાદાન્ બુદમ તા નગશ્તમ કોહન્
ઝે પીરી મરા તન્ગ્ દેલ્ કરૂદ ચરૂખ
બમન્ બાઝ દાદ અઝ જવાનીશ બરૂખ
મરા કાશ હરૂગેઝ ન પર્વર્દહ બૂદ
ચુ પર્વર્દહ બૂદી નેયાઝર્દહ બૂદ
૪૨૪ ચુનીન્ સુસ્ત ગશ્તમ ઝે નીરૂએ શસ્ત
બેપરહીઝો બા ઊ મસાય હીચ દસ્ત
દમે અઝદહા દારદો ચન્ગે શીરૂ
બેખાયદ કસીરા કે આરદ બઝીરૂ
હમ આવાઝે રઅદસ્તો હમ ઝૂરે ગરૂગ્
બયક્ દસ્ત બર્ગો બયક્ દસ્ત મરૂગ્
ઝે સર્વે દેલારાય ચમ્બરૂ કુનદ
સમન્ બરૂગ્રા રન્ગે અમ્બરૂ કુનદ
ગુલે અર્ઘવાન્રા કુનદ ઝઅફરાન્
પસ અઝ ઝઅફરાન્ રન્જહાએ ગરાન્
શવદ બસ્તહ બી બન્દ પાએ નવન્દ
વઝૂ ખારૂ ગર્દદ તને અરૂજમન્દ
મરા દુરૂરે ખુશાબ્ સસ્તી ગેરેફ્ત
હમાન્ સર્વે આઝાદ પસ્તી ગેરેફ્ત
ખોફશાન્ શુદ ઈન્ નર્ગેસાને દેઝમ
હમી ગર્દદ અઝ સુસ્તીઓ રન્જ નમ
દેલે શાદો ખુરૂરમ પુરૂ અઝ દરૂદ ગશ્ત
ચુનીન્ રૂઝે મા ના જવાન્ મરૂદ ગશ્ત
બદાન્ગહ કે મરૂદુમ શવદ સીરૂ શીરૂ
શેતાબ્ આવરદ મર્ગો ખાનન્દશ પીરૂ
૪૨૫ ચેલો હશ્ત બુદ અહદે નૂશીરવાન્
તો બરૂ શસ્ત રફ્તી ગુમાઈ જવાન્
સરન્જામ જૂય અઝ હમહ કારે ખીશ
બતીમારે બીશી મકુન્ દેલ્ત રીશ

ત્યાર પછી તેઓએ કોબાદનો ચેહરો જોયોજ નહીં-તે ગોયા આ દુન્યામાંથી પવન મિસાલ જતો રહ્યો.

તું આ બુઢ્ઢાં આસ્માનની ચાલથી કેમ નચિન્ત રહે છે?-કારણકે શેવટે લાચારીમાંજ તારો અન્જામ લાવી મૂકશે.

જ્યારે પેલો વડો વઝીર પાદશાહના સોગથી ફારેગ થયો-ત્યારે તેણે પેલું પાદશાહી વસીયત નામુ દરબારમાં મૂક્યું.

ઇરાની દરબારમાં તે વઝીરો સાથ સઘળા મોટાઓ અને નામીચા દાનાઓ એકઠા મળ્યા.

તે અંજુમન આગળ પેલું વસીયત નામુ વાંચવામાં આવ્યું-અને ખુશહાલી સાથ પાદશાહના વારેસને તખ્તે બેસાડવામાં આવ્યો.

(ફિર્દોસી કહે છે કે) હવે પાદશાહ કોબાદનું દાસ્તાન પુરૂં થાય છે-અને એ પછીથી હું નોશીરવાનનું નામ અને તેનીજ યાદ કરતો રહીશ.

"ઓ વહાલાં બુલંદ સરોવર!-તને શું થયું છે કે તું ગમગીન બની ગયું છે?

આવી ખુશહાલીમાં તેમજ આવા દબદબા અને ઝેબાયેશમાં તારૂં રોશન દિલ શા માટે ધાસ્તી ભરેલું બન્યું છે?"

પેલાં સરોવરે તે સવાલ પૂછનારને એવો જવાબ દીધો-કે "જ્યાં સુધી હું બુઢું થયું નહીં હતું ત્યાં સુધી હું ખુશહાલ રહેલું હતુ.

પણ ઝમાનાએ મને બુઢાપો આપી નિરાશ કરી મેલ્યું છે-મારી જવાનીનો ફાલો મને આ રીતે તેણે પાછો આપ્યો છે."

અફસોસ! કે તેણે મને કદી પાળ્યોજ નહીં હતે-અને જો મને પાળ્યો તો તે મને આવું દુઃખ નહીં દેતે.

હું તો સાઠ વર્ષના ઝમાનાના ઝોરથી નબળો થઈ ગયો છું-તું તેનાથી દૂર રહે અને તેની સાથે પંજો ના મેળવ.

કેમકે તે અઝદહાના જેવો શ્વાસ અને સિંહના જેવી ચુંગાલ ધરાવે છે-તે (યાને ઝમાનો) જે કોઇને કે નીચે પાડે છે તેને ખાઈ જાય છે.

તેનો આવાઝ આસ્માનની ગરજના જેવો છે તેનું ઝોર વરૂનાં જેવું છે-તે એક હાથમાં ખુશીનો અસ્બાબ રાખે છે અને બીજા હાથમાં મોત રાખે છે.

દીલને લોભાવનારાં સરોવરનાં ઝાડને વાંકુ વાળે છે-ચમ્બેલીનાં ફૂલની પાંદડીઓને અમ્બરના રંગની કાળી કરે છે.

લાલ ગુલકેશનાં ફૂલને કેસર જેવાં પીળાં બનાવે છે-અને ત્યાર બાદ અનેક દુઃખમાં તેને નાખે છે.

તેઝ ચાલનારા ઘોડાના પગ વગર બેડીએ બંધાઇ જાય છે કીમતી મૂલ્યવાન શરીર કંગાલ બની જાય છે.

મારાં આબદાર મોતીઓ ઝાંખાં પડી ગયાં છે તેમજ સર્વે આઝાદ જેવું કદ વાંકુ વળી ગયું છે.

અને આ તારી ગમગીન આંખો રડતી બની છે-તે નબળાઇ અને સખ્ત મેહનત કરવાથી આંસુ ભરેલીજ રહે છે.

મારૂં ખુશી ખુરમીવાળું શરીર દુઃખ ભરેલું બન્યું છે આવો મારો દહાડો નેહેસ્ત થયો છે.

જે વેળા ઈન્સાન દૂધ પીને ધરાય છે-કે તુરત મોત ઉતાવળું પડી તેને કહે છે કે "તું બુઢું થયું હવે ચાલ."

નોશીરવાને ઉડતાલીસ વર્ષ પાદશાહી કીધી અને તે બુઢ્ઢો થયો અને મરી ગયો તો તું ઓ ફિર્દોસી! સાઠ વર્ષનો થયો તે કાંઈ હવે તું જવાન નહીં કહેવાય.

પોતાનાં દરેક કામનું ભલું શેવટ આવે તેમ કર-ઘણું જીવવાની અને ઘણું મેળવવાની ચિન્તાથી તારાં દિલને દુઃખી ના કર.

# નોશીરવાન*

## પાદ્શાહીએ નૂશીરવાન્ ચેહ્લો હશ્ત્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશસ્તને નૂશીરવાન્.

## નોશીરવાનની પાદશાહી ઉડતાળીસ વર્ષ હતી. નોશીરવાનનું તખ્ત ઉપર બેસવું.

ચુ કેસ્રા નેશસ્ત અઝ્ બરે તખ્તે આજ
બસર્ બર્ નેહાદ્ આન્ દેલઅફ્રૂઝ્ તાજ
જહાન્ તાઝેહ્ શુદ્ અઝ્ સરે ગાહે ઊય
અબા ગોરુગ્ મીશ આબ્ ખુર્દી બજૂય
બશાહી બર્ ખાન્દન્દ આફરીન્
બફ્ર્માંને ઊ શુદ્ ઝમાનો ઝમીન્
ચુ કેસ્રા નેશસ્ત અઝ્ બરે ગાહે નવ્
હમી ખાન્દન્દી વરા શાહે નવ્
બેગોફ્તન્દ્ કીન્ શાહ્ જાવીદ્ બાદ્
ફરશ બરૂતર્ અઝ્ ફરૂરે જમશીદ્ બાદ્
ઝે બસ ખૂબીઓ દાદો આઇને ઊય
વઝાન્ નામવર્ દાનેશો દીને ઊય
વરા નામ કર્દન્દ નૂશીરવાન્
કે મેહ્રશ જવાન્ બૂદો દઉલત જવાન્

જ્યારે કેસ્રા હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો—અને પેલું દિલ રોશન કરનારૂં તાજ સર ઉપર મૂકયું,

ત્યારે તેનાં તખ્તની બુલંદીથી દેશ ખુશહાલ બન્યો—અને તેના ઇન્સાફથી મેંઢાં બકરાં વરૂની સાથ એકજ નદીમાં પાણી પીતાં થયાં.

સઘળાઓએ તેની ઉપર પાદશાહ તરીકેની દોઆ કીધી-ઝમાનો અને ઝમીન પણ તેનાજ તાબેદાર બન્યાં.

જ્યારે નોશીરવાન નવાં તખ્ત ઉપર બિરાજ્યો-ત્યારે સઘળાઓ તેને "નવો પાદશાહ" કરી બોલાવવા લાગ્યા.

તેઓ બોલ્યા કે "આ પાદશાહ જાવેદાન સુધી જીવતો રહેજો!-અને તેનું ખોરેહ પાદશાહ જમશીદના ખોરેહ કરતાં પણ વધારે હોજો!"

તેની પુષ્કળ ખૂબી, ઈન્સાફ અને રૂઢીને લીધે તેમજ તે નામવરની બાહોશી અને દીનની આસ્થાને લીધે,

લોકોએ તેનું નામ "નોશીરવાન" રાખ્યું-કારણકે રૈયત ઉપર તેની મેહરબાની ઘણી હતી અને નસીબમાં પણ તે ઘણો મોટો હતો.

---

* પાદશાહ કોબાદનો ચોથો યાને સર્વથી નાનો છોકરો. સઘળા છોકરાઓમાં આ છોકરો સર્વથી ડાહ્યો, બહાદુર અને વાજબી બોલનારો જાણીનેજ પાદશાહ કોબાદ એને પોતાનો ગાદીવારેસ ઠરાવી ગયો. ખરેજ આ પાદશાહ બહુ ભલો અને વાજબી ઈન્સાફ કરનારો નીવડયો. આ પાદશાહનું નામ કેસ્રા (ખુસરૂ) હતું. પણ પોતાની રીતભાત અને અદલ ઈન્સાફથી સઘળી રૈયતના જીવ ખુશહાલ કરવા લાગ્યો જેથી સઘળાઓએ તેને "નૂશીન રવાન" એટલે "મીઠા જીવનો" રૈયતના જીવને વહાલો અથવા અમર આત્માવાળો કરી બોલાવવા લાગ્યા. તેમજ એના વાજબી હક્ક ઈન્સાફથી આ પાદશાહ "આદેલ"ને નામે ઓળખાવા લાગ્યો. એના અદલ ઈન્સાફ માટેની ઘણીક વાતો તવારીખનવેસો લખી ગયા છે. કહે છે કે એના અદલ ઇન્સાફમાંથી આ પાદશાહનો છોકરો હોરમઝ વટિક છટકી શકયો નહીં હતો. આ પાદશાહની હકૂમતના છેલ્લા દિવસો ઉપર ઈસ્લામીઓનો પયગમ્બર હઝરત મોહમ્મદનો જન્મ થયો હતો. જેની આગાહી આગમચથી આ પાદશાહને થઈ હતી કે આ પયગમ્બરની નવી દીનથી સાસાનિયન પાદશાહતનો તેમજ ઝરતોશ્તી દીનનો નાશ થશે, તે છતાં આ આદેલ અને ઈન્સાફી પાદશાહ તે બાળકને ઇઝા પહોંચાડવાથી બાઝ રહ્યો કે આ બાળકે હાલ કાંઇ પણ ગુનાહ કર્યો નથી તેથી એને કાંઇ પણ ઇઝા કરવી જોઇયે નહીં. આથી સઘળા ઈસ્લામી લખનારાઓએ તેમજ ખુદ હઝરત મોહમ્મદે પણ આ પાદશાહની ઘણીજ તારીફ લખી છે. આ પાદશાહ પોતે દાના હોવાથી દાનાઓ અને ઓલ્માઓની મજલેસો ભરી સઘળી દાનાઈ મેળવતો હતો. નોશીરવાને રૂમીઓ સાથ તેમજ બીજા દેશો સાથ લડાઇઓ કરી ફતેહ મેળવી હતી. એણે પોતાના રાજ્યમાં ઘણાક સુધારા કર્યા હતા. આ નામીચા પાદશાહ માટે આપણા વિદ્વાન મીં૦ પાલનજી દેશાઇ વાજબી રીતે લખે છે, કે "ખરેખર નોશીરવાનની દરબારમાં ભેગા થતા એલ્મબાઝોમાં તે નામદાર એક આફતાબ જેવો હતો, અને તેટલા માટે તે એક ખરો 'શમ્સ ઉલ ઓલ્મા' હતો. શેત્રંજ અને નેર્દની રમતો, પિલ્પેની વાર્તાઓ, શાહનામુ, એ સર્વની ઉત્પત્તિ ઈરાનમાં આ વખ્તેજ થઈ હતી. નોશીરવાન જેવા બહાદુર, કાબેલ, ડાહ્યા, ઇન્સાફી અને સુધારક પાદશાહ બીજા થોડાજ થઈ ગયા હશે. જેને દેશીઓ અને વિદેશીઓ, જેને રાય અને રંક, જેને પયગમ્બર અને ધર્માચાર્યો, જેને મિત્ર અને શત્રુ એક સરખી રીતે વખાણે તેના જેવો બીજો ભાગ્યશાળી કોણ? નોશીરવાન તેવોજ હતો." આ પાદશાહ માટે અમો હવે પછી કાંઇક વધુ બોલનાર છિયે. આ દુન્યાનો નામીચો પાદશાહ ઈ. સ. ૫૩૧ થી ૫૭૯ સુધી ૪૮ વર્ષનો લામ્બો રાજવહિવટ ચલાવી ૮૯ વર્ષની પાકટ ઉમરે ગુઝર પામ્યો.

ખુજેસ્તાંને ગીતી શુદન્દ અન્જુમન્
ચુ બેન્શસ્ત સાલારૂ બા રાયઝન્
૪૨૬ સરે નામદારાન્ ઝબાન્ બરૂ કુશાદ
ઝે દાદારે નીકી દેહેશ કરૂદ યાદ
ચુનીન્ ગોફૂત કઝ કેર્દેગારે સેપેહરૂ
દેલે મા પુરૂ અઝ આફરીન્ બાદો મેહરૂ
કઝૂયસ્ત નીકો બદો નામો કામ
વઝૂ મુસ્તમન્દમ વઝૂ શાદકામ
વઝૂયસ્ત ફરૂરો બદૂયસ્ત ઝૂરૂ
બફર્માને ઊ તાબદ અઝ ચરૂખ હૂરૂ
ઝે રાયો ઝે પયમાને ઊ ગુઝરીમ
નફસ જોઝ બફર્માને ઊ નસ્પરીમ
બતખ્તે મેહી બરૂ હરાન્ કસ કે દાદ
કુનદ દરૂ જહાન્ બાશદ અઝ બખ્ત શાદ
હરાન્ કસ કે અન્દીશએ બદ કુનદ
બફર્જામ બદ બા તને ખદ કુનદ
ઝે મા હરૂચે પુર્સીદ પાસોખ દેહીમ
બપાસોખ હમહ રાએ ફરૂરોખ નેહીમ
અઝ અન્દીશએ દેલ કસ આગાહ નીસ્ત
બદીન્ તન્ગી અન્દરૂ મરા રાહ નીસ્ત
અગરૂ પાદશારા બુવદ પીશહ દાદ
કુનદ બીગુમાન્ હરૂ કસ અઝ દાદ શાદ
૪૨૭ અઝ એમરૂઝ કારી બફર્દા મમાન્
ચે દાની કે ફર્દા ચે ગર્દદ ઝમાન્
ગુલેસ્તાન્ કે એમરૂઝ બાશદ બબારૂ
તો ફર્દા ચેની ગુલ નેયાયદ બકારૂ
બદાન્ગહ કે યાબી તને ઝૂરૂમન્દ
ઝે બીમારી અન્દીશો દર્દો ગઝન્દ
પસે ઝેન્દગી યાદ કુન રૂઝે મરૂગ્
ચુનાનીમ બા મરૂગ્ ચૂન બાદો બરૂગ્
બદાનગહ કે દરૂ કારૂ સોસ્તી કુની
હમહ રાએ ના તન્દુરોસ્તી કુની
ચુ ચીરહ શવદ બરૂ દેલે મર્દે રશ્ક
યકી દરૂદમન્દી બુવદ બી પેઝશ્ક
વગરૂ બરૂ ખેરદ ચીરહ ગર્દદ હવા
નખાહદ બદીવાનગી બરૂ ગવા
વગરૂ મર્દે બીકારો બેસ્યારૂ ગૂય
નમાનદશ નઝદે કસી આબ્રૂય
બકઝ્ઝી તોરા રાહ તારીક તરૂ
સુએ રાસ્તી રાહ બારીક તરૂ
બકારી કે તૂ પીશદસ્તી કુની
બદ આયદ કે કુન્દીઓ સસ્તી કુની
૪૨૮ અગરૂ જોફૂત ગર્દદ ઝબાન્ બા દેરૂઘ
નગીરદ ઝે બખ્તે સેપહરી ફેરૂઘ
સખુન ગોફૂતને કઝ ઝે બીચારગીસ્ત
બબીચારગાન્ બરૂ બબાયદ ગેરીસ્ત

ચુ બરૂ ખીઝદ અઝ ખાબ્ શાહ અઝ નુખોસ્ત
ઝે દુશ્મન બુવદ ઇમનો તન્દુરોસ્ત

જ્યારે ઇરાન દેશના મોટા લોકો એકઠા થયા અને પાદશાહ પોતાના સલાહકારો સાથ તખ્ત ઉપર બેઠો,

ત્યારે નામદાર લોકોના તે સરદારે પોતાની ઝબાન ખુલ્લી કીધી-પ્રથમ તેણે નેકી પહોંચાડનારા સાહેબને યાદ કરી,

એ પ્રમાણે બોલ્યો કે "આસ્માનના પયદા કરનાર સાહેબની મદદથી-આપણ સઘળાનાં દિલ તેનીજ વખાણ અને માયાથી ભરેલાં હોજો !

કે જે સાહેબથીજ નેકી, બદી, કીર્તિ અને ઈચ્છા મળે છે તેનાથીજ હું હાજતમંદ છું અને તેનાથીજ હું મુરાદમંદ પણ છું.

તેજ સાહેબથી ખોરેહ તેમજ કોવત મળે છે-તેનાજ હોકમથી આસ્માન ઉપરથી આફતાબ રોશની આપે છે.

તેના વિચાર અને વચનથી આપણે ફરીશું નહીં-અને તેના હુકમ વગર દમ પણ લઇશું નહીં.

જે કોઇ શખ્સ કે આ મોટાઈનાં તખ્ત ઉપર બેસી વાજબી ઈન્સાફ-કરે છે તે પોતાનાં બખ્તથી આ જેહાનમાં ખુશહાલ રહે છે.

પણ જે કોઈ કે બૂરો વિચાર કરે છે-તો તે શેવટે પોતાનાંજ તન સાથ બૂરાઇ કરે છે.

તમો જે કાંઇ અમોને પૂછશો તેનો જવાબ અમો આપીશું-અને તે જવાબમાં અમો સઘળા મુબારક વિચાર ઝાહેર કરીશું.

કોઈનાં દિલમાંના વિચારથી કોઈ ખબરદાર છેજ નહીં અને એવાં સાંકડાં મનમાં મને માર્ગ મળતોજ નથી.

પણ જો પાદશાહનો ધંધો ઇન્સાફજ હોય-તો બેશક કે દરેક જણ ઈન્સાફથી ખુશહાલ બને.

આજના દિવસનું કરવાનું કામ તું આવતી કાલ ઉપર ના રાખતો-તું શું જાણે કે આવતી કાલે ઝમાનો કેમ ફરશે ?

જે બાગ કે આજે ખીલીને તૈયાર થયો હોય-તેનાં ફૂલ જો તું આવતી કાલે ચુંટે તો તે નકામાજ થઇ પડે.

જે વખતમાં કે તારાં શરીરમાં તાકાત હોય-તે વખતે બીમારી, દર્દ અને આફત માટેનો પણ વિચાર રાખતો રહેજે.

તું તારી ઝિંદગી પાછળ મોતનો દિવસ પણ યાદ રાખતો રહેજે-મોત આગળ આપણે જેમ પવન આગળ પાતરૂં હોય તેમ છિયે.

જે વખતે કે તું તારાં કામમાં આળસાઇ કરે છે-તે વખતે તું તારા સઘળા વિચારને નબળા પાડે છે.

જ્યારે એક માણસનાં દિલ ઉપર અદેખાઈ ગાલેબ થાય છે ત્યારે એક ડાકટરની મદદ વગરનો દર્દી બને છે.

અને જો અકલ ઉપર લોભ ગાલેબ થાય છે-તો પછી તેને દીવાનો ઠરાવવા માટે શાક્ષીની ઝરૂર રહેતી નથી

વળી જે શખ્સ કે કામ ધંધા વગરનો અને ઘણું બોલનારો હોય છે-તેને કોઈની નઝદીક આબરૂ ઈઝઝત મળતી નથી.

જૂઠાઈ તરફનો તારો રસ્તો ઘણોજ અંધારો છે-ત્યારે સચ્ચાઇનો રસ્તો ઘણોજ બારીક છે.

જે કામમાં કે તું આગેવાની કરતો હોય-તેમાં જો તું ઘંડાપણું વાપરે અને સુસ્તી કરે તો ઘણું બૂરૂં બને છે.

અગર કોઇની ઝબાન જૂઠાંનો સાથી થાય છે-તો આસ્માની બખ્ત તરફથી તેને કશો પ્રકાશ પુગતો નથી.

લાઇલાજીથી લોકો જૂઠું બોલે છે (યાને પોતાના બચાવનો એલાજ નહીં હોવાથી નાચારે જીવ બચાવવા તેઓ જૂઠું બોલે છે)-માટે એવા નાચારો ઉપર આપણને અફસોસ છૂટે છે

જયારે એક પાદશાહ ખાબમાંથી પહેલો ઉઠે છે-ત્યારે તે પોતાના દુશ્મનથી નચિન્ત તેમજ તંદુરોસ્ત રહે છે.

ખેરદમન્દો અઝ ખુર્દની બીનેયાઝ
ફેઝૂની બરીન્ દર્દો રન્જસ્તો આઝ
અગર્ શાહ્ બા દાદો બખ્શાયેશસ્ત
જહાન પુર્ ઝે ખૂબીઓ આસાયેશસ્ત
વગર્ કઝી આરદ બદાદ અન્દરૂન્
કબસ્તશ બુવદ ખુર્દનો આબ્ ખૂન
હરાન્ કસ કે હસ્ત અન્દરીન્ અન્જુમન્
શનીદ ઈન્ બર્ આવર્દહ્ આવાઝે મન્
બેદાનીદો સર્ તા સર્ આગહ્ બુવીદ
હમહ્ સાલહ્ બા બખ્ત હમરહ્ બુવીદ
કે મા તાજદારાન્ બસી દીદહ્ ઈમ
બદાદો ખેરદ રાહ્ બુગઝીદહ્ ઈમ
વલીકેન્ ઝે દસ્તૂર્ બાયદ શનીદ
બદો નીકુરા ઝ્ બેબાયદ બેદીદ
હરાન્ કસ કે આયદ બદીન્ બારગાહ્
બેબાયેસ્તહ્ કારી બબીગાહો ગાહ્
નબાશમ ઝે દસ્તૂર્ હમદાસ્તાન્
કે બર્ મન્ બેપૂશદ ચુનીન્ દાસ્તાન્
બદરગાહ્ બર્ કારદાનાને મન્
ઝે લશ્કર્ નબર્દહ્ સવારાને મન્
ચુ રૂઝી બરીશાન્ નદારીમ તન્ગ્
નેગહ્ કરદ બાયદ બનામો બનન્ગ્
હમહ્ મરદુમી બાયદો રાસ્તી
નમાયદ બદાદ અન્દરૂન્ કાસ્તી
હરાન્ કસ કે બાશદ ઝે ઈરાનેયાન્
બેબન્દદ બરીન્ બારગહ્ બર્ મેયાન્
બેયાયદ ઝે મા ગન્જો ગોફ્તારે નરૂમ
ચુ બાશદ પરસ્તન્દહ્ બા રાયો શરૂમ
ચુ બીદાદ ગીરદ કસી ઝીરદસ્ત
નબાશદ ખેરદમન્દો યઝદ પરસ્ત
સુકાફાત યાબદ બદાન્ બદ કે કરદ
નબાયદ ઘમે ના જવાન્ મરદ ખરદ
શુમા દેલ બફર્માને યઝદાને પાક્
બેદારીદો અઝ મા મદારીદ બાક્
કે ઊયસ્ત બર્ પાદશા પાદશા
જહાનદારો ફીરૂઝો ફર્માનરવા
ફેરૂઝન્દએ તાજો બુરૂશીદો માહ્
નુમાયન્દહ્ મારા સુએ દાદ રાહ્
જહાનદારો બર્ દાવરાન્ દાવરસ્ત
અઝ અન્દીશએ હર્ કસી બરતરસ્ત
મકાનો ઝમાન્ આફરીદો સેપેહર્
બેયારાસ્ત જાનો દેલે મા બમેહર્
નેગહ્દારે તાજસ્તો તખ્તે બલન્દ
તોરા બર્ પરસ્તેશ બુવદ યારમન્દ
શુમારા દેલ અઝ મેહરે મા બર્ ફેરૂખ્ત
દેલો ચશ્મે દુશ્મન્ બફર્માન્ બેદૂખ્ત
હમહ્ તનદુરોસ્તી બફર્માને ઊસ્ત
હમહ્ નીકુઈ ઝીરે પયમાને ઊસ્ત
ઝે ખાશાક્ તા હફ્ત ચર્ખે બલન્દ
હવા આતેશો આબો ખાકે નેઝન્દ

અકલમંદ પાદશાહ અયશો અશરતની પરવા રાખે નહીં-અયશો અશરતની જ્યારે તેને ઈચ્છા થશે ત્યારે તે ઠગાઇ કરશે, લોભી થશે અને દુ:ખી બનશે.

અગરજો પાદશાહ ઈન્સાફી અને બક્ષેશનો કરનારો હોય છે-તો સઘળો દેશ ખૂબીથી અને આસાયેશથી ભરેલોજ રહે છે.

પણ જો તે ઇન્સાફ કરવામાં અપ્રમાણિકપણું વાપરે છે-તો તેને ખોરાક એળિયા જેવો કડવો લાગે છે અને પાણી લોહી જેવું લાગે છે.

આ અન્જુમનની અંદર જે કોઇયે કે-આ મારૂં બોલવું સાંભળ્યું હોય,

તે સઘળું તમો જાણો અને વાકેફ થાઓ-અને સઘળાં વર્ષ નસીબનાજ સાથી બનો.

જો કે અમોએ ઘણાક તાજદારોને જોયા છે-તેમજ ઇન્સાફ અને દાનાઇનો માર્ગ પસંદ કીધો છે.

તો પણ વઝીરનું કહેલું મારે સાંભળવું જોઇયે-અને ભૂંડું ભલું તેનાથી જોવું જોઇયે.

જે કોઈ શખ્સ કે કાંઈ ઝરૂરી કામ માટે આ દરબારમાં વખત કે બેવખત આવશે, ૪૨૫

અને જો વઝીર તે શખ્સની વાત મારીથી છુપાવશે તો તે હું પસંદ કરીશ નહીં.

મારી દરબારના અમલદારોએ-અને મારાં લશ્કરના બહાદુર સવારોએ,

જો અમો તેઓને પગાર આપવાની કશી બખીલાઇ કર્યે નહીં-તો તેઓએ પણ પોતાનું નામ કાઢવા અને કીર્ત્તિ મેળવવા ઉપર ધ્યાન પુગાડવું જોઇયે.

અને સઘળે માણસાઈપણું અને રાસ્તીજ ફેલાવવી જોઇયે-ઈન્સાફનાં કામમાં અપ્રમાણિકપણું વાપરવુ નહીં જોઇયે.

ઈરાની પ્રજામાંથી જે કોઈ કે-આ દરબારની સેવા કરવામાં કમર બાંધશે,

અને તે જો બાહોશી અને કીર્ત્તિ સાથ નોકરી બજાવશે-તો અમારી તરફથી તે ખઝાનો મેળવશે અને માયા ભર્યા સખુનો પામશે.

પણ જો મારો કોઈ અમલદાર કોઇ ઉપર ઝુલ્મ ગુઝારશે-તો તે દાનેશમંદ નહીં કહેવાશે અને ખોદાની પરસ્તેશ કરનારો નહીં ગણાશે.

તેણે જે બદી કીધી છે તેના બદલામાં તેને સઝા ભોગવવી પડશે-એવા ચંડાલ શખ્સનો કોઇયે ગમ ખાવો નહીં જોઇયે.

તમો પાક યઝદાનનાં આપેલાં ફર્માન ઉપરજ તમારૂં દિલ-રાખો અને મારા તરફની કાંઈ પણ ધાસ્તી કરશો નહીં.

કારણકે તેજ સાહેબ પાદશાહોનો પાદશાહ છે-અને દુન્યાની સંભાળ કરનાર, ફતેહમંદી ભરેલો અને હોકમનો ચલાવનારો છે. ૪૩૦

તેજ સાહેબ પાદશાહોનાં તાજને તેમજ આફતાબ અને માહતાબને રોશન કરનારો છે-અને આપણને ઈન્સાફનો રસ્તો દેખાડનારો છે.

તે દુન્યાનો નેગહબાન અને દાવરોનો દાવર છે-તેને માટેના દરેક શખ્સના વિચાર કરતાં પણ તે સાહેબ વધારે ચઢિયાતો છે.

તેણે આ જેહાન, ઝમાનો અને બુલંદ આસ્માન પયદા કર્યું છે-તેણેજ આપણા જીવ અને દિલ મોહબતથી સણગાર્યાં છે.

તેજ સાહેબ આ તાજ અને બુલંદ તખ્તનો નેગહબાન છે-અને તેની પરસ્તેશ કરવાથી તે તમારો મદદગાર બને છે.

તમારાં દિલ મારી મોહબતથી તેજ સાહેબે રોશન કીધાં છે-અને દુશ્મનોનાં દિલ અને આંખ તેના હોકમથીજ સીવી લીધાં છે.

આપણી તમામ તંદુરોસ્તી તેનાજ ફર્માનમાં છે-અને સઘળી નેકી તેનાજ હુકમ હેઠળ છે.

એક નજીવા કચરાથી તે બુલંદી ભરેલાં સાતે આસ્માન સુધીની ચીઝો-જેવી કે હવા, આતશ, પાણી અને સીઆહ ખાક વગેરે,

બહસ્તીએ યઝૂદાન્ ગવાહી દેહન્દ
રવાને તોરા આશનાઈ દેહન્દ
સેતાયેશ હમહ્ ઝીરે ફર્માને ઊસ્ત
પરસ્તેશ હમહ્ ઝીરે પયમાને ઊસ્ત
૪૩૧ ચુ નૂશીરવાન્ ઈન્ સખુન્ બર્ ગેરેફૂત
જહાની અઝ્ માન્દહ્ અન્દર્ શેગેફૂત
હમહ્ યકુસર્ અઝ્ જાય બર્ખાસ્તન્દ
બર્ આફરીની નવ આરાસ્તન્દ

ખોદાતાલાની હસ્તીની ગવાહી આપે છે-અને તે ચીઝો તારા રવાનને તે સાહેબની પિછાન આપે છે.

તેથી તે સાહેબની સઘળી સેતાયેશ અને પરસ્તેશ તેનાંજ ફર્માન અને હોકમ નીચે છે."

જ્યારે પાદશાહ નોશીરવાન આવા સખુનો બોલી રહ્યો-ત્યારે તેની બાહોશીથી સઘળાઓ અજબ રહ્યા.

અને તેની ઉપર ફરીથી દુઆ કરી-સઘળાઓ ત્યાંથી બરખાસ્ત થયા.

## બખ્શ્ કર્દને નૂશીરવાન્ પાદ્શાહીએ ખુદ્રા બચહાર્ બહ્રહ્ વ નામહ્ નેવેશ્તન્ બકાર્દારાન્ દર્ બારએ દાદ્ ગુસ્તરી.

શાહનશાહ્ દાનન્દગાન્રા બેખાન્દ
સુખુનહાએ ગીતી સરાસર્ બેરાન્દ
જહાન્રા બેબખ્શીદ્ બર્ ચાર્ બહ્ર્
દર્ નામઝદ્ કર્દ્ આબાદ્ શહ્ર્
નુખોસ્તીન્ ખોરાસાન્ અઝ્ યાદ્ કર્દ્
હેલે નામદારાન્ બદ્ શાદ્ કર્દ્
દેગર્ બહ્રહ્ ઝ્ કુમ ખુદો એસ્ફેહાન્
નેહાદે બુઝોર્ગાનો જાએ મેહાન્
વઝ્ બહ્રહ્ બુદ્ આઝરઆબાદગાન્
કે બખ્શેશ નેહાદન્દ આઝાદગાન્
વઝ્ અર્મીનેયહ્ તા દરે અર્દબીલ
બેપયમૂદ્ બીના હેલો બૂમે ગીલ
સેવુમ પાર્સો અહ્વાઝો મર્ઝે ખઝર્
ઝે ખાવર્ વરા બૂદ્ તા બાખ્તર્
ચહારોમ એરાક્ આમદો બૂમે રૂમ
ચુનીન્ પાદ્શાહીઓ આબાદ્ બૂમ
૪૩૨ અઝીન્ મર્ઝહા હર્કે દર્વીશ બૂદ્
નેયાઝશ બરન્જે તને ખીશ બૂદ્
બેબખ્શીદ્ આગન્દહ્ ગન્જી બરીન્
જહાની બર્ ખાન્દન્દ આફરીન્
ઝે શાહાન્ હરાન્ કસ કે બુદ્ પીશ અઝ્
અગર્ કમ બુદશ જાહ્ અગર્ બીશ અઝ્
બેજુસ્તન્દ બહ્રહ્ ઝે કેશ્તો દેરૂદ્
નરસ્તરસ્ત કસ પીશ અઝીન્ નાબેસૂદ્
સે યક્ બૂદ્ યા ચાર્ યક્ બહ્રે શાહ્
કોબાદ્ આમદો દહ્ યક્ આવર્દ્ રાહ્

ઝે દહ્ યક્ બરાન્ બુદ્ કે કમતર્ કુનદ્
બેકૂશદ્ કે કેહ્તર્ ચુ મેહ્તર્ કુનદ્
ઝમાનહ્ નદાદશ બરાન્ બર્ દેરન્ગ્
બદર્યા બસ ઈમન્ મશવ્ અઝ્ નહન્ગ્

## નોશીરવાને પોતાની પાદશાહીને ચાર ભાગમાં વહેંચી નાખવી અને તેણે ઇન્સાફ ફેલાવવા માટે પોતાના અમલદારો ઉપર નામા લખવાં.

શેહન્શાહ નોશીરવાને દાનેશમંદ લોકોને બોલાવી મંગાવ્યા-અને દેશને લગતી સઘળી બાબતો ઉપર તકરાર ચલાવી.

તેણે દેશને ચાર ભાગમાં વહેંચી નાંખ્યો-અને તે ભાગો મધ્યે વસ્તીવાળા ઈલાકાઓ મુકરર કીધા.

તેમાંથી પહેલાં ખોરાસાનના ઈલાકાને યાદ કીધો-અને તેમ કરીને નામદારોનાં દિલ ખુશહાલ બનાવ્યાં.

તેમાંનો બીજો ઈલાકો કુમ અને ઇસ્ફેહાનનો હતો-કે જે બુઝોર્ગોની જન્મભૂમિ અને મોટાઓની જગ્યા હતી.

એજ હિસ્સામાં આઝર બાયજાનનનો ઇલાકો પણ સમાયલો હતો-કારણકે ઇરાની અમીરોએ તે ભાગમાંજ તેને ગણેલો હતો.

તે મેહસૂલી ખાતાના દાના અમલદારે તે બીજા ભાગને આર્મીન્યાથી તે અર્દબીલ સુધીનો તેમજ ગીલનો મુલક માપેલો હતો.

ત્રીજા ભાગની પૂર્વથી પશ્ચિમની હદમાં પાર્સ, અહવાઝ, અને ખઝર આવેલા હતાં.

ચોથા ભાગમાં એરાક અને રૂમના વસ્તીવાળા મુલકો સમાયલા હતા.

આ સઘળા મુલકોમાં જે કોઈ કે ગરીબો હતા-અથવા હેજગારી કરી પોતાની હાજત પુરી કરતા હતા,

તેઓને પાદશાહે પોતાનો એકઠો કીધેલો ખઝાનો બક્ષેશ કર્યો-જેથી સઘળા લોકોએ પાદશાહ ઉપર દુઆ કીધી.

એની આગમજના જેટલા કે પાદશાહો થઈ ગયા-પછી તેઓ નોશીવાનના કરતાં જાહોજલાલીમાં વધુ હતા કે ઓછાં હતા,

તેઓ ખેતીના પાકનો ચોકસ ભાગ લેતા હતા-કોઈ પણ ખેડુત પાકનો ચોકસ ભાગ સરકારને આપ્યા વગર છટકતો હતો નહીં.

તે પાદશાહો ખેડુત પાસેથી પાકના સેંકડે તેત્રીસ ટકા લેતા હતા કોઈ પચીસ ટકા લેતા હતા-પણ પાદશાહ કોબાદે ગાદીએ આવીને દશ ટકા લેવાની રીત દાખેલ કીધી.

દશ ટકાથી પણ ઓછા લેવાનો તે વિચાર કરતો હતો કે જેથી ગરીબો દવલતમંદ થાય.

પણ ઝમાનાએ તેને તેમ કરવાનો વખત આપ્યોજ નહીં-તું પણ આ દર્યા (દુન્યા)માં મગરમચ્છ (મોત)થી ઘણો નચિન્ત ના રહેતો.

**બકેસ્રા રસીદ્દ આન્ સઝાવારૂ તાજ**
**બેબખ્શીદ્દ બરૂ જાએ દહુ યકુ ખરાજ**
**શુદન્દ અન્જુમન્ બેખ્રદાનો રદાન્**
**બુઝોર્ગાનો બીદારૂ દેલ મૂબદાન્**
**હમહુ પાદ્દશાહાન્ શુદન્દ અન્જુમન્**
**ઝમીન્રા બેબખ્શીદો બરૂ ઝહ રસન્**
**ગઝીતી નેહાદન્દ બરૂ યકુ દેરમ**
**ગરૂ અયદૂન્ કે દેહકાન્ નબૂદી દેઝમ**
**કસીરા કુજા તોખ્મ યા ચારૂપાય**
**બહન્ગામે વર્ઝેશ નબૂદી બજાય**
**ઝે ગન્જે શહન્શાહ બર્દાશ્તી**
**ઝે કેશ્તન્ ઝમીન્ ખારૂ બુગ્ઝાશ્તી**
**બનાકેશ્તહુ અન્દરૂ નબૂદી સોખન્**
**પરાગન્દહુ શુદ્દ રસ્મહાએ કોહન્**
**ગઝીતે રઝે બારૂવરુ શશ દેરમ**
**બખોર્માસેતાન્ બરૂ હમીન્ ઝહ રકમ**
**ઝે ઝયતૂનો અન્ગૂરો હરૂ મીવહુદારૂ**
**કે દરૂ મેહુરગાન્ શાખ બૂદી બબારૂ**

**ઝે દહુ બુન દેરમ મારસીદી બગન્જ**
**નબૂદી બોઝ ઈન્ તા સરે સાલ રન્જ**

**વઝીન્ ખુર્દનીહાએ ખોર્દાદ માહુ**
**નકર્દી બબારૂ અન્દરૂન્ કસ નેગાહુ**
**કસી કશ દેરમ બૂદ દેહકાન્ નબૂદ**
**નબૂદી ઘમો રન્જે કેશ્તો દોરૂદ**
**બરૂ અન્દાઝહુ અઝ દહુ દેરમ તા ચહારૂ**
**બસાલી અઝૂ બેસ્તદી કારૂદારૂ**
**કસી બરૂ કસી બરૂ નકર્દી સેતમ**
**બસાલી બસેહુ બહુરહુ બૂદ ઈન્ દેરમ**
**ગુઝારન્દહુ બૂદી બદીવાને શાહુ**
**અઝીન્ બાઝ બહુરી બહરૂ ચારૂ માહુ**
**દબીરો પરસ્તન્દએ શહરૂયારૂ**
**નબૂદી બદીવાન્ કસીરા શુમારૂ**
**ગઝીતો ખરાજ આન્ ચે બુદ્દ બામ બોરૂદ**
**બસેહુ રૂઝનામહુ બમૂબેદ સેપોરૂદ**
**યકી આન્ કે બરૂ દસ્તે ગન્જૂરૂ દાદ**
**નેગહુબાને આન્ નામહુ દસ્તૂરૂ દાદ**
**દેગરૂ તા ફેરેસ્તદ બહરૂ કેશ્વરી**
**બહરૂ કારૂ દારાંએ હરૂ મેહુતરી**
**સેદીગરૂ કે નઝદીકે મૂબેદ બરદ**
**ગઝીતો સરો બાઝહા બેશમરદ**
**બફર્માને ઊ બૂદ કારી કે બૂદ**
**ઝે બાઝો ખરાજો ઝે કેશ્તો દોરૂદ**
**પરાગન્દ કારૂઆગહાન્ દરૂ જેહાન્**
**કે તા નીકો બદ ઝૂ નમાનદ નેહાન્**
**હમહુ રૂએ ગીતી પુરૂ અઝ દાદ કરૂદ**
**બહરૂ જાય વયરાની આબાદ કરૂદ**
**બેખોફતન્દ દરૂ દશ્ત ખુર્દો બુઝોરૂગ્**
**બઆબેશખુરૂ આમદ હમી મીશો ગોરૂગ્**

જ્યારે તે લાયક તાજ કેસ્રાને મળ્યું-ત્યારે તેણે તુરતજ તે દશાંશ ભાગની મેહસૂલ પણ માફ કીધી.

આથી દાનેશમંદો, સરદારો, મોટાઓ અને ચાલાક વઝીરો એકઠા મળ્યા.

તેમજ સઘળા હાકેમો ભેગા થયા-અને દેશની તમામ ઝમીનના ભાગ પાડી માપણી કીધી.

અને તે એક ભાગ ઉપર એક દિરમનો કર મુકરર કીધો-એ પ્રમા- ૪૩૩ ણેના કરથી કોઇ ખેડુત પણ દિલગીર નહીં હતો.

જે કોઇની પાસે કે ખેતીને વખતે રોપવાનો દાણો કે ખેડવા માટે બળદ નહીં હતા,

તો તે પાદશાહી ખઝાનામાંથી લઇ જતો હતો-જેથી ખેડયા વગરની ઝમીન કેથે પણ રહી જતી હતી નહીં.

નહીં ખેડાયલી ઝમીન ઉપરના કરની વાત કોઈ કરતું હતુંજ નહીં-એવી રીતે સઘળી જૂની પૂરાણી રાહ રસ્મો નીકળીજ ગઇ.

ફળ આપતા દરાખના છોડ ઉપર છ દેરમનો કર નાખ્યો-ખજુરીઓ ઉપર પણ એજ કર લાગુ પાડયો.

ઝયતૂનના ઝાડ (Olive tree), દરાખ અને બીજાં ફળ આપતાં ઝાડો-જેની ડાળીઓ તુળાવિષુવ (autumnal equinox)ના વખતે ફળથી ભરેલી રહે છે,

તેવાં દર દશ ઝાડો ઉપર એક દિરમનો કર નાખવામાં આવ્યો હતો જે પાદશાહી ખઝાનામાં જતો હતો-તે સિવાય બીજો કોઇ કર આખું વર્ષ લાગુ પાડવામાં આવતો હતો નહીં.

ખોરદાદ મહિના સૂધીની (યાને મિથુન રાશિનો સૂર્ય થાય ત્યાં સૂધીની) આ ખાવાની ચીઝોને લીધે નવાં ફળ તરફ કોઇ નઝર કરતું હતું નહીં.

જે કોઇ કે પૈસાવાળો હતો અને જે ખેડુત નહીં ગણાતો હતો-તેમજ જેને ખેતી કરવાની હાડમારી કે જંજાળ નહીં હતી,

તે શખ્સ પાસેથી તેના અંદાઝા પ્રમાણે વર્ષ દહાડે દશથી તે ચાર દિરમ સૂધીનો કર પાદશાહનો અમલદાર લેતો હતો.

કર ઉઘરાવવામાં કોઈ ઉપર કોઇ સેતમ ગુઝારતો હતો નહીં-કારણ ૪૩૪ એ પૈસા દર વર્ષે ત્રણ હફતા કરીને પગાર થતા હતા.

એ પ્રમાણે દર ચાર મહિને આ ખરાજમાંનો એક ભાગ ખરાજ આપનારો પાદશાહની કચેરીમાં લઈ જતો હતો.

તે કચેરીમાં લખનારા મેહેટાઓ અને પાદશાહના નોકરો પુષ્કળ હતા.

મેહસૂલ અને જકાત જે લેવામાં આવતી હતી તે સવારે લેવામાં આવતી હતી-અને તેની ટીપ ત્રણ દિવસમાં વડા વઝીર આગળ જતી હતી.

પહેલે દહાડે તે ખઝાન્ચીના હાથમાંજ જતી હતી-અને તે નામુ હાથમાં રાખી હુકમ કરતો હતો,

કે "બીજે દહાડેની નકલ શેહન્શાહતના જુદા જુદા ભાગમાં ત્યાંના હાકેમો અને વડાઓ ઉપર મોકલી આપે."

ત્રીજે દહાડે વડા વઝીર ઉપર તે જતી હતી-અને ત્યાં મેહસૂલ અને જગાતની ગણત્રી કરવામાં આવતી હતી.

ત્યાર બાદ મેહસૂલ, જગાત અને ખેતીના પાકનું જે કાંઇ કરવું હતું તે તેના હોકમથી થતું હતું.

પાદશાહે આખા દેશમાં અનુભવી શખ્સોને છોડી મૂકયા હતા-કે જેથી કરીને કાંઇ પણ ભલું કે ભૂંડું પાદશાહથી છુપું રહે નહીં.

એવી રીતે તેણે સઘળો દેશ ઇન્સાફથી ભરેલો બનાવ્યો-અને દરેક વયરાન પડેલી જગ્યા આબાદ બનાવી.

નાનાં કે મોટા નચિન્ત જીવે મયદાનોમાં સૂવા લાગ્યાં-વરૂ અને બકરાં ૪૩૫ મેઢાં સાથેજ પાણી પીતાં થયાં.

યકી નામહ ફરૂમૂદ બરૂ પહુલવી
પસન્દ આયદત ચૂન જે મન બેશનવી
નુખોસ્તીન સરે નામહ ગોફૂત અઝ મેહસ્ત
શહનશાહ કેસ્રાએ યઝદાન પરસ્ત
બરૂમન્દ શાખ અઝ દેરખ્તે કોબાદ
કે તાજે બુઝોર્ગી બસરૂ બરૂ નેહાદ
અઝૂ વીઝહ આબાદ હરૂ બૂમો બરૂ
કે યઝદાને દાદ આવરશ દાદ ફરૂ
સુએ કારૂદારાને બાઝો ખરાજ
પરસ્તન્દએ સાયએ ફરૂરો તાજ
બઅન્દાઝહ અઝ મા શુમારા દોરૂદ
હોનરૂ બા નેઝાદ આન કે બુદ બરૂ ફેઝૂદ
નુખોસ્તીન સખુન ચૂન કુશાયેશ કુનીમ
જહાન આફરીનરા સેતાયેશ કુનીમ
ખેરદમન્દો બીનાદેલ આનરા શેનાસ
કે દારદ ઝે દાદારે ગીતી સેપાસ
બેદાનદ કે હસ્ત ઊ ઝે મા બીનેયાઝ
બનઝદીકે ઊ આશકારસ્ત રાઝ
૪૩૬ કસીરા કુજા સરૂફરાઝી દેહદ
નુખોસ્તીન દરશ બીનેયાઝી દેહદ
મરા દાદ ફરૂમૂદો ખુદ દાવરસ્ત
ઝે હરૂ બરૂતરી જાવેદાન બરૂતરસ્ત
બયઝદાન રસી શાહો કેહતરૂ યકીસ્ત
કસીરા બજોઝ બન્દગી કારૂ નીસ્ત
બઝર્ફે ઝમીન તા બચર્ખે બલન્દ
ઝે ખુરૂશીદ તા તીરહ ખાકે નેઝન્દ
પયે મૂરૂ બરૂ હસ્તીએ ઊ ગવાસ્ત
કે મા બન્દગાનીમો ઊ પાદશાસ્ત
નફરૂમૂદ મારા જોઝ અઝ રાસ્તી
કે દીવ આવરદ કઝીઓ કાસ્તી
અગરૂ બહરે મન ઝીન જહાને ફરાખ
નબૂદી જોઝ અઝ બાઘો મયદાનો કાખ
નજોસ્તી દેલે મન જોઝ અઝ દાદો મેહરૂ
કુશાદન બહરૂ કારૂ બીદારૂ ચેહરૂ
કુનૂન રૂએ ગીતી હમહ સરૂબસરૂ
ઝે ખાવરૂ બરો તા દરે બાખ્તરૂ
બશાહી મરા દાદ યઝદાને પાક
ઝે રખ્શન્દહ ખુરૂશીદ તા તીરહ ખાક
૪૩૭ નબાયદ કે જોઝ દાદો મેહરૂ આવરીમ
વગરૂ ચીન બકારી બચેહરૂ આવરીમ
શબાની કમ અન્દીશો દસ્તી બુઝોરૂગ
હમી ગૂસ્ફન્દી નમાનદ ઝે ગોરૂગ

નબાયદ કે બરૂ ઝીરૂદસ્તાને મા
ઝે દેહકાનો આઝરૂ પરસ્તાને મા
બખુશ્કી બખાકો બકશ્તી દરૂ આબ
બરખ્શન્દહ રૂઝો બહન્ગામે ખાબ
ઝે બાઝારૂગાનાન કે બરૂ તરૂરો ખુશ્કૂ
દેરમ દારદો દુરૂરે ખૂશાબો મુશ્કૂ

પછી પાદશાહે પહલવી ભાષામાં એક નામુ લખવા ફર્માવ્યું-તે જ્યારે તું મારીથી સાંભળશે ત્યારે ઝરૂર તે તને પસંદ પડશે.

તે નામાની શુરૂઆતમાં લખ્યું કે "યઝદાન પરસ્ત મોટા શેહનશાહ કેસ્રા તરફથી,

જે કોબાદનાં ઝાડની એક ફલદ્રુપ ડાળી છે-કે જેણે બુઝોર્ગીનું તાજ પોતાનાં સર ઉપર મૂક્યું છે.

ખસૂસ કરીને તેનાથી દરેક મુલક અને ઝમીન આબાદ થયાં છે-કારણકે ઈન્સાફ આપનાર ખોદાતાલાએ તેને ખોરેહ બક્ષેશ આપ્યું છે તેની તરફથી,

મેહસૂલ અને ખરાજ વસૂલ કરનારા અમલદારો કે જેઓ પાદશાહના ખોરેહ અને તાજના પડછાયાના પૂજારી છે તેઓ તરફ આ નામુ પુગે.

તમો કે જેઓએ પોતાનાં ખાન્દાન સાથ કીર્ત્તિનો વધારો કર્યો છે, તેઓને અમારા તરફથી ઘટતી દુઆ હોજો!

જ્યારે અમો સખુન બોલવાનું શુરૂ કર્યું તેની પહેલાં જેહાનને પયદા કરનાર સાહેબની સેતાયેશ કર્યું.

અકલમંદ અને ચાલાક દિલનો તું તેજ શખસને જાણ-કે જે દુન્યાના સાહેબના શુક્રાના કરે.

તે જાણે છે કે તે સાહેબને આપણ બંદાઓની કશી હાજત નથી-અને આપણા દરેક ભેદ તેના આગળ ખુલ્લા છે.

જે કોઇને કે તે સાહેબ સરફરાઝી આપે છે-તેને પહેલાં હાજત વગરનો બનાવે છે.

તેજ સાહેબે મને ઇન્સાફ કરવા ફરમાવ્યું છે કારણકે તે પોતે ઈન્સાફી છે-તે દરેક શ્રેષ્ઠપણામાં હમેશે વધારે શ્રેષ્ઠ છે.

ખોદાને પુગવામાં શું પાદશાહ કે શું નોકર એક સરખાજ છે-માટે દરેક જણને બંદગી સિવાય કાંઈ બીજાું કામજ નથી.

ઝમીનની ઊંડાઇથી તે બુલંદ આસ્માન સૂધી-અને ખોરશીદથી નાચીઝ સીઆહ ખાક સૂધીની ચીઝો,

તેમજ એક કીડીનો પગ ખોદાની હસ્તીની ગવાહી આપે છે-કારણકે આપણે તો તેના બંદાઓ છિયે અને તેજ પાદશાહ છે.

તે સાહેબે આપણને રાસ્તી સિવાય બીજાું કાંઈ કરવા ફર્માવ્યુંજ નથી-કારણકે જૂઠાણું અને અપ્રમાણિકપણું અહરેમનજ એખ્તયાર કરે છે.

અગરજો મારે ભાગે આ ખોહોળી દુન્યામાંથી-બાગો, મયદાનો અને મેહલો સિવાય કાંઇ બીજાુ નહીં હતે,

તો પણ મારૂં દિલ ઈન્સાફ અને મોહબત સિવાય તેમજ દરેક ભલાં કામમાં ચિત્ત લગાડવા સિવાય બીજાું કાંઇ શોધતે નહીં.

પણ હમણાં તમામ દુન્યાની સપાટી-ખાવરથી તે બાખતર સૂધીના મુલકો,

તેમજ ઝળકતા ખોરશીદ થી તે સીઆહ ખાક સૂધીનું સઘળું પાક યઝદાને મારીજ શેહનશાહતનાં બક્ષેશ આપ્યું છે

રૈયત ઉપર ઈન્સાફ અને મેહરબાની સિવાય કાંઈ બીજાુ કરવુ આપણને ઘટે નહીં-પણ જો એ કામમાં જરા પણ ગુસ્સો દેખાડયે,

તો જેમ એક ઓછી અકલનો ગોવાળિયો હોય અને બકરાંનું ચરવાનું મયદાન ખોહેળું હોય તેમ ગણાય-કે જેનું એક પણ ગોસ્પંદ વરૂથી બચી શકતું નથી

એવું નહીં બનવું જોઇયે કે આપણી રૈયત ઉપર-તેમજ ખેડુતો અને આતશની જાળવણી કરનારા મોબેદોમાંથી કોઈ ઉપર,

ખુશ્કીમાં ઝમીન ઉપર કે પાણીમાં વહાણ ઉપર-શું રોશન દિવસને વખતે કે શું રાતને વખતે,

શું ઝમીન ઉપરના કે શું દર્યા ઉપરના દિરમ, કીમતી મોતીઓ અને કસ્તુરી સાથનો માલ ધરાવનારા વેપારીઓમાંથી કોઇની ઉપર,

નબાયદ કે ખુર્ બોજ્ બદાદો બમેહર્
બરીશાન્ બેતાબદ્ ઝે ખશ્મે સેપેહર્
બરીનગૂનહ્ રફ્ત ઈન્ નેઝાદો ગોહર્
પેસર્ તાજ યાબદ્ હમી અઝ્ પેદર્
બજોઝ્ દાદો ખૂબી નબુદ દર્ જેહાન્
યકી બૂદ બા આશ્કારો નેહાન્
નેહાદીમ્ રૂએ ઝમીન્રા ખરાજ
દેરખ્તો ગઝીત અઝ્ પયે તખ્તો તાજ
ચુ ઈન નામહ્ આરન્દ નઝદે શુમા
કે ફર્ખોન્દહ્ બાદ ઉમ્મેદે શુમા
કસી કુ બરીન્ યકુ દેરમ્ બુગઝરદ
બખીદાહ બર્ યકુ નફસ બેશમરદ
બયઝદાન્ કે ઊ દાદ દીહીમો ફરૂર્
કે બુરૂરમ્ મેયાનશ બબુરૂરન્દહ્ અરૂર્
જોઝ્ ઈન્ નીઝ્ બાદાફરહ્ કેર્દેગાર્
બેયાબદ ચુ તોખ્મે બદ આરદ બબાર્
હમીન્ રસ્મો ઈન્ નામહ્ બેન્હીદ પીશ
મગર્દીદ અઝીન્ ફરૂરોખ આઇનો કીશ
બહર્ ચાર્ માહી યકી બહર્ અઝીન્
બેખાહીદ બા દાદો બા આફરીન્
બજાઈ કે બાશદ ઝેયાને મલખ
વગર્ તફ્ફે ખુર્શીદ તાબદ બશાખ
વગર્ બર્ફો બાદ અઝ્ સેપહ્રે બલન્દ
બદાન્ કેશ્તમન્દાન્ રસાનદ ગઝન્દ
હમાન ગર્ નબારદ બનવરૂઝ નમ
ઝે ખુશ્કી શવદ કેશ્તે ખુર્રમ દેઝમ
મખાહીદ બાઝ્ અન્દરૂન બૂમો રોસ્ત
કે અબ્રે બહારશ બબારાન્ નશોસ્ત
ઝે તોખ્મે પરાગન્દહ્ વઝ્ મોઝદે રન્જ
બેબખ્શીદ કારન્દગાન્રા ઝે ગન્જ
ઝમીની કે આન્રા ખોદાવન્દ નીસ્ત
બેમોર્દી વરા ખીશો પયવન્દ નીસ્ત
નબાયદ કે ઈન્ બૂમ વયરાન્ બુવદ
કે દર્ સાયએ શાહે ઈરાન્ બુવદ
કે બદખાહ્ બર્ ગન્જ નન્ગ્ આવરદ
કે ચૂનીન બહાનહ્ બચન્ગ્ આવરદ
કે વયરાન્ બુવદ બૂમ દર્ ફર્રે મન્
નબાશદ બર્ સાયએ પર્રે મન્
ઝે ગન્જ આન્ચે બાયદ મદારીદ બાઝ્
કે કર્દસ્ત યઝદાન્ અઝાન્ બીનેયાઝ્
કસારા કે બાશદ દરીન્ પાયકાર્
અગર્ ગીરદ ઈન્ કારે દુશ્વાર્ ખાર્
કુનમ ઝેન્દહ્ બર્ દાર્ જાઈ કે હસ્ત
અગર્ સર્ફરાઝસ્ત અગર્ ઝીર્દસ્ત
બુઝોર્ગાન્ કે શાહાને પીશીન્ બુદન્દ
અઝીન્ કાર્ બર્ દીગર્ આઈન્ બુદન્દ
બદો નીકુ બા કાર્દારાન્ બુદી
જહાન્ પીશે અસ્પે સવારાન્ બુદી
બેરદશ હમીન્ ખીરહ્ બેફ્રીફૂતન્દ
અઝ્ અફ્ઝૂનીએ ગન્જ નશ્કીફૂતન્દ

આ આસ્માનના મેહરાબમાંથી આફતાબ, ઇન્સાફ અને મોહબત સિવાય તેઓ ઉપર પ્રકાશે એમ બનવું નહીં જોઇયે.

આ પાદશાહી અઉલાદ અને ખાન્દાનની રૂઢી એવીજ રીતે ચાલતી આવી છે-બાપની તરફથી તેનો બેટો તાજ મેળવે છે.

તેઓનું ઈન્સાફ અને ભલાઇનાં કામ સિવાય દુન્યામાં બીજું કામ હતુંજ નહીં-મનમાં જેવા ભલા વિચારો રાખતા હતા તેવાંજ કામો કરતા હતા.

ખેતીની ઝમીન ઉપર કર લાગુ પાડયો છે-અને ઝાડો ઉપરનો વેરો અને માલની જગાત રાજપાટના નીભાવ માટે રાખવામાં આવી છે.

જ્યારથી આ નામુ તમોને પહોંચે-ખોદા કરે તમારો બૃહસ્પતિ તમોને ભાગ્યશાળી નીવડે.

ત્યારથી જે કોઈ અમલદાર કે આ એક દિરમના કર ઉપરાંત વધુ લેશે-અને જરાક સરખો પણ ઝુલ્મ ગુઝારશે, ૪૩૮

તો ખોદા કે જેણે મને આ તાજ અને ખોરેહ બક્ષેશ કર્યું છે તેના કસમથી કહું છું-કે તેવા શખ્સની કમર એક તિક્ષણ કરવતે કરી વહેરી નાખીશ.

અને એ સિવાય જ્યારે તેની બદીનાં બી ફળ લાવશે ત્યારે ખોદાતાલા તરફથી પણ તે સઝા મેળવશે.

આ સઘળા કાયદા કાનુનો તેમજ આ નામુ તમો તમારી આગળજ રહેવા દેજો-અને આ મુબારક રીતથી અને દીન ધર્મથી ફરતા ના.

દર ચાર મહિને ખેરાજમાંનો એક હિસ્સો-તમો વાજબીજ રીતે અને સભ્યતાથી માગજો.

જે જગ્યાએ કે તીડ નુકસાન કરે-અથવા આફતાબની ગર્મી સઘળું સૂકવી નાખે,

અથવા બુલંદ આસ્માન ઉપરથી બરફ અને પવન-ખેતીવાડીને નુકસાન પહોંચાડે,

તેમજ અગર નવરોઝના દહાડા ઉપર ઝાકલ નહીં વરસે-અને ખીલેલાં ખેતરો પાણી વગર કરમાઇ જાય,

તો તેવી ઝમીન અને ખેતીનો કર તમો લેતાજ ના-કારણકે બહારની મોસમનાં વાદળે તે ઝમીનને વરસાદનાં પાણીથી ધોઇજ નથી.

તેવી ઝમીનમાં રદ ગયલાં બીયાંના તેમજ તેઓએ કીધેલી મેહનતના બદલા તરીકે-તે ખેતી કરનારાઓને આપણા ખઝાનામાંથી બખ્શેશ આપજો.

જે ઝમીનનો કે માલેક નહીં હોય-અથવા મરી ગયો હોય અને તેનાં કોઇ સગાં વહાલાં ન રહ્યાં હોય, ૪૩૯

તો તેવી જગ્યાને વયરાન થવા દેતા ના-કારણ તે તો ઈરાનના પાદશાહના સાયા તળે આવેલી છે.

નહીં તો કે દુશ્મનો એવી રીતનું બહાનું હાથમાં લાવી મારા ખઝાનાની હસી કરશે,

કે મારાં રાજ્યમાં કોઈ ઝમીન વયરાન પડી રહે-અને તે ઉપર મારાં પાદશાહી ખોરેહનો છાયો નહીં પડે.

માટે તે ઉપર જે કાંઈ જોઈતું હોય તે ખઝાનામાંથી ખરચજો-કારણકે ખઝાનાની બાબતમાં ખોદાએ મને હાજત વગરનો કીધેલો છે.

એ કામ ઉપર જે કોઇ કામદાર નિમાયો હશે અને તે જો આ મુશ્કેલ કામને તુચ્છ સમજશે તેને,

પછી તે સરદાર હોય કે નોકર હોય તે શખ્સને ત્યાંનો ત્યાંજ જીવતો ફાંસી ચઢાવીશ.

મારા બુઝોર્ગો કે જેઓ આગળા પાદશાહો હતા-તે લોકોનો એ કામને માટે જુદોજ રેવાજ હતો.

તેઓ સારૂં અને નરસું સઘળું અમલદારોનાજ હાથમાં સોંપતા હતા-સઘળો દેશ સવારોના ઘોડાના પગને હવાલે હતો.

લોભથી તેઓ પોતાની અકલને ઠગતા હતા-મોટા ખઝાના છતાં તેઓ સન્તોષી નહીં હતા.

૪૪૦ મરા ગન્જ દાદસ્તો હેહુકાન્ સેપાહુ
નખાહમ બદીનારૂ કર્દન્ નેગાહુ
શુમારે જહાન્ બાઝ જોસ્તન્ બદાદ
નેગહુ દાશતન્ અર્જે મર્દે નેઝાદ
ગેરામી તરૂ અઝ ગન્જ બદખાહે મન્
કે જુયદ હમી કેશવરો ગાહે મન્
સેપહુબુદ કે મરૂદુમ ફરૂશદ બઝરૂ
નેયાબદ બરીન્ બારૂગહુ બરૂ ગુઝરૂ
કસીરા બુવદ અરૂજ અઝીન્ બારૂગાહુ
કે બાદાદો મેહુરસ્તો બા રસ્મો રાહુ
ચુ બીદારૂ દેલ કારૂદારાને મન્
બદીવાને મૂબેદ શવન્દ અન્જુમન્
પદીદ આયદ અઝ ગોફ્તે યકુતન્ દોરૂઘ
અઝાન્ પસ નગીરદ બરે મા ફોરૂઘ
બબીદાદગરૂ મરૂ મરા મેહુરૂ નીસ્ત
પલન્ગો જફા પીશહુ મરૂદુમ યકીસ્ત
હરાન્ કસ કે ઊ રાહે યઝદાન્ બજોસ્ત
બઆબે ખેરદ જાને તીરહુ બશોસ્ત
બદીન્ બારૂગાહશ બલન્દી બુવદ
બરે મૂબેદાન્ અરૂજમન્દી બુવદ
૪૪૧ બનઝદીકે યઝદાન્ ઝે તોખ્મી કે કેશ્ત
બેયાબદ બપાદાશ ખુરૂરમ બેહેશ્ત
કે મા બીનેયાઝીમ અઝાન્ ખાસ્તહુ
કે ગર્દદ બનફ્રીન્ રવાન્ કાસ્તહુ
કેરા ગૂશ્તે દર્વીશ બાશદ ખુરેશ
ઝે ચર્ગશ બુવદ બીગુમાન્ પર્વરેશ
પલન્ગી બેહુ અઝ શહુરૂયારે ચુનીન્
કે ન શરૂમ દારદ ન આઇનો દીન્

કુશાદહુસ્ત બરૂ મા રહે રાસ્તી
ચે કૂબીમ ખીરહુ દરે કાસ્તી
નેહાની બદો દાદ દાદન બરૂય
બદાન્ તા રસદ નઝદે મા ગોફ્તગૂય
બનઝદીકે યઝદાન્ બુવદ ના પસન્દ
નબાશદ બદીન્ બારૂગાહુ અરૂજમન્દ
ઝે યઝદાનો અઝ મા બરાન્ કસ દોરૂદ
કે અઝ દાદો મેહુરશ બુવદ તારો પૂદ

અગરૂ દાદગરૂ બાશી અય શહુરૂયારૂ
બગીતી બેમાની યકી યાદગારૂ
કે જાવીદ હરૂ કસ કુનદ આફરીન્
બદાન્ શાહુ કાબાદ દારદ ઝમીન્
૪૪૨ ખેરદમન્દો બીના દેલ આનરા શેનાસ
કે દારદ ઝે દાદારે ગયહાન્ સેપાસ

ઈન્સાફ એજ મારો ખઝાનો છે અને એહુતોજ મારૂં લશ્કર છે-હું દીનાર ઉપર તો નઝર પણ કરવા માંગતો નથી.

આખા દેશની ગણત્રી હું ઇન્સાફથીજ કરવા માગું છું-ખાન્દાની માણસની લાયકાતની કદર બુજવા ચાહું છું.

મારા ખઝાના કરતાં તો મારો દુશ્મન કે જે મારો મુલક અને તખ્ત લેવા ચાહે તેને વધારે વહાલો ગણું.

જે સરદાર કે પૈસાના લોભને માટે માણસોને વેચશે-તે આ દરબારમાં આવવા પામશેજ નહીં.

આ દરબારમાં તેજ શખ્સને માન મરતબો મળશે-કે જે ઇન્સાફી માયાળુ અને રાહ રસ્મ પ્રમાણે ચાલનારો હશે.

જ્યારે મારા હુશ્યાર અમલદારો-મારા વઝીરની કચેરીમાં ભેગા મળશે,

ત્યારે જે કોઇની વાતોમાં જરા પણ જૂઠું માલૂમ પડશે-તો તે ત્યાર પછી અમારી આગળ કશો મરતબો પામશે નહીં.

ઝુલ્મગાર ઉપર મને બિલકુલ દયા નથી-મારી નઝદીક એક ચિત્તો વાઘ અને એક ઝુલ્મગાર બન્ને એક સરખાજ છે.

જે કોઇએ કે યઝદાનની રાહ પકડી હશે-અને ડહાપણનાં પાણીએ પોતાના સીઆહ જીવને ધોઇ કાઢયો હશે,

તેને આ દરબારમાં મોટાઇ મળશે-અને વઝીરોની નઝદીક આબરૂ મળશે.

અને પાક યઝદાનની નઝદીકમાં પણ તેણે જે નેકીનાં બી વાવ્યાં હશે તેના બદલા તરીકે તે ખુશી ભરેલું બેહેશ્ત મેળવશે.

અમો ખોટે રસ્તે મેળવેલા ખઝાનાની હાજત રાખતાજ નથી-કારણકે તેઓના શ્રાપથી જીવ દુઃખી થાય છે.

જે પાદશાહ કે ગરીબ રૈયતનું માસ ખાતો હોય-તે અલબત્તે શરીરે પોષાશે ખરો,

પણ તેવો પાદશાહ કે જે કાંઇ પણ શર્મ ધરાવતો નહીં હોય તેમજ રીતભાત અને દીન ધર્મ જાળવતો નહીં હોય તેના કરતાં તો એક ચિત્તો વાઘ ભલો કહેવાય.

જો અમારી સામે પ્રમાણિકપણાંનો માર્ગ ખુલ્લો થયલો છે-તો પછી ખોટી રીતે અપ્રમાણિકપણાંનો દરવાઝો શા માટે ઠોકયે?

જો મનમાં કપટ રાખી મોઢાં ઉપર ઇન્સાફનું ડોળ ઘાલશો-અને જો પાછળથી તેનો કઝીયો મારી આગળ આવશે,

તો તે શખ્સ આ દરબારમાં માન પામશે નહીં-અને ખોદાની નઝદીક પણ તે ના પસંદ થશે.

છેલ્લે ખોદાતાલા તરફથી તેમજ અમારી તરફથી જે શખ્સ કે ઈન્સાફ અને દયા માટે તાણા અને વાણા માફક વળગી રહ્યો હશે તેની ઉપર દોઆ હોજો!"

(ફિર્દોસી કહે છે કે) ઓ પાદશાહ! અગર તું ઈન્સાફી હશે-તોજ આ દુન્યામાં તું એક યાદગાર રહી જશે.

કારણકે જે પાદશાહ દેશને આબાદ રાખે છે તેની ઉપર દરેક જણ હમેશે દોઆ કરે છે.

અકલમંદ અને ડાહ્યો માણસ તેનેજ જાણ-કે જે દુન્યાના પયદા કરનાર સાહેબના શુક્રાના કરતો હોય.

## અરૂઝે લશ્કર્ ખાસ્તને નૂશીરવાન્ અઝ્ બાબક્.

ઝે શાહાન્ કે બા તખ્તો અફૂસર્ બુદન્દ
બગન્જો બલશ્કર્ તવાન્ગર્ બુદન્દ
નબુદ દાદ્ગર્ તર્ ઝે નૂશીરવાન્
કે જાવીદ બાદા રવાનશ જવાન્
ન ઝૂ પુર્ હેનર્ તર્ બમર્દાનગી
બતખ્તો બદીહીમો ફર્ઝાનગી
વરા મૂબેદી બૂદ બાબક્ બનામ્
હુશીવારો બીનાદેલો શાદ્કામ
બદૂ દાદ દીવાને અર્ઝે સેપાહ્
બેફર્મૂદ તા પીશે દર્ગાહે શાહ્
બેયારાસ્ત જાએ બલન્દો ફરાખ
સરશ બર્તર્ અઝ્ તીઘે દર્ગાહે કાખ
બેગુસ્તર્દ ફર્શી બર્ શાહ્વાર્
નેશસ્તન્દ હર્ કસ કે બૂદશ બકાર્
ઝે દીવાને બાબક્ બર્ આમદ ખોરૂશ
નેહાદન્દ યક્સર્ બઆવાઝ્ ગૂશ
કે અય નામદારાને જન્ગ્આઝ્માય
યકાયક્ બઅસ્પ્ અન્દર્ આરીદ પાય
ખરામીદ યક્સર્ બદર્ગાહે શાહ્
બસર્ બર્ નેહાદહ્ ઝે આહન્ કોલાહ્
ઝેરેહ્ દાર્ બા ગુર્ઝએ ગાવસાર્
કસી કૂ હેરમ્ ખાહદ અઝ્ શહ્ર્યાર્
બેયામદ બદીવાને બાબક્ સેપાહ્
હવા શુદ ઝે ગર્દે સવારાન્ સેયાહ્
ચુ બાબક્ સેપહ્રા હમહ્ બેન્ગરીદ
દેરફ્શો સરે નામ્દારાન્ નદીદ
ઝે દીવાન્ બઅસ્પ્ અન્દર્ આવર્દ પાય
બેફર્મૂદ શાન્ બાઝ્ ગશ્તન્ બજાય
બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત ગર્દાને સેપેહ્ર્
ચુ ખુર્શીદે તાબન્દહ્ બેન્મૂદ ચેહ્ર્
ખોરૂશી બર્ આમદ ઝે દર્ગાહે શાહ્
કે અય ગોર્ઝ્દારાને ઈરાન્ સેપાહ્
હમહ્ બા સેલીહો કમાનો કમન્દ
બદીવાને બાબક્ શવીદ અર્જમન્દ
બેરફ્તન્દ બા નીઝહો ખૂદો કબ્ર્
હમી ગર્દે લશ્કર્ બર્ આમદ બઅબ્ર્
નેગહ્ કર્દ બાબક્ બગેર્દે સેપાહ્
ચુ પયદા નબુદ ફર્રો અવરન્દે શાહ્
ચુનીન્ ગોફ્ત કેમ્રૂઝ્ બા મેહ્રો દાદ
હમહ્ બાઝ્ ગર્દીદ પીરૂઝો શાદ
બરૂઝે સેદીગર્ બર્ આમદ ખોરૂશ
કે અય નામ્દારાને બા ફર્રો હૂશ
મબાદા કે અઝ્ લશ્કરી યક્ સવાર્
બબી તર્કો બી જવ્શને કાર્ઝાર્

## નોશીરવાને બાબક પાસે લશ્કરની કાવાયત કરાવવી.

બીજા તખ્ત, તાજ, ખઝાના અને લશ્કરમાં વધારે ચઢિયાતા થઈ ગયલા પાદશાહોમાંથી,

કોઇ પણ પાદશાહ નોશીરવાનનાં કરતાં વધારે ઇન્સાફી નહીં હતો-કે તેનો આત્મા હમેશે જવાન રહેજો!

મર્દાનગીમાં તખ્ત અને તાજમાં તેમજ દાનાઇમાં એના કરતાં વધારે કીર્ત્તિ ભરેલા નહીં હતા.

નોશીરવાનનો બાબક નામનો એક બાહોશ, ચાલાક અને ભાગ્યશાળી વઝીર હતો.

પાદશાહે લશ્કરની તપાસ કરવાની દરબાર તેને સોંપી-અને હુકમ કીધો જેથી પાદશાહની દરબાર આગળ,

એક ઊંચી મોટા વીસ્તારવાળી જગ્યા તૈયાર કીધી-તે જગ્યાની ટોચ પાદશાહના મેહલની શિખરથી વધારે ઊંચી હતી.

તેમાં પાદશાહી ગલીચા બિછાવ્યા-અને જે કોઇ કામદારો હતા તે ત્યાં બેઠા.

ત્યાં બાબક વઝીરની કચેરીમાંથી મનાદી પોકારાઈ-અને સઘળાએ તે સમજવા ઉપર પોતાના કાન ધર્યાં,

કે "ઓ લડાઈ અઝમાવનારા નામદારો!-તમો સઘળાઓ ઘોડા ઉપર સવાર થાઓ. ૪૪૩

સર ઉપર લોઢાંની કોલાહ મેલી-સઘળા પાદશાહની દરગાહમાં આવો."

આથી બખ્તર પેહેરનારા જેઓ પાદશાહથી પગાર લેવા માગતા હતા તેઓ હાથમાં ગાયની શિકલના ગોર્ઝ લઇને,

તે લશ્કરીઓ બાબકની કચેરીમાં આવવા લાગ્યા-તે સવારોની ધૂળથી હવા પણ કાળી પડી ગઈ.

જ્યારે બાબકે તમામ લશ્કરને જોયું-પણ નામદાર લોકોના સરદારને તેમજ તેના ઝુંડાને નહીં જોયો,

ત્યારે તે કચેરીમાંથી નીકળી ઘોડા ઉપર સવાર થયો-અને તેઓને પાછો પોતાની જગ્યાએ જવાનો હોકમ કીધો.

એ ઉપર પણ ફરતો આસ્માન ફર્યો (યાને એક દિવસ નીકળી ગયો)-અને જ્યારે ઝળકતા ખોરશીદે પોતાનો ચેહરો બતાવ્યો,

ત્યારે પાછી પાદશાહની દરબારમાંથી મનાદી પોકારાઈ-કે "ઓ ઈરાની લશ્કરના ગોર્ઝ ધરાવનારા નામદારો!

તમો સઘળા હથિયાર, કમાન અને કમંદ સાથ-બાબકની કચેરીમાં હાઝેર થાઓ."

ફરી તેઓ નેઝા, લડાઈની કોલાહ અને બખ્તર સાથ ગયા-તે લશ્કરની ધૂળ વાદળ ઉપર ચઢવા લાગી.

ફરી બાબકે લશ્કરની આસપાસ નેગાહ કીધી-અને જ્યારે પાદશાહનું ખોરેહ અને દબદબો ત્યાં નહીં દેખાયો, ૪૪૪

ત્યારે તે બોલ્યો કે "આજે તમો માયા ઇન્સાફ સાથ-સઘળા ફતેહમંદ અને ખુશહાલ પાછા ફરો."

ત્રીજે દિવસે પાછી મનાદી પોકરાઈ-કે "ઓ દબદબા અને અકલવાળા નામદારો!

એવું નહીં બનવું જોઇયે કે લશ્કરમાંથી એક પણ સવાર લડાઇની ટોપી અને બખ્તર વગર,

બેયાયદ બદીન્ બારૂગહ્ બુગઝરદ
બદીવાન્ગહ્ અર્ઝે મા બેન્ગરદ
હરાન્ કસ કે હસ્ત ઊ બતાજ અરૂજમન્દ
બફરૂરો બુઝોર્ગીઓ તખ્તે બલન્દ
બેદાનીદ ક્રીન્ અરૂઝ આઝરૂમ નીસ્ત
સખુન બા બુહાબાઓ બા શરૂમ નીસ્ત
શહનશાહ્ કેઆ ચુ બેન્હાદ ગૂશ
ઝે દીવાને બાબક્ શનીદ આન્ ખોરૂશ
બેખન્દીદો ખફતાનો મેઘફરૂ બેખાસ્ત
દેરેફૂશે બુઝોર્ગી બરૂ આવરૂદ રાસ્ત
બદીવાને બાબક્ ખરામીદ શાહ્
નેહાદહ્ ઝે આહન્ બસરૂ બરૂ કોલાહ્
ફેરૂહેશ્તહ્ અઝ તર્કે રૂમી ઝેરેહ્
ઝદહ્ બરૂ ઝેરેહ્ બરૂ ફેરાવાન્ ગેરેહ્
૪૪૫ યકી ગુર્ઝએ ગાવપયકરૂ બચન્ગ્
ઝદહ્ બરૂ કમરૂ ચારૂ તીરે ખદન્ગ્
બબાઝૂ કમાનો બઝીન્ બરૂ કમન્દ
બેયાન્રા બઝરૂરીન્ કમરૂ કર્દહ્ બન્દ
બરૂ અન્ગીખ્ત અસ્પો બેયફશારૂદ રાન્
બગર્દન્ બરૂઆવરૂદ ગોરૂઝે ગેરાન્
એનાન્રા ચપો રાસ્ત લખ્તી બેસૂદ
સેલીહો સવારી બબાબક્ નમૂદ
નેગહ્ કરૂદ બાબક્ પસન્દ આમદશ
શહનશાહ્રા ફરૂરહ્મન્દ આમદશ
બદ્ ગોફ્ત શાહા અનૂશહ્ બુદી
રવાન્રા બફરૂહન્ગ્ તુશહ્ બુદી
બેયારાસ્તી રૂએ કેશવરૂ બદાદ
બદીન્ગૂનહ્ દાદ અઝ તો દારીમ યાદ
દેલીરી બુદ અઝ બન્દહ્ ઈન્ ગોફ્તગૂય
સઝદ ગરૂ ન પીચી તો અઝ દાદ રૂય
એનાન્રા યકી બાઝ પીચી બરાસ્ત
ચુનાન્ કઝ ખેરદમન્દીએ તૂ સઝાસ્ત
દેગરૂ બારહ્ કેઆ બરૂઅન્ગીખ્ત અસ્પ
ચપો રાસ્ત બરૂસાને આઝરૂગોશસ્પ
૪૪૬ નેગહ્ કરૂદ બાબક્ બદ્ ખીરહ્ માન્દ
જહાન્ આફરીન્રા ફેરાવાન્ બેખાન્દ
સવારી હઝારો યકી દુ હઝારૂ
નબૂદી કસીરા ગુઝરૂ બરૂ ચહારૂ
દેરમ્મી ફેઝૂન્ કરૂદ રૂઝી બશાહ્
બદીવાન્ ખોરૂશ આમદ અઝ બારૂગાહ્
કે અસ્પે સરે જન્ગ્જૂયાન્ બેયારૂ
સવારે જહાન્ નામવરૂ શહ્રૂયારૂ
ફેરાવાન્ બેખન્દીદ નૂશીરવાન્
કે દઉલત જવાન્ બૂદો ખુસવ જવાન્
ચુ બરૂખાસ્ત બાબક્ ઝે દીવાને શાહ્
બેયામદ બરે નામવરૂ પીશગાહ્
બદ્ ગોફ્ત કય શહ્રૂયારે બુઝોરૂગ્
ગરૂ એમરૂઝ મન્ બન્દહ્ ગશ્તમ સુતોરૂગ્
હમહ્ દરૂ દેલમ રાસ્તી બૂદો દાદ
દુરોશ્તી નગીરદ ઝે મન્ શાહ્ યાદ

આવે અને આ દરબાર આગળથી પસાર થાય-અને અમારાં લશ્કરની તપાસની જગ્યા તરફ નજર કરે.

જે કોઈ શખ્સ કે તાજ, ખુરેહ, બુઝોર્ગી અને બુલંદ તખ્ત ધરાવતા હોય,

તે લોકોએ જાણવું જોઇએ કે લશ્કરની આ તપાસ કાંઈ શર્મ રાખવાની જગ્યા નથી-અત્રે સન્માન કે લેહાઝ રાખવાની વાત છેજ નહીં."

શેહનશાહ નોશીરવાને જ્યારે કાન લગાડી-બાબકની દરબારની તે મનાદી સાંભળી,

ત્યારે તેણે હસીને પોતાનું બખ્તર અને લોઢાંની ટોપી મંગાવી-અને બુઝોર્ગી ભરેલો ઝુંડો ઉભો કરવામાં આવ્યો.

સર ઉપર લોઢાંની કોલાહ મેલીને પાદશાહ પોતે બાબકના દીવાનખાના તરફ ચાલ્યો.

રૂમી કોલાહની નીચે બખ્તર પેહેરેલું હતું-તે બખતરને સંખ્યાબંદ બોરિયાં (બટન) લાગેલાં હતાં.

તેણે પોતાના હાથમાં ગાયની સૂરતનો એક ગોર્ઝ પકડેલો હતો-કમરબંદ ઉપર ચાર ખદંગી તીર ખોસેલા હતા.

બાઝૂ ઉપર કમાન અને ઝીન ઉપર કમંદ લટકતી હતી-અને કમરે સોનેરી કમરબંદ બાંધેલો હતો.

ખભાં ઉપર ભારી ગોર્ઝ મૂકી-ઘોડાને એડ મારી તેને હાંકયો.

થોડોક વખત ડાબા જમણી ઘોડાને ફેરવી-પોતાનાં હથિયાર અને સવારીનો હોનર બાબકને દેખાડયો.

બાબકે તે જોયું અને તેને તે પસંદ કીધું-શેહનશાહનો ચેહરો તેને ખોરેહ ભરેલો નજર આવ્યો.

તેણે પાદશાહને કહ્યું કે "ઓ પાદશાહ! તું ખુશહાલ જીવતો રહેજે-તારા આત્માને દાનાઇનોજ તોશો મળતો રહેજો!

તેં ઇન્સાફથીજ સઘળો દેશ સણગાર્યો છે-તારા આવી રીતના ઇન્સાફને અમો હમેશે યાદ રાખીશું.

આટલું બોલવાની મેં છાતી ચલાવી છે-માટે આશા રાખું છું કે મારી ઉપર ખફા નહીં થશે.

હવે જેમ તું તારાં ડહાપણને લાયક ધારતો હોય તેમ-એક જમણી બાજૂનો કાવો લે."

નોશીરવાને બીજી મરતબે આઝર ગોશસ્પની ઝડપે ડાબા જમણી ઘોડો ફેરવ્યો.

તે જોઇ બાબક અજબ થયો-અને તુરત ખોદાતાલાને કેટલોક યાદ કરવા લાગ્યો.

હઝાર સવાર ધરાવનારા સરદારો હતા, બે હઝાર સવાર ધરાવનારા સરદારો હતા-પણ કોઈબી સરદાર ચાર હઝારથી વધારે સવારો રાખનારો નહીં હતો.

બાબકે સરદાર તરીકે પાદશાહનો પગાર તેની હોશ્યારી જોઇને વધાર્યો-પછી દરગાહમાંથી પેલી કચેરીમાં પોકાર આવ્યો,

કે "લડાયકોના સરદાર અને દેશના નામીચા સવાર નામવર પાદશાહનો ઘોડો લાવો."

નોશીરવાન ઘણો હસવા લાગ્યો-કારણકે તેનું નસીબ જવાન હતું તેમજ પાદશાહ પોતે પણ જવાન હતો.

જ્યારે બાબક પાદશાહની કચેરીમાંથી ઉઠયો-ત્યારે તે નામવર હુઝૂરની નઝદીક આવ્યો.

અને બોલ્યો કે "ઓ મોટા પાદશાહ!-જો આજ દીને મુજ બંદાએ કાંઇક ગુસ્તાખી કીધી છે.

તો પણ મારાં દિલમાં તો સઘળી રાસ્તી અને ઈન્સાફજ સમાયલો હતો-મુજ તરફ સખ્તાઇ વાપરવાનો તું પાદશાહ વિચાર નહીંજ કરશો.

દુરેશ્તી નબાશદ્ ચુ બાશદ્ દુરેસ્ત
અનૂશહુ કસી કુ દુરેશ્તી નજોસ્ત
બદૂ ગોફ્‌ત શાહુ અય હુશીવારૂ મરૂદ્
તો હરૂગેઝ ઝે રાહે દુરેસ્તી મગરૂદ્
તને ખીશરા ગર્ ગુહાબા કની
દેલે રાસ્તીરા હમી બેશ્કની
બેદાન્ અર્જે તો નઝ્દે મન્ બીશ ગશ્ત
દેલમ સૂએ અન્દીશએ ખીશ ગશ્ત
કે મા દરૂ સફે કાર્ઝારો નબરૂદ્
ચેગૂનહુ બરૂ આરીમ અઝ્ આવરૂદ્ ગરૂદ્
ચુનીન્ દાદ્ પાસોખ બપુરૂમાયહુ શાહુ
કે ચૂન્ તુ નબીનદ્ નેગીનો કોલાહુ
ચુ દસ્તો એનાને તો અય શહુરૂયારૂ
દરૂ અયવાન્ નદીદસ્ત પયકરૂનેગારૂ
બકામે તો બાદા સેપહ્‌રે બલન્દ્
દેલત્ શાદ્ બાદા તનત્ બી ગઝન્દ્
બમૂબેદ્ ચુનીન્ ગોફ્‌ત નૂશીરવાન્
કે બા દાદે મા પીરૂ ગર્દદ્ જવાન્
બગીતી નબાયદ્ કે અઝ્ શહુરૂયારૂ
બેમાનદ્ જોઝ્ અઝ્ રાસ્તી યાદ્‌ગારૂ
ચેરા બાયદ્ ઈન્ ગન્જો ઈન્ આઝો રન્જ
રવાન્ બસ્તન્ અન્દરૂ સરાએ સેપન્જ
ચુ ઈદરૂ નખાહી હમી આરમીદ્
બેબાયદ્ ચરીદો બેબાયદ્ ચમીદ્
પુરૂ અન્દીશહુ બૂદમ ઝે કારે જેહાન્
સખુન્‌રા હમી દાશ્તમ દરૂ નેહાન્
કે બા તાજે શાહી મરા દુશ્મનસ્ત
હમહુ ગેરૂદ્ બરૂ ગેર્દમ અહુરીમનસ્ત
બદેલ્ ગોફ્‌તમ આરમ્ ઝે હરૂ સૂ સેપાહુ
બેખાહમ ઝે હરૂ કેશ્વરી કીનહુ ખાહુ
નગર્દદ્ સેપાહુ અન્જુમન્ જોઝ્ બગન્જ
બમન્ બહુરહુ આયદ્ અઝાન્ ગન્જ રન્જ
અગરૂ બદ્ બદરૂવીશ ખાહદ્ રસીદ્
અઝીન્ આરૂઝૂ દેલ્ બેબાયદ્ બુરીદ્
હમી રાન્દમ્ બા દેલે ખીશ રાઝ્
ચુ અન્દીશહુ પીશે ખેરદ્ શુદ્ ફ્રરાઝ્
સુએ પહ્‌લવાનાનો સૂએ રદાન્
હમાન્ નઝ્દે બીદારૂદેલ્ મૂબદાન્
નેવેશ્તમ બહરૂ કેશ્વરી નામઈ
બહરૂ નામદારીઓ ખુદ્‌કામઈ
કે હરૂ કસ કે દારીદ્ હુશો ખરદ્
હમી કેહુતરીરા પેસરૂ પર્વરદ્
બમયદાન્ ફેરેસ્તીદ્ બા સાઝે જન્ગ્
બેજૂઈદ્ નઝ્દીકે મા નામો નન્ગ્
નબાયદ્ કે અન્દરૂ ફરાઝો નેશીબ્
નદાનન્દ્ ચન્ગો એનાન્ અઝ્ રેકીબ્
બગોઝે બશમ્શીરો તીરો કમાન્
બેદાનન્દ્ કૂશીદ્ બા બદ્‌ગમાન્
જવાન્ બીહેનરૂ સખ્ત નાખશ બુવદ્
અગરૂ ચન્દ્ ફર્ઝન્દે આરશ બુવદ્

જ્યારે કોઈ વાજબી ફર્ઝ બજાવે ત્યારે તે કાંઈ સખ્તાઇ ગણાતી નથી-ભલો તેજ શખ્સ છે કે જેણે સખ્તાઇ નહીં કીધી."

પાદશાહે તેને કહ્યું કે "ઓ હુશ્યાર મર્દ!-તું કદીબી સાચી રાહથી ફ્રફ્રતો ના.

જો તારો પોતાનો પક્ષ તું ખેંચવા જશે-તો સચ્ચાઇનો તું નાશ કરશે. ૪૪૭

તું જાણ કે મારી નઝદીક તારી કીમત વધી ગઇ છે-મારૂં દિલ મારા પોતાનાજ વિચાર તરફ ઢળ્યું છે,

કે હું પોતે લડાઈની સફ વચ્ચે લડાઈનાં મયદાનમાં દુશ્મનની ગર્દ કેવી રીતે કાઢીશ?"

બાબકે તે નામચીન પાદશાહને એવો જવાબ આપ્યો-કે "આ નેગીનો અને કોલાહ તારા જેવો બીજો પાદશાહ કોઇ જોશેજ નહીં.

ઓ પાદશાહ! તારા હાથ અને લગામ (યાને ઘોડે સવારીના તારા કામ.) જેવો ચીતાર તો કોઈ અયવાનમાં કોઈ ચીતારાએ પણ જોયો હશે નહીં.

બુલંદ આસ્માન તારીજ મુરાદ પ્રમાણે ફરતો રહેજો!-તારૂં મન ખુશહાલ રહેજો અને તારૂં શરીર દુઃખ વગરનું બનજો!"

નોશીરવાને વઝીરને કહ્યું-કે "મારા ઇન્સાફથી બુઢ્ઢો શખ્સ પણ જવાન બનશે.

આ દુન્યામાં એક પાદશાહ તરફથી રાસ્તી સિવાય બીજું કાંઇ પણ યાદગાર રહેવું નહીં જોઇયે.

આ ખઝાનો અને તે મેળવવાનો લોભ અને રંજ શા માટે જોઇયે?-આ ત્રાણપાંચ દિવસની દુન્યામાં શા માટે દિલ લગાડવું જોઈયે?

જ્યારે તું આ દુન્યામાં હમેશને માટે આરામ નથી લઇ શકવાનો-ત્યારે તારે તો ખાઈ પીને મઝાહ કરી લેવી જોઇયે.

આ દેશના વહિવટથી હું અંદેશા ભરેલો હતો-અને એ વાતને હું છુપીજ રાખતો હતો, ૪૪૮

કે પાદશાહી તાજ માટેના મારા દુશ્મનો પણ છે-અને તેઓ સઘળા મારી આસપાસ એહરેમનની માફક ભમે છે.

તેથી મેં વિચાર કીધો કે ચો તરફથી લશ્કર ભેગું કરૂં-અને દરેક મુલકમાંથી લડાયકોને બોલાઉં.

પણ પૈસા સિવાય લશ્કર એકઠું થતું નથી-અને તે પૈસા ભેગા કરવાની મારે મેહેનત કરવી પડે.

અને જો તેમ કરતાં ગરીબોને હાનિ પુગે-તો મારે તે ખાહેશ છોડી દેવી પડશે.

હું એવો છુપો વિચાર મારાં દિલમાં કરતોજ હતો-અને જ્યારે મારો વિચાર અકલને મળતો થયો,

ત્યારે પેહલવાનો અને સરદારો તરફ તેમજ ચાલાક વઝીરો તરફ,

અને દરેક મુલકના સઘળા નામીચા અને આપ એખ્તયાર હાકેમો તરફ મેં નામા લખ્યાં.

કે જેઓને અકલ અને વિચાર હોય-તેઓએ પોતાના છોકરાને દેશની સેવા કરવા મોટા કરવો,

અને તેમ કરી તેને લડાઈના અસ્બાબ સાથ મયદાનમાં મોકલી આપો-અને મારી નઝદીક તમો ઈઝઝત અને આબરૂ મેળવો.

એવું નહીં થવું જોઇયે કે ભયને વખતે તે પોતાના હાથનું, ઘોડાની લગામનું અને ઝીનના રેકાબનું ભાન નહીં રાખે. ૪૪૯

પણ તેઓ ગોર્ઝ, તલવાર, તીર અને કમાન સાથ-દુશ્મનની સાથે લડાઈ કરી જાણતા હોય.

એક હુનર વગરનો જવાન પછી તે આરશ જેવા તીરંદાઝનું ફર્ઝંદ કાં નહીં હોય તો પણ તે ઘણોજ અણગમતો હોય છે.

અરઝ શુદ કે દર સૂએ હર કેશવરી
દેરમ બોરૂદ નઝદીકે હર મેહુતરી
કુનૂન લાજરમ ફૂએ ગીતી બમરૂદ
બેયારાસતમ તા કે આરદ નબરૂદ
મરા સાઝે લશ્કર ઝે શાહાને પીશ
ફેઝૂનસ્તો હમ દાનેશો રાયો કીશ
સુખુનહા ચુ બેશનીદ મૂબેદ ઝે શાહ
હમી આફ્રીન ખાન્દ બર તાજો ગાહ
ચેહલ રૂઝ બૂદી દેરમરા દેરન્ગ
બેરફૂતી જહાનજૂય બા સાઝે જન્ગ
બદીવાનો દીનાર બરદાશ્તી
બદાન ખુરરમી રૂઝ બુગ્ઝાશ્તી

લશ્કરની કવાયત કરનાર આ દરબારમાંથી દરેક ઇલાકામાં ગયો છે અને ત્યાંજ હાકેમને માટે લશ્કરીઓને આપવા માટે પૈસા લઇ ગયો છે.

હવડાં બેશક કે મેં આખો દેશ એવા બહાદુરોથી-સણગાર્યો છે કે જે લડાઇ કરી શકે.

આગળા પાદશાહો કરતાં મારી પાસે લશ્કરનો અસ્બાબ તેમજ દાનાઈ, વિચાર શક્તિ અને દીન ધર્મનો ફેલાવો વધુ છે."

જ્યારે બાબક વઝીરે પાદશાહથી એવા સખુનો સાંભળ્યા-ત્યારે તેણે તેનાં તાજ અને તખ્ત ઉપર ભલી દુઆ કીધી.

દેરમ આપવાનું કામ ચાળીસ દિવસ સુધી ચાલ્યું-અને તે પાદશાહ તેટલા દિવસ લશ્કરી પોશાકમાંજ ફરતો હતો.

લશ્કરી ખાતામાંથીજ પૈસા લઇને પોતાનો વખત ખુશીમાં ગુઝારતો હતો.

## અન્દર્ઝે નૂશીરવાન્ બઇરાનેયાન્ વ પઝીરોફ્તને પાદ્શાહાન્ ફર્માને ઊરા.

ચુ ખુરશીદ બેન્મૂદ તાબન્દહ ચેહર
દરે બાઘ બુકુશાદ ગર્દાન સેપેહર
૪૫૦ પદીદ આમદ આન્ તૂદએ શમ્બલીદ
ચુ ઝુલ્ફે શબે તીરહ શુદ નાપદીદ
નેશસ્ત અઝ બરે તખ્ત નૂશીરવાન્
દીલી શાદો ખન્દાનો દઉલત જવાન્
જહાની બદર્ગાહ બેન્હાદ રૂય
હરાન્ કસ કે બુદ દર જહાન્ દાદ જૂય
બઆવાઝ ગોફ્ત આન્ ઝમાન્ શહરયાર
કે જોઝ પાક યઝદાન્ મદાનીદ યાર
કે દાનન્દહ ઊયસ્તો હમ રહનુમાય
હમ ઊ દસ્ત ગીરદ બહરદ્દ સરાય
મબાશીદ તરસાન્ ઝે તખ્તો કોલાહ
કુશાદહસ્ત બર હર કસી બારગાહ
હરાન્ કસ કે આયદ બરૂઝો બશબ્
ઝે ગોફ્તાર બસ્તહ મદારીદ લબ્
અગર મય ગુસારીમ બા અન્જુમન્
વર આહેસ્તહ બાશીમ બા રાયઝન્
બચઉગાનો બર દશ્તે નખ્ચીરગાહ
બરે મા શુમારા કુશાદહસ્ત રાહ
બખાબો બબીદારીઓ રન્જો નાઝ
અઝીન્ બારગહ કસ મગર્દીદ બાઝ
૪૫૧ મગર આરઝૂહા હમહ યાફ્તહ
મબોરપીદ ચક્ર તન્ ઝે મા તાફ્તહ
બદાન્ગહ શવદ શાદો રઉશન્ દેલમ
કે રન્જે સેતમદીદગાન્ બુગ્સેલમ
મબાદા કે અઝ કારદારાને મન્
ગર અઝ લશ્કરો પીશકારાને મન્

## નોશીરવાને ઇરાનીઓને નસીહત કરવી અને તેનું ફર્માન પાદશાહોએ કબૂલ કરવું.

જ્યારે ખોરશીદે પોતાનો ઝળકતો ચેહરો બતાવ્યો ત્યારે ફરતા આસમાને બાગનો દરવાઝો ખુલ્લો કર્યો.

જ્યારે સીઆહ રાતનાં ઝુલફાં ગુમ થયાં-અને શમ્બલીદનાં ફૂલનો ઝુમખો (આફતાબ) ઝાહેર થયો,

ત્યારે નોશીરવાન ખુશહાલ દિલે, હસ્તો અને જવાન નસીબ સાથ તખ્ત ઉપર બિરાજ્યો.

દેશમાંના જે લોકોને કે ઈન્સાફ જોઇતો હતો તે સઘળાઓ દરબારમાં આવવા લાગ્યા.

પછી પાદશાહે બુલંદ આવાઝે તેઓને કહ્યું-કે "તમો પાક યઝદાન સિવાય બીજા કોઇને તમારો મદદગાર ના જાણતા.

કારણકે તેજ સાહેબ સઘળું જાણનારો અને આપણો રેહનુમા છે-તેમજ બન્ને જેહાનમાં આપણો હાથ પકડનારો પણ તેજ સાહેબ છે.

તમો આ મારાં તખ્ત અને તાજથી કાંઈ પણ બીહતા ના-આ દરબાર દરેક જણને માટે ખુલ્લી છે.

તમો કોઈબી શખ્સ ફર્યાદ માટે દિવસે કે રાતે અત્રે આવો-તો કોઈ પણ વાત કહેવાથી તમારાં મોં બંધ રાખતા ના.

અગરજે અમો મજલેસ સાથ બેસી મય પીતા હોઇયે-અથવા સલાહકારો સાથ ખાનગી મસ્લહત કરતા હોઈયે,

અથવા ચઉગાન બાઝીમાં હોઇયે કે શેકારનાં મયદાનમાં હોઇયે-તો ત્યાં પણ તમો લોકોને અમો પાસે આવવાનો રસ્તો ખુલ્લો છે.

હું સૂતો હોઉં, જાગતો હોઉં, કામ કરતો હોઉં-તો પણ કોઇએ આ દરબારમાંથી પાછું ચાલી જવું નહીં.

પોતાની સઘળી ઉમેદો મેળવ્યા વગર-કોઇ પણ શખ્સે અમો આગળથી પાછા જઇ આરામ કરવો નહીં.

જ્યારે કે સિતમ ખમેલાઓઓનું દુઃખ હું દૂર કરીશ-ત્યારેજ મારૂં દિલ ખુશહાલ અને રોશન થશે.

એવું ના બનતું કે મારા કામદારોમાંથી-અથવા મારાં લશ્કર અને નોકરોમાંથી,

બેખોસ્પદ કસી બા દેલી દરૂદમન્દ
કે અઝ દર્દે ઊ બરૂ મન્ આયદ ગઝન્દ
સખુન્ ગરૂ ચે અન્દકૂ બુવદ વરૂ નેહાન્
બેપુર્સદ ઝે મન્ કેર્દેગારે જેહાન્
ઝે બાઝો ખરાજ્ આન્ કુજા માન્દહસ્ત
કે મૂબેદ બદીવાને મા રાન્દહસ્ત
નખાહન્દ નીઝ્ અઝ્ શુમા ઝરૂરો સીમ
મજુરબીદ ઝીન્ પસ દેલ્ અઝ્ મન્ બબીમ
બરૂઆમદ ઝે અયવાન્ યકી આફ્રીન્
બખુરૂશીદ બરૂ શુદ ઝે રૂએ ઝમીન્
કે નૂશીરવાન્ બાદ બા ફરૂરહી
હમહુ સાલહુ બા તાજે શાહનશાહી
મબાદા અઝૂ તખ્ત પરૂદુખ્તો ગાહુ
હમ ઈન્ નામવરૂ ખુસ્રવાની કોલાહુ
બેરફૂતન્દ બા શાદીઓ ખુરૂરમી
ચુ બાઘે અરમ ગશ્ત રૂએ ઝમી
બગીતી નદીદી કસીરા દેઝમ
વઝ્ અબ્રૂ અન્દરૂ આમદ બહન્ગામ નમ
જહાન્ શુદ બકેર્દારે ખુરૂરમ બેહેશ્ત
હમી અબ્રૂ દરૂ બૂસ્તાન્ લાલહુ કેશ્ત
દરો દશ્તો પાલીઝ્ શુદ ચૂન્ ચરાઘ્
ચુ ખુરૂશીદ શુદ બાઘો ચૂન્ બાઘ્ રાઘ્

પસ આગાહી આમદ બરૂમો બહન્દ
કે શુદ મર્ઝે ઈરાન્ ચુ રૂમી પરન્દ
ઝમીન્રા બકેર્દારે તાબન્દહુ માહુ
બદાદો બલશ્કરૂ બેયારાસ્ત શાહુ
કસી આન્ સેપહુરા નદાનદ શુમારૂ
બગીતી મગરૂ નામવરૂ શહુરૂયારૂ
હમ બા દેલી શાદો બા સાઝે જન્ગ્
હમહુ ગીતી અફ્રૂઝો બા નામો નન્ગ્
દેલે શાહે હરૂ કેશ્વરી ખીરહુ ગશ્ત
ઝે નૂશીરવાન્ શાન્ રવાન્ તીરહુ ગશ્ત
ફેરેસ્તાદહુ આમદ ઝે હેન્દો ઝે ચીન્
હમહુ શાહુરા ખાન્દન્દ આફ્રીન્
નદીદન્દ બા ખીશ્તન્ તાવે ઊય
સબુક્ શુદ બદેલ્ બાઝ્ બા સાવે ઊય
હમહુ કેહુતરીરા બેયારાસ્તન્દ
હમહુ બર્દહો બદરહા ખાસ્તન્દ
બઝરૂરીન્ અમૂદો બઝરૂરીન્ કોલાહુ
ફેરેસ્તન્દગાન્ બરૂ ગેરેફૂતન્દ રાહુ
બદરૂગાહે શાહે જેહાન્ આમદન્દ
અબા સાવો બાઝે મેહાન્ આમદન્દ
બેહેશ્તી શુદ આરાસ્તહુ બારૂગાહુ
ઝે બસ બર્દહો બદરહો બારૂખાહુ
બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત્ ચન્દી સેપેહુરૂ
હમી રફ્રૂત બા શાહે ઈરાન્ બમેહુરૂ

કોઈ પણ ગમગીન દિલ સાથ સૂએ-કારણકે તેનાં દુ:ખથી મારી ઉપર પણ ઈઝા પુગે.

ગમે તેવી નજીવી કે નહીં જણાયલી વાત હશે-તેનો હિસાબ પણ ખોદાતાલા મારી પાસ માગશે.

તમો ઉપરના કર અને વેરામાંથી જે કાંઇ બાકી રહેલો છે-અને જે વઝીરે મારાં દફતરમાં નોંધેલો છે,

તે સિવાય તમો પારેથી કાંઈ પણ વધુ સોના રૂપાંનું નાણું માગવામાં આવશેજ નહીં-તે માટે કોઇએ પણ મારી તરફથી કશી ધાસ્તી રાખવી નહીં."

આ સાંભળી તે દરગાહમાંથી આફ્રીનના પોકારો નીકળ્યા-જે ઝમીનની સપાટી ઉપરથી આફતાબ સૂધી પહોંચ્યા,

કે "નોશીરવાન ખોદાઈ ખોરેહ અને શેહન્શાહી તાજ સાથ સઘળાં વર્ષ કાયમ રહેજો!

આ પાદશાહથી તેનું તખ્ત અને તેનો મુલક તેમજ આ નામીચું પાદશાહી તાજ ખાલી ના હોતું!"

પછી તેઓ ખુશી ખુરમમી સાથ રવાના થયા-અને સઘળો દેશ બેહેશ્તના બાગ જેવો ખુશહાલ બન્યો. ૪૫૨

આખા દેશમાં કોઈ પણ શખ્સ દિલગીર જણાતો ન હતો-અને વખતસર વરસાદ પણ પડતો હતો.

દેશ ખુશી ભરેલાં બેહેશ્ત માફક બન્યો-વરસાદનાં વાદળાં બાગોની અંદર ગુલ લાલાનાં ફૂલો રોપવા લાગ્યાં.

પહાડની ખીણો, મયદાનો અને ખેતરો ચેરાગની માફક રોશન થયાં-ખુશનુમા બાગો ખુરશીદ જેવા ઝળકતા બન્યા અને વયરાન જંગલો બાગ જેવાં દેખાવા લાગ્યાં.

પછી રૂમ અને હિંદુસ્તાનમાં એવી વાત ફેલાઈ ગઈ-કે "ઈરાન દેશ રૂમી રેશમી ચીતારવાળા કપડાં જેવો દેખાવળો બની ગયો છે.

પાદશાહે પોતાના ઈન્સાફથી તેમજ બોહોળાં લશ્કરથી પોતાના દેશને રોશન માહતાબની માફક સણગાર્યો છે.

દુન્યામાં નામવર પાદશાહ સિવાય કોઈ બીજો તે લશ્કરની ગણત્રી કરી જાણતોજ નથી.

સઘળા લોકો ખુશહાલ દિલના અને લડાઈના અસ્બાબ સાથના છે-સઘળાઓ દેશને રોશન કરનારા તેમજ નામ અને કીર્ત્તિ શોધનારા છે."

આ સાંભળી દરેક મુલકના પાદશાહોનાં દિલ ગભરાટમાં પડયાં-અને નોશીરવાનથી તેઓના જીવ સીઆહ થયા.

હવે હિંદ અને ચીનથી એલચીઓ આવ્યા-તે સઘળાઓએ પાદશાહ ઉપર દુઆ કીધી.

તેઓએ પોતાનામાં તેની સામે થવાની તાકત નહીં જોઇ-જેથી પોતાના દિલ સાથ તેને ખંડણી અને ખેરાજ આપવા માટે ઉતાવળા બન્યા. ૪૫૩

તેઓ સઘળી તાબેદારી માટે તેયાર થયા-અને ખૂબસૂરત ગોલામો અને સોનાના દીનારની થેલીઓ સઘળી મંગાવી.

અને સોનેરી ગોર્ઝ અને સોનેરી કોલાહ સાથ-પેલા એલચીઓએ રસ્તો લીધો.

તેઓ પોતાના પાદશાહો તરફની ખંડણી અને ખેરાજ લઇ-ઈરાન દેશના પાદશાહની દરગાહમાં આવ્યા.

તે પુષ્કળ સોનાની થેલીઓ, ગોલામો અને પેલા એલચીઓએ કરી-તે દરબાર એક બેહેશ્તની માફક સણગારેલી બની.

એવીજ રીતે આસ્માન કેટલોક વખત પસાર થયું-અને ઈરાનના પાદશાહ સાથ મોહબતથીજ ચાલવા લાગ્યું.

## ગશતને નૂશીરવાન્ ગેર્દે પાદ્શાહીએ ખુદ્ વ દીવાર્ બર્ આવર્દન્ બરાહ્ગુઝારે ઇરાન્ વ તૂરાન્.

ખેરદ્મન્દ કેસ્રા ચુનીન્ કરૂદ રાય
કઝાન્ મરૂઝ લખ્તી બેજુમ્બદ ઝે જાય
બેગર્દદ ચકી ગેર્દે ખુર્રમ જેહાન્
કુશાદહ્ કુનદ કારૂહાએ નેહાન્
બેઝદ કૂસો અઝ્ જાએ લશ્કર્ બેરાન્દ
હમી માહો ખુર્શીદ અઝ્ ખીરહ્ માન્દ
ઝે બસ્ લશ્કરો ગઉહરો સીમો ઝર્
કમરહાએ ઝરીનો ઝરીન્ સેપર્
૪૫૪ તો ગોફ્તી બકાન્ અન્દરૂન્ ઝર્ નમાન્દ
હમાન્ દુર્રે ખુશાબો ગઉહર્ નમાન્દ
તન્આસાન્ બસૂએ ખોરાસાન્ કશીદ
સેપહ્‌રા બઆઇને સાસાન્ કશીદ
બહર્ બૂમે આબાદ કૂ બર્ ગુઝશ્ત
સરાપર્દહો ખીમહા ઝદ બદશ્ત
ચુ બર્ખાસ્તી નાલએ કર્રનાય
મનાદીગરી પીશ કર્દી બપાય
કે અય ઝીર્દસ્સ્તાને શાહે જેહાન્
કે દારદ ગઝન્દી ઝે મા દર્ નેહાન્
મખોસ્પીદ નાઈમન્ અઝ્ શહ્‌રયાર્
મદારીદ અન્દીશહ્ જાન્‌રા નેઝાર્
અઝીન્ગૂનહ્ લશ્કર્ બગોર્ગાન્ કશીદ
હમી તાજો તખ્તે ગુઝોર્ગાન્ કશીદ
ચુનાન્ દાન્ કે કમ્મી નેયાયદ ઝે દાદ
હોનર્ બાયદ અઝ્ શાહો રાયો નેઝાદ
ઝે ગોર્ગાન્ બસારીઓ આમુલ્ શુદન્દ
બહન્ગામે આવાએ બુલ્બુલ્ શુદન્દ
હરો દશ્ત ચકૂસર્ હમહ્ બીશહ્ બૂદ
દેલે શાહે ઈરાન્ પુર્ અન્દીશહ્ બૂદ
૪૫૫ ઝે હામૂન બકૂહી બરૂઆમદ બલન્દ
ચકી તાઝીયે બર્નેશસ્તહ્ સમન્દ
સુએ કૂહો આન્ બીશહો બેન્ગરીદ
ગુલો સુમ્બુલો આબો નખ્ચીર્ દીદ
ચુનીન્ ગોફ્ત કય દાવરે કેર્દેગાર્
જહાન્દારો પીરૂઝો પર્વર્દેગાર્
તોઈ આફરીનન્દએ હૂરો માહ્
કુશાયન્દહો હમ નુમાયન્દહ્ રાહ્
જહાન્ આફરીદી બદીન્ ખુર્રમી
કે અઝ્ આસ્માન્ નીસ્ત પયદા ઝમી
કસી કૂ બોઝ્ અઝ્ તૂ પરસ્તદ હમી
રવાન્‌રા બદૂઝખ્ ફરસ્તદ હમી
અઝ્ ઈરાન્ ફરીદૂને યઝ્દાન્ પરસ્ત
બદીન્ ગૂનહ્ બર્સાખ્ત જાએ નેશસ્ત

## નોશીરવાનનું પોતાની પાદશાહીની આસપાસ ફરવા નીકળવું અને ઇરાન તથા તૂરાન વચ્ચેની હદના રસ્તા ઉપર દીવાર ઉભી કરવી.

દાનાઇ ભરેલા નોશીરવાને એવો વિચાર કીધો કે "તે પોતાના મુલક-માંથી થોડોક વખત બાહેર જાય.

અને આ ખુશી ભરેલા દેશની આસપાસ એક ફેરો મારે-અણઘટતાં છુપાં કામો ખુલ્લાં કરે."

આથી તેણે નગારાં વગડાવ્યાં અને ત્યાંથી લશ્કર આગળ ચલાવ્યું-તેનાથી આફતાબ અને માહતાબ પણ અજબ રહેવા લાગ્યા.

પુષ્કળ લશ્કરથી અને પુષ્કળ ગોહર, રૂપાં અને સોનાથી તેમજ પુષ્કળ સોનેરી કમરબંદો અને સોનેરી ઢાલોએ કરીને,

તું કહે ગોયા ખાણોમાં સોનું રૂપું રહ્યું નહીં તેમજ આબદાર મોતી અને ગોહરો રહ્યાંજ નહીં.

તેણે નચિન્તાઈથી ખુરાસાન તરફ સાસાની પાદશાહોની રીત રેવાજ મૂજબ લશ્કર ચલાવ્યું.

જ્યાં પણ કેથે તે આબાદ મુલકમાંથી પસાર થતો-તો ત્યાં મયદાન-માંજ સરાપરદહ ઠોકતો.

અને જ્યારે કરનાયના પોકાર ઉઠતા-ત્યારે એક ગનાદી પોકારનારને ત્યાં ઉભો કરતો.

તે પોકારતો કે "ઓ દેશના પાદશાહની રૈયતના લોકો!-કે જેઓ અમારી તરફથી છુપી રીતે નુકસાન ખમતા હોય,

તેઓ પાદશાહથી નિરાશ થઈ ના સૂતા અને તે અંદેશાથી તમારા જીવને સુસ્ત રાખતા ના (યાને તે તમારૂં દુઃખ પાદશાહને આવીને કહો)."

એજ પ્રમાણે તે ગુરગાનમાં લશ્કર લઇ ગયો-તે પોતાની સાથ બુઝો-ર્ગોનું તાજ અને તખ્ત લેતો ગયો.

તું યાદ રાખજે કે ઈન્સાફથી હાનિ પુગતી નથી-પાદશાહોને તો હોનરો, વિચાર શક્તિ અને ઊંચી બુન્યાદ જોઇયે.

પછી બુલબુલના સુરોદ ગાવાના વખત ઉપર પાદશાહ ગોરગાનથી સારી અને આમુલ તરફ ગયો.

જ્યાં ખીણુ અને મયદાન સઘળું જંગલી ઝાડથી ભરાયલું હતું-એ જોઇ ઈરાનના પાદશાહનું દિલ વિચારવંત બન્યું.

તે એક અરબી ઘોડા ઉપર સવાર થઇને પેલાં જંગલમાંથી એક બુલંદ પહાડ ઉપર ચઢયો.

તેણે તે પહાડ અને જંગલો તરફ નઝર કીધી-ત્યાં ગોલાબ, સુમ્બુલ, પાણીના ઝરા અને શેકાર જોયા.

તે બોલ્યો કે "ઓ દુન્યાને પયદા કરનાર અને તેની સંભાળ રાખ-નાર ફતેહમંદ અને ઇન્સાફી પર્વર્દેગાર!

તું આફતાબ અને માહતાબનો પયદા કરનારો છે-તું સર્વનો માર્ગ ખુલ્લો કરનારો તેમજ રાહ દેખાડનારો છે.

તેં એવી રીતની ખુશી ભરેલી દુન્યા પયદા કીધી છે-કે આસ્માનમાંથી ઝમીન પણ ઓળખાતી નથી (યાને બન્નેમાં કશો ફર્ક માલૂમ પડતો નથી).

જે કોઇ કે તારા સિવાય બીજાની પરસ્તેશ કરે છે-તે પોતાનાં રવા-નને દોઝખમાં મોકલે છે.

એનેજ માટે યઝદાન પરસ્ત પાદશાહ ફરીદૂને ઇરાનમાંથી પોતાની બેઠક ઊંચકી આ જગ્યાએ બનાવી હતી.

બસી ખૂબ્ જાયસ્તો બસ દેલ્ પઝીરૂ
કે આબશ્ ગોલાબસ્તો ખાકશ્ અબીરૂ
બદૂ ગોફ્તૂ ગૂયન્દહ્ અય દાદ્ગરૂ
ગરૂ ઈદરૂ નબૂદી ઝે તુર્કાન્ ગુજરૂ
અઝીન્ માયહ્વરૂ જાહો ઈન્ ફરૂરેહી
દેલે મા ઝે રામેશ્ નબૂદી તેહી
નેયારીમ ગર્દન્ બરૂ અફ્રાખ્તન્
ઝે બસ કોશ્તનો ઘારતો તાખ્તન્
નમાનન્દ્ બેસ્યારો અન્દક્ બજાય
ઝે પરૂરન્દહો મરૂદુમો ચારૂપાય
ગઝન્દી કે આયદ્ બઈરાન્ સેપાહ્
ઝે કેશ્વરૂ બકેશ્વરૂ જોઝ ઈન્ નીસ્ત્ રાહ્
બસી પીશ્ અઝીન્ કૂશેશો રઝ્મ બૂદ્
ગુજરૂ તુરૂકરા રાહ્ ખારઝ્મ બૂદ્
કુનૂન્ ચૂન્ ઝે દેહ્કાનો બાઝારુગાન્
બેરૂન્ આવરદ્ સરૂ દેહદ્ રાયગાન્
સેપાહ્ આવરીદી બદીન્ જાયગાહ્
બેગરૂદાન્ બદ્ અઝ્ માઓ બરૂ બન્દ્ રાહ્
નકાહદ્ અઝીન્ ગન્જ્ કફ્ઝાયેશસ્ત
બમા બરૂ કુનૂન્ જાએ બખ્શાયેશસ્ત
સેરેશ્ક અઝ્ દો દીદહ્ બેબારીદ્ શાહ્
ચુ બેશ્નીદ્ ગોફ્તારે ફર્યાદ્ખાહ્
બદસ્તૂરૂ ગોફ્ત આન્ ઝમાન્ શહ્રૂયારૂ
કે પીશ્ આમદ્ ઈન્ કારે દુશ્વારૂ ખારૂ
નશાયદ્ કઝીન્ પસ ચમીમો ચરીમ
વગરૂ તાજ્રા ખીશ્તન્ પર્વરીમ
જહાન્દારૂ નપસન્દદ્ અઝ્ મા સેતમ
કે મા શાદ્ બાશીમો દેહ્કાન્ દેઝમ
ચુનીન્ કૂહો ઈન્ દશ્તહાએ ફરાખ્
હમહ્ અઝ્ દરે બાઘો મયદાનો કાખ્
પુરૂ અઝ્ ગાવો નખ્ચીરો આબે રવાન્
કે અઝ્ દીદનશ્ તાઝહ્ ગર્દદ્ રવાન્
નમાનીમ કીન્ બૂમ વયરાન્ કુનન્દ્
હમી ઘારત્ અઝ્ શહ્રૂ ઈરાન્ કુનન્દ્
ઝે શાહીઓ અઝ્ રાયો ફર્ઝાનગી
નશાયદ્ ચુનીન્ હમ ઝે મર્દાનગી
નખાનન્દ્ બરૂ મા હમી આફરીન્
કે વયરાન્ બુવદ્ બૂમે ઈરાન્ ઝમીન્
બદસ્તૂરૂ ફરૂમૂદ્ કઝ્ હેન્દો રૂમ
કુજા નામ બાશદ્ બઆબાદ્ બૂમ
ઝે હરૂ કેશ્વરી મરૂદુમે પીશ્બીન્
કે ઉસ્તાદ્ ચાબી બદીન્ બરૂ ગુઝીન્
યકી બારહ્ અઝ્ આબ્ બરૂ કશ્ બલન્દ્
બુનશ્ પહ્નો બાલાએ ઊ દહ્ કમન્દ્
બસન્ગો બસારૂજ્ અઝ્ ઝર્ફ આબ્
બરૂ આવર્દહ્ તા ચશ્મએ આફ્તાબ્
હમાના કઝીન્ગૂનહ્ સાઝીમ બન્દ્
ઝે દુશ્મન્ બઈરાન્ નેયાયદ્ ગઝન્દ્
નબાયદ્ કે બાશદ્ કસી ઝીન્ બરન્જ્
બેદેહ્ હરૂચે ખાહન્દો બુકુશાય ગન્જ્

ઘણી સુંદર અને ઘણી દિલ પસંદ જગ્યા છે-કે જેનું પાણી ગોલાબ છે અને જેની ખાક અબીર છે.”

ત્યારે ત્યાંના એક સુભાષિત બોલનાર શખ્સે તેને કહ્યું કે “એ ઇન્સાફી પાદશાહ!-અગરજો અહીં તુર્કી લોકોની આવજાવ નહીં હતે,

તો આવી આ રળિયામણી અને સુંદર જગ્યા માટે-અમારાં દિલ ખુશહાલીથી કદી પણ ખાલી નહીં રહેતે.

૪૫૬ પણ હમણા તો પુષ્કળ ખૂના મરકી, લૂટફાટ અને લોકો ઉપર થતા હુમ્લાને સબબે-અમો સુખેથી ફરી હરી શકતા નથી.

પક્ષીઓ, માણસો કે ઢોરોમાંથી-થોડાં કે ઘણાં કાંઇ પણ તેઓ રહેવા દેતા નથી.

આ ઈરાની પ્રજા ઉપર જે દુઃખ પડે છે-તે એક મુલકથી બીજા મુલકમાં જવાનો માર્ગ આ સિવાય બીજો કોઈ નથી તેથીજ પડે છે.

એની અગાઉ પણ ઘણી કોશેશ અને લડાઈ થઇ હતી-જેથી તુર્કીઓની આવજાવ ખારઝમને માર્ગે થઈ હતી.

પણ હવડાં જો કોઈ ખેડુત કે વેપારી-બાહેર નીકળે છે તો તેનું સર ફોકટમાં ઉડી જાય છે.

માટે હવે જ્યારે તું આ તરફ લશ્કર લાવ્યો છે-તો અમો ઉપરની આફત દૂર કર અને એ રસ્તો બંધ કર.

એમ કર્યાથી તારો ખઝાનો ઘટશે નહીં પણ વધશે-હવડાંજ અમો ઉપર બખ્શેશ કરવાનો વખત છે.”

જ્યારે પેલા દાદ ચાહનારની એવી વાત સાંભળી-ત્યારે પાદશાહે પોતાની બન્ને આંખમાંથી આંસુ વરસાવ્યાં.

પછી પાદશાહે તુરત વઝીરને કહ્યું-કે “આપણી આગળ એક બહુજ મુશ્કેલી ભર્યું કામ આવી પડ્યું છે.

એ પછી ફરવું હરવું અને ખાનીપીની કરવી અપાણને સઝાવાર નથી-અથવા માથે તાજ મૂકી પર્વરેશ થવું લાયક નથી.

૪૫૭ આપણે ખુશહાલ રહીએ અને આ ખેડુતો દુઃખી થાય એ આપણી તરફનો સિતમ ખોદાતાલા પસંદ કરશે નહીં.

આવા બુલંદ પહાડો અને આવાં બોહોળાં જંગલો-જે તમામ બાગ, મયદાન અને મેહલને લાયકના છે.

આ જગ્યા ઢોર, શેકાર અને વહેતાં પાણીથી ભરપુર છે-કે જેને જોવાથી આપણો જીવ પણ તાઝો થાય છે,

તેવી આ જગ્યાને આપાણે તેઓથી વયરાન થવા દઇશું નહીં-અને ઈરાનનાં શેહરમાંથી આવી સરસ જગ્યા લૂટાવા દઈશું નહીં.

આપણી આવી પાદશાહત, વિચાર શક્તિ, ડહાપણ અને બહાદુરી છતાં એવી રીતનું બનવું ઘટતું નથી.

જ્યારે ઇરાન ઝમીનનોજ મુલક એવી રીતે વયરાન થાય-તો પછી આપણી વખાણ કોઇ કરશેજ નહીં.”

પછી નોશીરવાને પોતાના વઝીરને હુકમ કીધો કે “હિંદુસ્તાનમાંથી અને રૂમ કે જેનું નામ આબાદ બૂમ છે ત્યાંથી,

તેમજ દરેક મુલકમાંથી દૂર અંદેશ માણસો-કે જેઓ આ કામમાં પ્રવીણ હોય તેઓને ચુંટી કાઢ.

અને છેક પાણીવેરથી એક બુલંદ દીવાર ઉભી કર-જેનો પાયો પોહોળો હોય અને જેની ઉંચાઈ દશ કમંદની હોય.

પાણીની ઊંડાઈથી તે છેક આફતાબના ચશ્મા સુધી પત્થર અને ચૂનાથી બાંધેલો બનાવ.

૪૫૮ એમ કરી ઝરૂર આપણે તેઓનો માર્ગ બંધ કરીશું-અને દુશ્મન લોકોથી ઈરાન ઉપર ઈઝા પુગશે નહીં.

એવું નહીં બનવું જોઇયે કે આ કામ કરવાથી કોઇ શખ્સ દુઃખમાં રહે-આપણો ખઝાનો ખોલજે અને તેઓ જે કાંઈ માંગે તે આપજે.

કશાવર્ઝો દેહકાનો મર્દે નેઝાહ
નબાયદ કે આઝારૂ યાબદ ઝે બાદ
યકી પીરૂ મૂબેદ બદાન્ કારૂ કરૂદ
બેયાબાન્ હમહ્ પીશે દીવારૂ કરૂદ
દરી બરૂ નેહાદન્દ અઝ આહન્ બુઝોરૂગ્
રમહ્ યકુસરૂ ઈમન્ શુદ અઝ બીમે ગોરૂગ્
હમહ્ રૂએ કેશ્વરૂ નેગહ્બાન નેશાન્દ
ચુ ઈમન્ શુદ અઝ દશ્ત લશ્કરૂ બેરાન્દ

એવું ના બનવા દેતો કે કોઈ ખેડુત કે ગામડિયો અથવા કોઈ ખાન્દાની શખ્સ પવનથી પણ નુકસાન પામે."

એક બુઢ્ઢા વઝીરે તે કામ પાર પાડ્યું-તેણે સઘળું તે બાંધેલી દીવારથી ઘેરી લીધું.

તેમાં લોઢાંનો એક મોટો દરવાઝો મૂક્યો-જેથી સઘળા લોકો વરની ધાસ્તીથી બિલ્કુલ નચિન્ત બન્યાં.

તેણે પોતાના મુલકની સઘળી જગ્યાએ ચોકીબાનો રાખ્યા-અને પાદશાહ જ્યારે તે કામ કરી નચિન્ત થયો ત્યારે પેલાં જંગલમાંથી લશ્કર આગળ ચલાવ્યું.

---

## ગૂશ્માલી દાદને નૂશીરવાન્ અલાનેયાન્ વ બલૂચેયાન્ વ ગીલાનેયાન્રા.

:o:

ઝે દર્યા બરાહે અલાના કશીદ
યકી મરૂઝ વયરાનો બીકારૂ દીદ
બઆઝાદગાન્ ગોફ્ત નન્ગસ્ત ઈન્
કે વયરાન્ બુવદ બૂમે ઈરાન્ ઝમીન્
નબાયદ કે બાશીમ્ હમદાસ્તાન્
કે દુશ્મન્ ઝનદ ઝીન્ નેશાન્ દાસ્તાન્
ચુ ખુરૂશીદ બરૂઝદ સરૂ અઝ બાખ્તરૂ
બરૂ આવરૂદ રખ્શન્દહ્ ઝરૂરીન્ કમરૂ
૪૫૯ ઝે લશ્કરૂ ફેરેસ્તાદઈ બરૂ ગઝીદ
સખુનગૂયો દાના ચુનાન્ ચૂન્ સઝીદ
બદૂ ગોફ્ત શબ્ગીરૂ અઝ ઈદરૂ બેપૂય
બદાન્ મરૂઝબાનાને લશ્કરૂ બેગૂય
શનીદમ્ ઝે ગોફ્તારે કારૂઆગેહાન્
સખુન હરૂચે ગોફ્ત આશ્કારો નેહાન્
કે ગોફ્તીદ મારા ઝે કેસ્રા ચે બાક્
ચે ઈરાન્ બરે મા ચે યક્ મુશ્તે ખાક્
કુનૂન મા બનઝદે શુમા આમદીમ્
સરાપર્દેહો ગાહો ખીમહ્ ઝદીમ્
બયાબાન્ ફરાખસ્તો કૂહશ બલન્દ
સેપાહ્ અઝ દરે તીરો ગોર્ઝો કમન્દ
દરો ધારૂ જાએ કમીને શુમાસ્ત
બરો બૂમો કૂહો ઝમીને શુમાસ્ત
હમહ્ જન્ગજૂયાને બીગાનહ્ ઈમ
સેપાહો સેપહ્બુદ ન ઝીન્ ખાનહ્ ઈમ
ફેરેસ્તાદહ્ આમદ બેગોફ્ત ઈન્ સખુન
કે સાલારે ઈરાન્ ચે અફ્ગન્દ બુન
સેપાહે અલાની શુદન્દ અન્જુમન
બુઝોર્ગાનો ફર્ઝાનઓ રાયઝન
૪૬૦ સેપાહી કે શાન્ તાખ્તન્ પીશહ્ બૂદ
વઝ આઝાદ મર્દી કમ અન્દીશહ્ બૂદ
વઝીશાન્ બુદી શહ્રે ઇરાન્ બબીમ
નમાન્દહ્ બકસ જામહો ઝરૂરો સીમ

## નોશીરવાને અલાનીઓ, બુલુચીઓ અને ગીલાનીઓને સઝા કરવી.

:o:

હવે પાદશાહ દર્યો પરાર કરી અલાનાની રાહ ઉપર આવી લાગ્યો-ત્યાં તેણે એક વયરાન અને નકામી જગ્યા જોઈ.

તેણે પોતાના ઉમ્રાઓ લોકોને કહ્યું કે "આ શર્મ ભરેલી વાત છે-કે ઈરાન સરઝમીનનાં મુલકો વયરાન રહે.

આપણા દુશ્મનો એવી રીતની વાત કરે-તેની સાથ આપણને મળતા થવું ઘટતું નથી"

જ્યારે ખોરશીદે પૂર્વ દિશાથી પોતાનું સર ઉઠાવ્યું-અને ઝળકતો સોનેરી કમરબંદ બાહેર લાવ્યો,

ત્યારે લશ્કરમાંથી એક બોલીદરાઝ, વિદ્વાન અને દરેક રીતનો લાયક એલચી ચુંટી કાઢયો.

તેને કહ્યું કે "બામદાદે અહીંથી રવાના થઈ-પેલી તરફના લશ્કરના વડાઓને કહે,

કે મેં મારા જાસુસો તરફથી જે કાંઈ છૂપી કે જાહેર વાતો થઈ છે તે સઘળી સાંભળી છે,

કે તમો લોકો એમ બોલ્યા કે 'અમોને નોશીરવાનથી બીક શાની છે?-ઈરાન શું ચીઝ છે? તે અમારી આગળ એક મૂઠી ખાક બરાબર છે.'

તો હવે અમો તમારી નઝદીક આવ્યા છિયે-અને સરાપરદા, છાવણી અને તમ્બુઓ ઠોકયા છે.

આ મયદાન બોહોળું છે અને તેના પહાડો ઊંચા છે-તમારૂં લશ્કર તીર ગોર્ઝ અને કમંદ સાથનું છે.

વળી પહાડની કઠણ અને ગાર તમારી કમીગાહની જગ્યા છે-આ મુલક, પહાડ અને ઝમીન પણ તમારીજ છે.

અમારૂં લશ્કર અને સરદારો કાંઇ અહીંના રહેવાસી નથી-અમો સઘળા લડવૈયાઓ અજાણુ છિયે."

પેલો એલચી ગયો અને જે કાંઈ ઈરાનના પાદશાહે કહ્યું હતું તે સઘળું તેઓને કહ્યું.

આથી અલાની લશ્કર તેમજ તેઓના સરદારો, દાનાઓ અને સલાહકારો એકઠા મળ્યા.

તે લશ્કર કે જેઓનો ધંધો લૂટનો હતો-અને ઈરાની બહાદુરોનો તેઓને કાંઈ પણ વિચાર હતોજ નહી,

અને જેઓથી ઈરાન શેહર ધાસ્તીમાં રહેતું હતું-કોઇની પણ પાસે કપડાં ચપડાં કે સોનું રૂપું રહેતું હતું નહીં.

ઝનો મરૂદ બા ફૂદકો ચારૂપાય
બહામૂન રસીદી નમાન્દી બજાય
ફેરેસ્તાદહ્ પયઘામે શાહે જેહાન્
બદીશાન્ બેગોફૂત આશકારો નેહાન્
રોખે નામદારાન્ અઝાન્ તીરહ્ ગશ્ત
દેલ્ અઝ્ ગોફૂતે નૂશીરવાન્ ખીરહ્ ગશ્ત
બુઝોર્ગાને આન્ મર્ઝો કુન્દાવરાન્
બેરફૂતન્દ બા સાવો બાઝે ગરાન્
હમાન્ બર્દહો જામહો સીમો ઝરૂ
ગેરાન્માયહ્ અસ્પાને બેસ્યારૂ મરૂ
અઝીશાન્ હરાન્ કસ કે પીરાન્ બુદન્દ
સખુનગૂયો દાનેશ પઝીરાન્ બુદન્દ
હમહ્ પીશે નૂશીરવાન્ આમદન્દ
ઝે કારે ગુઝશ્તહ્ નવાન્ આમદન્દ
ચુ પીશે સરાપર્દએ શહ્રૂયારૂ
રસીદન્દ બા હદ્દયહો બા નેસારૂ
ખોરૂશાનો ઘલતાન્ બખાકૂ અન્દરૂન્
હમહ્ દીદહ્ પુરૂ આબો દેલ્ પુરૂ ઝે ખૂન્
બેરહ ચૂન્ બુવદ બા દેલાવરૂ બરાઝ્
બશર્મો બપૂઝેશ નેયાયદ નેયાઝ્
બરીશાન્ બેબખ્શૂદ બીદારૂ શાહ્
બેબખ્શીદ યકસરૂ ગુઝશ્તહ્ ગુનાહ્
બેફરૂમૂદ પસ હરૂચે વીરાન્ શુદહ્સ્ત
કુનામે પલન્ગાનો શીરાન્ શુદહ્સ્ત
યકી શારૂસાની બરૂઆરન્દ ઝૂદ
બદ્ અન્દરૂન્ જાએ કેશ્તો દોરૂદ
યકી બારઈ ગેર્દશ અન્દરૂ બલન્દ
બદાન્ તા ઝે દુશ્મન્ નેયાયદ ગઝન્દ
બેગોફૂતન્દ બા નામવરૂ શહ્રૂયારૂ
કે મા બન્દગાનીમ બા ગૂશવારૂ
બરૂઆરીમ ઝીન્સાન્ કે ફરૂમૂદ શાહ્
યકી બારહી નામવરૂ જાયગાહ્
વઝાન્ જાયગહ્ શાહ્ લશ્કરૂ બેરાન્દ
બહેન્દૂસ્તાન્ રફૂતો ચન્દી બેમાન્દ
બફરૂમાન્ હમહ્ પીશે ઊ આમદન્દ
બજાન્ હરૂ કસી ચારહ્જૂ આમદન્દ
બદર્યાએ હેન્દૂસ્તાન્ તા દો મીલ્
દેરમ બૂદો દીનારો અસ્પાનો પીલ્
બુઝોર્ગાન્ હમહ્ પીશે શાહ્ આમદન્દ
ઝદ્દદહ્ દેલો નીકૂખાહ્ આમદન્દ
બેપુર્સીદ કેસ્રાઓ બેન્વાખ્ત શાન્
બરૂ અન્દાઝહ્ બરૂ જાયગહ્ સાખ્ત શાન્
બદેલ્ શાદ બરૂગશ્ત અઝાન્ જાયગાહ્
જહાની પુરૂ અઝ્ અસ્પો પીલો સેપાહ્
હમી રફૂતો આગાહી આમદ બશાહ્
કે ગશ્ત અઝ્ બુલૂચી જહાની તબાહ્
ઝે બસ ઘારતો કુશ્તનો તાખ્તન્
ઝમીન્રા બઆબ્ અન્દરૂ અન્દાખ્તન્
ઝે ગીલાન્ તબાહી ફેઝૂનસ્ત અઝીન્
ઝે નફ્રીન્ પરાગન્દહ્ ગશ્ત આફરીન્

સ્ત્રીઓ અને મર્દો પોતાનાં બચ્ચાં છોકરાં અને ગાય ઢોર સાથ-પોતાનાં ઘરમાં નહીં રહેતાં મયદાનમાં નીકળી પડતાં હતાં.

પેલા એલચીએ તેઓને દેશના પાદશાહનો ઝાહેર તેમજ છૂપો પયગામ કહ્યો,

તે સાંભળીને પેલા નામદારોના ચેહરા સીઆહ થયા–અને નોશીરવાનની વાતથી તેઓનાં દિલ હયરાન રહ્યાં.

તે મુલકના મોટાઓ અને પેહલવાનો-ભારી ખંડણી અને મેહસૂલ સાથ નોશીરવાન આગળ ગયા.

તેમજ ગોલામો, કપડાંના તાકાઓ, સોનું રૂપું-અને ઊંચી તોખ્મનાં પુષ્કળ ઘોડાઓ સાથ,

તેઓમાંથી જે કોઈ કે બુઢ્ઢા, સારા બોલનારા અને અકલ પસંદ શખ્સો હતા,

તેઓ સઘળા પોતે કીધેલાં કામો માટેનો પસ્તાવો કરતા નોશીરવાન આગળ આવ્યા.

જ્યારે તેઓ નોશીરવાનની છાવણી આગળ હદયા અને નેસાર સાથ આવી પહોંચ્યા,

ત્યારે તે સઘળાઓ રડવા અને ખાકમાં લોટવા લાગ્યા-સઘળાંની આંખ આંસુ ભરેલી અને દિલ લોહી ભરેલાં હતાં. ૪૬૧

એક બહાદુર શખ્સની અંદર જો અકલ છૂપાયલી હોય છે-તો તેને શર્માવાની કે માફી માગવાની ઝરૂર પડતીજ નથી.

તે બાહોશ પાદશાહે તેઓ ઉપર બક્ષેશ કીધી–અને સઘળી થઈ ગયલી તકસીર માફ કીધી.

પછી પાદશાહે ફર્માવ્યું કે "જે કાંઈ જગ્યા કે વયરાન થયલી છે–અને જ્યાં ચિત્તા વાઘ અને સિંહોનું રહેઠાણ થયલું છે,

ત્યાં તુરતજ એક શેહર ઉભું કરે–અને તેની અંદર ખેતીવાડીની જગ્યા બનાવે.

તેની આસપાસ એક બુલંદ કોટ બાંધી લે-કે જેથી તે શેહરને દુશ્મનોથી નુકસાન નહીં પુગે."

તેઓએ નામવર પાદશાહને કહ્યું-કે "અમો તો તારા કાનમાં કડી પેહેરેલા ગોલામો છિયે.

જેવી રીતે કે તું પાદશાહે ફરમાવ્યું છે તેવી રીતે તે નામીચી જગ્યાએ એક કોટ બાંધીશું."

હવે પાદશાહે તે જગ્યાએથી લશ્કર આગળ ચલાવ્યું-તે હિંદુસ્તાન તરફ ગયો અને થોડો વખત ત્યાં થોભ્યો.

તેનાં ફર્માન મુજબ સઘળાઓ તેની નઝદીક આવ્યા–દરેક જણ પોતાના જીવનોજ ચારો શોધતા આવ્યા.

હિંદુસ્તાનના દર્યા કિનારાથી બે માયલ સૂધી-દિરમ અને દીનારની થેલી, ઘોડાઓ અને હાથીઓ હતા. ૪૬૨

ત્યાંના સઘળા સરદારો સાફ અંતઃકરણે અને વફાદારી સાથે પાદશાહની આગળ આવ્યા.

કેસ્રાએ તેઓની ખબર આફીયત પૂછી તેઓને નવાઝયા-અને દરેકના દરજ્જા પ્રમાણે તેઓની જગ્યા કીધી

પછી ખુશહાલ દિલે ત્યાંથી તે પાછો ફર્યો–તમામ ઝમીન ઘોડા, હાથી અને લશ્કર ભરેલી થઈ.

પાદશાહ આગળ વધતો હતો તેવામાં તેને ખબર મળી-કે "બુલૂચી લોકોથી આ મુલક ખરાબ થઈ ગયો છે.

બેહદ લૂટફાટથી, ખૂનરેઝીથી અને ધાડથી–ખેતીનો નાશ થયો છે.

વળી ગીલાનમાં લૂટારાઓની સંખ્યા બુલૂચીઓ કરતાં વધારે છે-ગરીબોની બદ દુઆથી દેશ ઉપરના આશીષ ઘટી ગયા છે."

**હેલે શાહ નૂશીરવાન્ શુદ ઘમી**
**બરૂ આમીખ્ત અન્દૂહ બા ખુરરમી**
**બઈરાનેયાન્ ગોફ્ત અલાનાનો હન્દ**
**શુદ અઝ બીમે શમ્શીરે મા ચૂન પરન્દ**
**પસન્દહ નબાશીમ બા શાહરે ખોશ**
**હમી શીરૂ જૂઈમ બી જાન્ ઝે મોશ**
**૪૬૩ બદ્ ગોફ્ત યૂયન્દહ કય શાહરૂયારૂ**
**બપાલીઝ ગુલ્ નીસ્ત બી રન્જે ખારૂ**
**હમાન્ મરૂઝ તા બૂદ બા રન્જ બૂદ**
**ઝે બહુરે પરાગન્દને ગન્જ બૂદ**
**ઝે કારે બુલૂચ અરૂજમન્દ અરૂદશીરૂ**
**બેફ્રૂશીદ બા કારૂ દાનાને પીરૂ**
**નબૂદ સૂદમન્દી બઅફૂસૂનો રન્ગ્**
**ન અઝ બન્દો રન્જો ન પયકારો જન્ગ્**
**અગરૂ ચન્દ બૂદ ઈન્ સખુન્ નાગુઝીરૂ**
**બેપૂશીદ બરૂ ખીશતન્ અરૂદશીરૂ**
**ઝે ગોફ્તારે દેહકાન્ બરૂ આશોફ્ત શાહ**
**બસૂએ બુલૂચ અન્દરૂ આમદ ઝે રાહ**
**ચુ આમદ બનઝદીકે આન્ બુરૂઝ કૂહ**
**બેગર્દીદ ગેરૂદ અન્દરશ બા ગોરૂહ**
**બદાનગૂનહ ગેરૂદ અન્દરૂ આમદ સેપાહ**
**કે બસ્તન્દ બરૂ બાદો બરૂ મૂરૂ રાહ**
**હમહ દામને કૂહ તા કૂએ શખ**
**સેપહ બૂદ બરૂસાને મૂરો મલખ**
**મનાદીગરી ગેર્દ લશ્કરૂ બેગશ્ત**
**ખોરૂશ આમદ અઝ કૂહ વઝ ઘારો દશ્ત**
**૪૬૪ કે હરૂગેઝ બુલૂચી બેયાબન્દ ખોરૂદ**
**ચે અઝ તીઘદારાનો મર્દાને ગોરૂદ**
**વગરૂ અન્જુમન્ બાશદ અરૂ અન્દકી**
**નબાયદ કે યાબદ રહાઈ યકી**
**ચુ આગાહ શુદ લશ્કરૂ અઝ ખેશ્મે શાહ**
**સવારો પેયાદહ બેબસ્તન્દ રાહ**
**અઝીશાન્ ફેરાવાનો અન્દકૂ નમાન્દ**
**ઝનો મર્દ જન્ગીઓ કૂદકૂ નમાન્દ**
**સરાસરૂ બશમ્શીરૂ બુગ્ઝાશતન્દ**
**સેતમ કર્દને લૂચ બર્દાશતન્દ**
**બેશુદ ઈમન અઝ રન્જે ઈશાન્ જેહાન્**
**બુલૂચી નમાન્દ આશકારો નેહાન્**
**ચુનાન્ બુદ કે બરૂ કૂહે ઈશાન્ ગલહ**
**બુદી બી નેગહબાનો કર્દહ યલહ**
**શબાની નબૂદી બરે ગૂસ્ફન્દ**
**બહામૂનો બરૂ તીઘે કૂહે બલન્દ**
**હમહ રન્જહા ખારૂ બુગ્ઝાશતન્દ**
**દરો કૂહરા ખાનહ પેન્દાશતન્દ**
**અઝાન્ જાયગહ સૂએ ગીલાન્ કશીદ**
**ચુ રન્જ આમદ અઝ ગીલો દીલમ પદીદ**
**૪૬૫ ઝે દર્યા સેપહ બૂદ તા તીઘે કૂહ**
**હવા પુરૂ દેરફૂશો ઝમીન્ પુરૂ ગોરૂહ**
**પરાગન્દ બરૂ ગેર્દ ગીલાન્ સેપાહ**
**કે શુદ રઉશનાઈ ઝે ખુરૂશીદો માહ**

આ સાંભળી પાદશાહ નોશીરવાનનું દિલ ગમગીન બન્યું-તેની ખુશ-હાલી સાથ ગમ ભેળાયો.

તેણે ઇરાનીઓને કહ્યું કે "અલાનાન અને હિંદુસ્તાનના મુલકો-આપણી તલવારની ધાકથી નર્મ રેશમ જેવા થયા છે.

આપણાં પાયતખતની ઉપરજ સન્તોષ પકડવાનો નથી-મૂવેલાં ગોસ્ફંદ-માંથી પણ દૂધ કાઢવું જોઇયે (એટલે નિરૂપાય છતાં કોશેશ કરવી જોઇયે)."

એક જણ બોલ્યો કે "ઓ પાદશાહ!-બાગમાં કાંટાનાં દુ:ખ વગરનો ગોલાબ થતોજ નથી.

તેમજ આ મુલક પણ જ્યારથી વસ્યો છે ત્યારથી અત્યાર સુધી મેહનત આપતોજ રહ્યો છે ગોયા પૈસાની બરબાદી કરવાજ વસ્યો છે.

એ બુલૂચીઓને માટે મોટા પાદશાહ અર્દશીરે પોતાના બુઝોર્ગ વઝીરો સાથ ઘણી કોશેશ કરી હતી,

પણ તેની ગમે એવી યુક્તિથી, દાવપેચથી, મેહનતથી કે લડાઇથી કાંઈ પણ ફાયદો થયો નહીં

જો કે આ બીના દૂર થઈ શકે તેવી નહીં હતી તો પણ અર્દશીરે તે વાત મનમાંજ રાખી અને કોઇને કહી નહીં"

પેલા દેહકાનની વાતથી પાદશાહ ગુસ્સે થયો-અને તુરત તેણે બુલૂચ તરફનો રસ્તો પકડ્યો.

જ્યારે તે ત્યાંના બુલંદ પહાડની નઝદીક આવ્યો-ત્યારે તે પોતાનાં લશ્કર સાથે તેની આસપાસ ફરી વળ્યો.

એવી રીતનું લશ્કર આસપાસ ફરી વળ્યું-કે જેથી પવનનો તેમજ એક કીડીનો માગ પણ બંધ પડી ગયો.

તે પહાડની કહણથી તે ટેકરીનાં રણ સુધી-કીડી અને તીડની મિસાલ લશ્કર ફરી વળ્યું.

પછી એક મનાદી પોકારનાર તે લશ્કરની આસપાસ ફર્યો-અને તે પહાડ, ગાર અને મયદાનમાંથી એવો પોકાર નીકળ્યો,

કે "કદીબી એક બુલૂચી પછી તે એક નાનો છોકરો અથવા તલવાર ધરાવનાર યા પેહલવાન મર્દમાંનો કોઇ હોય તેને જો આપણા લશ્કરીઓ મેળવે,

પછી તેઓ ઘણા હોય કે થોડા હોય-તો પણ એકનબી જવા દેવો નહીં."

જ્યારે સઘળું લશ્કર પાદશાહના ગુસ્સાથી ખબરદાર થયું-ત્યારે ઘોડે સવારોએ અને પેયાદા સિપાહીઓએ તેઓનો માર્ગ ઘેરી લીધો.

અને બુલૂચીઓમાંના શું અઉરત કે લડાયક મર્દ કે શું નાના છોકરાં-ઓમાંથી શું ઘણા કે થોડા કોઈ બચ્યા નહીં

તે સઘળાંને ઇરાનીઓની તલવાર ઉપરજ છોડયાં-એવી રીતે બુલૂચી-ઓનો ઝુલ્મ કરવાનો છેડો લાવ્યા

તે દેશ તેઓનાં દુ:ખથી નચિન્ત બન્યો-એક પણ બુલૂચી શું ઝાહેર કે છૂપો કેથે રહ્યો નહીં.

આથી એવું બન્યું ત્યાંના પહાડો ઉપર પશુઓના ટોળાં કોઇ પણ રખેવાળ વગર ચરવા લાગ્યાં.

તે જંગલમાં કે બુલંદ પહાડની ટોચ ઉપર ગોસ્ફંદની સંભાળ માટે એક પણ ગોવાળિયાની ઝરૂર પડતી હતી નહીં.

સઘળાં લોકો આગળની મૂસીબતો ભૂલીજ ગયા-અને ખીણ કે પહાડને પોતાનું ઘરજ સમજવા લાગ્યા.

હવે જ્યારે ગીલાની અને દીલમી લોકોના ઝુલ્મની ખબર પાદશાહને પડી-ત્યારે તેણે ત્યાંથી લશ્કર ગીલાન તરફ ખેંચ્યુ.

ત્યાંના દર્યાથી તે પહાડની બુલંદી સુધી લશ્કર હતું-ત્યાંની હવા સઘળી ઝુંડાથી ભરેલી અને ઝમીન લશ્કરથી ભરેલી બની.

ગીલાનની આસપાસ લશ્કર વીખરાઈ ગયું-જેથી આફતાબ અને માહતાબની રોશની પણ ગુમ થઇ ગઇ.

ચુનીન્ ગોફ્તં ફીદરૂ ઝે ખુર્દો બુઝોરૂગ્
નબાયદ્ કે માનદ્ પયે શીરો ગોરૂગ્
ચુનાન્ શુદ્ ઝે કોશતન્ હમહુ બૂમો રોસ્ત
કે અઝ્ ખૂન્ હમહુ રૂએ કેશ્વરૂ બેશોસ્ત
ઝે બસ્ કુશ્તનો ઘારતો સૂખ્તન્
ખોરૂશ આમદો નાલએ મર્દો ઝન્
ઝે કોશ્તહુ બહરૂસૂ યકી તૂદહુ બૂદ્
ગેયાહા બમઘઝે સરૂ આલૂદહુ બૂદ્
ઝે ગીલાન્ હરાન્ કસ્ કે જન્ગી બુદન્દ્
હુશીવારૂ બા દાદો સન્ગી બુદન્દ્
બેબસ્તન્દ્ યકૂસરૂ હમહુ દસ્તે ખીશ
ઝનાન્ અઝ્ પસો કૂદકે ખુરૂદ્ પીશ
ખોરૂશાન્ બરે શાહુરૂયારૂ આમદન્દ્
દરીદહુ બરો ખાકૂસારૂ આમદન્દ્
શુદન્દ્ અન્દરૂ આન્ બારૂગાહુ અન્જુમન્
હમહુ દસ્તહા બસ્તહો ખસ્તહુ તન્
કે મા બાઝ્ ગશ્તીમ અઝાન્ બદ્ કુનેશ
મગરૂ શાહુ ગર્દદ્ ઝે નાખુશ મનેશ
અગરૂ શાહુરા દેલ્ ઝે ગીલાન્ બેખસ્ત
બેખુરૂરીમ સરૂહા ઝે તન્હા બદસ્ત
દેલે શાહુ ખુશ્નૂદ્ ગર્દદ્ મગરૂ
ચુ બીનદ્ બુરીદહુ યકી તૂદહુ સરૂ
ચુ ઝાન્ સાન્ ખોરૂશ આમદ્ અઝ્ બારૂગાહુ
વઝાન્ગૂનહુ આવાઝ્ બેશ્નીદ્ શાહુ
બરીશાન્ બેબખ્શૂદ્ શાહે જેહાન્
ગુઝશ્તહુ શુદ્ અન્દરૂ દેલે ઊ નેહાન્
નવા ખાસ્ત અઝ્ ગીલો દીલમ દો સદ્
કઝાન્ પસ્ નગીરદ્ કસી રાહે બદ્
યકી પહુલવાન્ નઝ્દે ઈશાન્ બેમાન્દ્
ચુ બાયેસ્તહુ શુદ્ કારૂ લશ્કરૂ બેરાન્દ્

પછી પાદશાહે એવો હોકમ કીધો કે "અહીં નાનાં અને મોટાં-માંથી-કેથે પણ સિંહ કે વરૂનાં પગલાં રહેવા દેવાં નહીં."

આથી એવું બન્યું કે તે સઘળી જગ્યાએ ચાલતી ખૂના મરકીથી-તે મુલકની તમામ સપાટી લોહીથી ધોઇ કાઢી.

પુષ્કળ કાપાકાપી, લૂટ અને આગ લગાડવાથી-મર્દ અને અઉરતનાં રૂદનના પોકારો નીકળ્યા.

કપાયલાં માણસોના ચો તરફ ઢગલા થયા હતા-તેઓનાં માથાંમાંનાં ભેજાંની સાથ રસ્તા ઉપરનું ઘાસ ભેળાઈ ગયું હતું.

ગીલાનમાંથી જે કોઈ કે લડાયક, હુશ્યાર, ઈન્સાફી અને વઝનદાર શખ્સો હતા,

તેઓ સઘળાઓએ પોત-પોતાના હાથ બાંધ્યા-અને પોતાનાં નાનાં બાળકોને આગળ અને બાયડીઓને પાછળ ચલાવી,

તેઓ રડતા પોકારતા, ચીરાએલી છાતીએ અને કમીની હાલતે પાદશાહની નઝદીક આવ્યા.

સઘળાઓ બાંધેલા હાથે અને ઝખ્મી તને-તે દરબારમાં એકઠા થયા.

અને બોલ્યા કે "અમો અમારાં તે બૂરાં કામથી પશેમાન થઇ પાછા ફર્યા છિયે-કદાચ હવે પાદશાહ પણ પોતાના નાખુશ વિચારથી પાછો ફરે. ૪૬૬

અગરજો પાદશાહનું દિલ ગીલાનથી ઝખ્મી થયું છે-તો અમો પોતાનેજ હાથે અમારાં માથાં શરીર ઉપરથી કાપી નાખીશું.

જ્યારે તે અમારાં કાપેલાં માથાંનો એક ઢગલો જોશે-ત્યારે કદાચ પાદશાહનું દિલ તેથી ખુશહાલ થશે."

જ્યારે દરગાહમાંથી એવી રીતનો પોકાર નીકળ્યો-અને તેવી રીતનો આવાઝ પાદશાહે સાંભળ્યો,

ત્યારે દેશના પાદશાહે તેઓ ઉપર બક્ષેશ કીધી-અને સઘળી બનેલી વાતો તેનાં દિલમાંજ છૂપાઇ ગઇ.

પણ તેણે ગીલાન અને દીલમમાંથી બસો જવાનોને ગિરવી માગ્યા-કે હવે પછી કોઇ પાછી બૂરી રાહ પકડે નહીં.

તેઓની નઝદીક એક પોતાની તરફનો પેહલવાન રાખ્યો-એવી રીતે જ્યારે સઘળું કામ બરાબર થયું ત્યારે તેણે ત્યાંથી લશ્કર આગળ ચલાવ્યું.

## રસીદને મુન્ઝેરે તાઝી નઝ્દે નૂશીરવાન્ બફર્યાદે બીદાદે કયસરે રૂમ્.

ઝે ગીલાન્ બરાહે મદાઈન્ કશીદ્
શુમારો કરાને સેપહુરા નદીદ્
બરહુ બરૂ યકી લશ્કરી બી કરાન્
પદીદ્ આમદ્ અઝ્ દૂરૂ નીઝહુવરાન્
સવારી બેયામદ્ બ કેર્દારે ગરૂદ્
કઝાન્ લશ્કરે ગશ્ન્ બુદ્ પાયમરૂદ્
પેયાદહુ શુદ્ અઝ્ અસ્પો બુકૂશાદ્ લબ્
ચુનીન્ ગોફ્ત કીન્ મુન્ઝેરસ્ત અઝ્ અરબ્
ચુ મુન્ઝેરૂ બેયામદ્ બનઝ્દીકે શાહુ
હમહુ મેહૂતરાન્ બરૂ કુશાદન્દ્ રાહુ

## મુન્ઝેર તાઝીનું નોશીરવાન આગળ કયસર રૂમના ઝુલ્મની ફર્યાદ કરવા જવું.

તે ગીલાનથી મદાઇનની રાહ તરફ ચાલ્યો-તેનાં લશ્કરનો શુમાર અને હદ કોઇને માલૂમ હતીજ નહીં.

રસ્તે ચાલતાં દૂરથી ભાલાદાર સરદારોનું એક હદ વગરનું લશ્કર દેખાયું.

તે ભારી લશ્કરમાંથી એક સવાર કે જે હિમ્મતવાન મર્દ હતો તે શિતાબી કરતો આવ્યો.

તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને એ પ્રમાણે બોલ્યો કે "આ અરબેસ્તાનથી આવેલો પાદશાહ મુન્ઝેર છે." ૪૬૭

પછી જ્યારે મુન્ઝેર પાદશાહની નઝદીક આવ્યો-ત્યારે સઘળા સરદારોએ તેને માર્ગ આપ્યો.

બેપુર્સીદ અઝ શાહો શાદી નમૂદ
કે દીદારે ઊ રઉશનાઈ ફેઝૂદ
જહાનદીદહ મુન્ઝેર ઝબાન બર કુશાદ
કે રૂમો કે કયસર હમી કરદ યાદ
બદૂ ગોફ્ત અગર શાહે ઈરાન તોઈ
નેગહ્દારો પોશ્તે દેલીરાન તોઇ
ચેરા રૂમેયાન શહરૂયારી કુનન્દ
બદશ્તે સવારાન સવારી કુનન્દ
વગર શાહ બર તખ્તે કયસર બુવદ
સઝદ ગર સરફ્રાઝ બી સર બુવદ
ચુ દસ્તૂર બાશદ ગેરાનમાયહ શાહ
ન બીનદ ચુ મા નીઝ ફર્યાદ ખાહ
સવારાને દશ્તી કે રૂમી સવાર
બેહ આયન્દ દર કોશેશે કારઝાર
કે ગોફ્તારે મુન્ઝેર બર આશોફ્ત શાહ
કે કયસર હમી બર ફરાઝદ કોલાહ
૪૬૮ કે લશ્કર ઝબાનઆવરી બર ગુઝીદ
કે ગોફ્તારે કયસર બેદાનદ શનીદ
બદૂ ગોફ્ત અઝ ઈદર બેરવ તા બરૂમ
મેયાસાય હીચ અન્દર આબાદ બૂમ
બકયસર બેગૂય અર નદારી ખરદ
કે રાએ તો મગ્ઝે તો કયફર બરદ
અગર શીરે જન્ગી બેતાઝદ બગૂર
કબાબશ કુનદ શીર દર આબે શૂર
કે મુન્ઝેર તોરા દાદ યાબી બસસ્ત
કે ઊરા નેશસ્ત અઝ બરે કરગસસ્ત

ચપે ખીશ પયદા કુન અઝ દસ્તે રાસ્ત
ચુ પયદા કુની મરૂઝ જૂઈ રવાસ્ત
ચુ બખ્શન્દએ બૂમો કેશ્વર મનમ
બગીતી સરફ્રાઝો મેહતર મનમ
હમી આન કુનમ કાર કઝ મન સઝદ
નમાનમ કે બાદી બર ઊ બર વઝદ
ચુ બા તાઝેયાન દસ્ત યાઝી બકીન
યકી દર નેહાન ખીશતનરા બેબીન
વદીગર કે આન પાદશાહી મરાસ્ત
દરે ગાવ તા બોર્જે માહી મરાસ્ત
૪૬૯ અગર મન સેપાહી ફેરેસ્તમ બરૂમ
તોરા તીઘે પૂલાદ ગર્દદ ચુ મૂમ
ફેરેસ્તાદહ અઝ પીશે નૂશીરવાન
બેયામદ બકેર્દારે આબે રવાન
બરે કયસર આમદ પયામશ બેદાદ
બેપીચીદ બીમાયહ કયસર કે દાદ
નદાદ ઈચ પાસોખ વરા જોઝ ફેરીબ
હમી દીદ દૂર અઝ બલન્દી નેશીબ
ચુનીન ગોફ્ત કઝ મુન્ઝેરે કમ ખરદ
સખુન બાવર આન કુન કે અન્દર ખરદ
અગર ખીરહ મુન્ઝેર બેનાલદ હમી
બદીનચૂનહ બર બદ બેબાલદ હમી

પાદશાહે તેની ખયર આફીયત પૂછી અને ખુશહાલી બતાવી-અને તેના દીદાર જોવાથી તેની ખુશીમાં વધારો થયો.

અનુભવી મુન્ઝેરે પોતાની ઝબાન ખોલી-રૂમ અને કયસરની વાત બિયાન કરવા લાગ્યો.

તે બોલ્યો કે "જો તું ઈરાનનો શાહ છે-અને બહાદુર લોકોનો નેગેહબાન અને મદદગાર છે,

તો રૂમીઓ પાદશાહી શા માટે કરે?-અને અરબેસ્તાન ઉપર ચઢાઇ શા માટે કરે?

જો તખ્ત ઉપર રાજ ચલાવવા કયસર હોય-તો બહાદુર માણસોનાં માથાં કપાવાંજ જોઇયે

જો પ્રતાપિ પાદશાહનો હોકમ હોય-તો મારા જેવાને દાદ ચાહવા અત્રે આવવાની ઝરૂર નથી.

લડવામાં અરબ સવાર રૂમી સવાર કરતાં ઘણો સારો હોય છે."

મુન્ઝેરની વાતથી પાદશાહ ગુસ્સે થયો-કે "કયસર એવી રીતે પોતાનું તાજ ઊંચું ચઢાવે છે."

તેણે લશ્કરમાંથી એક છટાદાર બોલનારો ચુંટી કાઢયો-કે જે કયસરની ઝબાન સમજી શકતો હોય.

તેણે કહ્યું કે "તું અહીંથી રૂમ તરફ જા-તે આબાદ મુલકમાં જરા પણ થોભતો ના.

અને કયસરને કહે કે જો તું ડહાપણ નહીં ધરાવશે-તો તે તારી અકલની સઝા તારાં મગજને ખમવી પડશે.

જો તારા જેવો વિકરાળ સિંહ એક ગોરખર ઉપર દોડે તો અલબત્તેહ તેને પકડી લાવીને તારાં શૂરાબ નામનાં શેહરમાં તું ભુંજી ખાય.

જે ખરાબી તેં અરબેસ્તાનમાં કીધી છે તે તારી પાસેથી ભરપાઈ કરવાને મુન્ઝેર પુરેપુરૂં બળ ધરાવે છે-કારણકે તેનું રહેઠાણ ગરૂડ પક્ષીના મુકામની પાસે છે.

તારો ડાબો હાથ કયાં છે અને જમણો કઈ બાજૂએ છે તે પહેલાં જોઈ કાઢ-અને ત્યાર બાદ દેશ જીતવાની કોશેશ કરજે.

જ્યારે જગ્યાઓ અને મુલકોનો બક્ષનારો હું છું-તેમજ દુન્યામાં સરફરાઝ થયલો અને સરદાર હુંજ છું,

ત્યારે હું મારા પોતાના દરજ્જાને છાજતુંજ કામ કરીશ-અને મુન્ઝેરને જરા હવા પણ લાગવા દઇશ નહીં.

અરબો સાથ લડવા માંગે તે પહેલાં તું તારૂં બળ કેટલું છે તેનો વિચાર મનમાંજ લાવજે.

વળી બીજું એ કે અરબેસ્તાનનું રાજ્ય મારા તાબામાં છે-ગાવના બુર્જથી તે માહીના બુર્જ સૂધી સઘળું મારૂંજ છે.

અગરજો હું તારાં રૂમમાં મારૂં લશ્કર મોકલીશ-તો તારી પોલાદની તલવાર મોમ જેવી નર્મ થઇ જશે"

પેલો એલચી નોશીરવાન આગળથી-વહેતાં પાણીની મિસાલ શિતાબીથી ચાલ્યો.

તે કયસરની નઝદીક આવ્યો અને પાદશાહનો સંદેશો પુગાડયો-પણ તે કમીના કયસરે આવા વાજબી ઇન્સાફથી સર ફેરવ્યું.

અને તેણે ફરેબ આપનારા જવાબ સિવાય બીજો કાંઇ જવાબ આપ્યો નહીં-તે ઊંચાણથી નીચાણ લગીનું લમ્બાણ તપાસવા લાગ્યો.

અને પછી એવો જવાબ દીધો કે "બેવુકૂફ મુન્ઝેર તરફથી-જે વાત કે માનવા લાયક હોય તેજ માન.

જો મુન્ઝેર બેવુકૂફીથી ફર્યાદ કરતો હોય-તો જાણવું કે તે પોતાની ખરાબી કરવાને તત્પર છે.

ગરૂ અયદૂન્ કે અઝ દશ્તે નીઝહુવરાન્
બેનાલદ્દ કસી અઝ કરાન્ તા કરાન્
ઝમીન્ આન્ કે બાલાસ્ત પહુના કુનમ
બહાન્ દશ્તે બી આબ્ દર્યા કુનમ
ફેરેસ્તાદહુ બેશ્નીદો આમદ્દ ચુ ગરૂદ્દ
સુખુનહાએ કયસરૂ હમહુ યાદ્દ કરૂદ્દ
બરૂ આશોફૂત કેસ્રા બદસ્તૂરૂ ગોફૂત
કે બા મઘઝે કયસરૂ ખેરદ્દ નીસ્ત જોફૂત
મન્ ઊરા નુમાયમ કે ફર્માન્ કેરાસ્ત
જહાન્ જોસ્તનો જન્ગો પયમાન્ કેરાસ્ત
ઝે બીશીઓ અઝ ગર્દન્ અફ્રાખ્તન્
વઝીન્ ફૂરોશો ઘારતો તાખ્તન્
પશીમાની અફૂઝૂન્ ખુરદ્દ ઝાન્ કે હસ્ત
બશબ્ ઝીરે આતેશ કુનદ્દ હરૂદુ દસ્ત

બેફરૂમૂદ્દ તા દરૂ દમીદન્દ્દ નાય
સેપાહુ અન્દરૂ આમદ્દ ઝે હરૂસૂ બજાય
ઝે દરૂગાહુ બર્ખાસ્ત આવાએ કૂસ
ઝમીન્ કીરૂ ગૂન્ શુદ્દ હવા આબનૂસ
ગુઝીન્ કરૂદ્દ અઝાન્ લશ્કરે નામદારૂ
સવારાને શમ્શીરૂ ઝન્ સદ્દ હઝારૂ
બમુન્ઝેરૂ સેપોરૂદ્દ આન્ સેપાહે ગરાન્
બેફરૂમૂદ્દ કઝ દશ્તે નીઝહુવરાન્
સેપાહી બરૂ અઝ જન્ગજૂયાન બરૂમ
કે આતેશ બરૂઆરન્દ્દ અઝાન્ મર્ઝો બૂમ
કે હરૂ ચન્દ્દ મન્ શહુરૂયારી નવમ
બદીન્ કીનહુ બરૂ નામદારી નવમ
ઝે રૂમો ઝે રૂમી મદારૂ ઈચ બાકુ
ચે રૂમા બરે મન્ ચે યકુ મુશ્ત ખાકુ
ફેરેસ્તાદઈશ કુનૂન ચરૂબગૂય
અઝ ઈરાન્ ફેરેસ્તમ બનઝદીકે ઊય
મગરૂ ખુદ નેયાયદ્દત અઝીન્ પસ ગઝન્દ્દ
બકયસરૂ બુવદ્દ રૂમ મારા પસન્દ્દ

જો અરબેસ્તાનમાંથી કોઈ ફર્યાદ કરતો હોય તો એક છેડાથી બીજા છેડા સૂધી,

જ્યાં પણ ઈમારત વગેરેની ઊંચાઈ જોઇશ તેને ઝમીન બરાબર કરી નાખીશ-અને તે પાણી વગરનાં મયદાનને લોહીના દર્યામાં ફેરવી નાખીશ."

એલચીએ એવું સાંભળ્યું અને તે શેતાબ નોશીરવાન આગળ આવ્યો-અને કયસરની સઘળી વાતો કહી સંભળાવી.

નોશીરવાન ગુસ્સે થયો અને પોતાના વઝીરને કહ્યું કે "કયસરનાં મગઝમાં અકલ રહીજ નથી.

હું તેને દેખાડીશ કે હોકમ કોણનો ચાલે છે-દેશ જીતવો, લડાઇ કરવી અને કોલ કરાર કરવા, એ કોણને માટે છે? ૪૭૦

તેના લોભથી, તેમજ તેની મગરૂરીથી-અને આવી રીતની કોશેશ કરવાથી, લૂટફાટ કરવાથી અને હુમ્લા કરવાથી,

તે આગળાં મૂર્ખાઇ ભરેલાં કામથી આજે પસ્તાતો રહ્યો છે, તેના કરતાં પણ હાલનાં કામથી તે વધારે પસ્તાતો રહેશે-અને રાત રાતે (એટલે ખાનગી રીતે) તે પોતાના બન્ને હાથો બાળી નાખવા તૈયાર થશે."

પછી તેણે ફર્માવ્યું જેથી કરનાય વજાડી-ચો તરફથી લશ્કર એકઠું થયું.

દરગાહમાંથી નગારાના આવાઝ નીકળ્યા-ઝમીન ડામરના રંગની બની અને હવા સીસમ જેવી કાળી થઇ.

તેણે તે નામદારી ભર્યાં લશ્કરમાંથી તલવાર મારનારા એક લાખ સવારો ચુંટી કાઢયા.

અને તે ભારી લશ્કર મુન્ઝેરને સોંપ્યું-અને તેને ફર્માવ્યું કે "તારાં ભાલાદાર અરબી લશ્કરમાંથી પણ,

લડાયક સિપાહોનું એક લશ્કર રૂમમાં લઇ જા-કે જેઓ તે મુલકમાંથી આગના શોલા ઉઠાડે.

જો કે હું ગમે એવો એક નવોજ પાદશાહ છું અને આ કીનો લેવામાં એક નવોજ નામદાર છું,

તો પણ તારે રૂમ દેશથી અને રૂમી લોકોથી જરાબી બીવું નહીં-કારણકે તે રૂમી લોક મારી નઝદીક એક મુઠ્ઠી ખાક બરાબર છે.

હમણા હું એક છટાદાર બોલનારો એલચી ઇરાનથી તેની નઝદીક મોકલું છું. ૪૭૧

ભલે કયસર રૂમ દેશનો ધણી રહે-પણ હવે પછી તને કયસરથી કાંઈ દુ:ખ જોવું પડશે નહીં."

## નામએ શાહે કેસ્રા બકયસરે રૂમ.

નવીસન્દઈ ખાસ્ત અઝ બારૂગાહુ
બકયસરૂ યકી નામહુ ફરૂમૂદ્દ શાહુ
ઝે નૂશીરવાન્ શાહે ફરૂરોખ નેઝાદ્દ
જહાન્ગીરો ઝેન્દહુ કુને કયકોબાદ્દ
બનઝદીકે કયસરૂ સરફ્રાઝે રૂમ
નેગહુબાને આન્ મર્ઝે આબાદ્દ બૂમ
સરે નામહુ કરૂદ્દ આફરીન્ અઝ નુખોસ્ત
ગેશાન્માયગી જોઝ ઝે યઝદાન્ નજોસ્ત
ખોદાવન્દે ગર્દન્દહુ ખુરૂશીદો માહુ
કઝૂયસ્ત પીરૂઝીઓ દસ્તગાહુ

## પાદશાહ કેસ્રાનું કયસરે રૂમ ઉપરનું નામુ.

પછી તેણે દરબારમાંના મુન્શીને બોલાવ્યો-અને પાદશાહે કયસર ઉપર એક નામુ લખવા ફર્માવ્યું.

કે "મુબારક બુન્યાદના પાદશાહ નોશીરવાન કે જે દેશનો જીતનારો અને શાહ કોબાદનું નામ જીવતું કરનારો છે તેની તરફથી,

રૂમના સરદાર કયસર તરફ કે જે આબાદ મુલકનો નેગેહબાન છે, તેની નઝદીક પુગે."

પ્રથમ નામાને મથાળે તે સાહેબની દુઆ લખી-અને પાક યઝદાન સિવાય બીજા કોઈથી પોતાની મોટાઈ શોધી નહીં.

કે "જે ફરતાં ખુરશીદ અને માહતાબનો સાહેબ છે-જે સાહેબથીજ ફતેહમંદી અને કૌવત મળે છે.

કે બીરૂન્ શુદ અઝ રાએ ગર્દાન્ સેપેહ્રૂ
અગરૂ જન્ગ્ જૂયદ અગરૂ દાદો મેહ્રૂ
તો ગરૂ કયસરે રૂમો ગરૂ મેહ્તરી
મકુન્ ઇચ્ બા તાઝેયાન્ દાવરી
વગરૂ ખીશ ગીરી ઝે ચન્ગાલે ગોરૂગ્
તો દાની કઝૂ રન્જ બીની બુઝોરૂગ્
૪૭૨ વગરૂ સૂએ મુન્ઝેરૂ ફેરેસ્તી સેપાહ
નમાનમ્ બતૂ લશ્કરો તાજો ગાહ
અગરૂ ઝીરૂદસ્તી શવદ પુરૂ મનેશ
બશમ્શીરૂ યાબદ ઝે મા સરૂઝનેશ
તો ઝાન્ મરૂઝ ચકુ રશ મનેહ પીશ પાય
સુ ખાહી કે પયમાન્ બેમાનદ બજાય
અગરૂ બુગ્ઝરી ઝીન્ સખુન્ બુગ્ઝરમ્
સરો ગાહે તૂ ઝીરે પય બેસ્પરમ્
દોરૂદ અઝ ખોદાવન્દે દીહીમો ઝૂરૂ
બદાન્ કે નજૂયદ બબીદાદ શૂરૂ
નેહાદન્દ બરૂ નામહ બરૂ મોહ્રે શાહ
સવારી ગુઝીદન્દ અઝાન્ બારૂગાહ
સુનાન્ ચૂન્ બેઆયેસ્ત ચીરહ ઝબાન્
જહાન્દીદહો ગોર્દો રઉશન્ રવાન્

ફરતાં આસ્માનના એરાદાથી કોણ બચી ગયું છે?-પછી તે લડાઈ કરવા તૈયાર થતો હોય કે ઇન્સાફ અને મોહબત માંગતો હોય.

અગરજો તું રૂમનો કયસર છે કે અગર સરદાર છે-તો પણ તું અરબો સાથે કશી બાબતનો ઝઘડો ના કર.

જો તું વરની ચુંગાલમાંથી મેદું છીનવી લેવા માગતો હોય-તો તું જાણ કે તેમ કર્યાથી તને મોટી રંજ વેઠવી પડશે.

જો તું મુન્ઝેર સામે લશ્કર મોકલશે-તો હું તારૂં લશ્કર, તાજ અને તખ્ત રહેવા દઇશ નાહીં.

જો કોઇ તાબેદાર થઇને મોટાઈ કરવા નીકળે તેને અમારી તરફથી તલવારની સઝા મળશે.

જો તું ચાહતો હોય કે આપણા કોલકરાર કાયમ રહે-તો તું પોતાના મુલકની હદથી એક ગઝ પણ કદમ આગળ ના મૂકતો.

અગરજો તું આ મારા હોકમથી ફરશે તો હું પણ આપણા કોલકરારથી ફરીશ અને તારૂં સર અને તખ્ત પગ હેઠળ કચડીશ.

તાજ અને કીંવાના સાહેબ તરફથી તે શખ્સ ઉપર દોઆ હોજો! કે જે ગયર ઈન્સાફીથી ઝઘડો શોધતો નથી."

નામા ઉપર પાદશાહની મોહર કીધી-અને તે દરબારમાંથી એક સવાર પસંદ કરવામાં આવ્યો.

કે જેવો જોઈએ તેવો બોલીદરાઝ-અનુભવી, બહાદુર અને રોશન જીવનો હતો.

---

# રસીદને નામએ નૂશીરવાન્ નઝૂદે કયસર્ વ ફેરેસ્તાદને કયસર્ પાસોખે આન્.

—:o:—

ફેરેસ્તાદહ બા નામએ શહ્રૂયારૂ
બેયામદ બરે કયસરે નામદારૂ
બદૂ આફરીન્ કર્દો નામહ બેદાદ
હમહ રાએ કેસ્રા બદૂ કરૂદ યાદ
સુખુનહાશ બેશ્નીદો નામહ બેખાન્દ
બેપીચાદો અન્દરૂ શેગેફ્તી બેમાન્દ
૪૭૩ ઝે ગોફ્તારે કેસ્રા સરફ્રાઝ મરૂદ
બરૂ પુરૂ ઝે ચીન્ કર્દો રૌખસારહ ઝરૂદ
નવીસન્દઈ ખાન્દો પાસોખ નેવેશ્ત
પદીદારૂ કરૂદ અન્દરૂ ખૂબો ઝેશ્ત
સરે નામહ ચૂન્ ગશ્ત મુશ્કીન્ ઝે કારૂ
નુખોસ્ત આફરીન કરૂદ બરૂ કેર્દેગારૂ
નેગારન્દએ બરૂ કશીદહ સેપેહ્રૂ
કઝૂયસ્ત આરામો પર્ખાશો મેહ્રૂ
બગીતી યકીરા કુનદ તાજવરૂ
વઝૂ બેહ યકી પીશે ઊ બા કમરૂ
અગરૂ ખુદ સેપહ્રે રવાન્ ઝીરે તોસ્ત
સરે મુશ્તરી ઝીરે શમ્શીરે તોસ્ત
બદીવાન્ નેગહ કુન્ કે રૂમી નેઝાદ
બતોખ્મે કયાન્ બાઝ હરૂગેઝ નદાદ

# નોશીરવાનનું નામુ કયસરની નઝદીક પહોંચવું અને કયસરે તેનો જવાબ મોકલવો.

—:o:—

તે એલચી પાદશાહનું નામુ લઈ નામદાર કયસરની નઝદીક આવ્યો.

તેના ઉપર દુઆ કીધી અને પેલું નામુ આપ્યું-તેમજ નોશીરવાનના સઘળા વિચારો તેને કહી સંભળાવ્યા.

કયસરે તે સખુનો સાંભળ્યા અને નામુ વાંચ્યું જેથી તે ગુસ્સે થયો અને અજબ રહ્યો.

નોશીરવાનની વાતથી તે સરફરાઝ મર્દે પોતાનાં ભવાં કરચલી ભરેલાં કીધાં અને ચેહરો ફિક્કો બનાવ્યો.

પછી એક મુન્શીને બોલાવ્યો અને તેનો જવાબ લખ્યો-તેની અંદર સઘળું સારૂં માઠું દર્શાવ્યું

જ્યારે તે નામાની શુરૂઆત કસ્તુરીવાળી સીઆહીથી થઈ ત્યારે પહેલા તે ખોદાતાલા ઉપર દુઆ કીધી.

કે "જે ઊંચાં આસ્માનનો ચીતારનાર છે-કે જેનાથીજ આરામ, લડાઇ, અને મોહબત પણ છે.

દુન્યામાં તે એકને પાદશાહ કરે છે-અને તેનીથી ચઢિયાતા બીજા શખ્સને તેનો ખિદમતગાર બનાવે છે.

અગર ફરતો આસ્માન પોતે તારાં ફર્માન હેઠળ હોય-તેમજ બ્રુહસ્પતિ સેતારાનું સર તારી તલવાર હેઠળ હોય,

તો પણ તું પોતાનાં દફતરમાં તપાસ કર કે રૂમી અઉલાદના કોઈ પણ શખ્સે-કયાની તોખ્મના પાદશાહને કદી પણ ખેરાજ આપ્યું નથી.

તો ગરૂ શહુરૂયારી ન મન્ કેહુતરમ
હમાન્ બા સરો અફૂસરો કેશ્વરમ
ચે બાયદ્ પેઝીરોફૂત ચન્દી ફેસૂસ
કે બીમે પયે પીલો આવાએ કૂસ
બેખાહમ્ કુનૂન અઝ્ શુમા બાઝો સાવ્
કે દારદ્ બપખાંશ બા રૂમ તાવ્
સેકન્દરૂ શનીદી બઈરાન્ ચે કરૂદ
કે મા બૂદ આન્ શાહે આઝાદ મરૂદ
નેહોફૂતહ્ નશુદ્ તીઘે એસ્કન્દરી
ચે સાઝી બમા બરૂ ચુનીન્ દાવરી
બતારાજ્ બોર્દન્દ્ ચફૂ ચન્દ્ ચીઝ્
ગુઝશ્ત્ આન્ સેતમ્ બરૂ નગીરીમ્ નીઝ્
કે દશ્તે સવારાને નીઝહુવરાન્
બરૂઆરીમ્ ગરૂદ્ અઝ્ કરાન તા કરાન્
ન ખુરૂશીદ્ નૂશીરવાન્ આફ્રીદ્
વગરૂ બેસ્તદ્ અઝ્ ચર્ખે ગર્દાન્ કલીદ્
કે કસ્ મી નબાયદ્ કે શાહનશાહાન્
હમહ્ કામે ઊ બાયદ્ અન્દરૂ જહાન્
ફેરેસ્તાદહ્રા હીચ્ પાસોખ નદાદ્
કે તુન્દીએ કેસ્રા નેયામદ્ શ યાદ્
ચુ મોહ્રૂ અઝ્ બરે નામહ્ બેન્હાદ ગોફૂત
કે બા મન્ મસીહો ચલીપાસ્ત જોફૂત
ફેરેસ્તાદહ્ બા ઊ નઝદ્ હીચ્ દમ્
દેઝમ્ દીદ્ પાસોખ બેયામદ્ દેઝમ્
બેયામદ્ બરે શાહે ઈરાન્ ચુ ગરૂદ
સુખુનહાએ કયસરૂ હમહ્ યાદ્ કરૂદ

જો તું પાદશાહ છે તો હું તારા કરતાં કાંઈ ઉતરતો નથી-પણ સરદારો, તાજ અને મુલક ધરાઉં છું.

હાથીનાં કદમની અને નગારાંના આવાઝની જૂઠી બીકથી-મારે શા માટે એટલો બધો અફસોસ કરવો જોઇયે?

હવે તો હું તમો લોકો પાસેથીજ મેહસૂલ અને ચોથાઈ લઇશ-રૂમ સાથ લડવાની કોણ તાકત ધરાવે છે?

તેં સાંભળ્યું તો હશે કે સિકંદરે ઈરાનમાં શું શું કીધું હતું?-તે આલીજાહ મરતબાનો શખ્સ અમારામાંનોજ હતો. ૪૭૪

સિકંદરી તલવાર કાંઇ હજી છૂપાઈ ગઇ નથી-તું અમારી ઉપર એવી રીતની સરજોરી શા માટે કરે છે?

તેઓ (અરબો) અમારી કેટલીક માલ મિલ્કત લૂટી લઈ ગયા છે-તે ઝુલ્મ તો પસાર થઇ ગયો છે પણ હવે એવું કદીબી અમો બનવા દઈશું નહીં.

એવા ભાલાદાર અરબ સવારોની તો અમો એક નાકાથી બીજા નાકા સુધી ગર્દ કાઢીજ નાખીશું.

રોશન ખુરશીદ કાંઇ નોશીરવાને બનાવ્યો નથી-અથવા તેણે કાંઇ ફરતાં આસ્માનની કુચી છીનવી લીધી નથી,

કે દુન્યામાં કોઈ બીજો શેહનશાહ હોયજ નહીં અને સઘળી તેનીજ ખાહેશ પાર પડવી જોઇયે?"

કયસરે ઈરાની એલચીને કાંઇ પણ મોઢે તો જવાબ કહેવાડ્યો નહીં-તેણે નોશીરવાનના ગુસ્સાની કશી દરકાર કીધીજ નહીં.

તેણે જ્યારે તે નામા ઉપર મોહર કીધી ત્યારે તે બોલ્યો કે "મારો પયગમ્બર ક્રાઇસ્ટ અને તેનો પવિત્ર ક્રૉસ મારો મદદગાર છે."

પેલા એલચીએ તેની સાથે કાંઇબી વાત કીધી નહીં-પણ તે દુ:ખ ભર્યો જવાબ જોઇ દિલગીર પાછો ફર્યો.

તે તુરતજ ઇરાનના પાદશાહની આગળ આવ્યો અને કયસરની તમામ વાતો કહી સંભળાવી.

## રફ્તને કેસ્રા બજન્ગે કયસર્.

ચુ બરૂ ખાન્દ્ આન્ નામહ્રા શહુરૂયારૂ
બરૂ આશોફૂત બા ગર્દેશે રૂઝગારૂ
હમહ્ મૂબેદાનો રદાન્રા બખાન્દ્
વઝાન્ નામહ્ ચન્દી સુખુનહા બરાન્દ્
સે રૂઝ અન્દરાન્ બૂદ બા રાએઝન્
ચે બા પહુલવાનાને લશ્કરૂ શેકન્
ચહારોમ્ બદાન્ રાસ્ત શુદ્ રાએ શાહ્
કે આરદ્ સુએ જન્ગે કયસરૂ સેપાહ્
બરૂ આમદ્ કે દરૂ નાલએ ગાવ્ દુમ્
ખોરૂશીદને કૂસો રૂઇનહ્ ખુમ્
બરૂ આરામશ્ અન્દરૂ નબૂદશ્ દેરન્ગ્
હમી અઝ્ પયે રાસ્તી જોસ્ત જન્ગ્
સેપહ્ બરૂ ગેરેફૂતો બુનહ્ બરૂ નેહાદ્
કે યઝદાને નીકી દેહેશ કરૂદ યાદ્
યકી ગરૂદ બરૂ શુદ્ કે ગોફૂતી સેપેહરૂ
બદર્યાએ કીરૂ અન્દરૂ આવરૂદ ચેહરૂ
બપૂશીદ્ રૂએ ઝમીન્રા બનઅલ્
હવા યકૂસરૂ અઝ્ પર્નેયાન્ ગશ્ત્ લઅલ્

## નોશીરવાનનું કયસરની લડાઇમાં જવું.

જ્યારે પાદશાહે તે નામુ વાંચ્યું-ત્યારે તે ઝમાનાની ગર્દેશ સાથ ગુસ્સે થયો. ૪૭૫

તેણે સઘળા વઝીરોને અને સરદારોને બોલાવ્યા-અને તે નામા વિષે ઘણીક વાતો ચલાવી.

તેણે લશ્કરની સફ તોડનારા પેહલવાનો અને પોતાના સલાહકારો સાથ ત્રણ દિવસ તે મસ્લહતમાં ગુઝાર્યા.

ચોથે દિવસે પાદશાહનો વિચાર નક્કી થયો-કે "કયસરની લડાઈ માટે પોતે લશ્કર આગળ ચલાવે."

હવે દરબારમાંથી કરનાય, નગારાં અને ઢોલના પોકારો નીકળ્યા.

પાદશાહે આરામ લેવાની પણ કશી ઢીલ કીધી નહીં-તે સચ્ચાઇને ખાતેરજ લડાઈ કરતો હતો.

તેણે લશ્કર ભેગું કીધું અને સઘળો અસ્બાબ લાદ્યો-અને નેકી પહોંચાડનારા ખોદાની યાદ કરી ચાલુ મૂક્યું.

લશ્કરથી એટલી તો ધૂળ ઉઠી કે ગોયા આસ્માને પોતાનો ચેહરો ડામરના દર્યામાં છૂપાવ્યો.

ઘોડાઓની નઅલે કરીને ઝમીનની સપાટી ઢાંકી નાખી-રેશમી ઝુંડાઓથી સઘળી હવા લાલ બની ગઈ.

નબુદ બરૂ ઝમીન્ પશ્શહ્રા જાયગાહ
ન અન્દરૂ હવા બાહરા માન્દ રાહ
૪૭૬ ઝે જૂશે સવારાનો અઝ ગર્દે પીલ
ઝમીન્ શુદ બકેર્દારે દર્યાએ નીલ
જહાન્દારૂ બા કાવેયાની દેરફ્શ
હમી રફ્ત બા તાજો ઝરૂરીનહ કફ્શ
હમી બરૂ શુદ આવાઝ શાન્ તા દો મીલ
બપીશે સેપાહ અન્દરૂન્ કૂસો પીલ
પસે પોરતો પીશ અન્દરૂ આઝાદગાન્
બેશુદ તીઝ તા આઝરૂ આબાદગાન્

ચુ ચશ્મશ બરૂ આમદ બઆઝરૂ ગોશસ્પ
પેયાદહ શુદ અઝ દૂરો બુગ્ઝાશ્ત અસ્પ
ઝે દસ્તૂરે પાકીઝહ બર્સમ બજોસ્ત
દો રોખરા બઆબે દો દીદહ બશોસ્ત
બબાઝ્ અન્દરૂ આમદ બઆતેશકદહ
નેહાદન્દ ગાહી બઝરૂ આઝદહ
નેહાદહ બદ્ નામએ ઝન્દવોસ્ત
બઆવાઝ્ બરૂખાન્દ મૂબેદ દુરોસ્ત
રદો હીરૂબુદ પીશ ઘલ્તાન્ બખાક
હમહ દામને જામહા કર્દહ ચાક
બુઝોર્ગાન્ બરૂ ગઉહરૂ અફ્શાન્દન્દ
બઝમઝમ હમી આફરીન્ ખાન્દન્દ
૪૭૭ ચુ નઝ્દીકૂ તરૂ શુદ સેતાયેશ ગેરેફ્ત
જહાન્ આફરીન્રા નેયાયેશ ગેરેફ્ત
વઝૂ ખાસ્ત પીરૂઝીઓ દસ્તગાહ
નમૂદન્ દેલશરા સુએ દાદ રાહ
પરસ્તન્દગાન્રા બેબખ્શીદ ચીઝ
બજાઈ કે દર્વીશ દીદન્દ નીઝ
યકી ખીમહ ઝદ પીશે આતેશકદહ
કશીદન્દ લશ્કરૂ ઝે હરૂ સૂ રદહ
દબીરે ખેરદમન્દરા પીશ ખાન્દ
સુખુનહાય બાયેસ્તહ ચન્દી બરાન્દ
યકી નામહ ફરૂમૂદ બા આફરીન્
સુએ મરૂઝબાનાને ઈરાન્ ઝમીન્
કે તરૂસન્દહ બાશીદો બીદારૂ બીદ
જહાન્રા ઝે દુશ્મન્ નેગહદારૂ બીદ
કોનારન્ગ્ યા પહ્લવાન્ હરૂકે હસ્ત
હમહ દાદ જૂઈદ બા ઝીરૂદસ્ત
બેદારીદ ચન્દાન્ કે બાયદ સેપાહ
બદાન્ તા નેયાબદ બદઅન્દીશ રાહ
દેરફ્શે મરા તા ન બીનદ કસી
નબાયદ કે ઈમન્ બેખોસ્પદ બસી
૪૭૮ અઝ આતેશકદહ તા બેશુદ સૂએ રૂમ
પરાગન્દહ શુદ ઝૂ ખબરૂ ગેર્દે બૂમ
બપીશ આમદ આન્ કસ કે ફર્માન્ ગુઝીદ
ઝે ગોર્દાન્ બરો બૂમ શુદ નાપદીદ
જહાનજૂય બા હદયહો બા નેસારૂ
ફેશાવાન્ બેયામદ બરે શહરૂયારૂ

ઝમીન ઉપર એક મચ્છરને ઉડવા માટે પણ-જગ્યા બાકી રહી હતી નહીં-તેમજ આકાશમાં પવનને પણ માર્ગ મળતો હતો નહીં.

સવારોના જોશથી અને હાથીઓની ધૂળથી-ઝમીન નીલ નદીની મિસાલ થઈ

દેશની સંભાળ કરનાર પાદશાહ પોતે કાવેયાની ઝુંડા સાથ-માથાં ઉપર તાજ અને પગમાં સોનેરી જોડા પેહેરી ચાલવા લાગ્યો.

તેઓના પોકારો બે માઈલ સુધી જતા હતા-તે લશ્કરની હરોલમાં નગારાં અને હાથીઓ હતા.

લશ્કરની પીઠ પાછળ તેમજ હરોલમાં ઉમરાવી ખાન્દાનના લોકો ચાલતા હતા એ પ્રમાણે તે પાદશાહ શેતાબી કરતો આઝર "આબાદગાન" નામના આતશકદેહ સુધી ગયો

જ્યારે તેની નજર આઝર ગોશસ્પના કેબ્લા ઉપર પડી-ત્યારે દૂરથી તે ઘોડા ઉપરથી ઉતરી પડી પેયાદો થયો.

પાદશાહે ક્રિયા કરવા માટે પાકીઝેહ દસ્તૂર પાસેથી બર્સમ માગી લીધી અને તેનાથી બંદગી કરી બન્ને ગાલને આંખોનાં આંસુથી ધોઈ કાઢયા.

તે બાજ બર્સમની ક્રિયા સાથેજ આતશકદેહમાં આવ્યો-સોનાથી જરેલું એક તખ્ત ત્યાં મૂકવામાં આવ્યું.

તેની ઉપર ઝંદ અવસ્તાની કેતાબ મૂકીને-એક મોબેદે બુલંદ આવાઝે શુદ્ધ ઉચ્ચારે ભણવા માંડયું.

સરદારો અને હેરબુદો તે કેબ્લા આગળ ઝમીન ઉપર લોટવા લાગ્યા-અને પોતાના પોશાકની દામન ચાક કરવા લાગ્યા

સઘળા મોટાઓએ તે કેબ્લા ઉપર ગોહરો વધાવ્યાં-અને ગણગણતા આવાઝે તેની ઉપર દોઆ કરવા લાગ્યા.

જ્યારે પાદશાહ તે કેબ્લાની વધારે આગળ ગયો ત્યારે તેની સેતાયેશ કીધી-દુન્યાના પયદા કરનાર સાહેબની નેયાયેશ કીધી.

અને તેનાથી ફતેહમંદી અને લડવાની શક્તિ માગી-અને પોતાનાં દિલને ઈન્સાફ તરફનોજ માર્ગ દેખાડવાની ખાહેશ ચાહી.

તે કેબ્લાની પરસ્તેશ કરનારા મોબેદોને તેમજ જે જગ્યાએ કે દરવીશોને જોયા તેઓને કેટલીક ચીઝો બક્ષેશ કીધી.

તેણે આતશકદેહ આગળ એક તમ્બુ માર્યો-લશ્કરે ચો તરફથી સફ સમારી.

તેણે એક અક્લમંદ મુનશીને નજદીક બોલાવ્યો-અને કેટલાક ઘટતા સખુનો કહ્યા.

અને ઇરાન ઝમીનના સરદારો તરફ-દુઆ સલામ સાથનું એક નામુ લખવા ફર્માવ્યું.

કે "તમો ખોદાથી ડરતા રહેજો અને હુશ્યાર રહેજો-અને દેશને દુશ્મનોથી નેગાહ રાખજો.

તમો હાકેમ અથવા પેહલવાન જે પણ હોય-તે પોતાના તાબાની રૈયત સાથ ઈન્સાફથીજ વર્તજો.

જેટલું પણ રાખવા ઘટતું હોય તેટલું લશ્કર રાખજો-કે જેથી દુશ્મનો આપણી તરફનો માર્ગ મેળવવા પામે નહીં.

જ્યાં સૂધી તમો કોઈ પણ મારા ઝુંડાને ફતેહ કરીને પાછો આવતાં જુઓ નહીં-ત્યાં સૂધી કોઇયે નચિન્ત ઘણો વખત સૂવું નહીં."

હવે પાદશાહ પેલાં આતશકદેહનાં મકાનમાંથી નીકળી રૂમ તરફ ગયો તેટલાં સૂધીમાં-તેની ખબર તે મુલકની આસપાસ ફેલાઇ ગઈ.

જે કોઈ પાદશાહો કે તેના તાબેદાર હતા તે સઘળા તેની આગળ આવ્યા-પેહલવાનોથી તે મુલક ઢંકાઈ ગયો.

ઘણાક પાદશાહો હદયા અને નેસાર લઈ નોશીરવાન આગળ આવ્યા.

બહર્ બૂમો બર્ કૂ ફોરૂદ આમદી
કે હર્ સૂ પયામો દોરૂદ આમદી
કે ગીતી બહર્ સૂ કે લશ્કર્ કશીદ
જોશ્ અઝ્ બઝ્મો નખ્ચીર્ ચીઝી નદીદ
ચુનાન્ બુદ કે હર્ શબ્ કે ગોર્દાન્ હઝાર્
બબઝ્મ આમદન્દી બરે શહ્રૂયાર્
ચુ નઝદીક્ શુદ રઝ્મરા સાઝ કરૂદ
સેપહ્રરા દેરમ દાદન્ આઘાઝ કરૂદ
સેપહ્બુદ્શ શીરૂએ બહ્રામ બૂદ
કે દર્ જન્ગ્ બા રાયો આરામ બૂદ
ચપે લશ્કરશરા બફર્હાદ દાદ
બસી પન્દહા બર્ દેલશ કરૂદ યાદ
ચુ ઉસ્તાદે બર્ઝીન્ અબર્ મયમનહ્
ગોશસ્પે જહાન્જૂય પીશે બનહ્
બકલ્બ્ અન્દરૂન્ બૂદ મેહ્રાન્ બપાય
કે દર્ કીનહ્ગહ્ દાશ્તી દેલ્ બજાય
તલાયહ્ બહોર્મુઝ્દે ખર્રાદ દાદ
રવાનો દેલશરા ખેરદ યાદ દાદ
બહર્ સૂ બેરફ્તન્દ કાર્ આગેહાન્
બદાન્ તા નમાનદ સખુન્ દર્ નેહાન્
કે લશ્કર્ જહાન્દીદગાન્રા બેખાન્દ
બસી પન્દો અન્દર્ઝે નીકૂ બેરાન્દ
ચુનીન્ ગોફ્ત કય લશ્કરે બી કરાન્
કે પુર્માયગાનો કે કુન્દાવરાન્
અગર્ યક્તન્ અઝ્ રાહે મન્ બુગ્ઝરીદ
દમે ખીશ બી રાએ મન્ બેશ્મરીદ
બદર્વીશ મર્દુમ્ રસાનીદ રન્જ
વગર્ બર્ બુઝોર્ગાન્ કે દારન્દ ગન્જ
ગર્ આહન્ગ્ બર્ મીવહ્દારી કુનીદ
વગર્ ના પસન્દીદહ્ કારી કુનીદ
વગર્ કેશ્તમન્દી બેપૂશદ બપાય
વગર્ પીશે લશ્કર્ બેજુમ્બદ કે જાય
બયઝ્દાન્ કે ઊ દાદ દીહીમો ઝૂર્
ખોદાવન્દે બહ્રામો કયવાનો હૂર્
કે દર્ દમ મેયાનશ બેબુર્રમ બતીઘ્
અગર્ ચૂન્ સેતારહ્ શવદ ઝીરે મીઘ્
બપીશહ્ સેપહ્ બર્ તલાયહ્ મનમ
જહાન્જૂય બર્ કલ્બ્ પાયહ્ મનમ
નેગહ્બાને પીલો સેપાહો બનહ્
ગહી બર્ ચપમ ગાહ્ બર્ મયમનહ્
બખુશ્કી રવમ ગર્ બદર્યાએ આબ્
નજૂયમ બરઝ્મ અન્દર્ આરામો ખાબ્
મનાદીગરી નામે ઊ શીરઝાદ
ગેરેફ્ત આન્ સુખુન્હાએ કેસ્રા બયાદ
બેયામદ દમાન્ ગેર્દે લશ્કર્ બેગશ્ત
બહર્ ખીમહો ખર્ગહી બર્ ગુઝશ્ત
બેફરૂશીદ કય બી કરાનહ્ સેપાહ્
ચુનીનસ્ત ફર્માને બીદાર્ શાહ્
કે ગર્ જોશ્ બદાદો બમેહ્રે ખરદ
કસી સૂએ ખાકે સેયહ્ બેન્ગરદ

જે મુલક અને ઝમીન ઉપર કે તે ઉતારો લેતો-તો ત્યાં ચો તરફથી તાબેદારીના પયગામો અને દોઆ સલામો આવતી હતી.

જે જે મુલકમાંથી કે તે લશ્કર પસાર કરી જતો-તે તરફ ખુશહાલીની મજલેસ અને શેકાર સિવાય બીજું કાંઇ પણ જોતો હતો નહીં.

એવું બનતું હતું કે પેહલવાનોમાંથી દર રાતે એક હઝાર પેહલવાનો-ખુશહાલીની મજલેસ માટે પાદશાહની નઝદીક આવતા હતા.

જ્યારે તે રૂમની નઝદીક જઈ પુગ્યો ત્યારે લડાઈની તૈયારી કીધી-લશ્કરને પગાર આપવો શુરૂ કીધો.

તે લશ્કરનો સેપહસાલાર બેહરામનો બેટો શીરૂય હતો-કે જે લડાઇના હન્ગામમાં વિચારવંત અને શાન્ત રહેતો હતો.

લશ્કરની ડાબી બાઝૂ ફર્હાદને સોંપી આપી-અને તેને ઘણીક શીખામણો દીધી.

જ્યારે જમણા હાથ ઉપર બર્ઝીનનો છોકરો ઉસ્તાદ ઉભો-અને સઘળા માલ અસ્બાબ આગળ દેશ જીતનાર ગુશસ્પ ઉભો રહ્યો.

લશ્કરના વચલા ભાગમાં મેહરાન ઉભો હતો-કે જે લડાઈના વખતમાં પોતાનું દિલ ઠેકાણે રાખતો હતો. ૪૭૯

ખર્રાદના બેટા હોરમઝદને લશ્કરની ચોકી કરવાનું કામ આપ્યું-અને તેના જીવ અને દિલને ડહાપણ રાખવાની યાદ આપી.

ચો તરફ અનુભવી જાસૂસો ગયા કે જેથી કાંઈ પણ વાત પાદશાહથી છૂપી નહીં રહે.

લશ્કરમાંથી અનુભવી સરદારોને બોલાવ્યા-અને ઘણીક અચ્છી નસીહતો અને શીખામણો આપી.

પાદશાહ એ પ્રમાણે બોલ્યો કે "ઓ મારા બેશુમાર લશ્કરીઓ!-તમો નામીચા શખ્સોમાંથી તેમજ બહાદુર શખ્સોમાંથી,

અગરજો એક જણ પણ મારી રાહથી ફરશો-અને મારા હોકમ વગર તમો પોતાનો દમ પણ લેશો,

ગરીબ માણસોને ઈઝા પહોંચાડશો-અથવા ગંજ ધરાવનારા મોટાઓ ઉપર ઝુલ્મ કરશો,

અગર કોઈનાં મેવાવાળાં ઝાડને નુકસાન પુગાડશો-અથવા કશું પણ ના લાયક કામ કરશો,

અગર કોઈના અનાજનાં ખેતરોને પગ તળે ખુંદશો-અથવા કોઈ હોકમ વગર પોતાની જગ્યાથી લશ્કરની આગળ વધશો,

તો પાક યઝદાન કે જેણે મને તાજ અને કૌવત આપ્યું છે અને જે મંગળ, શનિ અને રવિ (આફતાબ)નો સાહેબ છે તેના કસમથી કહું છું,

કે તે શખ્સ અગર સેતારાની માફક વાદળ નીચે પણ છૂપાઇ જશે, તો પણ એક પળમાં તેની કમર મારી તલવારે કરી કાપી નાખીશ. ૪૮૦

લશ્કરની હરોલમાં તેની સંભાળ કરનાર તરીકે હું છું-લશ્કરની કલ્બગાહ ઉપર સરદાર તરીકેની જગ્યા ધરાવનારો હું છું.

લશ્કર હાથીઓ અને સઘળા અસ્બાબના નેગેહબાન તરીકે-કોઇ વખત લશ્કરની ડાબી બાઝૂ અને કોઇ વખત જમણી બાઝુ ઉપર હું રહીશ.

અગરજો હું ઝમીન ઉપર કે દર્યાનાં પાણી ઉપર ચાલતો હોઇશ તો પણ લડાઇના હન્ગામમાં હું આરામ કે ખાબ કરીશ નહીં."

શીરઝાદ નામના એક ડાંડી પીટનારે-નોશીરવાનના આ સખુનો સઘળાં લશ્કરને ઝાહેર કીધા.

તે દોડતો આવ્યો અને લશ્કરની આસપાસ ફર્યો-દરેક તમ્બુ અને રાવટીઓમાં ગયો.

અને મનાદી પોકારી કે "ઓ ગણત્રી વગરનાં લશ્કરના સેપાહો!-આપણા બાહોશ પાદશાહનું ફર્માન એવું છે,

કે અગર કોઇ ઈન્સાફ, દયા અને ડહાપણ સિવાય આ સીઆહ ખાક તરફ નઝર કરશે,

બશાન્ તીરહ્ ખાકશ બેરીઝન્દ્ ખૂન
ચુ આયદ્ કે ફર્માને યઝ્દાન્ બેફ્ન
બપન્દે મનાદી નશુદ્ શાહ્ રામ
બરૂઝે સફીદો શબે તીરહ્ ફામ
૪૮૧ હમી ગેર્દે લશ્કર્ બેગશ્તી બરાહ્
હમી દાશ્તી નીકો બદ્રા નેગાહ્
ઝે કારે જહાન્ આગહી દાશ્તી
બદો નીકુરા ખાર્ નુગ્ઝાશ્તી
ઝે લશ્કર્ કસી કૂ બેમુર્દી બરાહ્
વરા દખ્મહ્ કર્દી બદાન્ જાયગાહ્
વગર્ બાઝ્ માન્દી અઝ્ સીમો ઝર્
કમાનો કમન્દો કોલાહો કમર્
બદો નીક્ બા મોર્દહ્ બૂદી બખાક્
નબૂદી જુદા ચીઝ્ અઝ્ દર્ મધાક્
જહાની બદ્ માન્દહ્ અન્દર્ શેગેફ્ત
કે નૂશીરવાન્ આન્ બુઝોર્ગી ગેરેફ્ત
બહર્ જાયગાહી કે જન્ગ્ આમદી
વરા રાયો હુશો દેરન્ગ્ આમદી
ફેરેસ્તાદઈ ખાસ્તી રાસ્ત ગૂય
કે રફ્તી બરે દુશ્મને ચારહ્ જૂય
અગર્ યાફ્તન્દી સુએ દાદ્ રાહ્
નકર્દી સેતમ આન્ ખેરદ્મન્દ શાહ્
અગર્ જન્ગ્ જોસ્તી બજન્ગ્ આમદી
બખેશમે દેલાવર્ નહન્ગ્ આમદી
૪૮૨ બતારાજ દાદી હમહ્ બૂમો રોસ્ત
જહાન્રા બદાદો બશાન્શીર્ જોસ્ત
બકેર્દારે ખુરશીદ્ બુદ્ રાએ શાહ્
કે બર્ તરૂરો ખુશ્કી બેતાબદ્ બરાહ્
નદારદ્ ઝે કસ રઉશનાઈ દેરીઘ્
ચુ બુગ્રીઝદ્ અઝ્ ચર્ખે ગર્દન્દહ્ મીઘ્
હમશ દાદો બખ્શેશ હમશ રન્ગો બૂય
હમશ દુરૂરે ખૂશાબો હમ આબે જૂય

ફેરૂઘે બલન્દી નપૂશદ્ ઝે કસ
દેલઅફ્રૂઝો રખ્શન્દહ્ ઊયસ્તો બસ
શહનશાહ્ બા દાદો બા રાયો ફર્રૂ
જહાન્રા હમી દાશ્ત દર્ ઝીરે પર્રૂ
વરા જન્ગો બખ્શેશ ચુ બાઝી બુદી
અઝીરા બદાન્ સરફરાઝી બુદી
અગર્ પીલો શીર્ આમદન્દીશ પીશ
નબર્દાશ્તી જન્ગ્ યક્ રૂઝ્ બીશ
સેપાહી કે બા ખૂદો ખફ્તાન્ બજન્ગ્
બપીશે સેપાહ્ આમદી બી દેરન્ગ્
અગર્ કોશ્તહ્ બૂદી અગર્ બસ્તહ્ ઝાર્
બઝેન્દાને પીરૂઝગર્ શહ્રયાર્

તો જેમ કોઇ ખોદાતાલાના હોકમથી ઉલટો ચાલે (અને તેનું ખૂન રેડવામાં આવે)-તેમ તે શખ્સનું ખૂન તેજ સીઆહ ખાક ઉપર રેડવામાં આવશે."

મનાદીથી નસીહત આપીનેજ પાદશાહ નોશીરવાન ધરાયો નહીં-પણ પોતે રોશન રોઝને વખતે કે અંધારી રાતને વખતે,

પોતાનાં લશ્કરની આસપાસ ફરવા લાગ્યો-તે દરેક ભલા અને બૂરા લોકોની તપાસ રાખતો.

અને લોકોનાં કામથી દરેક રીતે વાકેફ થતો નેક અને બદને હલકા ગણતો હતો નહીં.

લશ્કરમાંથી જે કોઈ કે રસ્તામાં મરણ પામતો તો તેજ જગ્યામાં તેનું દખ્મુ બનાવતો હતો.

અને જો તેની પાસનું સોનું, રૂપું કે કમાન, કમંદ, કોલાહ અને કમરબંદ રહી જતાં,

તો તે સઘળું સારૂં કે માઠું પેલા મરણ પામેલાની સાથેજ ખાકમાં જતું હતું-તે ખાડામાં પણ તેની ચીઝો તેનાથી જુદી પડતી નહીં.

સઘળાં લોકો તે માટે અજબ રહ્યાં કે નોશીરવાને આવી રીતથી બુઝોર્ગી એખ્તયાર કીધી.

જે પણ જગ્યાએ કે તેની સામે લડાઈ આવતી-તો તુરત તેને વિચાર શક્તિ, હુશ્યારી અને સહનશીલતા આવી જતી હતી.

તે વખતે તે એક રાસ્ત બોલનારો એલચી શોધી કાઢતો કે જે પેલા ચારો શોધનાર દુશ્મન આગળ જતો.

પછી જો તે દુશ્મનો વાજબી માર્ગ પકડતા-તો તે ડહાપણવાળો પાદશાહ તેઓ ઉપર સિતમ ગુઝારતો હતો નહીં.

પણ જો તે દુશ્મન લડાઇ શોધતો અને લડાઇમાં આવતો-તો તે પણ દિલાવર મગરમચ્છના ગુસ્સા સાથ લડાઈમાં ઉતરતો.

અને તેનો સઘળો મુલક અને જગ્યા લૂટાવી દેતો-એ પ્રમાણે નોશીરવાને સઘળો દેશ ઇન્સાફથીજ હાથ કર્યો.

ઝમીન તેમજ દર્યા ઉપર પડતાં સૂર્યનાં કિરણ મિસાલ પાદશાહ નોશીરવાનના વિચારો રોશન હતા.

જ્યારે ફરતાં આસ્માન ઉપરથી વાદળાં નીકળી ગયાં-કે તે પોતાનાં કિરણ સર્વ ઉપર નાખે છે,

પૃથ્વી ઉપર ઈન્સાફ અને બખ્શેશ પાંથનાર તેજ છે વનસ્પતિનો રંગ અને ખુશબોઇ તેનાથી છે-ઝળકતાં મોતી તેનાથીજ થાય છે અને નદીમાં પાણી તેનાથીજ વહેતાં રહે છે.

તે પોતાની મોટાઈનાં કિરણ કોઇથી છૂપાવતો નથી-દિલને હુશ્યારી આપનારો સેતારો તેજ એકલો છે.

એ પ્રમાણે શેહનશાહ પોતાના ઇન્સાફ, ડહાપણ અને ખોદાઈ ખોરેહ સાથ-સઘળા મુલકોને પોતાના આસરા હેઠળ રાખવા લાગ્યો.

તેને મનથી લડાઇ અને બક્ષેશ તો રમત મિસાલ હતાં-અને એજ સબબથી તેને મોટાઈ મળતી હતી.

અગરજો હાથી કે સિંહ તેની સામા આવતા તોપણ તે એક દહાડો પણ લડાઇ બંધ પાડતો હતો નહીં.

જે લડાયક સેપાહ કે બખ્તર અને લોઢાંની ટોપી પેહેરી તેનાં લશ્કર સામે લડાઈ લડવા આવતો તો તુરતજ,

તે માર્યો જતો હતો અથવા તો ફતેહમંદ પાદશાહનાં કયદખાનામાં ખુવારી સાથ કયદ પડતો હતો.

## ગેરેફ્તને નૂશીરવાન્ ચન્દ્ દેઝૂરા દર્ રાહે રૂમ્.

——:०:——

ચુનીન્ તા બેયામદ્ બદાન્ શારૂસાન્
કે શૂરાબ્ બુદ્ નામે આન્ કારૂસાન્
અઝ્ ઈરાન્ ચુ ગુશ્તાસ્પ્ આમદ્ બરૂમ
ગેરેફ્ત અન્દરાન્ શહ્રે શૂરાબ્ બૂમ
બરૂઆવર્દઈ દીદ્ સર્ દર્ હવા
પુર્ અઝ્ મર્દુમો સાઝે જન્ગો નવા
ઝે ખારા બેયફ્ગન્દહ્ દર્ ઝર્ફે આબ્
કશીદહ્ સરે બારહ્ અન્દર્ સહાબ્
બગેર્દે હેસાર્ અન્દર્ આમદ્ સેપાહ્
નદીદન્દ્ જાઈ બદર્ગાહ્ રાહ્
બદ્ સાખ્ત અઝ્ ચાર્ સૂ મન્જનીક્
બપાય આમદ્ આન્ બારએ જાસલીક્
બર્ આમદ્ ઝે હર્ સૂ દમે રસ્તખીઝ્
નદીદન્દ્ જાઈ ગુઝારો ગુરીઝ્
ચુ ખુર્શીદે તાબાન્ ચુ ગુમ્બદ્ બેગશ્ત
શુદ્ આન્ બારએ દેઝ્ બકેર્દારે દશ્ત
ખોરૂશે સવારાનો ગર્દે સેપાહ્
હમાન્ દૂદે આતેશ બર્ આમદ્ બમાહ્
હમહ્ હેસ્ન બી તન્ સરો પાય બૂદ્
તને બી સરાન્ શાન્ દેગર્ જાય બૂદ્
ધવે ઝીન્હારો ખોરૂશે ઝનાન્
ફેઝૂન શુદ્ ઝે ઝખ્મે તબીરહ્ ઝનાન્
વઝીશાન્ હરાન્ કસ કે પુર્માયહ્ બૂદ્
બગન્જો બમર્દી ગેરાન્સાયહ્ બૂદ્
બેબસ્તન્દો કર્દન્દ્ બર્ પીલ બાર્
ખોરૂશ આમદો નાલએ ઝીન્હાર્
ન બખ્શૂદ્ બર્ કસ બહન્ગામે રઝ્મ
ન બર્ ગન્જો દીનાર્ હન્ગામે બઝ્મ

વઝાન્ જાયગહ્ લશ્કર્ અન્દર્ કશીદ્
બરહ્ બર્ દેઝી દીગર્ આમદ્ પદીદ્
કે દર્ બન્દે ઊ ગન્જે કયસર્ બુદી
નેગહ્બાને આન્ દેઝ્ તવાન્ગર્ બુદી
કે આરાયેશે રૂમ બુદ્ નામે ઊય
ઝે કેસ્રા બદ્ આમદ્ બફર્જામે ઊય
બદાન્ દેઝ્ નેગહ્ કર્દ્ બીદાર્ શાહ્
હનૂઝ્ અન્દરાન્ ના રસીદહ્ સેપાહ્
બેફર્મૂદ્ તા તીર્ બારાન્ કુનન્દ્
હવા ચૂન તગર્ગે બહારાન્ કુનન્દ્
બમર્દી સરાન્ બારહ્રા બેસ્તદન્દ્
બશહ્રો બદેઝ્ આતેશ અન્દર્ ઝદન્દ્
બદાન્ દેઝ્ યકી જાન્વર્ દર્ નમાન્દ્
બદાન્ બૂમો બર્ ખારો ખાવર્ નમાન્દ્
હમહ્ ગન્જે કયસર્ બતારાજ દાદ્
સેપહ્રા હમહ્ બદ્રહો તાજ દાદ્

## નોશીરવાને રૂમના માર્ગમાં કેટલાક કિલ્લાઓ હાથ કરવા.

——:०:——

એમ કરતાં તે પાદશાહ "શૂરાબ" નામનાં એક ઉદયોગી શેહર સૂધી આવી પહોંચ્યો. ૪૮૩

જ્યારે પાદશાહ ગુશ્તાસ્પ ઇરાન દેશથી રૂમના મુલક તરફ આવ્યો હતો-ત્યારે તે આ શૂરાબ શેહરમાં કેટલોક વખત રહ્યો હતો.

ત્યાં પાદશાહે એક કિલ્લો હવામાં માથું ઊંચકેલો અને માણસો તેમજ લડાઈનાં હથિયારો અને સરસામાનથી ભરેલો જોયો.

જેનો કાળા પત્થરનો પાયો છેક પાણીનાં ઊંડાણમાં નાખેલો હતો-અને તે કિલ્લાનું સર વાદળમાં પુગેલું હતું.

તે કિલ્લાની આસપાસ ઇરાની લશ્કર ફરી વળ્યું-પણ દરવાઝામાં દાખેલ થવાનો કોઈ પણ માર્ગ તેઓએ જોયો નહીં.

કિલ્લો તોડવાનાં યંત્રો તેની આસપાસ ગોઠવી દીધાં-કે તુરત તે ખ્રીસ્તીઓનો કિલ્લો નીચે આવ્યો.

ચો તરફથી રસ્તાખેઝના પોકાર ઉઠયા-તે કિલ્લામાંના લોકોને બચવા કે નાસવાની જગ્યા રહી નહીં.

જ્યારે ઝળકતો ખોરશીદ અસ્ત પામ્યો-ત્યારે તે કિલ્લાની દીવાર મયદાનની બરાબર થઇ ગઈ

સવારોના પોકારો અને લશ્કરની ધૂળ-તેમજ આતશનો ધૂમાડો માહતાબ ઉપર ચઢયો.

આખે કિલ્લે શરીર વગરનાં માથાં અને હાથ પગ પડેલા હતા-તેઓનાં સર વગરનાં શરીર વળી બીજીજ જગ્યાએ પડયાં હતાં.

તેઓના પનાહ માગવાના પોકારો અને અઉરતોની કલાપીટ-તે ગોયા નગારાંના આવાઝ કરતાં પણ વધુ હતી. ૪૮૪

તેઓમાંથી જે કોઇ કે તવંગર હતા-અને ખઝાનામાં તેમજ મર્દાનગીમાં ઝિયાદા હતા,

તેઓને બાંધીને હાથી ઉપર લાધ્યા-ત્યાં રડવાનો અને પનાહ માગવાનો પોકાર ઉઠી રહ્યો.

તે લડાઇને વખતે કોઇ ઉપર પણ દયા દેખાડતો નહીં હતો-તેમજ ખુશીની દરબારમાં દઉલત અને ગંજ ઉપર દયા દેખાડતો નહીં હતો (એટલે દઉલત દુન્યા છુટથી આપી દેતો હતો).

પછી ત્યાંથી લશ્કર આગળ ચલાવ્યું-અને રસ્તામાં એક બીજો કિલ્લો દેખાયો.

કે જેની અંદર કયસરનો ખઝાનો ભરેલો હતો-તે કિલ્લાનો નેગેહબાન એક તવંગર શખ્સ હતો.

તે કિલ્લાનું નામ "આરાયેશે રૂમ" કરી હતું-નોશીરવાનથી તેનું શેવટ પણ બૂરૂંજ આવ્યું.

તે બાહોશ પાદશાહે પેલા કિલ્લા ઉપર નઝર ફેંકી-હજી તેમાં લશ્કર દાખેલ થયું નહીં હતું.

પાદશાહે હોકમ કીધો-કે "તીરનો વરસાદ વરસાવે-અને હવાને બહારની મોસમનાં કરાંની મિસાલ બનાવે."

આથી સરદારોએ બહાદુરીથી તે કિલ્લાનો કબ્ઝો લીધો-અને તે શેહર અને કિલ્લાને આગ લગાડી.

તે કિલ્લામાં એક પણ જાનદાર બચ્યું નહીં-તે મુલકમાં કાંટો કે કચરો કાંઈ રહ્યો નહીં. ૪૮૫

તેણે કયસરનો તમામ ખઝાનો લૂટાવી દીધો-અને પોતાનાં લશ્કરને સઘળી પૈસાની થેલીઓ અને તાજો આપ્યાં.

બર્ આવરૂદ અઝાન્ શારૂસાન્ રસ્તખીઝ
હમહ્ બર્ ગેરેફ્તન્દ રાહે ગુરીઝ
ખોરૂશ આમદ અઝ્ કૂદકો મર્દો ઝન્
હમહ્ પીશે બરૂના શુદન્દ અન્જુમન્
બપીશે ગેરાન્‌માયહ્ શાહ્ આમદન્દ
ઘેરીવાનો ફર્યાદ ખાહ્ આમદન્દ
કે દસ્તૂરો ગન્જૂરો ગન્જ આને તોસ્ત
બરૂમ અન્દરૂન્ સૂદો રન્જ આને તોસ્ત
બજાન્ વીઝહ્ ઝેન્હાર્ ખાહે તો ઈમ
પરસ્તારે ફરૂરે કોલાહે તો ઈમ
બેફરૂમૂદ શાહ્ તા નકોશતન્દ નીઝ
બદીશાન્ બેબખ્શીદ બેસ્યાર્ ચીઝ

તે શેહરમાં તેઓએ રસ્તાખેઝ ઉઠાવી-ત્યાંનાં સઘળાં લોકો નાસવા લાગ્યાં.

મરદો, બાયડીઓ અને બચ્ચાંઓનો પોકાર ઉઠયો-સઘળા બુઢ્ઢા અને જવાનો એકઠા થયા.

અને તેઓ પોકારતા અને ફર્યાદ ચાહતા નામદાર પાદશાહ આગળ આવ્યા,

કે "અમારો વડો વઝીર, અમારો ખઝાન્ચી અને ખઝાનો એ સઘળું તારૂંજ છે અને આ રૂમના મુલકનો નફો કે નુકસાન તારાજ હાથમાં છે.

અમો ખાલેસ દિલથી તારી પાસ અમારા જાનની પનાહ માગ્યે છિયે-અમો તારાં પાદશાહી તાજના દબદબાના પૂજારી છિયે."

આથી પાદશાહે હોકમ કર્યો જેથી તેનાં લશ્કરે કતલ ચલાવવાની બંદ કીધી-પાદશાહે વળી તેઓને ઘાણીક ચીઝો બક્ષેશ પણ કીધી.

# રઝ્મે નૂશીરવાન્ બા ફર્ફૂરેયૂસ્ સેપહ્સાલારે કયસર્ વ શેકસ્ત્ દાદન્ વ ગેરેફ્તને કાલીનેયૂસ્ વ અન્તાકેયહ્

# નોશીરવાનની કયસરના સેપેહસાલાર ફર્ફૂરિયૂસ સાથની લડાઈ અને તેને હરાવવું તથા કાલીનિયૂસ અને અંતાકિયાનું લેવું.

વઝાન્ જાયગહ્ લશ્કર્ અન્દર્ કશીદ
વઝ્ આરાયેશે રૂમ બરૂતર્ કશીદ
કસ આમદ બેગોફ્ત આન્ કે કયસર્ સેપાહ્
ફેરેસ્તાદો ઈનક્ બેયાયદ ઝે રાહ્
૪૮૬ ચુ બેશ્નીદ આમદ સેપાહી ગરાન્
હમહ્ નીઝહ્ દારાને જઉશન્‌વરાન્
બલશ્કર્ બેગોફ્ત આન્ચે બેશ્નીદ શાહ્
બદાન્ તા બેસીચીદહ્ બાશદ સેપાહ્
બેરફ્તન્દ ચૂન્ કૂહે આહન્ ઝે જાય
ખોરૂશ આમદો નાલએ કરૂરનાય
નવન્દી ઝે ગોફ્તારે કાર્‌આગહાન્
બેયામદ બનઝ્દીકે શાહે જહાન્
કે કયસર્ સેપાહી ફેરેસ્તાદ પીશ
અઝાન્ નામ્દારાનો ગોર્દાને ખીશ
બપીશ અન્દરૂન્ પહ્લવાની બુઝોર્ગ
સેપાહી હમહ્ રઝ્મ જૂયાન્ ચુ ગોર્ગ
બરૂમીશ ખાનન્દ ફર્ફૂરેયૂસ
સવારી સરફ્રાઝ બા બૂકો કૂસ
ચુ ઈન્ ગોફ્ત શુદ પીશે બીદાર્ શાહ્
પદીદ આમદ અઝ્ દૂર્ ગર્દે સેપાહ્
બેખન્દીદ અઝ્ શહ્‌રયારે જેહાન્
બદૂ ગોફ્ત કીન્ નીસ્ત અઝ્ મા નેહાન્
કે મા જન્ગરા પીશ અઝીન્ સાખ્તીમ
અઝ્ અન્દીશહ્ હરગેઝ નપર્દાખ્તીમ
૪૮૭ કયે તાજવર્ બર્ લબ્ આવર્દહ્ કફ
બેફરૂમૂદ તા બર્ કશીદન્દ સફ

પછી ત્યાંથી લશ્કર આગળ ચલાવ્યું અને આરાયેશે રૂમથી પાદશાહ આગળ વધ્યો.

એટલામાં એક જણે આવી પાદશાહને કહ્યું કે "કયસરે લશ્કર-મોકલ્યું છે અને તેઓ રાહમાંથી હવડાં આવી લાગશે."

જ્યારે તેણે સાંભળ્યું કે "સઘળા નેઝા ધરાવનારા અને બખતરી સવારોનું એક ભારી લશ્કર આવે છે,"

ત્યારે પાદશાહે જે કાંઇ સાંભળ્યું હતું તે પોતાનાં લશ્કરને કહ્યું-જેથી લશ્કર પોતાની તૈયારીમાં રહે.

તેઓ એક લોઢાંના પહાડની મિસાલ આગળ વધ્યા-લડાઈના પોકાર અને કરનાયના આવાઝ નીકળ્યા.

અનુભવી જાસૂસોના કહેવાથી એક કાસેદ-દેશના પાદશાહની નઝદીક આવ્યો,

અને બોલ્યો કે "કયસરે પોતાના નામદારો અને પેહલવાનોનું એક લશ્કર આગળથી મોકલી આપ્યું છે.

તે લશ્કરની હરોલમાં એક મોટો પેહલવાન ચાલે છે-અને તેની સાથના સઘળા સેપાહો વરૂની મિસાલ લડાઈ શોધનારા છે.

તે સરદારને રૂમી ઝબાનમાં 'ફરફૂરિયૂસ' (બેલિસેર્યસ) કહે છે-તે કરનાય અને નગારાં સાથનો એક સરફરાઝ સવાર છે."

જેવી તે ચાલાક પાદશાહ આગળ આ વાત થઇ-કે તેવીજ લશ્કરની ધૂળ દૂરથી નઝર આવી.

આ પયગામથી દેશનો પાદશાહ નોશીરવાન હસવા લાગ્યો-અને પેલા કાસેદને કહ્યું કે "અમારીથી આ વાત કાંઇ છૂપી રહી નથી.

કારણકે અમોએ તો એ આગમચની લડાઈની તૈયારી કરી રાખી છે-અને લડાઇની બાબત ઉપર વિચાર ચલાવવાથી હજી અમો પરવાર્યા પણ નથી."

પછી તાજદાર પાદશાહે ગુસ્સામાં આવી-હોકમ કીધો જેથી ઈરાની લશ્કરે સફ ખેંચી.

સેપાહી બેયામદ બપીશે સેપાહ
કે શુદ બસ્તહ અઝ ગરૂદ બર બાદ રાહ
શુદહ નામવર લશ્કરી અન્જુમન્
ચલાને સરફ્રાઝો શમ્શીરૂઝન્
હમહ જન્ગ્રા તન્ગ્ બસ્તહ મેયાન્
બુઝોર્ગાનો ફર્ઝાનગાનો મેહાન્
બખૂન્ આબ્ દાદહ હમહ તીઘરા
બદાન્ તીઘે બુરૂન્દહ મર મીઘરા
સેપહ્રા નબુદ બીશતર ઝાન્ દેરન્ગ્
કે નખ્ચીર ગીરદ ઝે બાલા પલન્ગ્
બહરસૂ ઝે રૂમી તલી કશતહ બૂદ
દેગર ખસ્તહ અઝ જન્ગ્ બરગશતહ બૂદ
બેશુદ ખસ્તહ અઝ જન્ગ્ ફરફૂરેયૂસ
દરીદહ દેરફૂશો નેગૂન્સાર કૂસ
સવારાને ઈરાન્ બસાને પલન્ગ્
બહામૂન્ કુજા ઘોર્મશ આયદ બચન્ગ્
પસો રૂમેયાન્ દર હમી તાખ્તન્દ
દરો દશ્ત અઝીશાન્ બેપર્દાખ્તન્દ
ચુનાન્ હમ હમી રફ્ત્ બા સાઝે જન્ગ્
સેપાહી હમહ ગોર્ઝો ખન્જર બચન્ગ્
સેપહ્રા બહામૂની અન્દર કશીદ
બરઆવર્દએ દીગર આમદ પદીદ
દેઝી બૂદ બા લશ્કરો બૂકો કૂસ
કુજા ખાન્દન્દીશ કાલીનેયૂસ
સરે બારએ ઊ નદીદી ઓકાબ્
ચકી કન્દહ ગેરદ અન્દરશ પુર ઝે આબ્
ચકી શારૂસાન્ ગેર્દશ અન્દર ફરાખ
પુર અયવાનો મયદાનો પાલીઝો કાખ
ઝે રૂમી સેપાહી બુઝોરગ્ અન્દરૂય
હમહ નામદારાને પર્ખાશજૂય
દો ફર્સન્ગ્ પીશ અન્દરૂન્ બૂદ શાહ
સેયહ ગશ્તહ ગીતી ઝે ગર્દે સેપાહ
ખોરૂશી બરઆમદ ઝે કાલીનેયૂસ
કઝાન્ નઅરહ અન્દર શુદ આવાએ કૂસ
બદાન્ શારૂસાન્ દર નેગહ કરદ શાહ
હમી હરઝમાની ફેઝૂન શુદ સેપાહ
બદરવાઝહા જન્ગ્ બર સાખ્તન્દ
હમી તીરે કારૂરહ અન્દાખ્તન્દ
ચુ ખુરશીદે તાબન્દહ બરગશ્ત ઝરદ
ઝે ગર્દન્દહ ચર્ખ નીમહ શુદ લાજવરદ
અઝાન્ બારએ દેઝ નમાન્દ અન્દકી
હમહ શારૂસાન્ બા ઝમીન્ શુદ યકી
ખોરૂશી બર આમદ ઝે દરગાહે શાહ
કે અય નામદારાને ઈરાન્ સેપાહ
હમહ પાક અઝીન્ શહર બીરૂન્ શવીદ
બતારીકી અન્દર બહામૂન શવીદ
અગર હીચ બાન્ગે ઝનો મર્દે પીર
વગર ઘારતો શૂરશો દારો ગીર
બગૂશે મન્ આયદ બતારીક શબ્
કે બુકુશાયદ અઝ રન્જ યકી મરદ લબ્

તેવામાં તે લશ્કરની સામે એક બીજું લશ્કર આવી લાગ્યું-કે જેની ધૂળથી હવાનો માર્ગ પણ રોકાઇ ગયો.

તલવાર મારનારા સરફરાઝ પેહલવાનોનું-એક નામીચું લશ્કર ત્યાં એકઠું થયું.

સઘળા મોટાઓ, દાનાઓ અને સરદારોએ લડાઇ માટેજ પોતાની કમર તંગ બાંધેલી હતી.

સઘળાઓએ પોતાની તલવારોને લોહીનુંજ પાણી પાયું હતું-તે વાદળ કાપનારી તલવારે કરી,

દુશ્મનનાં લશ્કરને એટલો પણ વખત નહીં મળ્યો હતો-કે જેટલો એક ચિત્તો વાઘ પહાડ ઉપરથી આવી એક શિકારને પકડે.

ચો તરફ માર્યા ગયલા રૂમીઓના ઢગલા થયા-અને બીજા ઝખમી થયલાઓ લડાઇમાંથી નાસી ગયા.

ફરફૂરિયૂસ પણ ઝખમી થઈ લડાઇમાંથી નાસી ગયો-તેનો ઝુંડો ફાટી ગયો અને નગારાં ઊંધાં પડયાં.

ઈરાનના સવારો જેમ શિકારનાં મયદાનમાં એક ચિત્તો વાઘ પોતાની ચુન્ગાલમાં મેઢું પકડવા માટે દોડે,

તેમ રૂમીઓની પછાડી દોડવા લાગ્યા-અને તે લોકોથી ત્યાંનું મયદાન અને ખીણ ખાલી કરી નાખી.

એવીજ રીતે પાદશાહ લડાઈના અસ્બાબ સાથ તેમજ હાથમાં ગોર્ઝ અને તલવાર સાથના સઘળાં લશ્કર સાથ આગળ ચાલવા લાગ્યો. ૪૮૮

પોતાનાં લશ્કરને એક મયદાનમાં લઇ ગયો-જ્યાં એક બીજો કિલ્લો નઝર આવ્યો.

તે લશ્કર, કરનાય અને નગારાં સાથનો ભરેલો એક કિલ્લો હતો-કે જેને તેઓ "કાલીનિયૂસ" કહેતા હતા.

તે કિલ્લાની ટોચ ઓકાબ પક્ષી પણ જોઇ શકતું હતું નહીં-તેની આસપાસ પાણીથી ભરેલી એક ખાઇ હતી.

તેની આસપાસ અયવાનો, મયદાનો, બાગો અને મેહલો સાથનું એક બોહોળું શેહર હતું.

તેની અંદર સઘળું લડાયક નામદારોનું એક મોટું રૂમી લશ્કર હતું.

તે કિલ્લાથી પાદશાહ બે ફર્સંગ દૂર હતો-તેનાં લશ્કરની ધૂળથી જેહાન સીઆહ થઇ હતી.

હવે કાલીનિયૂસમાંથી પણ લડાઇનો પોકાર નીકળ્યો-કે જે પોકારથી નગારાંના આવાઝ પણ ઢંકાઇ ગયા.

પાદશાહે તે શેહર ઉપર નેગાહ કીધી-તો દરેક વખત લશ્કર વધતુંજ જતું માલૂમ પડયું.

તેઓએ દરવાઝા ઉપરજ લડાઇ શુરૂ કીધી-તીર અને કારૂરા (દારૂ ગોળો ભરેલું લડાઈનું હથિયાર) ફેંકયાં.

જ્યારે ઝળકતો ખોરશીદ અસ્ત પામ્યો-અને આસ્માનનો એક ભાગ કાળો થયો (યાને રાત પડવા આવી), ૪૮૯

ત્યારે તે કિલાની સફીલ જરાક પણ બાકી રહી નહીં-તમામ શેહર ઝમીનદોસ્ત થઈ ગયું.

પછી પાદશાહની દરગાહમાંથી મનાદી નીકળી-કે "ઓ ઇરાની લશ્કરના નામદારો!

તમો સઘળા આ શેહરમાંથી બાહેર જાઓ-આ અંધારી રાતે અહીંથી પાછા મયદાનમાં જાઓ.

અગરજો આ શેહરમાંથી કોઈ પણ બુઢ્ઢા મર્દો અને અઉરતોનો ફર્યાદનો પોકાર-અથવા તો લૂટફાટ, ગડબડ અને ધરપકડના પોકારો,

આ અંધારી રાતે મારા કાનમાં આવશે-અથવા આ લોકમાંથી કોઇ પણ શખ્સ પોતાનાં દુઃખની ફર્યાદ કરશે,

હમ અન્દર્ ઝમાન્ આન્ કે ફર્યાદ અઝુસ્ત
પુર્ અઝ કાહ્ બીનીદશ આગન્દહ્ પુસ્ત
ચુ બર્ ઝદ ઝે ખર્ચન્ગ્ ચન્ગ્ આફતાબ્
બેફરૂખ્ત રન્જો બેપાલૂદ ખાબ્
તબીરહ્ બર્ આમદ ઝે દર્ગાહે શાહ્
ગેરાન્માયગાન્ બર્ ગેરેફ્તન્દ રાહ્
અઝાન્ દેઝ્ વઝાન્ શાર્સ્તાન્ મર્દો ઝન્
બદર્ગાહે કેસ્રા શુદન્દ અન્જુમન્
૪૯૦ કે ઈદર્ ઝે જન્ગી સવારી નમાન્દ
દરીન્ શાર્સ્તાન્ નામદારી નમાન્દ
હમહ્ ખસ્તહો કોશ્તહ્ શુદ બીગુનાહ્
ગહ્ આમદ કે બખ્શાયેશ આયદ ઝે-શાહ્
ઝનો કૂદકે ખુર્દ બા મર્દ પીર્
ન ખૂબ્ આયદ અઝ દાદે યઝ્દાન અસીર્
ચુનાન્ શુદ હેઝો બારએ શાર્સ્તાન્
કઝીન્ પસ નબીની જેઝ અઝ ખાર્સ્તાન્
ચુ કયસર્ ગુનહ્ગાર્ શુદ મા કે ઈમ્
બકાલીનેયૂસ અન્દરૂન્ બર્ ચે ઈમ્
બદાન્ રૂમેયાન્ બર્ બેબખ્શૂદ શાહ્
ગુનહ્ગાર્ શુદ રસ્તહ્ યા બી ગુનાહ્
બસી ખાસ્તહ્ પીશ ઈશાન્ બેમાન્દ
વઝાન્ જાયગહ્ તીઝ લશ્કર્ બેરાન્દ
હરાન્ કસ કે દીદ અઝ દરે કાર્ઝાર્
બેબસ્તન્દ બર્ પીલો કર્દન્દ બાર્
બઅન્તાકેયહ્ દર્ ખબર્ શુદ કે શાહ્
અબા પીલો લશ્કર્ દર્ આમદ ઝે રાહ્
સેપાહી દરાન્ શહર્ બુદ બી કરાન્
દેલીરાને રૂમીઓ કુન્દાવરાન્
૪૯૧ સે રૂઝ અન્દરૂન્ શાહ્રા શુદ દેરન્ગ્
બદાન્ તા નબાશદ બબીદાદ જન્ગ્
ચહારોમ સેપાહ્ અન્દર્ આમદ ચુ કૂહ્
દેલીરાને ઈરાન્ ગોરૂહા ગોરૂહ્
બેરફ્તન્દ યક્સર્ સવારાને રૂમ
ઝે બહરે ઝનો કૂદકો ગન્જો બૂમ
સે જન્ગે ગેરાન્ કર્દહ્ શુદ દર્ સે રૂઝ
ચહારોમ ચુ બેફ્રૂખ્ત ગીતી ફેરૂઝ
કુશાદહ્ શુદ આન્ મર્ઝે આબાદ બૂમ
સવારી નદીદન્દ જન્ગી ઝે રૂમ
બશહ્ર્ અન્દર્ આમદ સરાસર્ સેપાહ્
પઈરા નબુદ બર્ ઝમીન જાય રાહ્
બુઝોર્ગાન્ કે બા તખ્તો અફ્સર્ બુદન્દ
હમાન્જા કે ગન્જૂરે કયસર્ બુદન્દ
બશાહે જહાન્દાર્ દાદન્દ ગન્જ
બચન્ગ્ આમદશ ગન્જ ચૂન બારૂદ રન્જ
વઝીશાન્ હરાન્ કસ કે જન્ગી બુદન્દ
નેહાદન્દ બર્ પોશ્તે પીલાન્ બબન્દ
અસીરાનો આન્ ગન્જે કયસર્ ઝે રાહ્
બસૂએ મદાઈન્ ફેરેસ્તાદ શાહ્
૪૯૨ બેગર્દીદ બર્ ગેર્દે આન્ શહર્ શાહ્
ઝમીન્ દીદ રખ્શાન્ તર્ અઝ ચર્ખ માહ્

તો તેજ વખત જે શખ્સને માટે ફર્યાદ થઇ હશે-તેનાં બદન ઉપરનાં ચામડાંને તમો ઘાસથી ભરેલું જોશો."

જ્યારે કર્ક રાશિમાંથી આફતાબે પોતાનો પંજો બાહેર કાઢયો-રંજ દૂર કીધી અને ઊંઘને ધોઈ કાઢી,

ત્યારે શાહની દરગાહમાંથી નગારાંના અવાઝ નીકળ્યા-અને સઘળા સરદારો ત્યાં આવવા લાગ્યા.

હવે પેલા કિલ્લામાંથી તેમજ શેહરમાંથી મર્દો અને અઉરતો-નોશીરવાનની દરબારમાં એકઠાં થયાં,

અને બોલ્યાં કે "અહીં અમારાં શેહરમાં લડાયક સવારોમાંથી કે નામદારી ભરેલા શખ્સોમાંથી એક પણ નામદાર રહ્યો નથી.

સઘળા બે ગુનાહ માર્યા ગયા છે અને ઝખમી થયા છે હવે વખત આવ્યો છે કે તું પાદશાહ અમોને માફી બક્ષે

અઉરતો, નાના બચ્ચાંઓ અને બુઢા શખ્સો-કયદ પડે એ ખોદાના ઈન્સાફથી જોતાં ઠીક ગણાય નહીં.

અમારો કિલ્લો અને શેહરની દીવાર એવાં થઇ ગયાં છે-કે હવે પછી તું ત્યાં વયરાની સિવાય બીજું કાંઇ જોશે નહીં.

જો નાહકનું લોહી રેડાવીને કયસર ગુનેહગાર થયો છે તો આપણે કોણ છિયે (યાને આપણે શું કામ ગુનાહ કર્યે)-કાલીનિયુસનાં આપણું શા માટે રહે?"

પાદશાહે તે રૂમીઓ ઉપર દયા કીધી જેથી ગુનેહગારો કે બેગુનાહ સઘળા છૂટી ગયા.

તેઓ પાસે ઘણોક ખઝાનો બચી રહ્યો-અને ત્યાંથી પાદશાહે પોતાનાં લશ્કરને આગળ હંકાર્યું

તેઓએ જે કોઇને કે લડાઇને લાયકના જોયા-તેઓને બાંધીને હાથી ઉપર લાદી દીધા.

હવે અંતાકીયામાં ખબર થઇ કે "પાદશાહ-હાથીઓ અને લશ્કર સાથ ચાલ્યો આવ્યો છે."

તે શેહરમાં રૂમી લોકોના બહાદુરો અને પેહલવાનોનું એક ભારી લશ્કર હતું.

જેથી પાદશાહે ત્રણ દિવસ સુધી લડાઈ કરવાની ઢીલ કીધી-એટલાજ માટે કે તે લડાઇ ગયર ઇન્સાફી ભરેલી નહીં થાય.

ચોથે દહાડે ઈરાની બહાદુરોનું લશ્કર ટોળેટોળાં બની પહાડની માફક આગળ વધ્યું.

આથી રૂમના સવારો પણ પોતાનાં બાયડી, છોકરાં, ખઝાના અને મુલકના બચાવ માટે સામે ગયા.

ત્રણ દહાડામાં ત્રણ ભારી લડાઇયો થઈ ચોથે દિવસે જ્યારે દુન્યાને રોશન કરનારો આફતાબ ઝાહેર થયો.

ત્યારે તે આબાદ મુલકનો માર્ગ ખુલ્લો થયો-રૂમમાંથી એક પણ લડાયક સવાર નઝરે પડ્યો નહીં.

સઘળું લશ્કર શેહરમાં દાખેલ થયું-ત્યાં મૂવેલાં લોકોથી ઝમીન ઉપર પગ મૂકવાની પણ જગ્યા રહી હતી નહીં.

ત્યાંના તખ્તો તાજ ધરાવનારા મોટાઓ કે જેઓ તે જગ્યાના કયસરના ખઝાન્ચી તરીકે હતા,

તેઓએ તે ખઝાનો દેશના નગેહબાન નોશીરવાનને હવાલે કીધો-એ પ્રમાણે જ્યારે પાદશાહે રંજ ખેંચી ત્યારે તેના બદલામાં તેના હાથમાં ગંજ આવ્યો.

તેઓમાંથી જે કોઇ કે લડાયકો હતા-તેઓને બાંધી હાથીઓની પીઠ ઉપર લાદ્યા.

તે સઘળા કયદીઓ અને કયસરનો ખઝાનો-તેજ રાહમાંથી-પાદશાહે પોતાનાં પાયતખ્ત મદાઈન તરફ મોકલી આપ્યો.

પાદશાહ તે શેહરની આસપાસ ફર્યો-ત્યાંની ઝમીન તેણે આસમાન ઉપરના માહતાબ કરતાં પણ વધારે ઝળકતી જોઈ.

ઝે બાઘો ઝે મયદાનો આબે રવાન્
હમી તાઝહ્ શુદ્ પીર્ ગશ્તહ્ જવાન્
ચુનીન્ ગોફ્ત બા મૂબેદાન્ શહ્રયાર્
કે અન્તાકીઅસ્ત ઈન્ અગર્ નવ્ બહાર્
કસી ક્ નદીદસ્ત ખુર્રમ બેહેશ્ત
ઝે મુશ્કશ હમહ્ ખાક્ ઝરીનશ ખેશ્ત
દેરખ્તશ ઝે યાકૂતો આબશ ગોલાબ્
ઝમીનશ સેપહ્ર્ આસ્માન્ આફ્તાબ્
નેગહ્ કરદ્ બાયદ્ બદીન્ મર્ઝો બૂમ
કે આબાદ્ બાદા હમહ્ બૂમે રૂમ

ત્યાંના બાગો, મયદાનો અને વહેતાં પાણીથી-બુઢ્ઢા થયલાઓ પણ પાછા જવાન અને તાઝા બનતા હતા.

પાદશાહે પોતાના વઝીરોને એ પ્રમાણે કહ્યું-કે "આ શું અંતાકીયા શેહર છે કે વસંત રૂતુનો બાગ છે?

જે કોઇએ કે ખુશી ભરેલું બેહેશ્ત જોયું નહીં હોય-તેણે આ શેહર કે જેની સઘળી ખાક કસ્તુરી જેવી છે અને ઇંટ સોનેરી છે,

જેનાં ઝાડ યાકૂત જેવાં અને પાણી ગોલાબ જેવાં છે-જેની ઝમીન આસ્માન જેવી અને જ્યાંનું આસ્માન આફતાબ જેવું રોશન છે,

તે જોવું અને આવી સરસ જગ્યા ઉપર નેગાહ પહોંચાડવી જોઇયે-રૂમનો તમામ મુલક આબાદ હોજો!"

---

## આબાદ્ કર્દને નૂશીરવાન્ શહ્રે ઝીબે ખુસવ્રરા બમાનન્દે અન્તાકેયહ્ વ જાય દાદને અસીરાને રૂમ્રા દર્ આન્ ઝમીન્.

:o:

ચકી શહ્ર્ ફર્મૂદ્ નૂશીરવાન્
બદ્ અન્દરૂન કાખો આબે રવાન્
બકેર્દારે અન્તાકેયહ્ ચૂન ચરાઘ્
પુર્ અઝ્ ગુલશનો કાખો મયદાનો બાઘ્
બુઝોર્ગાને રઉશન્ દેલો શાદ્ કામ્
વરા ઝીબે ખુસ્રવ્ નેહાદન્દ્ નામ્
શુદ્ આન્ ઝીબે ખુસ્રવ્ ચુ ખુર્રમ બહાર્
બેહેશ્તી પુર્ અઝ્ બૂયો રન્ગો નેગાર્
અસીરાન્ કઝાન્ શહ્રહા બસ્તહ્ બૂદ્
બબન્દે ગરાન્ દસ્તો પા ખસ્તહ્ બૂદ્
બેફર્મૂદ્ તા બન્દ્ બર્દાશ્તન્દ્
બદાન્ શહ્રે નવ્ શાદ્ બુગ્ઝાશ્તન્દ્
ચુનીન્ ગોફ્ત કીન્ નવ્ બર્ આવર્દહ્ જાય
હમહ્ ગુલશનો બૂસ્તાનો સરાય
બેકર્દીમ્ તા હર્ કસીરા બકામ્
ચકી જાય બાશદ્ સઝાવારે નામ્
બેબખ્શીદ્ બર્ હર્ કસી ખાસ્તહ્
ઝમીન્ ચૂન્ બેહેશ્તી શુદ્ આરાસ્તહ્
ઝે બસ્ બર્ઝનો કૂયો બાઝાર્ગાહ્
તો ગોફ્તી નમાન્દસ્ત બર્ ખાક્ રાહ્
બેયામદ્ યકી પુર્ સખુન્ કફ્શગર્
ચુનીન્ ગોફ્ત કય શાહે બીદાદ્ગર્
બકાલીનેયૂસ્ અન્દરૂન્ ખાને મન્
યકી તૂદ્ બુદ્ પીશે બાલાને મન્
અઝીન્ ઝીબે ખુસ્રવ્ મરા સૂદ્ નીસ્ત
કે પીશે દરે ખાને મન્ તૂદ્ નીસ્ત

## નોશીરવાને અંતાકીયાની માફક "ઝીબે ખુસરૂ" નામનું શેહર આબાદ કરવું અને તે જગ્યાએ રૂમના કયદીઓને વસાવવા.

:o:

પછી નોશીરવાન એક શેહર કે જેમાં મેહલો અને વહેતાં પાણીના ઝરા હોય તેવું બનાવવા હોકમ કર્યો.

તે અંતાકીયાની મિસાલ બાગો, મેહલો, મયદાનો અને વાડીઓથી ભરપુર ચેરાગ માફક ઝળકતું બનાવ્યું.

રોશન દિલના અને આનંદી બુઝોર્ગ લોકોએ-તે શેહરનું નામ "ઝીબે ખુસરૂ*" રાખ્યું.

જ્યારે તે ઝીબે ખુસરૂ ખુશી ભરેલા બહારની મિસાલ રઉનક ભરેલું અને ચીતારવાળું બેહેશ્ત થયું,

ત્યારે જે કયદીઓ કે શેહરોમાંથી પકડી લાવ્યો હતો-અને જેઓના હાથ પગ ભારી બેડીઓથી ઝખ્મી થયા હતા, ૪૯૩

તેઓના બંદ ખોલી દેવાનો તેણે હોકમ કીધો-અને તે સઘળાઓને પેલાં નવાં શેહરમાં ખુશહાલ છોડી દીધા.

પાદશાહ બોલ્યો કે "આ નવી બનાવેલી જગ્યા-આ સઘળા બાગો, વાડીઓ અને મકાનો,

અમોએ તૈયાર કર્યાં છે કે જેથી દરેક જણને પોતાની ખાહેશ મૂજબ-પોતાના દરજ્જાને છાજતી જગ્યા થઈ પડે."

પાદશાહે દરેક જણને સઘળા અસ્બાબની પણ બક્ષેશ કીધી-જેથી તે જગ્યા એક બેહેશ્ત માફક સણગારેલી થઈ.

ત્યાંના ઘણાક મોહલ્લાઓ, ગલીઓ અને બાઝારોએ કરી-તું કહે ગોયા કેથે પણ ફાલતુ જગા રહી નહીં હતી.

હવે એક બકબક કરનારો મોચી નોશીરવાન આગળ આવ્યો-અને એ પ્રમાણે બકવા લાગ્યો કે "ઓ ઝુલ્મગાર પાદશાહ!

કાલીનિયૂસ શેહરનાં મારાં ઘરનાં આગણાંમાં એક સેંતુરનું ઝાડ હતું.

આ ઝીબે ખુસરૂ શેહરથી મને કાંઇ પણ ફાયદો નથી-કારણકે મારા ઘરના દરવાઝા આગળ સેંતુરનું ઝાડ નથી."

---

* યાને નોશીરવાનનું આબાદ કીધેલું. નોશીરવાનનું અસલ નામ "ખુસરૂ" (કેસ્રા) હતું તે ઉપરથી દાનાઓએ તેનું નામ "ઝીબે ખુસ્રવ" રાખ્યું.

બેખન્દીદ બેરયારૂ અઝાન્ શહરૂયારૂ
કે આમદ બરાન્ તૂદે ખુદ ખારતારૂ
૪૯૪ બેફરૂમૂદ તા બરૂ દરે શરૂ બખ્ત
બેકેશતન્દ શાદાબ્ ચન્દીન્ દેરખ્ત
ચકી મર્દે તર્સા ગુઝીન્ કરૂદ શાહ
બદુ દાદ ફર્માનો ગન્જો સેપાહ
બદુ ગોફ્રત કીન્ ઝીએ ખુસ્રવ તોરાસ્ત
ઘરીબાનો ઈન્ ખાનએ નવ તોરાસ્ત
બસાને દેરખ્તે બરૂમન્દ બાશ
પેદરૂ બાશ ગહ ગાહ ફર્ઝન્દ બાશ
બેબખ્શો બેયારાયો ઝફતી મકુન્
બરૂ અન્દાઝહ બાયદ કે હરૂ દરૂ સખુન્
અઝ અન્તાકેયહ શાહ લશ્કરૂ બેરાન્દ
જહાન્દીદહ તર્સા નેગહબાન બેમાન્દ
પસ આગાહી આવરૂદ ફરફૂરેયૂસ
બેગોફ્રત આનચે આમદ બેકાલીનેયૂસ
બકયસરૂ ચુનીન્ ગોફ્રત કામદ સેપાહ
જહાન્દીદહ કેસ્રાઓ પીલાનો ગાહ
સેપાહસ્ત ચન્દાન્ કે દર્યાઓ કૂહ
હમી ગર્દદ અઝ ગર્દે અસ્પાન્ સોતૂહ
બેપીચીદ કયસરૂ ઝે ગોફ્રતારે ખેશ
ખુઝોર્ગાને ફર્ઝાનહરા ખાન્દ પીશ
૪૯૫ કે નૂશીરવાન્ શુદ દેલશ પુરૂ હેરાસ
હમી રાય ઝદ રૂઝો શબ્ દરૂ સે પાસ
બદુ ગોફ્રત મૂબેદ કે ઈન્ રાય નીસ્ત
કે બા જન્ગે કેસ્રા તોરા પાય નીસ્ત
બરૂ આરન્દ અઝીન્ મર્ઝે આબાદ ખાક
શવદ કર્દએ કયસરાન્ દરૂ મગાક
ઝબાને સરાયન્દયે રાએ સોસ્ત
બજોઝ રન્જે ઈન્ પાદશાહી નજોસ્ત
હમહ રાએ ઈશાન્ બદાન્ શુદ દુરોસ્ત
કે રઝમે દેલીરાન્ નબાયેસ્ત જોસ્ત

પાદશાહ તેની વાત ઉપર ઘણોક હસ્યો-કે "આ માણસ તુત (સેંતુરી) નો દાવો કરવા આવ્યો છે."

પછી પાદશાહે હુકમ કીધો જેથી તે કમબખ્તના દરવાઝા આગળ-કેટલાંક લીલાં સેંતુરનાં ઝાડો રોપ્યાં.

પછી પાદશાહે તેઓમાંથી એક ખ્રીસ્ટીને ચુંટી કાઢયો-અને તેને તે રૂમીઓથી વસાયલાં શેહરની હકૂમત ખઝાનો અને લશ્કર સોંપી આપ્યું.

અને કહ્યું કે "આ 'ઝીબે ખુસરૂ' શેહર, અહીંના પરદેશી રહે-વારીઓ અને આ નવાં મકાનો તારેજ સ્વાધીન છે.

માટે તું એક ફળદ્રુપ ઝાડની પઠે રહેજે-ઘડીકમાં બાપ થઈ રહેજે અને ઘડીકમાં બેટો થઇ રહેજે.

બક્ષેશ કરતો રહેજે, શેહરને સણગારેલું રાખજે-અને કોઇ પણ વાતમાં બખીલી ના કરતો-હરેક બાબતમાં અંદાઝા પ્રમાણે વાત કરજે."

પછી અંતાકીયાથી પાદશાહે લશ્કરને આગળ ચલાવ્યું-પેલો અનુભવી ખ્રીસ્ટી ત્યાં નેગેહબાન તરીકે રહ્યો.

હવે રૂમીઓના સરદાર ફરફૂરિયૂસે કાલીનિયૂસમાં આવી જે કાંઈ બન્યું હતું તે કયસરને કહ્યું.

તેણે કયસરને એ પ્રમાણે કહ્યું કે "અનુભવી નોશીરવાન, તેમજ તેનું લશ્કર, હાથીઓ અને તખત અત્રે આવી લાગ્યાં છે.

તેનું લશ્કર એટલું મોટું છે કે દર્યા અને પહાડ પણ-તેઓના ઘોડા-ઓની ધુળથી આજેઝ થાય છે."

કયસર પોતાની વાતથી પસ્તાવો કરવા લાગ્યો અને બીજા દાનાઓ અને બુઝોર્ગોને પોતાની નઝદીક બોલાવ્યા.

તેનું દિલ નોશીરવાનથી ધાસ્તી ભરેલું બન્યું-તે પેલાઓ સાથ આખો દહાડો અને આખી રાત વિચાર ચલાવવા લાગ્યો.

વડા વઝીરે કયસરને કહ્યું કે "તેની સામા થવું એ કાંઈ સારી સલાહ નથી કારણકે તુજમાં નોશીરવાનની લડાઈની તાકત નથી.

તેઓ આ આબાદ મુલકની ગર્દ કાઢી નાખશે-અને આગળા કયસરોનું કીધેલું સઘળું ધૂળ મેળવશે.

જે માણસ કમ અકલ હશે તેજ આ રાજ્ય ઉપર આફત લાવવાની વાત કરશે."

તે સઘળાઓના વિચાર આ બાબત ઉપર એકમત થયા-કે "ઈરાની બહાદુરો સાથ લડાઈ કરવી નહીં."

## પયગામે કયસરે રૂમ્ નઝદે નૂશીર-વાન્ બા બાઝો સાવ્.

ચુ બેશ્નીદ કયસરૂ દેલશ ખીરહ ગશ્ત
ઝે નૂશીરવાન્ રાએ ઊ તીરહ ગશ્ત
ગુઝીન્ કરૂદ અઝાન્ ફીલસૂફાને રૂમ
સુખુનગૂય બા દાનેશ અઝ પાક બૂમ
બજાય આમદ અઝ મૂબેદાન્ શસ્ત મરૂદ
ઝદૂદહ રવાનો ખેરદરા ઝે ગરૂદ
પયામી ફેરેસ્તાદ નઝદીકે શાહ
ગેરાન્માયગાન્ બરૂ ગેરેફ્રતન્દ રાહ
ચુ મેહરાસે દાનન્દહ શાન્ પીશ રવ
ગવી દરૂ ખેરદ પીરો દરૂ સાલ નવ

## કયસરે રૂમનો ખંડણી અને ચોથાઈ સાથનો નોશીરવાન ઉપર પયગામ.

જયારે કયસરે એવું સાંભળ્યું ત્યારે તેનું દિલ ગભરાત ભરેલું થયું-નોશીરવાનની ધાસ્તીથી તેની અકલ સીઆહ બની.

તેણે પોતાના પાક મુલકના રૂમી ફીલસૂફોમાંથી ડહાપણ સાથના સુભાષિત બોલનારા ચુંટી કાઢયા.

સાઠ દાનેશમંદો ત્યાં આવ્યા-જેઓનાં દિલ મૂર્ખાઈની ધૂળથી સાફ થયલાં હતાં.

તેણે પાદશાહની નઝદીક એક પયગામ મોકલ્યો-પેલા ઊંચી પદવીના શખ્સો રવાના થયા.

મેહરાસ જેવો દાના મર્દ તેઓનો આગેવાન હતો-તે બહાદુર શખ્સ અકલમાં બુઢ્ઢો અને ઉમરમાં જવાન હતો.

કે હર્ ચીઝ ગન્જી બપીશ અન્દરૂન્
શુમારશ ગુઝર્ કરૂદ બર્ ચન્દો ચૂન્
બસી લાબહો પન્દો નીકૂ સોખન્
પશીમાન્ કે ગોફૂતારૂહાએ કોહન્
ફેરેસ્તાદ બા બાઝો સાવે ગરાન્
ગેરઉગાન્ કે ખીશાનો કુન્દાવરાન્
ચુ મેહ્રાસ નઝદીકે કેસ્રા રસીદ
બરૂમી એકી આફરીન્ ગુસ્તરીદ
તો ગોફૂતી કે અઝ તીઝીએ રાસ્તી
સેતારહ્ બર્ આરદ હમી ઝાસ્તી
બકેસ્રા ચુનીન્ ગોફૂત કય શહ્રૂયાર્
જહાન્‌રા બદીન્ અરૂજમન્દી મદાર્
બરૂમી તો અકૂનૂનો ઈરાન્ તેહીસ્ત
હમહ્ મરૂઝ બીઅર્ઝો બીફરૂરેહીસ્ત
બદાન્‌ગહ્ કે કયસર્ નબાશદ બરૂમ
નસન્જદ બપકુ પશ્શહ્ ઈન્ મર્ઝો બૂમ
હમહ્ સૂદમન્દી ઝે મર્દમ બુવદ
ચુ ઊ ગુમ શવદ નીકુઈ કમ બુવદ
ગર્ ઈન્ રસ્તખીઝ અઝ પયે ખાસ્તહ્સ્ત
કે આર્ઝમો દાનેશ બદાન્ કાસ્તહ્સ્ત
બેયાવર્દમ ઈનક્ હમહ્ ગન્જે રૂમ
કે રઉશન્ રવાન્ બેહ્તર્ અઝ ગન્જો બૂમ
ચુ બેશ્નીદ અઝૂ ઈન્ સખુન શહ્રૂયાર્
દેલશ ગશ્ત ખુર્રમ ચુ બાઘે બહાર્
બેપેઝરોફ્ત અઝૂ આન્ચે આવર્દહ્ બૂદ
અગર્ બદ્રએ ઝર્ અગર્ બર્દહ્ બૂદ
ફેરેસ્તાદગાન્‌રા સેતાયેશ ગેરેફ્ત
બરાન્ નીકુઈહા ફેઝાયેશ ગેરેફ્ત
બદ્ગ ગોફ્ત કય મર્દે રઉશન્ ખરદ
નબરૂદહ્ કસી ફ્ ખેરદ પર્વરદ
અગર્ ઝર્ બેગર્દદ હમહ્ ખાકે રૂમ
તો સન્ગી તરી ઝાન્ સરફ્રાઝ બૂમ
નેહાદન્દ બર્ બૂમો બર્ બાઝો સાવ્
પુર્ આગન્દહ્ દીનાર્ સદ ચર્મે ગાવ્
કે હર્ સાલ્ કયસર્ બરે શહ્રૂયાર્
ફેરેસ્તદ અબા હદયહો બા નેસાર્
નગર્દદ સેપાહશ બગેર્દે યમન્
નખાહન્દ ચીઝી અઝાન્ અન્જુમન્
વઝાન્ જાયગહ્ નાલએ ગાવ્દુમ
શનીદન્દો આવાઝે રૂઈનહ્ ખુમ
જહાન્‌દારે બીદાર્ લશ્કર્ બેરાન્દ
બશામ આમદો રૂઝગારી બેમાન્દ
બેયાવરૂદ ચન્દાન્ સેલાહો સેપાહ્
હમાન્ બદ્રહો બર્દહો તાજો ગાહ્
કે પોશ્તે ઝમીન્‌રા હમી દાદ ખમ
ઝે પીલાનો અઝ બદ્રહાએ દેરમ
વઝાન્ મરૂચ ચૂન્ રફ્તન્ આમદ્શ રાય
બશીરૂએ બહ્રામ બેસ્પોરૂદ જાય
બદ્ગ ગોફ્ત કીન્ બાઝે કયસર્ બેખાહ્
મકુન્ હીચ સુસ્તી બરૂઝો બમાહ્

દરેક ચીઝનો એક ભારી ખઝાનો આગળ ચાલતો હતો-કે જેની ૪૯૬ ગણત્રી કેટલી અને કેવી તે પોતાની હદ કુદાવી ગઇ હતી.

કયસરે તેઓ સાથ આગળ બોલાયલા સખુનો માટેની માફી, ઘણીક મિત્રતગ્રારી, શિખામણ અને સારી વાતોનું નામુ,

તેમજ ભારી ખંડણી અને ચોથાઈ સાથ પોતાના ખેશીઓ અને પેહલવાનોમાંથી કેટલાકોને ગિરો તરીકે મોકલી આપ્યા.

જ્યારે મેહરાસ નોશીરવાન આગળ જઈ પહોંચ્યો-ત્યારે તે રૂમી ભાષામાં તેની ઉપર દુઆ કરવા લાગ્યો.

તું કહે ગોયા તે પોતાની ચાલાકી અને સચ્ચાઈથી-પોતાની બાંય-માંથી સેતારા બાહેર કાઢે છે.

તેણે નોશીરવાનને કહ્યું કે "ઓ પાદશાહ!-દુન્યા ઉપર એટલી બધી મોહબ્બત ના રાખ.

તું તો હમણા રૂમ દેશમાં છે અને તારૂં ઇરાન ખાલી પડેલું છે-હાલ તે મુલક વગર કીમતનો અને વગર દબદબાનો થઇ પડયો છે.

તેમજ જે વખતે કે કયસર આ રૂમમાં નથી હોતો-તે વખતે આ ઝમીન અને મુલક એક મચ્છરની કીમતનું પણ ગણાતું નથી.

એક દેશને સઘળો ફાયદો માણસોથીજ હોય છે-જ્યારે ત્યાંથી માણસોજ ગુમ થાય તો સઘળી ભલાઈ પણ ઓછી થઇ જાય છે.

અગરજો આ તારી રસ્તાખેઝ ગુઝારવાની મતલબ ખઝાના માટેજ છે કે જેથી તારૂં માન અને દાનાઇ ઓછી થાય છે,

તો લે, આ સઘળો રૂમનો ખઝાનો હું લાવ્યો છું-કારણકે ગંજ અને ૪૯૭ મુલકનાં કરતાં તો આપણો રોશન જીવજ બેહતર છે."

જ્યારે શાહે દાના શખ્સથી આ સખુન સાંભળ્યા-ત્યારે તેનું દિલ બહારની મૌસમના બાગની માફક ખુશી ભરેલું થયું.

અને જે કાંઈ તે સોનાની થેલીઓ તેમજ ગોલામો લાવ્યા હતો તે કબુલ કીધું.

તેણે પેલા એલચીઓની વખાણ કીધી-અને તે હદયાની તારીફ કીધી.

પછી મેહરાસને કહ્યું કે "ઓ રોશન અકલના મર્દ!-જે કોઇ શખ્સ કે અકલની બરાબર પર્વરેશી કરે તેજ બહાદુર કહેવાય.

અગર આખાં રૂમની ખાક સોનું થઇ જાય-તો પણ તું તે સરફરાઝી ભરેલા મુલક કરતાં વધારે કીમતી છે."

પછી તેઓએ તે રૂમના મુલક ઉપર આવી રીતની ખંડણી અને ચોથાઈ નાખી-કે "સો બળદના ચામડાં ભરીને સોનાના દીનાર,

દર વરસ કયસર પાદશાહની નઝદીક-બીજા હદયા અને નેસાર સાથે મોકલી આપે,

અને તેનું રૂમી લશ્કર યમનની આસપાસ કદી પણ જાય નહીં-અને ત્યાંની રૈયત પાસેથી કાંઇ પણ ચીઝ માગે નહીં."

પછી ત્યાંથી રણશિંગડાંના આવાઝ અને નગારાંના પોકાર સંભળાયા.

ચાલાક પાદશાહ નોશીરવાને લશ્કર આગળ ચલાવ્યું-તે શામના મુલ ૪૯૮ કમાં આવ્યો અને થોડા દહાડા ત્યાં રહ્યો.

તે એટલાં બધાં હથિયારો અને લશ્કર તેમજ સોનાની થેલીઓ, ગોલામો, તાજ અને તખ્ત સાથે લાવ્યો,

કે તેના હાથીઓ અને દિરમની થેલીઓથી-ઝમીનની પીઠ વાંકી વળવા લાગી.

પછી જ્યારે તે મુલકથી પાદશાહે પાછું ફરવાનો વિચાર કીધો-ત્યારે તે જગ્યા બેહરામના બેટા શીરૂયને સોંપી.

તેને કહ્યું કે "તું કયસર પાસેથી આ પ્રમાણેજ ચોથાઇ લેજે-અને તે લેવામાં એક દિવસનો કે એક મહિનાનો પણ વિલમ લગાડતો ના."

બબૂસીદ્ શીરૂય રૂએ ઝમીન્
હમી ખાન્દ બર્ શહરૂયારૂ આફરીન્
કે બીદારૂ દેલ્ બાશો પીરૂઝ બખ્ત
નગર્દાદ્ ઝરૂદ્ ઈન્ કયાની દેરખ્ત
તબીરહ્ બર્ આમદ્ ઝે દરૂગાહે શાહ્
સુએ અર્મન્ આમદ્ દેરફૂશો સેપાહ્

શીરૂયે ઝમીન ચૂમી-અને પછી પાદશાહ ઉપર દુઆ કરવા લાગ્યો.

કે "તું હુશ્યાર દિલનો અને ફતેહમંદ નસીબનો રહેજે!-અને આ પાદશાહી ઝાડ કદીબી સૂકાતું ના."

પછી પાદશાહની દરગાહમાંથી નગારાંના આવાઝ નીકળ્યા-તે પોતાના ઝુંડા અને લશ્કર સાથ અર્મન (આર્મીન્યા) તરફ આવી લાગ્યો.

## ઝાદને નૂશ્ઝાદ્ પેસરે નૂશીરવાન્ અઝ્ ઝની કે બદીને મસીહા બૂદ્.

જહાનદારૂ કેસ્રા ચુ ખુરૂશીદ્ બૂદ્
જહાન્‌રા અઝૂ બીમો ઊમ્મીદ્ બૂદ્
બદીન્ સાન્ રવદ્ આફ્તાબે સેપેહરૂ
બયકૂ દસ્ત શમ્શીરો યકૂ દસ્ત મેહરૂ
૪૯૯ ન બખ્શાયેશ્ આરદ્ બહન્ગામે ખશ્મ
ન ખેશ્મ આયદશ્ રૂઝે બખ્શેશ્ બચશ્મ
ચુનીન્ બૂદ્ આન્ શાહે ખુસ્રવ નેઝાદ્
બેયારાસ્તહ્ બુદ્ જહાન્‌રા બદાદ્
અગરૂ શાહ્ દીદમ્ વગરૂ ઝીરૂદસ્ત
વગરૂ પાકૂ દેલ્ મર્દે યઝ્દાન્ પરસ્ત
ચુનાન્ દાન્ કે ચારહ્ નબાશદ્ ઝે ક્રૂત
ઝે પૂશીદનો ખુર્દો જાએ નેહોફ્રૂત
અગરૂ પાર્સા બાશદો રાય ઝન્
યકી ગન્જ બાશદ્ પુરાગન્દહ્ ઝન્
બવીઝહ્ કે બાશદ્ બબાલા બલન્દ્
ફેરૂ હેશ્તહ્ તા પાય મુશ્કીન્ કમન્દ્
બેરદ્મન્દો બા દાનેશો રાયો શરૂમ
સખુન્ ગોફૂતને ખૂબો આવાએ નરૂમ
બદીન્ સાન્ ઝની દાશ્ત પુરમાયહ્ શાહ્
બબાલાએ સર્વો બદીદારૂ માહ્
બદીને મસીહા બુદ્ આન્ માહ્રૂય
ઝે દીદારે ઊ શહ્રૂ પુરૂ ગોફૂતગૂય
યકી ફ્રૂઝૂ આમદ્શ ખુરૂશીદ્ ચેહરૂ
ઝે નાહીદ્ તાબન્દહ્ તરૂ બરૂ સેપેહરૂ
૫૦૦ વરા નામવરૂ ખાન્દી નૂશ્ઝાદ્
ન જસ્તી બરાન્ ખૂબ્‌રોખ તુન્દ્ બાદ
બેબાલીદ્ બરૂસાને સર્વે સહી
હુનરૂમન્દો ઝીબાએ શાહન્શહી
ચુ દૂઝખ બેદાનેસ્તો રાહે બેહેશ્ત
અઝીરો મસીહો રહે ઝરૂદેહેશ્ત
નેયામદ્ હમી ઝન્દ્‌વસ્તશ્ દુરોસ્ત
દો રોખશ્ બઆબે મસીહા બેશોસ્ત
ઝે દીને પેદરૂ કીશે માદરૂ ગેરેફ્રૂત
ઝમાનહ્ બદ્ માન્દહ્ અન્દરૂ શેગેફ્રૂત
ચુનાન્ તન્ગ્‌દેલ્ શુદ્ અઝૂ શહરૂયારૂ
કે અઝ ગુલ્ નેયામદ્ બોજ અઝ ખારૂ બારૂ

## નોશીરવાનના છોકરા નૂશઝાદનું ખ્રીસ્ટી ધર્મ પાળનારી અઉરતથી જન્મ પામવું.

દેશની સંભાળ કરનાર નોશીરવાન એક ખોરશીદ માફક હતો-તેનાથી દેશને બખ્શેશની ઉમેદ અને સઝાની ધાસ્તી રહેતી હતી

આસ્માન ઉપર ફરતો આફતાબ એજ માફક પોતાની ચાલ ચાલે છે-તે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં દયા રાખે છે.

તે ગુસ્સાને વખતે બક્ષેશ કરતો નથી-અને બક્ષેશને દહાડે તેની આંખમાં ગુસ્સો આવતો નથી.

તે શાહી બુન્યાદનો પાદશાહ પણ તેનીજ માફકનો હતો-તેણે દેશને ઇન્સાફથી સણગાર્યો હતો.

શેઠ હોય કે નોકર હોય કે યઝદાનની પરસ્તેશ કરનારો પવિત્ર આત્મા હોય,

તોપણ તેને વસ્ત્ર પેહેર્યા વગર, ખાવાનું ખાધા વગર, સૂવાની જગ્યા રાખ્યા વગર અને સ્ત્રી વગર ચાલે નહીં.

અગરજો એક સ્ત્રી પાક દામન અને વિચારવંત હોય-તો તેણી એક એકઠો કોધેલો ખઝાનોજ છે.

ખાસ કરીને જો તેણી કદમાં લામ્બી હોય-અને કસ્તુરી જેવા બાલ પગ સૂધી લટકતા હોય,

તેણી અકલમંદ, દાનાઈ અને વિચાર સાથની તથા શર્માલ-તેમજ સારા સખુન બોલનારી અને ધીમા આવાઝવાળી હોય, તે સારી.

તે બુલંદ દરજ્જાનો પાદશાહ પણ એવીજ એક અઉરત ધરાવતો હતો-જેણી સરોવર જેવાં કદની અને માહતાબને મુખડેની હતી.

તે નાઝનીન ખ્રીસ્ટી મઝહબની હતી-જેણીના દીદાર જોવાથી આખું શેહર ચકચાર ભરેલું બનતું હતું.

તેણીને ત્યાં એક ખોરશીદના ચેહરાનો બેટો આવ્યો-જે આસ્માન ઉપરના શુક્ર સેતારા કરતાં પણ વધારે ઝળકાટવાળો હતો.

નામવર નોશીરવાને તેનું નામ "નૂશઝાદ" રાખ્યું તે ખુબસૂરત બચ્ચાં ઉપર સખ્ત પવન પણ ફુંકી શકતો હતો નહીં.

તે સીધાં સરોવરની માફક ઉછરવા લાગ્યો-અને હુનર ભરેલો શેહન-શાહીને ઝેબ આપનારો થયો.

જ્યારે તેણે દોઝખ અને બેહેસ્તનો માર્ગ તેમજ યાહુદી, ખ્રીસ્ટી અને ઝરતોશ્તી રાહ રીતી જાણી,

ત્યારે તેને ઝંદ અવસ્તા દુરોસ્ત નહીં લાગવા માડયા-જેથી તેણે પોતાનું મોં ઇસાનાં પાણીથી ધોવાં માડયું (યાને ખ્રીસ્ટી ધર્મ ઉપર ઢળવા માડયું).

બાપની દીન કરતાં તેણે માનો મઝહબ વધુ પસંદ કીધો-જે જોઇ ઝમાનો પણ અજબ રહ્યો.

એવી રીતે પાદશાહ તે છોકરાથી બહુજ દુ:ખી થયો-કારણકે તે ગોલાબના છોડને કાંટા સિવાય બીજાં કશાં ફળ લાગ્યાંજ નહીં.

હરે કાખે ફ્રખેંન્દહુ અયવાને ઊય
બેબસ્તન્દો કર્દન્દ ઝેન્દાને ઊય
નેશસ્તન્ગહશ ગેર્દે શાપૂરૂ બૂદ
અઝ અયવાનો નઝ્દે પેદરૂ દૂરૂ બૂદ
બસી બસ્તહો પુરૂ ગઝન્દાન્ બુદન્દ
બદાન્ શહુરૂ બા વય બઝન્દાન્ બુદન્દ
બદાન્ગહુ કે બાઝ આમદ અઝ રૂમ શાહુ
બેનાલીદ અઝાન્ જુરૂબેશો રન્જે રાહુ
ચુનાન્ શુદ ઝે સુસ્તી કે અઝ તન્ બેમાન્દ
ઝે રન્જે તન્ અઝ બારૂ દાદન્ બેમાન્દ
કસી બોરૂદ ઝી નૂશઝાદ આગહી
કે તીરહુ શુદ આન્ ફરૂરે શાહન્શાહી
જહાન્દારૂ બીદારૂ કેસ્રા બેમોરૂદ
ઝમાનો ઝમીન્ દીગરીરા સેપોરૂદ
ઝે મર્ગે પેદરૂ શાદ શુદ નૂશઝાદ
કે હરૂગેઝ વરા નાઝો નૂશી મબાદ
કસી કૂ બમર્ગે શાહે દાદગરૂ
શવદ શાદમાન તીરહુ દારદ ગોહરૂ
બદીન્ દાસ્તાન્ ઝદ યકી શોહુરહુ પીરૂ
કે ગરૂ શાદી અઝ મર્ગે મન્ તૂ મમીરૂ
ચુ દાની કે અઝ મર્ગે ખુદ ચારહુ નીસ્ત
ચે અઝ પીશ બાશદ ચે પસતરૂ યકીસ્ત
ઝે મરૂગ્ આન્ નબાશદ રવાન્ કાસ્તહુ
કે બા ઈઝદશ કારૂ પીરાસ્તહુ
પેસરૂ કૂ ઝે રાહે પેદરૂ બુગઝરદ
સેતમ્ગારહુ ખાનીમશો કમ્ ખરદ
અગરૂ તોખ્મે હન્ઝલ બુવદ તરૂરો ખુશ્ક
નશાયદ કે બારૂ આવરદ બૂએ મુશ્ક
ચેરા ગશ્ત બાયદ હમી ઝાન્ સેરેશ્ત
કે પાલીઝબાનશ બઆવાઝ કેશ્ત
અગરૂ મીલ દારદ કસી સૂએ ખાક
બેબોરૂરદ ઝે ખુરૂશીદ અઝ બાદ પાક
ન ઝૂ બારૂ બાયદ કે માનદ ન બરૂગ્
ઝે ખાકશ બુવદ ઝેન્દગાનીઓ મરૂગ્

પાદશાહે તેના સુંદર અયવાનવાળા મેહલનો દરવાઝો-બંદ કરીને તેને તેમાં કયદ રાખ્યો.

તેની રહેવાની જગ્યા "શાપૂરગેર્દ"માં કીધી-જે પાદશાહની દરબારથી તેમજ તેના મેહલથી દૂર હતી.

તે શેહરમાં તેની સાથે બીજા ઘણાક કયદીઓ અને ગુનેહગારો કયદમાં હતા.

હવે જે વખતે કે પાદશાહ નોશીરવાન છેલ્લી રૂમની લડાઈમાંથી પાછો આવ્યો-અને રસ્તાની તકલીફ અને હિલચાલથી થાકી ગયો હતો,

તે વખતે થાકથી એવો નબળો થઈ ગયો હતો-કે નબળાઇને લીધે કોઇને પાસે આવવા દેતો હતો નહીં. ૫૦૧

આથી કોઇએ નૂશઝાદને ખબર કીધી-કે "તે શેહનશાહી ખોરેહ સીઆહ થયું છે.

બીદાર બખ્તનો પાદશાહ નોશીરવાન મરણ પામ્યો છે-અને તેણે ઝમાનો અને ઝમીન બીજાને સોંપી છે."

નૂશઝાદ બાપના મોતની ખબરથી ખુશી થયો-(આ ઉપરથી ફિર્દોસી કહે છે) કે તે છોકરાને કદીબી અયશ આરામ અને ખુશી ખુશહાલી હોતીજ ના.

જે કોઈ શખ્સ કે ઈન્સાફી પાદશાહના મોતથી-ખુશી થાય તે પોતાની બુન્યાદજ બૂરી ધરાવે છે.

એક પ્રખ્યાત પીર મર્દે એ બાબત ઉપર એક વાત કહી છે-કે "જો તું મારાં મરણથી ખુશીજ છે તો તું સંભાળજે મરી ના જતો.

જ્યારે તું જાણે છે કે પોતાનાં મોતથી છૂટકારો છેજ નહીં-તો પછી શું આગળથી મરવું કે શું પાછળથી મરવું બન્ને સરખુંજ છે.

મોતથી તેજ શખ્સનો જીવ દિલગીર થતો નથી-કે જેણે પાક યઝ્દાનની સાથેજ સઘળો વહેવાર રાખ્યો હોય."

જે બેટો કે બાપની રાહ રસમથી ફરે-તેને હું ઝુલ્મગાર અને કમઅકલ કહું છું.

કડવું બી પછી તે લીલું હોય કે સૂકું હોય-તો પણ તે કસ્તુરીની સુગંધવાળાં ફળ લાવી શકે નહીં.

જેવી ખાસીયતનાં ઝાડને કે એક બાગબાને પ્રથમમાં રોપ્યું તો તેની અસલ ખાસીયત શા માટે ફરવી જોઇયે? ૫૦૨

જે કોઈ માણસ માટી તરફ ઢળે-અને પોતાને ખુરશીદ અને પવનથી કેવળ વેગળો કરે,

તેનાં ફળ કે પાંદડાં તેની પાછળ રહેજ નહીં-માટીમાં મળવા માટે તેણે જન્મ લીધો અને માટીમાં મળવા માટેજ તે મરણ પામ્યો.

## બીમાર્ શુદને નૂશીરવાન્ વ ફેત્નહ્ બર્પા કર્દને નૂશ્ઝાદ્.

યકી દાસ્તાન્ કર્દમ અઝ નૂશઝાદ
નેગરૂ તા ન પીચી સરૂ અઝ રાહે દાદ
અગરૂ ચરૂખરા હીચ પેદરા બુદી
દમાના કે પેદરશ ચુ કેસ્રા બુદી
પેસરૂ સરૂ ચેરા પીચદ અઝ રાહે ઊય
નેશસ્તે કઈ જૂયદો ગાહે ઊય
ઝે મન્ બેશનવ ઈન્ દાસ્તાન્ સરૂબસરૂ
બગૂયમ તોરા અય પેસરૂ દરૂ બદરૂ

## નોશીરવાનનું આઝારી પડવું અને નૂશઝાદે ફિત્નો બરપા કરવો.

હવે મેં નૂશઝાદ માટેનું એક દાસ્તાન તૈયાર કર્યું છે-માટે તું ધ્યાન રાખજે ઇન્સાફની રાહથી સર ફેરવતો ના.

અગર આસ્માનનો કોઇ બાપ હતે-તો બેશક કે તે નોશીરવાનના જેવોજ હતે.

તો પછી તેનોજ બેટો તેની રાહ રીતીથી શા માટે સર ફેરવે છે?-અને પાદશાહી દબદબો અને તેનું તખ્ત શા માટે શોધે છે?

ઓ બેટા! આ દાસ્તાન એકેક પછી હું તને કહું છું, તે સઘળું તું મારી તરફથી સાંભળી લે.

ઝે ગોફ્તારે દેહકાન્ બેયારાસ્તમ
બદીન્ ખીશતન્રા નેશાન્ ખાસ્તમ
કે માનદ ઝે મન્ યાદગારી ચુનીન્
બરૂ આફરીન્ દ કુનદ આફરીન્
પસ અઝ્ મરૂગ્ બરૂ મન્ કે બૂયન્દહ અમ
બદીન્ નામે જાવીદ જૂયન્દહ અમ
૫૦૩ ચુનીન્ ગોફ્ત બૂયન્દએ પારૂસી
કે બુગ્ઝશ્ત સાલ અઝ્ બરશ ચારૂ સી
કે હરૂ કસ કે બરૂ પાદશા દુશ્મનસ્ત
ન મરૂદુમ નેઝાદસ્ત કહરીમનસ્ત
હમ અઝ્ નૂશઝાદ આમદ ઈન્ દાસ્તાન્
કે યાદ આમદ અઝ્ ગોફ્તએ બાસ્તાન્
ચુ બેશ્નીદ ફર્ઝન્દે કેસ્રા કે તખ્ત
બેપરદુખ્ત અઝાન્ ખુસ્રવાની દેરખ્ત
દરે કાખ બુકુશાદ ફર્ઝન્દે શાહ
બદ્ અન્જુમન્ શુદ ઝે હરૂ સૂ સેપાહ
કસી દ ઝે બન્દે ખેરદ જસ્તહ બૂદ
બઝેન્દાને નૂશીરવાન્ બસ્તહ બૂદ
ઝે દીવાનગાન્ બન્દહા બરૂ ગેરેફ્ત
હમહ શહરૂ અઝ્ દસ્ત બરૂ સરૂ ગેરેફ્ત
બશહરૂ અન્દરૂન્ હરૂ કે તર્સા બુદન્દ
અગરૂ જાસલીકૂ અરૂ સોકૂબા બુદન્દ
બસી અન્જુમન્ કરૂદ બરૂ ખીશતન્
સવારાને ગર્દનકશો તીઘઝન્
હમી દાદ માદરૂ વરા ખાસ્તહ
કે અઝ્ શાહ બુદ ગન્જશ આરાસ્તહ
૫૦૪ ફરાઝ્ આમદન્દશ તની સી હઝારૂ
હમહ નામદારૂ અઝ્ દરે કાર્ઝારૂ
હમહ શહરૂહાઈ કે બુદ ગેર્દે ઊય
ગેરેફ્તો બરૂ આમદ અઝ્ ગોફ્તગૂય
યકી નામહ બેન્વેશ્ત નઝદીકે ખીશ
બકયસરૂ અઝાન્ રાએ તારીકે ખીશ
કે બરૂખીઝ્ શાહા કે મેહ્તરૂ તોઈ
હમ આવાઝો હમ કીશો કયસરૂ તોઈ
હમહ શહરે ઈરાન્ તોરા શુદ ચુ રૂમ
ચે ઈરાનો આઝરૂ ચે આબાદ બૂમ

પેદરૂ મોરૂદ અઝાન્ પસ કે બીમારૂ શુદ
સરે બખ્તે બર્ગશ્તહ બીદારૂ શુદ
ખબરૂ ઝીન્ બશહરે મદાઈન્ રસીદ
કે આમદ ઝે ફર્ઝન્દે કેસ્રા પદીદ
નેગહબાને મર્ઝે મદાઈન્ ઝે રાહ
સવારી બરૂ અફગન્દ નઝદીકે શાહ
સખુન હરૂચે બેશ્નીદ બા વય બેગોફ્ત
ચુનાન્ કાગહી બૂદ અન્દરૂ નેહોફ્ત
ફેરેસ્તાદહ બરૂસાને આબે રવાન્
૫૦૫ બેયામદ બનઝદીકે નૂશીરવાન્
બેગોફ્ત આન્ચે બેશ્નીદો નામહ બેદાદ
સુખુનહા કે પયદા શુદ અઝ્ નૂશઝાદ

દાનેશ્વર દેહકાનની વાતોથી આ દાસ્તાન તૈયાર કર્યું છે-અને તેમ કરી મારા પોતાના માટે મેં એજ ખાહેશ રાખી છે,

કે મારા હાથથી એક એવીજ રીતની યાદગારી રહી જાય-જે શખ્સ કે મારી ઉપર દોઆ કરે તેની ઉપર મારી તરફથી આફ્રીન હોજો !

હું કે જે કવિ છું અને કવિતા જોડી હમેશનું નામ શોધનારો છું, તેનાં મરણ બાદ તેની ઉપર આફ્રીન કરે (તે ઉપર દોઆ હોજો !)

એક ઇરાની કવિ કે જેની ઉમર ૧૨૦ વર્ષની હતી, તેણે એ પ્રમાણે કહેલું છે,

કે "જે કોઈ શખ્સ પાદશાહનો દુશ્મન હોય-તે માણસની બુન્યાદનો નહીં બલકે એહરેમનની બુન્યાદનો છે."

નૂશઝાદ માટે પણ એવુંજ કહેવાયલું છે-કે જે આગળા વખતના લોકોની વાતથી મને યાદ આવ્યું.

જ્યારે નોશીરવાનના બેટા નૂશઝાદે સાંભળ્યું કે "ઈરાનનું તખ્ત-તે પાદશાહી ઝાડ (યાને નોશીરવાન)થી ખાલી થયું છે."

ત્યારે પાદશાહના તે બેટાએ મેહલનો દરવાઝો ખુલ્લો કરી નાખ્યો-અને ચો તરફથી તેની આગળ લશ્કર એકઠું થયું.

જે કોઇ કે અકલના બંદથી નીકળી ગયલા હતા-અને નોશીરવાનના કયદખાનામાં કયદ હતા,

તેવા દીવાનાઓના પગમાંથી બંધ છોડી નાખ્યા-આખું શેહર તેને તાબે થઇ ગયું.

શેહરમાં જે કોઇ કે ખ્રીસ્ટીઓ હતા-પછી ફાધર અથવા બીશપ હતા,

તેમજ તલવાર મારનારા અને બહાદુર સવારો હતા-તે સઘળાને પોતાની આસપાસ ભેગા કીધા.

વળી તેની માએ જે ખઝાનો કે પાદશાહ તરફથી એકઠો કર્યો હતો, તે પોતાના છોકરાને આપવા માંડયો.

જેથી તેની નઝદીક સઘળા લડાઇ માટે તૈયાર ત્રીસ હઝાર નામદારો ભેગા થયા.

જે જે શેહરો કે તેની આસપાસ હતાં તે સઘળાં લઇ લીધાં અને તેણે ભારી ચકચાર ઉભી કીધી.

પછી નૂશઝાદે પોતાના સગા કયસર ઉપર એક નામુ લખ્યું અને તેમાં પોતાના સીઆહ વિચારો દર્શાવ્યા.

કે "ઓ પાદશાહ ! ઉઠ, કે તુંજ મારો સરદાર, મારો સાથી, મારા ધર્મવાળો અને રૂમનો કયસર છે.

જેમ રૂમનો મુલક તારો છે તેમજ તમામ ઇરાન શેહર તારૂં થયું છે-શું ઈરાનનો મુલક કે શું ત્યાંના આતશકદેહો અને શું ત્યાંની આબાદ થયલી ઝમીન તારીજ છે.

મારો બાપ નોશીરવાન બીમાર પડયા બાદ મરણ પામ્યો છે-અને મારૂં બરગશ્તે બનેલું બખ્ત પાછું બીદાર થયું છે."

હવે જે કાંઇ કેસ્રાનાં ફર્ઝંદ નૂશઝાદથી ઝાહેર થયું-તે બાબતની ખબર મદાઇન શેહરમાં પુગી.

મદાઇનના હાકેમે તે રાહમાંથી-એક સવાર પાદશાહની નઝદીક દોડાવ્યો.

અને જે કાંઇ વાત કે તેણે સાંભળી હતી, તે તેમજ જે કાંઈ છૂપી ખબર હતી તે તેને કહેવાડી.

પેલો કાસેદ વહેતાં પાણીની માફક ઝડપ કરતો-નોશીરવાનની આગળ આવ્યો.

તેણે નૂશઝાદની જે કાંઈ વાતો ઝાહેર થઇ હતી તે કહી સંભળાવી અને નામુ આપ્યું.

અઝ્ શાહ્ બેશનીદો નામહ્ બેખાન્દ
ધમી ગશ્ત અઝાન્ કારો ખીરહ્ બેમાન્દ
જહાનદાર્ બા મૂબેદે સર્ફરાઝ્
નેશસ્તો સખુન્ ગોફ્ત ચન્દી બરાઝ્
ચુ ગશ્ત ઈન્ સખુન્ બર્ દેલશ જાયગીર્
બેફર્મૂદ તા પીશે ઊ શુદ દબીર્

પાદશાહે તેનાથી સઘળું સાંભળ્યું અને પેલું નામુ વાંચ્યું-તે કામથી પોતે ગમગીન થયો અને હયરાન રહ્યો.

પાદશાહ પોતાના સરફરાઝ વઝીર સાથ-મસલહત કરવા બેઠો અને કેટલીક ખાનગી વાતો કીધી.

જ્યારે એક ઠરાવ તેનાં દિલમાં ઠરયો-ત્યારે તેણે ફર્માવ્યું જેથી મુન્શી તેની આગળ ગયો.

## નામએ નૂશીરવાન્ બરામ્બર્ઝીન્ નેગહ્બાને મર્ઝે મદાઇન્ દર્ બાર-એ ગેરેફ્તાર્ કર્દને નૂશ્ઝાદ્.

ચકી નામહ્ બેન્વેશ્ત પુર્ દાધો દરૂદ
પુર્ આઝન્ગ્ રોખ લબ્ પુર્ અઝ્ બાદે સરૂદ
નુખોસ્તીન્ બર્ આફરીન્ ગુસ્તરીદ
કે ચર્ખો ઝમાનો ઝમીન્ આફરીદ
નેગારન્દએ હૂરો કયવાનો માહ્
ફોરૂઝન્દએ ફરૂરો દીહીમો ગાહ્
ઝે ખાશાકે નાચીઝ્ તા શીરો પીલ્
ઝે ગર્દે પયે મૂર્ તા રૂદે નીલ્
ગર્ અઝ્ ખાક્ બર્ ચર્ખે ગર્દાન્ રવન્દ
હમહ્ ઝીરે ફર્માને યઝ્દાન્ રવન્દ
ન ફર્માને ઊરા કરાનહ્ પદીદ
ન ઝ્ પાદ્શાહી બેખાહદ્ બુરીદ
બેદાનેસ્તમ આન્ નામએ નાપસન્દ
કે આમદ ઝે ફર્ઝન્દ ચન્દી ગઝન્દ
અઝાન્ પુર્ ગુનાહાને ઝેન્દાન્ શેકન્
કે ગશ્તન્દ બા નૂશ્ઝાદ અન્જુમન્
ચુનીન્ રૂઝ્ અગર્ ચશ્મ દારદ કસી
સઝદ ગર્ બગીતી નમાનદ બસી
કે જોઝ્ મર્ગ્રા કસ ઝે માદર્ નઝાદ
ઝે કેસ્રા બર્ આધાઝ્ તા નૂશ્ઝાદ
રહા નીસ્ત અઝ્ ચન્ગો મેન્કારે મર્ગ્
સરે પશ્શહો મૂર્ તા પીલો ગર્ગ્
ઝમીન્ ગર્ કુશાદહ્ કુનદ રાઝે ખીશ
નુમાયદ સરન્જામો આધાઝે ખીશ
કેનારશ પુર્ અઝ્ તાજ્દારાન્ બુવદ
બરશ પુર્ ઝે ખૂને સવારાન્ બુવદ
પુર્ અઝ્ મર્દ દાના બુવદ દામનશ
પુર્ અઝ્ ખૂબ્રોખ ચાકે પીરાહનશ
ચે અફ્સર્ નેહી બર્ સરત બર્ ચે તર્ગ્
બર્ બુગ્ઝરદ પર્રો બયકાને મર્ગ્

સખુન્ આન્ કે ઈદર્ નમાનદ કસી
બમર્ગે પેસર્ શાદ નબ્વદ બસી

## નોશીરવાનનું મદાઇનના હાકેમ રામબર્ઝીન ઉપર નૂશઝાદને કયદ પકડવાની બાબતમાં નામુ લખવું.

દુ:ખી અને ગમગીન પાદશાહે ગુસ્સા ભરેલે ચેહરે અને સર્દ આહે ભર્યા હોઠે એક નામુ લખાવ્યું.

શુરૂઆતમાં તેણે તે સાહેબ ઉપર દોઆ લખાવી-કે “જેણે આસ્માન, ઝમીન અને ઝમાનો પયદા કીધો.

જે આફતાબ, માહતાબ અને શનિશ્વર સેતારાનો ચીતારનારો છે-જે પાદશાહી ઓરેહ, તાજ અને તખ્ત રોશન કરનારો છે.

એક નાચીઝ કચરાથી તે સિંહ અને હાથી સુધીની-તેમજ કીડીનાં કદમની ધૂળથી તે નાઈલ નદી સુધીની મોટી ચીઝો,

અગર ઝમીન ઉપરથી ફરતા આસ્માન ઉપર જાય છે-તો તે સઘળાં યઝદાનનાં ફર્માન હેઠળજ જાય છે.

તેનાં ફર્માનનો છેડોજ નથી-અને કોઇ તેની પાદશાહીનો નાશ કરી શકતું નથી.

મેં તારૂં તે નાપસંદ નામુ વાચ્યું છે-કે મારાં ફર્ઝંદથી કેટલું નુકસાન થયું? ૫૦૬

તેમજ કયદખાનામાંથી નાસી જનારા ગુનેગારો માટે કે જેઓ નૂશઝાદની સાથે એકઠા થયા છે (તેઓ માટે પણ જાણ્યું છે).

અગરજો એવોજ દહાડો જોવાની કોઇને ઉમેદ હોય-તો ભલું એજ છે, કે તે આ દુન્યામાં ઘણો વખત રહે નહીં,

કારણકે કોઇ પણ શખ્સ મોત વગરનો માને પેટે પયદા થયો નથી-તું નોશીરવાનથી શુરૂ કર તે નૂશઝાદ સુધીનાં,

તેમજ મચ્છર અને કીડીનાં સરથી તે હાથી અને વરૂ સુધીનાં સઘળાં મોતની ચુંગાલથી છૂટનાર નથી.

અગરજો આ ધરતી પોતાનો ભેદ ખુલ્લો કરે-અને તે પોતાનું સઘળું શુરૂઆતથી શેવટ સુધીનું દેખાડે,

તો તેની બગલ સઘળી પાદશાહોથી ભરેલી નીકળશે-અને તેની છાતી સવારોનાં લોહીથી ભરેલી જણાશે.

તેની દામન દાના શખ્સોથી ભરેલી હોય છે-અને તેનાં પેહેરણની શેગાફ ખૂબસૂરત ચેહરાઓથી ભરેલી છે.

જ્યારે તારાં તાજ અને લોઢાંની કોલાહ ઉપર મોતનાં પર અને પયકાનવાળો તીર પસાર થઈ જાય છે-ત્યારે તે તાજ અને કોલાહ તું શા માટે સર ઉપર મેલે છે?

મારા કહેવાની મતલબ એટલીજ છે-કે આ જેહાનમાં સદા કોઈ રહેવાનું નથી મારાં મોતથી મારો બેટો લામ્બો વખત ખુશહાલ રહેવાનો નથી.

૫૦૭ ગોફ્હી કે ચારન્દ બા નૂશઝાદ
કે જોઝ મર્ગે કેસ્રા નગીરન્દ યાદ
અગર્ ખુદ ગુઝર્ યાબદ અઝ રૂઝે બદ
બમર્ગે કસી શાદ બાશદ સઝદ
વદીગર્ કે અઝ મર્ગે શાહાને દાદ
નગીરદ કસી યાદ જોઝ બદ નેઝાદ
સરે નૂશઝાદ અર્ ઝે મા બાઝ ગશ્ત
ચુનીન્ દીવ બા ઊ હમ આવાઝ ગશ્ત
નબાશદ બરૂ પાયદાર્ ઈન્ સખુન
સર્ અફ્રાખ્ત ચૂન્ ખાસ્ત આયદ બબુન
નબાયેસ્ત હૂ નઝ્દે મા પાયગાહ
બદીન્ આગહી ખીરહ કર્દી તબાહ
અગર્ તખ્ત ગશ્તી ઝે કેસ્રા તેહી
હમ ઊ બૂદ ઝીબાએ શાહનશેહી
ચુનીન્ બૂદ ખુદ દર્ખરે કીશે ઊય
સઝાવારે જાને બદઅન્દીશે ઊય
અઝીન્ બર્ દેલ્ અન્દીશહો બાક નીસ્ત
અગર્ કીશે ફર્ઝન્દે મા પાક નીસ્ત
વઝાન્ ખાસ્તહ્ કૂ તબહ્ કર્દ નીઝ
હમી બર્ દેલે મા નસન્જદ બચીઝ
૫૦૮ હરાન્ કસ કે બા ઊ બહમ સાખ્તન્દ
અઝ આરામે મા દેલ્ બેપર્દાખ્તન્દ
બદઅન્દીશો બદકામો બદ ગઊહરન્દ
બદીન્ ઝીર્દસ્તી ન અન્દર્ ખરન્દ
અઝીન્ દસ્ત ખારસ્ત બર્ મા સખુન
ઝે કેર્દારે ઈશાન્ તો દેલ્ બદ મકુન
મરા તર્સો બાક અઝ જહાન્ દાવરસ્ત
કે અઝ દાનેશે બર્તરાન્ બર્તરસ્ત
નબાયદ શુદન્ જાને મા નાસેપાસ
બનઝ્દીકે યઝ્દાને નીકી શેનાસ
મરા દાદ ફીરૂઝીઓ ફર્રહી
ફેઝૂનીઓ દીહીમે શાહનશહી
સઝાએ" દેહેશ ગર્ નેયાયેશ બુદી
મરા બર્ ફેઝૂની ફેઝાયેશ બુદી
બજાએ દેગર્ યાફ્ત આરામો ખાબ્
ન અઝ પોશ્તે મન્ રફ્ત યક્ કત્રહ્ આબ્
ચુ બીદાર્ શુદ્ દુશ્મન્ આમદ મરા
બેતર્સમ કે રન્જે તન્ આમદ મરા
અગર્ ગાહ ખેશ્મ અઝ જહાનદાર્ નીસ્ત
મરા અઝ ચુનીન્ કાર્ તીમાર્ નીસ્ત
૫૦૯ હરાન્ કસ કે બા ઊ શુદન્દ અન્જુમન
હમહ્ ઝારો ખારન્દ બર્ ચશ્મે મન
વઝાન્ નામહ્ ગર્ કયસર્ આયદ બદૂય
મરા આબે તીરહ્ દર્ આયદ બજૂય
અઝાન્ હૂ હમ આવાઝો હમ કીશે ઊસ્ત
ગુમાનમ કે કયસર્ બતન્ ખીશે ઊસ્ત
કસીરા કે કૂતાહ બાશદ ખરદ
ઝે દીને નેયાગાને ખુદ બુગઝરદ
પેસર્ આન્ બુવદ બેહ કે દીને પેદર્
બગીરદ નેયાઝદ બકીને પેદર્

જે ટોળો કે નૂશઝાદનો સાથી થયો છે-કે જે નોશીરવાનનાં મોત સિવાય બીજું કાંઇ યાદ કરતો નથી,

તે પોતે જો મોતના બૂરા દહાડાથી છૂટકારો પામે-અને પછી જો કોઇનાં મોત ઉપર ખુશહાલ થાય તો તે વાજબી છે.

વળી બીજું એ કે ઇન્સાફી પાદશાહોનાં મોત માટેની-યાદ બદ બુન્યાદ સિવાય કોઈ બીજું કરતું નથી.

અગર નૂશઝાદે મારાથી પોતાનું સર ફેરવ્યું હોય-તો હું એમજ સમજીશ કે એહરેમન તેની સાથ મળેલો છે.

પણ એ વાત લાંબો વખત નીભાવ કરી શકશે નહીં-પણ પડતી આવવાની છે તેથી માથું ઊંચકવામાં આવ્યું છે.

જે માન મરતબો મારી દરબારમાં તેને હતો-તેનો બેવુકૂફાઇથી તેણે નાશ કરવો નહીં જોઈતો હતો.

અગરજો નોશીરવાનથી આ તખ્ત ખાલી પડતે-તો ત્યાર બાદ તેજ પાદશાહીને લાયકનો હતો.

પણ તેના ધર્મમાં એજ કામ ઘટારત હતું-અને એજ તેના દુશ્મની ભરેલા જીવને લાયકનું હતું.

અગરજો મારા છોકરાનો ધર્મ અપવિત્ર છે-તો તે માટે મારા દિલમાં કાંઇ પણ અંદેશો કે ધાસ્તી નથી.

તેમજ જે માલ ખઝાનો કે તેણે ખરાબ કીધો છે-તે મારે મનસે કાંઈ હિસાબમાં નથી.

જે લોકો કે તેની સાથ મળી ગયા છે-અને મારા છાયામાંથી નીકળી ગયા છે,

તેઓ બૂરા વિચારના, બૂરી ખાહેશના અને બૂરી બુન્યાદના છે-અને મારી રૈયત થવાને તેઓ લાયકનાજ નથી.

તેઓની બૂરી ચાલથી તારૂં દિલ બગાડતો ના-એ બાબત મને ઘણો ધિક્કાર છૂટે છે.

મને દુન્યાના સાહેબ દાદગરથીજ ધાસ્તી અને બીક રહે છે-કે જે વધારે ચઢિયાતા શખ્સોની દાનાઈ કરતાં પણ વધુ ચઢિયાતો છે.

નેકીની પિછાન કરનારા પાક યઝદાનની નઝદીક-આપણો જીવ નાસિપાસ થવો નહીં જોઇયે.

તેજ સાહેબે મને ફતેહમંદી, ખોદાઈ ખોરેહ, દરેક ચીઝની ઝયાદતી અને શેહન્શાહી તાજ આપ્યું છે.

અગરજો તે સાહેબે મને બક્ષેલી સઘળી બક્ષેશોને લાયકની મારી બદગી હતે-તો હજી પણ મારી પાસેની સઘળી ચીઝોમાં વધારોજ થતે.

તે બીજેજ ઠેકાણે ઉઘર્યો છે-મારી પીઠનાં પાણીનો એક કત્રોબી તેમાં ગયલો નથી.

જ્યારે તે ચાલાક બન્યો ત્યારે મારો દુશ્મન થઇ નીકળ્યો-મને ધાસ્તી છે કે મારાં શરીર ઉપર રંજ આવી પડી છે.

છતાં જો મારી ઉપરના ખોદાતાલા તરફના ગુસ્સાનો વખત નહીંજ હશે-તો એવાં કામ માટેનો મને જરા પણ ગમ નથી.

જે કોઇ કે તેની સાથે ભેગા થયા છે-તેઓ સઘળા મારી નઝરમાં હલકા અને ખુવાર છે.

તેનાં તે નામાથી જો કયસર તેને આવી મળશે-તો તેથી મારી સ્વચ્છ નદીનું પાણી ગદલું બનશે.

કયસર તેના મતને મળતો અને તેનો ધર્મ પાળનારો છે એટલે હું જાણું છું કે તે જાતે તેનો સગોજ છે.

જે કોઇને કે થોડી અકલ હોય છે-તેજ પોતાના નેયાગાનોના ધર્મથી ફરે છે.

ભલો બેટો તો તેજ છે કે જે બાપનો ધર્મ-પાળે અને બાપના કીના ઉપર હાથ લમ્બાવે નહીં.

ગરૂ આન્ બીખેરદ સરૂ બેપીચદ ઝે દાદ
બદુશ્નામે ઊ લબ્ નબાયદ કુશાદ
કે દુશ્નામે ઊ વીઝહ્ દુશ્નામે માસ્ત
કે ઊ અઝ્ પયે ખૂનો અન્દામે માસ્ત
તો લશ્કરૂ બેયારાયો બરૂ સાઝ્ જન્ગ્
મોદારા કુન્ અન્દરૂ મેયાનો દેરન્ગ્
ગરૂ અયદૂન્ કે તન્ગ્ અન્દરૂ આયદ સખુન્
બજન્ગ્ અયદ ઊ હીચ તુન્દી મકુન્
ગેરેફ્તનશ બેહતરૂ ઝે કશ્તન્ બુવદ
મગરૂશ અઝ્ ગુનહ્ બાઝ્ ગશ્તન્ બુવદ
કે આબી કઝ્ સર્વે આઝાદ રોસ્ત
સઝદ ગરૂ નેયાયદ બરૂ ઊ ખાકુ શોસ્ત
વગરૂ ખારૂ ગીરદ તને અરૂજમન્દ
બપસ્તી નેહદ રૂય સર્વે બલન્દ
સરશ બરૂ ગેરાયદ ઝે બાલીને નાઝ્
મદારૂ ઈચ અઝ્ ગોર્ઝો શમ્શીરૂ બાઝ્
ગેરામી કે ખારી કુનદ આરૂઝૂય
નશાયદ જુદા કર્દન્ ઊરા ઝે ખૂય
ચકી અરૂજમન્દી બુવદ ઝારો ખારૂ
ચુ બા શાહે ગીતી કુનદ કાર્ઝારૂ
તો અઝ્ કોશ્તને ઊ મદારૂ ઈચ બાકૂ
ચુ ખૂને સરે ખીશ જૂયદ બખાકૂ
સુએ કીશે કયસરૂ શેતાબદ હમી
ઝે દીહીમે મા સરૂ બેતાબદ હમી
અઝીઝી બુવદ ખારો ઝારો નેઝન્દ
ગુઝીદહ્ તબાહી ઝે ચર્ખે બલન્દ
બદીન્ દાસ્તાન્ ઝદ યકી મેહરનૂશ
પરસ્તારૂ બા હૂશો પશ્મીનહ્ પૂશ
કે હરૂ કૂ બમર્ગે પેદરૂ ગશ્ત શાદ
વરા રામેશો ઝેન્દગાની મબાદ
કસી કઝ્ રહે ખુસ્રવાન્ બાઝ્ ગશ્ત
બરૂ ઝેન્દગાની બેબાયદ નવશ્ત
તો અઝ્ તીરગી રઉશનાઈ મજૂય
કે બા આતેશ આબ્ અન્દરૂ આરી બજૂય
ન આસાનેઈ દીદ બી રન્જ કસ
નેહાદે ઝમાનહ્ બરીનસ્તો બસ
તો બા ચર્ખે ગર્દાન્ મકુન્ દૂસ્તી
કે ગહ્ મગ્ઝે ઊઇઓ ગહ્ પૂસ્તી

ચે જૂઈ ઝે કર્દારે ઊ રન્ગો બૂય
કે ખાહદ રેબૂદન્ ચુ બેન્મૂદ રૂય
બદાનગહ્ બુવદ રન્જો બીમો ગઝન્દ
કે ગરૂદૂને ગર્દાન્ બરૂ આરદ બલન્દ
સેપાહી કે હસ્તન્દ બા નૂશઝાદ
કુજા સરૂ બેપીચન્દ ચન્દી ઝે દાદ
તો આન્રા જોઝ્ અઝ્ બાદો બાઝી મદાન્
બેઝાફે જહાન્ બીનો રાઝી મદાન્
હરાન્ કસ કે તર્સાસ્ત અઝ્ લશ્કરશ
હમી અઝ્ પયે કીશ પીચદ સરશ

જો કે તે કમ અકલે રાસ્તીથી પોતાનું સર ફેરવ્યું છે-છતાં કોઇએ તેને બદ દુઆ દેવી નહીં.

કેમ કે તેને બદ દુઆ દેવી તે તો અમોને બદ દુઆ દેવા બરાબર છે-કારણ તે અમારાંજ લોહી અને શરીરનો બનેલો છે.

તું લશ્કર તૈયાર કર અને લડાઈ માટે તૈયાર રહે-પણ લડાઈ દરમેયાન સુલેહથી વર્તજે અને ધીલ નાખતો રહેજે.

પણ જો વાત વધી જાય-અને તે લડાઇ કરવા આવે તો તું તુંદી ના કરતો.

મારી નાખવા કરતાં તેને પકડી લેવો વધારે સારૂં છે-કદાચ તે પોતાના ગુનાહથી તોબાહ કરી પાછો પણ ફરે.

જે નદીનાં પાણીથી સર્વ આઝાદ જેવું ઝાડ ઉગતું હોય-તેમાં કચરો અને માટી નાખવી નહીં જોઇયે. ૫૧૦

પણ જો તે પોતાનાં કીમતી શરીરને તુચ્છ સમજે-અને તે ઊંચું સરોવર ઝમીન તરફજ વળે,

અને અયશ આરામના તકયા ઉપરથી તેનું માથું ગબડીજ પડે-તો તું તારા ગોર્ઝ અને શમ્શીર ઉપરથી તારો હાથ પાછો ના ખેંચતો.

એક મોટો માણસ કે પોતાની ઈચ્છા ખુવારી તરફજ ધરાવતો હોય-તો તેવી તેની ખાસીયતથી તેને દૂર કરવો એ ઘણું મુશ્કેલ કામ છે.

અને એવો એક મોટો માણસ જ્યારે દેશના પાદશાહ સાથે લડવા નીકળે ત્યારે ખુવારજ થઈ જાય છે.

જ્યારે તે પોતાનાં સરનું લોહી ખાકમાંજ નાખવા નીકળે-ત્યારે તું તેને મારવાથી જરાબી ડર કરતો ના.

તે કયસરના મઝહબ તરફજ દોડે છે-અને આપણાં તાજ તરફની વફાદારીથી સર ફેરવે છે.

એક પ્યારો બેટો ખુવાર અને ખરાબ થઈ જાય છે-તેણે પોતાની ખરાબી બુલંદ આસ્માન પાસેથી માગી લીધી છે.

એ બાબત ઉપર મેહરનૂશ નામના એક પરહેઝગારીનો પોશાક પેહેરનાર વિદ્વાન ખોદા પરસ્તે એક વાત કહી છે,

કે 'જે કોઇ બેટો પોતાના બાપનાં મોત ઉપર ખુશી થાય-તેને ખુશહાલી અને લામ્બી ઝિંદગાની હોતીજ ના!

જે કોઇ કે પાદશાહોની રાહ રીતી અને કાયદાથી ઉલટો ચાલતો હોય-તો તેની ઝિંદગાનીનો અંત લાવવોજ જોઇયે ૫૧૧

તું અંધકારમાંથી અજવાળાંની આશા ના રાખતો-નદીમાં પાણી અને આતશ બન્ને લાવવાની તજવીઝ ના કરતો.

મેહનત વગર કોઇ પણ શખ્સ કાંઇબી આરામ જોતોજ નથી-ઝમાનાની ખાસીયત બસ એવીજ રીતની છે.

તું ફરતા આસ્માન સાથ કદીબી મોહબત ના બાંધતો-કારણકે ઘડિકમાં તું તેનું મગઝ બનશે અને ઘડિકમાં ખાલી કોટલું બનશે (યાને કબી ફાયદો અને કબી નુકસાન મેળવશે).

તું આસ્માનનાં કામથી તારી શોભા શા માટે શોધે છે?-કારણકે તે તો જેવો પોતાનો ચેહરો તને દેખાડયો કે તેવોજ તે તુરત પાછો ખેંચી લેવાનો.

જે વખતે કે ફરતું આસ્માન તને ઊંચે ચઢાવે છે-તેજ તારો રંજ, ધાસ્તી અને નુકસાનનો વખત હોય છે.'

જે લશ્કર કે નૂશઝાદ સાથ જોડાઇ ગયું છે તેમજ કેટલાકોએ કે વાજબી રાહથી પોતાનાં સર ફેરવ્યાં છે,

તેઓને તું પવન જેવા અને બચ્ચાંની રમત જેવા ખોટા જાણજે-તેમાં દુન્યાની ઠગાઇ સમજજે. કાંઇ બીજો મોટો ભરમ સમજતો ના.

જે કોઇ કે તેનાં લશ્કરમાં ખ્રીસ્ટી છે-તેઓ પોતાના ધર્મને ખાતેર બખેડો કરવા નીકળ્યા છે.

ચુનીનસ્ત કીશે મસીહા કે દમ
ઝની તીઝ ગર્દદ કસી ઝાન્ દેઝમ

૫૧૨ ન બરૂ રાયો રાહે મસીહા બુવદ
બફર્ઝામ ખરમશ ચલીપા બુવદ
વદીગરૂ કે અન્દ અઝ પરાગન્દગાન્
બદ આમૂઝો બદખાહો કાવન્દગાન્
અઝીશાન્ ચકીરા બદેલ તરૂસ નીસ્ત
દમે બાદ બા રાએ ઈશાન્ યકીસ્ત
બજન્ગ અરૂ ગેરેફૂતહ શવદ નૂશઝાદ
બદ ઝીન્ સુખુનહા મકુન ઈચ યાદ
નબાયદ કે આઝારૂ યાબદ તનશ
શવદ રખ્નહ અઝ ઝખ્મ પીરાહનશ
કે પૂશીદહ ફ્યાને ઊ દરૂ નેહાન્
સરૂ આરન્દ બરૂ ખીશતન બરૂ જેહાન્
હમ અયવાને ઊ બેહ કે ઝેન્દાન્ બુવદ
બુવદ વાન્ કે બોર્દન્દ ફર્માન્ બુવદ
દરે ગન્જે યકૂસરૂ બરૂ ઊ દરૂ મબન્દ
અગરૂ ચેહ ચુનીન્ ખારૂ ગશ્ત અરૂજમન્દ
ઝે પૂશીદનીહાએ અઝ ખર્દની
વઝ અફ્ગન્દની હમ ઝે ગુસ્તર્દની
બરૂ હીચ તન્ગી નબાયદ બચીઝ
કે જોઝ ઈન્ સુખુનહા નયર્ઝદ બનીઝ

૫૧૩ વઝાન્ મરૂઝબાનાને ઈરાનેયાન્
હરાન્ કસ કે બસ્તન્દ બા ઊ મેયાન્
ચુ પીરૂઝ ગર્દી મપીચાન્ સખુન્
મેયાન્ શાન્ બખન્જરૂ બદુનીમ કુન્
કે હરૂ કસ કે ઊ દુશ્મને પાદશાસ્ત
બકામે નહન્ગશ સુપારી રવાસ્ત
જોઝ ઊ હરૂ કે બા મા બદો દુશ્મનન્દ
ઝે તોખ્મે જફા પીશહ અહુરીમનન્દ

ઝે મા- નીકુઈહા નગીરન્દ યાદ
તોરા આઝમાયેશ બસ અઝ નૂશઝાદ
હમહ પીશ અઝીન્ પાસબાનાન્ બુદન્દ
ઝે બાદાફરહ મા હેરાસાન્ બુદન્દ
ઝે નઝઝારહ હરૂ કસ કે દુશનામ દાદ
ઝબાનશ બેજુમ્બીદ બરૂ નૂશઝાદ
બદાન્ વીઝહ દુશ્નામે મા ખાસ્તન્દ
બહન્ગામે બદ કીનહ આરાસ્તન્દ
મબાશ અન્દરીન્ નીઝ હમદાસ્તાન્
કે બદખાહ રાનદ ચુનીન્ દાસ્તાન્
ગરૂ ઊ બીહોનરૂ શુદ હમ અઝ પોશ્તે માસ્ત
દેલે મા બરીન્ રાસ્તી બરૂ ગવાસ્ત

૫૧૪ ઝબાને કસી કે બબદ કરૂદ યાદ
વઝૂ બૂદ બીદાદ બરૂ નૂશઝાદ
હમહ દાગ કુન્ બરૂ સરે અન્જુમન્
મબાદશ ઝબાનો મબાદશ દહન્
કસી કે બેજૂયદ હમી કાર્ઝાર
કે તા પસ્ત ગર્દદ તને શહરૂયાર

ખ્રીસ્તી ધર્મ એવી કરામત ધરાવે છે કે એક ફુંક માર્યાથી-મૂએલું માણસ જીવતું થાય.

તેઓ ઇસુ ક્રાઇસ્ટના મત પ્રમાણે અને રસ્તા પ્રમાણે ચાલનારા નથી-અને તેથી શેવટે તેઓનો પવિત્ર ક્રોસ તેઓનોજ દુશ્મન થઈ લાગે છે.

તેનાં લશ્કરમાં બીજા જે રખડતાઓ છે-ખોટે માર્ગે ચાલનારા છે, અદેખાઓ છે અને ખેતીના મજુરો છે.

તેઓમાંના કોઈની પણ ધાસ્તી હું રાખતો નથી-તેઓનો વિચાર પવન માફક ફરતો રહે છે.

અગરજો નૂશઝાદ લડાઇમાં પકડાઇ જાય-તો તેને તું આવી હુલ્લડાઈ કરવા માટે કાંઈ સખુનો કહેતો ના.

એવું નહીં બનવું જોઇયે કે લડાઈ કરતાં તારા ઝખ્મથી તેનું બખતર વિંધાઇ જાય અને તેનું શરીર ઈજા પામે.

નહીં તો કે તેની પડદેપોશ અઉરતો ઝનાનખાનામાંજ પોતાની ઝિંદગીનો છેડો લાવી મૂકશે.

તેનો મેહલજ તેનું તેમજ તેનો હોકમ બજા લાવનારા સાથીઓનું કયદખાનું બને તો ઘણું સારૂં.

જો કે આવો પ્યારો બેટો આવી રીતનો ખુવાર બન્યો હોય-તો પણ તું તેની ઉપર ખઝાનાનો દરવાઝો સઘળો બંધ ના રાખતો.

પેહેરવાની, ખાવાની, ઓઢવાની અને પાંથરવાની ચીઝોમાંથી,

કોઈબી ચીઝની તંગી તેના ઉપર નહીં પડવી જોઇયે-કારણ તે એવીજ ચીઝો સિવાય બીજી કોઇ પણ વાતને લાયકનો નથી.

ઈરાની સરદારોમાંથી-જેઓએ કે તેની સાથ મળી જઈ બળવો કરવામાં કમર બાંધી છે,

તેઓને જ્યારે તું ફતેહ મેળવે ત્યારે કાંઇ પણ બોલ્યા વગર-તારી તલવારે તેઓની કમરના બે ટૂકડા કરજે.

કારણકે જે કોઈ કે પાદશાહનો દુશ્મન હોય-તેને તું જો મગરમચ્છના ડાચામાં સોંપે તો રવા છે.

તે સિવાય બીજાઓ કે જેઓ અમારી સાથ બૂરાઇ કરનારા અને અમારા દુશ્મનો છે જેઓ ઝુલ્મગાર એહરેમનની અઉલાદના છે, તેઓને પણ કાપી નાખજે.

તેઓ અમારી તરફની સઘળી ભલાઇઓ ભૂલી જાય છે તને નૂશઝાદનોજ દાખલો બસ થશે

એ સઘળાઓ પહેલાં અમારા પાસબાનો હતા-અને અમારા તરફની શિક્ષાથી બીતા હતા.

અને આ બનાવથી (એટલે નૂશઝાદ પાછો પકડાયાથી) જેઓ નૂશઝાદને ખોટી રીતે ગાળ દેવા લાગે,

તેઓ ખરૂસ કરીને મને ગાળ દેતા કહેવાશે-તો જો કે માઠા વખતે તેઓ લડવા નીકળ્યા હતા,

માટે તેવા દુશ્મનોને તેવી વાત કરવા દેતો ના.

અગર મારો છોકરો ગમે એવો નાલાયક છે પણ તે મારીજ પીડથી ઉતરેલો છે-આ વાતની સચ્ચાઈ ઉપર મારૂં દિલ ગવાહ છે

જે કોઈની ઝબાને કે આવું બૂરૂં કામ કર્યું હોય-અને તેની ઉશ્કેરણીથી નૂશઝાદ ઉપર આવો સિતમ ગુઝર્યો હોય,

તેવાની ઝબાન ઉપર સઘળા લોકોની વચ્ચે દાગ દેજે-તેવા શખ્સની ઝબાન તેમજ મોહડું આખું રહેતુંજ ના!

જે કોઈ કે પાદશાહનાં શરીરને હાનિ પુગાડવાના વિચારથી લડાઈ કરે છે,

બકારૂ આવરદ્દ કજ્રૂીઓ દુશ્મની
બદ્દઅન્દીશીઓ કીશે અહુરીમની
બદીન્ પાદ્દશાહી નબાશદ્દ રવાસ્ત
કે ઊ દુશ્મને નામ્વરૂ પાદ્દશાસ્ત
નેહાદન્દ્દ બરૂ નામહ્ બરૂ મોહ્રે શાહ્
ફેરેસ્તાદહ્ બરૂ ગશ્ત પૂયાન્ બરાહ્

તે નારાસ્તી, દુશ્મની, બદઅંદેશી અને એહરેમનની રાહ રીતિ કામે લગાડે છે.

તેવાઓ જો આ પાદશાહીમાં હયાત નહીં હોય તેજ વાજબી છે- કારણકે તેઓ નામવર પાદશાહના દુશ્મનો છે."

પછી તે નામા ઉપર પાદશાહી મોહર કરવામાં આવી-અને તે લઇને કારેદ રાહમાં દોડવા લાગ્યો.

## રઝ્મે રામ્બર્ઝીન્ બા નૂશ્ઝાદ્ વ કોશ્તહ્ શુદને નૂશ્ઝાદ્.

:0:

ચુ અઝ્ રહ્ સુએ રામ્બર્ઝીન્ રસીદ્દ
બેગોફ્ત આન્ચે અઝ્ શાહે કેસ્રા શનીદ્દ
ચુ ઈન્ ગોફ્તહ્ શુદ્દ નામહ્ ઊરા બેદાદ્દ
બફ્ર્માન્ કે ફરૂમૂદ્દ બા નૂશઝાદ્દ
સેપહ્ કર્દનો જન્ગ્રા સાખ્તન્
વઝ્ આઝર્મે ઊ મગ્ઝ્ પર્દાખ્તન્
ચુ આન્ નામહ્ બરૂખાન્દ્દ મર્દે કોહન્
શનીદ્દ અઝ્ ફેરેસ્તાદહ્ ચન્દાન્ સોખન્
બદાન્ગહ્ કે ખીઝદ્દ ખોરૂશે ખોરૂસ
ઝે દરૂગાહ્ બરૂખાસ્ત આવાએ કૂસ
સેપાહી બુઝોરૂગ્ અઝ્ મદાઈન્ બેરફૂત
બેશુદ્દ રામ્બર્ઝીન્ સુએ જન્ગ્ તફૂત
પસ આગાહી આમદ્દ સુએ નૂશઝાદ્દ
સેપાહ્ અન્જુમન્ કર્દો રૂઝી બેદાદ્દ
હમહ્ જાસલીકાનો બત્રીકે રૂમ
કે બૂદન્દ્દ દરૂ મર્ઝે આબાદ્દ બૂમ
સેપહ્દારૂ શમ્માસ પીશ અન્દરૂન્
સેપાહી હમહ્ દસ્ત શોસ્તહ્ બખૂન્
બરૂ આમદ્દ ખોરૂશ અઝ્ દરે નૂશઝાદ્દ
બેજુમ્બીદ્દ લશ્કરૂ ચુ દર્યા ઝે બાદ્દ
બહામૂન્ કશીદન્દ્દ યકૂસરૂ ઝે શહ્રૂ
પુરૂ અઝ્ જન્ગ્ સરૂ દેલ પુરૂ અઝ્ કીનો ઝહ્રૂ
ચુ ગર્દે સેપહ્ રામ્બર્ઝીન્ બેદીદ્દ
બેઝદ્દ નાએ રૂઇનો સફૂ બરૂ કશીદ્દ
ઝે ગર્દે સવારાનો જૂશે સરાન્
ગરાઈદને ગોરૂઝ્હાએ ગરાન્
દેલે સન્ગે ખારા હમી બરૂ દરીદ્દ
કસી રૂએ ખુરૂશીદે તાબાન્ નદીદ્દ
બકલ્બે સેપાહ્ અન્દરૂન્ નૂશઝાદ્દ
ચલી તર્કે રૂમી બસરૂ બરૂ નેહાદ્દ
સેપાહી પુરૂ અઝ્ જાસલીકાને રૂમ
કે પયદા નબૂદ્દ અઝ્ પયે અસ્પ બૂમ
તો ગોફ્તી મગરૂ ખાક્ જૂશાન શુદહ્સ્ત
હવા બરૂ સરે ઊ ખોરૂશાન્ શુદહ્સ્ત
ઝેરેહ્દારૂ ગોર્દી બેયામદ્દ દેલીરૂ
ફુજા નામે ઊ બૂદ્દ પીરૂઝે શીરૂ

## રામબર્ઝીનની નૂશઝાદ સાથની લડાઈ અને નૂશઝાદનું માર્યું જવું.

:0:

જ્યારે તે કારેદ રાહમાંથી રામબર્ઝીન તરફ પુગ્યો-ત્યારે તેણે પાદશાહ નોશીરવાનથી જે કાંઈ સાંભળ્યું હતું તે કહ્યું.

જ્યારે તે સઘળું કહી રહ્યો ત્યારે પેલું નામુ તેને આપ્યું-અને નૂશઝાદને માટે જે ફર્માન હતું તે ફર્માન પુગાડ્યું

લશ્કર તૈયાર કરવા, લડાઈ કરવા અને છોકરાની શર્મથી પોતાનું મગઝ ખાલી કરવા જે કાંઈ કહ્યું હતું તે કહ્યું.

જ્યારે તે બુઢ્ઢા મર્દે પાદશાહનું નામુ વાંચ્યું-અને એલચીથી સઘળી વાતો સાંભળી,

ત્યારે જે વખતે કે મરઘા બોલવાનો વખત થાય છે-તે વખતે દરગાહમાંથી નગારાંના આવાઝ નીકળ્યા. ૫૧૫

એક મોટું લશ્કર મદાઈનથી ગયું-રામબર્ઝીન લડાઈ માટે શેતાબ ચાલ્યો.

પછી નૂશઝાદને એ ખબર પુગી-ત્યારે તેણે પણ લશ્કર એકઠું કીધું અને તેને પગાર આપ્યો.

સઘળા રૂમના ખ્રીસ્ટીઓ અને ફાધરો-કે જેઓ તે આબાદ મુલકમાં વસતા હતા,

તેઓ સેપહસાલાર શમ્માસની સરદારી હેઠળ ભેગા થયા-તમામ લશ્કરે લોહીમાંજ હાથ ધોયલા હતા.

નૂશઝાદના દરવાઝામાંથી પોકાર ઉઠ્યો-અને જેમ તોફાની પવનથી દર્યા જોશમાં આવે તેમ લશ્કર જોશમાં આવ્યું.

તમામ લશ્કર શેહરમાંથી મયદાનમાં ગયું-તેઓનાં સર લડાઈ ભરેલાં અને દિલ કીનાથી તેમજ ઝેહરથી ભરેલાં હતાં.

જ્યારે રામબર્ઝીને તે લશ્કરની ઉડેલી ધૂળ જોઈ-ત્યારે પિત્તળની કરનાય વજાડી અને લશ્કરની સફ સમારી.

તે લશ્કરના સવારોની ઉડી રહેલી ધૂળથી, સરદારોના જોશથી તેમજ ભારી ગોર્ઝના દહરથી,

સખ્ત પત્થરનું દિલ પણ ફાટવા લાગ્યું-કોઇએ ઝળકતા ખોરશીદનો ચેહરો જોયોજ નહીં.

નૂશઝાદ એક રૂમી કોલાહ સર ઉપર મેલી લશ્કરની કલ્બગાહમાં આવી ઉભો. ૫૧૬

તેનું લશ્કર રૂમના પાદરીઓથીજ ભરેલું હતું-કે જેઓના ઘોડાનાં કદમથી ઝમીન પણ દેખાતી ન હતી.

તું કહે ગોયા તેઓના પગ નીચેની ખાક પણ જોશ કરી રહી છે- અને તેનાં સર ઉપર હવા પોકારતી બની છે.

હવે ઈરાની લશ્કરમાંથી એક બખ્તર પેહેરેલો બહાદુર પેહલવાન બાહેર આવ્યો-કે જેનું નામ સિંહની હિમ્મતનો પીરોઝ હતું.

ખોરૂશીદ કય નામવરૂ નૂશઝાદ
સરતરા કે પીચીદ ખીરહ્ જે દાદ
મકુન્ રઝ્મ બા લશ્કરે શહ્‌રૂયારૂ
દે ગર્દી પશીમાન્ અઝીન્ કારઝારૂ
બેગશ્તી ઝે દીને કયૂમૂરસી
હમ અઝ્ રાહે હુશન્ગો તહ્‌મૂરસી
મસીહે ફેરીબન્દહ્ ખુદ કશ્તહ્ શુદ
ચુ અઝ્ દીને યઝ્દાન્ સરશ ગશ્તહ્ શુદ
ઝે દીન્ આવરાન્ દીને આન્ કસ્ મજૂય
કે ઊ કારે ખુદરા નદાનેસ્ત રૂય
અગરૂ ફરૂરે યઝ્દાન્ બરૂ તાફતી
જહૂદી બરૂ દસ્ત કય યાફતી
૫૧૭ પેદરૂત આન્ જહાન્દારે આઝાદ મરદ
શનીદી કે બા રૂમો કયસરૂ ચે કરદ
તો બા ઊ કુનૂન્ જન્ગ્ સાઝી હમી
સરત બાસ્માન્ બરૂ ફરાઝી હમી
બદીન્ ચેહ્‌રે ચૂન્ માહો ઈન્ ફરૂરો બોરૂઝ
બદીન્ યાલો શાખો બદીન્ દસ્તો ગોરૂઝ
ન બીનમ ખેરદ હીચ્ નઝ્દીકે તૂ
ચુનીન્ ખીરહ્ શુદ જાને બારીકે તૂ
દેરીઘ ઈન્ સરો તાજો નામો નેઝાદ
કે અકૂનૂન હમી દાદ ખાહી બબાદ
પેદરૂ ઝેન્દહો પૂરૂ જૂયાએ ગાહ્
ચે ગૂનહ્ બુવદ નીસ્ત આઇનો રાહ્
ગરૂ ઊ બુગ્ઝરદ તાજ જૂઈ રવાસ્ત
કુનૂન્ રઝ્મે ઊ જોસ્તન્ અઝ્ તૂ ખતાસ્ત
તો બા શાહે કેસા બસન્દહ્ નઈ
અગરૂ શીરો પીલે દમન્દહ્ નઈ
ચુ દસ્તે એનાને તો અય શહ્‌રૂયારૂ
બરૂ અયવાને શાહાન્ નદીદમ્ નેગારૂ
ચુ પાયો રેકાબો બરો યાલે તૂ
ચુનીન્ શૂરશે જન્ગો ગૂપાલે તૂ
૫૧૮ નેગારન્દહ્ ચૂનીન્ નેગારી નદીદ
ઝમાનહ્ ચુ તૂ શહ્‌રૂયારી નદીદ
બદીન્ કૂદકી જાને કેસા મસૂઝ
મકુન્ ખીરહ્ ઈન્ તાજે ગીતી ફરૂઝ
કે હરૂચન્દ ફર્ઝન્દ દુશ્મન્ બુવદ
ચુ શુદ કોશ્તહ્ બાબશ બશીવન્ બુવદ
પેયાદહ્ શવ અઝ્ શાહો ઝેન્હારૂ ખાહ્
બખાકૂ અફગન્ ઇન્ ગોર્ઝો રૂમી કોલાહ્
અગરૂ દૂરૂ અઝ્ ઇદરૂ ચકી બાદે સરદ
નેશાનદ બરૂએ તો બરૂ તીરહ્ ગરદ
દેલે શહ્‌રૂયારૂ અઝ્ તો બેર્યાન્ શવદ
ઝે રૂએ તો ખુરૂશીદ ગેર્યાન્ શવદ
બગીતી હમહ્ તોખ્મે ઝફતી મકારૂ
સેતીઝહ્ ન ખૂબ્ આયદ અઝ્ શહ્‌રૂયારૂ
ગરૂ અઝ્ રાએ મન્ સરૂ બયફૂ સૂ બરી
બતુન્દી ગેરાઇઓ કુન્દાવરી
બસી પન્દે પીરૂઝ યાદ આયદત
સુખુનહાએ બદગૂય બાદ આયદત

તે પોકાર મારી બોલ્યો કે "ઓ નામવર નૂશઝાદ!-તારાં સરને આવી બેહુદી રીતે ઈન્સાફની રાહથી કોણે ફેરવી નાખ્યું?

તું પાદશાહનાં લશ્કર સાથે લડાઇ ના કર-નહીં તો તું આ લડાઇથી શેવટે પશેમાન થશે.

તું પાદશાહ કયૂમર્સની દીનથી તેમજ હુશંગ અને તેહમૂરસની રાહ રીતિથી ફરી ગયો છે

લોકોને ફરેબ આપનારો ઈસુ ક્રાઇસ્ટ કે જેણે જ્યારે પાક યઝદાનની દીનથી સર ફેરવ્યું ત્યારે તે પોતેજ માર્યો ગયો.

દીન લાવનારા પયગમ્બરોમાંથી જે કોઇયે કે પોતાનુંજ શેવટ નહીં જાણેલું તેવા કોઈની દીન તું એખ્તયાર ના કર.

અગરજો પાક યઝદાનનું ખોરેહ તેની ઉપર પ્રકાશતુંજ હતે તો યાહુદીઓ તેની ઉપર કેમ ફતેહ પામતે?

તારા બુલંદ મરતબાના પાદશાહ બાપે રૂમ અને તેના કયસર સાથે શું શું કીધું છે તે તેં સાંભળ્યું છે?

તું હવે તેનીજ સાથ લડાઈ કરે છે-અને પોતાનું સર આસ્માન ઉપર ઉઠાવવા ચાહે છે.

આવા તારા માહતાબની મિસાલના ચેહરા સાથ અને આવી તારી નૂરાની, બુલંદ કદ, આવી ગર્દન અને બાઝૂ સાથ તેમજ આવું કૌવત અને ગોર્ઝ સાથ,

હું તારામાં જરા પણ ડહાપણ જોતો નથી-આવાં તારાં બેહુદાપણાંએ તારો જીવ સીઆહ બન્યો છે.

અફસોસ! આ તારાં સરનો, તારાં તાજનો અને તારાં નામ અને પાદશાહી બુન્યાદનો-કે જે સઘળું તું હવડાં બરબાદ કરી નાખશે.

બાપ જીવતો હોય અને તેનો બેટો તખ્તનો તલબગાર બને-તે કેમ બની શકે? એવો કાંઈ ધારો કે રેવાજ છેજ નહીં.

હા, જો તે ગુઝર પામે અને તું તેનું તાજ મેળવવા ચાહે તો તે વાજબી છે-પણ હમણા તે માટે લડાઇ ઉઠાવવી તે તારી મોટી ભૂલ છે.

અગરજો તું એક સિંહ કે મસ્ત હાથી નથી-તો તું પાદશાહ નોશીરવાન સામે લડવાને પણ લાયક નથી.

ઓ શાહઝાદા! તારા હાથ અને તારી લગામ ફેરવવાની રીત જેવા તો મેં પાદશાહોના મેહલમાં કોઈ ચીતાર પણ જોયા નથી.

તારા પગ, રેકાબ, છાતી અને ગર્દન જેવો-તારો લડાઈ કરવાનો જોમ અને ભારી ગોર્ઝ જેવો,

કોઇ ચીતારાએ એવી રીતનો એકબી ચીતાર જોયો હશે નહીં-ઝમાનાએ પણ તારા જેવો શાહઝાદો જોયો હશે નહીં.

આટલી નાની ઉમરમાં પાદશાહ નોશીરવાનનો જીવ ના બાળ-અને આ દુન્યાને રોશન કરનારા તાજને ઝંખવાણું ના કર,

કારણકે એક બેટો ગમે એટલો પણ તેનો દુશ્મન બન્યો હોય-તો પણ જ્યારે તે માર્યો જાય છે ત્યારે તેના બાપને માતમજ થાય છે.

માટે તું આ ગોર્ઝ અને રૂમી કોલાહ ખાકમાં નાખી દે-અને ઘોડા ઉપરથી પેયાદો થઈ પાદશાહ પાસ માફી ચાહ.

ખોદા ન કરે ને ખરાબ પવન ફુંકે-અને તારાં મોં ઉપર સીઆહ માટી આવી પડે (યાને તું માર્યો જાય),

તો પાદશાહનું દિલ તારે માટે બળતું થશે-અને તારા ચેહરા માટે ખુરશીદ પણ રડતો થશે.

દુન્યામાં સઘળાં દુશ્મનીના બી ના રોપ-શાહઝાદાને લડાઈ કરવી સઝાવાર નથી.

અગરજો તું મારી સલાહથી સર ફેરવશે-અને તુન્દી તેમજ પેહલવાનગીરીજ એખ્તયાર કરશે,

તો શેવટે તને પીરોઝનીજ શીખામણ ઘણી યાદ આવશે-અને તારા સઘળા ભૂંડા સલાહકારોની વાતો ખોટી ઠરશે."

**ચુનીન્ દાદ પાસોખ વરા નૂશઝાદ**
**કે અય પીરે ફરતૂત સર્ પુર્ ઝે બાદ**

**ઝે લશ્કર્ ચુ મન્ ઝેન્હારી મખાહ્**
**સરફરાઝ ગોર્દાનો ફર્ઝન્દે શાહ્**

**મરા દીને કેસ્રા નબાયદ હમી**
**દેલમ સૂએ માદર્ ગેરાયદ હમી**

**કે દીને મસીહાસ્ત આઇને ઊય**
**નગર્દમ મન્ અઝ ફરરહો દીને ઊય**

**મસીહાએ દીનદાર્ અગર્ કશ્તહ્ શુદ**
**ન ફરરે જહાનદાર્ અઝ ઊ ગશ્તહ્ શુદ**

**સુએ પાક્ યઝદાન્ શુદ અઝ ખાકે પાક્**
**બલન્દી ગુઝીદ અન્દરીન તીરહ્ ખાક્**

**અગર મન્ શવમ કોશ્તહ્ બસ બાક્ નીસ્ત**
**કે ઈન્ ઝહરૂરા હીચ્ તર્યાક્ નીસ્ત**

**બેગોફ્ત ઇન્ સખુન પીશે પીરૂઝે પીર્**
**બપૂશીદ રૂએ હવારા બતીર્**

**બેરફ્તન્દ ગોર્દાને લશ્કર્ ઝે જાય**
**ખોરૂશ આમદો નાલએ કર્રનાય**

**સેપહ્બુદ ચુ આતેશ બર્ અન્ગીખ્ત અસ્પ્**
**બેયામદ બકેર્દારે આઝર્ ગોશસ્પ**

**ચપે લશ્કરે શાહે ઈરાન્ બેબોરૂદ**
**બપીશે સેપહ્ દર્ નમાન્દ હીચ ગોરૂદ**

**ફેરાવાન્ ઝે લશ્કરૂશ શીરાન્ બેકોશ્ત**
**અઝાન્ કાર્ શુદ રામબર્ઝીન્ દુરોશ્ત**

**બેફરમૂદ તા તીર્ બારાન્ કુનન્દ**
**હવા ચૂન તર્ગગે બહારાન્ કુનન્દ**

**બર્ આમદ દેહો દાર્ અઝ હર્ દો સૂય**
**ઝે ગોર્દાને જન્ગીઓ પર્ખાશજૂય**

**બજન્ગ્ અન્દરૂન્ ખસ્તહ્ શુદ નૂશઝાદ**
**બસી કરદ અઝાન્ પન્દે પીરૂઝ યાદ**

**બેયામદ ઝે કલ્બે સેપહ્ પુર્ ઝે દર્દ**
**તન્ અઝ તીર્ ખસ્તહ્ રોખ અઝ દર્દ ઝર્દ**

**ચુનીન્ ગોફ્ત પીશે દેલીરાને રૂમ**
**કે જન્ગે પેદર્ ઝારો ખારસ્તો શૂમ**

**બેનાલીદ ગેર્યાન્ સોકુફ્રા બેખાન્દ**
**સખુન હર્ચે બૂદશ બદેલ દર્ બેરાન્દ**

**બદૂ ગોફ્ત કીન્ રૂઝગારે દેઝમ**
**ઝે મન્ બર્ મન્ આવરદ ચન્દીન્ સેતમ**

**કુનૂન્ ચૂન બખાક્ અન્દર્ આયદ સરમ**
**સવારી બર્ અફગન્ સુએ માદરમ**

**બેગૂયશ કે શુદ ઝીન્ જહાન્ નૂશઝાદ**
**સર્ આમદ બર્ રૂઝે બીદાદો દાદ**

**તો અઝ મન્ મગર્ દેલ નદારી બરન્જ**
**કે ઇનસ્ત રસ્મે સરાએ સેપન્જ**

**મરા બહરહ્ ઈન્ બૂદ અઝીન તીરહ્ રૂઝ**
**દેલમ ચૂન શુદી શાદો ગીતી ફરૂઝ**

**નઝાયદ બઝોઝ મર્ગરા જાનવર્**
**અગર્ મુરદ ખાહી ઘમે મન્ મખર્**

**સરે મન્ ઝે કોશતન્ પુર્ અઝ દર્દ નીસ્ત**
**પેદર્ બદતર્ અઝ મન્ કે ખુશનૂદ નીસ્ત**

નૂશઝાદે તેને જવાબ આપ્યો-કે "ઓ પવનથી ભરેલાં સરના બુઢ્ઢાં ખોખાં!

આ લશ્કરમાંથી મારા જેવો એક પેહલવાનોનો સરફરાઝ અને પાદશાહનો બેટો કોઇ પણ વખતે માફી માગે એવું તું ચાહતોજ ના. ૫૧૯

મને નોશીરવાનની દીન જોઇતીજ નથી-મારૂં દિલ મારી માના ધર્મ તરફજ ખાહેશ કરે છે.

કે જેણીના રીત રેવાજ ખ્રીસ્ટી ધર્મ તરફજ છે-અને હું પણ તેણીની દીનથી તેમજ તેનાં ખોરેહથી પાછો ફરીશ નહીં.

જો કે દીનદાર ઇસા માર્યો ગયો તો પણ ખોદાઇ ઝળકાટ તેનાથી જુદો પડયો ન હતો.

તે આ પવિત્ર ઝમીન ઉપરથી પાક યઝદાન તરફ પાછો ફર્યો-આ સીઆહ ખાક ઉપર તેણે તો બુલંદ દરજ્જોજ એખ્તયાર કર્યો.

જો હું માર્યો જઈશ તો તેમાં કશું ડરવાનું નથી-કારણકે આ મોતનાં ઝેહરનો કાંઈ પણ ઉપાય નથી."

તે શાહઝાદાએ બુઢ્ઢા પીરોઝ આગળ આ સખુનો કહ્યા-અને પછી તુરત તીરથી હવાની રાપાટી ઢાંકી દીધી.

આથી રૂમી લશ્કરના પેહલવાનો આગળ વધ્યા-લડાઇના પોકાર અને કરનાયના આવાઝ નીકળ્યા.

સરદાર નૂશઝાદે આતશની માફક ઘોડો ડપતાવ્યો-અને આઝર ગોશસ્પની ઝડપે આવી,

ઈરાનના પાદશાહનાં લશ્કરની ડાબી સફ તોડી નાખી-ત્યાંનાં લશ્કર આગળ કોઈ પણ પેહલવાન બાકી રહ્યો નહીં.

તેણે લશ્કરમાંના ઘણાક સિંહો જેવા પેહલવાનોને મારી નાખ્યા-આવાં તેનાં કામથી રામબર્ઝીન ગુસ્સે થયો. ૫૨૦

અને તેણે ફર્માવ્યું કે "તેઓ પણ તીરનો વર્ષાદ વરસાવે-અને ત્યાંની હવાને બહારની મોસમનાં કરાંની માફક બનાવે."

આથી બન્ને તરફના લડાઈ શોધનારા જંગી પેહલવાનોમાંથી ધર પકડ ઉઠી રહી.

એ લડાઈમાં શેવટે નૂશઝાદ ઝખ્મી થયો-અને હવેજ તેણે પીરોઝની શીખામણને ઘણીક યાદ કીધી.

અને લશ્કરની કલ્બગાહમાંથી દર્દ ભરેલો પાછો આવ્યો-તેનું તન તીરથી ઝખ્મી થયલું હતું અને ચેહરો દુઃખથી ઝર્દ મારી ગયો હતો.

તેણે રૂમના બહાદુર લોકોને એ પ્રમાણે કહ્યું-કે "બાપની સામે લડવું એ કંગાલ, કમીનું અને નેહેસ્ત છે."

તે ઝાર ઝાર રડવા લાગ્યો અને વડા પાદરીને પોતાની આગળ બોલાવ્યો-તેણે પોતાનાં દિલની સઘળી વાતો તેની આગળ કીધી.

તેને કહ્યું કે "આ બૂરા ઝમાનાએ-મારેજ હાથે મારી ઉપર આવો સિતમ ગુઝાર્યો.

હવે જ્યારે મારૂં સર ખાકમાં પડે-ત્યારે એક સવાર મારી માદર પાસે દોડાવજે.

અને તેણીને કહેવાડજે કે 'તારો નૂશઝાદ બેટો આ જેહાનમાંથી ગુઝર્યો છે-તેની ઉપરના સઘળા ભલા કે ભૂંડા દહાડા પુરા થયા છે.

મારે લીધે તું પોતાનાં દિલને દુઃખી ના કરતી-કારણકે આ ત્રણપાંચ દિવસની મુસાફરખાનારૂપી દુન્યાનો એવોજ કાયદો છે. ૫૨૧

જો મારે નસીએ આ ભૂંડો દહાડોજ હતો-તો મારૂં દિલ ખુશહાલ અને દુન્યાને રોશન કરનાર કેમ બનતે?

સઘળી જાન ધરાવનારી ચીઝ મોત વગરની જન્મતીજ નથી-જો તું પોતે પણ મરી જવાનીજ છે તો પછી મારો ગમ ના ખાતી.

માર્યા જવાથી હું કાંઇ દિલગીર થતો નથી-ખરાબીની વાત તો આ છે કે બાપ મારાથી ખફા થયો છે.

મકુન દખ્મહો તખ્તો રન્જે દરાઝ
બરસ્મે મસીહા યકી ગૂરૂ સાઝ
ન કાફૂરૂ બાયદ ન મુશ્કો અબીરૂ
કે મન્ ઝીન્ જહાન્ ખસ્તહ્ રફતમ્ બતીરૂ
બેગોફ્ત ઇનો લબ્રા બહમ બરૂ નેહાદ
શુદ આન્ નામવરૂ શીરૂ દેલ્ નૂશઝાદ
ચુ આગાહ્ શુદ લશ્કરૂ અઝ મર્ગે માહ્
પરાગન્દહ ગશ્તન્દ અઝાન્ રઝ્મગાહ્
ચુ બેશ્નીદ કુ કોશ્તહ્ શુદ પહ્લવાન્
ઘેરીવાન્ બબાલીને ઊ શુદ દવાન્
દરાન્ રઝ્મગહ્ કસ નકોશ્તન્દ નીઝ
નબૂદન્દ શાદો નબોર્દન્દ ચીઝ
૫૨૨ વરા કોશ્તહ્ દીદન્દ અફ્ગન્દહ્ ખારૂ
સોકૂબાએ રૂમી શરશ બરૂ કેનારૂ
હમહ્ રઝ્મગહ્ ગશ્ત પુરૂ ખોરૂશ
દેલે રામબર્ઝીન્ બરૂ આવરૂદ જૂશ
ઝે બોસ્કુફ બેપુર્સીદ કઝ નૂશઝાદ
ઝે અન્દર્ઝે શાહાન્ ચે દારી બયાદ
ચુનીન્ દાદ પાસોખ કે જેઝ માદરશ
બરહ્નહ્ નબાયદ કે બીનદ સરશ
તને ખીશ ચૂન્ દીદ ખસ્તહ્ બતીરૂ
સોતૂદાન્ ન ફરમૂદો મુશ્કો અબીરૂ

ન અફસરૂ ન દીબાએ રૂમી ન તખ્ત
ચુ અઝ બન્દગાન્ દીદ તારીક બખ્ત
બરસ્મે મસીહા કુનૂન માદરશ
કફન્ સાઝદો ગૂરો પૂશદ બરશ
કુનૂન હાલે ઊ બા મસીહા યકીસ્ત
હમાનસ્ત કીન્ કોશ્તહ્ બરૂ દારૂ નીસ્ત
મસીહી બશહરૂ અન્દરૂન હરૂ કે બૂદ
નમાન્દન્દ રૈખસારગાન્ નાશખૂદ
ખોરૂશ આમદ અઝ શહરૂ હરૂ મર્દો ઝન્
કે બૂદન્દ ચકસરૂ શુદન્દ અન્જુમન
૫૨૩ તને શહરૂયારે દેલીરો જવાન્
દેલો દીદએ શાહ્ નૂશીરવાન્
બતાબૂત અઝાન્ દશ્ત બર્દાશ્તન્દ
સે ફર્સન્ગ બરૂ દસ્ત બુગ્ઝાશ્તન્દ
અઝાન્ પસ દો અસ્તરૂ બઝીરૂ અન્દરશ
હમી બોરૂદ તા પીશે આન્ માદરશ
ચુ આગાહ્ શુદ ઝાન સખુન માદરશ
બખાક અન્દરૂ આમદ સરો અફસરશ
ઝે પર્દહ્ બરહ્નહ્ બેયામદ બરાહ્
બરૂ અન્જુમન્ ગશ્ત બાઝારગાહ્
સરાપર્દઈ ગેર્દશ અન્દરૂ ઝદન્દ
જહાની હમહ્ ખાક બરૂ સરૂ ઝદન્દ
બખાકશ સેપોર્દન્દો શુદ નૂશઝાદ
ઝે બાદ આમદો નાગહાન્ શુદ બબાદ
હમહ્ જુન્દે શાપૂરૂ ગેર્યાન્ શુદન્દ
ઝે દર્દે દેલે શાહ્ બેર્યાન્ શુદન્દ

મને ઠેકાણે પાડવા માટે દખ્મુ કે પાદશાહી તખ્ત અથવા બીજી કાંઇ લામ્બી ઝેહમત કરતી ના-પણ ખ્રીસ્ટીઓ માફકની એક કબરજ બનાવજે.

મને કપૂર, કસ્તુરી કે અબીર કાંઈજ જોઈતું નથી કારણકે હું આ જેહાનમાંથી તીરથી ઝખ્મી જાઉં છું."

તે એટલું બોલ્યો અને પોતાના હોઠ બીડી દીધા-તે સિંહની હિમ્મતનો નામવર નૂશઝાદ ગુઝર પામ્યો.

જ્યારે તેનું લશ્કર તે શાહઝાદાનાં મરણથી વાકેફ થયું-ત્યારે તે લડાઈગાહમાંથી વીખરાઈ ગયું.

જ્યારે ઈરાની સરદારે સાંભળ્યું કે નૂશઝાદ માર્યો ગયો છે-ત્યારે તેનાં બિછાના આગળ તે પોકારતો અને રડતો ગયો.

તેઓએ તે લડાઇગાહમાં કોઇ બીજાને માર્યા પણ નહીં-તેમજ કોઇ ખુશી થયું નહીં અને કોઇયે કાંઈ લૂટ પણ ચલાવી નહીં.

ત્યાં તેને મુવેલો અને ખુવાર પડેલો તેઓએ જોયો-તેનું માથું રૂમી પાદરીના ખોળામાં જોયું.

તમામ લડાઈગાહ તેનાથી પોકાર ભરેલી બની-સરદાર રામબર્ઝીનનું દિલ પણ ઉકળી આવ્યું.

તેણે પાદરીને પૂછ્યું કે નૂશઝાદ તરફથી-પાદશાહોની મરતી વખતની ખાહેશ મુજબની વસીયત તું શું ધરાવે છે?"

પેલા પાદરીએ જવાબ આપ્યો કે તેની મા સિવાય કોઈ બીજાએ તેનું ઉઘાડું માથું જોવું જોઇયે નહીં.

જ્યારે તેણે પોતાનું શરીર તીરથી ઝખ્મી થયલું જોયું-ત્યારે તેણે પોતાને માટે દખ્મુ કરવા નથી ફરમાવ્યું તેમજ કસ્તુરી અને અબીરની ખુશબો મના કીધી છે.

જ્યારે તેણે પોતાનું નસીબ ગોલામો કરતાં પણ સીઆહ થયલું જોયું-ત્યારે તાજ કે રૂમી રેશમી કપડાં કે તખ્ત રાખવું મના કીધું છે.

ખ્રીસ્ટીઓની રાહ રીતી પ્રમાણે હવે તેની મા તેને માટે કફન અને ગોર બનાવી તેનું શરીર ઢાંકશે.

તેની હાલત ઈસુ ક્રાઇસ્ટની હાલતને મળતીજ થઈ છે-ફર્ક એટલોજ છે કે એ શાહઝાદો ક્રાઈસ્ટની માફક શૂળી ઉપર મરણ પામ્યો નથી."

તે શેહરમાં જેટલા ક્રિશ્ચિયનો હતા-તે સઘળાઓમાંથી કોઈ પણ પોતાના ગાલ પિંખ્યા વગરનું બાકી રહ્યું નહીં.

તે શેહરમાં પોકાર મચી ગયો અને જે કોઈ મર્દ કે ઓરત-ત્યાં હતાં તે સઘળાં એકઠાં મળ્યાં.

અને તે બહાદુર, જવાન અને પાદશાહ નોશીરવાનનાં દિલ અને દીદો જેવા શાહઝાદાનાં શરીરને,

તાબુતમાં મૂકી તે મયદાનમાંથી ઉડાવ્યું-અને ત્રણ ફર્સંગ સૂધી તેઓ તે શબપેટી હાથો હાથ ઊંચકી ચાલ્યા.

ત્યાર પછી બે ખચ્ચર ઉપર મૂકી તે પેટી તેની માની નઝદીક સૂધી લઇ ગયા.

જ્યારે એ વાતથી તેની મા વાકેફ થઇ-ત્યારે તેણીનું સર અને તાજ ખાકમાં પડયું.

તેણી ખુલ્લે ચેહરે રસ્તા ઉપર નીકળી પડી-બાઝારમાંનું લોક તેણીની આસપાસ એકઠું મળ્યું.

તે લાશની આસપાસ એક મોટો તમ્બુ નાખ્યો-સઘળું લોક સર ઉપર ખાક છાંટવા લાગ્યું.

પછી તેઓએ તે શાહઝાદાને ખાકને હવાલે કર્યો અને એવી રીતે નૂશઝાદ ચાલી ગયો-તે પવન તરફથી આવ્યો અને અચાનક પાછો પવન તરફજ ગયો.

તમામ જુન્દે શાપૂર શેહર રડવા લાગ્યું-અને પાદશાહ નોશીરવાનનાં દિલનાં દુઃખથી બળવા લાગ્યું.

ચે પીચી હમી ખીરહ દરૂબન્દે આઝ
ચુ દાની કે ઈદરૂ નમાની દરાઝ
ગુઝરૂ જૂયો ચન્દીન્ જહાન્રા મજૂય
ગુલશ ઝહરૂ દારદ બખીરહ મબૂય
મગર્દાન્ સરૂ અઝ દીનો અઝ રાસ્તી
કે ખેશ્મે ખોદા આવરદ કાસ્તી
ચુનીન્ ગોફ્ત દીન્ આવરે તાઝેયાન્
કે ખેશ્મે પેદરૂ જાનત આરદ ઝેયાન્
પેદરૂ કઝ પેસરૂ હીચ નાખુશ શુદસ્ત
બેદાન્ કાન્ પેસરૂ તોખ્મો બારે બદસ્ત
મેયાઝારૂ હરૂગેઝ રવાને પેદરૂ
અગરૂ ચન્દ અઝૂ રન્જત આયદ બસરૂ
ચુ ઈમન્ શવી દેલ્ ઝે ઘમ્ બાઝ કશ
મઝન્ બરૂ દેલત પુરૂ ઝે તીમારૂ તશ
હવારા મદેહ ચીરગી બરૂ ખરદ
ચુનાન્ કુન્ તો હરૂ કારૂ કન્દરૂખરદ
બદાનેશ હમીશહ નેગહદારૂ દીન્
કે બરૂ જાનત અઝ દીન્ બુવદ આફરીન્
અગરૂ દરૂ દેલત હીચ મેહરે અલીસ્ત
તોરા જદ્દે શબ્બારૂ બખાહેશ ગરીસ્ત

બમીનૂ બદ રસ્તહ ગર્દીમો બસ
દરે રસ્તગારી જોઝ ઊ નીસ્ત કસ
અગરૂ દરૂ દેલત ઝૂ બુવદ હીચ ઝીઘ
બદાન્ કૂ બેહેશ્ત અઝ તો દારદ દેરીઘ
દેલે શહરૂયારે જહાન્ શાદ બાદ
હમી ગોફ્તએ મન્ વરા યાદ બાદ
જહાન્દારૂ મહમૂદ જૂયાએ હમ્દ
કઝૂ દરૂ હમહ દેલ્ બુવદ જાએ હમ્દ
સરે તાજે ઊ શુદ સોતૂને સેપેહરૂ
હમીશહ ઝે ફરૂરશ ફેરૂઝન્દહ મેહરૂ
ગરત હસ્ત જામી મયે ઝરૂદ ખાહ
બદેલ ખુરૂરમીરા મદાન્ અઝ ગોનાહ
નશાતો તરબ્ જૂયો મસ્તી મકુન્
ગેઝાફહ મપેન્દારૂ મઘઝે સખુન્

ઓ ભાઇ! જ્યારે તું જાણે છે કે અત્રે ઘણો વખત તું રહેવાનો નથી-ત્યારે ફોકટનો લોભનાં ફાંદામાં શા માટે સપડાય છે?

તું અહીંથી ચાલી જવાનુંજ શોધ અને આ દુન્યાને એટલી બધી વહાલી ના ગણ-તેના ગોલાબો ઝેહર ભરેલા છે માટે તે તું હુલ્લડાઇ કરીને ના સુંગ.

તું દીન ધર્મથી અને સચ્ચાઈથી સર ફેરવતો ના-કારણકે અપ્રમાણિક- ૫૨૪ પણુંજ ખોદાતાલાનો કોપ લાવે છે.

અરબોના પયગમ્બરે એવું કહેલું છે કે "બાપનો ગુસ્સો તારા જીવને નુકસાન પુગાડશે.

જો એક બાપ પોતાના બેટાથી નારાઝ થયો હોય-તો તારે જાણવું કે તે બેટો ભૂંડું બી અને ભૂંડુંજ ફળ છે.

અગર તારા બાપ તરફથી તારાં સર ઉપર ગમે એટલું દુઃખ પડે તો પણ તું તેના જીવને કદીબી રંજીદા ના કરતો.

જ્યારે તું નચિન્ત બને ત્યારે ગમથી તારૂં દિલ મોકળું કરજે અને પોતાનાં દિલ ઉપર ગમ ભરેલો વાંસલો ના મારતો.

લોભને તારી અકલ ઉપર ગાલેબ થવા ના દેતો-દરેક કામ જેમ કરવું ઘટે તેમજ કરજે.

તારી અકલે કરીને હમેશે દીનની સંભાળ રાખજે-કારણકે તારા જીવ ઉપર દીનથીજ દુઆ પુગશે.

અગરજો તારા દિલમાં હઝરત અલીની જરાબી મોહબત હશે-તો શબ્બરનો* મમાવો (હઝરત મોહમ્મદ) ખોદાની દરબારમાં તારાં ભલાં માટે દોઆ કરશે.

મીનોઈ દુન્યામાં આપણે બસ તેનાથીજ છૂટકારો પામીશું-તેના સિવાય છૂટકારાનો દરવાઝો બીજો કાંઇ નથી.

પણ જો તારા દિલમાં તેને માટેનો કાંઇ વસવસો હશે-તો જાણજે કે તે તને બેહેસ્ત આપશે નહીં.

દેશના પાદશાહ (મહમૂદ)નું દિલ ખુશાહાલ હોજો!-અને આ મારી ૫૨૫ કહેલી તવારીખ તેને અર્પણ હોજો!

તારીફનો શોધનારો દેશનો નેગેહબાન પાદશાહ મહમૂદ કે જેની તારીફની જગ્યા સઘળાઓનાં દિલમાં થયલી છે.

જેનાં તાજનું મથાળું આસ્માનનો સ્થંભ બન્યો છે-ખુરશીદ તેના નૂરી ચેહરાથી સદા ઝળકતો રહે છે.

જો તારી પાસે જામ હોય તો લાલ મય મંગાવજે-ખુશી ખુરરમીમાં વખત કાઢવામાં કાંઈ પાપ ના સમજતો.

તું અયશ આરામ કરજે પણ મસ્તી તોફાન ના કરતો-આ કાવ્યનો ભાવાર્થ નિર્થક છે એમ ના સમજતો.

---

## ખાબ્ દીદને નૂશીરવાન્ વ ગુઝારેશ્ કર્દને બૂઝોર્જ્મેહ્રૂ આન્રા.

———:o:———

કુનૂન દરૂ સુખુનહાએ બૂઝોરૂજ્મેહરૂ
યકી તાઝહ તરૂ બરૂ કુશાઇમ ચેહરૂ
નેગરૂ ખાબ્રા બીહુદહ નશમરી
યકી બહરહ દાનશ ઝે પયઘમબરી

## નોશીરવાને ખાબ જોવો અને બુઝોર્જમેહરે તેનો ખુલાસો કરવો.

———:o:———

હવે બુઝોર્જમેહરની ડહાપણની વાતો ઉપર આપણે ખુશીથી લક્ષ આપ્યે.

તું ધ્યાન રાખ સ્વપ્ન જોવાની વાતને બેહુદી ના ગણતો-સ્વપ્નાને ભવિષ્ય સૂચનાનો એક આકાર સમજજે.

---

* "શબ્બર" એ હઝરત મોહમ્મદની છોકરીના છોકરા ઈમામ હુસેનનો એલ્કાબ છે. એ શબ્દ સીર્યાની ભાષાનો છે અને તેનો અર્થ "ખૂબસૂરત" થાય છે. "હુસેન"નો અર્થ પણ અરબી ભાષામાં "ખૂબસૂરત" થાય છે.

બવીઝહ્ કે શાહે જહાન્ બીનદશ
રવાને દુરોખ્શન્દહ્ બુગ્ઝીનદશ
સેતારહ્ જનદ રાય બા ચર્ખે માહ્
સુખુનહા પરાગન્દહ્ ગર્દદ બરાહ્
રવાન્હાએ રઊશન્ બેબીનદ બખાબ્
હમહ્ બૂદનીહા ચુ આતેશ દર્ આબ્
૫૨૬ શબી ખોફ્તહ્ બુદ શાહે નૂશીરવાન્
ખેરદમન્દો બીદારો રઊશન્ રવાન્
ચુનાન દીદ દર્ ખાબ્ કઝ પીશે તખ્ત
બેરોસ્તી યકી ખુસ્રવાની દેરખ્ત
શહન્શાહ્ રા દેલ્ બેયારાસ્તી
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તી
બબા વય બરાન્ ગાહે આરામો નાઝ્
નેશસ્તી યકી તીઝ્ દન્દાન્ ગોરાઝ્
નેશસ્તીઓ મય ખુર્દન આરાસ્તી
મય અઝ્ જામે નૂશીરવાન્ ખાસ્તી
હમી ખુર્દ બા ઊ બયક્ જામે મય
વઝ્ ખીરહ્ ગશ્તી જહાન્દાર્ કય
ચુ ખુરશીદ બર્ ઝદ સર્ અઝ્ બુર્જે ગાવ
ઝે હર્ સૂ બર્ આમદ ખોરૂશે ચકાવ
નેશસ્ત અઝ્ બરે તખ્ત કેસ્રા દેઝમ
અઝાન્ ખાબ્ ગશ્તહ્ દેલશ પુર્ ઝે ધમ
ગુઝારન્દએ ખાબ્રા ખાન્દન્દ
રદાન્રા બદર્ગાહ્ બેન્શાન્દન્દ
બેગોફ્ત આન્ કુજા દીદ દર્ ખાબ્ શાહ્
બદાન્ મૂબેદાને નુમાયન્દહ્ રાહ્
૫૨૭ ગુઝારન્દએ ખાબ્ પાસોખ નદાદ
કઝીન્ દાસ્તાનશ નબૂદ ઈચ યાદ
બનાદાની આન્ કસ કે ખસ્તૂ શવદ
ઝે દામે નેકૂહેશ બયક્ સૂ શવદ
ઝે દાનન્દહ્ ચૂન્ શાહ્ પાસોખ નેયાફ્ત
બઅન્દીશહ્ દેલ્ સૂએ ચારહ્ શેતાફ્ત
ફેરેસ્તાદ બર્ હર્ સુઈ મુબદી
જહાન્જૂયો બીદાર્ દેલ્ બેખ્રદી
યકી બદ્રહ્ બા હર્ યકી બાર્ કર્દ
બબર્ગશ્તન્ ઊમ્મીદે બેસ્યાર્ કર્દ
બહર્ બદ્રહી દર્ દેરમ દહ્ હઝાર્
બદાન્ તા કુનદ અઝ્ જહાન્ ખાસ્તાર્
ગુઝારન્દએ ખાબો દાના કસી
બહર્ દાનેશી રાહ્ જોસ્તહ્ બસી
કે બુગ્ઝારદ ઊ ખાબે શાહે જેહાન્
નેહોફ્તહ્ બર્ આરદ ઝે બન્દે નેહાન્
યકી બદ્રહ્ આગન્દહ્ ઊરા દેહન્દ
સેપાસી બશાહે જહાન્ બર્ નેહન્દ
બહર્સૂ બેશુદ મૂબેદી કાર્દાન્
સવારી હુશીવારો બેસ્યાર્ દાન્
૫૨૮ યકી અઝ્ રદાન્ નામશ આઝાદ સર્વ
ઝે દર્ગાહે ખુસ્રવ બેયામદ બમર્વ
બર્આમદ યકી ગેર્દે મર્વા બેજોસ્ત
યકી મૂબેદી દીદ બા ઝન્દવોસ્ત

ખાસ કરીને કે જ્યારે દેશનો પાદશાહ તે જોય–અને તેનો રોશન છવ તેને અખ્તયાર કરે.

સેતારા પણ આસ્માન તેમજ માહ્તાબ સાથે મસ્લહત કરે છે–તેઓના શબ્દો આકાશમાં ફેલાય છે.

આપણા રોશન હવો ખાબની અંદર સઘળું ભવિષ્ય જેમ પાણીમાં ઝળકતો આતશ જોય તેમ જોય છે

ડહાપણ ભરેલો, બેદાર અને રોશન છવનો–પાદશાહ નોશીરવાન એક રાતે સૂતેલો હતો.

તેણે ખાબમાં એવું જોયું કે તેનાં તખ્ત આગળ–એક પાદશાહી ઝાડ ઉગી આવ્યું.

જેથી શેહન્શાહ ખુશી થયો–અને ત્યાં મય, તમ્બુરા અને રામેશગરોને બોલાવી.

પણ તે આરામ અને ખુશીનાં તખ્ત ઉપર તેની પાસે–એક તેઝ દાંત-વાળું ભૂંડ બેઠેલું હતું.

તે બેસીને મય પીવાની તૈયારી કરતું હતું–અને નોશીરવાનની જામ-માંથી મય માગતું હતુ.

અને તેની સાથે એકજ જામમાંથી શરાબ પીતું હતું–અને તેનાથી તે દેશનો રક્ષક પાદશાહ અજબ થતો હતો.

જ્યારે વૃષભ રાશિના બુર્જમાંથી ખુરશીદે પોતાનું સર બાહેર કાઢયું–અને ચો તરફથી બુલ્બુલના આવાઝ નીકળ્યા,

ત્યારે નોશીરવાન દિલગીર બનેલો પોતાનાં તખ્ત ઉપર બેઠો–પેલા તેણે જોયલા ખાબથી તેનું દિલ ગમગીન થયું હતું.

તેણે ખાબની તાસીર જોનારાઓને બોલાવી મંગાવ્યા–અને પોતાના સરદારોને પણ દરબારમાં બેસાડયા.

પછી પાદશાહે જે કાંઈ ખાબમાં જોયું હતું તે પેલા રેહનુમાઇ કર-નારા દાનાઓને કહી સંભળાવ્યું.

પણ પેલા ખાબની તાસીર કહેનારાઓ કાંઇ પણ જવાબ આપી શક્યા નહીં કારણકે તે બાબતનો જવાબ તેઓને યાદ આવ્યોજ નહીં

જે કોઇ પોતાની ના વાકેફીનો એકરાર કરે–તે ઠપકાનાં છટકાંમાંથી છટકી જાય છે.

જ્યારે પાદશાહ તે દાનાઓથી જવાબ નહીં મેળવી શક્યો–ત્યારે શું ઉપાય કરવો તેના વિચારમાં પડયો.

તેણે ચો તરફ અનુભવી, ચાલાક અને ડહાપણવાળા વઝીરોને મોકલી આપ્યા.

દરેક જણને એકેકી પૈસાની થેલી આપી મોકલ્યા–અને તેઓના પાછા ફરવા ઉપર મોટી આશા બાંધી.

દરેક કોથળીમાં દશ હઝાર દિરમ હતા કે જેની મદદથી કોઈ પણ દેશમાંથી તેવો શખ્સ મેળવી શકે.

કોઈ ખાબની તાસીર કહેનારો અથવા કોઇ દરેક દાનાઈમાં ઘણો બાહોશ શખ્સ હોય,

કે જે દેશના પાદશાહે જોયલા સ્વપ્નાની તાસીર કહે–છુપા ભેદમાં જે ઢંકાયલું હોય તે ખુલ્લું કરે,

તો તેને એક ભરેલી કોથળી આપે–અને વળી દેશના પાદશાહ ઉપર ઉપકાર કરે.

અનુભવી વઝીરો, ચાલાક સવારો અને ઘણા બાહોશ શખ્સો ચો તરફ ગયા.

પાદશાહના સરદારોમાંથી એક જણ કે જેનું નામ “આઝાદ સર્વ” હતું–તે શાહની દરગાહમાંથી મર્વ શેહરમાં આવ્યો.

તે આખાં મર્વ શેહરમાં ફરી વળ્યો અને શોધ કીધી–એક ઝંદ અવસ્તા શીખવનાર મોબેદને જોયો.

હમી ફૂદકાન્રા બેયામૂખ્ત ઝન્દ
બતુન્દીઓ ખેશ્મો બબાન્ગે બલન્દ
યકી ફૂદકી મેહ્તરૂ અન્દરૂ બરશ
પે ઝૂહન્દએ ઝન્દવસ્તા સરશ
હમી ખાન્દન્દીશ બૂઝોરૂજમેહ્રૂ
નેહાદહ્ બદાન્ દફતરૂ અઝ મેહ્રૂ ચેહ્રૂ
એનાન્રા બેપીચીદ મૂબેદ ઝે રાહ્
બેયામદ બેપુર્સીદ અઝ ખાબે શાહ્
નવીસન્દહ્ ગોફ્ત ઈન્ ન કારે મનસ્ત
ઝે હરૂ દાનેશી ઝન્દ યારે મનસ્ત
બેયામૂઝમ ઈન્ ફૂદકાન્રા હમી
બેરૂન્ ઝીન્ નેયારમ ઝદન્ ખુદ દમી
ઝે મૂબેદ ચુ બેશ્નીદ બૂઝોરૂજમેહ્રૂ
બદૂ દાદ ગૂશો બરૂ અફ્રાખ્ત ચેહ્રૂ
બઉસ્તાદ ગોફ્ત ઈન્ શેકારે મનસ્ત
ગુઝારીદને ખાબ્ કારે મનસ્ત
યકી બાન્ગ્ બરૂ ઝદ બઊ મર્દે ઓસ્ત
કે તૂ દફતરે ખીશ કર્દી દુરોસ્ત
કે બા બાદ ગર્દન્ બરૂ અફ્રાખ્તી
ગુઝારીદને ખાબ્રા સાખ્તી
ફેરેસ્તાદહ્ ગોફ્ત અય ખેરદમન્દ મરૂદ
મગરૂ દાનદ ઊ ગેર્દે ખારી મગરૂદ

મગરૂ બખ્તે ઈન્ ફૂદકૂ અફ્રૂખ્તસ્ત
ઝે તૂ નય કે અઝ દઉલત આમૂખ્તસ્ત
ઘમી શુદ ઝે બૂઝોરૂજમેહ્રૂ ઊસ્તાદ
બેગૂય આન્ચે દારી બદૂ ગોફ્ત યાદ
નગૂયમ મન્ ઈન્ ગોફ્ત જોઝ પીશે શાહ્
બદાન્ગહ્ કે બેન્શાનદમ પીશગાહ્

બેદાદશ ફેરેસ્તાદહ્ અસ્પો દેરમ
દેગરૂ હરૂચે બાયેસ્તશ અઝ બીશો કમ
બેરફ્તન્દ હરૂદૂ બરાબરૂ ઝે મરૂવ
ખરામાન્ ચુ દરૂ ઝીરે ગુલબન્ તઝરૂવ
ચુનાન્ હમ ગોરાઝાનો ગૂયાન્ ઝે શાહ્
ઝે ફર્માનો અઝ ફરૂરો અઝ તાજો ગાહ્
રસીદન્દ જાઈ કુજા આબ્ બૂદ
ચુ હન્ગામએ ખુર્દનો ખાબ્ બૂદ
બઝીરે દેરખ્તી ફેરૂદ આમદન્દ
ચુ ચીઝી બેખુર્દન્દો દમ બરૂ ઝદન્દ
બેખોફ્ત અન્દરૂ આન્ સાયહ્ બૂઝોરૂજમેહ્રૂ
યકી ચાદરૂ અન્દરૂ કશીદહ્ બચેહ્રૂ
હનૂઝ આન્ ગેરાન્માયહ્ બીદારૂ બૂદ
કે બા વય બરાહ્ અન્દરૂન્ યારૂ બૂદ
અઝ અન્દીશએ દેલ્ નેયામદશ ખાબ્
અઝાન્ ફૂદકે દાનેશી દેલ્ બતાબ્
નેગહ્ કરૂદ પીશશ યકી મારૂ દીદ
કે આન્ ચાદરૂ અઝ ખોફ્તહ્ અન્દરૂ કશીદ
ઝે સરૂ તા બપાયશ બેબૂઈદ સખ્ત
શુદ અઝ પીશે ઊ બરૂ ફરાઝે દેરખ્ત

કે જે છોકરાઓને કરડી રીતે ગુસ્સા સાથ બુલંદ આવાઝે ઝંદ અવસ્તા શીખવતો હતો.

તેની આગળ એક વડો ચેલો હતો-જે ઝંદ અવસ્તાનો ઉમંગી અભ્યાસી હતો.

તે જવાનનું નામ "બૂઝોર્જમેહર" હતું-જેણે મોહબત સાથ પોતાની કેતાબ તરફજ ધ્યાન લગાડેલું હતું.

પેલો આઝાદ સર્વ વઝીર રાહમાંથી લગામ ફેરવી ત્યાં આવી લાગ્યો અને પાદશાહે જોયલા ખાબ માટે પૂછ્યું.

પેલો ઉસ્તાદ બોલ્યો કે "આ કામ મારૂં નથી-મારા સઘળા એલમમાંથી ઝંદ અવસ્તાજ મારા સાથી છે.

હું તો આ છોકરાઓને શીખવવામાં મશગૂલ છું-આ કામમાંથી એક પળ પણ હું ફુરસત મેળવી શકતો નથી."

જ્યારે બૂઝોર્જમેહરે પેલા વઝીરનું કહેલું સાંભળ્યું-ત્યારે તેણે તે ઉપર ધ્યાન પુગાડયું અને તૈયાર થયો.

તેણે ઉસ્તાદને કહ્યું કે "આ મારો શેકાર છે-આ ખાબનો ખુલાસો કરવાનું કામ મારૂં છે."

પેલા ઉસ્તાદે તેની ઉપર એક પોકાર માર્યો-કે "તેં પોતાનો પાઠ ૫૨૯
સહી કીધો?

કે એમ તુંદી સાથ ગર્દન ઉઠાવે છે?-અને સ્વપ્નાનો ખુલાસો કરવા તૈયાર બન્યો છે?"

તે કાસેદે તેને કહ્યું કે "ઓ અકલમંદ મર્દ!-કદાચ તે સ્વપ્નાની તાસીર એ જાણતો પણ હોય માટે તું ખુવારીની આસપાસ ના ફર (યાને એને મારી સાથ આવવા દે).

કદાચ આ છોકરાનું નસીબ ખીલ્યુંજ હોય-તારી આપેલી કેળવણીથી નહીં પણ એ પોતાનાં નસીબને ઝોરેજ સઘળું શીખ્યો હોય."

બૂઝોર્જમેહરથી પેલો ઉસ્તાદ દિલગીર બની ગયો-અને તેને કહ્યું કે "તું જે કાંઈ જાણતો હોય તે બોલ."

તેણે જવાબ દીધો કે "હું પાદશાહની આગળ જવા સિવાય એનો જવાબ કહીશ નહીં-જે વખતે તે મને પોતાનાં તખ્ત આગળ બેસાડીને પૂછશે તે વખતેજ કહીશ."

આથી પેલા કાસેદે તેને સવારી માટે બેસવાનો ઘોડો પેલી દેરમની થેલી તેમજ બીજું જે કાંઈ જોઇતુ હતું તે તેને કમઝેયાદા આપ્યું.

પછી તેઓ બન્ને ગોલાબના છોડની નીચે તીતર ચાલતું હોય તેવી ખુશ ચાલે મર્વ શેહરથી નીકળ્યા.

એ પ્રમાણે તેઓ પાદશાહ માટેની, તેમજ તેના હોકમ, તેનાં ખોરેહ, તેનાં તાજ અને તખ્ત માટેની વાતો કરતા ચાલવા લાગ્યા.

એમ કરતાં જ્યારે તેઓને ખાણું ખાવા અને આરામ લેવાનો વખત થયો-ત્યારે તેઓ એક પાણીવાળી જગ્યાએ આવી પુગ્યા.

ત્યાં એક ઝાડ હેઠળ ઉતારો લીધો-જ્યારે તેઓએ થોડુંક ખાધું અને ૫૩૦
આસાએશ લીધી,

ત્યારે બૂઝોર્જમેહર તે ઝાડના છાયામાં-મોઢાં ઉપર એક ચાદર ઓઢીને સૂઈ ગયો.

પેલો મોભાદાર ગ્રહસ્થ કે જે તેની સાથ રાહમાં મદદગાર હતો, તે હજી જાગતોજ હતો.

પોતાનાં દિલમાંના વિચારથી તેને ઊંઘ આવી નહીં-તે પેલા દાનેશમંદ છોકરાથી ફિક્રમંદ બનેલો હતો.

તેણે નેગાહ કીધી તો તેની આગળ એક સાપ જોયો-કે જેણે પેલા સૂતેલા શખ્સની ચાદર ખેંચી કાઢી.

તેને માથાંથી પગ સૂધી ખૂબ સુંઘી જોયો-અને પછી તેની આગળથી ઝાડ ઉપર ચઢી ગયો.

બેદાન્ કઝ્ ઝબાનસ્ત મરૂદુમ બરન્જ
ચુ રન્જેશ નખાહી સખુન્‌રા બેસન્જ
હમાન્ કમ સખુન મર્દે ખુસરવ પરસ્ત
જોઝ્ અઝ્ પીશે ગાહશ નબાયદ્ નેશસ્ત
દેગર કઝ્ બદીહાએ ના આમદહ્
ગુરીઝદ્ ચુ અઝ્ દામ સુધોં દદહ્
સેદીગર કે બર્ બદ્ તવાના બુવદ્
બેપરહીઝેદો વીઅહ્ દાના બુવદ્
નેયાઝદ્ બકારી કે ના કર્દનીસ્ત
નેયાઝારદ્ આન્‌રા કે નાઝર્દનીસ્ત
નમાનદ્ કે નીકી અઝ્ બુગ્ઝરદ્
પયે રૂઝે ના આમદહ્ નશ્મરદ્
ઝે દુશ્મન ઝે નખ્ચીર્ આઝીર્ તર્
બરે દોસ્ત પયવસ્તહ્ ચૂન તીરો પર્
ઝે શાદી કે ફર્જામે ઊ ઘમ્ બુવદ્
બેરહ્મન્દરા આઝે આન્ કમ બુવદ્
તન આસાનીઓ કાહેલી દૂર્ કુન્
બેકૂશો ઝે રન્જે તનત સૂર્ કુન
કે અન્દર્ જહાન્ સૂદ્ બી રન્જ નીસ્ત
કસીરા કે કાહેલ્ બુવદ્ ગન્જ નીસ્ત
અઝીન્ બારહ્ ગોફ્તાર્ બેસ્યાર્ ગશ્ત
દીલે મરૂદુમે ખોફ્તહ્ બીદાર્ ગશ્ત
જહાન્ ઝેન્દહ્ બાદા બનૂશીન્ રવાન્
હમીશહ્ જહાનદારો દઉલત જવાન્
બર્ ખાન્દન્દ્ આફ્રીન્ મૂબદાન્
કોનારન્ગો બીદાર્ દેલ બેખ્રદાન્
સેતૂદન્દ્ શાહે જહાન્‌રા બસી
બેરફ્તન્દ્ બા ખુર્રમી હર્ કસી

તું યાદ રાખજે કે ઈન્સાન પોતાની ઝબાનથીજ દુઃખી થાય છે-જો તું દુઃખી થવા નહીં માગતો હોય તો તપાસીને સખુન બોલજે.

વળી થોડું બોલનારા પાદશાહ તરફની વફાદારી ધરાવનાર શખ્સે-તેનાં તખ્તની નઝદીક સિવાય બીજે કેથે બેસવું ઘટતુંજ નથી.

બીજું એ કે તે ભવિષ્યની આફતોથી જેમ પક્ષીઓ અને ફાડી ખાનાર જાનવરો શિકારીની જાળમાંથી છટકી જાય તેમ છટકી જાય છે.

ત્રીજું એ કે તે બૂરા લોકો ઉપર ફતેહ પામે છે-તેઓથી તે દૂરજ નાસે છે અને ખરેખરો ડહાપણવાળો બને છે.

તે નહીં કરવા ઘટતાં કામમાં હાથ નાખતોજ નથી-તેમજ કોઇ નિર્દો-　૫૯૨
ષોને દુઃખ દેતો નથી.

તે કોઇબી નેકીનું કામ પોતાના હાથમાંથી જવા દેતો નથી-અને ભવિષ્યના દિવસનો વિચાર આગળથી કરતો નથી.

તે પોતાના દુશ્મન આગળથી એક શિકારની ઝડપ કરતાં પણ વધુ ઝડપે દૂર નાસે છે-અને દોસ્તની સાથે તીર અને તેનાં પરની માફક જોડાયલો રહે છે.

તું તે ખુશહાલી કે જેનું શેવટ ગમીમાં આવે-અને જેનો લોભ અકલમંદો થોડોજ કરે, તેનાથી દૂર રહે.

તું અયશ આરામ અને સુસ્તીને દૂર કર-તું મેહનત કર અને તારાં શરીરને કષ્ટી આપીને પછીજ તું અયશ આરામ કર.

કારણકે દુન્યામાં મેહનત વગર ફાયદો મળતો નથી-જે કોઇને આળસાઈ હોય છે તેને માટે દઉલત છેજ નહીં."

એવી રીતની ઘણીક વાતો થઇ-અને તેથી સુસ્ત માણસોનાં દિલ ચાલાક બન્યાં.

નોશીરવાન ઉપર જેહાન કાયમ હોજો!-હમેશે તે દેશની સંભાળ કરનાર પાદશાહ અને તેનું નસીબ જવાન રહેજો!

સઘળા મોબેદો, સરદારો અને હુશ્યાર દાનાઓએ બુઝોર્જમેહર ઉપર દુઆ કીધી.

તેમજ દેશના પાદશાહની પણ ઘણીક વખાણ કીધી-અને સઘળા ખુશહાલી સાથ ઘર ગયા.

---

## બઝ્મે ચહારોમે નૂશીરવાન્ બા બૂઝોર્જ્મેહ્ર્ વ મૂબેદાન્.

દો હફ્તહ્ બરીન્ નીઝ્ બુગ્ઝશ્ત શાહ્
બેપરદાખ્ત રૂઝી ઝે કારે સેપાહ્
બેફરમૂદ્ તા મૂબેદાનો રદાન્
બઅયવાન્ ખરામન્દ્ બા બેખ્રદાન્
બેપુર્સીદ્ શાન્ અઝ્ તનો અઝ્ નેઝાદ્
ઝે તીઝીઓ આરામો ફર્હન્ગો દાદ્
ઝે શાહીઓ અઝ્ તાજો કુન્દાવરી
ઝે અન્જામો ફર્જામે નીક્ અખ્તરી
સખુન કરદ્ અઝાન્ મૂબેદાન્ ખાસ્તાર્
બપુર્સેશ ગેરેફ્ત આન્ ચે આમદ્ બકાર્
ચુ હર્ કસ બઅન્દાઝએ દાનેશશ
સખુન રાન્દો નામદ્ અઝાન્ રામેશશ
બબૂઝોરૂજમેહર્ આન્ ઝમાન્ શાહ્ ગોફ્ત
કે રખ્શન્દહ્ ગઉહર્ બર્ આર્ અઝ્ નેહોફ્ત

## નોશીરવાનની બૂઝોર્જમેહર અને વઝીરો સાથની ચોથી મજલેસ.

એ વાત ઉપર બે અઠવાડિયાં પસાર થયાં પછી પાદશાહે-એક દહાડે　૫૯૩
રૈયતનાં કામથી ફારેગ થઇને,

ફર્માવ્યું કે "અકલમંદો સાથ વઝીરો અને દાનાઓ મેહલમાં ભેગા થાય."

પાદશાહે તેઓને શરીર માટે, ઊંચાં ખાન્દાન માટે, ગુસ્સા અને શાન્તિ માટે અને દાનાઈ તથા ઇન્સાફ માટે સવાલો પૂછયા.

તેમજ પાદશાહી માટે, તેનાં તાજ માટે, બહાદુરી માટે-અને સારાં નસીબની શુરૂઆત અને તેનાં શેવટ માટે,

પેલા મોબેદો પાસેથી વાત જાણવા માંગી-અને જે કાંઈ તેને લાગતા વળગતા હતા તેવા સવાલો કીધા.

પણ જ્યારે દરેક જણે પોતાની અકલ પ્રમાણેના-જવાબો આપ્યા અને તે જવાબોથી સંતોષ પામ્યો નહીં,

ત્યારે તુરત પાદશાહે બૂઝોર્જમેહરને કહ્યું-કે "હવે તારૂં છુપાવી રાખેલું ઝળકતું ગોહર (યાને ઝબાન) બાહેર કાઢ."

ચકી આફ્રરીન્ કરૂદ બૂઝોરૂજમેહૂરૂ
કે અય શાહે રઉશન્ હેલો પાકૂ મેહૂરૂ
ચુનાન્ દાન્ કે અન્દરૂ જહાન્ નીસ્ શાહુ
ચકી ચૂન્ તો નન્હાદ બરૂ સરૂ કોલાહુ
બદાદો બદાનેશ બતાજો બતખ્ત
બફ્રરૂરો બચેહ્રો બરાયો બબખ્ત

૫૬૪ ચુ પરૂહીઝગારી કુનદ શાહુરૂયારૂ
બરૂ આસાયદ અઝ કીનહો કારઝારૂ
ઝે ના કર્દની કારૂ બરૂ તાફ્રતન્
બેહ અઝ દેલ બઅન્દૂહો ઘમ યાફ્રતન્
ચે નીકૂ ઝદ ઈન્ દાસ્તાન્ હુશયારૂ
કે નીકૂસ્ત પરૂહીઝ બા શાહુરૂયારૂ
ઝે યઝદાન્ બેતર્સદ ગહે દાવરી
નેયાઝદ બકીનો બકુન્દાવરી
બેરદરા કુનદ પાદ્શા બરૂ હવા
બદાન્ ગરૂ કે ખેશમ આવરદ પાદ્શા
નબાયદ કે અન્દીશએ શાહુરૂયારૂ
બુવદ ના પસન્દીદએ કેર્દેગારૂ
ઝે યઝદાન્ શેનાસદ હમી ખૂબો ઝેશત
બપાદાશે નીકી બેજૂયદ બેહેશ્ત
ઝબાન્ રાસ્ત ગૂયો દેલ આઝરૂમ જૂય
હમીશહ જહાન્રા બદૂ આબ્રૂય
હરાન્ કસ કે બાશદ વરા રાયઝન્
સબુક નાયદ અન્દરૂ દેલે અન્જુમન્
સખુન્ ગૂયો રઉશન્ દેલો દાદ દેહ
કેહાન્રા બકેહ દારદો મેહ બમેહ
૫૬૫ કસી કુ બુવદ શાહુરા ઝીરૂદસ્ત
નબાયદ કે યાબદ બજાઈ શેકસ્ત
બદાન્ગહ શવદ તાજે ખુસ્રવ બલન્દ
કે દાના બુવદ નઝદે ઊ અરૂજમન્દ
બનાદાન્ અગરૂ ક્રીચ રાય આવરદ
સરે તખ્તે ખુદ ઝીરે પાય આવરદ
કે નાદાન્ ઝે દાનેશ ગુરીઝદ હમી
બનાદાની અન્દરૂ સેતીઝદ હમી
નેગહ દાશતન્ કારે દરૂગાહુરા
બઝહૂરૂ આગ્રદન્ કામે બદ્ખાહુરા
ચુ દારદ ઝે હરૂ દાનેશી આગહી
બેમાનદ જહાન્દારૂ બા ફ્રરૂરહી
નબાયદ કે ખોસ્પદ કસી દરૂદમન્દ
કે આયદ મગરૂ શાહુરા ઝાન્ ગઝન્દ
કસી કુ બબાદાફ્રરહ દરૂખરસ્ત
કુજા બદ નેઝાદસ્તો બદ ગઉહરસ્ત
કુનદ શાહુ દૂરૂ અઝ મેયાને ગોરૂહ
બીઆઝારૂ તા જૂ નગર્દદ સોતૂહ
હરાન્ કસ કે બાશદ બઝેન્દાને શાહુ
ગુનહગારૂ અગરૂ મરૂદુમે બી ગુનાહ
૫૬૬ બફ્રમાને યઝદાન્ બેબાયદ કોશાદ
બઝન્દ અન્દરૂન્ ઈન્ ચુનીન્ કરૂદ યાદ

બૂઝોર્જમેહર તેની ઉપર દોઆ કરી બોલ્યો-કે "ઓ રોશન દિલના અને પાક માયાના પાદશાહ!

તું જાણ કે દુન્યામાં એક પણ પાદશાહે તારી માફક પોતાનાં સર ઉપર કોલાહ મેલી નથી.

ઈન્સાફ અને દાનાઇમાં, તાજ અને તખ્તમાં-ખોદાઈ ખોરેહમાં, ચેહરાની નૂરાનીમાં, વિચાર શક્તિમાં અને ફતેહમંદ બખ્તમાં (તારા જેવો કોઈજ થયો નથી).

જો પાદશાહ ખોદા તરફ ભક્તિભાવ રાખતો હોય-તો લડાઈ અને કીનાથી તે ફારેગ થાય.

પોતાનાં દિલથી ગમ અને દુઃખ હાસેલ કરવા કરતાં નાલાયક કામ કરવાથીજ દૂર રહેવું વધારે સારૂં છે.

એ માટે કોઈ ડાહ્યા માણસે આ કેવી સરસ વાત કહી છે?-કે 'પાદશાહ સાથ પરહેઝગારી જોડાય, એં ઘણી સારી વાત છે.

તેવો પાદશાહ ઇન્સાફ કરતી વખતે ખોદાતાલાથી બીહે છે-અને પોતાના હાથ કીનામાં અને ઝબરી કરવામાં લમ્બાવતો નથી.

અને જે વખતે તે પાદશાહ ગુસ્સો પકડે છે-તે વખતે પોતાના હવસ ઉપર ડહાપણને પાદશાહ બનાવે છે.'

એવું નહીં બનવું જોઇયે કે પાદશાહના વિચારો ખોદાતાલાને ના પસંદ પડે.

તે પાદશાહ ભલું કે બૂરૂં સઉ ખોદા તરફથીજ સમજે છે-અને નેકીના બદલામાં બેહેશ્તની આશા કરે છે.

સાચું બોલનારી ઝબાન અને સુલેહ ભરેલું દિલ-હમેશે દુન્યામાં તેની કીર્ત્તિ વધારે છે.

એવા પાદશાહનો જે કોઇ સલાહકાર હોય છે તે લોકોનાં મનમાં હલકો પડતો નથી.

સારૂં બોલનારો, ચાલાક દિલનો અને ઇન્સાફી પાદશાહ-નાનાંને નાનાં તરીકે અને મોટાને મોટા તરીકે રાખે છે.

જે કોઈ કે પાદશાહના હાથ નીચેનો હોય-તેની કોઈ પણ જગ્યાએ પડતી થવી નહીં જોઇયે.

જ્યારે કે પાદશાહની આગળ દાના લોકોજ કીમતી ગણાય છે-ત્યારેજ પાદશાહનું તાજ બુલંદ દરજ્જે પહોંચે છે.

પણ જો તે પાદશાહ જરાબી નાદાનની સલાહ ઉપર ચાલે છે-તો પોતાનાં તખ્તનું સર પગ નીચે લાવે છે.

કારણકે નાદાન લોકો અકલથી દૂર નાસે છે-અને નાદાની કરવામાંજ બહાદુરી સમજે છે.

પાદશાહોએ દરબારના કારોબાર ઉપર તપાસ રાખવી જોઇયે-અને તેમ કરી દુશ્મનનું મોં ઝેહરથી ભરવું જોઇયે.

જ્યારે એક પાદશાહ દરેક એલ્મથી માહિતગાર હોય છે-ત્યારેજ તે ખોરેહ ભરેલો રહે છે.

એમ નહીં બનવું જોઇયે કે કોઇબી દુઃખી દિલે સૂવે-કારણકે તેથી પાદશાહનેજ નુકસાન થાય છે.

જે કોઈ કે બૂરી બુન્યાદનો અને બૂરી ખાસીયતનો હોય, અને જે શિક્ષાને લાયક હોય,

તેને પાદશાહે રૈયત વચ્ચેથી દૂર કરવો જોઇયે-જેથી કરી નિર્દોષ લોકો તે શખ્સથી હયરાન નહીં થાય.

પાદશાહી કયદખાનામાં જે કોઈ કયદીઓ હોય-પછી તે ગુનેહગાર હોય કે બેગુનાહ હોય,

તેઓને ખોદાનાં ફર્માન પ્રમાણે છોડી દેવા જોઇયે-એમ ઝંદ અવસ્તામાં લખેલું છે.

વગરૂ બદ કુનેશ બાશદો શૂખો શૂમ
બેપરૂદુખ્ત બાયદ અઝ રૂએ બૂમ
કે તા રૂઝે વાઝૂન બરૂ ગુઝરદ
તબાહી સુએ ખાને મરૂદુમ બરદ
જહાનદારૂ બાયદ કે અઝ દીનો દાદ
બુવદ દરૂ જહાન તા બુવદ શાહુ શાદ
બુવદ કારે ઊ આશકારો નેહાન
બતીઘ અઝ બદે દીવ શોસ્તન જેહાન
ચે ખુસ્રવ બફરૂહંગ દારદ સેપાહુ
બરૂ આસાયદ અઝ દર્દે ફર્યાદ ખાહુ
ચુ આઝીરૂ બાશી ઝે દુશ્મન બરાય
બદઅન્દીશરા દેલ બરૂ આયદ ઝે જાય
હમહુ રખનએ પાદશાહી બમરૂદ
બરૂ આરી બહન્ગામ પીશ અઝ નબરૂદ
ઝે ચીઝી કે ગર્દદ નકૂહીદહુ શાહુ
નકૂહેશ બુવદ નીઝ બરૂ તાજો ગાહુ
અઝ દૂરૂ ગશતન બરઘમે હવા
ખેરદરા બરાન કારૂ કર્દન ગવા
ફેર્ઝંદન બફર્ઝન્દ બરૂ મેહુરે ખીશ
ચુ દરૂ આબ દીદન બુવદ ચેહુરે ખીશ
ઝે ફરૂહન્ગ વઝ દાનેશ આમૂખ્તન
મજૂ ચારહુ જોઝ જાનશ અફ્રૂખ્તન
કુશાદન બરૂ બરૂ દરે ગન્જે ખીશ
નબાયદ કે યાદ આવરદ રન્જે ખીશ
હરાનગહ કે યાઝદ બબીદાદ દસ્ત
દેલે શાહુઝાદહુ નબાયદ શેકસ્ત
બઆઝરૂમ બાઝ આરીઅશ બાઝ રાહુ
બરૂ તન્ગ દારી ઝે બુન દસ્તગાહુ
વગરૂ દુશ્મની યાબી અન્દરૂ દેલશ
ખવી બાશદ અઝ બૂસ્તાન બુગ્સેલશ
વગરૂ દીરૂ બાશદ વ નીરૂ શવદ
અઝૂ બાઘે શાહી પુરૂ આહૂ શવદ
ચુ બાશદ જહાનજૂયરા ફરૂરો હૂશ
નબાયદ કે દારદ બબદગૂય ગૂશ
ચુ બરૂ બદકુનેશ દસ્ત ગર્દદ દરાઝ
બખૂન જોઝ ફર્માને યઝદાન મતાઝ
ઝે દસ્તૂરે બદ ગઉહરો જોફ્તે બદ
તબાહી બનાહીમે શાહી રસદ
બેબાયદ શનીદન ઝે નાદાન સખુન
ચુ બદ ગૂયદ અઝ દાદ ફર્માન મકુન
હમહુ રાસ્તી બાયદ આરાસ્તન
ઝે કઝ્ઝી દેલે ખીશ પીરાસ્તન
ઝે શાહે જહાનદારૂ જોઝ રાસ્તી
નઝીબદ કે દીવ આવરદ કાસ્તી
ચુ ઇન ગોફ્તહા બેશનવદ પાદશા
ખેરદરા કુનદ બરૂ દેલશ બરૂ ગવા
કુનદ આ[illegible]ન તાજ બરૂ શહુરયારૂ
શવદ તખ્તે શાહી બરૂ પાયદારૂ
બેનાઝદ બરૂ તાજે શાહીયો તખ્ત
બદઅન્દીશ નઉમીદ ગર્દદ ઝે બખ્ત

અને જે ખરાબ ચાલ ચલણના, શોખ ચશમના અને શૂમ લોકો હોય-તેવાઓથી તમામ મુલક ખાલીજ કરવો જોઇયે.

કારણકે જ્યાં સુધી તેનો બૂરો દહાડો પુરો થાય નહીં-ત્યાં સુધી તે માણસોનાં ઘર ઉપર ખરાબી લાવશે.

પાદશાહને ઘટે છે કે દીનધર્મ અને દાદ ઈન્સાફથીજ-જેહાનમાં રહેવું કરે કે જેથીજ તે પાદશાહ ખુશહાલ રહેશે.

તેનું કામ શું ઝાહેર કે શું બાતેનમાં દેશને બૂરા લોકોની બૂરાઈથી પોતાની તલવારે કરી ધોઈ નાખવાનું છે.

જ્યારે પાદશાહ પોતાની રૈયતને દાનાઇ સાથ રાખે છે-ત્યારેજ તે ફર્યાદ ચાહનારાઓના કંટાળાથી આસાયેશ મેળવે છે.

જો તું હોશયાર હોય તો દુશ્મન ઉપર ફાવવાની કોશેશ કરતો રહેજે-કે જેથી તેને સંતાપ મળતો રહે.

રાજ્યના સઘળા બખેડા લડાઈ જાગે તે આગમચ હિમ્મતથી દાબી દેજે.

જો કોઈ ચીઝથી પાદશાહ ધિક્કારને પાત્ર થાય છે-તો તેથી તેનાં તાજ અને તખ્ત ઉપર પણ ધિક્કાર પડે છે.

ગમે એટલા ભાવ છતાં તે બૂરાઇને દૂર રાખવી અને સંભાળથી કામ કરવું.

પોતાનાં ફર્ઝંદ ઉપર માયા મેહરબાનીનો વધારો કરવો-તે પાણીમાં પોતાનોજ ચેહરો જોવા બરાબર હોય છે. [૫૬૭]

તેને કેળવણી આપવામાં કાંઇ પણ બહાના શોધવાં નહીં, પણ દરેક કોશેશ કરી તેની ઝિંદગી સુધારવી.

પોતાના ખઝાનાનો દરવાઝો તેની ઉપર ખોલેલોજ રાખવો-એવું નહીં બનવું જોઇયે કે તેને પોતાનું દુઃખ યાદ કરવું પડે.

જે વખતે કે તે કાંઈ ઝુલ્માત ભર્યાં કામ ઉપર હાથ લમ્બાવે-તે વખતે તારે તે શાહઝાદાનું દિલ તદ્દન તોડી નાખવું નહીં જોઇયે,

પણ તેને તું સમઝાવટથી પાછો સીધે રસ્તે લાવજે-પહેલાંથીજ તું તેના ઉપર મઝબૂત કાબૂ રાખજે.

અને જો તેનાં દિલમાં તું દુશ્મની જેવું કાંઈ જોય-તો તે જંગલી ઘાસ જેવું હોય છે માટે તેને તું તેના બગીચામાંથી ઉખેડી નાખજે.

નહીં તો જો તે મોટું થશે તો મઝબૂત થશે-અને તેનાથી પાદશાહી બાગ અયબ ભરેલો બનશે.

પણ જો તે નવા ઉમંગી શાહઝાદામાં દબદબો અને અકલ હોય-તો તું એવું ના થવા દેતો કે તે નિંદાખોરોની વાતો સાંભળે.

જ્યારે કોઇ બદ કરતુકના શખ્સ ઉપર તું સઝા કરવા માટે તારા હાથ લમ્બાવે-ત્યારે ખોદાના હોકમ સિવાય તેનું ખૂન કરવાની ઉતાવળ ના કરતો.

એક બદ બુન્યાદ વઝીરથી તેમજ બૂરી સ્ત્રીથી-પાદશાહી તાજને ખરાબી પહોંચે છે.

નાદાનની વાત પણ તું સાંભળજે-પણ જ્યારે તે કાંઈ બૂરી સલાહ આપે ત્યારે ઈન્સાફની રૂયે તે સ્વીકારતો ના. [૫૬૮]

પાદશાહે તો સઘળી રાસ્તીજ એખ્તયાર કરવી જોઇયે-અને અપ્રમાણિકપણાંથી પોતાનું દિલ સાફ રાખવું જોઇયે.

દેશની સંભાળ કરનાર પાદશાહને સચ્ચાઈ સિવાય-બીજું કાંઈજ શોભતું નથી, કારણકે જૂઠાણું અહરેમનની ખાસીયતના માણસો એખ્તયાર કરે છે.

જો આ સખુનો પાદશાહ સાંભળે-અને ડહાપણને પોતાનાં દિલ ઉપર ગવાહ કરે,

તો તેનું પાદશાહી તાજ પણ તે પાદશાહ ઉપર દોઆ કરે-અને પાદશાહી તેની ઉપર કાયમ થાય.

તેના ઉપર પાદશાહી તાજ અને તખ્ત લાડ કરે-અને તેનાં ફતેહમંદ બખ્તથી તેના દુશ્મનો પણ નાઉમેદ બને.

ચુ બરૂ ગર્દદ ઈન્ ચર્ખે નાપાયદારૂ
વરા નામે નીકૂ બુવદ યાદગારૂ
બેમાનાદ તા રૂઝ માનદ જવાન્
રવાને યાકૂતહુ જાને નૂશીરવાન્
ઝે ગોફૂતારે ઊ અન્જુમન્ ખીરહુ ગશ્ત
હમહુ રાયે દાનન્દગાન્ તીરહુ ગશ્ત
ચુ નૂશીરવાન્ ઈન્ સુખુનહા શેનૂદ
બુઝોર્ગીશ ચન્દાન્ કે બુદ બરૂ ફેઝૂદ
૫૬૯ વઝાન્ પન્દહા દીદહુ પુરૂ આબ્ કરૂદ
દહાનશ પુરૂ અઝ દુરૂરે ખૂશાબ્ કરૂદ

યકી અન્જુમન્ લબ્ પુરૂ અઝ આફરીન્
બેરફૂતન્દ અઝ અયવાને શાહે ઝમીન્

અને જ્યારે આ નાપાયદાર આસ્માન તેની ઉપરથી પસાર થઈ જાય (યાને મરણ પામે)-ત્યારે તેનું નેક નામ આ દુન્યામાં યાદગાર રહી જાય.

કીર્ત્તિ મેળવેલા પાદશાહ નોશીરવાનનો આત્મા-જ્યાં સૂધી ઝમાનો કાયમ રહે ત્યાં સૂધી જવાન રહેજો!"

તેની વાતથી સઘળી મજલેસ અજબ રહી-અને તેની આગળ દાનાઓનું ડહાપણ સીઆહ બન્યું.

જ્યારે પાદશાહ નોશીરવાને આ સખુનો સાંભળ્યા-ત્યારે બુઝોર્જમેહરની જે બુઝોર્ગી હતી તેમાં વધારો કર્યો.

તેની નસીહતોથી પાદશાહની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં (એટલે ઘણી મોટી અસર તેનાં મન ઉપર થઈ)-અને ખુશ થઈ તેનું મોં ઝળકતા મોતીથી ભર્યું (યાને મોટી બક્ષેશ તેને આપી).

પછી તે મજલેસ બુઝોર્જમેહરની તારીફથી ભરેલાં મોં સાથ દેશના પાદશાહનાં અયવાનમાંથી બરખાસ્ત થઇ.

---

## બઝ્મે પન્જુમે નૂશીરવાન્ બા બૂઝોર્જ્મેહ્રૂ વ મૂબેદાન્.

બરીન્ નીઝ બુગ્ઝશ્ત યક્ હફ્તહુ રૂઝ
બહશ્તુમ ચુ બેફ્રૂખ્ત ગીતી ફેરૂઝ
બેયન્દાખ્ત આન્ ચાદરે લાજવરૂદ
બેયારાસ્ત ગીતી બદીબાએ ઝરૂદ
શાહનશાહુ બેન્શાસ્ત બા મૂબદાન્
જહાન્દીદહો કારૂ કર્દહુ રદાન્
સરે મૂબેદાનો રદાન્ અરૂદશીરૂ
ચુ શાપૂરો ચૂન યઝ્દગેર્દે દબીરૂ
સેતારહુ શેનાસાનો જૂયન્દગાન્
બેરદમન્દ બીદારો ગૂયન્દગાન્
સરાયન્દહુ બૂઝોરૂજમેહ્રે જવાન્
બેયામદ બરે શાહે નૂશીરવાન્
હમી ખાન્દ બરૂ શહ્રૂયારૂ આફરીન્
અઝૂ શાદમાન્ ગશ્ત શાહે ઝમીન્
બદાનન્દગાન્ ગોફ્ત શાહે જેહાન્
કે બા કીસ્ત ઈન્ દાનેશ અન્દરૂ નેહાન્
૫૭૦ કઝૂ દીને યઝ્દાન્ બનીરૂ શવદ
હમાન્ તખ્તે શાહી બીઆહૂ શવદ
ચુ બેશ્નીદ અઝૂ મૂબેદે મૂબદાન્
ઝબાન બરૂ કુશાદ અઝ મેયાને રદાન્
ચુનીન્ દાદ પાસોખ કે અઝ દાદે શાહુ
દેરફૂશાન્ શવદ ફરૂરો દીહીમો ગાહુ
ચુ બા દાદ બુકૂશાયદ અઝ ગન્જ બન્દ
પસ અઝ મરૂગ્ નામશ બેમાનદ બલન્દ
દેગરૂ કૂ બેશૂયદ ઝબાન્ અઝ દોરૂઘ
નજૂયદ બકજ્રૂઝી ઝે ગીતી ફોરૂઘ
સેદીગરૂ કે બા દાદો બખ્શાયેશાસ્ત
ઝે તાજશ ઝમાનહુ પુરૂ આરાયેશાસ્ત

## નોશીરવાનની બુઝોર્જમેહર અને વઝીરો સાથની પાંચમી મજલેસ.

આ વાત ઉપર પણ એક અઠવાડિયું પસાર થયું-આઠમે દહાડે જ્યારે દુન્યાને રોશન કરનારો આફતાબ રોશન થયો.

અને તેણે પેલી લાજવર્દી ચાદર (યાને સીઆહ રાતને) ફેંકી દઇ-સોનેરી રેશમી કપડાંથી દુન્યા સણગારી,

ત્યારે શેહનશાહ નોશીરવાન પોતાના વઝીરો, અનુભવી દાનાઓ અને બહાદુરી દેખાડેલા સરદારો સાથ બેઠો

વઝીરો અને દાનાઓનો સરદાર અર્દશીર તેમજ જેવા કે શાપૂર અને વડો મુન્શી યઝદગેર્દ,

નૂજૂમીઓ, શોધખોળ કરનારાઓ-અકલમંદો, હુશયારો અને બોલીદરાઝો ત્યાં હાઝેર થયા.

ત્યાં છટાદાર બોલનારો જવાન બુઝોર્જમેહર પાદશાહ નોશીરવાનની નઝદીક આવ્યો.

અને પાદશાહ ઉપર દુઆ કરવા લાગ્યો-તેને જોઈ દેશનો પાદશાહ ઘણો ખુશી થયો.

પછી જેહાનના પાદશાહે અકલમંદોને પૂછ્યું-કે "આ વાતનું જ્ઞાન પોતાનાં દિલમાં કોણ ધરાવે છે?

કે જે જ્ઞાનથી યઝદાનની દીન કૌવત પકડે-તેમજ પાદશાહી તાજ ખામી વગરનું બને?"

જ્યારે વડા વઝીર અર્દશીરે એ સાંભળ્યું-ત્યારે તેણે સઘળા દાનાઓની વચ્ચેથી પોતાની ઝબાન ખોલી.

તેણે એવો જવાબ દીધો કે "પાદશાહના ઇન્સાફથીજ તેનું ખોરેહ અને તાજો તખ્ત રોશન થાય છે.

જો તે ઈન્સાફ સાથ પોતાના ખઝાનાની કોથળીનો ગાંઠ બખ્શેશ માટે ખુલ્લો કરે છે તો તેનાં મરણ પછી તેનું નામ કાયમ રહે છે

બીજું એ કે તે જૂઠું બોલવાથી ઝબાનને સાફ રાખે-અને આ દુન્માં જૂઠાણાંથી પોતાની નામદારી નહીં શોધે.

વળી ત્રીજું એ કે ઇન્સાફ સાથ દયા પણ કરવી જોઇયે-જેથી તેના રાજઅમલને શોભા મળે.

**ચહારોમ કે અઝ કેહુતરે પુરૂ ગુનાહુ**
**નજૂશમ સરે નામવરૂ પાદ્દશાહુ**
**બપન્જુમ ચુનાન્ બાશદ્દ અન્દરૂ સોખન્**
**કે નામશ નગર્દદ્દ બગીતી કોહન્**
**હમહુ રાસ્ત ગૂયદ્દ સખુન કમ્મો બીશ**
**નગર્દદ્દ બહરૂકારૂ અઝ આઇને ખીશ**
**શશુમ બરૂ પરસ્તન્દએ તખ્તે ખીશ**
**ચુનાન્ મેહુરૂ દારદ્દ કે બરૂ બખ્તે ખીશ**
**બહફ્તુમ સખુન્ ગરૂયે દાના બુવદ્દ**
**ઝબાનશ બગોફ્તન્ તવાના બુવદ્દ**
**નગર્દદ્દ હેલશ સીરૂ અઝ આમૂખ્તન્**
**બઅન્દીશગાન્ મધઝરા સૂખ્તન્**
**બઆઝાદી અસ્ત અઝ ખેરદ્દ હરૂ કસી**
**ચુનાન્ ચૂન નનાલદ્દ ઝે અખ્તરૂ બસી**
**ખેરદ્દ પર્વરદ્દ જાને દાનન્દગાન્**
**ખેરદ્દ રહુ નુમાયદ્દ બખાનન્દગાન્**
**દેલ્ અય શાહુ મુગસેલ્ ઝે રાહે ખરદ્દ**
**ખેરદ્દ નામો ફર્જામરા પર્વરદ્દ**
**મનેશ પસ્તો કમ દાનેશ આન્ કશ કે ગોફ્ત**
**મનમ કમ ઝે દાનેશ કસી નીસ્ત જોફ્ત**
**ચુનીન્ ગોફ્ત પસ યઝદગેર્દે દબીરૂ**
**કે અય શાહે દાનાઓ દાનેશ પઝીરૂ**
**અબરૂ શાહુ ઝેશ્તીસ્ત ખૂન રીખ્તત**
**બઅન્દકૂ સખુન દેલ બરૂ અન્ગીખ્તન્**
**હમાન્ ચૂન સબુકસારૂ શુદ્દ શાહુરૂયારૂ**
**બીઅન્દીશહુ દસ્ત અન્દરૂ આરદ્દ બકારૂ**
**હમાન્ બા ખેરદ્દમન્દ્દ ગીરદ્દ સેતીઝ**
**કુનદ્દ દેલ ઝે નાદાનીએ ખીશ તીઝ**
**ચુ અઝ કીન્ દેલે શાહુ પુરૂ આઝ ગશ્ત**
**રવાને વરા દીવ અમ્બાઝ ગશ્ત**
**વરૂ અયદૂન્ કે દાવરૂ બુવદ્દ તીઝ મઘઝ**
**નેયાયદ્દ ઝે ગોફ્તારે ઊ કારે નઘઝ**
**હેગરૂ કાર્ઝારી કે હન્ગામે જન્ગ્**
**બેતર્સદ્દ ઝે જાનો નતર્સદ્દ ઝે નન્ગ્**
**તવાન્ગરૂ કે બાશદ્દ હેઝશ તન્ગો ઝોફ્ત**
**બઝીરે ઝમીન્ બાયદ્દ ઊરા નેહોફ્ત**
**અબરૂ મર્દે દર્વીશ કુન્દાવરી**
**નઝીબદ્દ ન ઝીબન્દએ મેહુતરી**
**ચુ કઝ્ઝી કુનદ્દ પીરૂ નાખશ બુવદ્દ**
**પસ અઝ મરૂગ્ જાનશ દરૂ આતશ બુવદ્દ**
**ચુ કાહેલ બુવદ્દ મર્દે બરૂના બકારૂ**
**અઝૂ સીરૂ ગર્દદ્દ દેલે રૂઝગારૂ**
**નમાનદ્દ ઝે ના તન્દરોસ્તી જવાન્**
**મબાદશ તવાનો મબાદશ રવાન્**
**ચુ બૂઝોરૂજમેહુરૂ ઈન્ સુખુનહાએ નઘઝ**
**શનીદો બદાનેશ બેયારાસ્ત મઘઝ**
**ચુનીન્ ગોફ્ત કય શાહે ખુરૂશીદ્દ ચેહુરૂ**
**બકામે તો બાદા દુરોખ્શાન સેપેહુરૂ**
**ચુનાન્ દાન કે હરૂ કસ કે દારદ્દ ખરદ્દ**
**બદાનેશ રવાન્રા હમી પર્વરદ્દ**

ચોથું એ કે પોતાના તકસીરવાર નોકરથી-નામદાર પાદશાહનું સર ઉશ્કેરાવું નહીં જોઇયે.

પાંચમુ એ કે વાતચિત્ત કરવામાં તે પાદશાહ એવો હોવો જોઇયે-કે જેથી દુન્યામાં તેનું નામ કાયમ રહે.

તે કમ ઝેયાદા સખુન બોલે તે સઘળા સાચાજ હોવા જોઇયે-તે દરેક વાતમાં પોતાની રીત રેવાજથી કદીબી ફરે નહીં.

છઠું એ કે જેમ પાદશાહ પોતાનાં બખ્ત ઉપર મોહબત રાખે તેમજ તેણે પોતાના નોકરો ઉપર માયા દેખાડવી જોઇયે.

સાતમું એ કે અગરજો તેની વાતો ડહાપણ ભરેલી હશે-તોજ તેની ૫૭૧ ઝબાન બોલવા માટે શક્તિમાન થશે.

તેણે વિદ્યા હોનરથી અને વિચારથી મનને સચેત કરવાનો કંટાળો ખાવો નહીં જોઇયે.

વિદ્યાથીજ દરેક જણ છુટાપણું ભોગવે છે-તે ઝાઝો પોતાનાં નસીબને રડતોજ નથી.

અકલજ દાનાઓના જીવની પર્વરેશી કરે છે-અકલજ શીખનારાઓને માર્ગ દેખાડે છે.

એ પાદશાહ! અકલની રીતથી તારાં દિલને ઉલટું જવા દેતો ના-અકલ તારાં સારા નામની અને કીર્ત્તિની વૃદ્ધિ કરશે.

જે કોઇ એમ કહે કે 'દાનેશમંદીમાં મારી બરોબર કોઈ નથી' તો તે માણસ છાલકો અને ખરેખરો નાદાન કહેવાય."

ત્યાર બાદ વડા મુનશી યઝદગેર્દે કહ્યું-કે "એ કાબેલ અને કાબેલીયત એખ્તયાર કરનારા પાદશાહ!

કોઇનું ખૂન રેડવું અને નજીવી વાતમાં દિલને ઉશ્કેરવું એ પાદશાહ માટે નામોસી ભરેલું છે.

તેમજ જ્યારે પાદશાહ ઉતાવળો બને છે-ત્યારે વગર વિચારે તે કોઇ કામમાં હાથ નાખે છે.

વળી તે અકલમંદ સાથ ઝઘડો કરે છે-અને પોતાની નાદાનીને લીધે દિલ ઉશ્કેરાયલું રાખે છે.

જ્યારે કીના માટે પાદશાહનું દિલ લોભી થાય છે-ત્યારે તેનો આત્મા ૫૭૨ શયતાનનો સાથી બને છે.

તેમજ જ્યારે કોઇ ઈન્સાફ કરનારો આકળો બને છે-ત્યારે તેના ચૂકાદાથી સારૂં પરિણામ આવતું નથી.

વળી જે લડવૈયો કે લડાઈ કરતી વખતે-પોતાના જાનની ધાસ્તી રાખે અને નામોસી લાગવાની દરકાર નહીં કરે, તેને

તેમજ એક તવંગર શખ્સ કે જે કંજુસ અને બખીલ હોય-તેને ઝમીનની હેઠળ દાટીજ દેવા જોઇયે.

ગરીબ માણસને લડાઈ કઝીઓ-કરવો ઘટે નહીં. તેજ પ્રમાણે જે પ્રજાનો વડો હોય તેને પણ કઝીયો કરવો ઘટે નહીં.

જો એક બુઢ્ઢો મર્દ ખોટું કામ કરે છે તો તે સારૂં ગણાતું નથી-તેનાં મરણ પછી તેનો જીવ દોઝખમાં જાય છે.

જ્યારે એક જવાન મર્દ કોઇ કામમાં સુસ્તી કરે છે-ત્યારે તે શખ્સથી તેનું નસીબ ધરાયલું થાય છે.

તે બીમારીને લીધે સુખી અને જવાન રહે નહીં-તેને ના તો શક્તિ રહે કે ના તો ઝિંદગી રહે."

જ્યારે બૂઝોર્જમેહરે આવા ઉમદા સખુનો સાંભળ્યા અને પોતાનાં મગઝને પણ દાનાઈથી સણગાર્યું,

ત્યારે તે એ પ્રમાણે બોલ્યો કે "એ ખુરશીદને ચેહરાના પાદશાહ!-આ ઝળકતો આસ્માન તારીજ મુરાદ માફક ફરતું થજો!

તું જાણ કે જે કોઈ કે અકલ ધરાવે છે-તેજ પોતાનાં રવાનને અકલથી પર્વરેશ કરે છે. ૫૭૩

કે નાદાન્ બેનાલદ્ દેલે સન્ગો કૂહ્
અઝીરા નદારદ્ બરે કસ શોકૂહ્
નદાનદ્ કે આઘાઝ્ અન્જામરા
ન અઝ્ નન્ગ્ દાનદ્ હમી નામરા
નકૂહીદહ્ દર્ કાર્ નઝ્દે ગોરૂહ્
નકૂહીદહ્ તર્ નઝ્દે દાનેશ પેઝૂહ્
યકી આન્ કે દાવર્ બુવદ્ પુર્ દોરૂઘ
નગીરદ્ બરે મર્દે દાના ફોરૂઘ
સેપહ્બુદ્ કે બાશદ્ નેગહ્બાને ગન્જ
સેપાહી અઝ્ સર્ બેપીચદ્ ઝે રન્જ
દેગર્ દાનેશ્મન્દ્ કૂ અઝ્ બઝેહ્
નતર્સદ્ ચુ ચીઝી બુવદ્ બા મઝેહ્
પેઝેશ્કી કે બાશદ્ બતન્ દર્દમન્દ્
ઝે બીમાર્ ચૂન્ બાઝ્ દારદ્ ગઝન્દ્
ચુ દર્વીશ મર્દી કે નાઝદ્ બચીઝ્
કે આન્ ચીઝ્ ગોફૂતન્ નેયર્ઝદ્ પેશીઝ્
હમાન્ શાહ્ કઝ્ હર્ શબ્ આરામો ખાબ્
નેયાબન્દો દેહ્કાન અઝ્ પુર્ શેતાબ્
૫૭૪ વગર્ બાદે નૂશીન્ બતૂ બર્ જેહદ્
સેપાસી અઝાન્ બર્ સરત બર્ નેહદ્
બહ્ફૂતુમ ખેરદ્મન્દ્ કાયદ્ બખશ્મ
બચીઝે કસાન્ બર્ ગુમારદ્ દુ ચશ્મ
બહશ્તુમ બનાદાન્ નુમાયન્દહ્ રાહ્
સેપોર્દન બકાહેલ્ કસી દસ્તગાહ્
હરાન્ બી ખેરદ્ કૂ નેયાબદ્ ખેરદ્
પશીમાન શવદ્ હમ ઝે ગોફ્તારે ખદ્
દેલે મર્દુમે બી ખેરદ્ ઝારૂઝૂય
બદીન્ગૂનહ્ આવીઝહ્ અય નીકૂખૂય
ચુ આતેશ કે ગૂગેર્દ યાબદ્ ખરેશ
ગરશ દર્ નયેસ્તાન્ બુવદ્ પર્વરેશ

દેલે શાહે નૂશીરવાન્ ઝન્દહ્ બાદ
સરાને જહાન્ પીશે ઊ બન્દહ્ બાદ

એક કમ અકલ શખ્સથી ખડક અને પહાડ પણ વિલાપ કરશે-અને તેટલા માટે તેને કોઈની આગળ સન્માન મળતું નથી.

શુરૂઆત કઈ અને શેવટ કયું તે જાણી શકતો નથી-નામોસીમાં નામના મેળવવાનું વધારે પસંદ કરે છે.

લોકો તેની સાથના વહેવારમાં તેને ધિક્કારે છે-અને અનુભવ મેળવાનો શોક રાખનાર તેને વધારે ધિક્કારે છે.

પહેલું એ કે જો તે નાદાન ખોટો ન્યાય કરનારો હોય-તો અકલમંદ આગળ તે પોતાનું પત ખોહી દે છે.

બીજું એ કે જો તે નાદાન દેશનો વડો હોય અને ખઝાનો સંઘરનારો હોય-તો લશ્કર દુઃખી થઇ તેને છોડી દેશે.

ત્રીજું એ કે જો તે નાદાન કાંઇ અનુભવ ધરાવતો હોય તે છતાં કોઇ સારી ચીઝથી લલચાઇને ગુનાહ કરવાથી બીશે નહીં.

ચોથું એ કે જો તે નાદાન વૈદ હોવા છતાં પોતાનાં શરીરે દુઃખી હશે-તો તે બીમારોનું દુઃખ કેમ કાઢશે?

પાંચમું એ કે જો તે નાદાન મુફલેસ હશે તો જે ચીઝની કોઇ દમડી બાર દરકાર નહીં રાખે તેની વડાઇ ઉપર વડાઇ કરવા લાગશે.

છઠું એ કે જો તે નાદાન પાદશાહ હશે તો રૈયત તેનાથી રાતે સુખે ઊંઘાશે નહીં અને તેઓનાં દિલ ગભરાશે.

જો તે નાદાન પાદશાહના હાથે તારી ઉપર કોઈ મેહરબાની થશે-તો તારે માથે તેનો પાડ ચહાવશે.

સાતમું એ કે જો તે નાદાન પોતાને અકલમંદ ગણીને ગુસ્સામાં આવશે-તો તેમાં એમ સમજવું કે તે કોઈની માલમતા મેળવવાની ધારણા રાખતો હશે.

આઠમું એ કે તે પોતે નાદાન હોવા છતાં નાદાનોને શીખામણ આપવા નીકળશે-અને આળસુઓને આળસ કરવાને તૈનાત કરી આપશે.

વળી જો તે નાદાનની શીખામણ બીજા નાદાનો નહીં માનશે તો પોતાની શીખામણ ફોકટ ગયલી જોઈ તેને અફસોસ લાગશે.

એ નેક ખસલતના માલુમ! ને પોતાના બુરી ખાહેશો પુરી પાડવા અતિઘણો આતુર રહે છે.

જેમ બળતો આતશ ગંધકને તુરત વળગી રહે છે અથવા જેમ તે આતશ સૂકાં બરૂનાં જંગલને વળગી પડે છે, તેમ તેનું દિલ બૂરી ખસલતોને વળગેલું રહે છે.

પાદશાહ નોશીરવાનનું દિલ હમેશ કાયમ રહેજો!-અને જેહાનના સઘળા પાદશાહો તેની નઝદીક બંદા હોજો!"

## બઝ્મે શશુમે નૂશીરવાન્ બા બૂઝોર્જ્મેહ્ર્ વ મૂબેદાન્.

:o:

બદીન્ નીઝ્ યક્ હફ્તહ્ બુગ્ઝશ્ત શાહ્
બેફરમૂદ આરાસ્તન્ બારૂગાહ્
બેયામદ્ નેશસ્ત અઝ્ બરે તખ્તે ઝર્
અબા યારહો તાજો ઝર્રીન્ કમર્
બયક્ દસ્ત મૂબેદ્ કે બૂદશ વઝીર્
બદસ્તે દેગર્ યઝ્દગેર્દે દબીર્
૫૭૫ હમાન્ ગેર્દ્ બર્ ગેર્દે ઊ મૂબદાન્
સખુનગૂય બૂઝોર્જમેહ્રો રદાન્
બબૂઝોર્જ્મેહ્ર્ આન્ ઝમાન્ શાહ્ ગોફૂત
કે ગઊહર્ ચેરા બાયદ્ અન્દર્ નેહોફૂત

## નોશીરવાનની બૂઝોર્જમેહર અને વઝીરો સાથની છઠ્ઠી મજલેસ.

:o:

એ ઉપર પણ એક હફતો પસાર થયો ત્યારે પાદશાહે-પાછી દરબાર તૈયાર કરવાનો હોકમ કીધો.

અને પોતે ગળામાં સાંકળી અને માથાં ઉપર તાજ મૂકી સોનેરી કમરબંદ સાથ આવી સોનેરી તખ્ત ઉપર બિરાજ્યો.

પાદશાહના એક હાથ ઉપર મોબેદ અર્દશીર કે જે તેનો વડો વઝીર હતો તે-તેમજ બીજા હાથ ઉપર દરબારનો વડો મુન્શી યઝદગેર્દ બેઠો.

તેમજ પાદશાહની આસપાસ સઘળા વઝીરો-પેલો સુભાષિત બોલનાર બૂઝોર્જમેહર અને બીજા દાનાઓ બેઠા.

પછી પાદશાહે બૂઝોર્જમેહરને કહ્યું-કે "સખુનનું ગોહર તારે શા માટે છૂપું રાખવું જોઇયે?

સુખુનહા કે જાન્‌રા બુવદ સૂદમન્દ
વઝાન્ મર્દે બી અરૂજ ગર્દદ બલન્દ
વઝાન્ ગન્જે ગૂયા નગીરદ કમી
શેનૂદન્ બુવદ મરૂદરા ખુરૂરમી
ચુનીન્ ગોફ્‌ત મૂબેદ બબૂઝોરૂજમેહ્‌રૂ
કે અય નામવરૂ તરૂ ઝે ગર્દાન્ સેપેહ્‌રૂ
ચે દાની કે બીશીસ્ત બુગ્ઝાયદત
ચુ કમ્મી બુવદ ફ્રુઝ બેફ્ઝાયદત
ચુનીન્ દાદ પાસોખ કે કમતરૂ ખરી
તન્ આસાન્ શવી હમ રવાન્ પર્વરી
ઝે કેર્દારે નીકૂ ચુ બીશી કુની
હમાન્ બરૂ હમઆવરૂદ પીશી કુની
ચુનીન્ ગોફ્‌ત પસ યઝદગેર્દે દબીરૂ
કે અય મર્દે ગૂયન્દએ યાદગીરૂ
સેહ્‌ આહૂ કુદામસ્ત બા દેલ બરાઝ
કે દારન્દો હસ્તન્દ અઝાન્ બી નેયાઝ
ચુનીન્ દાદ પાસોખ કે બારી નુખોસ્ત
દેલ્ અઝ અયબ્ જોસ્તન્ બેબાગ્દત શોસ્ત
બીઆહૂ કસી નીસ્ત અન્દરૂ જેહાન્
ચે દરૂ આશ્કારો ચે અન્દરૂ નેહાન્
અગરૂ મેહ્‌તરી બરૂ તો રશ્ક આવરદ
ચુ કેહ્‌તરૂ શવદ ઊ સેરેશ્ક આવરદ
સેદીગરૂ સખુન ચીનો દૂ રૂયહ્ મરૂદ
બદાન્ તા બરૂ અન્ગીઝદ અઝ આબ્ ગરૂદ
ચે ગૂયન્દઈ ક્રૂ ન બરૂ જાયગાહ્
સખુન ગોફ્‌ત અઝ્‌ દૂરૂ શુદ ફરૂરો જાહ્
હરાન્ ક્રૂ સખુન સરૂબસરૂ નશ્નવદ
નદાનદ બગોફ્‌તારો હમ નચવદ
બચીઝી નદારદ ખેરદમન્દ ચશ્મ
કઝ્ બાઝ માનદ બેપીચદ ઝે ખશ્મ
બેપુર્સીદ પસ મૂબેદે મૂબદાન્
કે અય બરૂતરૂ અઝ દાનેશે બેખ્રદાન્
કસી નીસ્ત બી આરૂઝૂ દરૂ જેહાન્
અગરૂ આશ્કારા બુવદ ગરૂ નેહાન્
હમાન્ આરૂઝૂરા પદીદસ્ત રાહ્
કે પયદા બુવદ મરૂદરા દસ્તગાહ્
કુદામીન્ રહ્ આયદ મરા સૂદમન્દ
કુદામસ્ત બા રન્જો દર્દો ગઝન્દ
ચુનીન્ દાદ પાસોખ કે રાહ્ અઝ દો સૂસ્ત
ગુઝશ્તન્ તોરા તા કુદામ આરૂઝૂસ્ત
યકી રાહ્ બી બાકીઓ પુરૂ બદી
દોવુમ રહ્ નકૂ કારીઓ બેખ્રદી
ઝે ગીતી યકી બાઝ્ ગશ્તન્ બખાક્
કે રાહી દરાઝસ્ત બા બીમો બાક્
ખેરદ બાશદત ઝીન્ સખુન રહ્‌નમૂન્
દરીન્ પુર્સેશ અન્દરૂ ચેરાઈ ન ચૂન્
ખેરદમન્દરા ખેલઅતે ઈઝદીસ્ત
સઝાવારે ખેલઅત નેગહ્ કુન કે કીસ્ત
તનૂમન્દ કૂરા ખેરદ યારૂ નીસ્ત
બગીતી કસ ઊરા ખરીદારૂ નીસ્ત

સખુનો કે જે જીવને ફાયદો આપનારા છે-અને જે સાંભળ્યાથી સાધારણ માણુસ પણ મોટાઈ મેળવે છે.

સખુન બોલનારનો ખઝાનો કાંઈ તેથી કમી થતો નથી-પણ તે સાંભળવાથી માણસને ખુશહાલી ઉત્પન્ન થાય છે તે બોલ."

આથી વડા વઝીરે બૂઝોર્જમેહરને પૂછયું-કે "ઓ ફરતાં આસ્માનથી પણ વધુ કીર્ત્તિ ભરેલા શખ્સ!

તું શા ઉપરથી કહે છે કે તવંગરી તને ખરાબ કરે છે-અને ગરીબીમાં તારી ઝિંદગી લમ્બાય છે?"

તેણે એવો જવાબ દીધો કે "થોડું ખાધાથી-તું હલકો રહેશે અને તારા આત્માને પણ પર્વરેશી મળશે.

જો નેક ધારણાથી તું તારી સ્થીતિ સૂધારવા માગતો હોય-તો તું તારા હરીફ ઉપર તું સરસાઈ મેળવશે."

પછી મુન્શી યઝદગેર્દે પૂછયું-કે "ઓ યાદદાસ્ત શક્તિવાળા ચાલાક બોલનાર શખ્સ!

તે ત્રણ ખોડ કઈ છે કે જે માણસો પોતાનાં હૈયાંમાં-છુપાવેલી રાખે છે છતાં તેમાંથી મોકળા થવાનો વિચાર ધરાવતા નથી?"

તેણે એવો જવાબ દીધો કે "પહેલી અયબ એ છે કે એક મરતબે- ૫૭૬ તારે કોઈની ગીબત કરવાથી દિલ સાફ રાખવું જોઇયે.

કારણકે દુન્યામાં શું ઝાહેરમાં શું કે બાતેનમાં અયબ વગરનું કોઈ નથી.

બીજું કોઈ મોટો માણસ જો તારી અદેખાઈ કરતો હશે-તો જ્યારે તે ઉતરતા દરજ્જાનો બનશે ત્યારેજ તે રડીને પસ્તાશે.

ત્રીજી અયબ તે છે કે ચુગલખોર અથવા દગાખોર માણસ-પાણીમાં ધૂળનું તોફાન જગાડે (એટલે કે સાલેસ માણસ વચ્ચે કજીયો કરાવે).

જો એક વક્તા જગ્યા અને પ્રસંગને લાયક બોલે નહીં તો પછી તેનો માન મરતબો કમી થઈ જશે.

જે કોઈ ભાષણ એક છેડાથી તે બીજા છેડા સૂધી પુરૂં સાંભળે નહીં-તે કદી પણ ભાષણની કદર બૂઝે નહીં અને સમજવાની ઉલટ પણ રાખે નહીં.

અકલમંદ માણસ તે કે જે તેને મળી શકે નહીં અને તે માટે તેને ગુસ્સે થવું પડે, તેવી ચીઝ મેળવવાની આશા રાખતોજ નથી."

પછી પાછું વડા વઝીરે તેને પૂછયું-કે "ઓ અકલમંદોની અકલથી પણ વધારે ચઢિયાતા શખ્સ!

દુન્યામાં કોઈબી માણસ આશા વગરનો નથી હોતો-પછી તે આશા ઝાહેર હોય કે છૂપી હોય.

વળી આશા ઇન્સાનને માટે રસ્તો શોધી કાઢે છે-કે જેથી તે પોતાને માટે રોઝીનાં સાધણો મેળવી શકે,

તો કયો માર્ગ મારે માટે ફાયદા ભરેલો છે?-અને દર્દ, રંજ અને ૫૭૭ નુકસાનનો માર્ગ કયો છે?"

તેણે એવો જવાબ દીધો કે "એનો રસ્તો બે તરફથી છે-જે રસ્તે તું ચાહે તે રસ્તે જઇ શકે છે.

એક માર્ગ ધાસ્તી વગરનો અને બદીથી ભરેલો હોય છે-બીજો માર્ગ નેક કરણીવાળો અને ડહાપણ ભરેલો હોય છે.

આ દુન્યામાંથી પાછા ખાક તરફ જવાનો માર્ગ બહુજ લામ્બો અને વળી ભય ભરેલો છે.

આ બાબતમાં અકલ તારો રેહનુમા બનશે-આવા સવાલમાં ચૂનો ચેરા કરવી નકામી છે.

અકલમંદ માણસનેજ ખોદા તરફનો સરપાવ મળેલો હોય છે-તું નેગાહ પહોંચાડી જો કે તેવા સરપાવને લાયક કોણ છે?

તે ઝોરાવર તનદુરોસ્ત માણસ કે જેનામાં બિલ્કુલ અકલ નથી-તો તેનો દુન્યામાં કોઈ ખરીદદાર પણ નથી.

નબાશદ્ ખેરદ્ જાન્ નબાશદ્ રવાસ્ત
ખેરદ્ જાને જાનસ્તો ઈઝદ્ ગવાસ્ત

ચુ ખુન્યાદે દાનેશ બેયામૂખ્ત મરૂદ્
સઝાવારૂ ગર્દદ્ બનન્ગો નબરૂદ્
ઝે દાનેશ નુખોસ્તીન્ બયઝદાન્ ગેરાય
કે ઊ હસ્તો બાશદ્ હમીશહ્ બજાય
૫૭૮ બદ્ બેગ્વી કામે દેલ યાકૂતી
રસીદી બજાઈ કે બેશતાકૂતી

દેગરૂ દાનેશ આનસ્ત કઝ ખર્દની
ફરાઝ આરી અઝ ફય આવર્દની
બખુર્દો બપૂશેશ બપાકી ગેરાય
બદીન્ દારૂ ફર્માને યઝદાન્ બપાય
ચુ આયદ્ત રૂઝી બચીઝી ફરાઝ
બદસ્તો બગન્જે બખીલાન્ મતાઝ
હમ અઝ પીશહા આન્ ગુઝીન્ કન્દરૂય
ઝે નામશ નગર્દદ્ નેહાન્ આબ્રૂય
હમાન્ દુસ્તી બા કસી કુન્ બલન્દ્
કે બાશદ્ બસખ્તી તોરા યારૂમન્દ્
તો બરૂ અન્જુમન્ ખામોશી બરૂ ગુઝીન્
ચુ ખાહી કે યકુસરૂ કુનન્દ્ આફરીન્
ચુ ગૂઈ હમાન્ ગૂ કે આમૂખ્તી
બઆમૂખ્તન્ દરૂ જેગરૂ સૂખ્તી
સખુન્ સન્જો દીનારે ગન્જી મસન્જ
કે બરૂ દાનેશી મરૂદ્ ખારસ્ત ગન્જ
ઝબાન્ દરૂ સખુન્ ગોફૂતન્ આઝીરૂ કુન્
ખેરદરા કમાનો ઝબાન્ તીરૂ કુન્
૫૭૯ ચુ રઝમ આયદત પીશ હુશ્યારૂ બાશ
તનતરા ઝે દુશ્મન્ નેગહ્દારૂ બાશ
ચુ બદ્ખાહ્ પીશે તો સરૂ બરૂકશીદ્
તોરા રાયો આરામ્ બાયદ્ ગુઝીદ્
ચુ બીની બઆવરૂદ્ ગહ્ હમનબરૂદ્
નબાયદ્ કે ગર્દદ્ તોરા રૂએ ઝરૂદ્
તો પીરૂઝી અરૂ પીશદસ્તી કુની
સરત્ પસ્ત્ ગરૂદદ્ ચુ સસ્તી કુની
બદાન્ ગહ્ કે અસ્પ્ અફૂગની ગૂશ દારૂ
સેલીહે હમઆવરૂદરા હૂશ દારૂ
ગરૂ ઊ તીઝ ગર્દદ્ તો ઝૂ બરૂ મગરૂદ્
હુશીવારૂ યારાન્ ગુઝીન્ દરૂ નબરૂદ્
ચુ દાની કે બા ઊ નતાબી મકૂશ
બબર્ગશ્તન્ અઝ રઝમ બાઝ આરૂ હૂશ
ચુનીન્ હમ નેગહ્દારૂ તન્ દરૂ ખરેશ
નબાયદ્ કે બુગ્ઝાયદત્ પર્વરેશ
તોરા ખુરૂદે બેસ્યારૂ બુગ્ઝાયદત્
વગરૂ કમ ખુરી ઝૂરૂ બેફ્ઝાયદત્
મકુન્ દરૂ ખુરેશ ખીશતન્ થારૂ સૂ
ચુનાન્ ખુરૂ કે નીઝ આયદત આરૂઝૂ
૫૮૦ ઝે મય નીઝ તૂ શાદમાની ગુઝીન્
કે મસ્ત અઝ કસી નશ્નવદ્ આફરીન્

જે કોઈને કે અકલ નહીં હોય તેણે જાન પણ ધરાવવો લાયક નથી (યાને તે મૂવેલોજ ભલો)-અકલ આપણા જીવનો પણ જીવ છે અને જેનો યઝદાન સાક્ષી છે.

જ્યારે ખરો અનુભવ માણસ મેળવશે ત્યારેજ તે લડાઈ અને સુલેહના હન્ગામમાં લાયક માણસ કહેવાશે

તારી દાનાઇએ કરી પહેલાં તું પાક યઝદાન કે જે હમેશનો કાયમ છે અને હમેશે કાયમ રહેશે તેનીજ ખાહેશ કરજે.

જો તું તે સાહેબનીજ ખાહેશ કરશે તો તારાં દિલની સઘળી મુરાદ પાર પડેલીજ સમજજે અને જે જગ્યાએ કે તેં જવાની ઉતાવળ કીધી તે જગ્યાએ જઇ પહોંચેલોજ જાણજે.

બીજો ઉપયોગ ડહાપણનો તે છે કે કોશેશ કરીને જિન્દગીના નીભાવ માટે ખોરાક મેળવે.

ખાધા પીધામાં અને પેહેરવા ઓઢવામાં ચોખ્ખાઇ અને સફાઈ રાખજે-અને તેમ કરવામાં યઝદાનનો હોકમ બજા લાવજે.

જો નસીબથી કોઈ દિવસે દઉલત મેળવવા પામે તો કંજુસ માણસની મિસાલ તેને ભરી મૂકતો ના.

વળી ધંધાઓમાંના તે ધંધાને તું પસંદ કરજે કે જેનાં નામથી તને ખરાબ નહીં લાગે.

દોસ્તી પણ તેવાજ કોઈ સાથ લગ્આવેલી રાખજે કે જે આફતની વખતે તને મદદ કરી શકે.

જો તું ચાહતો હોય કે સઘળાઓ તારી વખાણ કરે તો તું મજલેસમાં ખામોશી એખ્તયાર કરજે.

જ્યારે પણ તું કાંઈ બોલવા ચાહે ત્યારે જે કાંઈ તું શીખ્યો હોય અને તે શીખવામાં તારૂં જીગર બાળી નાખ્યુ હોય તેજ બોલજે.

તું સખુનનુજ તોલ કરજે પણ પોતાના ખઝાનામાંનાં દીનારનું તોલ ના કરતો-કારણકે અકલમંદ શખ્સને મનસે ખઝાનો તુચ્છ છે.

કાંઈ પણ બોલતી વખતે તારી ઝબાનને સંભાળજે તારી અકલને કમાન કરજે અને ઝબાનને તીર બનાવજે.

જ્યારે તારી સામે લડાઇ આવી લાગે ત્યારે હુશ્યાર રહેજે-અને તારાં શરીરને દુશ્મન લોકોથી સંભાળેલુ રાખજે

જ્યારે દુશ્મન તારી સામે સફ સમારી ઉભો રહે-ત્યારે તને દાનાઈ અને ધીરજ એખ્તયાર કરવી જોઇયે.

જો તારો દુશ્મન માથું ફેરવે-તો લડવા આગમચ વિચાર કરજે અને ધીરજ રાખજે. ઉતાવળો થતો ના.

જો તું પહેલા ધસારો કરશે તો ઝરૂર ફતેહ પામશે પણ જો તું સુસ્તી કરશે તો તારૂં સર ખુવાર થશે.

જે વખતે કે તું ઘોડા ડપટાવે તે વખતે સંભાળ રાખજે-અને તારા હરીફનાં હથિયારને તપાસતો રહેજે.

જો તે લડવામાં તેઝ થાય તો તું તેનાથી પાછો ના ફરતો-લડાઇ માટે તું હુશ્યાર સાથીઓનેજ ચુંટી કાઢજે.

પણ જ્યારે તુ જાણે કે દુશ્મન સામે ટકી શકશે નહીં ત્યારે નકામી કોશેશ ના કરતો-અને તે લડાઇમાંથી પાછું ફરવાની હુશ્યારી પકડજે

એજ પ્રમાણે ખાધા પીધામાં પણ સંભાળ રાખજે એવું નહીં થાય કે તારો ખોરાક તને નુકસાન કરે

ઘણો ખોરાક તને નબળો કરશે-અને જો તું થોડુ ખાશે તો તારૂં કોવત વધશે.

એટલો બધો ખોરાક ના ખાતો કે જેથી ચારે બાજૂથી તારૂં પેટ ફૂલી આવે-થોડી ઇચ્છા ખાવાની બાકી રહે કે ખાવનું બંધ કરજે.

મય પીવાની ખુશાહાલી પણ તું હદમાં રહીનેજ એખ્તયાર કરજે-કારણકે છાકટો માણુસ કોઇ તરફથી શાબાશી મેળવતો નથી.

ચુ યઝ્દાન પરસ્તી પસન્દીદઈ
જહાન ચૂન સેરેશ્કે તો ચૂન દીદઈ

બસી અઝ જહાન આફરીન યાદ કુન
પરસ્તેશ બરીન યાદ બુન્યાદ કુન
બઝર્ફી નેગહ્દાર હન્ગામરા
બરૂઝો બશબ ગાહે આરામરા
મેયાનહ્ ગુઝીન દર હમહ્ કાર કરૂદ
બપયવસ્તગી હમ બનન્ગો નબરૂદ
તો બાદીઓ આબી સેરેશ્તહ્ બખાક
ફરામૂશ મકુન રાહે યઝ્દાને પાક
પરસ્તેશ ઝે ખુરદ ઈચ કમતર મકુન
તો નવ બાશ અગર હસ્ત ફર્માન કોહુન
બનીકી ગેરાયો ઘનીમત શેનાસ
હમહ્ ઝાફ્રીનન્દહ દાન ઈન સેપાસ
હવારા મબર પીશ રાયો ખરદ
કઝાન પસ ખેરદ સૂએ તૂ નન્ગરદ
મગરદ ઈચ ગૂનહ્ બગેર્દે બદી
બનીકી બેયારાય ગર બેખ્રદી
સેતૂદહ તર આન કસ બુવદ દર જેહાન
કે નીકશ બુવદ આશકારો નેહાન
દબીરી બેયામૂઝ ફર્ઝન્દરા
ચુ હસ્તી બુવદ ખીશો પયવન્દરા
ચુ ખાહી કે રન્જે તન આયદ બબર
અઝ આમૂઝગારાન મપતાબ સર
દબીરી રસાનદ જવાનરા બતખ્ત
શવદ ના સઝા ઝૂ સઝાવાર બખ્ત
દબીરીસ્ત અઝ પીશહા અરૂજમન્દ
કઝૂ મરૂદે અફગન્દહ ગર્દદ બલન્દ
ચુ બા આલતો રાય બાશદ દબીર
નેશીનદ બરે પાદશા નાગુઝીર
તને ખીશરા ગર બેદારદ બરન્જ
બેયાબદ બી અન્દાઝહ્ અઝ શાહ ગન્જ
બલાઘત ચુ બા ખત ફરાઝ આયદશ
બઅન્દીશહ્ મઅના બેયફ્ઝાયદશ
ઝે લફ્ઝ આન ગુઝીનદ કે કૂતાહ તર
બમઅની આન નુમાયદ કે દેલખાહ તર
ખેરદમન્દ બાયદ કે બાશદ દબીર
હમાન બોરૂદબારો સખુન યાદગીર
હુશીયારો સાઝન્દહ બા પાદશા
ઝબાન ખામોશ અઝ બદ બતન પારસા

શેકીબાઓ બા દાનેશો રાસ્તગૂય
વફાદારો પાકીઝહો તાઝહ્ રૂય
ચુ ઈન બા હોનરહા શવદ પીશે શાહ
બબાયદ નેશસ્તન વરા પીશગાહ
સુખુનહા ચુ બેશ્નીદ અઝૂ શહૂર્યાર
દેલશ તાઝહ્ શુદ ચૂન ગુલ અન્દર બહાર
ચુનીન ગોફત કેસા બમૂબેદ કે રવ
... પાયગાહી બેયારાએ નવ

જો ખોદાની પરસ્તેશ કરનારો તું હશે તો સંતોષી રહેશે-આખી દુન્યા એક ટીપાં આંસુ જેટલી જાણજે અને તું પોતાને આંખ મિસાલ જાણજે (એટલે જો તને સંતોષ હશે તો તારી આંખે તમામ દુન્યા એક ટીપાં આંસુ જેટલી લાગશે).

તું ખોદાતાલાની ઘણીક યાદ કરતો રહેજે-અને એ યાદનો પાયો બંદગી ઉપર રાખજે.

શું દિવસના કે શું રાતના વખતને તેમજ આસાયેશ લેવાના વખતને ખૂબ બારીકીથી સંભાળજે.

દરેક કામમાં નિરંતર વચલો માર્ગ એખ્તયાર કરજે-લડાઈ અને સુલેહના હંગામમાં પણ તેમજ ચાલજે.

તું પવન, પાણી અને ખાકની બનાવટનો છે-માટે પાક યઝદાનની રાહ ભૂલી ના જતો.

ખાધા કરતાં કોઇબી રીતે બંદગી ઓછી ના કરતો-જો કે આ બંદગી કરવાનુ ફર્માન તો બહુજ પુરાણું છે તોપણ તું બંદગી કરનાર તો નવોજ રહેજે.

તુ સઘળી નેકીનીજ ખાહેશ કરજે અને તેનેજ ગનીમત ગણજે-અને એ સઘળી શુક્ર ગુઝારી પયદા કરનાર સાહેબ તરફથીજ સમજજે.

તારી અકલ અને ડહાપણ આગળ લોભ અને હવસને આવવા દેતો ના-નહીં તો કે તે પછી અકલ તારી તરફ જરા નઝર પણ કરશે નહીં.

તું કોઈબી રીતે બદીની આસપાસ ફરતો ના-પણ જો તું દાના હોય તો નેકીજ પસંદ કરજે.

આ દુન્યામાં વધારે વખણાયલો શખ્સ તેજ છે-કે જેનાં ઝાહેર અને છૂપાં કામો ભલાં હોય. ૫૮૧

જો તારાં સગાં વહાલાં દઉલત દુન્યાથી મગરૂર હોય અને તું ગરીબ હોય-તો તારાં ફર્ઝંદને લેખણ વિદ્યા શીખવજે.

અને જો તું ચાહતો હોય કે તારી મેહનતનું ફળ નીપજે-તો ઉસ્તાદો પાસથી એલ્મ શીખતાં કંટાળતો ના.

વાંચવા લખવાનો એલ્મ એક જવાનને પાદશાહનાં તખ્ત આગળ પુગાડે છે તે એલ્મ શીખ્યાથી નાલાયક નસીબ પણ લાયક બની જાય છે.

સઘળા ધંધા કરતાં મુન્શીગરીજ ઉત્તમ છે-જેનાથી નીચો પડેલો મર્દ પણ બુલંદીએ પહોંચે છે.

જો એક સઘળી તાલીમ પામેલો અને દાનાઇ સાથનો મુન્શી હોય છે-તો તે બેશક પાદશાહની નઝદીક પોતાની બેઠક ધરાવવા શક્તિમાન બને છે.

જો પાદશાહની ખિદમતમાં તે મેહનત કરશે-તો પાદશાહથી તે બેહદ ખઝાનો પામશે.

લેખણ વિદ્યાથી જ્યારે વક્તાપણું મેળવી શકાય છે-ત્યારે વિચાર શક્તિથી માણસની સમજ વધે છે.

શબ્દોમાંથી તે ઘણાજ થોડા શબ્દો વાપરે છે-અને પોતાનો અભિપ્રાય સુંદર રીતે બાહેર પાડે છે.

મુન્શી (સેક્રેટરી)ને ઘટે છે કે તે ડાહ્યો હોય-વળી સહનશીલ હોય અને સારી યાદદાસ્ત શક્તિ ધરાવનારો હોય.

તે (પાદશાહનો સેક્રેટરી) હોશયાર હોવો જોઇયે અને અને પાદશાહના વિચાર સાથ મળતો થતો હોવો જોઇયે-બૂરી વાતથી પોતાની ઝબાન બંધ રાખનારો અને પર્હેઝગાર માણસ હોવો જોઇયે. ૫૮૨

તે સન્તોષી, દાનાઇવાળો, સાચું બોલનારો-વફાદાર, પાકીઝેહ અને ખુશ ચેહરાનો હોવો જોઇયે.

જો કોઇ આવા સઘળા હોનર ધરાવનારો શખ્સ પાદશાહ આગળ જાય-તોજ તેણે પાદશાહની હરોલમાં બેસવું ઘટે છે."

જ્યારે બુઝોર્જમેહરના આવા સખુનો પાદશાહે સાંભળ્યા-ત્યારે તેનું દિલ બહારની મઉસમનાં ફૂલ માફક ખીલ્યું.

પછી નોશીરવાને વડા વઝીરને કહ્યું કે "તું જા-અને બુઝોર્જમેહરનો દરજ્જો વધારવાની તૈયારી કર.

દેરમ્ ખાહો ખેલ્અત્ સઝાવારે ઊય
કે દેલ્ શાહ્ ગરૂદદ્ બગોફ્તારે ઊય

પૈસાની થેલી અને તેને લાયકનો સરપાવ મંગાવ-કારણકે તેની દાનાઈની વાતો સાંભળવાથી દિલ ખુશહાલ બને છે."

---

## બઝ્મે હફ્તુમે નૂશીરવાન્ બા બૂઝોર્જ્મેહ્રૂ વ મૂબેદાન્.

—:○:—

હેગરૂ હફ્તહ્ ચૂન્ હૂરૂ બેફ્રૂખ્ત તાજ
બેયામદ્ નેશસ્ત અઝ્ બરે તખ્તે આજ
અબા મૂબેદે મૂબેદાનો રદાન્
જહાન્જૂયો બીદારૂ દેલ્ બેખ્રદાન્
હમાન્ સાવહો યઝ્દગેરૂદે દબીરૂ
બપીશ અન્દરૂન્ બહુમને તીઝ્વીરૂ
બબૂઝોરૂજ્મેહ્રૂ આન્ ઝમાન્ ગોફ્ત શાહ્
કે દેલ્હા બેયારાયો બેન્માય રાહ્
૫૮૩ ઝે મન્ રાસ્તી હરૂચે દાની બેગૂય
બકજ્ઝી મજૂય અઝ્ જહાન્ આબ્રૂય
પરસ્તેશ ચેગૂનહ્સ્ત ફર્માને મન્
નેગહ્દાશ્તન્ રાયો પયમાને મન્
સુખુનહા સખુફ્ ગૂયો બસ્તહ્ મગૂય
મકુન્ ખામ ગોફ્તારૂ બા રન્ગો બૂય
ચુનીન્ ગોફ્ત બા શાહ્ બીદારૂ મરૂદ્
કે અય બરૂતરૂ અઝ્ ગુમ્બદે લાજ્વરૂદ્
પરસ્તીદને શહ્રૂયારે ઝમીન્
નગૂયદ્ ખેરદ્મન્દ્ જોઝ્ રાહે દીન્
બફર્માને શાહાન્ નબાયદ્ દેરન્ગ્
નબાયદ્ કે ગરૂદદ્ દેલે શાહ્ તન્ગ્
હરાન્ કસ કે બા પાદ્શા દુશ્મનસ્ત
રવાનશ .પરસ્તારે આહ્રીમનસ્ત
દેલી ફ્ નદારદ્ તને શાહ્ દૂસ્ત
નબાયદ્ કે બાશદ્ વરા મગ્ઝો પૂસ્ત
ચુનાન્ દાન્ કે આરામે ગીતીસ્ત શાહ્
ચુ નીકી કુની ઊ દેહદ્ પાયગાહ્
બનીકો બદ્ ઊરા બુવદ્ દસ્તરસ
નેયાઝદ્ બકીનો બઆઝારે કસ
૫૮૪ તો મપસન્દ્ ફેર્ઝન્દરા જાએ ઊય
ચુ જાન્દારૂ ચેહ્રે દેલારાએ ઊય
બશહ્રી કે હસ્ત્ અન્દરૂ મેહ્રે શાહ્
નેયાબદ્ નેયાઝ્ અન્દરાન્ બૂમ રાહ્
બદી બરૂ તો અઝ્ ફ્રૂરે ઊ નુગ્ઝરદ્
કે બખ્તશ હમહ્ નીકુઈ પર્વરદ્
જહાન્રા દેલ્ અઝ્ શાહ્ ખન્દાન્ બુવદ્
કે બરૂ ચેહ્રે ઊ ફ્રૂરે યઝ્દાન્ બુવદ્
ચુ અઝ્ નઅમતશ બહ્રહ્ યાબી બેફ્રૂશ
કે દારી હમીશહ્ બફર્માન્શ ગૂશ
બઅન્દીશહ્ ગરૂ સરૂ બેપીચી તો ઝૂય
બેતાબદ્ હમાન્ગહ્ ઝે તૂ બખ્ત રૂય

## નોશીરવાનની બૂઝોર્જમેહર અને વઝીરો સાથની સાતમી મજલેસ.

—:○:—

બીજે હફ્તે જ્યારે આફ્તાબે પોતાનું તાજ રોશન કીધું ત્યારે પાદશાહ પોતે આવી હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો.

વડા વઝીર અને સરદારો સાથ-પ્રખ્યાત બૂઝોર્જમેહર અને બીજા બાહોશ દાનાઓ બેઠા.

સાવેહ અને યઝદગેર્દ નામનો વઝીર (સેક્રેટરી) તેઓની સાથ પાદશાહની હુઝૂર બેઠા-તથા તેઓની સામે તિક્ષ્ણ બુદ્ધિનો બહમન બેઠેલો હતો.

પછી પાદશાહે તુરત બૂઝોર્જમેહરને કહ્યું કે "તું તારા નસીહતના સખુનોથી અમારાં દિલ રીજવ અને નેક માર્ગ દેખાડ.

મારે માટે જે કાંઇ તુ જાણતો હોય તે સાચેસાચું કહે-અને જૂઠું બોલી દુન્યામાંથી આબરૂ મેળવતો ના.

મારા હોકમને લોકોએ કેમ માનવો જોઇયે-મારી શીખામણ કેમ સાંભળવી જોઇયે અને મુજ તરફ કેમ વફાદારીથી વર્તવું જોઇયે?

ભેદ ભરમમાં બોલતો ના પણ ખુલ્લા શબ્દોમાં કહી દેજે-પેચદાર અને ચાપલૂસીવાળા લેબાસમાં કાચી વાતો કરતો ના."

તે ચાલાક મર્દે પાદશાહને એમ કહ્યું-કે "ઓ લાજવર્દી આસ્માન કરતાં પણ વધારે ચઢિયાતા પાદશાહ!

પોતાના દેશના પાદશાહની તાબેદારી કરવી એને ડહાપણવાળો શખ્સ દીનની રાહ સિવાય બીજું કાંઈજ કહેતો નથી

પાદશાહનો હોકમ બજા લાવવામાં કશી પણ ઢીલ થવી જોઇયેજ નહીં-પાદશાહનું દિલ દુઃખી થાય તેવું કોઇયે કરવુંજ નહીં જોઇયે.

જે કોઈ શખ્સ કે પાદશાહનો દુશ્મન છે-તો એમ જાણવું કે તેનું રવાન એહરેમનની પરસ્તેશ કરનારૂં બન્યું છે.

જે કોઇ કે પાદશાહ તરફ મોહબત નહીં ધરાવતું હોય-તેનું ભેજું કે શરીર કાયમ રહેવા દેવું નહીં જોઇયે (યાને તેને ગર્દન મારવો જોઇયે).

તારે જાણવું જોઇયે કે પાદશાહ ખલકને આરામનો આપનારો છે-જો તું તેની સાથ ભલાઇ કરશે તો તે પણ તને મરતબો આપશે.

પાદશાહમાં નેકી અને બદી કરવાની શક્તિ છે ખરી-પણ તે વેર લેવાની કે કોઇને દુઃખ દેવાની ધારણા રાખતો નથી.

તું પાદશાહ કરતાં તારાં ફર્ઝંદને વહાલું ગણતો ના-બલ્કે પાદશાહનાં દિલને તાઝગી આપનારા દીદારને તારા પોતાના જીવ જેટલો વહાલો ગણજે.

જે શેહરમાં કે પાદશાહ તરફ મોહબત હોય છે-તે શેહરમાં હાજતમંદી (ગરીબાઈ) દાખલ થઈ શકતી નથી.

તેના બુલંદ મરતબાને લીધે તેની તરફથી કાંઇ બૂરાઇ તારી ઉપર આવશે નહીં-કારણકે તેનાં નસીબમાં નેકીને ઉત્તેજન આપવાનું સરજેલું છે.

રૈયતનાં લોકોનું દિલ પાદશાહથીજ ખુશહાલ રહે છે-કારણકે તેના ચેહરા ઉપર ખોદાઈ ખોરેહ પ્રકાશે છે.

જ્યારે તું પાદશાહની બક્ષેશમાંથી હિસ્સો મેળવે છે-ત્યારે હમેશ તેનો હોકમ બજા લાવવા તું કોશેશ કરતો રહે.

જો તું તેના હોકમથી પોતાનું સર ફેરવવાનો અમથો વિચાર પણ કરશે-તો તેજ વખત તારાથી તારૂં બુલંદ નસીબ ફરી જશે.

ચુ નઝદીકૂ દારદ મશવ્ પુરૂ મનેશ
વગરૂ દૂરૂ ગર્દી મકુન્ સરૂઝનેશ
પરસ્તન્દહુ ગરૂ યાબદ અઝ શાહુ રન્જ
નેગહ્ કુન્ કે બા રન્જ નામસ્તો ગન્જ
ઝે યઝદાન્ ખુવદ આન્ કે ગૂયદ સેપાસ
કુનદ આફરીન્ મર્દે યઝદાન્ શેનાસ
નબાયદ કે સીરૂ આયદ અઝ કારૂ કરૂદ
હમાન્ નીઝ કુન્દી કુનદ દરૂ નબરૂદ
વદીગરૂ કે અન્દરૂ દેલશ રાઝે શાહુ
બેદારદ નગૂયદ બખુરૂશીદો માહુ
બફર્માને શાહુ આન્ કે સસ્તી કુનદ
હમી અઝ તને ખીશ મસ્તી કુનદ
નફ્રુહીદહુ બાશદ ગેલે આન્ દેરખ્ત
કે લેપરાગનદ બરૂગ્ બરૂ તાજો તખ્ત

ઝે કસહાએ ઊ પીશે ઊ બદ મગૂય
કે કમતરૂ કુની નઝદે શાહુ આબ્રૂય
હરાન્ કસ કે બેસ્યારૂ ગૂયદ દોરૂઘ
બનઝદીકે શાહાન નગીરદ ફોરૂઘ
સખુન કાન્ ન અન્દરૂખરદ બા ખરદ
બેફ્રૂશદ કે બરૂ પાદશા નશમરદ
વગરૂ પુર્સદત આન્ચે દાની બેગૂય
બબેસ્યારૂ ગોફ્તન મબરૂ આબ્રૂય
ફેઝૂનસ્ત અઝાન્ દાનેશ અન્દરૂ જેહાન
કે બેશ્નીદ ગૂશ આશકારો નેહાન્
કસીરા કે શાહે જહાન્ ખારૂ કરૂદ
બેમાનદ હમીશહુ રવાનશ બદરૂદ
હમાન્ દરૂ જહાન્ અરૂજમન્દ આન્ ખુવદ
કે બા ઊ લબે શાહુ ખન્દાન્ ખુવદ
ચુ બેન્વાઝદત શાહુ ગશ્શી મકુન્
વગરૂચેહુ પરસ્તન્દહુ બાશી કોહુન્
અગરૂ ચન્દ ગરૂદદ પરસ્તેશ દરાઝ
ચુનાન્ દાન્ કે હસ્ત અઝ તો ઊ બીનેયાઝ
કે ગરૂ પર્વરદ દીગરીરા હમાન્
પરસ્તારૂ બાશદ ચુ તૂ બી ગમાન્
વગરૂ બા તો ગરૂદદ બચીઝી દેઝમ
બપૂઝેશ ગેરાયો મઝન હીચ દમ
વગરૂ નીસ્ત આગાહીઅત ઝાન્ ગુનાહુ
બરહુનહુ દેલતરા બબરૂ નઝદે શાહુ
વગરૂ હીચ તાબ્ અન્દરૂ આરી બદેલ
બદૂ રૂય મન્માયો દેલ્ બરૂ ગુસેલ
બફરૂરશ બેબીનદ નેહાને તોરા
દેલે કઝ્ઝો તીરહુ રવાને તોરા
અઝાન્ પસ નેયાબી તો ઝૂ નીકવી
હમાન્ ગરૂમ ગોફ્તારે ઊ નઃનવી
દરે પાદશા હમચુ દર્યા શુમરૂ
પરસ્તન્દહુ મલ્લાહો કશ્તી હુનરૂ
સખુન્ લન્ગરો બાદબાનશ ખરદ
બદર્યા ખેરદમન્દ ચૂન્ બુગ્ઝરદ

જો પાદશાહ તને પોતાની નઝદીક રાખે તો તેથી મગરૂર ના બની જતો–અને જો તને તે પોતાની નઝદીકથી પાછો દૂર કરે તો તેને માટે બડબડતો ના.

અગરજો એક નોકર પાદશાહ માટે રંજ ખેંચે છે–તો તું ધ્યાન પુગાડ કે તે રંજ સાથ તેને કીર્ત્તિ અને પૈસા બન્ને મળે છે.

જે શાહના શુક્રાના કરે છે તે ખોદાતાલાનાજ શુક્ર કીધેલા ગણાય છે–ખોદાને પિછાનનારોજ તેની વખાણ ગાય છે.

પાદશાહના નોકરને ઘટે નહીં કે તેની ખિદમતથી કંટાળો ખાય–તેમજ તેને ઘટે નહીં કે લડાઈમાં સુસ્તી કરે.

વળી તેને પાદશાહનો ભેદ ભરમ દિલમાંજ–રાખવો જોઇયે તેણે તે ૫૮૫ આફતાબ અને માહતાબને પણ કહેવો નહીં જોઇયે,

જે કોઈ કે પોતાનાં ઝોર ઉપર ખોટી રીતે ફૂદતો હશે તે પાદશાહનો હોકમ બજા લાવવામાં ઢીલ કરશે.

તે ઝાડની માટી ખરાબ હશે–કે જે ઝાડ પોતાનાં ડાળ પાંખડાં તાજ અને તખ્ત ઉપર લમ્બાવશે (યાને તે માણસ ખરોજ બે બુન્યાદ કહેવાશે કે જે પાદશાહનાં તાજો તખ્ત ઉપર ત્રાપ મારવા આવશે).

તું પાદશાહનાં માણસોની બદગોઇ તેની આગળ ના કરતો–કારણકે એથી તું પાદશાહની નઝદીક પોતાની આબરૂ કમી કરશે.

જો કોઈ કે ઘણું જૂઠું બોલે છે–તે પાદશાહોની નઝદીક માન પામતો નથી.

જે વાત કે અકલને અનુસરતી નહીં હોય–તે પાદશાહને કાને નહીં જાય તેની તું સંભાળ રાખજે.

પણ જો તને પાદશાહ કાંઇ પૂછે તો જે કાંઈ તું જાણતો હોય તેજ કહેજે–ઘણું બોલીને પોતાની આબરૂ ના ગુમાવતો.

કારણકે તારા કાને જે કાંઈ ઝાહેર કે બાતેનમાં સાભળ્યું છે–તેના કરતાં દુન્યામાં વિદ્યા ઘણી વધારે છે.

દેશના પાદશાહે જે કોઇને ખુવાર કીધો–તો તેનો જીવ હમેશે દુઃખમાં રહે છે.

તેમજ દુન્યામાં માન પામેલો શખ્સ તેજ છે–કે જેની સાથ પાદશાહના હોઠ હસ્તાજ રહે છે.

અગરજો તું ગમે એટલો પાદશાહનો જૂનો નોકર હોય–તોપણ જો ૫૮૬ પાદશાહ તારી ઉપર નવાઝેશ કરે તો ફૂલાઇ ના જતો.

કારણકે તારી નોકરી ગમે એટલી લામ્બી હશે–તોપણ તું યાદ રાખજે કે તેને તારી ગરઝ નથી.

કારણકે જો તે કોઇ બીજાને નોકરી રાખી તેની પર્વરેશી કરશે–તો બેશક કે તે તારા જેવોજ એક નોકર બનશે.

અગરજો તે કોઈ વાતમાં તારાથી નારાઝ થાય–તો જરા પણ દમ ખાધા વગર તુરત માફી માંગજે.

અને જો તને તે તારા વાંકની ખબર નહીં હોય–તો તું ભોળાં દિલે (યાને સાફ અંતઃકરણે) તે પૂછવા પાદશાહ આગળ જજે.

જો તારાં મનમાં તારા વાંક વિષે કાંઇ વેહેમ આવતો હોય–તો પાદશાહને મોં દેખાડતો ના અને માફીની આશા છોડી દેજે.

તારાં દિલની છૂપી વાત પાદશાહ ઈઝદી રોશનીથી જોઇ શકશે–તારૂં પાપી મન અને મેલું હૈયું તુરત પારખી લેશે.

અને ત્યાર પછી તું તેના તરફથી કશી ભલાઇ મેળવશે નહીં–તેમજ તેના માયા ભર્યા સખુનો સાંભળશે નહીં.

તું પાદશાહની દરબારને એક દર્યાની માફક સમજ–તેના નોકરો ખલાસી માફક અને તેઓના હોનરો વહાણ માફક સમજ.

તેઓના સખુનો તે લંગર માફક અને તે વહાણનો સઢ તે પેલા નોકરોની અકલ સમજ–જ્યારે અકલમદ માણસ દર્યામાંથી પસાર થાય છે,

૫૮૭ હમહ્ બાદ્બાનશ કુનદ્ માયહ્ દારૂ
કે હમ્ માયહ્ દારસ્તો હમ્ સાયહ્ દારૂ
કસી કૂ નદારદ્ હોનરૂ બા ખરદ્
સઝદ્ ગરૂ દરે પાદ્શા નસ્પરદ્
અગરૂ પાદ્શા કૂહે આતશ બુદી
પરસ્તન્દહ્રા ઝીસ્તન્ ખશ બુદી
કે આતેશ ગહે ખેશ્મ સૂઝાન્ બુવદ્
ચુ ખુશ્નૂદ્ બાશદ્ ફેરોઝાન્ બુવદ
અગરૂ યકૂ ઝમાન્ શીરો શહ્દસ્ત બહ્રૂ
બદીગરૂ ઝમાન્ ચૂન ગઝાયન્દહ્ ઝહ્રૂ
બકેર્દારે દર્યા બુવદ્ કારે શાહ્
બફર્માને ઊ તાબદ્ અઝ્ ચરૂખ માહ્
ઝે દર્યા યકી રીગ્ દારદ્ બકફૂ
દેગરૂ દુરૂરહ્ દારદ્ મેયાને સદફૂ
જહાન્ ઝેન્દહ્ બાદા બનૂશીરવાન્
હમીશહ્ બફર્માનશ ચર્ખે રવાન્
કે બરૂ શહ્રૂયારાને ગીતી સરસ્ત
બહરૂ ખૂબી આરાયેશે કેશ્વરસ્ત
નેગહ્ કરૂદ્ કેસ્રા બગોફ્તારે ઊય
દેલશ ગશ્ત ખુરૂરમ બદીદારે ઊય
૫૮૮ ચુ ગોફ્તી કે ઝેહ્ બહ્રહ્ બૂદી ચહારૂ
બદીન્ગૂનહ્ બુદ્ બખ્શેશે શહ્રૂયારૂ

ચુ બા ઝેહ્ બેગોફ્તી ઝેહાઝેહ્ બહમ
ચેહલ બદ્રહ્ બૂદી ઝે ગન્જશ દેરમ

ચુ ગન્જૂરૂ બા શાહ્ કર્દી શુમારૂ
બહરૂ બદ્રહ્ બૂદી દેરમ દહ્ હઝારૂ
શહન્શાહ્ બા ઝેહ્ ઝેહાઝેહ્ બેગોફ્ત
કે ગોફ્તારે ઊ બા દેરમ બૂદ્ જોફ્ત
બેયાવરૂદ્ ગન્જૂરે ખુરૂશીદ્ ચેહ્રૂ
દેરમ બદ્રહા પીશે બૂઝોરૂજમેહ્રૂ

ત્યારે તે બધા સઠને મઝબૂત કરે છે-કારણ તે સઠથીજ તેને તાકત અને આસરો છે.

જે કોઇ કે અકલ સાથે હુનર નહીં ધરાવતો હોય-તેને લાયક છે કે પાદશાહને દરવાઝે જાયજ નહીં.

અગરજો પાદશાહ એક આતશનો પહાડ હતે-તોપણ તેના નોકરોને ઝિંદગી ગુઝારવી ખુશ લાગતે.

કારણકે આતશ ગુસ્સાને વખતે બાળી નાખનારો બને છે-પણ જ્યારે તે શાન્ત પડે છે ત્યારે તે રોશની આપનારો હોય છે.

પાદશાહ કોઇ વખત દુધ અને મધ જેવો મીઠો હોય છે-તો કોઈ વખત કાતેલ ઝેહર જેવો કડવો બને છે.

પાદશાહનાં કામો દર્યાની માફકનાં હોય છે-આસ્માન ઉપરથી માહ-તાબ પણ તેનાજ હોકમથી ઝળકાટ આપે છે.

દર્યામાંથી એક જણના હાથમાં રેતી આવી પડે છે-તો બીજો સીપ-માંથી મોતી મેળવે છે.

નોશીરવાનથી આ દુન્યા કાયમ રહેજો. ફરતો આસ્માન પણ તેનાજ ફર્માન ઉપર હમેશે ચલજો!

કારણકે દુન્યાના પાદશાહો ઉપર તે સરદાર છે અને દરેક ખુબીમાં દેશનો સણગાર છે."

નોશીરવાને તેની વાતો ઉપર ખૂબ ધ્યાન પુગાડયું-બુઝોર્જમેહરના દીદારથી તેનું દિલ ખુશહાલ બન્યું.

હવે પાદશાહની બક્ષેશ કરવાની રીતી એમ હતી-કે જ્યારે કોઇને "શાબાશ" કરીને કહેતો ત્યારે તે શખ્સને દિરમની ચાર કોથળી બક્ષેશ મળતી હતી.

પણ જ્યારે "શાબાશ"ની સાથેજ તે "વાહવાહ" (યાને ઘણોજ તારીફને લાયકનો) કરીને કહેતો-ત્યારે તેના ખઝાનામાંથી ચાળીસ કોથળી દિરમથી ભરેલી પેલાને મળતી હતી.

અને જ્યારે ખઝાન્ચી તે કોથળીઓનો હિસાબ પાદશાહને આપતો-ત્યારે જણાતું હતું કે દરેક કોથળીમાં દશ દશ હઝાર દિરમ હતા.

શેહનશાહે "શાબાશ"ની સાથે "વાહવાહ" પણ કહ્યું-કારણ તેનું બોલવું દિરમને તોલનું હતું.

ખુરશેદના ચેહરાનો ખઝાન્ચી બુઝોર્જમેહરની નઝદીક દિરમની થેલીઓ લાવ્યો.

## દાસ્તાને મેહ્બૂદ્ વઝીરે નૂશીરવાન્ વ કોશ્તહ્ શુદને ઊ વ પેસરાનશ્ બઅફ્સૂને ઝૂરાન્ વ યહૂદી.

## નોશીરવાનના વઝીર મેહબૂદની દાસ્તાન અને તેનું તેના બેટાઓ સાથે ઝૂરાન અને એક યાહુદીનાં જાદૂથી માર્યું જવું.

બરીન્ દાસ્તાન્ બરૂ સખુન્ સાખ્તમ
બમેહ્બૂદ્ દસ્તૂરૂ પર્દાખ્તમ
મયાસાય અઝ્ આમૂખ્તન્ યકૂઝમાન્
ઝે દાનેશ મયફ્ગન્ દેલ્ અન્દરૂ ગમાન્
ચુ ગૂઈ કે કામે ખેરદ્ તૂખ્તમ
હમહ્ હરૂચે બાયેસ્તમ આમૂખ્તમ
યકી નગ્ઝ બાઝી કુનદ્ રૂઝગારૂ
કે બેન્શાનદત પીશે આમૂઝગારૂ

વઝીરોની સભાની બેઠકની વાતની કવિતા લખવાનું હવે મેં પુરૂં કર્યું છે-અને હવે મેહબૂદ વઝીરની બાબત ઉપર આવું છું.

તું એલ્મ હાસેલ કરવાનું એક પળ પણ છોડી દેતો ના-વિદ્યા એલ્મની બાબત વિષે તારાં દિલમાં જરા પણ શક લાવતો ના.

જો તું એમ કહી શકે કે વિદ્યા માટેની મારી ઇચ્છા મેં પુરી પાડી છે-અને જે કાંઇ શીખવું જોઇયે તે શાખી લીધું છે,

તો જમાનો કોઇ નવીજ બાઝી ખેલશે-કે જે તને ઉસ્તાદની નઝદીક બેસાડશે.

ઝે દેહકાન્ ફુનૂન્ બેશનવ્ ઈન્ દાસ્તાન્
કે બર્ ખાન્દ અઝ્ ગોફ્તએ બાસ્તાન્
ચુનીન્ ગોફ્ત મૂબેદ કે બર્ તખ્તે આજ
ચુ કેસ્રા કસી નીઝ્ નન્હાદ તાજ
બરઝ્મો બબઝ્મો બપરહીઝો દાદ
ચુનૂ કસ ઝે શાહાન્ નદારદ બયાદ
ઝે દાનન્દગાન્ દાનેશ આમૂખ્તી
દેલશરા બદાનેશ બર્ અફ્રૂખ્તી
ખુરો ખાબ્ બા મૂબેદાન્ ખાસ્તી
હમાન્ દેલ બદાનેશ બેયારાસ્તી
બરૂ ચૂન્ રવાન્ શુદ બચીઝી સખુન
તો ઝામૂખ્તન્ હીચ્ સુસ્તી મકુન
નદાની ચુ ગૂઇ કે દાના શુદમ
બહર્ આરૂઝૂ બર્ તવાના શુદમ
ચુ ઈન્ દાસ્તાન્ બેશનવી યાદગીર્
ઝે ગોફ્તારે ગૂયન્દહ દેહકાને પીર્
બેપુર્સીદમ અઝ્ રૂઝ્ગારે કોહન
ઝે નૂશીરવાન્ યાદ કરદ ઈન્ સોખન્
કે ઊરા યકી પાક દસ્તૂર્ બૂદ
કે બીદાર્ દેલ્ બૂદો ગન્જૂર્ બૂદ
દેલી પુર્ ખેરદ દાશ્તો રાએ દુરોસ્ત
ઝે ગીતી જોઝ્ અઝ્ નીકનામી નજોસ્ત

કે મેહબૂદ બુદ નામે આન્ પાક મગ્ઝ્
રવાનો દેલશ પુર્ ઝે ગોફ્તારે નગ્ઝ્
દો ફર્ઝન્દ બૂદશ ચુ ખુર્રમ બહાર્
હમીશહ પરસ્તન્દએ શહર્યાર્
શહનશાહ ચૂન્ ઝમઝમ આરાસ્તી
વગર્ બરસમે મૂબેદાન્ ખાસ્તી
નખુર્દી જોઝ્ અઝ્ દસ્તે મેહબૂદ ચીઝ્
હમ ઈમન્ બુદી ઝાન્ દો ફર્ઝન્દ નીઝ્
ખુરેશ ખાનહ દર્ ખાને ઊ દાશ્તી
તને ખીશ મેહમાને ઊ દાશ્તી
દો ફર્ઝન્દે આન્ નામવર્ પારસા
ખુરેશ આવરીદન્દ ઝી પાદશા
ઝે મેહબૂદ બર્ દર્ બુઝોર્ગાન્ ઝે રશ્ક
હમી રીખ્તન્દી બરોખ બર્ સેરશ્ક
યકી નામવર્ બૂદ ઝૂરાન્ બનામ
કે ઊરા બુદી બર્ દરે શાહ કામ
કોહન્ બૂદો હમ હાજેબે શાહ બૂદ
ફેરૂઝન્દએ બઝ્મો દર્ગાહ બૂદ
ઝે મેહબૂદ વઝ્ હર્દો ફર્ઝન્દે ઊય
હમહ સાલહ બૂદી પુર્ અઝ્ આબ્ રૂય
હમી સાખ્તી તા સરે પાદશા
કુનદ નીઝ્ દર્ કારે આન્ પારસા
બબદ ગોફ્તે ઈશાન્ નદીદ ઈચ રાહ
કે ગર્દદ પુર્ આઝાર્ અઝ્ જાને શાહ
બેરદમન્દ અઝાન્ ખુદ કય આગાહ બૂદ
કે ઊરા બદર્ગાહ બદ્ખાહ બૂદ

હવે દાનેશ્વર દેહકાનની કહેલી આ દાસ્તાન કે જે તેણે બાસ્તાનનામા ઉપરથી કહી છે, તે તું સાંભળ.

એક મોબેદે એમ કહ્યું છે, કે આ હાથીદાંતનાં તખ્ત ઉપર-નોશીરવાનની માફક કોઈ પણ પાદશાહ માથે તાજ મૂકી બેઠો નથી. ૫૮૯

શું ખુશીની મજલેસમાં, કે લડાઇમાં તેમજ શું પર્હીઝગારીમાં કે શું ઈન્સાફ કરવામાં-પાદશાહોમાંથી એના જેવો કોઈ બીજો યાદ નથી.

દાના લોકોથી તે દાનાઇ શીખતો હતો-અને પોતાનાં દિલને દાનાઈથીજ રોશન રાખતો હતો.

તે પોતાનું ખાણું લેવાનું અને ખાબ કરવાનું દાના મોબેદો સાથેજ પસંદ કરતો હતો-તેમજ વિદ્યાથી પોતાનાં દિલને સણગારતો હતો.

જ્યારે તેની (નોશીરવાનની) બાબતની કાંઈ પણ વાત નીકળે-ત્યારે તે ઉપરથી ધડો લેવાની આળસ કરતો ના.

તું કાંઈ પણ જાણતો નથી છતાં એમ કેમ કહે છે કે હું વિદ્વાન થઈ ગયો છું-અને મારી દરેક ઈચ્છા પુરી પાડી શકું છું ?

સુભાષિત બોલનારા બુઢ્ઢા દેહકાનની-આ વાત જ્યારે તું સમજે ત્યારે તે યાદ રાખજે.

મેં જ્યારે તેને આગળા ઝમાનની વાતો માટે પૂછ્યું-ત્યારે તેણે નોશીરવાન માટેની આ વાત કહી સંભળાવી,

કે તેનો એક પાકીઝેહ વઝીર હતો-જે ઘણો દાના હતો અને તે પાદશાહના ખઝાન્ચીનો ઓહ્દો ધરાવતો હતો.

તે પોતાનું દિલ ડહાપણથી ભરેલું રાખતો હતો અને વિચાર શક્તિ સારી ધરાવતો હતો-તેણે આ દુન્યામાંથી નેકનામી સિવાય બીજું કાંઈ શોધ્યુંજ નહીં હતું.

તે બાહોશ શખ્સનું નામ "મેહબૂદ" હતું-તેનો આત્મા અને અંતઃકરણ સારી વાતોથીજ ભરેલાં હતાં ૫૯૦

તેના ખુશી ભરેલી બહારની મોસમ જેવા બે બેટા હતા-જેઓ હમેશે પાદશાહનીજ ખિદમત કરતા હતા.

જ્યારે તે શેહન્શાહ અવસ્તા ભણવા બેસતો-અને અથોરનાનોની બર્સમ મંગાવતો (યાને કે ધર્મની ક્રિયા પોતે કરવા બેસતો),

ત્યારે તે મેહબૂદના હાથ સિવાય કોઈ બીજાને હાથની ચીઝ ખાતો હતો નહીં-તેમજ તેના બન્ને બેટાઓથી પણ તે નચિન્ત રહેતો હતો.

પોતાનો જમવાનો ઓરડો તેનાંજ ઘરમાં તે રાખતો હતો-અને તેનો (મેહબૂદનો) તે પરોણો થતો હતો.

તે નામદારી ભરેલા પરહેઝગાર શખ્સના બન્ને છોકરાઓ-પાદશાહ આગળ ખાણું લાવતા હતા.

આથી દરબારના બીજા મોટાઓ પાદશાહની મેહબૂદ ઉપરની મેહરબાનીથી અદેખાઈનાં આંસુ આંખોમાંથી પાડતા હતા.

તેઓમાં એક "ઝૂરાન" નામનો દરબારી હતો-જે પાદશાહની દરબારમાં આવજાવ કરતો હતો.

તે જૂનો દરબારી હતો અને પાદશાહની દરબારનો ઉપરી અધિકારી હતો-પાદશાહની મજલેસમાં તે સેતારા મિસાલ હતો.

અદેખાઇનો મારેલો તે મેહબૂદ અને તેના બન્ને છોકરાઓથી-સદા બળાપામાં હતો.

તે કાવતરાં કરતો હતો કે જેથી તે પાદશાહને પેલા પરહેઝગાર વઝીર ઉપર ખફા કરે. ૫૯૧

પણ તેઓની ગીબત કરવાનો તેને કશો માર્ગ જડયોજ નહીં-કે જેથી કરી પાદશાહનો જાન પેલા વઝીર માટે ઉશ્કેરાય.

તે દાનેશમંદ મેહબૂદને પોતાને કયાં ખબર હતી-કે પાદશાહની દરબારમાં તેનો કોઈ દુશ્મન હતો ?

કે ગોફૂતારેશ કેર્દારે આન્ શૂખ મરૂદ
નશુદ ઈચ મેહ્બૂદરા રૂએ ઝરૂદ
ચુનાન્ બુદ કે યકૂ રૂઝ મર્દે જહૂદ
કે ઝૂરાન્ દેરમ ખાસ્ત અઝ બહ્રે સૂદ
શુદ આમદ બેયકૂઝૂદ નઝદીકે ઊય
બરૂ આમીખ્ત બા જાને તારીકે ઊય
ચુ બા હાજેબે શાહ ગુસ્તાખ શુદ
પરસ્તન્દએ ખુસ્રવી કાખ શુદ
કે અફૂસૂન સખુન ગોફૂત રૂઝી નેહાન્
કે દરૂગાહ વઝ શાહરૂયારે જેહાન્
કે નયરન્ગ્ વઝ તન્બુલો જાદુઈ
કે કેર્દારે કઝ્ઝીઓ અઝ બદ ખુઈ
ચુ ઝૂરાન્ બગોફૂતારે મર્દે જહૂદ
નેગહ કર્દો રાઝે ફુસૂનશ શેનૂદ
૫૯૨ બદ્ રાઝ બુફ્કશાદો ગોફૂત ઈન્ સખુન્
બજોઝ પીશે મન્ અશ્કારા મકુન્
યકી જાદુઈ બાયદત સાખ્તન્
ઝમાનહ કે મેહ્બૂદ પર્દાખ્તન્
કે ઊરા બુઝોર્ગી બજાઈ રસીદ
કે પાયશ ઝમાનહ બેખાહદ કશીદ
બગીતી નદારદ કસીરા બકસ
તો ગૂઈ કે નૂશીરવાનસ્તો બસ
જોઝ અઝ દસ્તે ફર્ઝન્દે મેહ્બૂદ ચીઝ
ખુરેશહા નખાહદ જહાનદારૂ નીઝ
શુદહ્સ્ત અઝ નવાઝેશ ચુનાન્ પુરૂ મનશ
કે હઝમાન બેબૂસદ ફલક દામનશ
ચુનીન્ દાદ પાસોખ બઝૂરાન્ જહૂદ
કઝીન્ દાવરી ધમ નબાયદ ફેઝૂદ
ચુ બરૂસમ બેગીરદ જહાનદારૂ શાહ
ખુરેશહા બેબીન્ તા ચે આરદ બરાહ
નેગરૂ તા બુવદ હીચ શીરૂ અન્દરૂય
પઝીરહ 'શવશ ખુર્દનીહા બેબૂય
હમાન્ બસ કે મન્ શીરૂ બીનમ ઝે દૂરૂ
ન મેહ્બૂદ બીની તો ઝેન્દહ ન પૂરૂ
૫૯૩ અગરૂ ઝાન્ ખુરદ બી ગુમાન્ રૂયો સન્ગ્
બેરીઝદ હમ અન્દરૂ ઝમાન્ બીદેરન્ગ્
નેગહ કરૂદ ઝૂરાન્ બગોફૂતારે ઊય
દેલશ તાઝહ તરૂ શુદ બદીદારે ઊય
નરફ્તી બદરૂગાહ બી આન્ જહૂદ
ખુરો શાદીઓ રાઝ બી ઊ નબૂદ

ચુનીન્ તા બરૂ આમદ બરીન્ ચન્દ ગાહ
બદ આમૂઝ પૂયાન્ બદરૂગાહે શાહ
દુ ફર્ઝન્દે મેહ્બૂદ હરૂ બામદાદ
ખરામાન્ શુદન્દી બદરૂગાહ શાદ
પસે પર્દએ નામવરૂ કદખોદાય
ઝની બૂદ પાકીઝહો પાક રાય
કે ચૂન શાહ કેસા ખુરેશ ખાસ્તી
યકી ખાને ઝરૂરીન્ બેયારાસ્તી

તે શીરઝોર માણસનાં કાવતરાં અને ચુગલીથી મેહબૂદ બીતો હતો નહીં.

બનાવ એવો બન્યો કે એક દહાડો એક યાહુદીએ ઝૂરાન પાસે પૈસા વ્યાજે માગ્યા.

એ બહાને ઝૂરાન આગળ તેનો આવજાવ વધ્યો અને તે સીઆહ જીવના શખ્સ સાથ દોસ્તી થઈ.

જ્યારે તે પાદશાહની દરબારના ઉપરી સાથે પળોટાઈ ગયો–અને પાદશાહના મેહલનો નોકર બન્યો,

ત્યારે દેશના પાદશાહ અને તેની દરબાર ઉપર જાદૂ ચલાવવાની વાત તે યાહુદીએ છૂપી રીતે ઝૂરાનને કહી.

મક્ર, ફરેબ અને જાદૂ ચલાવવાની તથા બૂરાં કામો અને પાજીપણાંની વાત તેની આગળ કીધી.

જ્યારે ઝૂરાને પેલા યાહુદીની વાત ઉપર-ધ્યાન પુગાડિયું અને તેની જાદૂઇનો ભેદ સાંભળ્યો,

ત્યારે તેણે પોતાનો ભેદ ખોલ્યો અને કહ્યું કે "આ વાત-મારાં સિવાય કોઈ આગળ ઝાહેર કરતો ના.

તને એક જાદૂ ચલાવવું-અને તેમ કરી મેહબૂદની ઝિંદગીનો અંત લાવી મેલવો.

કારણ તે એવી મોટાઇએ પહોંચેલો છે-કે ઝમાનો પણ તેના પગ ખેંચી કાઢશે.

તે દુન્યામાં કોઇને ગણત્રીમાં લાવતોજ નથી તું કહે ગોયા બસ પોતેજ નોશીરવાન બન્યો છે

વળી પાદશાહ પણ મેહબૂદના બેટાઓ સિવાય બીજા કોઇને હાથનો ખોરાક ખાતો નથી.

તે તેની એવી નવાઝેશથી એવો તો મોટાં મનનો થઇ ગયો છે-કે દરેક વેળા આસમાન પણ તેની દામન ચૂમે છે."

તે યાહુદીએ ઝૂરાનને એવો જવાબ દીધો-કે "એ બાબતનો તુ એલાજ શોધી કાઢ અને ગમગીનીમાં વધારો ના કર

જ્યારે દેશની સંભાળ રાખનાર પાદશાહ બરસમ લઇ બાજ ધરવા માંડે-ત્યારે પેલો તેનું ખાણું કેવી રીતનું લાવે છે તે ઉપર ધ્યાન રાખજે.

તું તપાસજે કે તેમાં કાંઈ દૂધ છે? ખાણાં આગળ જઈ તેનો વાસ લેજે.

હું પણ તે દૂધને દૂરથી જોઇ લઉં એટલે બસ-પછી તું નહીં તે મેહબૂદને કે નહીં તેના છોકરાઓને જીવતા જોશે.

જો તે ખાણું ધાતુ કે પત્થર ખાય-તો તુરતજ તેનો અંત આવી જાય."

ઝૂરાને તેના બોલવા ઉપર ધ્યાન પુગાડ્યું-અને તેના દીદારથી તેનું દિલ વધારે ખુશહાલ બન્યું.

તે પેલા યાહુદી વગર પાદશાહની દરબારમાં જતો હતોજ નહીં-તે તેના વગર બીજા કોઇ સાથે ખાણું લેવું, ખુશહાલી ભોગવવી કે ભેદની વાતો કરતો હતોજ નહીં.

એ વાત ઉપર કેટલોક વખત નીકળી ગયો-અને પેલો મેલી વિદ્યાવાળો યાહુદી દરબારમાં આવતો જતો થઇ ગયો.

હવે મેહબૂદના બન્ને બેટાઓ દર બામદાદે-ખુશ ખુશહાલ પાદશાહની દરગાહમાં જતા હતા.

પેલા નામવર મેહબૂદનાં ઝનાનખાનામાં-તેની એક પવિત્ર અને નેક વિચારની સ્ત્રી હતી,

કે જેણી જ્યારે પાદશાહ નોશીરવાન ખાણું માગતો-ત્યારે એક સોનેરી ખુમચો તૈયાર કરતી હતી.

સે કાસહ નેહાદી બર અઝ ગોહર
બદસ્તારે ઝરૂબફત પૂશીદહ સર
જે દસ્તે દો ફરઝન્દે આન્ અરજમન્દ
રસીદી બનઝદીકે શાહે બલન્દ
ખુરેશહા જે શહદો જે શીરો ગોલાબ
બેખુર્દીએ આરાસ્તી જાય ખાબ
ચુનાન્ બુદ કે યક રૂઝ હરદુ જવાન્
બેઓર્દન્દ ખાન્ નઝદે નૂશીરવાન્
બસર બર નેહાદહ યકી પીશકાર
કે બુદી ખુરેશ નઝદે ઊ ઉસ્તુવાર
ચુ ખાન્ અન્દર આમદ બઅયવાને શાહ
બદ્ કરદ ઝૂરાને હાજેબ્ નેગાહ
ચુનીન્ ગોફ્ત ખન્દાન્ બહરદુ જવાન્
કે અય ઈમન અઝ શાહે નૂશીરવાન્
યકી રૂય બેન્માય તા ઝીન્ ખરેશ
કે બાશદ હમી શાહરા પર્વરેશ
ચે રન્ગસ્ત કાયદ હમી બૂએ ખશ
યકી ચાદરે પર્નેયાન્ ઝૂ બેકશ
ખુરેશરા જવાન્ ઝૂદ બુકુશાદ રૂય
નેગહ કરદ ઝૂરાન્ જે દૂર અન્દરૂય
હમીદૂન જહૂદ અન્દર બેન્ગરીદ
પસ આમદ ચુ રન્ગે ખુરેશહા બેદીદ
ચુનીન્ ગોફ્ત અઝાન્ પસ બસાલારે બાર
કે આમદ દેરખ્તી કે કેશ્તી બબાર
બેઓર્દન્દ ખાન્ નઝદે નૂશીરવાન્
બેરદમન્દો બીદાર હરદુ જવાન્
પસ અન્દર હમી રફ્ત ઝૂરાન્ ચુ ગરદ
ચુનીન્ ગોફ્ત બા શાહે આઝાદ મરદ
કે અય શાહે નીક અખ્તરે દાદગર
તો બી ચાશની દસ્ત ખુર્દન્ મબર
કે રૂએ ફલક બખ્તે ખન્દાને તોસ્ત
જહાન્ રઉશન્ અઝ તખ્તો મયદાને તોસ્ત
ખુરેશગર બર આમીખ્ત બા શીર ઝહર
બદ્અન્દીશરા બાદ અઝીન્ ઝહર બહર
ચુ બેશ્નીદ અઝ શાહ નૂશીરવાન્
નેગહ કરદ ઝાન્ પસ બહરદુ જવાન્
કે ખાલીગરશ મામે ઈશાન્ બુદી
બેરદમન્દો બા મેહરે ખીશાન્ બુદી
જવાનાન્ જે પાકીએ અઝ રાસ્તી
નવશ્તન્દ બર દસ્ત બર આસ્તી
હમાન્ ચૂન બેખુર્દન્દ અઝાન્ શહદો શીર
તો ગોફ્તી બેખસ્તન્દ હરદુ બતીર
બેઓફ્તાદન્દ બર જાય હરદુ જવાન્
બેદાદન્દ જાન્ પીશે નૂશીરવાન્
ચુ શાહે જહાન્ અન્દર બેન્ગરીદ
બરોખસાર શુદ ચૂન ગુલે શમ્બલીદ
બેફરમૂદ કસ ખાને મેહબૂદ ખાક
બર આરન્દો અઝ કસ નદારન્દ બાક
બરાન્ ખાક બાયદ બુરીદન સરશ
ન મેહબૂદ બાદા ન ખાલીગરશ

અને તેમાં ગોહરજડિત ત્રણ પ્યાલાં વાણીઓનાં મૂકતી-અને તેને સોનેરી ભરત કામના રૂમાલે ઢાંકતી હતી.

અને તે પેલા નામવર મેહબૂદના બન્ને બેટાઓને હાથે મોટા દરજ્જાના પાદશાહ આગળ પહોંચાડતી હતી.

તે વાણીઓ મધ, દૂધ અને ગોલાબથી બનાવતી હતી-જે ખાઇને પાદશાહ આરામ કરતો હતો.

૫૯૪ એક દહાડે એમ બન્યું કે બન્ને જવાનો-નોશીરવાનની નઝદીક ખાણું લઇ જતા હતા.

તે ખાણું એક નોકરનાં માથાં ઉપર મૂકેલું હતું-કે જેના કબ્જામાં તે ખાણું સલામત હતું.

જ્યારે પાદશાહના મેહલમાં તે ખાણું આવ્યું-ત્યારે પેલા દરબારના ઉપરી ઝૂરાને તે ઉપર નઝર કીધી.

તેણે તે બન્ને જવાનોને હસતાં હસતાં કહ્યું-કે "ઓ પાદશાહ નોશીરવાનના વિશ્વાસુ નોકરો!

આ ખાણું કે જેનાથી પાદશાહની પર્વરેશી થાય છે, તે જરા મને તો દેખાડો.

જોઉં તો ખરો એનો રંગ કેવો છે કારણકે એનો ખમરાટ ઘણોજ સરસ આવે છે-માટે જરાક એની ઉપરનું રેશમી કપડું ઊંચક."

પેલા જવાને તુરત ખાણું ખુલ્લું કીધું-ઝૂરાને તેની અંદર દૂરથી નઝર કીધી.

તેવીજ રીતે પેલા યાહુદીએ પણ તે ઉપર નઝર નાખી-અને જ્યારે તે ખાણાંનો રંગ તેણે જોયો ત્યારે તે પાછો આવ્યો.

પછી તેણે પેલા દરબારના વડા ઝૂરાનને એ પ્રમાણે કહ્યું-કે "તેં જે ઝાડ રોપ્યું હતું તેને ફળ લાગ્યાં છે."

હવે પેલા બન્ને અકલમંદ અને હુશયાર જવાનો-નોશીરવાનની નઝદીક તે ખુમચો લઈ ગયા.

૫૯૫ તેઓની પાછળ ઝૂરાન પણ ઝડપથી ચાલવા લાગ્યો-અને તેણે આઝાદ લોકોના પાદશાહને એ પ્રમાણે કહ્યું,

કે "ઓ નેક સેતારાના ઈન્સાફી પાદશાહ!-કોઇ બીજાના ચાખ્યા વગર તું આ ખાણાંને હાથ લગાડતો ના.

કારણકે તારૂં હસતું નસીબજ આસ્માનનો ચેહરો છે-અને આ જેહાન તારાં તખ્ત અને લડાઇનાં મયદાનથીજ રોશન રહે છે.

તારા બાવરચીએ આ દૂધ સાથે ઝેહર ભેળ્યું છે-માટે આ ઝેહરનો ભાગ તે તારા દુશ્મનનેજ આપવો જોઇયે.

જ્યારે પાદશાહ નોશીરવાને તેનાથી એવું સાંભળ્યું-ત્યારે તે પછી તેણે બન્ને જવાનો ઉપર નઝર કીધી.

કારણકે તે છોકરાઓની માતાજ તે ખાણાની આપનારી હતી-જેણી ઘણી ડાહી અને પોતાનાં ખેશીઓની વહાલી હતી.

આથી તે બન્ને જવાનોએ પોતાનાં નિર્દોષપણાં અને સચ્ચાઇને માટે-તુરતજ પોતાના હાથની બાંય ઊંચે ચઢાવી.

અને પેલી મધ અને દૂધની વાણીમાંથી જેવું તેઓએ કાંઇક ખાધું-તેવાજ તું કહે ગોયા તીરથી વિંધાઈ ગયા.

તે બન્ને જવાનો તેજ જગ્યાએ પડયા-અને નોશીરવાનની નઝદીક તેઓએ જીવ આપ્યો.

જ્યારે દેશના પાદશાહે તે જોયું-ત્યારે તેનો ચેહરો શમ્બલીદનાં ફૂલની મિસાલ ઝર્દ થયો.

૫૯૬ તેણે હોકમ કર્યો કે "કોઇની કાંઈ પણ ધાસ્તી રાખ્યા વગર મેહબૂદનું ઘર તારાજ કરી નાખે.

તેજ જગ્યા ઉપર તેનું સર કાપે-મેહબૂદ તેમજ તેની રાંધનારી જીવતી હોતીજ ના!"

બઅયવાને મેહ્બૂદ્ દર્ કસ નમાન્દ્
કે ખીશાને ઊ દર્ જહાન્ બસ નમાન્દ્
બતારાજ્ દાદ્ આન્ હમહ્ ખાસ્તહ્
ઝનો ફૂદકો ગન્જે આરાસ્તહ્
રસીદ્ અન્દરૂન કારે ઝૂરાન્ બકામ
કે કેસ્રા બેપર્દાખ્ત ઝાન્ નીકનાન્
બનઝ્દીકે ઊ શુદ્ જહૂદ્ અર્જમન્દ્
બર્ અફ્રાખ્તશ સર્ બઅબ્રે બલન્દ્
બેગશ્ત અન્દરીન્ નીઝ્ ચન્દી સેપેહ્ર્
દુરોસ્તી નેહાન્ કર્દ્ અઝ્ શાહ્ ચેહ્ર્

આ હોકમથી મેહબૂદનાં મકાનમાં કોઈ પણ બચ્યું નહીં-અને આ દુન્યામાં તેના ખેશીઓમાંથી ઘણા રહ્યા નહીં.

તેનો તમામ માલ અસ્બાબ, બાયડી, છોકરાં અને એકઠો કીધેલો ખઝાનો લૂટાવી દીધો.

તે કામમાં ઝૂરાનને ફતેહ મળી કારણકે મેહબૂદથી નોશીરવાન છૂટો થયો.

પેલો યાહુદી પાદશાહની નઝદીક ઘણો વહાલો થયો-અને પાદશાહે તેનાં સરને બુલંદ આસ્માન સુધી ઊંચે ચઢાવ્યું.

એ વાત ઉપર પણ કેટલોક વખત પસાર થયો-અને ખરી બીના પાદશાહથી છુપી રહી.

## આશ્કારા શુદને અફ્સૂને ઝૂરાન્ વ યહૂદી દર્ બારએ મેહ્બૂદ્ વ કોશ્તહ્ શુદને હર્દુ બફર્માને નૂશીરવાન્.

## ઝૂરાન અને યાહુદીની મેહબૂદને માટે કીધેલી જાદુઈનું ઝાહેર થવું અને તે બન્ને જણાનું નોશીરવાનનાં ફર્માનથી માર્યા જવું.

ચુનાન્ બુદ્ કે શાહે જહાન્ કદ્ખોદાય
બનખ્ચીરે ગોર્ગાન્ હમી કર્દ્ રાય
બેફર્મૂદ્ તા અસ્પે નખ્ચીરગાહ્
બસી બુગ્ઝરાનન્દ્ બર્ ચશ્મે શાહ્
ઝે અસ્પાન્ કે કેસ્રા હમી બેન્ગરીદ્
બરાન્ બર્ યકી દાગે મેહ્બૂદ્ દીદ્
૫૯૭ વઝાન્ તાઝી અસ્પાન્ રોખશ બર્ ફેરૂખ્ત
હમી બૂદ્ બર્ જાએ મેહ્રશ બેસૂખ્ત
ફેરૂરીખ્ત આબ્ અઝ્ દો દીદહ્ બદર્દ્
કે બસ દાગે દેલ્ યાદે મેહ્બૂદ્ કર્દ્
ચુનીન્ ગોફ્ત કાન્ મર્દે બા રાયો જાહ્
બેબોર્દશ ચુનાન્ દીવે રીમન્ ઝે રાહ્
બદાન્ દૂસ્તદારીઓ આન્ રાસ્તી
કુશાદ્ અઝ્ રવાનશ દરે કાસ્તી
નદાનદ્ નેહાન્ જોઝ્ ખોદાએ જેહાન્
અઝાન્ આશ્કારા દુરોસ્તી નેહાન્
વઝાન્ જાયગહ્ સૂએ નખ્ચીરગાહ્
બેયામદ્ ચુનાન્ દાગ્ દેલ્ બા સેપાહ્
ઝે હર્ કસ બરહ્ દર્ સખુન ખાસ્તી
બગોફ્તારહા દેલ્ બેયારાસ્તી
સરાયન્દહ્ બેસ્યાર્ હમરાહ્ કર્દ્
બઅફ્સાનહો રાહ્ ફૂતાહ્ કર્દ્
દબીરાનો ઝૂરાનો દસ્તૂરે શાહ્
બેરફ્તન્દ્ યક્ રૂય પૂયાન્ બરાહ્
સખુન રફ્ત ચન્દી ઝે અફ્સૂનો બન્દ્
ઝે જાદૂઓ અઝ્ અહ્રમન્ પુર્ ગઝન્દ્
૫૯૮ બમૂબેદ્ ચુનીન્ ગોફ્ત પસ શહ્રયાર્
કે દેલરા બનયરન્ગ્ રન્જહ્ મદાર્

એવું બન્યું કે દેશનો ધણી પાદશાહ નોશીરવાન-એક દિવસ વરૂના શિકારે જવાનો વિચાર કરવા લાગ્યો.

આથી તેણે હોકમ કીધો કે "શેકારગાહને લાયકના ઘણાક ઘોડા તેની નઝર આગળથી પસાર કરે."

ઘોડાઓમાંથી ઘણાક ઘોડા કે નોશીરવાન તપાસવા લાગ્યો-તેમાં એક ઘોડા ઉપર મેહબૂદનો છાપ જોયો.

તે અરબી ઘોડાઓ જોઇને ખુશી થયો-પણ તે ત્યાંજ ઉભેલો હતો અને તેનો જીવ બળવા લાગ્યો.

તેણે બન્ને આંખોમાંથી દુઃખ સાથ આંસુ વરસાવ્યાં-અને મોટા બળાપા સાથ મેહબૂદને યાદ કીધો.

તે બોલ્યો કે "તે ડાહ્યા અને મરતબા સાથના મર્દને ફિટકાર ભર્યા શયતાને કેમ ફસાવ્યો?

આવી દોસ્તી અને આવાં પ્રમાણિકપણાં છતાં-તેનાં મનમાં બૂરાઈ કરવાનો દરવાઝો ઉઘડયો.

જેહાનના માલેક ખોદાતાલા સિવાય આ ભેદ શું છે તે કોઈ જાણતું નથી-દેખાઈતી રીતે ખરો ભેદ શું છે તે કોઈ જાણતું નથી."

તે ત્યાંથી તેવાંજ બળતાં જીગરે પોતાના સેપાહો સાથ શેકારગાહમાં આવ્યો.

રસ્તામાં દરેક જણ સાથે તે વાતો કરતો હતો-અને તે વાતો સાંભળી પોતાનું દિલ ખુશહાલ કરતો હતો.

તેણે ઘણાક ગાનારાઓને સાથે લીધા-અને આગળી બનેલી વાતો કરતા કરતા રસ્તો કાપ્યો.

દરબારના મુન્શીઓ, પેલો ઝૂરાન અને પાદશાહનો વડો વઝીર-પાદશાહની એક બાજૂએ ઝડપથી રસ્તો કાપતા હતા.

ત્યાં ધન્તર મન્તરની, મૂઠ મારવાની, જાદૂ કોટલની અને નુકસાન ભર્યા એહરેમનની કેટલીક વાતો ચાલી.

એટલે પાદશાહે વડા વઝીરને એ પ્રમાણે કહ્યું-કે "જાદૂ કોટલની વાતો કહી તારાં દિલને રંજીદા ના બનાવ.

સખુન્ જોઝ્ ઝે યઝ્દાનો અઝ્ દીન્ મગૂય
ઝે નયરન્ગો જાદૂ શેગેફ્તી મજૂય

બદૂ ગોફ્ત ઝૂરાન્ અનૂશહ્ બુદી
બેરદ્દરા બગોફ્તારૂ તૂશહ્ બુદી
ઝે જાદૂ સખુન્ હરૂચે ગૂયન્દ હસ્ત
નદાનદ જોઝ્ અઝ્ મર્દે જાદૂ પરસ્ત
અગરૂ ખુરૂદની દારદ અઝ્ શીરૂ બહરૂ
પદીદારૂ ગર્દાનદ અઝ્ દૂરૂ ઝહરૂ
ચુ બેશ્નીદ નૂશીરવાન્ ઈન્ સોખન્
બરૂ તાઝહ્ શુદ રૂઝ્ગારે કોહન્
ઝે મેહ્બૂદો હરૂ દૂ પેસરૂ યાદ કરૂદ
બરૂ આવરૂદ શાહ્ અઝ્ જેગરૂ બાદે સરૂદ
બઝૂરાન નેગહ્ કર્દો ખામુશ બેમાન્દ
સબુકૂ બારએ ગામઝન્રા બેરાન્દ
રવાનશ ઝે અન્દીશહ્ પુરૂ દૂદ બૂદ
કે ઝૂરાન્ બદ્અન્દીશે મેહ્બૂદ બૂદ
હમી ગોફ્ત કીન્ મર્દે ના સાઝ્ગારૂ
નદાનમ ચે કરૂદ અન્દરાન્ રૂઝ્ગારૂ
કે મેહ્બૂદ બરૂ દસ્તે મા કશ્તહ્ શુદ
ચુનાન્ દૂદહ્રા રૂઝ્ બરુગશ્તહ્ શુદ
મગરૂ કેર્દેગારૂ આશ્કારા કુનદ
દેલો મગ્ઝે મા પુરૂ મોદારા કુનદ
કે આલૂદહ્ બીનમ હમી ઝૂ સોખન્
પુરૂ અઝ્ દર્દમ અઝ્ રૂઝ્ગારે કોહન્
હમી રફ્ત બા દેલ પુરૂ અઝ્ દર્દો ધમ
પુરૂ આઝન્ગ્ રોખ દીદગાન્ પુરૂ ઝે નમ
બમન્ઝેલ્ રસીદ આન્ ઝમાન્ શહ્રૂયારૂ
સરાપર્દહ્ ઝદ બરૂ લબે જૂએબારૂ
ચુ ઝૂરાન્ બેયામદ બપર્દહ્ સરાય
ઝે બીગાનહ્ પરૂદુખ્ત કર્દન્દ જાય
ઝે જાદૂ સખુન્ રફ્ત વઝ્ શહ્દો શીરૂ
બદૂ ગોફ્ત હસ્ત ઇન્ સખુન્ દેલપઝીરૂ
ઝે મેહ્બૂદ અઝાન્ પસ બેપુર્સીદ શાહ્
ઝે ફર્ઝન્દે ઊ તા ચેરા શુદ તબાહ્
બપાસોખ સખુન્ લર્ઝે લર્ઝાન્ શનીદ
ઝે ઝૂરાન્ ગુનહ્ગારી આમદ પદીદ
બદૂ ગોફ્ત કેસ્રા સખુન્ રાસ્ત ગૂય
મકુન્ રાસ્ત પેનહાનો કઝ્ઝી મજૂય
કે કઝ્ઝી નેયારદ મગરૂ કારે બદ
દેલે નીકૂ બદ ગર્દદ અઝ્ યારે બદ
સરાસરૂ સખુન્ રાસ્ત ઝૂરાન્ બેગોફ્ત
નેહોફ્તહ્ પદીદ આવરીદ અઝ્ નેહોફ્ત
ગુનહ્ યકસરૂ અફ્ગન્દ સૂએ જહૂદ
તને ખીશરા કરૂદ પુરૂ દર્દો દૂદ
ચુ બેશ્નીદ અઝૂ શહ્રૂયારે બલન્દ
હમ અન્દરૂ ઝમાન્ પાય કર્દશ બબન્દ
ફેરેસ્તાદ નઝ્દે મુશઅબેદ જહૂદ
દો અસ્પહ્ સવારી બકેર્દારે દૂદ

પાક યઝદાન અને તેની આપેલી ભલી દીન સિવાય તું બીજું કાંઈ પણ યાદજ ના કર-આવાં ધન્તર મન્તર અને જાદૂ કોટલથી ચમત્કાર જોવાની કાંઇ પણ આશા ના રાખ."

તેવામાં ઝૂરાને પાદશાહને કહ્યું કે "તું ખુશહાલ જીવતો રહેજે-અને તારી વાતોથી અકલને પર્વરેશી હોજો!

જાદૂની બાબત જે કાંઇ બોલાય છે તે ખરૂં છે-પણ જાદૂમાં માન્યતા રાખનાર સિવાય બીજો કોઈ માણસ તે જાણતો નથી.

જો ખાણાંમાં કશો પણ દૂધનો ભાગ હોય છે-તો તેની ઉપર દૂરથીજ નઝર ફેંકીને તેનું ઝેહર બનાવી દે છે."

જ્યારે નોશીરવાને આ સખુનો સાંભળ્યા-ત્યારે તેને આગળો વખત યાદ આવી ગયો.

તેણે મેહબૂદ અને તેના બન્ને બેટાઓને યાદ કીધા-પાદશાહે કલેજાંથી એક સર્દ હાય મારી.

તેણે ઝૂરાન તરફ શકની નઝરે જોયું અને ખામોશ રહ્યો-અને પોતાના ચાલાક ઘોડાને શિતાબીથી હાંકવા લાગ્યો.

તેનો જીવ તેના તેજ વિચારથી સીઆહ થયો હતો-કારણકે ઝૂરાન મેહબૂદનો દુશ્મનજ હતો.

તે પોતાનાં મન સાથ બોલવા લાગ્યો કે "આ નાલાયક શખ્સે-તે દહાડે કોણ જાણે શું કીધું?

કે મેહબૂદ મારા હાથ ઉપર માર્યો ગયો-એવાં એક નામીચાં કુટુંબનો દહાડો બરગશ્તેહ થયો. ૫૯૯

કદાચને ખોદાતાલા આ ભેદને ખુલ્લો કરે-અને એમ કરી મારા જીવને અને મનને શાન્તિ ભર્યું બનાવે.

કારણકે હું તેની વાતમાં પાપ સમાયલું જોઉં છું-તે જૂના મુકદમાથી મારૂં દિલ ઘણું દુખાય છે."

તે દર્દ અને ગમ ભરેલાં દિલે તેમજ કરચલી ભર્યા ચેહરાએ અને આંસુ ભરેલી આંખો સાથ આગળ ચાલવા લાગ્યો.

પાદશાહ ઉતારાની જગ્યા ઉપર આવી પહોંચ્યો અને તુરત-નદીના કિનારા ઉપર છાવણી નાખી.

જ્યારે ઝૂરાન તમ્બુમાં આવ્યો-ત્યારે બીજા પારકા લોકોથી તે જગ્યા ખાલી કરાવી.

જાદૂ, મધ અને દૂધની વાત પાછી નીકળી-નોશીરવાને કહ્યું કે "ત્યારે આ વાત ઘણી દિલ પસંદ લાગે છે."

પછી પાદશાહે મેહબૂદ અને તેના ફરઝંદો કેમ માર્યા ગયા તે માટે પૂછ્યું.

તેના જવાબમાં પાદશાહે તેના ધ્રુજતા સખુનો સાંભળ્યા-જેથી ઝૂરાનનો ગુનાહ ઝાહેર થઈ ગયો.

નોશીરવાને તેને કહ્યું કે "સાચીજ વાત કહેજે-સચ્ચાઈ છુપાવતો ના અને જૂઠાણું શોધતોજ ના.

કારણકે જૂઠાણું બૂરાં કામ સિવાય કાંઇ બીજું કરાવતુંજ નથી-બૂરા દોસ્તોથી નેક લોકોનું દિલ પણ બૂરૂંજ થાય છે." ૬૦૦

આથી ઝૂરાને ગભરાઇને સઘળી સાચી વાત કહી દીધી-અને છૂપો ભેદ સઘળો ઝાહેર કરી દીધો.

તેણે સઘળો વાંક યાહુદી તરફજ ઢોળવ્યો-અને પોતાનાં દિલને (મેહબૂદ માટે) દુઃખ ભર્યું અને દિલસોઝ બનાવ્યું.

જ્યારે બુલંદ મરતબાના પાદશાહે તેનાથી આવું સાંભળ્યું-ત્યારે તેજ વખત તેના પગમાં બેડી ઠોકાવી.

અને પેલા જાદૂગર યાહુદીને બોલાવવા માટે વરાળ મિસાલ દોડી જનારા એક ચપળ સવારને મોકલાવ્યો.

ચુ આમદ્ બદાન્ બારૂગાહે બલન્દ
બેપુર્સીદ્ અઝ્ નરૂમ શાહે બલન્દ
કે ઇન્ કારૂ ચૂન્ બૂદ્ બા મન્ બેગૂય
ઝે શાહે દોરૂઘ્ ઈચ્ મન્માય રૂય
જહૂદ્ અઝ્ જહાન્દારૂ ઝેન્હારૂ ખાસ્ત
કે પયદા કુનદ્ રાઝે નયરન્ગ્ રાસ્ત
બેગોફ્ત આન્ચે ઝૂરાન્ બદૂ ગફ્તહ્ બૂદ્
સખુન્ હરૂચે અન્દરૂ નેહાન્ રફ્તહ્ બૂદ્
જહાન્દારૂ બેશનીદ્ ખીરહ્ બેમાન્દ્
રદો મૂબેદો મરૂઝબાન્રા બેખાન્દ્
૬૦૧ દેગરૂ બારહ્ કરૂદ્ આન્ સખુન્ ખાસ્તારૂ
બપીશે રદાન્ દાદ્ગરૂ શહ્રૂયારૂ
જહૂદે બદ્અન્દીશ યક્સરૂ બેગોફ્ત
નમાન્દ્ અઝ્ બુઝોર્ગાન્ સખુન્ દરૂ નેહોફ્ત
બેફરૂમૂદ્ પસ તા દો દારે બલન્દ
ફેરૂ હેશ્તહ્ અઝ્ દારૂ પીચાન્ કમન્દ
બેઝદ્ મર્દે દેઝ્ખીમ પીશે દરશ
નઝારહ્ બરૂ બરૂ હમહ્ લશ્કરશ
બયફ્ દારૂ ઝૂરાનો દીગરૂ જહૂદ્
કુશન્દહ્ બરૂ આવીખ્ત તુન્દી નમૂદ્
બબારાને સન્ગો બબારાને તીરૂ
બેદાદન્દ્ સરૂહા બનયરન્ગે શીરૂ
જહાન્રા નબાયદ્ સેપોર્દન્ બબદ્
કે બરૂ બદ્ કુનેશ બીગુમાન્ બદ્ રસદ્
ઝે ખીશાને મેહ્બૂદ્ ચન્દી બેજોસ્ત
કઝીશાન્ બેયાબદ્ કસી તન્દુરોસ્ત
યકી દુખ્તરી યાફ્ત પૂશીદહ્ રૂય
સે મર્દે ગેરાન્માયહો નીકૂખૂય
હમહ્ ગન્જે ઝૂરાન્ બદીશાન્ નમૂદ્
હમાન્ હરૂચે બુદ્ માલે મર્દે જહૂદ્
૬૦૨ રવાનશ ઝે મેહ્બૂદ્ બેર્યાન્ બુદી
શબે તીરહ્ તા રૂઝ્ ગેર્યાન્ બુદી
ઝે યઝ્દાન્ હમી ખાસ્તી ઝીન્હારૂ
હમી રીખ્તી ખૂને દેલ્ બરૂ કેનારૂ
બદર્વીશ બખ્શીદ્ બેસ્યારૂ ચીઝ્
ઝબાન્રા પુરૂ અઝ્ આફ્રીન્ કરૂદ્ નીઝ્
કે યઝ્દાન્ ગુનાહશ બેબખ્શદ્ મગરૂ
સેતમ્ગારૂ નખાનદ્શો બીદાદ્ગરૂ
કસી કૂ બુવદ્ પાકો યઝ્દાન્ પરસ્ત
નેયાઝદ્ બકેર્દારે બદ્ ઈચ્ દસ્ત
વગરૂ ચન્દ્ બદ્ કર્દન્ આસાન્ બુવદ્
બફર્જામ ઝૂ દેલ હેરાસાન્ બુવદ્
અગરૂ દેલ્ તોરા સન્ગે ખારા શવદ્
નમાનદ્ નેહાન્ આશ્કારા શવદ્
અગરૂ ચન્દ્ નરૂમસ્ત આવાઝે તૂ
કુશાદહ્ કુનદ્ રૂઝ્ હમ રાઝે તૂ
નદારદ્ નેગહ્ રાઝે મરૂદુમ જેહાન્
હમાન્ બેહ્ કે નીકી કુની દરૂ નેહાન્
ચુ બી રન્જ બાશીઓ પાકીઝહ્ રાય
અઝ્ બહ્રહ્ યાબી બહરૂદૂ સરાય

જ્યારે તે પાદશાહની બુલંદ દરબારમાં આવ્યો-ત્યારે મોટા મરતબાના શાહે તેને નરમાસથી પૂછ્યું,

કે "આ કામ કેમ બન્યું તે મને વિગતે કહે?-સંભાળજે જૂઠાઈના માર્ગ તરફ જરાબી ઢળતો ના."

પેલા યાહુદીએ પાદશાહની પનાહ માંગી-કે ત્યાર બાદ તે પોતાનો જાદૂઇ કરવાનો ભેદ વાજબી રીતે ખુલ્લો કરે.

હવે ઝૂરાને જે કાંઇ તેને કહ્યું હતું અને જે કાંઈ છૂપી વાત થઇ હતી, તે સઘળી પેલા યાહુદીએ કહી દીધી.

જ્યારે પાદશાહે આ વાત સાંભળી ત્યારે તે અજબ થયો-અને તુરત દાનાઓને, વઝીરોને અને હાકેમોને તેડયા.

અને બીજી મરતબે તે દાદગર પાદશાહે પેલા દાનાઓની નઝદીક તે વાત જાણવા માગી.

પેલા બૂરા વિચારના યાહુદીએ સઘળું કહી સંભળાવ્યું-અને તે બુઝોર્ગોની નઝદીક કશી વાત છૂપી રહી નહીં.

પછી પાદશાહે બે મોટી ફાંસી ઉભી કરવા અને તે ફાંસી ઉપર બે વળ ખાધેલી કમંદ લટકાવવા હોકમ કીધો.

આથી જલ્લાદે પાદશાહના દરવાઝા આગળ ફાંસીઓ ઠોકી-જેની ઉપર સઘળાં લશ્કરની નઝર ઠરેલી હતી.

જલ્લાદે ગુસ્સા ભરેલો બનીને એક ફાંસી ઉપર ઝૂરાનને અને બીજી ઉપર યાહુદીને લટકાવી દીધા.

પેલા બન્નેએ દૂધ ઉપર જાદુઈ કરવાના બદલામાં પથ્થર અને તીરના વરસતા વરસાદ વચ્ચે પોતાનાં સર બરબાદ કીધાં.

આ ફાની દુન્યાને બૂરાઈમાં સોંપવી ઘટતી નથી-કારણકે ભૂંડાઇ કરનારને જરૂર ભૂંડાઇજ પુગે છે.

પછી પાદશાહે મેહબૂદના ખેશીઓમાંથી જે કોઇ બચી ગયા હોય તેની ઘણી તલાશ કરાવી.

જેથી તેનાં કુટુંબની એક પર્દેપોશ છોકરી અને મોઅબ્બાદાર નેક ખસ્લતના ત્રણ શખ્સો મળી આવ્યા.

તેઓને ઝૂરાન તેમજ પેલા યાહુદીનો જે કાંઈ માલ ખઝાનો હતો તે હવાલે કર્યો.

પાદશાહનો જીવ મેહબૂદને માટે ઘણો બળતો હતો-તેણે આખી રાત રડવામાંજ ગુઝારી.

તે પાક યઝદાન પાસેથી પોતાની ભૂલની માફી માગવા લાગ્યો-અને ખરાં અંતઃકરણનાં આંસુ વરસાવવા લાગ્યો.

તેણે ગરીબ લોકોને પુષ્કળ ચીઝની ખેરાત આપી-અને પોતાની ઝબાનને ખોદાની યાદમાંજ લગાડેલી રાખી.

કે કદાચ ખોદાતાલા તેનો ગુનાહ માફ કરે-અને તેને કોઇ ઝુલ્મગાર અને બે દાદગર પાદશાહ તરીકે ઓળખે નહીં.

જે કોઈ કે પવિત્ર હોય છે અને ખોદાતાલાની પરસ્તેશ કરનારો હોય છે-તે બૂરાં કામ ઉપર જરા પણ હાથ લમ્બાવતો નથી.

જો કે બદી કરવી ઘણીજ સેહલી છે તોપણ શેવટે તેનાથી તેનું દિલ ધાસ્તી ભરેલુંજ બને છે.

અગરજો તારૂં દિલ સખ્ત પત્થર જેવું મઝબૂત હશે-તોપણ તેમાં બૂરાઇ છૂપી રહેવાની નથી પણ તે ખુલ્લીજ થઈ જશે.

અગર તું ગમે એટલો અરૂસે બોલશે-તોપણ વખત તારો ભેદ ખુલ્લો કરીજ દેશે.

આ દુન્યા માણસનો ભેદ સાંતી રાખતી નથી-માટે તેજ બેહતર છે કે તું છૂપી રીતે ભલાઈજ કર્યો જાય.

જો તું નિર્દોષ અને પાકીઝેહ વિચારનો હશે-તો તું તેનાથી બન્ને દુન્યામાં ફાયદોજ મેળવશે.

## દર્ સેતાયેશે ખેરદે નૂશીરવાને આદેલ્ વ સાખ્તનશ્ શારૂસાને સુરૂસાન્.

—:o:—

કુનૂન કારે જૂરાનો મેર્દે જહૂદ
સર્ આમદ ખેરદરા બેબાયદ સેતૂદ
અગર્ દાદગર્ બાશી અય શહ્રયાર્
નમાનીઓ નામત્ બુવદ્ યાદગાર્
તને ખીશરા શાહે બીદાદગર્
જોઝ્ અઝ્ ગૂરો નફ્રીન નેયારદ બસર્
અગર્ પીશહ્ દારદ દેલત્ રાસ્તી
ચુનાન્ દાન્ કે ગીતી તો આરાસ્તી
ચુ ખાહી સેતાયેશ્ પસે મર્ગે તૂ
ખેરદ બાયદ અય નામવર્ બર્ગે તૂ
ચુનાન્ કઝ પસે શાહે નૂશીરવાન્
બગોફ્તારે મન્ દાદે ઊ શુદ જવાન્
અઝાન્ પસ કે ગીતી બરૂ ગશ્ત રાસ્ત
જોઝ્ અઝ્ આફ્રીન દર્ બુઝોર્ગી નખાસ્ત
બેઆસૂદ્તન્દ આસૂદહ્ ખુર્દો બુઝોરુગ્
બઆબેશખર્ આમદ હમી મીશો ગોરુગ્
મેહાન્ કેહ્તરીરા બેયારાસ્તન્દ
બ'ોહીમ બર્ નામે ઊ ખાસ્તન્દ
બેયાસૂદ ગર્દન્ ઝે બન્દે ઝેરેહ્
ઝે જઉશન્ કુશાદન્દ ગોર્દાન્ ગેરેહ્
ઝે ગૂપાલો ખન્જર્ બેયાસૂદ દુશ્
જોઝ્ આવાઝે રામેશ્ નેયામદ બગૂશ્
કસીરા નબુદ બા જહાન્દાર્ તાવ
બેપયવસ્ત અઝ હર્ સુઈ બાઝો સાવ
જહાન્દાર્ દુશ્વારી આસાન્ ગેરેફ્ત
હમહ્ સાઝે નખ્ચીરો મયદાન્ ગેરેફ્ત

નેશસ્ત અન્દર્ અયવાને ગઉહર્ નેગાર્
હમી રાય ઝદ બા મયો મયગુસાર્
યકી શારૂસાન્ કર્દ દર્ રાહે રૂમ
ફેરાઝ્તર અઝ્ દુ ફર્સન્ગ્ બાલાએ બૂમ
બદૂ અન્દરૂન્ કાખો અયવાનો બાઘ્
બયક્ દસ્ત રૂદો બયક્ દસ્ત રાઘ્
ચુનાન્ બુદ બરૂમ અન્દરૂન્ ચન્દ શહ્ર
કે કેસ્રા બર્ આવર્દ બર્ દાશ્ત બહ્ર
બર્ આવર્દ જૂ કાખહાએ બલન્દ
નબુદ નઝ્દે કસ અઝ્ જહાન્ ના પસન્દ
યકી કાખ કર્દ અન્દર્ શહ્રયાર્
બદૂ અન્દર્ અયવાને ગઉહર્ નેગાર્

## નોશીરવાન આદેલની અકલની તારીફમાં અને તેણે સુરસાન* નામનું શેહર વસાવવું.

—:o:—

હવે ઝૂરાન અને યાહુદીની બાબત-પુરી થઇ છે અને તને પાદશાહનાં ડહાપણનીજ તારીફ કરવી ઘટે છે. ૬૦૩

ઓ પાદશાહ! અગરજો તું ઇન્સાફી હશે-તો તું તો નહીંજ રહેશે પણ તારૂં નામ યાદગાર રહી જશે.

એક ઝુલ્મગાર પાદશાહ પોતાનાં તનને માટે-ઘોર અને લઆનત સિવાય બીજું કશું એકઠું કરતો નથી.

અગરજો તારૂં દિલ રાસ્તીનોજ પેશો એખ્તયાર કરશે-તો તું એમજ જાણ કે તેં આ દુન્યાને સણગારી.

જો તું તારાં મરણ બાદ તારી તારીફ થાય એવું ચાહતો હોય-તો ઓ નામીચા શખ્સ! તને તારી પુંજી તરીકે અકલજ ધરાવવી જોઇયે.

જેમ કે પાદશાહ નોશીરવાનનાં મરણ પછી-આ મારી કવિતારૂપી તવારીખથી તેના ઈન્સાફની વાત પાછી જીવતી થઈ છે.

જ્યારથી કે તે દેશનો ધણી બન્યો-ત્યારથી તેણે સઘળી મોટાઈમાંથી લોકોની તારીફ સિવાય કશું બીજું ઈચ્છ્યું નહીં.

તેના વખતમાં શું નાના કે મોટાઓ આરામમાં સૂતા હતા-મેંઢાં બકરાં અને વરૂ એકજ ઓવારે પાણી પીતાં થયાં હતાં.

મોટાઓ તેની તાબેદારી કરવા લાગ્યા-અને પાદશાહ તરીકે રાજપાટમાં તેનુંજ નામ લેવામાં આવતું હતું.

બખ્તરના બંદથી તેઓની ગર્દનને આરામ મળ્યો-પેહલવાનોએ જોશનના ગાંઠ ખોલી નાખ્યા.

ગોર્ઝ અને તલવારથી તેઓનાં ખભાં નચિન્ત બન્યાં-અને ખુશ ખુશહાલીના આવાઝ સિવાય તેઓના કાનમાં બીજું કાંઇ આવ્યુંજ નહીં. ૬૦૪

કોઇમાં પાદશાહ સાથ લડવાની તાકત હતી નહીં-દરેક ઠેકાણેથી ખેરાજ અને ખંડણી આવ્યાં જતાં હતાં.

દેશની સંભાળ કરનાર નોશીરવાન સઘળી રાજની મુશ્કેલીઓ આસાન સમજવા લાગ્યો-તે સઘળો વખત શિકારનો સામાન અને શિકારનું મયદાનજ રાખવા લાગ્યો.

તે પોતાના ગોહર નિગાર મેહલમાં બેસી-મય પીતી વેળા મય પીનારા સાથ પણ સારા સારા વિચારજ ચલાવતો હતો.

તેણે રૂમના માર્ગમાં એક શેહર વસાવ્યું-જેનો વિસ્તાર બે ફર્સંગથી પણ વધુ હતો.

તેમાં મેહલો, અયવાનો અને બાગો બનાવ્યા-તે શેહરના એક હાથ ઉપર વહેતી નદી આવેલી હતી અને બીજા હાથ ઉપર લીલોતરી ભર્યું મયદાન હતું.

એવાં રૂમમાં કેટલાંક શેહરો હતાં-જે નોશીરવાને ખાલી મયદાનોમાં પાણીની નેહેરો ચલાવીને વસાવ્યાં હતાં.

ત્યાં મોટી મોટી ઇમારતો ઉભી કીધી-જે દુન્યામાં સર્વ કોઇ પસંદ કરતાં હતાં.

પાદશાહે તે શેહરમાં પણ એક મેહલ બંધાવ્યો-જેમાં ગોહર જડિત અયવાનખાના હતા.

---

* બગદાદમાં "તાકે કેસ્રા" નામના મેહલમાં ખંડિયેરો પડેલાં નજરે આવે છે તે નોશીરવાનના વખતમાં સુરસાનના મેહલને નામે ઓળખાતો હતો જેનું વર્ણન ફિર્દોસી આ હેકાયતમાં આપે છે. આ મેહલમાં સંખ્યાબંધ મેહરાબો અને ગુમ્બદો હતા, તે ઉપરથી તે મેહલનું અરબી નામ "તાકે કેસ્રા" આપ્યું છે.

હમહ્ તાકુહા સરૂબસરૂ સીમો ઝરૂ
બઝરૂ અન્દરૂન્ ચન્દ ગૂનહ્ ગોહરૂ
૬૦૫ યકી ગુમ્બદ અઝ આબ્નૂસો ઝે આજ
બપયકરૂ ઝે પીલસ્તહો શીઝો સાજ
ઝે રૂમો ઝે હેન્દ આન્ કે ઉસ્તાદ બૂદ
વઝ ઉસ્તાદે ખીશશ હોનરૂ યાદ બૂદ
અઝ ઈરાનો અઝ કેશ્વરે નીમરૂઝ
હમહ્ કારૂ દાનાને ગીતી ફેરૂઝ
હમહ્ ગેરૂદ કરૂદ અન્દરાન્ શારૂસાન્
કે હમ શારૂસાન્ બૂદો હમ કારૂસાન્
અસીરાન્ કે અઝ બરૂબરૂ આવર્દહ્ બૂદ
ઝે રૂમો ઝે જાઈ કે આઝર્દહ્ બૂદ
અઝાન્ હરૂ યકીરા યકી ખાનહ્ સાખ્ત
હમહ્ શારૂસાન્ જાય બીગાનહ્ સાખ્ત
બદીન્ શારૂસાન્ અન્દરૂન્ જાય કરૂદ
દેલ આરાયરા કેશ્વરૂ આરાય કરૂદ
ચુ અઝ શહ્રૂ યકૂસરૂ બેપર્દાખ્તન્દ
બગેરૂદ અન્દરશ રૂસ્તા સાખ્તન્દ
બેયારાસ્ત બરૂ હરૂ સુઈ કેશ્ત ઝારૂ
ઝમીને બરૂમન્દો હમ મીવહ્ દારૂ
ગેરઉગાન્ કે અઝ લૂચ આવર્દહ્ બૂદ
ઝે ગીલાનો અઝ હરૂચે આઝર્દહ્ બૂદ
૬૦૬ અઝીન્ હરૂ યકીરા યકી કારૂ દાદ
ચુ તનહા બુદ અઝ કારૂગરૂ યારૂ દાદ
યકી પીશહ્ કારો યકી કેશ્ત વરૂઝ
યકી આન્ કે પયમૂદહ્ ફર્સન્ગો મરૂઝ
ચે બાઝારૂગાનો ચે યઝદાન્ પરસ્ત
યકી સરૂફરાઝો યકી ઝીરૂદસ્ત
બેયારાસ્ત આન્ શારૂસાન્ ચૂન્ બેહેશ્ત
નદીદ અન્દરાન્ ચશ્મ યકૂ જાય ઝેશ્ત
વરા સૂરૂસાન્ ખાન્દ કેસ્રા બનામ
કે દરૂ સૂરૂ યાબદ જહાન્દારૂ કામ
જોઝઝ દાદો આબાદ કર્દન્ જેહાન્
નબૂદશ બદેલ આશકારો નેહાન્
ઝમાનહ્ ચુ ઊરા ઝે શાહી બેબોરૂદ
હમાન્ તાજે ઊ દીગરીરા સેપોરૂદ
નખાહદ તોરા માન્દને જાવદાન્
બેપર્દાઝ દેલરા ઝે કારે બદાન્
ચુનાન્ દાન્ કે યકૂસરૂ ફેરીબસ્તો બસ
બલન્દીઓ પસ્તી નમાનદ બકસ
ચે દરૂ નાઝો નઅમત ચે બા દર્દો રન્જ
બેબાયદ ગુઝશ્ત અઝ સરાએ સેપન્જ

સઘળી મેહરાબો તમામ સોના રૂપાંની બનાવી હતી-વળી સોનામાં જાત જાતના ગોહરો જડયાં હતાં.

તેમાં એક આબનૂસ અને હાથી દાંતનો ગુમ્બજ બનાવવામાં આવ્યો હતો-તેનાં બાંધકામમાં હાથીદાંત, આબનૂસ અને સાગવાન કામે લગાડયાં હતાં.

રૂમ અને હિંદુસ્તાનમાંથી જે કોઇ કે ઉસ્તાદ કારીગરો હતા-અને જેઓ પોતાના ઉસ્તાદોથી કારીગરી શીખેલા હતા તેઓને,

તેમજ ઇરાન અને ઝાબુલના મુલકમાંથી સઘળા વખણાયલા કારીગરોને,

તે સઘળાને બોલાવી શેહરમાં વસાવ્યા હતા-કારણકે તે એક મોટું શેહર હતું તેમજ શીલ્પ શાળાની જગ્યા પણ હતી.

બરબર, રૂમ અને બીજી ઉજડ કરી નાખેલી જગ્યાઓમાંથી જે કયદીઓને લાવ્યા હતા,

તેઓમાંના દરેકને માટે એકેક ઘર રહેવા માટે બાંધ્યું હતું-તે નવાં શેહરને પારકા દેશોનાં લોકોનું સંસ્થાન કીધું હતું.

તે નવાં શેહરમાં પોતાની રહેવાની જગ્યા કીધી હતી પોતાનાં મનને રીઝવવા માટે તેણે પોતાના મુલકને આ રીતે આબાદ કીધો હતો.

જ્યારે તે શેહર વસાવી પાદશાહ ફારેગ થયો-ત્યારે તેની આસપાસ તેણે ગામડાં વસાવ્યાં.

ચો તરફ ખેતરો બનાવ્યાં-તે ઝમીન ખેતરને લાયક તેમજ ફળદ્રુપ હતી.

બુલૂચ, ગીલાન અને બીજી ઉજડ કરી નાખેલી જગ્યાઓમાંથી જે લોકોને કે ગિર્વી તરીકે લાવ્યા હતા,

તેઓમાંના દરેક જણને એકેક કામ સોંપ્યું હતું-જે કોઇ એકલો હતો તો તેને એકેક કામદાર આપવામાં આવતો હતો.

તે નવાં શેહરમાં ધંધાદારીઓ અને ખેડુતો-તેમજ ઝમીનની મોજણીદારો,

શું વેપારીઓ કે શું અથોરનાનો-શેઠ સાહુકારો અને નોકરો આવી વસ્યા હતા.

એ પ્રમાણે તે શેહર બેહેશ્તની મિસાલ સણગાર્યું-તે શેહરમાં એક પણ ઠેકાણે કાંઇ ખામી જણાઇ નહીં.

નોશીરવાને તેનું નામ "સૂરસાન" પાડયું-કારણકે પાદશાહ પોતે ખુશ ખુશહાલીમાંજ પોતાની મુરાદ મેળવે છે.

તેનાં દિલમાં ઇન્સાફ આપવો અને દેશને આબાદ હાલતમાં રાખવા સિવાય બીજા ઝાહેર કે ખાનગી વિચારો હતાજ નહીં.

તે જેવા પાદશાહને જ્યારે ઝમાનાએ પાદશાહી ઉપરથી લઇ લીધો-તેમજ તે પાદશાહનું તાજ બીજા શખ્સને સોંપી આપ્યું,

ત્યારે તે તને પણ કાંઈ જાવેદાન સૂધી રાખવા ચાહશેજ નહીં-માટે તું તારાં દિલને બૂરાં કામોથી ખાલીજ રાખજે.

તું એમજ જાણજે કે આ દુન્યા સઘળી ફનફરેબ ભરેલી છે બીજું કાંઈજ નથી-કોઇની મોટાઈ કે ગરીબાઇ તેની સાથ રહેતી નથી.

શું અયશ આરામમાં કે શું દુઃખ અને મેહનતમાં-દરેક શખ્સને આ ત્રણપાંચ દિવસની દુન્યામાંથી ગુઝરીજ જવાનું છે.

## દાસ્તાને રઝ્મે ખાકાન્ બા ઘાત્કર્ સાલારે હયતાલેયાન્ વ શેકસ્ત્ ખુર્દને ઘાત્કર્ વ બર્ તખ્ત્ નેશાન્દને હયતાલેયાન્ ફુઘાનીરા.

કુનૂન્ જન્ગે ખાકાનો હયતાલ્ ગીરૂ
ચુ રઝ્મ આયદત્ પીશ્ ગૂપાલ્ ગીરૂ
ચે ગૂયદ્ સખુનગૂએ બા આફરીન્
ઝે શાહો ઝે હયતાલો ખાકાને ચીન્
ચુનીન્ ગોફ્ત પુરૂમાયહ્ દેહ્કાને પીરૂ
સખુન્ હરૂચે જૂ બેશ્નવી યાદ્ ગીરૂ
કે અઝ્ નામ્દારાને બા ફરૂરો દાદ્
બમર્દાને જન્ગીઓ ગન્જો નેઝાદ્
ચુ ખાકાને ચીન્ કસ્ નબૂદ્ અઝ્ મેહાન્
ઝે કેસ્રા ગુઝશ્તહ્ બગેર્દ જેહાન્
હમહ્ તા લબે રૂદે જયહૂન ઝે ચીન્
બશાહી બરૂ ખાન્દન્દ આફરીન્
સેપહ્દારે બા લશ્કરો ગન્જો તાજ
બગુલ્ઝરૂરેયૂન બૂદ્ આન્ રૂએ ચાજ
સુખુનહાએ કેસ્રા બગેર્દ જેહાન્
પરાગન્દહ્ શુદ્ દર્ મેયાને મેહાન્
બમર્દીઓ દાનાઇઓ ફરૂરહી
બુઝોર્ગીઓ આઇને શાહનશાહી
ખેરદ્મન્દ ખાકાન્ બદાન્ રૂઝગારૂ
હમી દુસ્તી જોસ્ત બા શહ્રૂયારૂ
બયકૂ અન્દ્ બેન્શસ્ત બા રાયઝન્
હમહ્ નામ્દારાન્ શુદન્દ અન્જુમન્
બદેલ્ દુસ્તીરા હમી જાય જોસ્ત
હમી અઝ્ રદો મૂબેદાન્ રાય જોસ્ત
યકી હદ્યહ્ આરાસ્ત પસ્ બી શુમારૂ
હમહ્ યાદ્ગારૂ અઝ્ દરે શહ્રૂયારૂ
ઝે અસ્પાને રૂમીઓ દીબાએ ચીન્
ઝે તખ્તો ઝે તાજો જે તીઘો નેગીન્
તરાયફ્ કે બાશદ્ બચીન્ અન્દરૂન્
બેયારાસ્ત અઝ્ હરૂ દરી સદ્ હયૂન્
ઝે દીનારે ચીની ઝે બહ્રે નેસારૂ
બગન્જૂરૂ ફરૂમૂદ્ તા સદ્ હઝારૂ
બેયાવરૂદો બા હદ્યહા યારૂ કરૂદ્
દહ્ ઉશ્તુરૂ ઝે ગન્જે દેરમ્ બારૂ કરૂદ્
સખુનગૂય મર્દી બેજોસ્ત અઝ્ મેહાન્
ખેરદ્મન્દો ગશ્તહ્ બગેર્દ જેહાન્
બેફરૂમૂદ્ તા પીશે ઊ શુદ્ દબીરૂ
ઝે ખાકાને ચીન્ નામએ બરૂ હરીરૂ
નેવેશ્તન્દ બરૂસાને આઇને ચીન્
સુએ શાહ્ બા સદ્ હઝારૂ આફરીન્



## ખાકાનની હયતાલીઓના સરદાર ગાતકર સાથની લડાઇનું દાસ્તાન. ગાતકરનું શિકસ્ત પામવું અને હયતાલીઓએ ફુગાનીને તખ્ત ઉપર બેસાડવો.

હવે તું ચીનના ખાકાન અને હયતાલી લોકોની લડાઇનું બેયાન સાંભળ-જ્યારે તારી સામે લડાઇ આવે ત્યારે તું પણ તારા હાથમાં ગોર્ઝ પકડ. ૬૦૭

પેલો નામીચો તવારીખનવેસ હયતાલના પાદશાહ માટે અને ચીનના ખાકાન માટે શું કહે છે?

તેનાથી તું જે કાંઈ વાતો સાંભળે તે યાદ રાખજે-તે મોભાવાળા બુઢ્ઢા દેહકાને એ પ્રમાણે કહ્યું છે,

કે દબદબા અને ઇન્સાફ સાથના નામદારોમાંથી-લડાયક મર્દો, ખઝાનો અને બુન્યાદ ધરાવનારાઓમાં,

પારકા દેશોના રાજકર્ત્તાઓમાં ખાકાને ચીન જેવો કોઈ હતો નહીં-પ્રથમ દુન્યામાં નોશીરવાન કરતાં પણ વધારે તેનું નામ જાણિતું થયલું હતું.

ચીનના મુલકથી તે જયહૂન નદીના કિનારા સુધીના સઘળા લોકો-તેની ઉપર પાદશાહ તરીકેની દુઆ કરતા હતા.

તે ગુલ્ઝરરયૂત ઉપર તેમજ પેલી તરફ ચાજના મુલક ઉપર ભારી લશ્કર, ખઝાના અને તાજ સાથનો સરદાર હતો.

હવે પાદશાહ નોશીરવાનની સઘળી કારકીરદી દુન્યાની આસપાસ મોટાઓ વચ્ચે ફેલાઈ ગઈ હતી.

તેની મર્દાનગી, તેની દાનાઈ અને દબદબા માટેની-તેમજ તેની મોટાઈ અને શેહન્શાહી રેવાજો માટેની વાતો ફેલાઈ રહી હતી.

તે વખતમાં ડહાપણવાળો ખાકાન પાદશાહ નોશીરવાન સાથ દોસ્તી શોધવાની તલબ કરતો હતો.

આથી તે થોડોક વખત પોતાના સલાહકારો સાથ મસ્લહત કરવા બેઠો-સઘળા નામદારો ત્યાં એકઠા થયા. ૬૦૮

તે પોતાનાં દિલમાં નોશીરવાનની દોસ્તી માટે જગ્યા શોધવા લાગ્યો-અને તેથી તેણે દાનાઓ અને પોતાના વઝીરો તરફથી તેઓના વિચારો જાણવા માગ્યા.

પછી તેણે એક પુષ્કળ મોટો હદયો તૈયાર કરાવ્યો-જેમાંની દરેક ચીઝ પાદશાહે યાદગાર રાખવા જેવીજ હતી.

રૂમી ઘોડાઓ અને ચીનાઈ રેશમી કપડાંના તાકાઓમાંથી-તખ્ત, તાજ, તલવાર અને નગીનામાંથી,

તેમજ ચીન દેશમાં જે કાંઈ ઉમદા ચીઝો બનતી હતી તેવી જાત જાતની ચીઝોમાંથી નામીચી ચીઝનાં સો ઊંટ તૈયાર કરાવ્યાં.

વળી પાદશાહને નેસાર કરવા માટે ખઝાન્ચીને ફર્માવ્યું જેથી તે એક લાખ ચીનના સોનેરી દીનાર

લાવ્યો અને પેલા હદયામાં ઉમેર્યા-તે દિરમના ખઝાનાનાં દશ ઊંટ લાદ્યાં.

પછી મોટાં માણસોમાંથી એક જણ કે જે સુભાષિત બોલનારો, ડહાપણવાળો અને દુન્યાનો અનુભવી હતો તેને ચુંટી કાઢ્યો.

અને તેણે ફર્માવ્યું જેથી મુન્શી તેની આગળ ગયો-તેણે ખાકાને ચીન તરફથી રેશમી કપડાં ઉપર એક નામુ,

ચીનાઈ રાહ રીતી મુજબ હઝારો દોઆ સલામ સાથનું પાદશાહ નોશીરવાન ઉપર લખ્યું.

૬૦૯ ગુઝરૂ મરૂદરા સૂએ હયતાલ્ બૂદ<br>
હમાન્ રાહુ પુરૂ તીરો ગૂપાલ્ બૂદ

ઝે સુઘદ અન્દરૂન તા બજયહૂન્ સેપાહુ<br>
કશીદહુ રદહુ પીશે હયતાલ્ શાહુ<br>
ગવી ઘાતકરૂ નામે સાલારૂ શાન્<br>
બરઝ્મ અન્દરૂન નામ બરૂદારૂ શાન્<br>
ચુ આગહુ શુદ અઝ કારે ખાકાને ચીન્<br>
વઝાન્ હદ્યએ શાહે ઈરાન્ ઝમીન્<br>
ઝે લશ્કરૂ જહાન્ દીદગાન્રા બેખાન્દ<br>
સખુન્ સરૂબસરૂ પીશે ઈશાન્ બેરાન્દ<br>
ચુનીન્ ગોફ્ત બા સરૂકશાન્ ઘાતકરૂ<br>
કે મારા બદ્ અમદ ઝે અખ્તરૂ બસરૂ<br>
અગરૂ શાહે ઈરાનો ખાકાને ચીન્<br>
બેસાઝન્દ વઝ દેલ્ કુનન્દ આફરીન્<br>
હેરાસસ્ત અઝાન્ દૂસ્તી બહુરે મા<br>
બદ્ રૂય વયરાન્ શવદ શહુરે મા<br>
બેબાયદ યકી તાખ્તન્ સાખ્તન્<br>
રવાન્ અઝ ફેરેસ્તાદહુ પરૂદાખ્તન્<br>
ઝે લશ્કરૂ યકી નામવરૂ બરૂ ગઝીદ<br>
સરફ્રાઝો જન્ગી ચુનાન્ ચૂન સઝીદ<br>
૬૧૦ બતારાજ દાદ આન્ હમહુ ખાસ્તહુ<br>
હયૂનાનો અસ્પાને આરાસ્તહુ<br>
ફેરેસ્તાદહુરા સરૂ બેબુરૂરીદ પસ્ત<br>
ઝે ગોર્દાને ચીની સવારી બેજસ્ત<br>
ચુ આગાહી આમદ બખાકાને ચીન્<br>
દેલશ ગશ્ત પુરૂ દર્દો સરૂ પુરૂ ઝે કીન્<br>
સેપહુરા ઝે કાચારૂબાશી બેરાન્દ<br>
બચીનો ખોતન્ નામદારી નમાન્દ<br>
ઝે ખીશાને અર્જાસ્પો અફ્રાસેયાબ્<br>
નપર્દાખ્ત યક્ તન્ બઆરામો ખાબ્<br>
બેરફતન્દ યક્ સરૂ બગુલ્ઝરૂરેયૂન<br>
હમહુ સરૂ પુરૂ અઝ કીનો દેલ્ પુરૂ ઝે ખૂન<br>
સેપહુદારૂ ખાકાને ચીન્ ફન્જ બૂદ<br>
હમી બાસ્માન્ બરૂ ઝદ અઝ ખાક્ દૂદ<br>
ઝે જઉશન્ સવારાન્ બચાચ અન્દરૂન<br>
ચુ ગેલ્ શુદ બરન્ગ્ આબે ગુલ્ઝરૂરેયૂન

ચુ આગાહુ શુદ ઘાતકરૂ ઝાન્ સખુન્<br>
કે ખાકાને ચીન્ ખુદ ચે અફ્ગન્દ બુન્<br>
સેપાહી ઝે હયતાલેયાન્ બરૂ ગુઝીદ<br>
કે ગશ્ત આફતાબ્ અઝ જહાન્ નાપદીદ<br>
૬૧૧ ઝે બલ્ખો ઝે શકનાનો આમૂયો ઝમ<br>
સેલીહો સેપહુ ખાસ્ત ગન્જો દેરમ<br>
ઝે ખત્લાનો અઝ તેર્મેદો વીસહગેરૂદ<br>
ઝે હરૂસૂ સેપાહુ અન્દરૂ આવરૂદ ગેરૂદ<br>
ઝે કૂહો બેયાબાનો અઝ રીગો શખ<br>
બેજૂશીદ લશ્કરૂ ચુ મૂરો મલખ<br>
ચુ બુગ્ઝશ્ત ખાકાન્ ઝે રૂદે બુઝોરૂગ્<br>
અબા લશ્કરો કૂસો પીલે સુતોરૂગ્

હવે પેલા ચીની એલચીને ઈરાન જવાનો માર્ગ હયતાલ્ સરઝમીનમાં થઇને પસાર કરવાનો હતો-પણ તે માર્ગ તીર અને ગોર્ઝથી ભરેલો હતો (યાને દુશ્મનનો હતો).

ત્યાં હયતાલી લોકોનાં લશ્કરે પોતાના પાદશાહની આગળ સુગદ શેહરમાંથી તે છેક જયહૂન નદીના કિનારા સૂધી સફ સમારેલીજ હતી.

તે લશ્કરનો "ગાતકર" નામનો એક બહાદુર સરદાર હતો-જે દરેક લડાઇમાં નામ કાઢનારો હતો.

જ્યારે તે સરદાર ખાકાને ચીનનાં કામથી તેમજ પેલા ઇરાન ઝમીનના પાદશાહના હદયાથી વાકેફ થયો,

ત્યારે તેણે લશ્કરમાંથી અનુભવી શખ્સોને બોલાવ્યા-અને તેઓની નઝદીક સઘળો ખુલાસો કીધો.

ગાતકરે તે પેહલવાનોને એમ કહ્યું કે "સેતારાની ચાલથી આપણાં સર ઉપર બૂરાઇ આવી પુગી છે.

જો ઇરાનનો પાદશાહ અને ચીનનો ખાકાન-મસ્લહત કરીને દોસ્ત બની જશે,

તો તે દોસ્તીથી આપણે ભાગે ધાસ્તીજ આવશે-બન્ને તરફથી આપણું શેહર વયરાન થશે.

માટે આપણે પહેલાં હમ્લો કરવાની તૈયારી કરવી જોઇયે-અને પેલા કાસેદને મારી નાખવો જોઇયે."

પછી તેણે પોતાનાં લશ્કરમાંથી એક લાયક નામવર, સરફરાઝ અને લડાયક માણસને ચુંટી કાઢયો.

જેણે પેલો તમામ ખઝાનો, ઊંટ અને સણગારેલા ઘોડા લૂટી લીધા

અને તે એલચીનું સર ખુવારીથી કાપી નાખ્યું-બીજા ચીની લડાયકોમાંથી એક સવાર છટકવા પામ્યો.

હવે જ્યારે ખાકાને ચીનને ખબર પડી-ત્યારે તેનું દિલ દુઃખ ભરેલું અને તેનું સર કીના ભરેલું બન્યું.

તેણે કાચારબાશીથી લશ્કરને આગળ ચલાવ્યું-ચીન અને ખોતનમાં કોઇ પણ સરદાર બાકી રહ્યો નહીં.

અર્જાસ્પ અને અફ્રાસિયાબના ખેશીઓમાંથી-એકબી જણ આરામ કે ખાબમાં મશગૂલ રહ્યો નહીં.

તેઓ સઘળા ગુલઝરરેયૂન ગયા-સઘળાઓનાં સર કીના ભરેલાં અને દિલ ખૂન ભરેલાં હતાં.

ખાકાને ચીનનો સરદાર "ફંજ" નામનો હતો-જે ઝમીન ઉપરથી આસ્માન સૂધી ધૂમાડો ઉડારી શકતો હતો.

ચાચ (આજનાં તાશકંદ) શેહરમાં બખ્તરવાળા સવારોની દોડધામથી-ત્યાંની ગુલઝરરેયૂન નામની નદીનાં પાણી પણ ડોહવાઇને કાદવ કિચલ જેવાં થઇ ગયાં હતાં.

જ્યારે ગાતકર તે વાતથી વાકેફ થયો-કે "ખાકાને ચીને કેવી તૈયારી કરી છે?"

ત્યારે તેણે પણ હયતાલીઓમાંથી એક લશ્કર ચુંટી કાઢયું-કે જેથી આફતાબ જેહાનમાંથી ગુમ થઇ ગયો.

બલ્ખ, શકનાન, આમૂઇ અને ઝમ ખાતેથી-હથિયાર, લશ્કર, ખઝાનો અને પૈસા મંગાવ્યા.

ખત્લાન, તેર્મેદ અને વીસહગેર્દમાંથી-તેમજ ચો તરફથી લશ્કર એકઠું કીધું.

પહાડ, જંગલ, રેતીનાં રણ અને ડુંગરમાંથી-કીડી અને તીડની માફક લશ્કર જોશમાં નીકળ્યું.

જ્યારે ખાકાને પોતાનાં લશ્કર, નગારા અને મોટા હાથીઓ સાથે નદી પસાર કીધી,

સેપાહૂ અન્જુમન્ કર્દો બરૂ માયો મરૂઘ<br>
સેપહુ ગશ્ત ખુરૂશીદ્ ચૂન્ પરૂરે ચરૂઘ<br>
ઝે બસ્ નીઝહો તીઘ્હાઓ બેનફૂશ<br>
દેરફૂશીદને તીઘો ઝરૂરીનહુ કફૂશ<br>
તો ગોફૂતી જહાની પુરૂ અઝ્ અઝૂદહાસ્ત<br>
વગરૂ આસ્માન્ બરૂ ઝમીન્ ગશ્ત રાસ્ત<br>
બોખારા પુરૂ અઝ્ ગોર્ઝો ગૂપાલ્ બૂદ્<br>
કે લશ્કરૂગહે શાહે હયતાલ્ બૂદ્<br>
બેશુદ્ ઘાતકરૂ બા સેપાહે ગરાન્<br>
ઝે હયતાલ્ ગેરૂદ્ આવરીદહુ સરાન્<br>
બજન્ગ્ અન્દરૂ આમદ્ ઝે હરૂસૂ સેપાહુ<br>
ઝે તન્ગી બેબસ્તન્દ્ બરૂ બાદ્ રાહુ<br>
દુરોખ્શીદને તીઘ્હાએ સરાન્<br>
ગેરાઈદને ગોરૂઝ્હાએ ગરાન્<br>
તો ગોફૂતી કે આહન્ ઝબાન્ દારદી<br>
હવા ગોરૂઝરા તર્જમાન્ દારદી

ચકી બાદ્ બર્ખાસ્તો ગર્દે સેયાહુ<br>
બેશુદ્ રઉશનાઈ ઝે ખુરૂશીદો માહુ<br>
કશાનીઓ સુઘ્દી શુદન્દ્ અન્જુમન્<br>
પુરૂ અઝ્ આબ્ રોખ્ ફૂદકો મર્દો ઝન્<br>
કે તા ચૂન્ બુવદ્ કારે આન્ રઝ્મગાહુ<br>
કે યાબદ્ બરૂ અઝ્ ગર્દેશે હૂરો માહુ<br>
બયકૂ હફૂતહુ આન્ લશ્કરે જન્ગ્જૂય<br>
બરૂય અન્દરૂ આવર્દેહુ બૂદન્દ્ રૂય<br>
બહરૂ જાય બરૂ તૂદએ કશ્તહુ બૂદ્<br>
ઝે ખૂન્ ખાકો સન્ગ્ અર્ઘવાન્ ગશ્તહુ બૂદ્<br>
ઝે બસ્ નીઝહો ગોર્ઝો ગૂપાલો તીઘ<br>
તો ગોફૂતી હમી સન્ગ્ બારદ્ ઝે મીઘ<br>
નેહાન્ શુદ્ બગરૂદ્ અન્દરૂન્ આફૂતાબ્<br>
પુરૂ અઝ્ ખાફૂ શુદ્ ચશ્મે પરૂરાન્ ઓકાબ્<br>
બહશ્તુમ સુએ ઘાતકરૂ ગશ્ત ગરૂદ્<br>
સેયહુ શુદ્ જહાન્ ચૂન્ શબે લાજવરૂદ્<br>
શેકસ્ત અન્દરૂ આમદ્ બહયતાલેયાન્<br>
શેકસ્તી કે બસ્તહુ નશુદ્ સાલેયાન્<br>
પરાગન્દહુ બરૂ હરૂ સુઈ ખસ્તહુ બૂદ્<br>
હમહુ મરૂઝ્ પુરૂ કોશ્તહો બસ્તહુ બૂદ્<br>
હરાન્ કસ કે ઝેન્દહુ અઝીશાન્ બેમાન્દ્<br>
બદેલ્ દરૂ હમી નામે યઝ્દાન્ બેખાન્દ્<br>
હમી ઈન્ બદાન્ આન્ બદીન્ ગોફૂત જન્ગ્<br>
નદીદીમ હરૂગેઝ્ ચુનીન્ બા દેરન્ગ્<br>
હમાના ન મરૂદુમ બુદન્દ્ આન્ સેપાહુ<br>
નશાયેસ્ત કર્દન્ બદીશાન્ નેગાહુ<br>
બચેહુરહુ હમહુ દીવ બૂદન્દો દદ્<br>
બદેલ્ દૂરૂ અન્દીશએ નીકો બદ્<br>
ઝે શમ્શીરો અઝ્ નીઝહો ગોર્ઝો તીઘ<br>
તો ગોફૂતી નદાનન્દ્ રાહે ગુરીઘ<br>
હમહુ ચેહુરએ અઝૂદહા દાશ્તન્દ્<br>
હમી નીઝહુ બરૂ કૂહુ બુગ્ઝાશ્તન્દ્

ત્યારે તેણે માચ અને મર્ગ શેહર આગળ લશ્કર એકઠું કીધું-જેની ધૂળથી ખુરશીદ શકરાની પાંખ મિસાલ કાળો પડી ગયો.

પુષ્કળ નેઝા અને બનફશા રંગની શમ્શીરથી-તેમજ તલવાર અને સોનેરી જોડાના ઝળકાટથી,

જેહાન તું કહે ગોયા અઝદહાથી ભરાઇ ગઇ છે-અથવા આસ્માન ઝમીનની બરાબર થઇ ગયું છે.

સઘળું બોખારા ગોર્ઝ અને કુહાડીઓથી ભરાઇ ગયલું હતું-કારણકે તે શેહર હયતાલના પાદશાહનું લશ્કરી મથક હતું.

ગાતકર હયતાલથી સરદારો એકઠા કરી ભારી લશ્કર સાથ સામે ગયો.

હવે ચો તરફથી લશ્કર લડાઇમાં ઉતર્યું-લશ્કરીઓની ભીડને લીધે હવાનો માર્ગ પણ બંધ થઈ ગયો.

લશ્કરના સરદારોની તલવારના ચમકારા-અને ભારી ગોર્ઝોના ફરતા ફટકાઓથી, ૬૧૨

એવું લાગતું હતું કે તે તલવારો માણસ મિસાલ પોતીકું કામ બોલી દેખાડતી હતી-અને ભારી ગોર્ઝના ઠોકનું દુભાષિયાપણું હવા કરતી હતી (એટલે ભારી ગોર્ઝોના ફટકાના પડઘા હવામાં સમજાતા હતા).

તેવામાં એક તોફાન થઇ આવ્યું સીઆહ ગર્દ ઉઠી-તેનાથી આફતાબ અને માહતાબની રોશની પણ ઢંકાઈ ગઈ.

કશાની અને સુગદી લોકો એકઠા થયા-બચ્ચાં, સ્ત્રી અને મર્દોના મોં આંસુથી ભરેલાં હતાં.

કે "જોઇયે આ લડાઈનું શેવટ કેમ આવે છે-આફતાબ અને માહતાબની ચાલથી કોણને ફળ મળે છે?"

તે લડાયક લશ્કર એક હફતા સૂધી-એકમેક સાથે લડયાં.

જગે જગે મૂવેલાઓના ઢગલા થયલા હતા-લોહીએ કરી ત્યાંની ખાક અને પત્થર રાતા રંગના બન્યા હતા.

પુષ્કળ નેઝા, ગોર્ઝ અને તલવારના મારાથી-તું કહે ગોયા વાદળમાંથી પત્થરનો વરસાદ વરસે છે.

તે ધૂળમાં આફતાબ પણ છૂપાઈ ગયો-ઉડતાં ઓકાબની આંખ ધૂળથી ભરાઇ ગઈ.

આઠમે દહાડે ગાતકર તરફ તે પવન ફર્યો-દુન્યા અંધારી રાત જેવી કાળી પડી ગઇ.

હયતાલીઓ ઉપર શિકસ્ત આવી પડી-તે શિકસ્ત પણ કેવી કે વર્ષો સૂધી તેઓ તતાર થઇ શકયા નહીં. ૬૧૩

ચો તરફ ઝખ્મી સેપાહો વીખરાઇ પડેલા હતા-સઘળો મુલક મૂવેલાઓથી અને બાંધેલાઓથી ભરાઈ ગયો હતો.

તેઓમાંથી જે કોઈ કે જીવતો રહ્યો-તે પોતાનાં મનમાં ખોદાતાલાનું નામ યાદ કરવા લાગ્યો.

તેઓ એક બીજાને કહેતા હતા કે "આવી લામ્બા વખત સૂધીની લડાઈ તો કદી પણ આપણે જોઈજ નથી.

જાણે પેલું લશ્કર માણસોનુ છેજ નહીં-તેઓ ઉપર આપણે નઝર નાખવી પણ ઘટારત નથી.

તે સઘળાઓ દેખાવમાં એહરેમન અને ફાડીખાનારાં જાનવર જેવા થયલા છે-તેઓએ પોતાનાં દિલથી ભલો કે બૂરો અંદેશો દૂરજ કીધો છે.

તેઓ તલવાર, નેઝા, ગોર્ઝ અને ખંજરની સામેથી-ગોયા નાસી જવું શું તે તો જાણતાજ નથી.

સઘળાઓએ ગોયા અઝદહાનોજ ચેહરો ધરાવ્યો છે-અને પોતાના નેઝાથી પહાડને પણ વિંધી નાખ્યો છે.

હમહ્ ચન્ગહા શાન્ બસાને પલન્ગ્
નશુદ્ સીર્ દેલ્ શાન્ ઝે પયકારે જન્ગ્
ચકી ઝીને અસ્પાન્ ન બર્દાશ્તન્દ્
હમહ્ રઝ્મરા ખાર્ પેન્દાશ્તન્દ્
૬૧૪ ખુરેશ બારગી શાન્ હમહ્ ખાર્ બૂદ્
સવારી નખોફ્તી કે બીદાર્ બૂદ્
હમહ્ શબ્ બજોશ્ જસ્તનો તાખ્તન્
તને ખીશ દર્ આતેશ અન્દાખ્તન્
નબૂદો નદાનેસ્ત કસ્ ખાબો ખર્દ્
મગર્ દીવ જૂયદ્ અઝીશાન્ નબર્દ્
નદારીમ મા તાબે ખાકાને ચીન્
ગુઝર્ કર્દ્ બાયદ્ બઈરાન્ ઝમીન્
ગર્ અયદૂન્ કે ફર્માન્ બરદ્ ઘાતકર્
બેબન્દદ્ બફર્માને કેસ્રા કમર્
સુપારદ્ બદ્ શહ્રે હયતાલરા
ફરામુશ કુનદ્ ગુર્ઝો ગૂપાલરા
વગરૂનહ્ ખુદ્ અઝ્ તોખ્મએ ખુશનવાઝ્
ગુઝીનીમ જન્ગ્ આવરી સર્ફરાઝ્
કે ઉ શાહ્ બાશહ્ બનૂશીરવાન્
બદ્ દઉલતે પીર્ ગર્દદ્ જવાન્
બેગૂયદ્ વરા કારે ખાકાને ચીન્
જહાની બર્ ઉ બર્ કુનન્દ્ આફરીન્
કે બા ફર્રો બોર્ઝેસ્તો બખ્શો ખરદ્
હમી રાસ્તીરા બેરદ્ પર્વરદ્
૬૧૫ નેહાદહ્ દસ્ત બર્ કયસરાન્ બાઝો સાવ
નદારન્દ્ બા ઉ કસી ફૂશો તાવ
ઝે હયતાલેયાન્ કૂદકો મર્દો ઝન્
બદીન્ યક્ સખુન્ બર્ શુદન્દ્ અન્જુમન્
ચધાની ગવી બૂદ્ ફર્રૂખ નેઝાદ્
જવાનો જહાનજૂયો બા બખ્શો દાદ્
ખેરદમન્દ્ નામશ ફુઘાનીશ બૂદ્
કે બા ગન્જો બા લશ્કરે ખીશ બૂદ્
બુઝોર્ગાને હયતાલો મર્દાને ચીન્
બશાહી બર્ ખાન્દન્દ્ આફરીન્

તેઓના પંજ ચિત્તાના પંજા જેવા છે—તેઓનાં દિલ લડાઈ અને કાપાકાપીથી હજી ધરાયાંજ નથી.

તેઓએ જરાબી ઘોડા ઉપરથી ઝીન ઉતાર્યું નથી-તે સઘળાઓ લડાઇને તો તુચ્છજ સમજવા લાગ્યા છે.

તે લોકોના ઘોડાનો ખોરાક કાંટાજ બન્યા છે-એક પણ સવાર ઊંઘાતો નથી કારણકે તેને સાવગરજ રહેવું પડે છે.

તેઓ પાસ આખી રાત લડાઇમાં ઝીપલાવવા, હમ્લો કરવા અને પોતાનાં શરીરને આતશમાં નાખવા સિવાય બીજું કાંઈ,

હતુંજ નહીં અને કોઇ ઊંઘવું કે ખાવું પીવું તો જાણતુંજ નથી—મગર હવે એહરેમનજ તેઓ સાથ લડી શકે.

આપણુ હવે ખાકાને ચીનની સામે લડવાની તાકત રાખી શકતા નથી—માટે હવે તો આપણને ઈરાન તરફજ જવું જોઇયે.

જો ગાતકર આપણું કહ્યું કબૂલ કરે-અને નોશીરવાનનાં ફર્માન ઉપર અમલ કરે,

અને તેને હયતાલનો મુલક સોંપી દે અને લડવાનું ભૂલી જાય, તો તેમ,

નહીં તો કે ખુદ ખુશનવાઝનાં ખાન્દાનમાંથી-આપણે એક સરફરાઝ લડાયક ચુંટી કાઢીશું.

કે જે નોશીરવાનને પણ પસંદ પડતો હોય-અને જેનાથી આપણુ ઝઇફ થયલું નસીબ પાછું જવાન બને.

અને જે ખાકાને ચીનનાં કામ માટે નોશીરવાન કે જેની ઉપર તમામ જેહાન દોઆ કરે છે તેને કહે,

કે જે ખેરેહ સાથનો, બુલંદીએ પહોંચેલો, સારાં નસીબનો અને ડહાપણવાળો છે-અને જેનું ડહાપણ રાસ્તીનીજ પર્વરેશી કરે છે.

જેણે તમામ કયસરો ઉપર ખેરાજ અને ખંડણી નાખી છે-તેની સામે થવાની કોઇમાં તાકત નથી.”

હયતાલી લોકોમાંથી સઘળાં મર્દો, સ્ત્રીઓ અને બાળકો-આ વાત ઉપર એકમત થયાં.

ચગાનનો મુબારક બુન્યાદનો એક પેહલવાન હતો-જે જવાન, અનુભવી, ભાગ્યશાળી અને ઈન્સાફી હતો.

તે અકલમંદનું નામ “ફુગાનીશ” હતું-જે પોતાનું પણ લશ્કર અને ખઝાનો ધરાવતો હતો.

હયતાલના બુઝર્ગોએ અને ચીનના બહાદુર લોકોએ-પોતાના પાદશાહ તરીકેની તેની ઉપર દુઆ કીધી.

## આગાહી યાફ્તને નૂશીરવાન્ અઝ્ રઝ્મે ખાકાન્ બા હયતાલેયાન્ વ લશ્કર્ કશીદન્ બજન્ગે ઈશાન્.

પસ્ આગાહી આમદ્ બશાહે બુઝોર્ગ્
ઝે ખાકાન્ કે બુદ્ નામદારી સુતોર્ગ્
ઝે હયતાલો ગોર્દાને આન્ અન્જુમન્
કે આમદ્ ઝે ખાકાન્ બરીશાન્ શેકન્
ઝે શાહે ચધાની કે બા બખ્તે નવ
બેયામદ્ નેશસ્ત અઝ્ બરે તખ્તે નવ

## નોશીરવાનનું હયતાલીઓ સાથની ખાકાનની લડાઇથી વાકેફ થવું અને તેઓની લડાઈ માટે લશ્કર લઈ જવું.

પછી બુઝોર્ગ પાદશાહ નોશીરવાનને ખાકાન કે જે એક મોટો નામીચો પાદશાહ હતો, તેને માટેની ખબર પડી.

તેમજ હયતાલીઓની અને તે અંજુમનના બહાદુર લોકોની ખબર પડી-કે “તે લોકો ઉપર ખાકાનને હાથે શિકસ્ત આવી પડી.”

તેમજ ચગાનના પાદશાહ માટે સમજ્યું કે “તે પોતાનાં ખીલતાં નસીબ સાથ-આવી હયતાલનાં નવાં તખ્ત ઉપર બેઠો છે.

ગેરેફ્તૂ આન્ સરે તખ્તે શાહનશાહી
દેલીરાનો મર્દાને બા ફ્રરહી
હમહુ યકૂ બયકૂ પીશે તખ્તશ બપાય
ઝનંદ હરૂ ઝમાન્ બા બુઝોર્ગાન્શ રાય
પુરૂ અન્દીશહુ બેન્શસ્ત શાહે જહાન્
ઝે ગોફ્તારે બીદારે કારૂઆગહાન્
બઆયવાન્ બેયારાસ્ત જાએ નેશસ્ત
બેરફ્તન્દ ગોર્દાને ખુસ્રવ પરસ્ત
અબા મૂબેદે મૂબેદાન્ અર્દશીરૂ
ચુ શાપૂરો ચૂન યઝ્દગેર્દે દેબીરૂ
હમહુ બેખ્રદાને નુમાયન્દહુ રાહુ
નેશસ્તન્દ યકસરૂ બરે તખ્તે શાહુ
ચુનીન્ ગોફ્ત કેસ્રા કે અય મૂબદાન્
જહાન્ દીદહો કારૂ કર્દહો રદાન્
યકી આગહી યાફ્તમ ના પસન્દ
સુખુનહાએ ના ખૂબો ના સૂદમન્દ
ઝે હયતાલ્ વઝ્ કારે ખાકાને ચીન્
વઝાન્ મરૂઝ્બાનાને તૂરાન્ ઝમીન્
બેયન્દાઝહુ લશ્કરૂ શુદન્દ અન્જુમન્
ઝે ચાચો ઝે ચીનો ઝે તુર્કો ખોતન્
યકી હફ્તહુ બા તર્કો શમ્શીરે કીન્
ઝે અસ્પાન્ નબર્દાશ્તન્દ ઈચ ઝીન્
બફર્જામ હયતાલ્ બરૂગશ્તહુ શુદ
દો બહરહુ સેપહુ ખસ્તહો કશ્તહુ શુદ
બદાન્ નામદારી કે હયતાલ્ બૂદ
જહાની પુરૂ અઝ્ ગોર્ઝો ગૂપાલ્ બૂદ
શેગેફ્તસ્ત કામદ બરીશાન્ શેકસ્ત
સેપહુબુદ મબાદા અબા રાય પસ્ત
અગરૂ ઘાતકરૂ દાશ્તી હુશો રાય
નબોરૂદી સેપહરૂ આન્ સેપહુરા ઝે જાય
ચુ શુદ મર્ઝે હયતાલેયાન્ પુરૂ ઝે શૂરૂ
બેજોસ્તન્દ અઝ્ તોખ્મે બહુરામ ગૂરૂ
નવ્ આઈન્ યકી શાહુ બેન્શાન્દન્દ
સરાસરૂ બરૂ આફરીન્ ખાન્દન્દ
નેશસ્તસ્ત ખાકાન્ બદીન્ રૂએ ચાજ
સરફ્રાઝ્ બા લશ્કરો ગન્જો તાજ
ઝે ખીશાને અર્જાસ્પો અફ્રાસેયાબ્
જોઝ્ અઝ્ મર્ઝે ઈરાન્ ન બીનદ બખાબ્
ઝે પીરૂઝીએ લશ્કરે ઘાતકરૂ
હમી બરૂ ફ્રરાઝદ બખુરૂશીદ સરૂ
સઝદ ગરૂ નબાશીમ હમદાસ્તાન્
કે ખાકાન્ બેખાનદ ચુનીન્ દાસ્તાન્
કશાની ઝમીન્ પાદ્દશાહી મરાસ્ત
કે દારન્દ અઝાન્ ચીનેયાન્ પોશ્ત રાસ્ત
હમહુ ઝીરૂદસ્તાન્ અઝીશાન્ બરન્જ
સેપોર્દહુ બદીશાન્ તનો મર્ઝો ગન્જ
ચે બીનીદ યકસરૂ કુનૂન અન્દરીન્
ચે સાઝીમ બા તુર્કો ખાકાને ચીન્
બુઝોર્ગાને દાનન્દહુ બરૂખાસ્તન્દ
હમહુ પાસોખશરા બેયારાસ્તન્દ

તેણે શેહન્શાહી તખ્ત કબ્જે લીધું છે-અને ત્યાંના દિલાવર પેહલવાનો અને દબદબા સાથના બહાદુર લોકો,

સઘળા તેનાં તખ્ત આગળ ઉભા રહે છે-અને તે દર વખત પોતાના બુઝોર્ગો સાથે મસ્લહત કરે છે."

પોતાના બાહોશ જાસૂસોની આ વાતોથી-દેશનો પાદશાહ નોશીરવાન અંદેશા ભર્યો તખ્તે બિરાજ્યો. ૬૧૬

તેણે પોતાના મેહલમાં તે માટેની સભા બોલાવી-અને પાદશાહના વફાદાર પેહલવાનો ત્યાં ગયા.

વડા વઝીર અર્દશીર સાથ-શાપૂર અને મુન્શી યઝદગેર્દ જેવાઓ,

અને સઘળા રેહનુમાઇ કરનાર દાનાઓ-પાદશાહનાં તખ્ત આગળ એકઠા મળ્યા.

નોશીરવાને તેઓને એ પ્રમાણે કહ્યું કે "ઓ મારા વઝીરો, અનુભવીઓ અને કામ બજાવનારા દાનેશમંદો !

મને એક ના પસંદ, ના લાયક અને નુકસાનકારક વાતોની ખબર મળી છે,

તે હયતાલી લોકો માટેની, ચીનના ખાકાનનાં કામ માટેની અને તૂરાન ઝમીનના હાકેમો માટેની છે.

ચાચ, ચીન, તુર્કેસ્તાન અને ખોતનમાંથી-પુષ્કળ લશ્કર એકઠું થયું.

તેઓ સાત દહાડા સૂધી કીનાની તલવાર અને લોઢાંની ટોપ સાથેજ રહ્યા-ઘોડાઓ ઉપરથી જરાબી ઝીન ઊંચકયું નહીં.

શેવટે હયતાલ બરગશ્તેહ બન્યું-તેઓના બે હિસ્સા લશ્કર ઝખ્મી થયું તેમજ માર્યું ગયું.

આવી નામદારી સાથનું હયતાલ-કે જે દેશ ગોર્ઝ અને હથિયારથી ભરેલુંજ રહેતું હતું, ૬૧૭

તે હારી જાય એ અજબ જેવું છે-કદાચને તેનો સરદારજ વગર અકલનો હશે.

અગરજો તેના સરદાર ગાતકરમાં હોશ્યારી અને વિચાર શક્તિ હતે-તો આસ્માન પણ તેનાં લશ્કરને હઠાવી નહીં શકતે.

હવે જ્યારે હયતાલી લોકોનો મુલક ગડબડ ભર્યો બન્યો-ત્યારે તેઓએ બેહરામ ગૂરનાં ખાન્દાનમાંથી એક માણસ શોધી કાઢયો.

અને તેને નવા પાદશાહ તરીકે તેઓએ બેસાડયો છે-અને સઘળાએ તેને સ્વીકાર્યો છે.

ચીનનો ખાકાન પોતાનાં લશ્કર, ખઝાના અને તાજો તખ્ત સાથ ગરૂરમાં આવીને ચાજની આ તરફ થોભ્યો છે.

તે અર્જાસ્પ અને અફ્રાસિયાબની બુન્યાદનો છે-અને ઇરાન સરઝમીન સિવાય બીજા કશાના સ્વપ્ના જોતોજ નથી.

તે ગાતકરનાં લશ્કર ઉપરની ફતેહથી ફૂલાઈ જઇને-ખોરશીદ સૂધી પોતાનું સર ઊંચું ચઢાવે છે.

ખાકાન એવી વાતો કરે-તે સાથ આપણને મળતા થવું ઘટતું નથી.

કાશાનીનો મુલક તો મારા તાબાનો છે-કે જેની ઉપર તારતરીઓ આધાર રાખે છે,

ત્યાંની સઘળી રૈયત એ લોકોથી દુઃખી છે-અને એ લોકોને પોતાનાં શરીર, મુલક અને ખઝાનો પણ સોંપી દેવો પડયો છે. ૬૧૮

તમો સઘળા હવે એ બાબતમાં શું વિચારો છો-આપણે તુર્કો અને ખાકાને ચીન સાથ શું કર્યે?"

સઘળા દાના બુઝોર્ગો ઉઠયા-સઘળાઓએ તેને જવાબ આપ્યો.

ગેરેફ્તન્દ યકૂસરૂ બદૂ આફરીન્
કે અય શાહે નીકૂ અખ્તરો પીશબીન્
હમહ્ મર્ઝે હયતાલ્ આહરીમનન્દ
હો ફરયન્દો ઇન્ મરૂઝરા દુશ્મનન્દ
બરીશાન્ સઝદ હરૂચે આયદ ઝે બદ
હમ અઝ શાહ્ ગોફતારે નીકૂ સઝદ
અઝીશાન્ મગરૂ નીસ્તી કીનો દરદ
જોઝ અઝ ખૂને આન્ શાહે આઝાદ મરદ

કે કોશતન્દ પીરૂઝરા નાગહાન્
ચુનાન્ શહરૂયારી ચરાઘે જહાન્
મબાદા કે બાશન્દ યકૂ રૂઝ શાદ
કે હરૂગેઝ નખીઝદ ઝે બીદાદ દાદ
ચુનીનસ્ત બાદાફરહ્ દાદગરૂ
હમહ્ બદકુનેશરા બદ આયદ બસરૂ
૬૧૯ કે ખાકાન્ અગરૂ શાહ્ રાનદ સોખન્
કે દારદ બદેલ્ કીનો દર્દે કોહન્
સઝદ ગરૂ ઝે ખીશાને અફ્રાસેયાબ્
બદ આમૂઝ દારદ હો દીદહ્ પુરૂ આબ્
વદીગરૂ કે પીરૂઝ શુદ દેલ્ ગેરેફ્ત
અગરૂ ઝૂ બેતર્સી નબાશદ શેગેફ્ત
ઝે હયતાલ્ વઝ લશ્કરે ઘાતફરૂ
મકુન્ યાદો તીમારે ઈશાન્ મખરૂ
ઝે ખીશાને અર્જાસ્પો અફ્રાસેયાબ્
ઝે ખાકાન્ કે બેન્શસ્ત ઝીન્ રૂએ આબ્
બરઉશનરવાન્ કારે ઈશાન્ બેસાઝ
તોઈ દરૂ જહાન્ શાહે ગર્દનફરાઝ
ફેરૂઘ્ અઝ તો ગીરદ રવાનો ખરદ
અનૂશહ્ કસી કૂ ખેરદ પર્વરદ
તો દાના તરી અઝ બુઝોરૂગ્ અન્જુમન્
નબાયદત્ ફર્ઝાનહો રાએ ઝન્
તોરા ઝીબદ અન્દરૂ જહાન્ તાજો તખ્ત
કે બા ફરૂરો અઉરન્ગી અય નીકૂબખ્ત
અગરૂ શાહ્ સૂએ ખરાસાન્ શવદ
અઝીન્ પાદશાહી હરાસાન્ શવદ
૬૨૦ હરાન્ગહ્ કે બી શાહ્ બીનન્દ બૂમ
ઝમાન્ તા ઝમાન્ લશ્કરૂ આયદ ઝે રૂમ
અઝ ઈરાનેયાન્ બાઝ ખાહન્દ કીન્
નમાન્દ બરૂ બૂમે ઈરાન્ ઝમીન્
ન કસ પાય બરૂ ખાકે ઈરાન્ નેહાદ
ન ઝીન્ પાદશાહી બબદ કરૂદ યાદ
વગરૂ શાહરા રાય કીનસ્તો જન્ગ્
અઝૂ રામ ગર્દદ બદર્યા નહન્ગ્
ચુ બેશનીદ અઝ ઈરાનેયાન્ શહરૂયારૂ
ઝે સુલ્હો ઝે પયકારૂ વઝ કાર્ઝારૂ
બેદાનેસ્ત શાહે જહાન્ કદખોદાય
કે અન્દરૂ દેલે બેખ્રદાન્ ચીસ્ત રાય
કસીરા નબુદ રૂઝમ કરૂદ આરૂઝૂય
બબઝમો બનાઝ અન્દરૂન્ કર્દહ્ ખૂય

તે સઘળાઓ તેની ઉપર દુઆ કરી બોલ્યા-કે "ઓ નેક સેતારાના અને દુર અંદેશ પાદશાહ!

સઘળો હયતાલનો મુલક ગોયા એહરેમનજ છે-તેઓ દગલબાઝ અને આપણા મુલકના દુશ્મન છે.

તેઓ ઉપર જે કાંઇ ખરાબી આવી પડે તે વાજબીજ છે-જો કે પાદશાહ તરફથી તેઓ માટે ભલું બોલાય તે વાજબીજ છે.

પણ જે દુઃખ આપણુને તેઓએ દીધું છે તેનું વેર જો લેવામાં નહીં આવે-કાંઇ નહીં તો તે સદ્ગુણી પાદશાહનાં ખૂનનું વેર જો લેવામાં નહીં આવે, તે વાજબી નહી.

કે જેઓએ દેશના રોશન ચેરાગ પીરોઝ જેવા પાદશાહને મારી નાખ્યો.

એવું કદી ના બનતું કે તેઓ એક દહાડો પણ ખુશહાલ રહે-કારણકે ઝુલ્મમાંથી કદીબી ઇન્સાફ નીકળતો નથી.

દાદગર દાવર તરફની શિક્ષા એવીજ રીતની છે-બૂરી કરણીનાં લોકો ઉપર સઘળી બૂરાઇજ આવી પડે છે.

જો પાદશાહ ખાકાન માટે બોલતો હોય-કે 'તે જૂનો કીનો અને દુઃખ પોતાનાં દિલમાં રાખે છે,'

તો એ બનવા જોગ છે કે અફ્રાસિયાબનાં ખાન્દાનમાંથી આંસુ ભરેલી આંખોનો કોઈ ભૂંડો સલાહકાર તેની પાસે છે.

વળી બીજું એ કે હયતાલ ઉપરની ફતેહથી તેને હિમ્મત આવી છે-તેની ધાસ્તી જો રાખવામાં આવે તો તેમાં કાંઈ નવાઈ નથી.

તું હયતાલ અને ગાતકરનાં લશ્કરને-યાદ ના કર અને તેનો અફસોસ દિલમાં ના લાવ.

પણ અર્જાસ્પ અને અફ્રાસિયાબની અઉલાદની-તથા ખાકાન કે જે દર્યાની આ બાઝૂએ આવી બેઠો છે (તેનીજ વાત કર).

અકલ હોશ્યારીથી તેઓને મારવાનો વિચાર કર-કારણકે દુન્યામાં તુંજ મોટો પાદશાહ છે.

તારાથીજ દરેકનો જાન અને અકલ રોશની પકડે છે-ભાગ્યશાળી તેજ કે જેની પર્વરેશી અકલ કરતી હોય.

તું આ સઘળી બુઝોર્ગી ભરેલી અંજુમન કરતાં વધારે દાના છે-તને કોઇ પણ અકલમંદ શખ્સની કે કોઈ સલાહકારની ઝરૂર પડતીજ નથી.

દુન્યામાં તાજ અને તખ્ત તનેજ ઝેબ આપે છે-કારણકે ઓ નેકબખ્ત પાદશાહ! તું ખોદાઇ ખોરેહ અને દબદબા સાથનો છે.

અગરજો તું પાદશાહ ખોરાસાન તરફ જશે-તો આ પાદશાહી ધાસ્તીમાં આવી પડશે.

જે વખતે કે આ મુલક પાદશાહ વગરનો જોશે-તે વખતે ઘડી ઘડી રૂમથી લશ્કર આવશે.

અને ઇરાનીઓ ઉપર પાછો કીનો લેશે-ઈરાન ઝમીનનો મુલક કાયમ રહેશે નહીં.

આજ સૂધી કોઇએ પણ ઈરાન ઝમીનની ખાક ઉપર પગ મૂકયો નથી-અથવા આ પાદશાહીને હાનિ પુગાડવાનો વિચાર પણ કીધો નથી.

પણ જો તું પાદશાહનો વિચાર કીના અને લડાઇનોજ છે-તો પછી તેના હોકમથી દર્યાનું મગરમચ્છ પણ તેને તાબે બને છે."

જ્યારે પાદશાહે ઇરાનીઓ તરફથી-સુલેહ અને લડાઇ માટે સઘળું સાંભળ્યું,

ત્યારે દેશનો માલેક પાદશાહ નોશીરવાન સમજી ગયો-કે "પોતાના દાનાઓનાં દિલમાં શું વિચાર છે?"

કોઇનો પણ લડાઇ કરવાનો વિચાર હતોજ નહીં-બસ ખુશીની મજલેસ અને અયશ આરામમાં રહેવાનીજ ટેવ તેઓને પડી ગઈ હતી.

ચુનીન્ દાદ પાસોખ્ કે યઝ્દાન્ સેપાસ
કઝ્ દારમ્ અન્દર્ દો ગીતી હેરાસ
કે ઇરાન્ અઝ્ આસાયેશો ખાબો ખરૂદ
ફરામૂશ કર્દન્દ યકુસર્ નબરૂદ
શુમારા અઝ્ આસાયેશો બઝ્મગાહ્
ગેરાન્ શુદ બદીસાન્ સર્ અઝ્ રઝ્મગાહ્
તન્ આસાન્ શવદ હર્ કે રન્જ્ આવરદ
ઝે રન્જે તનશ બારે ગન્જ્ આવરદ
બનીરૂએ યઝ્દાન્ સરે માહ્રા
પસીચીમ યકુસર્ હમહ્ રાહ્રા
બસૂએ ખોરાસાન્ કશમ લશ્કરી
બેખાનમ્ સેપાહી ઝે હર્ કેશ્વરી
હમ્ ઈન્ નામદારાનો ગોર્દાન્ કે હસ્ત
બેબન્દીમ્ કૂસ અઝ્ બરે પીલે મસ્ત
ન હયતાલ્ માનમ્ ન ખાકાને ચીન્
કે બર્ બૂમે ઈરાન્ કુનન્દ આફરીન
જહાન્ અઝ્ બદાન્ પાક્ બીખવ્ કુનમ્
બદાદો દેહેશ કેશ્વરી નવ્ કુનમ્
હમહ્ નામદારાન્ ફેરૂ માન્દન્દ
બપૂઝેશ બરૂ આફરીન્ ખાન્દન્દ
કે અય શાહે પીરૂઝ બા ફરૂરો દાદ
ઝમાનહ્ બફર્માને તૂ શાદ બાદ
હમહ્ નામદારાન્ તોરા બન્દહ્ ઈમ્
બફર્માનો રાયત સર્ અફ્ગન્દહ્ ઈમ્
હરાન્ગહ્ કે ફર્માન્ દેહદ કાર્ઝાર્
ન બીનદ ઝે મા કાહેલી શહ્રૂયાર્
વઝાન્ પસ ચુ બેન્શસ્ત બા રાય ઝન્
ઝમાની શુદ અન્દર્ સખુન્ અન્જુમન્
હમી બૂદ અઝીન્ ગૂનહ્ તા માહે નવ્
બર્ આમદ નેશસ્ત અઝ્ બરે ગાહે નવ્
બેદીદન્દ બર્ ચેહ્રએ શાહ્ માહ્
ખોરૂશી બર્ આમદ ઝે દર્ગાહે શાહ્
ચુ બર્ઝદ સર્ અઝ્ કૂહ્ રખશાન્ ચરાઘ
ઝમીન્ શુદ બકેર્દારે ઝરીન્ ઝનાઘ
તા ગોફ્તી કે જામી ઝે યાકૂતે ઝરૂદ
નેહાદન્દ બર્ ચાદરે લાજ્વરૂદ
ખોરૂશ આમદો નાલએ ગાવ્ દુમ્
બેબસ્તન્દ બર્ પીલ રૂઇનહ્ ખુમ્
દમાદમ્ બલશ્કર્ગહ્ આમદ સેપાહ્
તબીરહ્ ઝનાન્ બર્ ગેરેફ્તન્દ રાહ્
બદર્ગાહ્ શુદ યઝ્દગેર્દે દબીર્
અબા રાય ઝન્ મૂબેદો અર્દશીર્
નબેશ્તન્દ નામહ્ બહર્ કેશ્વરી
બહર્ નામદારીઓ હર્ મેહ્તરી
કે શુદ શાહ્ બા લશ્કર્ અઝ્ બહ્રે રઝ્મ
શુમા કેહ્તરીરા મસાઝીદ બઝ્મ
બેફ્રૂમૂદ નામહ્ બખાકાને ચીન્
કુધાનીશરા હમ્ બેકરૂદ આફરીન્
યકી લશ્કરી અઝ્ મદાઈન્ બેરાન્દ
કે રૂએ ઝમીન્ જોઝ્ બદર્યા નમાન્દ

આથી પાદશાહે તેઓને એવો જવાબ દીધો કે "પાક યઝદાનના શુક્રાના!-કે તે સાહેબની બીક હું બન્ને દુન્યામાં રાખું છું.

કારણકે આખા ઈરાને અયશ આરામ અને ખાણી પીણીમાં મશગુલ રહીને-લડાઇની વાતને સઘળી વીસારીજ દીધી છે.

તમો સઘળાઓનાં સર અયશ આરામ અને ખુશી ખુર્રમીને લીધે લડાઇગાહ માટે ભારી થઇ ગયાં છે,

પણ જે કોઇ કે મેહનત કરે છે તેનેજ સુખ મળે છે-શરીરની મેહનત કરવાથીજ ખઝાનાનું ફળ મળે છે. ૬૨૧

માટે યઝદાનનાં કૌવતની મદદથી આ મહિનાની શુરૂઆતે-આપણે લડાઇ માટે કુચ કરવાની તૈયારી કરીશું.

હું દરેક મુલકથી લશ્કર બોલાવી મંગાવી-એક ભારી લશ્કર ખોરાસાન તરફ લઈ જઇશ.

તેમજ આ સઘળા મારા નામદાર લોકો અને બહાદુર લોકો છે તેઓ સાથ-મસ્ત હાથીની પીઠ ઉપર નગારાં બાંધીશું.

હું હયતાલી લોકોને કે ખાકાને ચીનને કાયમ રાખીશ નહીં-કે જેથી સઘળાઓ ઇરાન ઝમીનનીજ તારીફ ગાશે.

સઘળો દેશ બુરા લોકોથી સાફ કરીશ-તેમજ ઈન્સાફ અને સખાવતથી તે મુલકને નવો બનાવીશ."

આથી સઘળા નામદારો ગભરાઇ ગયા-અને તેઓ માફી માગવા માટે તેની ઉપર દોઆ કરવા લાગ્યા,

કે "ઓ ખોદાઇ નૂર અને ઈન્સાફ સાથના ફતેહમંદ પાદશાહ!-ઝમાનો તારાંજ ફર્માન ઉપર ખુશહાલ રહેજો!

અમો સઘળા નામદારો તારાજ બંદા છિયે-અને તારાંજ ફર્માન અને વિચાર ઉપર સર નમાવેલાં રાખ્યે છિયે.

જે વખતે કે તું લડાઇનો હોકમ આપશે-તે વખતે પાદશાહ અમારી તરફથી કશી પણ સુસ્તી જોશે નહીં."

પછી જ્યારે પાદશાહ પોતાના સલાહકારો સાથ મસ્લહત કરવા બેઠો-ત્યારે તે અંજુમને થોડોક વખત વાદવિવાદ કીધો. ૬૨૨

એમ કરતાં નવો મહિનો બેઠો ત્યાં સુધી એ પ્રમાણે મસ્લહત કર્યા કીધી પછી પાદશાહ પોતાનાં નવાં તખ્ત ઉપર બિરાજ્યો.

સઘળાઓએ પાદશાહના ચેહરા ઉપરજ માહતાબ જોયો-પાદશાહની દરબારમાંથી લડાઇનો પોકાર નીકળ્યો.

જ્યારે પહાડ ઉપરથી ઝળકતા ચેરાગે પોતાનું સર ઉઠાવ્યું-અને ઝમીન ઝીન ઉપર નાખવાના સોનેરી સાઝ જેવી થઇ,

તું કહે ગોયા પીળાં યાકૂતની એક જામ-લાજવર્દી ચાદર ઉપર મૂકી છે,

ત્યારે લડાઈના પોકારો ઉઠયા અને રણશિંગડાંના આવાઝ નીકળ્યા-તેઓએ હાથી ઉપર મોટું નગારૂં બાંધ્યું.

એક પછી એક લશ્કર લશ્કરી છાવણીમાં આવવા લાગ્યું-નગારાં વજાડનારાઓ પણ સાથે આવ્યા.

મુન્શી યઝદગેર્દ સલાહકાર મોબેદો અને વડા વઝીર અર્દશીર સાથ દરગાહમાં આવ્યો.

તેઓએ શેહરે શેહર દરેક નામદારો ઉપર અને સરદારો ઉપર નામા લખ્યાં,

કે "પાદશાહ લશ્કર લઈ લડાઇ ઉપર ગયો છે-તમોને લાયક નહીં કે તમારાં નાનાં નાનાં રાજ્યમાં અયશ અશરતમાં વખત કાઢો."

તેણે ખાકાને ચીન ઉપર નામુ લખવા ફર્માવ્યું-તેમજ કુગાની ઉપર પણ ભલી દુઆ લખાવી. ૬૨૩

પછી પાદશાહે મદાઇનથી એક એવું લશ્કર આગળ ચલાવ્યું-કે જેથી દર્યા સિવાય ઝમીનની સપાટી દેખાઇજ નહીં.

ઝમીન્ કુહ તા કુહ યકુસરૂ સેપાહ
દેરફૂશી જહાન્દારૂ બરૂ કલ્બ્ગાહ
યકી લશ્કરી સૂએ ગોર્ગાન્ કશીદ
કે ગશ્ત આફતાબ્ અઝ જહાન્ નાપદીદ
બેયાસૂદ ચન્દી ઝે બહુરે શેકારૂ
હમી ગશ્ત દરૂ કુહો દરૂ મરૂઘઝારૂ

એક પહાડથી બીજા પહાડ સુધી સઘળી ઝમીન લશ્કરે ભરાઈ ગઈ–લશ્કરની કલ્બગાહમાં પાદશાહનો ઝુંડો ઉડતો હતો.

તેણે એક એવું લશ્કર ગોર્ગાન તરફ ચલાવ્યું–કે જેથી ગોયા આફ્તાબ પણ જેહાનમાંથી ગુમ થઇ ગયો.

તે શેકારને માટે થોડોક વખત થોભ્યો–અને પહાડ તેમજ જંગલમાં ફરવા લાગ્યો.

---

## આગાહી યાફ્તને ખાકાન્ અઝ્ રસીદને લશ્કરે નૂશીરવાન્ બગોર્ગાન્ વ નામહ્ નેવેશતને ઊ દર્ બારએ આશ્તી.

—:૦:—

બસુઘદ અન્દરૂન્ બૂદ ખાકાન્ કે શાહ
બગોર્ગાન્ હમી રાય ઝદ બા સેપાહ
ઝે ખીશાને અર્જાસ્પો અફ્રાસેયાબ્
શુદહ સોઘદ યકુસરૂ ચુ દર્યાએ આબ્
હમી ગોફ્ત ખાકાન્ સેપાહે મરા
ઝમીન્ બરૂ નતાબદ ન ગાહે મરા
અઝ ઈદરૂ સેપહ સૂએ ઇરાન્ કશમ
વઝાન્ જા બશહરે દલીરાન્ કશમ
હમહ ખાકે ઈરાન્ બચીન્ આવરમ
બરઝમ આસ્માન્ બરૂ ઝમીન્ આવરમ
૬૨૪ નમાનમ કે કસ તાજ દારદ ન તખ્ત
ન આઇને શાહી ન અર્ઝો ન બખ્ત
હમી બૂદ યક ચન્દ બા ગોફ્તગૂય
જહાન્જૂય બા લશ્કરો આબ્રૂય
ચુનીન્ તા બેયામદ ઝે શાહ આગહી
કઝ ઈરાન્ બેજુમ્બીદ બા ફરૂરહી
વઝાન્ બખ્તે પીરૂઝો આન્ દસ્તગાહ
ઝે દર્યા બદર્યા કશીદહ સેપાહ
બપીચીદ ખાકાન્ ચુ આગાહ શુદ
બારઝમ અન્દરશ રાય કુતાહ શુદ
પુરૂ અન્દીશહ બેન્શસ્ત બા રાય ઝન્
બુઝોર્ગાને લશ્કરૂ શુદન્દ અન્જુમન્
સેપહદારૂ ખાકાન્ બદસ્તૂરૂ ગોફ્ત
કે ઇન્ આગહી ખારૂ નત્વાન્ નેહોફ્ત
શનીદમ કે કેસ્રા બગોર્ગાન્ રસીદ
હમહ રૂએ કેશવરૂ સેપહ ગુસ્તરીદ
નદારદ હમાના ઝે મા આગેહી
વગરૂ તારક અઝ રાય દારદ તેહી
ઝે ચીન્ તા બજયહૂન્ સેપાહે મનસ્ત
જહાન્ ઝીરે ફરૂરે કોલાહે મનસ્ત
૬૨૫ મરા પીશે ઊ રફ્ત બાયદ બજન્ગ
બેપૂશદ દેરન્ગ આતેશે નામો નન્ગ

## ખાકાનને નોશીરવાનનાં લશ્કરને ગોર્ગાનમાં પહોંચવા વિષેની ખબર થવી અને તેણે સુલેહ કરવાની બાબતમાં નામુ લખવું.

—:૦:—

જ્યારે પાદશાહ નોશીરવાન ગોર્ગાનમાં પોતાના લશ્કરીઓ સાથ મસ્લહત કરતો હતો, ત્યારે ખાકાન સોગ્દમાં હતો.

જે સુગદ અર્જાસ્પ અને અફ્રાસિયાબના ખેશીઓથી-પાણીવાળા દર્યા માફક લોહી ભર્યું બનેલું હતું.

ખાકાન એ પ્રમાણે બોલવા લાગ્યો કે “મારાં લશ્કરનો તેમજ મારાં તખ્તનો ભાર આ ઝમીન પણ ઉંચકી શકતી નથી.

હું અહીંથી ઇરાન દેશ તરફ લશ્કર લઇ જઇશ-અને ત્યાંથી બહાદુર લોકોનાં શેહર ઉપર ઉતરી પડીશ.

સઘળી ઈરાનની ખાક ચીનમાં લાવીશ-અને લડાઇ કરી આસ્માનને પણ ઝમીન ઉપર લાવી નાખીશ.

હું એવા કોઇ પણ શખ્સને રહેવા દઈશ નહીં કે જે પોતાનું તાજ, તખ્ત, પાદશાહી મરતબો, મોટાઇ કે બુલંદ નસીબ ધરાવી શકે.”

એવી રીતે થોડોક વખત પોતાના લશ્કરીઓ સાથ બડાઇ મારતો અભિમાન સાથ બેઠો હતો.

એવામાં શાહ નોશીરવાન તરફની ખબર પડી કે “તે ઈરાનથી દબદબા સાથે નીકળ્યો છે.

અને તે પોતાનાં ફતેહમદ નસીબે કરી તેમજ પોતાનાં કૌવતે કરી–એક દર્યાથી બીજા દર્યા સૂધી લશ્કર ખેંચ્યું છે.”

જ્યારે ખાકાન આ વાતથી વાકેફ થયો ત્યારે તે બીધો-અને તેની લડાઇની બડાઇનો અંત આવી ગયો.

તે અંદેશા ભરેલો પોતાના સલાહકારો સાથ મસ્લહત કરવા બેઠો–લશ્કરના સઘળા બુઝોર્ગો એકઠા થયા.

સરદાર ખાકાને પોતાના વઝીરને કહ્યું-કે “આ ખબર તુચ્છ ગણીને છૂપાવવી જોઈતી નથી.

મેં સાંભળ્યું છે કે નોશીરવાન ગોર્ગાનમાં આવી પહોંચ્યો છે-અને તે સઘળો મુલક લશ્કરે ઘેરી લીધો છે.

ખચીત કે તેને આપણી ખબર પડી હશે નહીં–અથવા તો તેનાં માથાંમાં અકલજ હશે નહીં.

ચીનથી જયહૂન નદી સૂધી મારૂં લશ્કર ફેલાયલું છે-સઘળો દેશ મારાં તાજની રોશની હેઠળ છે.

મને તેની સામે લડવા જવું જોઇયે-ઢીલ કર્યાથી મારી નામદારી અને કીર્ત્તિનો આતશ ઝાંખો પડી જશે.

ગુમાનદ્ કે જૂ ખુઝરી રાહ્ નીસ્ત
વગરૂ દરૂ ઝમાનહ્ જોઝ ઊ શાહ્ નીસ્ત
બેયાગાહદ્ અફૂનૂન્ ચુ મન્ જન્ગ્જૂય
શવમ્ બા સવારાને ચીન્ પીશે ઊય
ખેરદ્મન્દ્ મર્દી બખાકાને ચીન
ચુનીન્ ગોફ્ત કય શહ્રૂયારે ઝમીન્
તો બા શાહે ઈરાન્ મકુન્ રઝ્મ યાદ
મદેહ્ પાદ્શાહીઓ લશ્કરૂ બબાદ
ઝે શાહાન્ નજૂયદ્ કસી જાય ઊય
મગરૂ તીરહ્ બાશદ્ દેલો રાય ઊય
કે બા ફરૂરો બા બખ્તે ઊ શાહ્ નીસ્ત
બદીદારે ઊ બરૂ ફલક્ માહ્ નીસ્ત
હમી બાઝ્ ખાહદ્ ઝે હેન્દો ઝે રૂમ
ઝે જાઈ કે ગન્જસ્તો આબાદ બૂમ
ખોદાવન્દે તાજસ્તો ઝીબાએ તખ્ત
જહાન્દારૂ પીરૂઝો બીદારૂ બખ્ત
ચુ બેશનીદ્ ખાકાન્ ઝે મૂબેદ્ સખુન્
યકી રાએ શાયેસ્તહ્ અફ્ગન્દ્ બુન્
ચુનીન્ ગોફ્ત બા કારૂદાન્ રાહ્ જૂય
કે ઈન્રા ચે બીનદ્ ખેરદ્મન્દ્ રૂય
દો કારસ્ત પીશ્ આમદહ્ ના ગુઝીરૂ
કે ખામુશ્ નબાયદ્ બુદન્ ખીરહ્ખીરૂ
ગરૂ અઝ્ રઝ્મે ઊ બારૂ જોઝ્ રન્જ નીસ્ત
હમ અઝ્ બરૂ પરાગન્દને ગન્જ નીસ્ત
ઝે દીનારૂ પૂશેશ્ નેયાયદ્ ન ખરૂદ્
ન ગુસ્તર્દની રૂઝે નન્ગો નબરૂદ્
બદ્ રઝ્મની આયદો ખર્દની
હમાન્ પૂશેશો નઘ્ઝો ગુસ્તર્દની
હરાન્ કસ કે અઝ્ બદ્ હેરાસાન્ શવદ્
દેરમ ખારૂ ગીરદ્ તન્ આસાન્ શવદ્
ઝે લશ્કરૂ સખુનગૂય દહ્ બરૂ ગુઝીદ્
કે ગૂયન્દો દાનન્દ્ ગોફ્તો શનીદ્
યકી નામહ્ બેન્વેશ્ત પુરૂ આફરીન્
સખુનદાને ચીની ચુ અરૂઝન્ગે ચીન્
બેરફ્ત ઈન્ ખેરદ્ યાફ્તહ્ દહ્ સવારૂ
દહાન્ પુરૂ સખુન્ તા દરે શહ્રૂયારૂ
બકેસ્રા ચુ બરૂદાશ્તન્દ્ આગહી
બેયારાસ્ત અયવાને શાહન્શહી
બેફરૂમૂદ્ તા પર્દહ્ બરૂદાશ્તન્દ્
બદરૂગાહે શાહન્શહ્ બુગ્ઝાશ્તન્દ્
બેરફ્તન્દ્ હરૂ દહ્ બરે શહ્રૂયારૂ
અબા નામહો હદ્યહો બા નેસારૂ
જહાન્દારૂ ચૂન્ દીદ્ બેન્વાખ્ત શાન્
ઝે ખાકાન્ બેપુર્સીદો બેન્શાખ્ત શાન્
નેહાદન્દ્ સરૂ પીશે ઊ બરૂ ઝમીન્
બેદાદન્દ્ પયઘામે ખાકાને ચીન્
બચીની યકી નામહ્ બુદ્ બરૂ હરીરૂ
ફેરેસ્તાદહ્ બેન્હાદ્ પીશે દબીરૂ
ચુનાન્ યઝ્દગેરૂદ્ આન્ બેખાન્દન્ ગેરેફ્ત
કઝાન્ અન્જુમન્ માન્દહ્ અન્દરૂ શેગેફ્ત

તે એમજ સમજે છે કે તેની આગળથી પસાર થવાનો રસ્તોજ નથી-અને આ ઝમાનામાં તેના સિવાય કોઈ બીજો પાદશાહજ નથી.

હવે જ્યારે હું ચીની લશ્કર લઇ તેની સામે લડવા જઈશ ત્યારેજ તેને ખબર પડશે."

તેઓમાંથી એક ડાહ્યા વઝીરે ખાકાને ચીનને-એવો જવાબ દીધો કે "ઓ દેશના પાદશાહ!

તું ઈરાનના પાદશાહ સાથ લડવાનો વિચારજ ના કર-તેમ કરીને તારી પાદશાહી અને લશ્કરને બરબાદ ના કર.

પાદશાહોમાંથી જે કોઈનું દિલ અને ડહાપણ સીઆહ બન્યું હોય, તે સિવાય કોઇ તેનો મુલક જીતવાની ખાહેશ કરતુંજ નથી.

કારણકે તેના જેવો ખોરેહવાળો અને ભાગ્યશાળી પાદશાહ બીજો કોઈજ નથી-તેના જેવા દીદારનો તો આસ્માન ઉપર માહતાબ પણ નથી.

તે પાદશાહ હિંદુસ્તાન અને રૂમના મુલકમાંથી તેમજ જે ઠેકાણે કે પુષ્કળ ખઝાનો અને આબાદ મુલક હોય છે ત્યાંથી ખંડણી મેળવે છે.

તે તાજ અને તખ્તને ઝેબ આપનારો સાહેબ-તેમજ તે ફતેહમંદ અને બીદાર બખ્તનો પાદશાહ છે."

જ્યારે પેલા વઝીરની વાત ખાકાને સાંભળી-ત્યારે તે પાછો લાયક વિચાર ઉપર આવ્યો.

તેણે પોતાના સલાહકાર વઝીરને એ પ્રમાણે કહ્યું-કે "આ બાબતમાં ૬૨૬ તું દાનેશમંદનો શું વિચાર છે?

આપણને બે કામ કર્યા વગર ચાલે નહીં-બેવુકૂફાઈથી મૂગું બેસાય નહીં.

જો તેની સાથની લડાઈમાં હાર સિવાય બીજું કશું પરિણામ આવવાનું નથી-તેમજ ખઝાનાની નુકસાની સિવાય બીજું કાંઈ હાથ આવવાનું નથી,

તો લડાઇને વખત ખઝાનો ખાવા પીવામાં કે પેહેરવાનાં કામમાં કે ગલીચા બિછાવવાનાં કામમાં આવતો નથી,

પણ તેને ફતેહ મળે તો મોજ મઝાહમાં-તેમજ પેહેરવામાં અને ગલીચા બિછાવવાનાં કામમાં તે ખઝાનો આવશે.

જે કોઈ શખ્સ કે પોતાની સામે આવતી આફતથી બીતો હોય-તે જો પૈસાને ખુવાર ગણે તોજ નચિન્તે બેસે છે."

પછી તેણે લશ્કરમાંથી છટાદાર બોલનારા દશ શખ્સોને ચુંટી કાઢયા-કે જેઓ સઘળું બોલી શકે, જવાબ દઇ શકે અને જે કહે તે સાંભળી શકે.

તેમજ એક ચીનાઇ વિદ્વાન શખ્સે ચીનના ચીતારખાના જેવું નોશીરવાનની તારીફથી ભરપુર એક નામુ લખ્યું.

અને પેલા દાનાઈ ભરેલા દશ સવારો તેનીજ વખાણથી ભરેલાં મોં સાથ પાદશાહની દરબાર સૂધી ગયા.

જ્યારે નોશીરવાનને ખબર પડી-ત્યારે તેણે પોતાનું શેહન્શાહી અયવાન સણગાર્યું.

તેણે ફર્માવ્યું જેથી પરદો ઊંચકી નાખ્યો-અને તેઓને શેહન્શાહની ૬૨૭ હુઝૂર જવાનો માર્ગ કરી આપ્યો.

પેલા દશે જણા પેલાં નામા, હદયા અને નેસાર સાથ પાદશાહની નઝદીક ગયા.

જ્યારે પાદશાહે તેઓને જોયા ત્યારે તેઓને આવકાર દીધો-ખાકાન માટે ખબર અંતર પૂછી અને તેઓને બેસાડયા.

તેઓએ નોશીરવાન આગળ પોતાનાં સર ઝમીન ઉપર મૂકયાં-અને ખાકાને ચીનનો પયગામ પુગાડયો.

તે પયગામ ચીની ભાષામાં રેશમી કપડાં ઉપર લખેલું એક નામુ હતું-જે પેલા એલચીએ મુન્શી આગળ મેલ્યું.

તે નામુ મુન્શી યઝદગેર્દ એવી રીતે વાંચવા લાગ્યો-કે જેથી સઘળી અંજુમન અજબ થઈ ગઈ.

સરે નામહ બૂદ અઝ સુખેરત આફરીન
ઝે દાદારૂ બરૂ શહરૂયારે ઝમીન
દીગરૂ સરૂફરાઝીઓ ગન્જો સેપાહ
સેલીહો બુઝોર્ગી નમૂદન બશાહ
સેદીગરૂ સખુન આન્ કે ફગફૂરે ચીન્
મરા ખાનદ અન્દરૂ જહાન્ આફરીન
મરા દાદ બી આરૂઝૂ દુખ્તરશ
નજૂયન્દ જોઝ રાએ મન લશકરશ
૬૨૮ અઝાન હદયહ કઝ પીશે દરગાહે શાહ
ફેરેસ્તાદહ હયતાલ બસ્તહ બરાહ
બદાન્ કીનહ રફતમ મન્ અઝ શહરે ચાજ
કે બેસ્તાનમ અઝ ઘાતકરૂ ગન્જો તાજ
બરાન્ ગૂનહ રફતમ ઝે ગુલ્ઝરૂરેયૂન
કે શુદ લઅલ ગૂન આબે જયહૂન ઝે ખૂન
ચુ આગાહી આમદ બરે મા બચીન્
બગૂયન્દહ બરૂ ખાન્દમ આફરીન
ઝે પીરૂઝીએ શાહો મર્દાનગી
બેરદમન્દીઓ શર્મો ફર્ઝાનગી
હમહ દુસ્તી જુસ્તમ અન્દરૂ નેહાન્
કે બાશદ અબા શહરૂયારે જેહાન્
ચુ અઝ નામહ બેશનીદ ગોફતારે ઊય
બુઝોર્ગીઓ ગોર્દીઓ બાઝારે ઊય
ફેરેસ્તાદહરા જાયગાહ સાખ્તન્દ
સે તૂદન્દ બેસ્યારો બેન્વાખ્તન્દ
ચુ ખાનો મય આરાસ્તી મયગુસારૂ
ફેરેસ્તાદહરા ખાસ્તી શહરૂયારૂ
બેબૂદન્દ યક માહ નઝદીકે શાહ
બઅયવાનો બઝમો બનખ્ચીરૂગાહ
૬૨૯ યકી બારૂગાહ સાખ્ત રૂઝી બદશ્ત
ઝે ગર્દે સવારાન્ હવા તીરહ ગશ્ત
હમહ મરૂઝબાનાને ઝરૂરીન્ કમરૂ
બુલૂચીઓ ગીલી બઝરૂરીન્ સેપરૂ
સરાસરૂ બદાન્ બારૂગાહ આમદન્દ
પરસ્તન્દહ નઝદીકે શાહ આમદન્દ
ચુ સીસદ ઝે બાલાએ ઝરૂરીન્ સેતામ
બેબોર્દન્દો શમ્શીરે ઝરૂરીન્ નેયામ
દુરેખ્શીદને તીઘો ઝૂબીનો ખેશ્ત
તો ગોફ્તી કે ઝરૂ અન્દરૂ આહન્ સેરેશ્ત
બદીબા બેયારાસ્તહ પોશ્તે પીલ
બરૂ તખ્તે પીરૂઝહ હમરન્ગે નીલ
ઝમીન્ પુરૂ ખોરૂશો હવા પુરૂ ઝે જૂશ
હમી કરૂ શુદી મરૂદુમે તીઝ ગૂશ
ફેરેસ્તાદએ બર્દઓ હેન્દો રૂમ
ઝે હરૂ શહરૂયારીઓ આબાદ બૂમ
ઝે દશ્તે સવારાને નીઝહ ગુઝારૂ
બેરફતન્દ યકસરૂ બરે શહરૂયારૂ
બચીની નમૂદ આન્ કે શાહી મરાસ્ત
ઝે ખુરૂશીદ તા પોશ્તે માહી મરાસ્ત
૬૩૦ હવા પુરૂ શુદ અઝ જૂશો ગર્દે સવારૂ
ઝમીન્ પુરૂ શુદ અઝ આલતે કાર્ઝારૂ

તે નામાની શુરૂઆતમાં પહેલાં દાદાર તરફથી દેશના પાદશાહ નોશીરવાન ઉપર દુઆ લખી હતી.

બીજું પોતાની સરફરાઝી, પોતાનો ખઝાનો, પોતાનું લશ્કર, હથિયાર અને મોટાઈ સર્વ પાદશાહને આપી દેવાની બાબત લખાઇ હતી.

ત્રીજું એ કે "ચીનનો શેહનશાહ મને મારા દેશના વડા તરીકે માન આપે છે

મને વગર માંગવે તેણે પોતાની છોકરીને મારી પરણેતર થવા આપી છે-અને તેનું લશ્કર મારી સત્તા હેઠળ છે

મારી દરબારમાંથી જે હદયો મેં મોકલ્યો-તે હયતાલના સરદારે રસ્તામાં અટકાવી લૂટી લીધો.

તેનો કીનો લેવા માટે હું ચાચ શેહરથી બાહેર પડયો-કે ગાતકરનો ખઝાનો અને તેનું તાજ છીનવી લઉં.

એવી રીતે હું ગુલ્ઝરરેયૂનમાંથી પસાર થઈ ગયો-કે જેથી કરી જયહૂનના દર્યાનાં પાણી લોહીથી લાલ રંગનાં થયાં.

પછી જ્યારે ચીનમાં અમોને તું પાદશાહના આવવાની ખબર પડી-ત્યારે મેં તે ખબર કહેનારનાં મોં ઉપરજ મેં તારી ઉપર દોઆ કીધી.

તું પાદશાહની ફતેહમંદીની, મર્દાનગીની, અકલમંદીની, શર્મીલપણાંની અને દાનાઇ માટેની વખાણ કીધી.

અને મારાં અંતઃકરણમાં તો તું દેશના પાદશાહ સાથ સઘળી દોસ્તીનીજ ઈચ્છા રાખી"

જ્યારે પાદશાહ નોશીરવાને તે નામા ઉપરથી તેનું બોલવું સાંભળ્યું-અને તેની મોટાઈ, બહાદુરી અને તેનાં કામની માહિતી મેળવી,

ત્યારે પેલા એલચીઓ માટે ઉતારાની જગ્યા તૈયાર કીધી-તેઓની ઘણીજ વખાણ ગાવામાં આવી અને માનની નવાઝેશ કીધી.

જ્યારે પણ ખાણાંની અને મયની મજલેસો થતી-ત્યારે પાદશાહ પેલા એલચીઓને સાથે બોલાવતો.

તેઓ પાદશાહની સાથ શું મેહલમાં કે ખુશીની મજલેસમાં કે શેકારગાહમાં એક મહિનો સુધી રહ્યા.

એક દહાડે પાદશાહે મયદાનમાંજ એક દબદબા ભરી દરબાર ભરી-ત્યાંના સવારોની ધૂળથી હવા પણ સીઆહ થઈ ગઈ.

સઘળા સોનેરી કમરબંદ સાથના હાકેમો-સોનેરી ઢાલ સાથના બુલૂચીઓ અને ગીલાનીઓ,,

સઘળા તે દરબારમાં પાદશાહની નઝદીક નોકર તરીકે હાઝેર થયા.

ઘોડાઓમાંથી સોનેરી લગામ સાથના ત્રણસો ઘોડાઓ અને સોનેરી મેયાન સાથની તલવારો તેઓ સાથે લઈ ગયા.

તલવાર, નેઝા, અને ભાલાઓના ચળકાટથી-એવું લાગતું હતું કે જાણે સોનું લોખંડમાં જડી દીધું છે.

હાથીની પીઠ રેશમી કપડાંથી સણગારી હતી-તેના ઉપર નીલને રંગનાં પીરોઝાનું તખ્ત મૂકયું હતું.

ઝમીન પોકાર ભરેલી અને હવા જોશ ભરેલી બની હતી-તિક્ષ્ણ સાંભળનારા શખ્સો પણ તેથી બેહેરા થતા હતા.

બર્દહ, હિંદુસ્તાન, રૂમ-અને બીજી દરેક શેહનશાહતોમાંથી અને આબાદ મુલકોમાંથી એલચીઓ આવ્યા હતા તેઓ,

તેમજ અરબેસ્તાનના ભાલાદાર સવારોમાંથી જે આવ્યા હતા તેઓ-સઘળા પાદશાહની આગળ ગયા.

એમ કરી નોશીરવાને પેલા ચીની એલચીઓને દેખાડી આપ્યું કે આસ્માનથી તે પાતાળ સૂધીની સત્તા મને છે.

ઘોડાઓનાં પગલાંની ધૂળથી અને શોરબકોરથી ત્યાંની વાતાવરણ ભરાઇ ગઇ હતી-અને સઘળી ઝમીન લડાઈનાં હથિયારોથી ભરેલી બની હતી.

બદશત્ અન્દર્ આવરૂદગહ્ સાખ્તન્દ
સવારાને જન્ગી હમહ્ તાખ્તન્દ
બગૂપાલો ગોર્ઝો બતીરો કમાન્
બેગશતન્દ ગર્દન્ કશાન્ યક્ ઝમાન્
હમહ્ દશ્ત નીઝહ્વરો ખેશતદાર્
બયક્ સૂ પેયાદહ્ બયક્ સૂ સવાર્
ફેરેસ્તાદગાન્રા ઝે હર્ કેશ્વરી
ઝે હર્ નામદારીઓ હર્ મેહ્તરી
શેગેફ્ત આમદ અઝ્ લશ્કરો સાઝે ઊય
હમ અઝ્ ચેહ્રહો નામો આવાઝે ઊય
ફેરેસ્તાદગાન્ યક્ બદીગર્ ફરાઝ
બેગોફ્તન્દ કીન્ શાહે ગર્દન્ ફરાઝ
હોનર્ જૂયદો હમ બેપીચદ અનાન્
બગોર્દાને લશ્કર્ નુમાયદ સનાન્
હોનર્હા કે બેન્મૂદ માન્ શહ્ર્યાર્
અઝ્ દાશ્ત બાયદ બદેલ્ યાદગાર્
ચુ હર્ કસ્ બેરફ્તી બરે શાહે ખીશ
સખુન્ દાશ્તી યાદ હમ્શાહે ખીશ
બેગોફ્તી કે ચૂન્ શાહે નૂશીરવાન્
બદીદહ્ નદીદહ્સ્ત પીરો જવાન્
હદીસે ફેરેસ્તાદગાન્ દર્ નેહાન્
બેગોફ્તન્દ બા શહ્ર્યારે જવાન્
બગન્જૂર્ ફર્મૂદ પસ શહ્ર્યાર્
કે આરદ બદશ્ત આલતે કાર્ઝાર્
બેયાવરદ ખફ્તાનો ખૂદો ઝેરેહ્
બેફર્મૂદ તા બર્ કુશાયદ ગેરેહ્
કુશાદહ્ બરી ગોર્દે ઝૂર્ આઝ્માય
ન બર્દાશ્તી જઉશને ઊ ઝે જાય
હમાન્ ખૂદો ખફ્તાનો ગૂપાલે ઊય
ન બર્દાશ્તી જોઝ્ બરો યાલે ઊય
ઝે લશ્કર્ કમાન્વર્ નબૂદી ચુનૂય
ન અઝ્ નામદારાન્ ચુનાન્ જન્ગ્જૂય
બઆવરદગહ્ રફ્ત ચૂન્ પીલે મસ્ત
યકી ગોર્ઝએ ગાવ્ પયકર્ બદસ્ત
બઝીર્ અન્દરૂન્ બારએ ગામઝન્
ઝે બાલાએ ઊ ખીરહ્ ગશ્ત અન્જુમન્
ખોરૂશ આમદો નાલએ કરૂરનાય
હમ અઝ્ પોશ્તે પીલાન્ ચેરન્ગે દરાય
તબીરહ્ ઝનાન્ પીશ બોર્દન્દ સન્જ
ઝમીન્ આમદ અઝ્ નઅલે અસ્પાન્ બરન્જ
શહન્શાહ્ બા ખૂદો બર્ગુસ્તુવાન્
ચપો રાસ્ત ગર્દાનો પીચાન્ અનાન્
ફેરેસ્તાદગાન્ ખાન્દન્દ આફરીન્
યકાયક્ નેહાદન્દ સર્ બર્ ઝમીન્
બઅયવાન્ શુદ અઝ્ દશ્ત શાહે જેહાન્
યકાયક્ બેરફ્તન્દ બા ઊ મેહાન્

તે ખુલ્લા મયદાનને લડાઇનાં મયદાનમાં ફેરવી નાખ્યું હતું-અને લડાયક સવારો ત્યાં દોડવા લાગ્યા.

ભારી ગોર્ઝો અને તીર કમાન સાથ-તેના ગર્દનકશ પેહલવાનો થોડોક વખત ત્યાં પોતાના હોનરો દેખાડવા લાગ્યા.

આખું મયદાન નેઝા ધરાવનારા અને ભાલાદાર સવારોથી ભરેલું હતું-એક તરફ પેદલ અને બીજી તરફ ઘોડેસવારો હતા.

દરેક મુલકના અને દરેક નામીચા પાદશાહો અને સરદારોના મોકલેલા કાસેદો,

નોશીરવાનનાં લશ્કરથી અને તેના લડાઇના અસ્બાબથી તેમજ તે પાદશાહના નૂરમંદ ચેહરાથી, તેની કીર્ત્તિથી અજબ થયા.

તે એલચીઓ એક બીજાને-માહોમાહે કહેવા લાગ્યા કે "આ ગર્દન ફરાઝ પાદશાહ,

હોનર શીખવા માગે છે પણ વળી લગામ ફેરવીને લશ્કરના વડાઓને ભાલો કેમ ફેરવવો તે પણ દેખાડે છે.

આ પાદશાહે આપણને જે હુનરો બતાવ્યા છે-તે આપણે આપણાં દિલમાં યાદગાર રાખવા જોઇયે,

કે જ્યારે દરેક એલચી પોતાના પાદશાહ આગળ પાછો જાય-ત્યારે જે કાંઈ જોયું તે યાદ રાખીને,

પોતાના પાદશાહને કહે કે નોશીરવાન જેવો પાદશાહ બુઢ્ઢા કે જવાન કોઇએ જોયો નથી." ૬૩૧

એલચીઓની આ હરૂસેની વાતો-જવાન પાદશાહ નોશીરવાનને કહેવામાં આવી.

પછી પાદશાહે પોતાના ખઝાન્ચીને ફર્માવ્યું-કે "મારાં લડાઈનાં હથિયારો આ મયદાનમાં લાવે."

આથી તે ખઝાન્ચી પાદશાહનું બખ્તર, લડાઈની ટોપી અને કડીવાળું બખ્તર ત્યાં લાવ્યો-પાદશાહે તે બખ્તરનાં ગાંઠ ખોલવાનો હોકમ કીધો.

પણ કોઈબી ફરાખ સીનાનો અને ઝોરાવર પેહલવાન-તે બખ્તરને ઝમીન ઉપરથી ખસેડી શકતો હતો નહીં.

તેમજ તેની લોઢાંની ટોપી, બખ્તર અને ભારી ગોર્ઝ-નોશીરવાનનીજ ફરાખ છાતી અને ભારી ગર્દન સિવાય કોઈ બીજું ઉઠાવી શકતું નહીં હતું.

તે લશ્કરમાંથી તેના જેવો તીર કમાન વાપરનારો કોઇ નહીં હતો-અને નામદારી ભર્યા શખ્સોમાંથી તેના જેવો લડાયક પણ કોઈ નહીં હતો.

પછી પાદશાહ પોતે હાથમાં એક ગાયની સૂરતનો ગોર્ઝ પકડીને મસ્ત હાથીની માફક લડાઈગાહમાં ગયો.

તેની રાન હેઠળ એક તેઝ ચાલનારો ઘોડો હતો-જેનાં બુલંદ કદથી સઘળાં લોકો અજબ રહ્યાં.

હવે પોકારો નીકળ્યા અને કરનાયના આવાઝ થયા-તેમજ હાથીઓની પીઠ ઉપરથી ઘંટના ઝણકારો નીકળી રહ્યા.

નગારાં વજાડનારાઓ દફ લઈ આગળ ચાલ્યા-તેઓના ઘોડાઓની નાલથી ઝમીન પણ આજેઝ આવી. ૬૩૨

શેહન્શાહ પોતે લોઢાંની કોલાહ પેહેરી બખ્તર નાખેલા ઘોડા ઉપર સવાર થઈ ડાબા જમણી લગામ ફેરવવા લાગ્યો.

સઘળા એલચીઓએ તેની ઉપર દુઆ કરીને પોતાનાં સર ઝમીન ઉપર મૂકયાં.

પછી દેશનો પાદશાહ નોશીરવાન તે મયદાનમાંથી પોતાનાં અયવાનમાં ગયો-તેની સાથ સઘળા સરદારો પણ ગયા.

## પાસોખે નામએ ખાકાન્ અઝ્ નૂશીરવાન્.

———:૦:———

બેફરૂમૂદ તા પીશે ઊ શુદ દબીરૂ
અબા મૂબેદે મૂબેદાન્ અરૂદશીરૂ
બકેર્તાસ બરૂ નામએ ખુસ્રવી
નવીસન્દહુ બેન્વેશ્ત બરૂ પહુલવી
કલમ્ ચૂન્ દો રોખરા બઅમ્બરૂ બેશોસ્ત
સરે નામહુ કરૂદ આફરીન્ અઝ્ નુખોસ્ત
બદાન્ દાદગરૂ કૂ સેપેહરૂ આફરીદ
બલન્દીઓ ઝર્ફીઓ મેહરૂ આફરીદ
હમહુ બન્દગાનીમો ઊ પાદ્શાસ્ત
બેરદ બરૂ તવાનાઇએ ઊ ગવાસ્ત
નફસ જોઝ્ બફર્માને ઊ નુગ્ઝરદ
પયે મૂરૂ બી ઊ ઝમીન્ નસ્પરદ
૬૩૩ અઝ્ ખાસ્તમ તા મગરૂ આફરીન્
રસાનદ ઝે મા સૂએ ખાકાને ચીન્
નુખોસ્ત આન્ કે ગોફ્તી ઝે હયતાલેયાન્
કઝાનગુનહુ બસ્તન્દ બદરા મેયાન્
બબીદાદ બરૂ ખીરહુ ખૂન્ રીખ્તન્દ
બદામે નેહાદહુ દરૂ આવીખ્તન્દ
અગરૂ બદકુનેશ ઝૂરૂ દારદ ચુ શીરૂ
નબાયદ કે બાશદ બયઝદાન્ દેલીરૂ
ચુ ઈશાન્ ગેરેફ્તન્દ રાહે પલન્ગ્
તો પીરૂઝ ગશ્તી બરીશાન્ બજન્ગ્
વદીગરૂ કે ગોફ્તી ઝે ગન્જો સેપાહ
ઝે નીરૂએ ફઘ્ફૂરો તખ્તો કોલાહ
કસી કૂ બુઝોર્ગી ઝનદ દાસ્તાન્
નબાશદ ખેરદમન્દ હમદાસ્તાન્
તો તખ્તે બુઝોર્ગી નદીદી ન તાજ
શેગેફ્ત આયદત લશ્કરો મર્ઝે ચાજ
કે હરૂ બરૂતરીરા ઝે બરૂ બરૂતરસ્ત
ચે અફ્રાઝે હરૂ અખ્તરે અખ્તરસ્ત
ચુનીન્ બા કસી ગોફ્ત બાયદ કે ગન્જ
ન બીનદ ન લશ્કરૂ ન મર્ઝો ન રન્જ
૬૩૪ બુઝોર્ગાને ગીતી મરા દીદહુ અન્દ
કસાન્ કમ નદીદન્દ બેશનીદહુ અન્દ
કે દર્યાએ ચીન્રા નદારમ બઆબ્
શવદ કૂહ અઝ્ આઝર્મે મન્ પુરૂ શેતાબ્
સરાસરૂ ઝમીનૂ ઝીરૂ ગન્જે મનસ્ત
કુજા ખાકો આબસ્ત રન્જે મનસ્ત
સેદીગરૂ કુજા દુસ્તી ખાસ્તી
બપયવન્દે માન્ દેલ્ બેયારાસ્તી
ચુ તૂ બઝ્મ જૂઈ મરા નીસ્ત રઝ્મ
નબરૂરદ કસી રઝ્મ હરૂગેઝ્ બબઝ્મ
વદીગરૂ કે બા નામ બરૂદારૂ મરૂદ
નજૂયદ ખેરદમન્દ હરૂગેઝ્ નબરૂદ

## નોશીરવાન તરફથી ખાકાનનાં નામાનો જવાબ.

———:૦:———

ત્યાર બાદ તેણે ફર્માવ્યું જેથી વડા વઝીર અર્દશીર સાથ મુન્શી ત્યાં આવ્યો.

તે મુન્શીએ કાગઝ ઉપર પાદશાહોને છાજતું એક નામુ પહલવી ભાષામાં લખ્યું.

જ્યારે કલમે પોતાની બન્ને બાઝૂને અમ્બર જેવી સીઆહીથી ધોઇ-ત્યારે લખવાનું શુરૂ કરીને સર્વથી પહેલાં હમેશગીના સાહેબની વખાણ કીધી.

તે દાદગર દાદારની સેતાયેશ કીધી કે "જેણે ફરતા આસ્માનને, સર્વથી ઊચી દિશાને અને અધમાધમ દિશાને અને ખોરશીદને પયદા કીધો છે.

આપણે તો સઘળા તેના બંદા છિયે અને તેજ પાદશાહ છે-તેની અપાર શક્તિનો ગવાહ આપણી અકલજ છે.

તે સાહેબના હોકમ વગર કોઇ એક શ્વાસ પણ લઈ શકતું નથી-તેના હોકમ વગર એક કીડી પણ ચાલી શકતી નથી.

તે સાહેબથીજ મેં એવું ચાહ્યું કે તે અમારા તરફની દોઆ ચીનના ખાકાન ઉપર પહોંચાડે.

હવે પહેલું જે તેં હયતાલી લોકો માટે લખ્યું-કે 'તેઓએ એવી રીતે બદી ઉપર કમર બાંધી

તેઓએ ઝુલ્મ કરી ફોકટનું લોહી રેડ્યું-અને બિછાવેલી જાળમાં તેઓ બરાબર સપડાઇ ગયા વગેરે.'

પણ જો એક બૂરી કરણીનો શખ્સ સિંહ માફકનું બી ઝોર ધરાવતો હોય-તોપણ તેણે ખોદાતાલા આગળ પોતાની બહાદુરી બતાવવી સઝાવાર નથી.

જ્યારે તેઓએ ચિત્તા વાઘની રીત હાથ ધરી-ત્યારે તેં તેઓ ઉપર ફતેહ મેળવી તે ઠીક થયું.

બીજું તેં જે ખઝાના અને લશ્કર માટે તેમજ ફગફૂરનાં કૌવત, તખ્ત અને તાજ માટે લખ્યું,

તો જાણ કે કોઈ પોતાની બડાઈની વાતો કરે છે-તે વાત સાથ અકલમંદો એકમત થતા નથી.

તેં મોટાઈનું તખ્ત અને તાજ જોયુંજ નથી-તેથીજ તને ચાચનો મુલક અને ત્યાંનું લશ્કર અજબ જેવું લાગે છે.

તું જાણજે કે દરેક મોટા ગણાતાને માથે પણ મોટો હોય છે-દાખલા તરીકે એક સેતારા ઉપર બીજો સેતારો હોય છે.

તારી એવી વાતો તો તે શખ્સને કહેવી જોઇયે કે જેણે ખઝાનો-કે લશ્કર કે મુલક કે લડાઈની રંજ જોઇજ નહીં હોય.

દુન્યાના મોટાઓએ મને જોયો છે-જેઓએ કે મને જોયો નથી તેઓએ સાંભળ્યું છે,

કે ચીનાઇ સમુદ્રને એક ગોટ પાણી જેટલો પણ હું નથી સમજતો-પહાડ પણ મારા ઝોર આગળ બીહે છે.

તમામ દુન્યા મારી પાદશાહીને તાબે છે-જ્યાં જ્યાં પાણી અને ઝમીન છે ત્યાં મારી મારેલી લડાઇની નિશાની દેખાય છે.

ત્રીજું જે તેં લખ્યું કે 'તું અમો સાથ દોસ્તી કરવા ચાહે છે-અને અમારી સાથ સંબંધ રાખવા તૈયાર થયો છે,'

તો તું જાણ કે જ્યારે તું ખુશીની મજલેસ ચાહે છે તો હું કાંઇ લડાઇ ચાહતો નથી-કોઈ ખુશીની મજલેસ છોડી કદી પણ લડાઇ માથે હોરતું નથી.

અને વળી એક નામદારી ભરેલા શખ્સ સાથ-કોઇ દાનેશમંદ મર્દ કદી લડાઈ શોધતોજ નથી.

બવીઝહ્ કે ખુદ ગોરૂદ્ બાશદ્ બજન્ગ્
ગહે રઝ્મ જોસ્તન્ નજૂયદ્ દેરન્ગ્
બસી દીદહ્ બાશદ્ દરે કાર્ઝારૂ
નખાહદ્ ગહે રઝ્મ આમૂઝ્ગારૂ
દેલે ખીશ્ બાયદ્ કે દર્ જન્ગે સખ્ત
ચુનાન્ રામ દારદ્ કે બા તાજો તખ્ત
તોરા યાર્ બાદા જહાન્ આફરીન્
બેમાનાદ્ રઉશન્ કોલાહો નેગીન્
નેહાદન્દ્ બર્ નામહ્ બર્ મોહ્રે શાહ્
બેયારાસ્ત આન્ ખુસ્રવી તાજો ગાહ્
બરસ્મે કયાન્ ખેલ્અત આરાસ્તન્દ્
ફેરેસ્તાદહ્રા પીશે ઊ ખાસ્તન્દ્
ઝે પયધામ હર્ચશ્ બદેલ્ બૂદ્ નીઝ્
બગોફતાર્ બર્ નામહ્ બેફ્ઝૂદ્ નીઝ્
બખૂબી બેરફ્તન્દ્ અઝ્ અયવાને શાહ્
સેતાયેશ્ કુનાન્ બર્ ગેરેફ્તન્દ્ રાહ્
રસીદન્દ્ પસ પીશે ખાકાને ચીન્
સરાસર્ ઝબાનહા પુર્ અઝ્ આફરીન્
જહાન્દીદહ્ ખાકાન્ બેપર્દાખ્ત જાય
બેયામદ્ બરે તખ્તે ઊ રહ્નુમાય
ફેરેસ્તાદગાન્રા હમહ્ પીશ્ ખાન્દ્
ઝે કેસ્રા ફેરાવાન્ સુખુનહા બેરાન્દ્
નુખોસ્ત અઝ્ હુશો દાનેશો રાએ ઊય
ઝે દીદારો ગોફ્તારો બાલાએ ઊય
દેગર્ ગોફ્ત ચન્દસ્ત બા ઊ સેપાહ્
વઝીરાન્ કે દારદ્ નેગીનો કોલાહ્
ઝે દાદો ઝે બીદાદ્ વઝ્ કેશ્વરશ્
હમ અઝ્ ગન્જ્ વઝ્ લશ્કરો અફ્સરશ્
ફેરેસ્તાદહ્ ગૂયા ઝબાન્ બર્ કુશાદ્
હમહ્ દીદહા પીશે ઊ કર્દ્ યાદ્
બખાકાને ચીન્ ગોફ્ત કય શહ્રયાર્
તો ઊરા બદીન્ ઝીર્દસ્તી મદાર્
બસદ્ રૂઝ્ગારાન્ કમ આયદ્ ચુનૂય
સેપહ્દારે ફર્ઝાનહો તાઝહ્ રૂય
બઅયવાનો બઝ્મો બરઝ્મો શેકાર્
નદીદીમ હર્ગેઝ્ ચુનૂ શહ્રયાર્
બબાલાય સર્વસ્તો હમ ઝૂરે પીલ્
બબખ્શેશ્ કફશ્ હમચુ દર્યાએ નીલ્
ચુ બર્ ગાહ્ બાશદ્ સેપહ્રે વફાસ્ત
ચુ દર્ જન્ગ્ બાશદ્ નહન્ગે બલાસ્ત
અગર્ તીઝ્ ગર્દદ્ બેઘુરૂરદ્ ચુ અબ્ર્
વઝ્ આવાઝે ઊ રામ ગર્દદ્ હેઝબ્ર્
વગર્ મય ગોસારદ્ બઆવાએ નરૂમ
હમી દેલ્ સેતાનદ્ બગોફ્તારે ગરૂમ
ખોજસ્તહ્ સોરૂશસ્ત બર્ ગાહો તખ્ત
યકી બાર્વર્ ખુસ્રવાની દેરખ્ત
હમહ્ શહ્રે ઈરાન્ સેપાહે વયન્દ
પરસ્તન્દગાને કોલાહે વયન્દ
ચુ સાઝદ્ બદશ્ત અન્દરૂન્ બાર્ગાહ્
નગુન્જદ્ હમી દર્ જહાન્ આન્ સેપાહ્

ખાસ કરીને જ્યારે તે પોતે લડાઈ કરવામાં બહાદુર હોય-અને લડાઇ વખતે કશી પણ ઢીલ કરતો નહીં હોય.

જેણે ઘણી લડાઇઓ જોઇ હોય-અને લડાઇને વખતે કોઈ શીખવનારની ઝરૂર નહીં ધરાવતો હોય,

અને જે પોતાનું દિલ ભયંકર લડાઇમાં પણ તાજ પેહેરી તખ્ત ઉપર બેસતી વખતના જેવું શાન્ત રાખતો હોય, તે લડાઈ શોધતો નથી.

દુન્યાને પયદા કરનાર સાહેબ તારો મદદગાર હોજો!-તારૂં તાજ અને નગીનો રોશન રહેજો!"

તે નામા ઉપર પાદશાહી મોહર કરવામાં આવી-ત્યાર બાદ તેણે પોતાનું પાદશાહી તાજ અને તખ્ત સણગાર્યું. ૬૩૫

અને પાદશાહોની રાહ રસ્મ મૂજબ સરપાવ તૈયાર કરાવ્યો-પછી પેલા એલચીઓને પોતાની પાસે બોલાવ્યા.

તેઓને જે કાંઇ મોઢેનો પયગામ કહેવાનો હતો તે પણ-પેલાં નામા ઉપરાંત વધારા તરીકે કહ્યું.

તેઓ સઘળી ભલાઇ સાથ પાદશાહનાં અયવાનમાંથી ગયા-અને તેનીજ તારીફ ગાતાં માર્ગ કાપવા માડયો.

પછી તેઓ ખાકાને ચીન આગળ જઈ પહોંચ્યા-તે સઘળાઓની ઝબાન નોશીરવાનની વખાણથીજ ભરેલી હતી.

અનુભવી ખાકાને પોતાની દરબાર ખાલી કીધી-ફકટ તેનો વઝીર તેનાં તખ્ત આગળ આવ્યો.

સઘળા એલચીઓને ખાકાને નઝદીક બોલાવ્યા-અને નોશીરવાન માટે ઘણીક વાતો ચલાવી.

પહેલાં તો તેની હોશ્યારી, દાનાઈ અને વિચાર શક્તિ માટે પૂછયું-તેમજ તેના ચેહરા માટે, વાતચિત્ત કરવાની રીત માટે અને તેનાં કદ માટે તેઓને પૂછયું.

બીજું તેની પાસ લશ્કર કેટલું છે-અને તેઓમાંથી નગીના અને કોલાહ કોણ ધરાવે છે તે માટે પૂછયું.

તેના ઈન્સાફ અને ગયર ઇન્સાફ માટે અને તેના મુલક માટે પૂછયું-તેમજ તેના ખઝાના માટે, લશ્કર માટે અને તાજ માટે પૂછયું.

પેલા એલચીઓએ પોતાની તેઝ ઝબાન ખોલી-સઘળું જોયલું તેની આગળ કહી સંભળાવ્યું. ૬૩૬

તેઓએ ખાકાને ચીનને કહ્યું કે "ઓ પાદશાહ!-તું તેને હલકો ના ગણતો.

તેના જેવો ડહાપણવાળો અને ખુશહાલ ચેહરાનો પાદશાહ સેંકડો ઝમાના સૂધી થવો મૂશ્કેલ છે.

કોઇ પણ અયવાનમાં કે ખુશીની મજલેસમાં કે લડાઈમાં કે શેકારગાહમાં-અમોએ કદીબી એવો પાદશાહ જોયો નથી.

કદમાં સરોવર જેવો અને કૌવતમાં હાથી જેવો છે-બક્ષેશ કરવામાં તેનો હાથ નીલના દર્યા જેવો છે.

જ્યારે તે તખ્ત ઉપર બેસે છે ત્યારે ગોયા વફાદારીનાં આસ્માન જેવો છે-અને જ્યારે તે લડાઈમાં જાય છે ત્યારે આફત વરસાવનાર મગરમચ્છ જેવો છે.

જો તે ગુસ્સામાં આવે છે તો વાદળની માફક પોકાર કરે છે-અને તેના આવાઝથી ચિત્તો વાઘ પણ તાબે થઇ જાય છે.

અને જો તે મયની મજલેસમાં બેઠો હોય તો પોતાના નરમ આવાઝે કરી-ખુશ ગોફતગૂથી સામાનાં દિલ હરી લે છે.

તખ્ત ઉપર બેસે છે તો તે મુબારક સરોશ જેવોજ લાગે છે-તે એક ફળદ્રુપ પાદશાહી ઝાડ છે.

આખું ઈરાન શેહર તેનું લશ્કર છે-અને સઘળા તેનાં રાજમુગટના પૂજારી છે.

જ્યારે તે મયદાનમાં દરબાર ભરે છે-ત્યારે તેનું લશ્કર દેશમાં સમાતું નથી. ૬૩૭

હમહુ ગોર્ઝદારાનશ ઝરૂરીન્ કમરૂ
હમહુ પીશકારાનશ બા ઝીબો ફરૂ
ઝે પીલાનો અઝ્ પાયએ તખ્તે આજ
ઝે અવરન્ગ્ વઝ્ યારહો તઉકો તાજ
કસ આઇને ઊરા નદારદ્ શુમારૂ
બગીતી જોઝ્ અઝ્ દાદ્ગરૂ કેર્દગારૂ
અગરૂ દુશ્મનશ કૂહે આહન્ બુવદ્
બરે એશ્મે ઊ ચશ્મે સૂઝન્ બુવદ્
હરાન્ કસ કે સીરૂ આયદ્ અઝ્ રૂઝગારૂ
શવદ્ તીગો બા ઊ કુનદ્ કાર્ઝારૂ

તેના સઘળા ગોર્ઝ ધરાવનારાં પેહલવાનો સોનેરી કમરબંદ બાંધે છે-તેના સઘળા ખિદ્દમતગારો દબદબા અને દમામ સાથના છે.

તેના હાથીઓની અને હાથીદાંતનાં તખ્તોની-તેનાં તાજ અને કોલાહની તથા તેના હાર, સાંકળી વગેરેની,

તેમજ તેના દફર દમામની ગણત્રી આ દુન્યામાં દાદગર દાદાર સિવાય કોઈ બીજુ‌ં કરી જાણતુ‌ં નથી.

અગરજો તેનો કોઈ દુશ્મન લોઢાંના પહાડ જેવો હોય-તોપણ તેના ગુસ્સા આગળ સોયનાં નાકા જેવડો બારીક બની જાય છે.

જે કોઈ શખ્સ કે ઝમાનાથી ધરાઇ ગયો હોય તેજ ગુસ્સામાં આવી તેની સાથે લડાઇ કરે છે."

વાલ્યુમ ૮ મુ‌ં સમાસ.